વિવિધ ગ્રંથમાળાઃ ગ્રંથાંક ૨૦૭ થી ૨૧૦, વર્ષ ૧૮ મું, સંવત ૧૯૮૪

# શુભસંગ્રહ-ભાગ ચોથો

( ટુંકા અને ઉપયોગી ૧૮૯ લેખો )

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ—અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૪૧૬, પ્રત ૫૦૦૦, પ્રસિદ્ધિ ૧૯૮૫ના ચૈત્રમાં

મૂલ્ય ૧॥, સાદુ પૂંઠું ૧।, પો. જુદું.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૨ | આધક | અધિક |
| ૫૪ | ૨૩ | રક્ષા | ર઼ક્ષા કી. |
| ૫૫. | ૨૨ | અસા | ઐસા |
| ૬૬ | ૪૧ | સામથ્ય | સામર્થ્ય |
| ૭૭ | ૩૧ | મ હુતઉં | મૈં હુતઉં |
| ૭૭ | ૩૮ | જાનુધાન | જાતુધાન |
| ૭૬ | ૪૨ | લ આવહુ | લે આવહુ |
| ૮૨ | ૨૨ | આવળકંટીના | સુકાં આમળાંના |
| ૯૯ | ૩ | આર | ઔર |
| ૧૬૭ | ૧૮ | ભગમાંથી | ભાગમાંથી |
| ૧૮૭ | ૯ | ગારવભરી | ગૌરવભરી |
| ૧૯૬ | ૧ | આર | ઔર |
| ૨૧૯ | ૮ | તેના આ | તેના |
| ૨૩૯ | ૩૨ | અત્મશ્રદ્ધા | આત્મશ્રદ્ધા |
| ૨૪૪ | ૧૭ | આર | ઔર |
| ૨૫૧ | ૧૧ | આર | ઔર |
| ૨૫૩ | ૨૮ | આર | ઔર |
| ૨૫૮ | ૩૬ | મેં લ | મેં ધૂલ |
| ૨૮૦ | ૩૮ | सौत्येऽनि | सौत्येऽहनि |
| ૨૮૫ | ૬ | –સા શિવ | –સૌ શિવ |
| ૨૯૮ | ૧ | ૩૯૮ | ૨૯૮ |
| ૨૯૯ | ૧ | ૩૯૯ | ૨૯૯ |
| ૨૯૯ | ૨૨ | આર | ઔર |
| ૨૯૯ | ૨૩ | મ | મૈં |
| ૨૯૯ | ૪૨ | હ. | હૈ. |
| ૩૦૨ | ૧૩ | ડોવન | ડોવર્ન |
| ૩૦૩ | ૩૭ | ાબલ્કુલ | બિલ્કુલ |
| ૩૦૩ | ૩૮ | ઇસક | ઇસકે |
| ૩૦૩ | ૩૮ | હે | હો |
| ૩૨૧ | ૬ | પદાથની | પદાર્થની |
| ૩૨૪ | ૩૨ | હરણાને | હરણને |
| ૩૪૫ | ૩૭ | રીત | રીતિ |
| ૩૪૯ | ૧૭ | નાકરશાહી | નોકરશાહી |
| ૩૫૪ | ૧૯ | ખ્રડલે | ખ્રડલે |
| ૩૫૮ | ૧૯ | અતિરક્તિ | અતિરિક્ત |
| ૩૬૪ | ૭ | ઔર | ઔર। |

અમદાવાદ–રાયખડમાં 'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય' માં
ભિક્ષુ–અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત

# પ્રકાશકનું નિવેદન

શુભસંગ્રહનો આ ચોથો ભાગ વિવિધ ગ્રંથમાળાના અંક ૨૦૭ થી ૨૧૦ તરીકે નીકળે છે. આગલા ભાગોની પેઠે આમાં પણ પ્રત્યેક લેખ સાથે લેખકનું નામ તથા તે લેખ જે સામયિક પત્રમાંથી લેવાયો હોય તેનું નામ બનતાં સુધી અપાયું છે. તે તે સર્વ લેખકો, તેના સંપાદકો અને પ્રકાશકોનો ઉપકાર માની જણાવવાનું કે, આ લેખોમાં કાંઇ પણ ઉપકારતા રહેલી હોય તો તેનો યશ તેઓને છે.

આવા સંગ્રહમાંની કોઇ ઔષધિ અથવા બીજી બાબત માટે કાંઇ વિશેષ માહિતી જોઇએ તેમણે તે અત્ર તરફ નહિ પૂછતાં લેખક તરફજ લખવું ઘટે. લેખકનું ઠામઠેકાણું જોઇએ તે પણ તે લેખ, પ્રથમ જે પત્રમાં છપાયો હોય ત્યાંજ રિપ્લાઇ કાર્ડ લખવાથી મળી શકે.

સદ્દગત સાધુચરિત શ્રીમાન છોટાલાલ જીવનલાલવાળા 'મહાકાળ'ના પુષ્કળ અંકો આ સંસ્થામાં પડ્યા હતા; પણ ચૂંટવા વખત મળેલો નહિ. એક વાર રસ્તે જતાં ફેરીઆએ થોડા અંક આપ્યા, તે મુંબઇમાંજ જોવાનું બની આવતાં તેમાંના કેટલાક ઉપયોગી લેખ આ ભાગમાં લેવાયા છે. એ "મહાકાળ" શુમારે વીસેક વર્ષ ચાલ્યું, તે દરમિયાન એમાં ખાસ સંઘરવા જેવા પુષ્કળ લેખ છપાયા છે. મહાકાળના બધા અંકોમાંથી ખાસ ઉપયોગી લેખ તારવ્યા હોય તોપણ આ શુભસંગ્રહ જેવા અનેક ભાગો ભરાઇ જાય. એ સદ્દગત સાધુપુરુષે લોકહિતના જે ઉદાર ઉદ્દેશથી એ પરિશ્રમ ઉઠાવેલો, તે તેમના ઉદ્દેશને અને પરિશ્રમને અનેક પેઢીઓસુધી ઉપકારક બનાવવા માટે એવા લેખો નિષ્કામ ભાવે પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય, એ બીજી રીતે પણ જરૂરનું છે. એ કામ જેમ પરોપકારનું છે, તેમ સદ્દગત સત્પુરુષ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવનારૂં અને કર્તવ્ય બજાવનારૂં પણ છે. તેઓશ્રીનું સ્મારક પણ એ રસ્તે જેટલું ઉપકારક અને સ્થાયી બની શકે, તેટલું બીજી રીતે ભાગ્યે બની શકે.

આ સેવક તો એ કાર્ય કરવા ઇચ્છે, તોપણ હવે ભાગ્યેજ કરી શકે. (કેમકે બીજી અનેક ચીજો ઉપરાંત સંત–મહાત્માઓની વાણીના પાંચ સાત ભાગ કાઢવાના છે, તે પણ હજી કાઢી શકાયા નથી; અને કમમાં કમ બે વર્ષ સાવ નિવૃત્તિપૂર્વક આરામ લેવા જરૂર છે તે પણ હજી બનતું નથી.) સદ્દગત માસ્તર સાહેબના વિશેષ પરિચિત અને ઉપકૃત એવા અનેક સજ્જનો હોઇને તેઓ જો ધારે તો એ કાર્ય રૂડે પ્રકારે બજાવીને યશભાગી થઇ શકે.

આ સંગ્રહમાં મહાકાળમાંના જે કેટલાક લેખ લેવાયા છે, તે રીતે કટકે કટકે બીજા લેખ લેવા, એ તો "કશુંય ન થવા કરતાં જે કાંઈ થાય તે ઠીક" એવું છે. એ રીતે તો લાંબી મુદતે પૂરૂં થવાની માત્ર ગણત્રીજ કરી શકાય. બાકી દશવીસ વર્ષસુધીમાં તો કોણ રહે ને કોણ જાય તેનોજ પત્તો નહિ ત્યાં ખાત્રીની તો વાતજ શી? વળી એક સુયોગ્ય લેખકના ઉપયોગી લેખો જૂદા ગ્રંથરૂપે છપાય, તેના જેવું રૂડું સ્મારક બીજી રીતે નજ થાય. આશા છે કે, શ્રેયઃસાધક અધિકારી વર્ગના પરોપકારપ્રિય સજ્જનો, અગ્રેસરો અને સદ્દગત માસ્તર સાહેબનાં સગાંસંબંધી વગેરે આ હકીકત ધ્યાનમાં લેવા કૃપા કરશે.

આ સંસ્થા તરફથી નીકળતાં પુસ્તકોમાંના દરેકે દરેક વિચાર સાથે આ સેવકને એકમત સમજવાનો નથી, તેમ સંમત કે અસંમત વિચારો માટે વાદવિવાદ પણ કરે તેમ નથી. એકંદરે લોકહિતાવહ જણાય તે પ્રસિદ્ધ કરવું એજ ધોરણ છે; છતાં એમાંની કોઈ બાબત કોઇને વધારે ગમે, કોઇને ઓછી ગમે કે કોઇને જરાય ન ગમે, તેનો આધાર વાંચનારની પોતાની સ્થિતિ અને સમજણ ઉપર પણ છે.

જે સજ્જનોને આમાં અગત્યની ભૂલચૂક જણાય તેઓ તે યોગ્ય સુધારણા સાથે લખી મોકલવા શ્રમ લે, એવી વિનતિ છે.

સંવત–૧૯૮૫ ફાગણ માસ. (અવગુણસાગર) ભિક્ષુ–અખંડાનંદ

# अनुक्रमणिका

# शुभसंग्रह-भाग चोथो

## १-ध्रुवकुमार-एकांकी नाटक

### દશ્ય પહેલું

[ સ્થળ:-તપોવન-અત્રિઋષિનો આશ્રમ ]

ધ્રુવ—(એક સાત વર્ષનો બાળક અને ત્રણ ચાર મુનિબાળક ખેલે છે, ફૂલ તોડે છે, ધ્રુવ ગાય છે.)

**આવો ભાઈ! આવો ગાઇએ, જય પ્રભુની જય.**
**તેજ પ્રભુ છે સહુના સ્વામી, દુ:ખહર્તા અંતર્યામી.**
**સહુ મળી મળીને ગાઇએ, જય પ્રભુની જય.**
**માતાનો ઉપદેશ એજ છે, સખા અમારો એક હરિ છે.**
**સદા ધ્યાન ધરીએ તેનું, જય પ્રભુની જય.**

(સહુ નાચે છે અને ગાય છે)

એક મુનિનો બાળક—કેમ ભાઇ ધ્રુવ! કાલે અમે તને પૂછયું હતું કે, તારા પિતાનો હાલ બતાવ, ત્યારે તેં કહ્યું હતું કે માતાને પૂછીને બતાવીશ; તો આજ કહે કે, તારે પિતા છે કે નહિ; અમને તો લાગે છે કે, તું પિતૃહીન છે; કારણ કે અમે તો કદી પણ આ આશ્રમમાં તારા પિતાનું નામ સુદ્ધાંયે સાંભળ્યું નથી.

ધ્રુવ—સખા! મેં માતાને પૂછયું હતું અને તેથી મને એમ વિદિત થયું કે, મારા પૂજ્ય પિતાજી તો રાજ્યરાજેશ્વર છે.

સૌ મુનિબાળક—(હસીને કહે છે) રાજ્યરાજેશ્વર! ધ્રુવ, કાંઈ સ્વપ્ન તો નથી જોતોને?

ધ્રુવ-નહિ, ભાઇઓ! મારા પિતા મહારાજા છે,માતાનું વચન અસત્ય હોય એમ હું નથી માનતો!

મુનિબાળક—વારૂ, જો તું રાજકુમાર હો, તો રાજભુવનમાં કેમ નથી રહેતો? આ નાનકડા આશ્રમમાં માતાસહિત કાં નિવાસ કરે છે?

ધ્રુવ—મેં માતાજીને તેનું કારણ પૂછયું હતું,પરંતુ આ વચન સાંભળીને મારી માતા રોવા લાગી. હું મારી પૂજ્ય માતાને રોતાં જોવા નથી ચાહતો, તેથી હું બીજી બીજી વાતો કરવા મંડી ગયો.

બીજો મુનિબાળક—વારૂ, તારા પિતા ક્યાં છે?

ધ્રુવ—મારા પિતાનું નામ રાજા ઉત્તાનપાદ છે, તેમની રાજધાની અહીંથી પાંચ કોસ છે.

સૌ મુનિબાળક—વારૂ, ચાલો આજ તારા પિતાનાં દર્શન કરી આવીએ, અમે તો કોઈ દિવસ રાજધાની કે રાજમહેલ દીઠો પણ નથી. આ બહાને રાજમહેલ તો જોઇશું!

ધ્રુવ—પણ મેં માતાની આજ્ઞા નથી લીધી.

સૌ મુનિબાળક—અમને ખાત્રી છે કે, દેવી સુનીતિ તને કાંઇ પણ નહિ કહે. તું તો તારા પિતાનાં દર્શન કરવાને જાય છે, કાંઇ બીજે તો જતો નથીને? ચાલ ચાલ, અમને રાજધાની બતાવ હવે.

ધ્રુવ—મારૂં મન પણ પિતાજીનાં દર્શન કરવાને ચાહે છે. માતા મુનિપત્નીઓ સાથે યજ્ઞને માટે જળ લેવાને ગઇ છે, તે મને કાંઇ નહિ કહે. ચાલ, પિતાજીનાં દર્શન કરી આવું.

( સૌ બાળકો જાય છે. )

× × × ×

## દૃશ્ય બીજું

[સ્થળઃ-રાજમહેલ-બે દ્વારપાળ ઉભા છે.]

(સિંહાસનપર રાજા ઉત્તાનપાદ વિરાજમાન છે. મુનિબાળકસહિત ધ્રુવ દ્વારપર આવી પહોંચે છે અને દ્વારપાળને પૂછે છે.)

મુનિબાળક—શું આજ રાજમહેલ છે?

દ્વારપાળ—હા, આજ રાજમહેલ છે; પણ તમે કયા ગામથી આવો છો કે તમને એટલી પણ ખબર નથી કે આ રાજભુવન છે?

મુનિબાળક—અમે તો મુનિઆશ્રમમાંથી આવ્યા છીએ ભાઈ! આશ્રમનિવાસી ક્યાંથી જાણે કે રાજમહેલ કેવો હોય છે? અમને તો યજ્ઞભૂમિ અને તપોવનનીજ ખબર હોય.

(સૌ બાળક અંદર જવા માંડે છે, દ્વારપાળ તેમને રોકે છે અને કહે છે.)

બાળકો! રાજભુવનમાં રાજાની આજ્ઞાવિના નથી જઈ શકાતું.

મુનિબાળક—અમે અંદર જઇને આજ્ઞા લઈ લઈશું.

દ્વારપાળ—નહિ, અંદર જતાં પહેલાં આજ્ઞા લેવી પડે, જો તમે સૌ અહીં ઉભા રહો તો હું અંદર જઇને મહારાજને તમારા આવવાના સમાચાર આપીને તેમની પાસેથી તમને અંદર જવાની આજ્ઞા લઈ આવું.

મુનિબાળક—અમે સૌ ચાલીને થાકી ગયા છીએ, પગમાં પીડા થઈ રહી છે, અમે મહારાજનાં દર્શન કર્યાવિના પાછા નહિ ફરીએ.

દ્વારપાળ (અંદર જઇને કહે છે) મહારાજ! દ્વારપર ચાર મુનિબાળક ઉભા છે અને આપનાં દર્શન કરવા ચાહે છે.

રાજા—મુનિબાળકોને સત્કારસહિત અંદર લઇ આવો. (દ્વારપાળ સાથે સૌ બાળક અંદર આવે છે અને મુનિબાળક રાજાને આશીર્વાદ આપે છે.)

શ્રી મહારાજનું કલ્યાણ હો!

(પરંતુ ધ્રુવ સીધો રાજસિંહાસન પાસે પહોંચી જઇ રાજાને પ્રણામ કરે છે.)

રાજા (આશ્ચર્યથી)-હે બાળક! હું ક્ષત્રિય છું, તું ઋષિકુમાર થઇને મને કાં પ્રણામ કરે છે?

ધ્રુવ—હું ઋષિકુમાર નથી, હું આપનો પુત્ર છું.

રાજા—હેં! મારો પુત્ર!! તારૂં નામ શું? તું આવ્યો ક્યાંથી?

ધ્રુવ—મારૂં નામ ધ્રુવ. હું અત્રિ ઋષિના આશ્રમમાંથી આવ્યો છું. મારી માતાનું નામ સુનીતિ દેવી છે.

રાજા (પ્રસન્નતાથી)-શું તું મારી જૂની રાણીનો પુત્ર? (પ્રેમથી ગોદમાં બેસાડે છે અને શિરપર હાથ ફેરવે છે, તું આશ્રમમાં શું કરે છે? આ મુનિબાળક સૌ તારા સખા છે? (મુનિબાળકોને) આસનપર બેસો, તમને આટલે દૂર આવતાં શ્રમ પડ્યો હશે.

(આ સમયે સુરુચિ અકસ્માત્ અંદર આવે છે અને ધ્રુવને રાજાની ગોદમાં બેઠેલ જોઈ અત્યંત ક્રોધથી કહે છે.)

સુરુચિ—એ બાળક! તું કોણ છે?

ધ્રુવ—હું ધ્રુવ છું.

સુરુચિ—કોણ ધ્રુવ? તારાં માતા-પિતાનું શું નામ?

ધ્રુવ (રાજા તરફ આંગળી ચીંધીને)-મારા પિતા તો છે આ. મારી માતાનું નામ છે સુનીતિ દેવી!

સુરુચિ—હેં! તું સુનીતિનો પુત્ર થઇને રાજસિંહાસનપર શી રીતે બેસી શકે છે?

ધ્રુવ—મારા પિતાએજ મને સિંહાસનપર બેસાડ્યો છે, પણ તમે કોણ છો?

સુરુચિ—હું રાણી છું. આ રાજપાટ, ધન-સંપત્તિ સૌપર મારા પુત્રનો અધિકાર છે, આ સિંહાસન મારા પુત્રનું છે, તું તેનાપર નથી બેસી શકતો.

(તે ધ્રુવને ઉતારવાને હાથ લંબાવે છે, પણ ધ્રુવ સ્વયં ઝટપટ સિંહાસનથી ઉતરી પિતાના

ચરણોપર પડી પ્રણામ કરે છે.)

ધ્રુવ—હે પિતા! આપ રાજાધિરાજ છો. આશીર્વાદ દો કે જેથી હું રાજપદની કદાપિ ઈચ્છા ન કરૂં અને મને તેથીયે કોઈ ઉચ્ચ પદ પ્રાપ્ત થાય.

(ધ્રુવની આંખોમાંથી આંસુ વહે છે, તે ચુપચાપ બહાર ચાલ્યો જાય છે. મુનિબાળકો પણ સુરુચિ તરફ ક્રોધથી જોતા જોતા બહાર ચાલ્યા જાય છે. રાજા ઉંડો શ્વાસ લઇ સિંહાસનથી ઉઠે છે અને કહે છે.)

રાજા—એ દુષ્ટે! તારૂં કદી ભલું નહિ થાય. જેનો તેં આજે નિરાદર કર્યો છે, તે રાજ-સિંહાસન કરતાં ઉચ્ચ પદને યોગ્ય છે, રાજસિંહાસન તેને માટે એક તુચ્છ વસ્તુ છે.

(સ્વગત) હાય! મેં દેવી સુનીતિની વિદ્યમાનતામાં અન્ય વિવાહ કર્યો અને સુનીતિનું દિલ દુખાવ્યું! આજે ઈશ્વરે મને તે પાપનું ફળ આપ્યું કે મેં મારા પ્રિય પુત્રનો નિરાદર જોયો. જો કોઈ જ્ઞાનવાન હશે, તે બીજો વિવાહ કદી નહિ કરે; અને પોતાનાં પ્યારાં સંતાનોને અપરમાતાના દુઃખથી બચાવી લેશે. (જાય છે—પડદો પડે છે.)

× × × ×

## દૃશ્ય ત્રીજું

[સ્થળઃ—અત્રિ ઋષિનો આશ્રમ]

(એક નાનકડી કોટડીમાં સાદાં કપડાં પહેરેલી સુનીતિ ભૂમિપર બેઠી છે. તે શોકાતુર પ્રતીત થાય છે, તે બોલી રહી છે.)

સુનીતિ—હા દેવ! હે ઈશ્વર! મારો પુત્ર—મારી આંખનો તારો—એકમાત્ર આશ્રય ક્યાં ગયો? તે તો સદા સૂર્ય આથમતાં આવી જતો હતો. હાય! મારા ધ્રુવે તો સવારનું કાંઇ ખાધુંયે નથી. ભૂખ્યો—તરસ્યો મારો બાલ અંધારામાં કંઇ ફરતો હશે? કાલે મને તે મહારાજનો પત્તો પૂછતો હતો; મહારાજનાં દર્શન કરવાને તો નહિ ચાલ્યો ગયો હોય? (ઉઠીને ઝુંપડીમાંથી બહાર ચારે તરફ દૃષ્ટિ ફેંકે છે, પછી કહે છે.) ધ્રુવ તો કંઇયે નથી દેખાતો.

(હાથ જોડી પ્રાર્થના કરે છે.)

હે ઈશ્વર! દીનબંધો! દીનાનાથ! મારા પુત્રની રક્ષા કરો, તેના મનમાં આપનો વિશ્વાસ અને પ્રેમ દો, તેના મનમાં કદી આ અસાર સંસારના રાજ્યની લાલસા ન થાઓ, તેને ધર્મ—ધન દો અને સ્વર્ગનું રાજ્ય દો.

(એટલામાં થાકેલો ધ્રુવ અંદર આવે છે, માતાની ગોદમાં શિર નાખી રડે છે. માતા શિર ચૂમીને) ધ્રુવ! તું ક્યાં ગયો હતો?

ધ્રુવ—માતા! હું પિતાજીના દર્શને ગયો હતો.

સુનીતિ—શું તને રાજધાનીનો પત્તો લાગ્યો?

ધ્રુવ—હા, માતા! હું મારા મિત્ર ઋષિકુમારોસમેત મહેલમાં પહોંચી ગયો, પિતાજીને મેં પ્રણામ કર્યો, તેમણે મને પ્યારથી ગોદમાં બેસાડ્યો; પરંતુ એટલામાં એક સ્ત્રી આવી અને તેણે મને દુર્વચન કહ્યાં અને હું નિરાદરના ડરથી પિતાજીની ગોદમાંથી ઉતરી ગયો. માતા! તે સ્ત્રી કોણ હતી?

સુનીતિ—પુત્ર! તે તારી અપર માતા સુરુચિ હતી. તેં તારી અપર માતાને કાંઇ કહ્યું તો નથી ને?

ધ્રુવ—ના, માતા! મેં તેમને કાંઈ નથી કહ્યું. કેવળ પિતાજીને કહ્યું હતું કે, મને આશીર્વાદ આપો કે હું રાજપદથી કોઈ ઉચ્ચ પદ પામું.

સુનીતિ (ધ્રુવના શિરપર હાથ રાખી):—પુત્ર! ભગવાન તારા મનોરથ અવશ્ય પૂર્ણ કરશે, તું તેમને પ્રેમથી પુકાર.

ધ્રુવ—શું ઈશ્વર મારી પુકાર સાંભળશે માતા?

સુનીતિ—કેમ નહિ સુણે?

ધ્રુવ—ઈશ્વર ક્યાં છે ?

સુનીતિ—ઇશ્વર સર્વ જગ્યાએ વિરાજમાન છે, તે અંતર્યામી છે, તું પ્રેમથી પુકારીશ તો તે તને અવશ્ય દર્શન આપશે.

ધ્રુવ—માતા ! ઋષિ લોક તો ઈશ્વરની તપસ્યા વનમાં બેસીને કરે છે, હુંયે જ્યાં કોઇ મનુષ્ય દેખી ન શકે ત્યાં બેસીને પુકારીશ અને જ્યાંસુધી મને ઈશ્વર દર્શન નહિ દે, ત્યાંસુધી હું પાછો નહિ ફરૂં.

સુનીતિ-પુત્ર ! તું હજુ બાળક છે, અહીંજ બેસીને ઈશ્વરને પુકાર. હું તને એકલાને વનમાં નહિ જવા દઉં.

ધ્રુવ—માતા ! કહે છે કે ઈશ્વર દરેક જગ્યાએ વિરાજમાન છે, તો હું વનમાં એકલો કેવી રીતે કહેવાઉં ? ઈશ્વર પણ મારી સાથે હશેને ? તું મને આશીર્વાદ આપ કે, મને ભગવાનનાં દર્શન થાઓ.

સુનીતિ—ઈશ્વર તારો મનોરથ પૂર્ણ કરે, તું-થાકીને આવ્યો છું, હવે વિશ્રામ કર, ઈશ્વરની પ્રાર્થના કર, ઈશ્વર તારૂં દુઃખ દૂર કરશે. મને છોડીને વનમાં ન જઇશ. અહીં હું પણ તારી સાથે પ્રાર્થના કરીશ.

(દૂધ પીને ધ્રુવ અને તેની માતા સુનીતિ બન્ને નિદ્રાવશ થાય છે.)

ધ્રુવ (જાગીને ધીરેથી)—મારી માતા તો મને પૃથક્ નહિ થવા દે, પણ મારા મનમાં તો ભગવાનનાં દર્શનની લાલસા લાગી છે, તેથી હું તો માતાના ઉઠતાં પહેલાંજ વિદાય થાઉં છું.

(માતાની પરિક્રમા કરી ચરણોપર શિર ધરી ધ્રુવ વિદાય થાય છે.)

(થોડી વારમાં માતા જાગે છે, પુત્રને ચારે તરફ શોધે છે, કહે છે) આજે મારો પુત્ર તો વનમાં તપસ્યા કરવાને ચાલ્યો ગયો. (હાથ જોડીને) હે ઈશ્વર ! હે ભગવાન ! ભક્તવત્સલ પુત્રે આપનો આશરો લીધો છે. આટલા દિવસ પુત્ર મારો હતો, પણ આજે તે આપનો થયો; આપ તેની રક્ષા કરજો અને તેના મનોરથ પૂર્ણ કરજો.

સુનીતિ—ઈશ્વરસ્તુતિ કરે છે. (ઉભી થઇને હાથ જોડીને)

**હે દયાળુ ! હે કૃપાળુ ! દીનો પર કરો દયા.**
**હું છું દીન અતિ મલિન, આપ નાથ હું અધીન;**
**વિનય કરત જોડી હાથ, હે દયાળુ ! હે કૃપાળુ !૦– ૧**
**મારી ગતિ તવ હાથ, સહુ પ્રકાર હું અનાથ;**
**કૃપા કરો વિશ્વનાથ, હે દયાળુ ! હે કૃપાળુ !૦– ૨**
**છે મમ પુત્ર તવ શરણ, લાગી છે તેને તવ લગન;**
**પૂર્ણ કરો તેની આશ, હે દયાળુ ! હે કૃપાળુ !૦– ૩**
**મમ બાળક પર કૃપા કરી, તવ શરણમાં તેને લેઇ;**
**દર્શન દેજો ખોલી કમાડ, હે દયાળુ ! હે કૃપાળુ !૦– ૪**

× × ×

### દૃશ્ય ચોથું

[સ્થળઃ- તપોવન-અત્રિ મુનિનો આશ્રમ]

(એક વડના ઝાડ નીચે ધ્રુવ બેઠો છે- પ્રેમથી પુકારી રહ્યો છે.)

ધ્રુવ—દીનબંધો ભગવાન ! કયા છો ? આવો.

(થોડી વાર થંભે છે. પુનઃ પુકારે છે)

દીનબંધો ભગવાન ! ક્યાં છો ? આવો. (ફરી કહે છે) માતા તો કહેતી હતી કે હરિ મારી પુકાર સાંભળશે, પણ મને તો આમ પુકારતાં કેટલાયે દિન વહી ગયા ! હજુસુધી ઈશ્વરે મારી પુકાર ન સાંભળી ! કદાચ મને પુકારતાંજ નહિ આવડતું હોય તો ?

(ફરીથી પ્રેમપૂર્વક પુકારે છે)

દીનબંધો ભગવાન ! આવો, મને દર્શન દો !

(એટલામા એક મહાપુરુષ ગેરૂઆ રંગનાં કપડાં, શિરપર જટા, ગળામાં ફૂલમાળા

પહેરીને તેની સામે આવી ઉભા રહે છે.)

( ધ્રુવ મહાપુરુષના ચરણોપર શિર રાખી પ્રણામ કરે છે અને કહે છે. )–મારા દીનબંધો ભગવાન આપ છો શું?

મહાપુરુષ—નહિ ! હું તમારા ભગવાનનો દાસાનુદાસ છું. મારૂં નામ નારદ, તેમણે મને તમારી ખબર કાઢવાને મોકલ્યો છે.

ધ્રુવ—શું દીનબંધો ભગવાને મારી પુકાર સાંભળી છે?

નારદ—જે દિનથી તમે પુકારો છો, તે દિનથીજ ભગવાને તમારી પુકાર સાંભળી છે.

ધ્રુવ—તો તે આવતા કેમ નથી?

નારદ—હું અહીંથી પાછો જઇશ એટલે ભગવાન આવશે. વારૂ,તમે ભગવાનને શી રીતે પુકારો છો?

ધ્રુવ—( અત્યંત પ્રેમથી )-દીનબંધો ભગવાન ક્યાં છો ? આવો.

નારદ—બીજું કાંઇ નથી કહેતા?

ધ્રુવ—નહિ, મારી માતાએ આમજ શીખવાડયું હતું.

નારદ—વારૂ તો હવે કહો, દીનબંધો ભગવાન? મુજપર દયા કરો !

ધ્રુવ—દીનબંધો ભગવાન ! મુજપર દયા કરો.

નારદ—દીનબંધો ભગવાન ! મારી માતા પર દયા કરો !

ધ્રુવ—દીનબંધો ભગવાન ! મારી માતાપર દયા કરો !

નારદ—દીનબંધો ભગવાન ! મારા પિતાપર દયા કરો !

ધ્રુવ—દીનબંધો ભગવાન ! મારા પિતાપર દયા કરો !

નારદ—દીનબંધો ભગવાન ! મારી અપર માતાપર દયા કરો !

ધ્રુવ—હે મહાત્મા! મારી અપર માતાએ મને અને મારી માતાને બહુ કુવચન કહ્યાં છે.

નારદ—હે ધ્રુવ ! તે અપરાધની ક્ષમા આપી તું તેને માટે પ્રાર્થના કર.

( ધ્રુવ ચૂપ રહે છે )

નારદ—ધ્રુવ ! ભગવાનનો ભક્ત તે છે, કે જે પોતાના શત્રુઓનું ભલું કરે, તેનું મંગળ ચાહે. જો તું ભગવાનને પ્રસન્ન કરવા ચાહતો હોય તો તારી અપર માતાને માટે પ્રાર્થના કર.

ધ્રુવ—( અત્યંત પ્રેમથી ) દીનબંધો ભગવાન ! મારી અપર માતા પર દયા કરો !

(નારદ અંતર્ધાન થઈ જાય છે, એકાએક તેજપ્રકાશન થાય છે અને એક અપૂર્વ મૂર્તિ ધ્રુવ સામે ઉપસ્થિત થાય છે. ધ્રુવ તેમને ચરણે પડે છે, ભગવાન તેના શિર પર હાથ મૂકે છે, પુષ્પવૃષ્ટિ થાય છે. ) ( પડદો પડે છે. )

× × × ×

## દશ્ય પાંચમું

[ધ્રુવ તેજ તપોવનમાં બેઠો છે. રાજા ઉત્તાનપાદ, મંત્રી, સુનીતિ, સુરુચિ આદિ સૌ તેને લેવાને આવે છે. ધ્રુવ ઉઠીને પ્રથમ સુરુચિનો ચરણસ્પર્શ કરે છે અને કહે છે. ]

ધ્રુવ—હે માતા ! આપનીજ કૃપાથી મને ભગવાનનાં દર્શન થયાં.

સુરુચિ ( ધ્રુવને ગળે વિંટાળે છે અને કહે છે )—પુત્ર ! હું પાગલ થઈ ગઇ, મારા શિરપર સ્વાર્થરૂપી ભૂત સવાર હતું, મારો અપરાધ ક્ષમા કર.

ધ્રુવ—( હાથ જોડીને કહે છે ) માતા! હવે મને ખબર પડી કે, તે તો હતાં અમૃતવચનો, તે વચનોએ તો મારો ઉદ્ધાર કર્યો !

( પછી સુનીતિ અને રાજા ઉત્તાનપાદને ચરણે પડે છે. )

પુત્ર ધ્રુવ ! તું અમારા કુલરૂપી કમળને ખીલાવનાર સૂર્ય છું. તારૂં નામ સંસારમાં અમર રહેશે. હવે તું અમારી સાથે રાજધાનીમાં ચાલ. ( સૌ જાય છે. )

( "વિશ્વજ્યોતિ" માસિકના વૈશાખ સં. ૧૯૮૪ ના અંકમાં લેખકઃ-શ્રી. નંદવદન ભટ્ટ )

# २—उत्तम कोण ? पशु, पंखी के माणस ?

## ઠામ ઠામ જામેલા સ્વાર્થના અખાડા, કચડાયલાંની ભક્તિનો એકજ માર્ગ

(આસપાસ નજર ફેરવીને જોનાર, તેમજ પશુપંખીના જીવનને સમભાવથી સમજનાર માણસ જોઇ શકે છે કે, મનુષ્ય કરતાં પશુ–પંખી વધુ સંયમી અને ઉચ્ચ જીવન ગાળનાર છે.

મનુષ્ય તો કેવળ પોતાનાજ સ્વાર્થને માટે નિરંતર ઝઘડનાર અભિમાનનું પૂતળું છે. એવી માનવ-જાતિમાં નિર્બળ રહે તેજ સદાય કચડાયલાં રહેવાને પાત્ર ઠરે છે.)

મનુષ્ય પશુ–પંખી કરતાં બુદ્ધિશાળી અને શ્રેષ્ઠ જીવાત્મા છે, એમ કહેવું તે, મને તો અનેક રીતે સત્ય અને ન્યાયનું ખૂન કરવા જેવું લાગે છે. કાં તો સ્વાર્થી માનવીઓએ કેવળ પોતાની ખોટી મહત્તા ગાવાનાજ વિચારથી પ્રેરાઇને પશુ–પંખીઓના ઉદાત્ત ગુણોની જાણીજોઇનેજ પરવા કરી નથી, અથવા તો તે જાણવા છતાં, સ્વાર્થને ખાતર સત્ય વસ્તુને છુપાવી અસત્યને આગળ ધકેલ્યું છે !

× × ×

કેમ ? વાચક ! તને આ વિચારો જાણીને મારી તરફ હસવું આવે છે ? ભલે, તો ઘડીભર હસી લે ! પણ મારી તો ખાત્રી છે કે, ખોટા અભિમાન અને આડંબરની લાગણીનાં ઘેનની, તારી ઉપર ફરી વળેલી તંદ્રા કોઇક વખતે પણ દૂર થશે, મનુષ્યસ્વભાવની નબળાઈ જીવનની એકાદ કો ધન્ય ક્ષણે દૂર થશે; અને સાત્વિક ભાવના સામ્રાજ્યમાં દૃષ્ટિ નિર્મળ અને વિશાળ બનશે, તે વખતે તને મારા કથનનું રહસ્ય અને સત્ય બન્ને સમજાશે. તે દિવસે જરૂર તું મારી વાતને યથાર્થ સ્વરૂપમાં સ્વીકારીશજ, એટલું મને આશ્વાસન છે.

× × ×

સુખ–દુઃખની લાગણી તો જેટલી મનુષ્યને હોય છે, તેટલીજ પશુ–પંખીને પણ હોય છે. સામાન્ય સમજશક્તિ તો જેમ મનુષ્યને હોય છે, તેમ પશુ–પંખીને પણ હોય છે. હા, મનુષ્યમાં લાગણી પ્રકટ કરવાની વાણી છે, ત્યારે પશુ–પંખીની એ વાણીને આપણે સમજી શકતા નથી. મનુષ્યમાં વિચારશક્તિ અને બુદ્ધિ વિશેષ છે; તેને લીધે તેનામાં સર્જકશક્તિ સવિશેષ જણાઇ આવે છે. પશુ–પંખીમાં પણ સર્જકશક્તિ છેજ, એનો ઉપયોગ તે પોતાને માટેજ કરે છે. પંખીઓના માળા, પશુઓની બોડચો, કરોળીઆની જાળ, કોશેટાની રેશમ બનાવવાની ક્રિયા એ બધા તેમની સર્જકશક્તિના નમુના છે. વિચાર કરીએ તો તે સમજાય. આ રીતે મનુષ્ય અને પશુ–પંખીની વચ્ચે સમાનતા જણાય છે; પરંતુ બીજી ઘણી બાબતોમાં તેમની વચ્ચે અસમાનતા જણાઈ આવે છે અને તેમાંજ મનુષ્ય કરતાં પશુ–પંખીની મોટાઇ જણાઈ આવે છે ! સંયમવૃત્તિ અને નૈસર્ગિક કાનુનોના પાલનમાં તેઓ મનુષ્ય પ્રાણી કરતાં અનેકગણા ચઢી જાય છે; તેજ રીતે સંઘબળમાં પણ ઘણે અંશે પશુ–પંખીની મહત્તા માનવસમાજને વટાવી જાય છે.

× × × ×

નર અને માદાનાં જોડકાં સાથેજ ફરતાં હોવા છતાં, અને તેમને માનવીના જેવાં કશાંજ ગોપ્યની જરૂર ન હોવા છતાં, પંખી તેમજ પશુઓ વિષયલાલસામાં જે સંયમ બતાવે છે, તે મનુષ્યની સાથે સરખાવતાં અપૂર્વ છે, અજોડ છે. ખોટા અભિમાનથી ફૂલાઇને માણસો, અંદર અંદરનાં વચન માટે, 'ગધેડા જેવો છે', 'કુતરા જેવો છે' એવાં વાક્યો બોલે છે; પરંતુ વિચાર કરનારનેજ સમજાય છે કે, એમ કહેવું તે ગધેડા અને કુતરાની જાતિને અન્યાય કરવા જેવું છે; કારણ, એ બંને જાતિઓ વિષયેચ્છાની બાબતમાં ભારે સંયમી–હા, માનવપ્રાણીઓ કરતાં ભારેજ સંયમી–છે. એમના એ સંયમ સમક્ષ ભલભલા માણસને માથું નીચુંજ નમાવવું પડે !

× × ×

સિંહના બ્રહ્મચર્યપાલનની તો વાતજ જૂદી છે ! કહેવાય છે કે, સિંહો જીવનમાં એકજ વખત વિષયતૃપ્તિ કરે છે, તે પછી સારૂંય જીવન બ્રહ્મચર્યનું પાલન કરે છે. તેને લીધે તો માનવ-

જાતિ એનું નામ સાંભળીને બાર ગાઉ ભાગતી ફરે છે!

× × ×

એ સંયમની બાબતમાં તો માનવજાતિ–ખાસ કરીને વર્તમાન યુગની–દરેકથી પાછળજ આવવાની. એટલે જૂદાં જૂદાં પશુ–પંખીઓના નામથી ઉલ્લેખ કરવા જતાં પારજ આવે નહિ. માટે થોડાક નમુનાજ આપવા યોગ્ય છે; બાકી ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, ઘોડા, ઉંટ, હાથી, ચકલાં, મોર, બગલાં, મધર સૌને વિષે એજ રીતે વિવેચન કરી શકાય તેમ છે.

× × ×

બીજી સંયમવૃત્તિ આહારની. એમાં પણ માનવજાતિનો ક્રમ પશુ–પંખીની પાછળજ આવવાનો! ખાઉધરાપણાને અંગે થતા રોગ જેટલા માનવજાતિને લાગુ પડે છે, તેટલા પશુ–પંખીને કદીજ થતા નથી. કલ્પના કરો, અમૃત જેવી મીઠી કેરીઓથી આંબાવાડીઉં લચી રહ્યું હોય તે વખતે આંબાવાડીઆમાં વસતાં પંખીઓમાંથી કેટલાં હદ કરતાં વધારે ખાવાથી મરી પડેલાં જણાય છે! અને પોતાની જાતિને વિષે ખૂબજ મગરૂરી રાખનાર, અભિમાનનાં પૂતળાં જેવાં માનવપ્રાણીઓમાં તો કેટલાએ, પારકા ભોજનને પોતાના પેટમાં અકરાંતીઆની માફક ઠેલી ઠેલીને ભરવાથી, ત્યાં ને ત્યાં તરફડીને મરી ગયાનાં દષ્ટાંતો ઘણાયે મોજુદ છે!

× × ×

પશુ–પંખીઓ ઉપર પ્રેમદષ્ટિ રાખીને, કદીયે એમના જીવનનો અભ્યાસ કરવાની દાનત રાખી હશે તે કહી શકશે કે, સૂવામાં અને જાગવામાં, જો માણસો એમનું અનુકરણ કરે તો કદીયે દુઃખી ન થાય. પ્રાતઃકાળે કદી જુહુના દરિયાકિનારે ગયા છો? એ નાળિયેરીના વનમાંથી એ વખતે તો જાગૃત થઈ થઇને, ચારાની શોધમાટે ઉપડી જતી કાકસેનાના કોલાહલને સાંભળીને, ઉંઘણશી માણસો શરમાઇને મરી જાય તેવું લાગશે! અરે! એટલે ન જવું હોય તેને માટે ઘરઆંગણે ચકલાં, કાબરો, મેના, પોપટ, ક્યાં ઓછાં છે?

× × × ×

એક સુંદર નાનકડા ગામડામાં જોયેલું દશ્ય મારા જીવનસુધી હું વિસરી શકવાનો નથી. ગામને ઝાંપેજ એક વિશાળ તળાવ, તેની અંદર બરાબર મધ્યમાંજ નાનકડો બેટ, તેની ઉપર અનેક વૃક્ષોનો સમૂહ–એ બધું કેવું લાગતું હશે? એ વૃક્ષાવલીની શાખાઓમાં, સંધ્યાસમયે ચારે દિશાએથી કેટલાએ ગાઉના પંથ કાપીને બગલાંઓનો સંઘ રાતવાસો ગાળવા આવે છે. બરાબર નિયમિત વખતેજ તે નિદ્રાધીન થઇ જાય છે. અને પ્રાતઃકાળે ચાર અને પાંચની વચ્ચે તો જાગૃત થઇ ઉદરપોષણ અર્થે ચારો શોધવા ટુકડીએ બંધાઇને અનેક બકપંક્તિઓ ત્યાંથી ઉડી જાય છે! માનવસમુદાય એમના જેવો નિયમિત અને એટલો ઉદ્યોગી હોત તો?

× × × ×

કીડીઓ, પતંગીઆં, મધમાખીઓ, ભમરાઓ અને બીજા અનેક જંતુઓની ઉદ્યોગપ્રિયતા અને સ્વાશ્રયી વૃત્તિ જોઇને પણ આપણે તો શરમાઇને લાજી મરીએ તેમ છીએ.

વાનરસેનાનું નિયમન અને વ્યવસ્થા જોઇને પણ આપણે માનવીની હાર કબૂલવી પડે તેમ છે. સંસારી અને બ્રહ્મચારી એવાં બે ટોળાંઓ એમનાં હોય છે. સંસારી ટોળાઓમાં વાદરીઓ અને તેમના સંતાનસમૂહના સંરક્ષણમાટે એકેક વીર સેનાપતિ હોય છે. તેના એકજ પોકાર આગળ આખી સેના કેવી નમી પડે છે અને પોતાના સ્વજનમંડળની આપત્તિ વખતે એકજ બુઢિયો કેવાં વિરલ પરાક્રમ દાખવી શકે છે. તે તો અનુભવેજ સમજાય! પોતાની એકજ સ્ત્રીને ગુંડાઓ કે તોફાની ગોરા સોલ્જરોના પંજામાંથી બચાવી નહિ શકનારા, આજના અનેક નિર્માલ્ય હિંદુઓએ, આ વાનર નરવીર પાસેથી શું ઓછું શીખવાનું છે! એમના બ્રહ્મચારી ટોળામાં બધાજ નરવાનરોજ હોય છે. માદાઓનું નામ નહિ! કેવું તપ!! હનુમાનજાતિના એજ સાચા વંશજ કહેવાય, એમાં શું નવાઈ!!!

× × × ×

કાગડાઓની ઉજાણી, કાગડાઓનું પંચ અને તેમનો શોક, એ પણ જાણવા અને સમજવા-

જેવાં છે. તે ઉપરથી વાનરોની માફક એમના પણ સંઘબળની આપણને ખાત્રી થાય છે. એકાદ કાગડાને કોઇએ ઘાયલ કર્યો હોય કે મારીને લટકાવ્યો હોય તો, કાકારોળ કરતા સેંકડો કાગડાઓ જોતજોતામાં એકઠા થઇને, શોકસ્વરે વાતાવરણને ભરી દે છે, અને પેલા પોતાના જાતિભાઇના મુડદાને ઉંચકી જવા મથે છે. તેજ રીતે એકાદ સ્થળે ભક્ષ જણાતાં પોતાના જાતિભાઇઓને, જૂદાજ સૂરે આમંત્રણ આપીને તે એકઠા કરે છે. એજ રીતે પોતાના જાતિભાઇનો ન્યાય ચૂકવવા માટે પંચના રૂપમાં પણ ઘણી વખત નિયમબદ્ધ એકઠા થતા કાગપંચને મેં જોયું છે. દુર્ભાગ્યે એમની ભાષા હું સમજી શકતો નથી, એટલે તે વિષે કહી શકતો નથી; તોપણ એમની સંઘશકિત તો સાચેજ મનુષ્યોને શરમાવનારી છે.

× × × ×

આ બધાની સાથે પોતાનાજ સ્વાર્થમાટે અંદર અંદર ઝઘડતા, પોતાનાજ જેવા મનુષ્યસમાજને લૂંટી લેતા, પરતંત્રતામાં કચડી નાખતા, સ્વાર્થી લડાઇઓમાં હજારો અને લાખ્ખો મનુષ્યોને નિર્દય રીતે રહેંસી નાખતા, પોતાના દેશ અને દેશવાસીઓના લાભમાટે અનેક કારીગરોના અને મજુરોના અવયવો છેદી નાખતા, સ્ત્રીઓ અને અંત્યજોને અનેક રીતે અપમાન કરતા સરખાવી જોઇએ, ત્યારે મનુષ્યજાતિને પશુ-પંખી કરતાં વધારે ઉન્નત અને ઉદારચરિતની કોણ કહેવા તૈયાર થશે?

× × × ×

મનુષ્ય એ તો જાતેજ સ્વાર્થનું પૂતળું છે. તેનો જીવનવ્યવસાય જોતાંજ જણાશે કે હમેશાં તે પોતાનાજ લાભમાટે મથ્યા કરે છે. પોતાની જાતમાટે, પોતાના કુટુંબ માટે, પોતાના ગામ માટે અને છેવટે પોતાના દેશ માટે પણ જયા જુઓ ત્યાં એ પોતાનાજ હિતમાટે તે ઝુઝતો જણાશે. **'आत्मवत् सर्व भूतेषु'** જેવા ઉન્નત કલ્પના કરનારા નીકળ્યા છે ખરા, તોપણ સર્વ ભૂતમાત્રને આત્મવત્ ગણનારા કેટલા સંતો નીકળ્યા છે?

× × × ×

કાળાઓ માટે ગોરાઓને દ્વેષ છે, પૂર્વવાસીઓ માટે પશ્ચિમવાસીઓના મનમાં તિરસ્કાર છે; તો ગોરાઓ માટે કાળાઓને અને પશ્ચિમવાસીઓ માટે પૂર્વવાસીઓને પણ એવીજ લાગણી છે. આવું યુદ્ધ તો સમસ્ત બ્રહ્માંડભર સતત ચાલ્યાંજ કરે છે.

× × × ×

અને પેલો બુદ્ધિશાળી મનુષ્ય પોતાનાજ જેવા બીજા નિર્બળ મનુષ્યને લૂંટવા, કચડવા, ખુંદી નાખવા તૈયાર થયો તે પહેલાં એણે પોતાના સ્વાર્થનો ચમત્કાર પશુપંખી ઉપર પૂરેપૂરો અજમાવ્યો છે. જેટલાં પશુપંખી મનુષ્યના સહવાસમાં આવ્યાં, તે તમામની ઉપર એણે પોતાના સ્વાર્થને માટેજ અધિકાર જમાવી તેની પાસેથી લેવાય તેટલો લાભ લીધો છે. ઉંટ, હાથી, ઘોડા, ગધેડા, બળદ, પાડા-વગેરેને ભાર ઉંચકવામાં અને સ્વારીના કામમાં લીધા; ખેતીવાડીનો બોજો પણ એમનીજ ઉપર; ગાય, ભેંસ, બકરાં પાસેથી દૂધ અને ઘેટાં પાસેથી ઉન પડાવ્યાં; મેના, પોપટ અને કાકાકૌઆને પોતાના શોખને ખાતર કેદ કરી પાંજરે પૂર્યાં! આમ માણસે પોતાની બુદ્ધિનો ઉપયોગ સ્વાર્થ ખાતરજ કર્યો.

પશુ-પંખીની કિંમતનો આંકડો પણ માણસે પોતાના સ્વાર્થ ઉપરજ ઠરાવ્યો છે! શરતના ઘોડાઓ ખૂબ પૈસા કમાવરાવે તો એની ઝાઝી કિંમત, ગાય-ભેંસ જેટલું દૂધ આપે તે ઉપર એની કિંમત! મનુષ્યની બુદ્ધિએ ક્યાંસુધી કામ કર્યું છે?

× × × ×

મોટા મોટા રણસંગ્રામો તે પોતાના સ્વાર્થમાટે ખેડે; છતાં અનેક ઉંટ, હાથી, ઘોડા, ખચ્ચર અને બળદોને, તેમના કશા પણ સ્વાર્થવિના તોપોના ગોળા ખાવા માણસ ઘસડી જાય! લડાઇનો લાભ તે પોતે ઉઠાવે, પણ મનુષ્યો સાથે હળીમળીને ચાલ્યાં એટલાં તમામ પશુ-પંખીના ભોગજ મળ્યા! હજી જે દૂર રહ્યાં છે તેનાથી માણસ ડરતો ફરે છે, પણ પાળેલાં થઇને જે તેની પાસે આવ્યાં, તે દરેકને એણે પોતાના લાભમાટે કચડી નાખ્યાં છે!

કલાપિએ ગાયું છે કે,

**મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે, દેવદાનવનું અહો; હણે છે કોઈ તો કોઇ, રક્ષાનું કરનાર છે.**

એક અર્થમાં એ ભલે સાચું હોય, પણ બીજા અર્થમાં જોતાં તો સમસ્ત વિશ્વમાં માનવી-

માત્ર સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇનેજ નિરંતર યુદ્ધ કર્યાંજ કરે છે; તેમાં જેનામાં એ સ્વાર્થબુદ્ધિ જેટલે અંશે વધુ ખીલેલી, તેટલે અંશે તે સ્વાર્થ સાધવામાં બીજી માનવજાતિને વિશેષ કચડી રાખે; અને જેનામાં તે બુદ્ધિ ઓછી ખીલેલી હોય છે તે તેટલે અંશે સવિશેષ કચડાય છે. વળી એ રીતે કચડનાર કે કચડાયલાંઓમાં એક દાનવ કે બીજો દેવ નથી. કચડાય તે નિર્માલ્ય જંતુ, ગુલામ; અને કચડી શકે તે સ્વતંત્ર, સબળ, શેઠ. કુદરત કોઇને નિર્માલ્ય જંતુ કે ગુલામ રહેવાનું કહેતી નથી, તેમ કોઇની ઉપર મહેરબાની બતાવીને શેઠ પણ બનાવતી નથી. એના રાજ્યમાં તો જે બળવાન બને તે બે ભાગ ભોગવે, જે નિર્માલ્ય રહે તે લૂંટાય–પોતાનો ભાગ અને સ્વતંત્રતા ગુમાવી, સબળની ગુલામી કર્યા કરે; એજ કુદરતનો કાનુન છે.

× × × ×

એટલે હિંદુસ્થાનમાં જે કોમો અંત્યજ, અકુલીન, પછાત કે કચડાયલી ગણાય છે, તે આત્મશ્રદ્ધાથી સબળ બને તો એમને કોઈ દબાવી કે કચડી શકે તેમ નથી; કે નથી તો કોઈ અંત્યજ અથવા અકુલીન ગણી શકે તેમ. તેજ રીતે જો પૂર્વની પ્રજા એક બની મજબૂત થાય તો પશ્ચિમની પ્રજાની તાકાત નથી કે તેને વધુ વાર લૂંટી કે કચડી શકે. 'માગો અને મળશે,' 'ખખડાવો અને ઉઘડશે' એ બાઇબલનાં સૂત્રોનો એજ ભાવાર્થ છે. તેજ રીતે 'આત્મા આત્માનો શત્રુ અને મિત્ર છે,' 'બલહીનને કશુંજ મળતું નથી,' 'સ્વતંત્રતાસમાન સુખ નથી અને પરતંત્રતાસમાન દુઃખ નથી,' એ હિંદુઓનાં શાસ્ત્રવચનોનો પણ એજ ઉદ્દેશ છે. 'સ્વર્ગમાં રહીને બીજાની પરતંત્રતા ભોગવવી તેના કરતાં નરકમાં પણ સ્વતંત્ર રહેવું, એ હજાર દરજ્જે સારૂં છે' એજ સૂત્રને અત્યારે જગતમાં, ઘરમાં, કોમમાં, સમાજમાં કે દેશમાં જે જે કચડાયલાં–દબાયલાં હોય, તેમણે જીવનનું લક્ષ્ય બનાવવાની જરૂર છે.

(દૈનિક "હિંદુસ્થાન" માં લેખક–શ્રી. સમાજસુધારક)

# ३–आंखोनी जाळवणीना सोनेरी नियमो

"આઇ સાઇટ કૉન્ઝર્વેશન કાઉન્સિલ"ના જનરલ ડાયરેકટર ડૉ૦ ગએ હેત્રી આંખોની જાળવણી માટેના નીચલા સોનેરી નિયમો ધ્યાનમાં રાખવાની ખાસ ભલામણ કરે છે:–

(૧) ચાલતી ટ્રેનોમાં કદી પણ વાંચતા ના.

(૨) તમારી આંખોને ખેંચી ઘણી મહેનત આપતા ના.

(૩) ચળકતા કાગળો વાપરતા ના.

(૪) બારીક અક્ષરોની ચોપડીઓ વાંચતા ના.

(૫) ઝાંખી રોશનીથી વાંચતા ના કે લખતા ના.

(૬) તમારી આંખોના ભોગે રોશનીના ખર્ચનો બચાવ કરતા ના.

(૭) ઘણી ચમકતી રોશનીવડે કદી પણ વાંચતા કે લખતા ના.

(૮) શેડ વગરની રોશની લખતી અને વાંચતી વખતે કદી વાપરતા ના.

(૯) તમારી આંખોને તમારા (લખવા–વાંચવાને લગતા) કામ આગળ લાવતા ના; પણ તમારૂં કામજ તમારી આંખો આગળ લઇ જજો.

(૧૦) સસ્તા ચશ્માઓ કદી પણ વાપરતા ના.

(૧૧) બરાબર ધોયા વગરના સાધારણ ટુવાલ વાપરતા ના.

(૧૨) બાડી કે ખેંચાતી આંખો માટે બેદરકાર રહેતા ના.

(૧૩) તમારી આંખોની નબળી સ્થિતિ તરફ સહેજ પણ ઓછી કાળજી રાખતા ના.

(તા. ૧૭ મી મે ના દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# ४-निकारागुआनो शूरवीर सेनापति

## જનરલ સેન્ડીનોની ભીષણ પ્રતિજ્ઞા

પ્રજાતંત્રીતરીકે જગતમાં પંકાયલું અમેરિકાનું સંયુક્ત સંસ્થાનોનું રાજ્ય હવે મધ્યઅમેરિકાની સ્વતંત્ર પ્રજાઓ તાબે કરી લેવા મથી રહી છે. નિકારાગુઆ આમાંનું એક નાનું સરખું રાજ્ય છે, કે જે સર કરી લેવા અમેરિકા અનેક જાતનાં કાવત્રાં રચી રહ્યું છે; અને જો જનરલ સેંડીનો ન હોત તો તે આજે અમેરિકાની ગુલામીની બેડીમાં ક્યારનુંય જકડાઇ ગયું હોત; પરંતુ આ તેજસ્વી યુવકે અમેરિકા સામે બાથ ભીડી અને વર્ષોથી પોતાના મુઠ્ઠીભર વફાદાર સાથીઓની મદદથી અમેરિકન શાહીવાદની પ્રચંડ સત્તા સામે તે ઉગ્ર લડત લડી રહ્યો છે.

### સેંડીનોને ફસાવવાના પ્રયાસ

જનરલ સેન્ડીનોની આ તેજસ્વિતાથી અમેરિકાના મહાન સેનાપતિઓ પણ છક બની ગયા છે અને તેને ગમે તે ઇલાજે પણ સપડાવી દેવાનાં ભેદી કાવત્રાંઓ રચે જાય છે. એવા એક પ્રસંગે સેનાપતિ જનરલ જે. મોંકાડાએ ઝનુની સ્વાતંત્ર્યવીર સેંડીનોને મ્હા માટે આમંત્રણ આપી "અસંભવિત વસ્તુ" માટે નાહક ખુવાર નહિ થવાની ભલામણ કરી તેને અમેરિકાની સેવામાં જોડાઇ જવા માટે મનાવવાનો પ્રયાસ કર્યો. જનરલ મોંકાડાને લાગ્યું કે, તે સેંડીનોને બનાવી જશે; પણ અત્યારે તેની મુરાદ નિષ્ફળ નીવડી. ફરી એક વાર તેણે એક મીજબાની ગોઠવી અને યુવાન સેંડીનોને આમંત્રણ આપ્યું. મીજબાનીમાં બાટલીઓ પણ ખૂબ ફૂટી.

બાદ એક દુઃખદાયક-અથવા મનોરંજક બીના બની. મીજબાનીમાં એક ડોશી એક તેર વર્ષની સુંદર કુમારિકાને લઇ આવી હતી. તેને સેંડીનો આગળ ઉભી કરી મોંકાડાએ કહ્યું કે "નીકારાગુઆમાં અમેરિકાની નીતિનો સ્વીકાર કરે તો આ છોકરી તને બહાલ કરૂં." બિચારી બાળા ભયભીત મૃગ જેવી ટગર ટગર જોતી આંસુ ઢાળતી હતી.

### છોકરી સાથે પસાર થયો.

સેંડીનોએ સિંહગર્જના કરી કહ્યું કે "નીકારાગુઆની આ આદર્શ બાળાને તમે કે બીજો કોઇપણ હાથ અડાડી શકશે નહિ" અને તરત તે બાળાને ઉપાડી ઘોડેસ્વાર થયો તથા વિજળીને વેગે દૂર નીકળી જઈ અદૃશ્ય થઈ ગયો. આ બાળા આજે એક આશ્રમમાં સિસ્ટર મેરિયા ઓગસ્ટાને નામે ઉછરી રહી છે. એ દિવસથી સેંડીનોના દુશ્મનો તેનાથી કંપે છે અને આ બહાદુરીને લીધેજ પ્રજામાં તેને માટે ઘણુંજ માન વધી પડયું છે.

તે પછી થોડા વખતમાં એવી ખબર ફેલાઈ ગઇ કે, વિમાનોમાંથી ફેંકવામાં આવેલા બૉમ્બથી સેંડીનો માર્યો ગયો! તે જીવતો હોત કે મરણવશ થયો હોત, પણ તે એક મહાન પુરુષ છે, એ વિષે શક નથી; પણ આ સમાચાર ખોટા હતા. સેંડીનો હજી જીવતો છે અને અમેરિકન શાહીવાદીઓ તેને ડાકુ ચોર ચંગીસખાન ને નાદીરશાહને નામે ઓળખાવે છે; છતાં પ્રજાના અંતરમાં તેને દેશોદ્ધારક વૉશિંગ્ટનની ઉપમા ક્યારનીય મળી ગઈ છે.

નિકારાગુઆમાં સીગોવિયા નામનો એક પર્વતોની ખીણોમાં વસેલો પ્રાંત છે અને તેમાં સેંડીનોએ "સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય" સ્થાપ્યું છે. અમેરિકાના વિનીતો જો કે તેની સામે હરહમેશ ટીકા કરે છે, છતાં તેમને પણ સેંડીનોની પ્રમાણિકતા અને ઉજ્જવળ દેશભક્તિનાં વખાણ કરવાં પડયા છે.

### સેંડીનોનો પૂર્વવૃત્તાંત

૧૮ વર્ષનો યુવાન સેંડીનો દેશસ્વતંત્રતાની ઝંખનામાં ધ્યેયઘેલો બની આખા મેક્સિકોમાં ભમતો ભમતો એક ખાણમાં મજુરતરીકે જોડાઈ ગયો. તેનો ભાઈ અમેરિકન માલીકોની મંડળીનો એક ભાગીદાર છે. ખાણમાં મજુરજીવનનો અનુભવ મેળવી તે નિકારાગુઆ પાછો ફર્યો. તે પહેલાં તે સોનાની ખાણમાં કારકુનનું કામ કરતો ને તેના માલીક મિ૦ ચાર્લ્સ બટરસનો તેના

કામકાજમાટે ઘણોજ ઉંચો અભિપ્રાય હતો. દરમિયાનમાં નિકારાગુઆમાં કૉન્ઝરવેટિવ અને લિબરલ પક્ષ વચ્ચે યુદ્ધ જામી ત્યારે સેંડીનો ત્યાં ઉપડી ગયો. ગયા (ઈ. સ. ૧૯૨૭ના) જુલાઈ માસમાં લિબરલો અને પ્રમુખ કુલીજ વચ્ચે સમાધાની થઇ, પણ સેંડીનોએ તેની સામે પણ બંડ ઉઠાવ્યું ને ઉપર જણાવેલા ભાગમાં સ્વતંત્ર રાજતંત્ર સ્થાપન કર્યું. તે પોતાને "પહાડોનો જંગલી પશુ" તરીકે ઓળખાવે છે.

તરતજ તેણે લશ્કરનું સંગઠન કર્યું. તે એક ઉમદા કદાવર સફેદ ઘોડાપર સ્વારી કરે છે. તેનાજ નામના સિક્કા તેના રાજ્યમાં ચાલે છે. રાજ્યમાં તેણે એવો કાયદો કર્યો છે કે, તેના લશ્કરમાં જે કોઇ દારૂ વેચે તેને ફાંસીને માંચડે લટકાવવામાં આવશે. વળી પરદેશીઓની માલમિલકત પણ તેણે જપ્ત કરી.

હાલ તેની પાસે એક હજાર બંદુકો અને ૮૦ હજાર કારતુસો હોવાનું તેના દુશ્મનો આપણને જણાવે છે. વધારામાં ત્રણ મશીન-ગન્સ ને થોડી તોપો પણ છે. આ સંખ્યા સાથે આપણને કોઇ જાતની પંચાત છે નહિ, પણ આપણે એ તો અનુભવથીજ જાણ્યું છે કે, અમેરિકન સેનાઓ સાથે જ્યારે જ્યારે લડાઇઓ થઈ, ત્યારે સેંડીનોની સેનાજ પ્રભાશાળી નીવડી હતી.

## ઓજસ્વી આશાવાદ

એક મિત્રપર તેણે કારણપરત્વે એક વાર પત્ર લખ્યો હતો અને તે ખાનગી હતો, છતાં તેમાં એ વાક્યો તો હતાંજ કે "તમે ખાત્રી રાખજો ને બીજાઓને પણ ખાત્રી આપજો કે, જ્યાંસુધી મધ્યઅમેરિકામાંથી વિદેશીઓ ચાલ્યા નહિ જાય, ત્યાંસુધી લડાઇ ચાલુજ રહેવાની. તમે જ્ઞાની છો, દેશભક્તિનો ઉપદેશ યુવકોને તમો આપો છો. તમારા ઉપદેશથીજ હું પણ જાગૃત થયો હતો. મારા હૃદયમાં દેશભક્તિના પડઘા તે તમારા પ્રભાવશાળી લેખને પરિણામેજ. તમારા ઉપદેશને વશ થઇનેજ મેં સ્વતંત્રતાનું વ્રત લીધું છે અને ઘણા લાંબા કાળથી તરસી થયેલી મધ્યઅમેરિકન ભૂમિને શત્રુના લોહીથી સંતોષવાની પ્રતિજ્ઞાને હું વરી ચૂકયો છું. આપણા દેશમાં વિદેશીઓને કોઈ પણ રીતે દખલ કરવાનો હક્ક નથી.

## સેંડીનોની ભીષણ પ્રતિજ્ઞા

ખૂનખાર લડાઇના પ્રસંગ નજીક આવી રહ્યા છે. ગમે તે થાય, પણ સેંડીનોની છાતીમાં ધબક છે. તેની નસોમાં જીવતું લોહી વહે છે, ત્યાંસુધી નિકારાગુઆ શાહીવાદીઓના હાથમાં પસાર થશે નહિ! ખૂનખાર લડાઇઓ ચાલુ રહેશે, શૂરા સૈનિકો જાનમાલનો ત્યાગ કરશે. મારી પાસે આજે પાંચ ટન ડાયનેમાઇટ ભર્યું છે. હું જો ચોગમથી છેકજ અકળામણના સંજોગોમાં આવી પડું અને તેમાંથી છૂટવું મારે અશક્ય થઇ પડે તો મારે હાથે એ ડાયનેમાઇટ સળગાવી મૂકીશ. તેના ધડાકા આજુબાજુના ૨૫૦ માઇલમાં સંભળાશે; એટલે દુનિયાએ માની લેવું કે, સેંડીનોએ પોતાની કાયર જીંદગીનો અંત આણ્યો છે, દેશદ્રોહીઓ તેમ શત્રુઓ આ દેહનો સ્પર્શ કરી શકશે નહિ, તે પ્રચંડ અગ્નિપ્રલયમાં ખાખ થઈ જશે.

આયર્લેંડમાં ડી'વેલેરાનું જે સ્થાન છે તે નિકારાગુઆમાં નિર્ભય દેશભક્ત જનરલ સેંડીનોનું છે. આજે પણ તે પોતાના થોડાક ઝનુની સિપાઇઓની મદદથી મહાન શક્તિવાળી અમેરિકાની શાહીવાદ સત્તા સામે ખૂનખાર લડત લઈ રહ્યો છે.

માનવજાતિના ઉદ્ધારકોની જ્યારે તવારીખ લખાશે, ત્યારે જનરલ સેંડીનોનું નામ તેમાં અમરસ્થાન ભોગવશે. (દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાંથી)

# ૫-आंतरमन विषे केटलाक विचारो

(૧)

મહાકાલમાં આવતા વિવિધ લેખોમાં જેને વારંવાર આંતરમન (સબ્કૉન્શિયસ માઇન્ડ) કહેવામાં આવે છે, તે વસ્તુતઃ કોઇ બીજું મન નથી, પણ એકજ મનનો તે એક ભાગ છે. મનને જો ખેતરની ઉપમા આપીએ તો આંતરમન એ ખેતરની જમીનનું અંદરનું પડ છે. જેમ જમીનની ઉપરના ભાગમાં ઝાડ હોય છે અને અંદરના ભાગમાં ઝાડનાં મૂળ હોય છે, તેમ મનની અંદરની બાજુ જેને આંતરમન કહીએ છીએ, તેમાં આપણી માનસિક સૃષ્ટિમાં જે કંઇ ઉગ્યું હોય છે, તેનાં મૂળ હોય છે.

આપણામાં જે કંઈ છે, તેનો જો પૂરેપૂરો અને સર્વોત્તમ ઉપયોગ આપણે કરવો હોય તો આપણા મનની આ અંદરની બાજુનું સ્વરૂપ સમજવાની આપણે અત્યંત અગત્ય છે. આ કારણથીજ આંતરમન સંબંધી વિવિધ લેખો આ માસિકમાં વારંવાર આપવામાં આવ્યા છે, તથા ભવિષ્યમાં આપવામાં આવનાર છે.

આપણા શરીરમાં અને મનમાં જે કંઇ સારા અથવા નઠારા ફેરફારો થાય છે, તેને આંતરમનજ પ્રકટાવે છે. આંતરમનમાં ચાલતી ક્રિયાજ આપણા શરીરમાં અને મનમાં સારાં અને નઠારાં ફળો ઉપજાવે છે. જેમ જમીનના અંદરના ભાગને ખાતર વગેરેથી પોષણ આપવાથી ઉપર ઉગી નીકળતાં વૃક્ષો બળવાન થાય છે, તેમ આંતરમનને કેળવવાથીજ શરીર તથા મન ઉત્તમ પ્રકારનું કરી શકાય છે.

આપણા શરીર તથા મનમાં જે કંઈ પ્રતિકૂળ ઉગી નીકળ્યું હોય છે, તેને આંતરમનમાં ચાલતી ક્રિયાજ નિવારી શકવા સમર્થ હોય છે. આપણા શરીરમાં કોઇ રોગ હોય અથવા મનમાં કોઇ દોષ હોય તો જ્યાંસુધી આંતરમનમાંથી તેનાં મૂળ કાઢી નાખવામાં નથી આવતાં, ત્યાંસુધી તે કદી પણ નિવૃત્ત થતો નથી. આંતરમનમાં ચાલતી પ્રતિકૂળ ક્રિયાથીજ શરીરમાં તથા મનમાં વ્યાધિ પ્રકટે છે. આથી શારીરિક તથા માનસિક વ્યાધિ નિવારવાને માટે આંતરમનમાં બળવાન અનુકૂળ ક્રિયા પ્રકટાવવાની મુખ્ય અગત્ય છે.

આંતરમનમાં હાલ જે કિયા ચાલતી હોય છે, તેને ફેરવી નાખ્યાવિના આપણા શરીરની તથા મનની હાલ જે સ્થિતિ છે તે કદી પણ બદલી શકાતી નથી. આંતરમનમાં જેવો જેવો ફેરફાર જ્યારે જ્યારે કરવામાં આવે છે, ત્યારે ત્યારે તેવો તેવો ફેરફાર આપણા શરીરમાં તથા બાહ્યમનમાં અવશ્ય પ્રકટે છે. આ નિયમ અત્યંત મહત્ત્વનો છે, અને તેના ઉપર આપણા સુખ-દુઃખનો આધાર રહેલો હોવાથી જો આપણે આપણા શરીરને તથા મનને ઉંચા પ્રકારનું કરવું હોય, તથા દુઃખનો નાશ કરી સર્વોત્તમ સુખને પ્રાપ્ત કરવું હોય તો આપણે તે નિયમને બરાબર સમજીને તેને અનુકૂળ વર્તન કરવું જોઇએ. સત્શાસ્ત્રો જ્યારે 'મન એજ બંધમોક્ષનું અથવા સુઃખ-દુઃખનું કારણ છે' એમ કહે છે, ત્યારે તે આજ મહત્ત્વના નિયમનું આપણને સૂચન કરે છે.

મનની ઉપરની બાજુમાં કેટલીક બાબતોનું અસ્તિત્વ પ્રસંગે થોડી વાર દેખાતું હોય છે— પ્રસંગે થોડી વાર આપણે સુખી અને સદાચરણી થયેલા દેખાઇએ છીએ—પરંતુ આ સુખનાં અને સદાચરણના ઉંડાં મૂળ આંતરમનમાં જ્યાંસુધી નાખવામાં નથી આવતાં, ત્યાંસુધી આપણું જીવન હમેશને માટે સુખી અને સદાચરણી થતું નથી. આંતરમનમાં જે ઉંડું પ્રવેશ્યું હોય છે, તેજ આપણા જીવનમાં ફળ પ્રકટાવતું દેખાય છે; અને જ્યાંસુધી આંતરમનમાંથી તેને દૂર કરવામાં નથી આવતું, ત્યાંસુધી તે તેની તે જાતનું ફળ પ્રકટાવ્યાજ કરે છે.

જે જે વિચારો આપણે ઉંડા ઉતરીને કરીએ છીએ, તે આંતરમનમાં પ્રવેશે છે; મનની જમીનના અંદરના પડમાં તે મૂળ નાખે છે; અને ત્યાંથી શાખા, પત્ર, પુષ્પ અને ફળરૂપે ઉપર બાહ્યમનમાં તથા શરીરમાં ઉગી નીકળે છે. જો એ વિચાર કોઇ કાંટાના વૃક્ષનું બીજક હોય છે, તો આપણા મનમાં તથા શરીરમાં કાંટાનું વૃક્ષ ઉગે છે, અને તેના કાંટા નિત્ય આપણને

વાગે છે. પરંતુ એ વિચાર જો મોગરાના કે ચંપાના વૃક્ષનું બીજક હોય છે અથવા આંબાના વૃક્ષનું બીજક હોય છે, તો સુવાસિત પુષ્પો અથવા સ્વાદિષ્ટ ફળો આપણને પ્રાપ્ત થાય છે.

આપણી મનોવાટિકામાં ઉગેલાં કાંટાનાં વૃક્ષોનો નાશ કરવાને માટે આપણે તેમને આખાં ને આખાં મૂળસહિત ઉખેડી નાખવાં જોઇએ; પરંતુ તે કંઇ ખેંચી શકાય અથવા કાપી શકાય એવાં હોતાં નથી. તેમને તળેથી ઠેલો મારીને બહાર કાઢી નાખવાં જોઇએ, એટલે કે જે કાંટાનાં વૃક્ષને કાઢી નાખવા આપણે ઇચ્છતા હોઇએ તે વૃક્ષના મૂળતળે, આંતરમનમાં વધારે ઉંડે આપણે બીજું બીજક વાવવું જોઇએ. આંતરમનમાં જેમ વધારે ઉંડાં બીજકો રોપવામાં આવે છે, તેમ તે બીજકોમાં વધારે જીવન અને વધારે બળથી ઉગવાની શક્તિ હોય છે. આમ હોવાથી જે બીજકને માનસભૂમિમાં સૌથી ઉંડું રોપ્યું હોય છે, તે બીજક એટલે ઉંડે નહિ રોપાયલાં બીજકોને ધક્કો મારીને બહાર કાઢી નાખે છે, અને પોતે ઉપર આવે છે. આ બીજો નિયમ પણ સુખની ઇચ્છાવાળા આપણે સર્વદા સ્મરણમાં રાખવાનો છે.

દોષોને, દુર્ગુણોને અથવા પ્રતિકૂળ સ્થિતિઓને ટાળવાને માટે જ્યારે આ નિયમાનુસાર આપણે પ્રયત્ન કરીએ છીએ, ત્યારે તેમને ટાળવામાં આપણે વિજયી થયા વિના રહેતાજ નથી. પડેલી ટેવો ટાળવાને ગમે તેવો બળવાન નિશ્ચય કર્યો હોય છે, તોપણ તે છૂટતી નથી. ખરૂં કહીએ તો કોઈ પણ સ્થિતિ, કામના, દુર્ગુણ અથવા દોષ એ રીતે ટાળી શકાતો નથી. આપણને ન ગમે તેવો આપણા શરીરમાં તથા મનમાં જણાયલો કોઇ પણ દોષ ત્યારેજ સહેલાઇથી અને સંપૂર્ણપણે ટળી જાય છે, કે જ્યારે આપણે જે આપણને ગમે છે, તેનાં આપણા આંતરમનમાં વધારે ઉંડાં મૂળ નાખીએ છીએ. તમારા દોષોપ્રતિ દૃષ્ટિ પણ ન નાખો; તેમનાસંબંધી વિચારસરખો પણ કદી ન કરો અને જે સદ્‌ગુણોની તમને ઇચ્છા હોય તેનાજ, ઉંડા ઉતરી તન્મય થઇ વિચાર કરો. જેમ વધારે ઉંડા ઉતરી તમારે જોઇતા સદ્‌ગુણોનો તમે વિચાર કરશો, તેમ તમારી માનસિક આંતરભૂમિમાં તેનાં વધારે ઉંડાં મૂળ નંખાશે, અને તેમ તમારા દોષો છૂટવાનો સત્વર યોગ આવશે. દોષથી મુક્ત થવાનો અને સદ્‌ગુણોને સિદ્ધ કરવાનો આજ માર્ગ છે; દુઃખથી છૂટવાનો અને સુખને પ્રાપ્ત કરવાનો આજ રાજમાર્ગ છે; જીવત્વનો નાશ કરવાનું અને શિવત્વનો અનુભવ કરવાનું આજ અમોઘ સાધન છે.

જે તમારે ન જોઇતું હોય તેનો તન્મય થઇને કદી વિચાર કરતા ના; પણ જે તમારે જોઇતું હોય તેનોજ જેમ બને તેમ અધિક વાર અને જેમ બને તેમ અધિક તન્મય થઇને વિચાર કરો. જેનો તમે ઉંડા ઉતરી વિચાર કરો છો અથવા જેની તમે અત્યંત તીવ્રપણે ઇચ્છા કરો છો, તેનાં આંતરમનમાં બીજક રોપાય છે; અને જેનાં આંતરમનમાં બીજક પડે છે તે થોડા સમયમાં વૃક્ષ થઇને ઉગી નીકળે છે. આમ હોવાથી જે ગુણો અથવા ટેવો ધારણ કરવાયોગ્ય નથી તેવા પ્રત્યેક ગુણની અથવા ટેવની સંપૂર્ણ ઉપેક્ષા કરવાથી, તેમના તરફ દૃષ્ટિસરખી પણ કરવી છોડી દેવાથી તમારી માનસવાટિકામાં સર્વ પ્રકારનાં કાંટાનાં વૃક્ષોને ઉગતાં તમે અટકાવી શકશો; અને જે ગુણો અને ટેવો ધારણ કરવા યોગ્ય છે, તેવા પ્રત્યેક ગુણનો અને ટેવનો જેમ બને તેમ ઉંડા ઉતરી વારંવાર વિચાર કરવાથી તમારી માનસવાટિકામાં તમે સર્વ પ્રકારનાં ઉત્તમ અને સુખદ ફળવૃક્ષોને તથા પુષ્પવૃક્ષોને ઉછેરી શકશો. તમારી માનસવાટિકા ઈંદ્રના નંદનવન જેવી સર્વદા ખીલી રહેશે, અને તમને નિરંતર આનંદ તથા સુખને આપનાર થઈ રહેશે.

પ્રત્યેક ભયનો વિચાર આંતરમનમાં ઉંડાં મૂળ ઘાલે છે. આ કારણથીજ જેનો આપણે નિત્ય ભય ધર્યા કરીએ છીએ, તેના પંજામાં આપણે સપડાઈ જઇએ છીએ. ચિંતા, ઉદ્વેગ, સંતાપ અને તેવીજ બીજી મનની વ્યાકુળતાવાળી સ્થિતિઓમાં પણ આમજ બને છે. આ કારણથી ગમે તેમ થાય તોપણ આવા વિકારોને તથા સ્થિતિઓને મનમાં કદી પણ ન પ્રકટવા દેવી જોઇએ. અને આમ કરવું, એ કંઈ કઠિન નથી. આવા વિકારો મનમાં ઉઠવા માંડે કે તરતજ સાવધાન થઇ, કોઈ સારા વિચારોમાં મનને જોડી દેવું. આનંદના, શાંતિના, સુખના, અવિરોધના, સામર્થ્યના, શ્રદ્ધાના, સદાગ્રહના અથવા જે કોઇ ઉચ્ચ ઉદ્દેશ તમે સિદ્ધ કરવા ધાર્યો હોય તેનાજ

વિચારો તન્મય થઇને કરવા. આપણા શાસ્ત્રકારો નિરંતર જપ કરવાનો, અથવા તત્ત્વવિચાર કરવાનો, અથવા ઈશ્વરનાં કીર્તન કરવાનો, અથવા ઈશ્વરના સ્વરૂપનું ચિંતનાદિ કરવાનો આવે પ્રસંગે જે આપણને આગ્રહયુક્ત બોધ કરે છે, તેનું આજ કારણ છે. આવા સદ્વિચારો કરવાથી અયોગ્ય વિકારોનાં આંતર મનમાં ઉંડાં મૂળ નંખાતાં નથી, અને સદ્વિચારોનાં વારંવાર ઉંડાં મૂળ નંખાવાથી આપણું હિત થાય છે. વાચકજપથી ઉપાંશુજપનું હજારગણું, ઉપાંશુજપથી મનોમય જપનું હજારગણું, મનોમય જપથી ધ્યાનજપનું હજારગણું, અને ધ્યાનજપથી શૂન્યજપનું હજારગણું ફળ મળવાનું આપણાં શાસ્ત્રોમાં જે વર્ણવ્યું છે, તેનું પણ આજ કારણ છે; કારણ કે વાચકજપમાં આપણી જેટલી તન્મયતા થાય છે તેના કરતાં ઉપાંશુજપમાં અધિક થાય છે, અને ઉપાંશુ જપ કરતાં મનોમયમાં, ધ્યાનમાં અને શૂન્યમાં ઉત્તરોત્તર અધિક થાય છે; અને જે જપમાં અધિક તન્મયતા હોય છે, તે જપનાં આંતરમનમાં વધારે ઉંડાં મૂળ નંખાતાં હોવાથી ફળ આપવામાં તે ઓછાં ઉંડાં મૂળ નાખનાર જપ કરતાં અધિક બળવાન હોયજ એ સ્પષ્ટ છે. ધ્યાનજપમાં અને શૂન્યજપમાં જપ કરનાર અત્યંત ઉંડો ઉતરી જાય છે, અને તેથી આંતરમનમાં તેના સૌથી ઉંડા સંસ્કાર પડવાથી ધ્યાનજપ એ પરમાત્માનો સાક્ષાત્કાર કરાવનાર અને શૂન્યજપ એ તેમનાથી અભેદભાવને પમાડનાર હોયજ, એ સુસિદ્ધ છે.

આ પ્રમાણે બુદ્ધિમાને આંતરમનમાં સર્વદા એવા વિચારનાં બીજક ઉંડાં નાખવાં કે જેથી કોઇ પણ અયોગ્ય વિકારને કે અયોગ્ય સ્થિતિને પ્રકટવાનો અવકાશજ ન રહે, અને આંતરમન સર્વદા સુખને અને આનંદને પ્રકટાવે.

(૨)

તમારે જે કાર્યને સિદ્ધ કરવું હોય; જે વિચારો જોઈતા હોય; જે પ્રયુક્તિઓની અગત્ય હોય; જે કર્મક્ષમતા( કાર્ય કરવાની યોગ્યતા )ની જરૂર હોય; જે નિપુણતાની ઇચ્છા હોય; જે બુદ્ધિની વાંચ્છના હોય; જે સહિષ્ણુતાની કામના હોય-તે સર્વ તમને આપવાને માટે તમારા મનને આજ્ઞા કરો. દૃઢ નિર્ણાયક પણ સ્વસ્થતાપૂર્વક, મનને સવિસ્તર આજ્ઞા કરો. પ્રતિદિન એક વાર અથવા પ્રતિદિન અનેક વાર તમારા મનને આ પ્રમાણે આજ્ઞા કર્યા કરો. આજ્ઞા કર્યા પછી પરિણામ કેવું આવશે, તે સંબંધી કશી પણ ચિંતા ન કરો. તમારે કેવા પરિણામની અથવા ફળની ઈચ્છા છે, તેજ માત્ર તમારા મનને જણાવો, અને જે તમારે જોઇતું હશે તેને માટે તમે અધિકારી થશો કે તે વસ્તુ તમારી પાસે આવેલી તમને જણાશે. તમારી આજ્ઞા કરેલી વસ્તુ તમારા સંમુખ તમારૂં મન લાવીને મૂકશે.

જ્યારે તમારે કોઇ ખાસ કામ કરવાનું હોય અને કોઇ નવી પ્રયુક્તિઓની તમારે જરૂર હોય, ત્યારે તમારા મનને તે પ્રયુક્તિઓ ઉપજાવી કાઢવાની આજ્ઞા કરો. તે યુક્તિઓ તમારૂં મન તમને ઘડીને આપશેજ, એવી શ્રદ્ધાથી વાટ જોયા કરો અને તે યુક્તિઓ તમારૂં મન તમને ઘડીને આપે તે અરસામાં કોઇ બીજા કામમાં તમારી વૃત્તિને જોડો. આ સંધિમાં તમારા આંતરમનની કર્મશાળામાં ( કારખાનામાં ) તમારી આજ્ઞા અમલમાં મૂકવાની ક્રિયા ચાલવા માંડશે, અને યોગ્ય સમય વીતતાં જે યુક્તિઓ ઘડી કાઢવાનું તમે તમારા મનને સોંપ્યું હશે, તે યુક્તિઓ ઘડીને તમારૂં મન તમને સોંપશે.

બીજું જે કંઈ તમારે જોઈતું હોય તે સંબંધમાં પણ આ પ્રમાણેજ કરો. જે કંઇ અટપટી બાબતો કરવાની તમારે માથે આવી પડે, તે સર્વનો નિકાલ કરવાને માટે તમારા આંતરમનને સોંપો. સ્મરણમાં રાખો કે, પ્રત્યેક ગુંચવણનો ઉકેલ હોય છે અને ગમે તેવી ગુંચવણનો ઉકેલ કાઢવાને તમારૂં મન સમર્થ છે. કોઈ કઠિન પ્રશ્નનું સમાધાન તમને ન જડતું હોય, તો તે આપવાનું તમારા મનને કહો. આ પ્રમાણે કહીને પછી તમારે કામે વળગો. તેનું સમાધાન કેવા ઉપાયો લેવાથી અને શું કરવાથી થશે, એવી ચિંતામાં પડશો નહિ. તમારૂં મન તમારી ગમે તેવી શંકાનું સમાધાન કરવાને સમર્થ છે, એવી શ્રદ્ધાને ધરતા નિશ્ચિંત રહો. માત્ર આજ્ઞાજ કરો,

અને પરિણામની વાટ જોયા કરો. તમે નિરાશ નહિ થાઓ. કેટલાક સેવકો એવા તો સ્વામીભક્ત હોય છે કે તેમને જે કાંઇ આજ્ઞા કરવામાં આવે છે, તેનું તેઓ હમેશાં પાલન કરે છે; અને તમારૂં પોતાનું મન તમારો આવા પ્રકારનોજ સેવક છે.

(૩)

સર્વદા સ્મરણમાં રાખો કે, આંતરમનમાં—મનોભૂમિના અંદરના પડમાં તમે જે કંઈ રોપશો તે ઉગ્યાવિના રહેવાનું નહિ. વળી એ પણ સ્મરણમા રાખો કે, જેમ તમે રોપેલું બીજક ઉત્તમ હશે, તેમ જે વૃક્ષ થશે તે ઉત્તમ પ્રકારનું થશે. વિજ્ઞાનાનુસાર બીજકોને પસંદ કરીને રોપવાથી ખેડુત બમણો પાક લણે છે, એ શું તમે નથી જાણતા? શામાટે ત્યારે તેજ નિયમ મનના અને વિચારના સંબંધમાં નથી લગાડતા?

સામાન્ય મનુષ્યો પોતાની મનોવાટિકામાં નજરમાં આવે તે વાવે છે—બાવળીયા, આકડા, થોરીઆ, ધંતુરા, ઝાંખરાં, ધુળધમાસ વગેરે ગમે તે માલવિનાનાં વૃક્ષો વાવે છે. શામાટે ત્યારે પછી તેમણે વિપત્તિ, વ્યાધિ, નિરાશા અને નિષ્ફળતા લણવાના પ્રસંગે આશ્ચર્યને પામવું જોઇએ?

પ્રતિદિન જો તમે તમારા મનને કહ્યા કરો છો કે, હું ઘરડો થતો જાઉં છું, તો તમે તમારી મનોવાટિકામાં વૃદ્ધાવસ્થાને પ્રકટાવનાર બીજકોનેજ રોપો છો. આથી તમારા શરીરના પ્રત્યેક ભાગમાં તમે ઘડપણરૂપી વૃક્ષ ઉગી નીકળેલું અનુભવો છો.

તમે જુવાન છો, એવાજ વિચારો કરો અને વસ્તુતઃ તમે તેવા છો, એમજ જાણો; તમારામાં યૌવનનું ભાન કરો; વારંવાર તમારા મનને કહો કે, તમારૂં યૌવન સ્થિર રહે છે; યૌવનને ટકી રહેવાની અથવા હાલ તમે વૃદ્ધ હો તો યૌવનને પાછું તમારા શરીરમાં પ્રકટેલું જોવાનીજ વાટ જોયા કરો; યુવાન રહેવાનો દૃઢ નિશ્ચય કરો; યુવાવસ્થાથી પ્રતિકૂળ એક પણ વિચારને અંતઃકરણમાં કદી પણ ન કરો. આ પ્રમાણે કરવાથી યૌવનને ઉત્પન્ન કરનાર ઉત્તમ બીજકોનેજ તમે તમારી મનોવાટિકામાં રોપો છો; અને જેવું આપણે રોપીએ છીએ, તેવુંજ આપણે લણીએ છીએ.

તમારા આંતરમનને તમને નિરંતર યુવાન રાખવા આજ્ઞા કરો, અને આંતરમન તે પ્રમાણે વર્તવાનુંજ, એવી શ્રદ્ધા રાખ્યા કરો. આંતરમનને આજ્ઞા કરતી વખતે જરા પણ સંશયને ન ધરો, અને તમારૂં ધારેલું ફળ તમને મળ્યાવિના રહેશેજ નહિ.

નિદ્રાપૂર્વે શાંતિથી અને અંતરમાં ઉંડા ઉતરી જેનો તમે વિચાર કરો છો, તેનાં બીજકો આંતરમનમાં રોપાય છે; અને આંતરમનમાં રોપાયલું પ્રત્યેક બીજક મોટા વૃક્ષરૂપે થઇને તમારા શરીરમાં તથા મનમાં ઉગી નીકળે છે. આથી કરીને નિદ્રા આવતાપૂર્વે જેની તમારે તમારા જીવનમાં નિત્ય જરૂર હોય, તે વિના બીજા કોઇ પણ વિષયનો તમારે વિચાર ન કરવાની અત્યંત અગત્ય છે.

પથારીમાં સૂતા સૂતા ઉંઘ આવે ત્યાંસુધી ઉત્તમ વિચારો કરવા જોઇએ, ઉત્તમ ઉદ્દેશોનું ચિંતન કરવું જોઇએ, પરમેશ્વરના મંગળમય નામનો જપ કરવો જોઇએ અથવા તેમના સ્વરૂપની ધારણા અથવા ધ્યાન કરવું જોઇએ. ભવિષ્યમાં જે તમારે પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેનાજ ચિંતનમાં સૂવા પહેલાંનો એક કલાક સમર્પણ કરવો જોઇએ. આ પ્રમાણે તમારી મનોવાટિકામાં તમે વિજ્ઞાનાનુસાર ઉત્તમ બીજકોને પસંદ કરીને રોપો છો, અને તમે બમણો અથવા ત્રમણો પાક લણવાના.

આંતરમનને ઘણાં કર્તવ્યો હોય છે. બીજાં કર્તવ્યોમાં બુદ્ધિમાન સેવકનું પણ કર્તવ્ય તેણે સ્વીકાર્યું છે. જે કંઈ તેને કહેવામાં આવે છે, તે તે કરે છે, અને આજસુધી તેના સામર્થ્યનું માપ કોઈ કાઢી શક્યું નથી.

તમારા આંતરમનને યોગ્ય સૂચનાઓ પ્રતિદિન આપ્યા કરો, અને તમારા સમગ્ર મનને, તમારી પ્રત્યેક માનસિક શક્તિને, તમારા પ્રત્યેક સામર્થ્યને અને તમારા આખા શરીરને તમે નિરંતર ઉંચી અને ઉંચી કળાવાળું કરતા જશો. તમે તમને સંપૂર્ણ રીતે બદલી નાખશો અને જીવના શિવ થશો.

(૪)

આજે બહુ તાપ છે, આજે બહુ ટાઢ છે, આજે બહુ વરસાદ છે, આવા આવા વિચારો

પોતાના કામમાં જેઓનું મન રસપૂર્વક જોડાતું નથી, તેઓનેજ આવ્યા કરે છે. જેઓને કામ કરવા ઉપર પ્રેમ છે, અને તેથી જેઓ પોતાના કામને રસપૂર્વક નિત્ય કરે છે, તેમને તાપ, ટાઢ કે વરસાદ કંઇજ જણાતું નથી. શારીરિક, માનસિક કે આધ્યાત્મિક ઉન્નતિને માટે જે પ્રકારનો પ્રયત્ન કરવાનું તમને જ્ઞાન હોય, તે પ્રકારનો પ્રયત્ન અત્યંત રસપૂર્વક કરો, અને તમને તાપ, ટાઢ કે વૃષ્ટિ કંઇજિ બાધ નહિ કરે. તમારે ઉનાળામાં મહાબળેશ્વર, માથેરાન કે લાનોલી શોધવાં નહિ પડે. બાળકોને જુઓ; તેઓ કેવાં આનંદથી રમે છે! તેમને તાપની કે ટાઢની ફરિયાદ કરતાં કદી સાંભળ્યાં છે?

("મહાકાલ" ચૈત્ર-સં. ૧૯૬૬ માં લેખકઃ-સદ્ગત છોટાલાલ માસ્તર)

# ६-हृदयमां ज्ञानरवि प्रकटाववा इष्टने अभ्यर्थना

પદ. (આવોને મારે મંદિરીએ જગરાય-એ લય.)

નાખો આ મારે ઉર પ્રભુ જ્ઞાનપ્રકાશ, અવર મારે કોઈ હવે નથી આશ. ટેક
ઈચ્છું ન પ્રભુ, પુત્ર અને દારા, વિભવ મને લાગે ન અતિ પ્યારા,
ભુવન ઉપવન દિવ્ય પણ ખારાં, ગુંદવા ન ગમે ભોગતણા ગારા,
શું કરૂં તેને, થાય જે અંતે વિનાશ. નાખો૦
બેસું હું પ્રભો! આપપ્રતિ જોઇ, ભાળું ન બેલી આપવિના કોઈ,
સાચું દો જ્ઞાન યાચું પ્રભુ રોઇ, વિકળતાથી ધીરજ છે ખોઇ,
પ્રકટાવો જ્ઞાનઅર્ક હૃદયઆકાશ. નાખો૦
વ્યાપેલું જ્યાં ત્યાં જોઉં હું અંધારૂં, જગત આખું અથડાતું બિચારૂં,
નિરખું ન જ્ઞાનતેજ ક્યાંહિ ચારુ,[1] નિઃસારે શું ગ્રહી મનને ઠારૂં,
[2]નવનીત આપો, તુચ્છ ન ઇચ્છું હું છાશ. નાખો૦
શાસ્ત્રોને વાંચું, સાધનને સેવું, હજી મનનું તિમિર એવું ને એવું,
જાણું શું સાધીને, છે [3]ઇદં જેવું, કો વિધિ ખોલી જ્ઞાનનયન દેવું,
મથી મથી હવે છેક થયો છું નિરાશ. નાખો૦
ગુંચો આ મારી ગુરુવર ઉકેલો, જાઉં હું થાવા કોનો હવે ચેલો,
ઉછેરો આપે રોપેલો વેલો, આપનો છું યદ્યપિ મેલોઘેલો,
હેઠી ન મૂકો કૃષ્ણ! આ રથની રાશ. નાખો૦
નરહરિ પ્રભો! હૃદય હવે ચાંપો, સંતપ્ત શિશુને આશ્વાસન આપો,
પ્રતિબંધઅભ્રો સઘ હવે કાપો, હૃદયનભમાં જ્ઞાનરવિ સ્થાપો,
જોશો ન શિશુના અધિક હવે નિઃશ્વાસ. નાખો૦

("મહાકાલ" શ્રાવણ-સં. ૧૯૬૪ના અંકમાંથી)

૧ સુંદર. ૨ માખણ. ૩ આ દશ્ય જે પ્રકારનું છે, તે પ્રકારનું જ્ઞાન શું સાધીને પ્રાપ્ત કરૂં?

# ૭–महान हजरत मोहमद पेगंबर साहेब (सल.)

**મહાન હજરત મોહમદ પેગંબર (સલ.)**નો જન્મ ઇ. સ. ૫૭૦માં મક્કા શહેરમાં થયો હતો. એ શહેર ઘણું પુરાણું છે. તે અરબસ્તાનના જૂદા જૂદા લોકોના કબજામાં રહ્યું હતું, અને છેવટ તે કુરેશી લોકો કે જે સૌથી ઉંચા ગણાતા હતા તેમના કબજામાં આવ્યું હતું. તેમાં કાબાનું પવિત્ર ધામ હોવાથી તે અસલથી ઘણું પ્રખ્યાત હતું, અને લોકોની આવ–જાને લીધે તે એક મોટું વેપારનું મથક ગણાતું હતું. જયારે મહાન હજરત પેદા થયા, ત્યારે તે તેમના ખાનદાનમાંજ હતું અને તેનો કારભાર તેમના દાદા હજરત મુત્તલિબ ચલાવતા હતા. મહાન હજરતના પિતા તેમના જન્મ પહેલાં ગુજરી ગયા હતા, અને માતા તેમને ૭ વર્ષના મૂકી ગયાં હતાં. આ અનાથ બાળક માબાપવગરની નિરાધાર સ્થિતિમાં ત્રણ વર્ષ સુધી તેના દાદાના હવાલામાં રહ્યું. જયારે દાદા ગુજરવા લાગ્યા, ત્યારે તેમણે હજરત અબુ તાલિબને સોંપણી કરી અને અબુ તાલિબે સગા કાકા હોવાને લીધે તે બાળકને પોતાની સાથે રાખ્યું. જેમ જેમ દિવસ વધતા ગયા, તેમ તેમ ઉંમર મોટી થતી ગઇ અને જુવાની આવવા લાગી.

**અંતરમાં પ્રકાશ**—એકાંતવાસનો શોખ હોવાથી તેઓ ઘણો વખત જંગલમાં ખુદાની યાદમાં ગાળવા લાગ્યા. ખુદા તાલાએ પોતાની નિશાનીઓવડે કુદરતનું મહાન પુસ્તક તેમના આગળ ખુલ્લું મૂકયું હતું, કે જે તેમની કેળવણી માટે બસ હતું. તેઓ કદી નિશાળે ગયા નથી કે કદી પુસ્તકની કેળવણી લીધી નથી; પણ તેઓ "વગર ભણેલા" પેગંબર હતા, કે જેને ખુદાએ બધું જ્ઞાન આપ્યું હતું. તેમના વખતના લોકો બધા જંગલી હતા અને અઘોર પાપમાં સપડાયેલા હતા; એટલે સુધી કે છોકરીઓને પણ નાનપણમાંજ મારી નાખતા હતા. અનીતિ પણ એટલીજ હતી. તે વખતે ત્યાં આજુબાજુના યાહુદી તથા ક્રિશ્ચિયન ધર્મ પણ એવાજ થઇ ગયા હતા. તેમને એ વખત શામ(સીરીઆ)માં મુસાફરી કરવાને પ્રસંગ મળ્યો, પણ બંને વખત તેમને ત્યાં કઢંગા અને જંગલી રિવાજ નજરે પડયા કે જેથી તેમને ઘણો ત્રાસ થવા લાગ્યો.

**બીબી ખદીજા**—જયારે તેમની ઉંમર ૨૫ વર્ષની થઇ, ત્યારે તેમનું બીબી ખદીજા સાથે લગ્ન થયું. આ બાઇ વિધવા હતાં અને તેમનાથી ૧૫ વર્ષ મોટાં હતાં. તેઓ ઘણા પૈસાવાળાં અને કુલીન ખાનદાનનાં હતાં અને કુલીન સાથી શોધતાં હતાં; એટલામાં ઉત્તમ કુરેશી ખાનદાનનો વીર પુરુષ તેમને મળી આવ્યો. આ લગ્નથી મહાન હજરતને ઘણો ટેકો મળ્યો. કારણ કે બીબી ખદીજા તેમની ખરા જીગરથી સેવા–ચાકરી કરતાં હતાં, એટલુંજ નહિ પણ જયારે હજરતને દુશ્મનોથી ઘણો ત્રાસ થતો હતો, ત્યારે તેમને તે દિલાસો આપી તેમના દુઃખમાં ભાગ લેતાં હતાં.

**અલ–અમીન**—પંદર વર્ષ મહાન હજરતે એવી નેકનિષ્ઠા અને પ્રમાણિકપણાથી કામ કર્યું અને લોકસેવા બજાવી કે લોકો તેમને "અલ–અમીન–" (વિશ્વાસુ) કહી બોલાવવા લાગ્યા. હજરતની ઉમદા વર્તણુકને લીધે દિવસે દિવસે લોકોનો પ્રેમ વધતો ગયો અને તેઓ પોતાનાં બધાં કામોમાં તેમને આગેવાન ગણવા લાગ્યા.

**પેગંબરી**—જયારે પેગંબરીનો વખત આવ્યો, ત્યારે ખુદાએ તેમની તરફ જીબ્રઇલ નામનો ફિરસ્તો મોકલ્યો અને કુરાનનું પુસ્તક પ્રગટ કર્યું. ફિરસ્તાના ગેબી અવાજના અદ્ભુત ચમત્કારથી હજરતના મનને ઘણી બેચેની થઇ. તેઓ એકદમ બીબી ખદીજા પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, મારૂં મન મારા કાબુમાં નથી અને મને ઘણી તકલીફ થાય છે. આ પછી તેમણે બધી હકીકત કહી સંભળાવી. બાઇનો વિશ્વાસ હજરત તરફ વધારે થયો અને તેમણે કહ્યું કે, ખુદા તાલાએ તમને પેગંબર બનાવ્યા છે અને મને માન આપ્યું છે. મને ખાત્રી છે કે, આપના પ્રતાપથી લોકોને આશા, પ્રેમ, જ્ઞાન અને ખરો ધર્મ મળશે.

**ખુલ્લો સંદેશો**—પેગંબરીનો મરતબો મળવાથી તેમણે સત્ય ધર્મનો બોધ કરવા માંડયો, અને જૂના વખતથી જડ ઘાલી બેઠેલા કઢંગા રિવાજો તરફ ફુત્કારો ચલાવ્યો. આથી લોકો ઘણા

ચીઢાયા અને તેમને દુશ્મન ગણવા લાગ્યા. તેમણે લોકોને અધર્મ, અનીતિ, જુલમ, બાળહત્યા અને જંગલીપણા વિરુદ્ધ ઉઘાડે છોગે ઉપદેશ કરવા માંડયો અને તેમને ઇસ્લામમાં આવવાની સૂચના કરવા માંડી. તેમના બોધની એટલી બધી અસર થઇ કે તેમની પાસેના તમામ માણુસોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. બીબી ખદીજા, હજરત અલી મુર્તુઝા, હજરત અબુબકર સિદીક, હજરત હમઝા જેવા શખસો ઇસ્લામમાં દાખલ થયા. આમાંના ઘણાખરા માણસો મોભાવાળા, પૈસાદાર અને બાહોશ હતા. તેમના પછી હજરત ઉમર ઇસ્લામમાં આવ્યા. તેઓ એક વખત વિરોધી હતા, પણ તેમના ઇસ્લામમાં આવ્યા પછી ઇસ્લામને એક મજબૂત ટેકો મળ્યો.

**લોકોનો ત્રાસ**—જેમ જેમ હજરત (સલ.) લોકોને તેમના પાપી રિવાજો છોડી દેવા ઉપદેશ કરવા લાગ્યા, તેમ તેમ લોકો તેમના પક્ષકારોના વધારે દુશ્મન થતા ચાલ્યા અને તેમને કનડવા અનેક પ્રકારનાં કાવત્રાં કરવા લાગ્યા; પણ હજરત પોતાને ખુદા તાલાએ સોંપેલા કામથી ડગ્યા નહિ. જ્યારે પોતાના પક્ષકારો ઉપર ઘણોજ જુલમ ગુજરવા લાગ્યો, ત્યારે તેમણે તેમને હબશા-(આબીસીનીઆ)ના મુલકમાં ચાલ્યા જવાનું ફરમાવ્યું. તેઓ હબશા ગયા ત્યાં પણ દુશ્મનોએ તેમનો કેડો મૂક્યો નહિ. ત્યાંના બાદશાહ નજ્જાશીને અરજ કરી બધાને પકડી મંગાવ્યા. તે વખતે હજરત જાફરે કહ્યું કે "હે રાજન્! અમે અજ્ઞાનતા અને જંગલીપણામાં ડૂબેલા હતા, મૂર્તિ પૂજતા હતા, કુકર્મ કરતા હતા, મુરદાર ખાતા હતા અને ગીબત કરતા હતા. અમને માણસ ઉપર જરા પણ દયા નહોતી, કોઇની પરોણા-ચાકરી કરવામાં સમજતા નહોતા અને પાડોશીનો હક્ક જાણતા નહોતા. અમે જબરાઇનો કાયદો સમજતા હતા અને લોકો ઉપર જુલમ કરતા હતા; પણ અમારા સારા નસીબે ખુદા તાલાએ અમારામાં એક પેગંબર પેદા કર્યા. અમે તેના ખાનદાન, સચ્ચાઇ, નેકનિષ્ઠા અને પવિત્રતાથી વાકેફ હતા. તેમણે અમને ખુદા એકજ છે, એ વાતથી જાણીતા કર્યા અને એકલા ખુદાનેજ સર્વશક્તિમાન માનવાનું શીખવાડયું. તેમણે મૂર્તિપૂજા કરવાની મનાઇ કરી અને સાચું બોલવાનું, ખરી રીતે ચાલવાનું, દયા કરવાનું અને પાડોશીના હક્ક જાળવવાનું શીખવ્યું. સ્ત્રીજાતિનું ખોટું બોલવાની અને અનાથ બાળકોની મિલ્કત ખાઇ જવાની મનાઇ કરી અને પાપ તથા જૂઠથી દૂર રહી નમાજ પઢવાનું, ખેરાત કરવાનું અને રોજા રાખવાનું ફરમાવ્યું. અમને તેમનો રસ્તો સારો લાગવાથી અમે તે અખત્યાર કર્યો છે, તેથી લોકો અમારી કેડે પડ્યા છે. તેઓ અમને ખુદાની બંદગી કરવાનું છોડી દઈ લાકડાં અને પથ્થરની મૂર્તિઓ પૂજવાની ફરજ પાડવા માગે છે. તેમણે અમારા ઉપર જુલમ કરવામાં બાકી રાખી નથી; અને જ્યારે અમારૂં કાંઇ ન ચાલ્યું, ત્યારે અમારે અમારો દેશ છોડવો પડ્યો છે."

આવી રીતે તેમના શિષ્યો સત્ય ધર્મને ખાતર ઘરબાર છોડી ચાલ્યા ગયા હતા, તોપણ મહાન હજરત પોતાના ઇરાદામાં મક્કમ હતા, અને સત્ય ધર્મનો બોધ કરતા હતા. દુશ્મનોએ તેમને ઘણી લાલચો આપી પોતાના રાજા બનાવવા સુધીનું કહ્યું, પણ હજરતે ગણકાર્યું નહિ. તેમણે કહ્યું કે, જો સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર ડાબી બાજુએ આવીને મને રોકે તોપણ હું રોકાવાનો નથી. જ્યાંસુધી માલીકનું ધાર્યું નહિ થાય અને મારી જીંદગીનો અંત નહિ આવે, ત્યાંસુધી હું ખરો માર્ગ છોડનાર નથી. આથી તેઓ ઘણા ગુસ્સે થયા અને બમણી શત્રુતા કરવા માંડી. હજરત તેમના ત્રાસને લીધે તાયફ તરફ ગયા, પરંતુ ત્યાં પણ તેમને ઠરીને બેસવા દીધા નહિ. ત્યાંના લોકો તો એટલા બધા દુશ્મન થઈ રહ્યા હતા કે ત્યાં જતાંજ તેમણે હજરતને પથરા મારવાનું શરૂ કર્યું. લોહીલોહાણ સ્થિતિમાં હજરતને પાછા ફરવું પડયું, પણ તેમણે પોતાનું કામ છોડયું નહિ. આથી દુશ્મનો ઘણા ચડસે ભરાયા અને તેમનો જીવ લેવા માટે કાવત્રાં કરવા લાગ્યા.

**હિજરત**—એક સત્ય ઉપર ફિદા થયેલા પેગંબર ઉપર મક્કાના લોકો વગર લેવેદેવે જુલમ ગુજારે છે અને તે સઘળું મૂંગે મોઢે સહન કરે છે, એ જોઈ મદીનાના લોકોની લાગણી ઉશ્કેરાઈ આવી. તેઓ સલાહ કરી મક્કે આવ્યા અને હજરતને તેડી ગયા. ઇ. સ. ૬૨૨ ના જુલાઈ માસની ૧૬ મી તારીખે મહાન હજરત મક્કેથી નીકળ્યા, તેમની સાથે હજરત અબુબકર સીદીક

પણ હતા. ત્રણ દિવસ મુશીબતથી રસ્તો કાપીને તથા પાછળ પડેલા શત્રુઓના ભયનું જોખમ માથે બેઠીને તેઓ સહીસલામત મદીના આવી પહોંચ્યા. બીબી ખદીજા મક્કામાંજ ગુજરી ગયાં હતાં. તેમને કેટલાંક બાળક થયાં હતાં, પણ તેમાંના દીકરા નાનપણમાંજ ગુજરી ગયા હતા, માત્ર ત્રણ દીકરીઓ રહી હતી. તેમાંની સૌથી નાની દીકરી બીબી ફાતમાનાં લગ્ન હજરત અલી સાથે કર્યાં હતાં.

**મકકા સાથે સલાહ**—મદીના પહોંચ્યા પછી તેમણે "અનસાર" અને "મહાજેરીન" લોકોને ભેગા કર્યા અને ભ્રાતૃભાવનું એક મંડળ કાયમ કર્યું. એક નાની સરખી મસ્જીદ બાંધી અને વ્યવસ્થાના કાનુન તૈયાર કર્યા. આ ધોરણથી ઇસ્લામમાં પ્રજાસત્તાક રાજ્યની શરૂઆત થઇ. મક્કાના લોકો હજુ પણ કેડો મૂકતા નહોતા. નવ વરસ વીતી ગયાં હતાં, તોપણ કોઈ કોઇ વખત મોટું ટોળું લઇ મદીનાપર ચઢી આવતા હતા અને હેરાન કરતા હતા. હજરતે જોયું કે, લોકોને આથી ઘણું નુકસાન થાય છે, તેથી તેમણે મક્કાવાસીઓ સાથે સલાહ કરી અને મકકે હજ કરવા ગયા. લોકો તેમને મક્કામાં આવેલા જોઇ અણગમો જાહેર કરી શહેર બહાર જતા રહ્યા; પણ કેટલાક લોકોનું મન તેમની સાદાઇ, પરોપકાર, સહનશીલતા અને પવિત્રતા જોઇ તેમના તરફ ખેંચાવા લાગ્યું અને તેઓ ઇસ્લામમાં દાખલ થયા. હજરતે મદીને આવ્યા પછી રૂમ અને ઇરાનના રાજકર્તાઓ તરફ ઇસ્લામ અખત્યાર કરવાનાં કહેણો મોકલ્યાં.

**ફતેહ**—ભાગ્યેજ એક વરસ વીત્યું હશે કે મકકાના લોકોએ સલાહનો ભંગ કરી મદીનાના કેટલાક લોકોને કતલ કર્યા. તેમની સાથે સલાહ કરવામાં આવી હતી તોપણ તેઓ મુસલમાનો સાથે ઘાતકીપણું ચલાવતા; એટલુંજ નહિ પણ તેમને મક્કામાં હજ કરવા જતાં પણ અટકાવી તેમના ધર્મને આડે આવતા હતા. ધર્મની બાબતમાં કોઇ અટકાવ કરે એ સાંખી શકાતું નથી, તેથી મુસલમાનો પોતાને ધર્મ પાળતાં કોણ અટકાવે છે એ જોવા મકકે જવા તૈયાર થયા. દશ હજાર મુસલમાનો આ વખતે મદીનેથી નીકળ્યા અને પોતાના પેગંબરની છાયા નીચે મકકે રવાના થયા. (ઇ. સ. ૬૩૦) અહંકારી શત્રુઓને તેમના આવવાનું સાંભળી ઝાળ ઉઠી, અને તેઓ સામા થયા; પણ ઇસ્લામના બળ આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. આખરે તેઓ શરણે થયા, અને હજરતની ફતેહ થઇ. લોકો ઘણા બ્હીતા હતા કે, આપણે હજરતને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી, એટલે હવે હજરત આપણને છોડશે નહિ. તેઓ જીંદગીની આશા છોડી બેઠા હતા. તેમને મહાન હજરતે કહ્યું કે "ચાલો, હવે તમારે શું કહેવું છે? મારે તમને હવે કેવો બદલો આપવો જોઇએ?" તેઓ ગભરાઇને કહેવા લાગ્યા કે "હે દયાળુ સરદાર! અમારાં કર્તુકનો કાંઇ પાર નથી; પણ આપ તો ઉદાર અને દયાળુ છો; તેથી આપની પાસેથી અમને સારો બદલોજ મળવાની આશા છે." પોતાના દેશી ભાઇઓના મુખમાંથી આવાં વચન સાંભળી તેમનું હૈયું ભરાઇ આવ્યું, તેમની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને પ્રેમના ઉભરાથી કહેવા લાગ્યા કે "જેવી રીતે હજરત યુસુફ પેગંબર પોતાના ભાઇઓ સાથે વર્ત્યા હતા, તેવી રીતે હું તમારી સાથે વર્તીશ. હું તમારો તિરસ્કાર કરવાનો નથી. તમે પણ ખુદાના બંદા છો, એટલે ખુદા તમારો ગુન્હો માફ કરશે." આટલું બોલી દુશ્મનોએ જે જે કષ્ટ આપ્યું હતું તે દરગુજર કરી માફી આપી. હવે મક્કામાંથી મૂર્તિપૂજાનો નાશ થયો અને ત્યાં સત્યનો સૂર્ય ઉગ્યો.

**છેલ્લી હજ**—ઇસ્લામનો પ્રભાવ વધતો ગયો એટલે ચારે તરફથી લોકોનાં ટોળેટોળાં ઇસ્લામમાં દાખલ થવા આવવા લાગ્યાં. "જ્યારે ખુદા તાલા તરફથી મદદ અને ફતેહ મળે અને તું લોકોને ટોળાંબંધ ખુદાના ધર્મ(ઇસ્લામ)માં આવતા જુએ, ત્યારે માલીકના ગુણ ગા, તેની પવિત્રતાનો મહિમા યાદ કર અને માફી માગ. કારણ કે બેશક તે તોબા કબૂલ કરી માફી આપનારો છે." કુરાન શરિફના આ વચન પ્રમાણે ચોતરફથી લોકોનાં ટોળાં ઇસ્લામમાં આવવા લાગ્યાં, ત્યારે હજરતને લાગ્યું કે, મારૂં કાર્ય સંપૂર્ણ થઈ રહ્યું. આથી તેમણે છેલ્લી હજ કરવા જવાની તૈયારી કરી. ઝિલકેદ મહિનાની ૫ મી તારીખે ૧ લાખ અને ૧૪ હજાર માણસોને લઇ હજરત હજ કરવા રવાના થયા અને ૧૪ દિવસમાં મકકે આવી પહોંચ્યા. ત્યાં પહોંચીને કેટલીક ક્રિયાઓ કર્યા પછી લોકોને બોધ કરવા માંડયો કે "હે ગૃહસ્થો! મને આશા છે કે, હું જે કાંઇ કહું તે તમે

સઘળા ધ્યાનથી સાંભળશો. પ્રથમ તો મારે કહેવું જોઇએ કે, હું આ વખત તમારી સાથે આવ્યો છું તેવો ફરી આવવાનો નથી. તમારી માલમિલ્કત પવિત્ર છે, તેને તેવીજ સમજજો. કોઇ દિવસ તેનો ગેરઉપયોગ કરશો નહિ, અને આ મહિનાને પવિત્ર સમજજો. તમારે બધાને ખુદા આગળ જવું પડશે અને તેને હિસાબ આપવો પડશે. ખુદાએ બધાંનો વારસો નક્કી કરી આપ્યો છે, કોઈનો હક્ક નાબુદ થઈ શકતો નથી. પહેલાં અજ્ઞાન લોકો ખૂનનો બદલો ખૂનથી લેતા હતા તે હવે લેવાનો નથી. તમારામાંનાં સ્ત્રીપુરુષોના હક્ક કાયમ છે. તમે સ્ત્રીઓ ઉપર માયા રાખજો અને તેમની સાથે સારી રીતે વર્તજો. ખચિત તેઓ તમને ખુદાની જામીનગીરીપૂર્વક મળેલી છે અને તેના હુકમ પ્રમાણે તમને અપાયલી છે. અને તલાક (છૂટા છેડા)ના જેવી બીજી કોઈ ચીજ ખુદાને નાપસંદ નથી.

ગુલામોને, જે ખોરાક તમે ખાઓ તે તેમને ખવડાવજો–તેમનાથી ન થઈ શકે એવું કામ તેમની પાસે કરાવશો નહિ. જો ભારે કામ કરવાનું હોય તો તમે પણ તેમની સાથે કામે લાગજો. કોઈ પણ શખસ ગુલામને મારશે તો તેનો હક્ક તેના ઉપરથી નાબુદ થઈ જશે અને તેના ઉપર જુલમ કરશે તો સ્વર્ગમાં જવા પામશે નહિ. તેને દિવસમાં ૭૦ વખત માફી આપવી જોઇએ; કારણકે તે પણ તમારા ખુદા–માલિક–નો બંદો છે. તેના ઉપર સખ્તી ગુજારવી એ સારૂં નથી. ગુલામોને છૂટા કરવા એ ખુદા તાલાને ઘણુંજ પસંદ છે. હું જે કહું છું તે ધ્યાનથી સાંભળજો અને તે પ્રમાણે ચાલજો. તમે બધા મુસલમાનો એકબીજાના ભાઈ છો. એક ભાઇ બીજાને પોતાની ચીજ રાજી-ખુશીથી ન આપે ત્યાંસુધી તે તેની થઇ શકતી નથી. કોઇ દિવસ ગેરઇન્સાફ કરશો નહિ. હું તમને એક ચીજ આપી જાઉં છું, જેને વળગી રહેશો તો કદી ભૂલા પડશો નહિ. એ કુરાન શરીફનું પુસ્તક છે. નેકી, દયા અને સંપ, એ ત્રણ ચીજો અંતર શુદ્ધ કરનારી છે; તે પર કાયમ રહેજો. જે લોકો અહીં ન આવ્યા હોય, તેમને આ બધી હકીકત કહી સંભળાવજો કે તેઓ પણ યાદ રાખી તેનાથી ફાયદો મેળવે.”

હજ કર્યા પછી તેઓ પોતાના શિષ્યો સાથે મદીને આવ્યા. ત્યાં આવ્યા પછી તબિયત બિમાર થઈ અને થોડા દિવસમાં શરીર જીર્ણ થઇ ગયું. છેલ્લી વાર તેમણે મસ્જીદમાં જઈ લોકોને કહ્યું કે “હવે હું તમને ખુદાને હવાલે સોંપું છું. તેનાથી ડરજો અને હમેશાં તેની બંદગી કરજો. હવે મારો વખત પૂરો થયો છે. મારા જવાથી તમને દિલગીરી થશે; પણ તમે જાણો છો કે, બધા પેગંબરોએ દુનિયા છોડી છે અને મારો પણ હવે વખત આવ્યો છે. દરેક ચીજ ખુદાની મરજીથી થાય છે અને જે બનવાકાળ હોય છે તે વખત પ્રમાણે બને છે. હું મને મોકલનારની પાસે જાઉં છું અને છેવટે તમને કહેતો જાઉં છું કે, તમે બધા હળીમળીને ચાલજો, ઇસ્લામ ઉપર દઢ રહેજો અને નેકીથી ચાલજો. નેકીથી હમેશાં કલ્યાણ થાય છે અને બદીથી પાપના ખાડામાં પડવું પડે છે. હું તમારી પહેલાં જાઉં છું અને તમે મારી પાછળ આવશો. મોત કોઇને છોડવાનું નથી. તેનાથી ડરવું એ નાદાની છે. મારૂં જીવતર તમારા ભલામાટે હતું અને મરવું પણ તમારા ભલામાટે છે. બોલતાં બોલતાં તેઓ ખુદા તરફ ઇશારો કરી કહેવા લાગ્યા કે “હે પરવરદીગાર! લોકોને મેં તારો સંદેશો પહોંચાડ્યો છે, તેં મને સોંપેલું કામ મેં બરાબર બજાવ્યું છે, જેનો તું પોતેજ સાક્ષી છે. એ પછી લોકોને જૂદે જૂદે પ્રકારે શાંત કર્યા પછી મકાન ઉપર ગયા. ત્યાં ગયા પછી તબિયત વધારે બગડી. ઘરમાં જે રહ્યું સહ્યું હતું તે બધું ગરીબોને ખેરાત કરી દેવડાવ્યું. પાસે એક પાણીનું વાસણ પડયું હતું તેમાં હાથ નાખી પોતાના મોં ઉપર ફેરવતા હતા એટલામાં આકાશ તરફ હાથ કરી કહેવા લાગ્યા કે “હે ખુદા! ઉંચા સમાગમમાં મને દાખલ કર!” આટલું બોલ્યા પછી ધીમે સ્વરથી પ્રાર્થના કરતાં કરતાં તેમનો પવિત્ર આત્મા આ નાશવંત દુનિયાનો ત્યાગ કરી માટીના દેહ સાથેનો સંબંધ છોડી પરમાત્માના અનંત સમાગમમાં તેજરૂપ થઇ સમાઈ ગયો.

મી૦ નારાયણ હેમચંદ્ર લખે છે કે, શુમારે ૧૩૦૦–તેરસો વરસ વીતી ગયાં છે. જ્વલંત વિશ્વાસ અને અદમ્ય ઉત્સાહના પેગંબર હજરત મહમદ સાહેબ આ લોક છોડીને ચાલ્યા ગયા છે; પરંતુ હિંદુસ્તાનથી અલજીરિયા સુધી આખા ભૂભાગના મુસલમાનોનાં હૃદય આજ પણ તેમના નામથી નાચે છે. (“સાંજવર્તમાન” માં લખનાર–પીરજાદા મોટામિયાં નાયબ દિવાન–સચીન)

# ૮–શું ધનપ્રાપ્તિના સર્વ માર્ગ બંધ થઇ ગયા છે ?

ધન પ્રાપ્ત કરવાના સઘળા માર્ગો બંધ થઇ ગયા છે, એવી આજે સ્થળે સ્થળે બૂમો સાંભળવામાં આવે છે. વેપારમાં કશો કસ રહ્યો નથી, એવી કેટલાક ફરિયાદ કરે છે; તો કેટલાક નોકરીમાં કે વકીલના તથા ડૉક્ટરના ધંધામાં હવે કશો માલ રહ્યો નથી, એવા સંતાપના ઉદ્ગારો કાઢે છે. ઉપરથી અવલોકન કરનારને આ વચનો સાચાં લાગે છે, પરંતુ વસ્તુતઃ તે સાચાં નથી. મનુષ્યો પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતા નથી, અને એકની એક બાબતની પાછળ, ગાડરીયા પ્રવાહની પેઠે પડવાથી આવું પરિણામ આવ્યું છે. વકીલાતના કે ડૉક્ટરના ધંધામાં કેટલાકને સારો લાભ મળ્યો કે સર્વ વકીલ અને ડૉક્ટર થવા મચી પડે છે. એક જણ મીલ કાઢવાથી કમાયો કે બીજાઓ તેવીજ મીલો ઉભી કરે છે; પરંતુ ધનપ્રાપ્તિનો નવો માર્ગ કોઈ વિરલજ બુદ્ધિનો ઉપયોગ કરી શોધી કાઢે છે. આથી ઉલટું પાશ્ચાત્ય પ્રજા પોતાના મગજને કસીને નવા નવા ઉદ્યોગો શોધી કાઢવામાં પોતાની બુદ્ધિને નાખે છે, અને આરંભમાં થોડાં વર્ષ દુઃખને ભોગવે છે; પરંતુ અંતમાં કોઇ નવો ઉદ્યોગ શોધી કાઢી લાખો રૂપિયા કમાય છે. કોઇ પણ બાબતની નવી શરૂઆત કરતાં આપણી પ્રજા ડરે છે, એ તેનો મોટામાં મોટો દોષ છે. નવી શરૂઆત કરતાં વખતે ખોટ આવશે, વખતે લોકો હાસ્ય કરશે, અનુભવવિના વખતે નહિ ફાવીએ, આવી આવી સેંકડો શંકાઓ કરી તેઓ જૂના ચીલામાંજ ગાડુ હાંકે છે; પણ નવો ચીલો પાડવાની હિંમત ધરતા નથી. આવા સંશયવાળા સ્વભાવથી આપણે, જ્યારે બીજી પ્રજાઓ વૃદ્ધિના માર્ગમાં વર્ષે હજાર કે બે હજાર ગાઉ કાપે છે ત્યારે, પૂરો એક ગાઉ પણ કાપતા નથી.

મનુષ્યની બુદ્ધિમાં એવું સામર્થ્ય રહેલું છે, કે જેમાં તેને એકાગ્રતાથી અને ઉત્સાહથી દીર્ઘકાળપર્યંત જોડવામાં આવે છે, તેમાં તેનો પ્રવેશ થાય છે; અને પૂર્વે જ્યાં તેને અંધકાર જણાતો હોય છે, ત્યાં તેને પ્રકાશ જણાય છે. કશુંજ નહિ સૂઝે, એવી બાબતોમાં ધીરે ધીરે તેને ગમ પડે છે, અને તેને અનેક નવી નવી યુક્તિઓ જડે છે. અગમ્ય જણાતા માર્ગોમાં બુદ્ધિને નહિ જોડવાથીજ તે માર્ગો અગમ્ય રહ્યા હોય છે. બુદ્ધિને જોડતાં અગમ્ય પણ ગમ્ય થયા વિના રહેતું નથી. મહાન શોધો આ રીતેજ થઈ હોય છે. આરંભમાં જેનો સંભવ પણ ન જણાતો હોય તેવી બાબતો, બુદ્ધિને તેમાં નાખતાં સંભવિત થઈ જાય છે, અને પરિણામે સત્યરૂપે અનુભવાય છે.

આમ હોવાથી ધનપ્રાપ્તિના સઘળાજ માર્ગો બંધ થઈ ગયા છે, એમ જો કોઈ કહે તો તે સાચું નથી. જગત અનંત હોવાથી ધનપ્રાપ્તિના પણ અનંત માર્ગો છે. તે માર્ગો કયા છે, તેની શોધમાં બુદ્ધિને નાખવાનીજ માત્ર અગત્ય છે.

યૂરોપ અને અમેરિકાના લોકોને નવું નવું અનેક સૂઝે છે, અને આપણને નથી સૂઝતું, તેનું કારણ આપણામાં બુદ્ધિ નથી એમ નથી. બુદ્ધિમાં આપણે તેમના કરતાં કોઇ રીતે ઉતરતા નથી, પરંતુ આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરતા નથી, એજ છે. જેમ જમણા કે ડાબા હાથને અખંડ ઉચો રાખવાનું વ્રત લેનારા બાવાઓનો તે હાથ ઘણા માસ અથવા વર્ષ બિલકુલ ક્રિયા ન કરવાથી સૂકાઇને સોટી જેવો થઇ જાય છે, તેમ પાશ્ચાત્ય પ્રજાની પેઠે નવી નવી શોધો કરવામાં આપણી બુદ્ધિને સેંકડો વર્ષથી ન જોડવાથી, ક્રિયારહિત રહેવાથી તે સૂકાઇને મુડદાલ જેવી થઇ ગઈ હોય એમ થયું છે. પરંતુ તેનામાં પ્રફુલ્લ થવાનું અને પશ્ચિમની પ્રજાઓના કરતાં પણ અધિક વિકાસને પામવાનું સામર્થ્ય છે, એ નિઃસંશય છે. જો આપણે પ્રયત્ન કરીશું તો અલ્પ સમયમાં આપણને આ સંબંધમાં ખાત્રી થયા વિના નહિજ રહે.

એક પાશ્ચાત્ય લેખક ધનપ્રાપ્તિના કેટલાક નવા માર્ગો પોતાના એક લેખમાં સૂચવે છે. વિચારવાનને વિચાર કરવાની કંઇક દિશા મળે, એટલા માટે તેમાંથી કેટલાક અત્ર આપીએ છીએ.

૧–લ્યુથર× બુર્બેન્કે શોધી કાઢેલા કાંટાવિનાના થોરીયાની ખેતી કરનારને પુષ્કળ દ્રવ્ય મળે

× લ્યુથર બુર્બેન્કનું સરનામું નીચે પ્રમાણે છેઃ–લ્યુથર બુર્બેન્ક, સાન્ટા રોઝા, કેલીફોર્નિયા, યુનાઇટેડ સ્ટેટ્સ. અંગ્રેજીમાં આ છોડને 'થોર્નલેસ કેક્ટસ' કહે છે.

એમ છે. આ થોરીયો અરણ્યમાં પાણીવિના ઉગે છે, અને અરણ્યને ઉપવન જેવું કરી મૂકે છે. એક એકરમાં ૯૯ ટન જેટલો તેનો પાક ઉતરે છે. તે ઢોરને એક ઉત્તમ પ્રકારના ચારાતરીકે કામમાં આવે છે, એટલુંજ નહિ પરંતુ તેમાં મોટા પ્રમાણમાં ખાંડ રહેલી છે. આ ખાંડનું પ્રમાણ વધારી શકાય એમ છે, અને તેમ થતાં તેમાંથી થતી ખાંડ શેરડી કરતાં ઘણીજ સસ્તી પડવાનો સંભવ છે. આપણા દેશમાં આ થોરીયો થઈ શકતો હોવાથી કોઇ સાહસિક પુરુષે બુર્બેન્કની સાથે પત્રવ્યવહાર ચલાવી આ ઉદ્યોગનો આરંભ કરવો ઘટે છે.

૨–ધંતુરાનાં થોડાંક પાંદડાંનો ધોવામાં ઉપયોગ કરવાથી મેલાં કપડાં જેવાં ઉજળાં થાય છે, તેવાં બીજા કશાથી થતાં નથી; પરંતુ કપડાં ધોવાને માટે ભઠ્ઠી ઉપર ચઢાવેલા વાસણમાં જ્યારે તેનાં પાંદડાં નાખવામાં આવે છે, ત્યારે તેમાંથી માથું ફાટી જાય એવી ખરાબ વાસ નીકળે છે. ઠંડા પાણીમાં પ્રથમ લુગડાં બોળીને પછી તેમને ભઠ્ઠી ઉપર ચઢાવવાથી આ વાસ ટાળી શકાય છે; પરંતુ આ બધું ખટપટવાળું કામ છે અને તેથી ધંતુરાનાં પાંદડાંનો લાભ જાણતાં છતાં ઘણા તેનો ઉપયોગ કરતા નથી. મેલાં વસ્ત્રને અત્યંત ઉજળાં કરનાર કોઇ એક રાસાયનિક તત્ત્વ ધંતુરાનાં પાંદડાંમાં રહેલું છે. આ તત્ત્વને જો ખેંચી કાઢવામાં આવે અને તેમાંથી ખરાબ વાસને દૂર કરવામાં આવે તો તેનો આ દેશમાં તથા પરદેશમાં ઘણો ભારે વ્યાપાર ચાલી શકે એમ છે.

૩–પશ્ચિમની પ્રજાઓ વિદ્યાકળામાં આટલી આગળ વધેલી છતાં, સેંકડો વર્ષપૂર્વેની પ્રજાઓને જે કળાઓનું જ્ઞાન હતું, તેમાંની ઘણી કળાઓનું જ્ઞાન મેળવવા હજી તેઓ સમર્થ થઇ નથી. આમાંની એક કળા ગજવેલને બનાવવા સંબંધની છે. શેફીલ્ડમાં આજે આખી દુનિયામાં સૌથી સખ્ત અને સૌથી સારામાં સારૂં પોલાદ થાય છે; પણ સેંકડો વર્ષપૂર્વે ભરતખંડમાં તરવાર બનાવવામાં જે પોલાદ વપરાતું હતું, તેમજ સેરેસન લોકો જે પોલાદનાં શસ્ત્રો બનાવતા હતા, તેવું પોલાદ હજી ત્યાં તૈયાર થતું નથી; અને પ્રાચીનકાળમાં આજના જેવાં કારખાનાં કે શસ્ત્રો બનાવવાની નવી રીતો, વગેરે કશુંજ ન હતું, એ વિષે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે પૂર્વના લોકોનું જ્ઞાન આપણને વધારે આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. આજની કોઇ પણ તરવારના એક ઘાએ બે કકડા કરી શકાય, એવી પૂર્વની તરવારો હતી. આ પ્રાચીન કળાને શોધી કાઢનારને પણ ધનપ્રાપ્તિનો એક નવો માર્ગ મળે એમ છે.

૪–તેજ પ્રમાણે પ્રાચીન લોકોના જેવાં મજબૂત મકાનો બાંધતાં પણ આપણને આવડતાં નથી. આજનાં આપણાં મકાનોનાં આયુષ પૂરાં સો વર્ષનાં પણ હોતાં નથી. ઘણાં મકાનોની પચીસ ત્રીસ વર્ષ વીતતાં મરામત કરવી પડે છે. સેંકડો વર્ષ વીતતાં એક પણ કાંકરો ન ખરે, એવાં મકાનો બાંધતાં આપણને આવડતાં નથી. ભરતખંડમાં તેમજ ગ્રીસ અને ઇટલીમાં હજારો વર્ષપૂર્વે બંધાયલાં મકાનો હજી સારી સ્થિતિમાં છે. મિસરની પિરામિડોની મજબૂતી સર્વને જાણીતી છે. પ્રાચીન મકાનોની મજબૂતીનું કારણ પથરામાં કે ઇંટોમાં રહ્યું નથી, પણ ચૂનાના કોલમાં અને સાગોળમાં રહ્યું છે. આ બંનેને પૂર્વના લોકો જે રીતે તૈયાર કરતા હતા, તે કળા જો આપણા હાથમાં આવે તો આજે આપણાં મકાનો પણ આપણે પ્રાચીન મકાનોના જેવાંજ મજબૂત કરવાને સમર્થ થઇએ. આજનાં મકાનોની દુર્બળતામાં કોલ અને સાગોળ, એ બંનેને તૈયાર કરવાનું અજ્ઞાન એજ કારણ છે. પ્રાચીન મકાનોમાં કાળ વીતતાં પથરા પહેલા ખવાઇ જાય છે, અને ત્યાર પછી ઘણે કાળે ચૂનો તથા સાગોળનો ભૂકો થઇ જાય છે.

૫–રંગના સંબંધમાં પણ પ્રાચીન પ્રજા જેટલું આજની સુધરેલી પ્રજાઓ પણ જ્ઞાન ધરાવતી નથી. પ્રાચીન શોધ કરનારાઓને કોઇ કોઈ વાર હજારો વર્ષ પૂર્વે રંગેલાં વસ્ત્રો મળી આવે છે; તેઓના રંગ હજારો વર્ષ વીતતાં છતાં પણ એવા તો નવા, તેજસ્વી અને આંખે ઉડીને બાઝે એવા હોય છે કે તેઓ ચકિત થઇ જાય છે. હાલની રસાયનવિદ્યા આવા રંગ શોધી કાઢવાને હજી સમર્થ થઇ નથી. આજના ચિત્રકારો જે રંગથી પોતાની છબીઓ કાઢે છે, તે રંગો

જેમ જેમ વર્ષો વીતે છે, તેમ તેમ ઝાંખા પડતા જાય છે અને અંતે ઉડી પણ જવાના. પ્રાચીન ચિત્રકારોનાં કામ આજે પણ તેવાં ને તેવાંજ હોય છે. રંગવાની તેમજ ચિત્રોને સ્થાયી રાખવાની કળા પૂર્વના કારીગરો જાણતા હતા. શોધ કરનાર તે શોધી કાઢી ધનપ્રાપ્તિનો નવો માર્ગ ઉઘાડી શકે એમ છે.

૬–જેમ રંગને બનાવવાનું આપણને આજે જ્ઞાન નથી, તેમ સેંકડો વર્ષ વીતતાં પણ ઉડી ન જાય, એવી શાહી બનાવવાનું પણ આપણે જાણતા નથી. પાંચ વર્ષ પહેલાં લખેલો કોઇ કાગળ તમે જોશો તો તમને જણાશે કે તેના અક્ષર ઝાંખા પડી ગયા છે. પ્રસંગે તે ઉકલી પણ શકતા નથી; પરંતુ જૂનાં હસ્તલિખિત પુસ્તકોના કોઈ ભંડારમાં જઇને તમે જોશો તો તમને જણાશે કે, અક્ષરો કાળા ભ્રમર જેવા છે, અને જાણે કાલેજ લખ્યા હોય તેવા સ્પષ્ટ છે.

૭–ખેતીવાડીની શાખામાં પણ ધનને પ્રાપ્ત કરવાનું અત્યંત વિશાળ ક્ષેત્ર છે. હાલ ઘઉં, બાજરી, તુવેરો વગેરે અનાજના જેવા દાણા થાય છે, તેના કરતાં ઘણા મોટા દાણા અમેરિકન પદ્ધતિ પ્રમાણે અનાજના છોડને ઉછેરવાથી થવાનો પૂર્ણ સંભવ છે. અમેરિકન ખેડુતો પાસેથી શિક્ષણ પ્રાપ્ત કરવાની પાકની જાત સુધારી શકાય એમ છે, એટલુંજ નહિ પણ પાકનું પ્રમાણ પણ વધારી શકાય એમ છે. કેનેડાના ખેડુતોએ ઘઉંના પાકનું પ્રમાણ પચીસ ટકા વધાર્યું છે. આયોવાના ખેડુતો ઓટ નામના અનાજનો પાક દર એકરે પંદરથી વીસ બુશલ વધારે ઉતારે છે. આજ પ્રમાણે ફળનાં તથા શાકનાં વૃક્ષોમાં તેમજ બીજી પૃથ્વીમાંથી ઉત્પન્ન થતી અસંખ્ય વસ્તુઓમાં પુષ્કળ સુધારો–વધારો થવાનો અવકાશ છે.*

× × × ×

નવી શોધોની મર્યાદા આવી રહી છે, એવું કંઈજ નથી. જગતમાં એવી એક પણ પેદાશની વસ્તુ નથી કે જેમાં સુધારો ન કરી શકાય; તેમજ આવી સુધારેલી વસ્તુની પુષ્કળ ખપત ન થાય, એમ પણ નથી. આથી બુદ્ધિનો ઉપયોગ કરનારને ધનપ્રાપ્તિના અનેક માર્ગ છે.

ઘણા મનુષ્યો ધનપ્રાપ્તિની સોનેરી તકો શોધ્યા કરે છે. આવી તકો તેમની વાટ જોઇને બેસી રહી આપણી પાસે આવતી નથી. પ્રથમ તમારી પોતાની લાયકી વધારો, તેમ કરતાં તમને અનુભવ થશે કે સોનેરી તકો તો તમારા માર્ગમાંજ પડી છે. વર્તમાનકાળમાં તમારાથી જેટલા બને તેટલા ઉત્તમ થાઓ. તમે પ્રથમ તમારી યોગ્યતા બતાવી આપો. તેમ થતાં જેમ ગુરુત્વવાળી પૃથ્વી ઉપર સઘળીજ વસ્તુઓ ખેંચાઈ આવીને પડે છે, તેમ ધન પ્રાપ્ત કરી આપનાર સોનેરી તકો તમારા ખોળામાં આવીને પડશે.

( આશ્વિન–૧૯૬૫ના "મહાકાળ"માં લખનાર સદ્‌ગત માસ્તર સાહેબ છોટાલાલજી )



* અમેરિકન ખેતીસંબંધી સવિસ્તર જાણવાની ઇચ્છાવાળાએ યુ. એસ. ડીપાર્ટમેન્ટ ઑફ એગ્રીકલ્ચર, વૉશીંગટન, એ સ્થળે પત્ર લખી, તે ખાતાએ પ્રકટ કરેલાં સેંકડો પુસ્તકોનું લિસ્ટ મંગાવી, તેમાંથી પોતાને અનુકૂળ જણાય તેનો અભ્યાસ કરવો.

# १-युनाइटेड स्टेट्समां मारणप्रयोगनो वधेलो प्रचार

મારણ, મોહન, સ્તંભન, વશીકરણ, આકર્ષણ અને ઉચ્ચાટન, એ મંત્રશાસ્ત્રના છ પ્રયોગોને, પાશ્ચાત્ય વિદ્વાનો આ દેશમાં પ્રસાર થયા પછી સર્વ તરફથી મોટેભાગે હસી કાઢવામાં આવે છે; પરંતુ એ પ્રયોગો સાચા છે, એવું સિદ્ધ થવાનો સમય હવે બહુ પાસે આવ્યો છે. વિચારમાં રહેલા બળવડે વ્યાધિ નિવારવાની વિદ્યા ગયાં ચાળીસ વર્ષથી અમેરિકામાં ખેડાવા માંડી છે, અને તેના પરિણામે વિચારમાં વિજળીના કરતાં પણ વધારે બળ રહેલું છે અને તે ગમે તે કરવાને સમર્થ છે, એવું ત્યાંના માનસશાસ્ત્રીઓને દિવસે દિવસે અધિકસ્પષ્ટ થતું જાય છે.

વિચારનાં આંદોલનોવડે વ્યાધિ ટાળવામાં મિસિસ એડી એકરે સ્થાપેલી 'ક્રિશ્ચિયન સાયન્સ' નામની સંસ્થા આજે સર્વોપરિ પદ ભોગવે છે. આ સંસ્થાના દશ લાખ કરતાં વધારે અનુયાયીઓ છે, તેમાં પાંચ હજાર ઉપચારકો વિચારવડે વ્યાધિને ટાળવાનો ધંધો કરે છે અને ચાળીસ લાખ મનુષ્યો માંદા પડે છે ત્યારે તેમના વિના બીજા કોઇની પાસે પોતાનો રોગ નિવારવાને માટે જતા નથી. આ સંસ્થાનાં નવસેં દેવળો છે અને કેટલાંક દેવળો તો કરોડો રૂપિયાના ખર્ચથી બાંધેલાં છે. ત્રીસ વર્ષથી સ્થપાયલી આ સંસ્થા પ્રતિવર્ષ અધિક ને અધિક બળવાન થતી જાય છે, એજ સિદ્ધ કરે છે કે, વિચારવડે વ્યાધિ નિવારવાનો તેમનો દાવો મિથ્યાભિયોગ (ખોટો દાવો) નથી. ડૉક્ટરોએ અસાધ્ય ગણીને મરવાને માટે ત્યજી દીધેલા અનેક રોગીઓને આ ક્રિશ્ચિયન સાયન્સના ઉપચારકોએ કેવળ નીરોગ કરવાના પુષ્કળ દાખલાઓ ત્યાં નિત્ય બન્યા જાય છે, અને તેથી ડૉક્ટરોનો જબરો વિરોધ છતાં પણ આ સંસ્થા દિવસે દિવસે વૃદ્ધિને પામતી જાય છે.

આમ છતાં સત્તા અને ધન એ એવા પદાર્થો છે કે જેમને તે પ્રાપ્ત થાય છે, તેઓ જો વિવેકહીન હોય છે તો તેમને ઉન્મત્ત કરી અનર્થના માર્ગમાં દોરી જાય છે. આ સંસ્થાના કેટલાક પુરુષ-અનુયાયીઓના સંબંધમાં પણ એમજ થયું છે. તેઓ સ્ત્રીઓને ઉપદેશકોનાં પદ ઉપરથી જેમ બને તેમ સત્વર દૂર કરવાનો કેટલોક સમય થયાં પ્રયત્ન કરી રહ્યા છે, અને ઘણી સમર્થ અને ઉત્તમ સ્ત્રીઓને તેઓ દૂર કરવામાં ફાવ્યા પણ છે.

સ્ત્રીઓને આથી પુરુષો ઉપર ક્રોધ પ્રકટે અને તેમનો નાશ કરવા તેઓ પ્રયત્ન આદરે, એ સ્વાભાવિક છે; અને જે વિચારરૂપી શસ્ત્રને આજસુધી તેઓએ રોગીઓના રોગ ટાળવામાં યોજ્યું છે, તેજ શસ્ત્રને તેમાંની કેટલીક સ્ત્રીઓએ પુરુષોનો નાશ કરવામાં હાલ યોજવા માંડ્યું છે.

મિ૦ આર્કિબોલ્ડ મેકક્લિલેન આ સંસ્થાનો મુખ્ય કર્તાહર્તા પુરુષ જેવો છે. વિચારનાં આંદોલનોવડે તેનો નાશ કરવાનો મિસિસ ઓગસ્ટા સ્ટેટસને કેટલાક સમયથી પ્રયત્ન આરંભ્યો હતો. સુભાગ્યે આ વાત પકડાઈ ગઇ છે અને હાલ તો મેકક્લિલેન બચ્યો છે.

મિસિસ સ્ટેટસનની ઉંમર હાલ સિત્તેર વર્ષની છે. તમે તેને જુઓ તો તેને ભાગ્યેજ ત્રીસથી વધારે ઉંમરની ધારો. વિચારનાં આંદોલનો પ્રેરીને વ્યાધિ કેવી રીતે ટાળવો, એ વિદ્યામાં તે ઘણી કુશળ છે. પચીસ વર્ષથી તે આ સંસ્થાની ઉપદેશકતરીકે કામ કરે છે. જ્યારે તે આ સંસ્થામાં દાખલ થઇ, ત્યારે તેની પાસે પહેરવાનાં સારાં વસ્ત્ર પણ ન હતાં. પોતાનાં વસ્ત્ર ભરવાની પેટી ઉપર તે ઉભી રહેતી, અને 'પરમેશ્વર સર્વત્ર વ્યાપી રહ્યા છે, માટે વ્યાધિ, રોગ, નિર્ધનતા વગેરેને રહેવાનો ક્યાંય પણ અવકાશ નથી' એ ક્રિશ્ચિયન સાયન્સના સિદ્ધાંતનો ઉપદેશ કરતી. બે-ત્રણ વર્ષમાં તેના એક હજાર અનુયાયી થયા, અને તેણે લગભગ ૪૦૦૦૦૦-સંભાળથી ગણી જુઓ, ચાર લાખ રૂપિયા-એકઠા કર્યા. આ વડે તેણે એક દેવળ બાંધ્યું.

પણ આટલાથી આ અસાધારણ શક્તિવાળી સ્ત્રીને સંતોષ થયો નહિ. તેણે ઉપદેશનું અને વ્યાધિ નિવારવાનું ચાલુ રાખ્યું, અને ૪૦૦૦૦૦૦-ગણી જુઓ, ચાળીસ લાખ-રૂપિયા એકઠા કર્યા. આ વડે તેણે આરસપહાણનું ન્યુયૉર્કમાં એક નવું દેવળ બાંધ્યું, અને તેના ઉપરિ-તરીકે તે કામ કરવા લાગી.

શું તમને એમ લાગે છે કે, સામર્થ્યવિના આ સ્ત્રી ચાળીસ લાખ જેવડી ગંજાવર રકમ સંપાદન કરવામાં વિજયી થઈ હતી? ન્યુયૉર્કના લોકો શું એવા બબુચક છે કે, પોતાના રોગ મટયા વિનાજ અને લાભ થયા વિનાજ, પોતાનાં ખરા પરસેવાનાં રળેલાં વહાલાં નાણાં તેના ખોળામાં જઇ જઇને નાખી આવ્યા હતા? ના, એવું કશુંજ નથી. તમે ત્યાં જાઓ, અને ગમે તેટલા ઢોંગધતુરા કરો, પરંતુ એક પાઇ પણ તમને કોઇ નહિ પરખાવે. આ સ્ત્રીના વ્યાધિ નિવારવાના અસાધારણ સામર્થ્યથીજ લોકો તેમની ત્રીજોરીઓ તેના ખોળામાં ઠાલવતા. એક મનુષ્યે, ડૉકટરોએ અસાધ્ય ગણેલા અને થોડા દિવસમાં અવશ્ય મરણ લાવનાર જણાવેલા પોતાના હઠીલા રોગને મટાડવાને માટે તેને ૬૨૫૦૦૦-ગણી જુઓ, છ લાખ પચીસહજાર રૂપિયા; હૃદય કહ્યું કરે છે?-રૂપિયા આપ્યા હતા. એક બીજા મનુષ્યે પોતાની સ્ત્રીનો આશાતીત વ્યાધિ મટાડવાને માટે તેને ત્રણ લાખ રૂપિયા આપ્યા હતા. વિચારનાં આંદોલનોથી રોગ મટાડવાની કળા, એ જો એક પ્રકારની લોકોને ધૂતવાનીજ વિદ્યા હોય તો વિચાર કરો કે, પચીસ વર્ષ સુધી એક સ્ત્રીના આ પ્રકારના ઢોંગધતુરા, ન્યુયૉર્ક જેવા શહેરમાં, ડૉકટરોનો સામો પુષ્કળ પોકાર છતાં ચાલ્યા કરે?

આવી અસાધારણ શક્તિવાળી મિસિસ સ્ટેટસનને મેકક્લિલેને તેના પદ ઉપરથી દૂર કરવા પ્રયત્ન આરંભ્યો. જે દેવળ પોતાનાજ શ્રમથી તેણે બાંધ્યું હતું, અને જે બંધાતું હતું ત્યારે તેની પાલખ ઉપર ઉભી રહીને મજુરો સાથે તેણે કામ કર્યું હતું, તે દેવળમાંથી તેને તેણે પોતાની સત્તાથી દૂર કરવા પ્રયત્ન આરંભ્યો. આ અન્યાય તે શી રીતે સહન કરે? ઉત્તમ સાધ્વીતરીકે કેટલાક સમયસુધી તો તેણે તે સહન કર્યું, પણ પછી તેનામાં રાક્ષસસ્વભાવ પ્રકટયો. તેણે મેકક્લિલેનને મારી નાખવા નિશ્ચય કર્યો. જગત જેવાં શસ્ત્રો વાપરે છે તેવાં શસ્ત્રોથી નહિ, પણ વિચારરૂપી સૂક્ષ્મ શસ્ત્રથી-વિચારરૂપી વિજળીથી પોતાના ઘરમાં બેઠાં બેઠાં તેણે તેના પ્રાણ લેવા પ્રયત્ન આરંભ્યો; કારણ કે વિજળી જેમ હજારો ગાઉ દૂર એક ક્ષણમાં જાય છે, તેમ વિચારરૂપી વિજળી પણ હજારો ગાઉ દૂર એક ક્ષણમાં જાય છે અને પોતાને સાધવાનું કાર્ય સાધે છે. વિચારને અવકાશ કશા લેખામાં નથી.

પણ હવે આ સંબંધમાં 'ન્યુયૉર્ક મેલ' નામનું વર્તમાનપત્ર શું કહે છે, તે વાંચો. મેકક્લિલેનના પ્રાણ લેવાને સ્ટેટ્સને કેવી રીતે મારણપ્રયોગ કર્યો, તે સંબંધમાં એ પત્ર લખે છે કેઃ-

"દરરોજ અને કદાચ તેમ ન બનતું તો થોડા થોડા દિવસને અંતરે મિસિસ સ્ટેટ્સન પોતાના બીજા અનુયાયીઓસાથે, કેટલાક કલાક બેસતી અને વિચારનાં આંદોલનોને બોસ્ટનમાં મેકક્લિલેનપ્રતિ પ્રેરીને, ધીરે ધીરે પણ અચૂકપણે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરતી.

"પોતાનો જીવ લેવાનો આ પ્રકારે પ્રયત્ન થાય છે, એ વાતની મેકક્લિલેનને ખબર પડી ન ગઇ હોત તો તેના પ્રતિ પ્રેરવામાં આવેલાં આ સામર્થ્યોની સામે તે ટક્કર ઝીલી શકયો ન હોત, પરંતુ તે કાવત્રાની તેને ખબર પડી ગઈ અને મિસિસ સ્ટેટસન ઉપર વિચારરૂપી વિજળીવડે પોતાનો પ્રાણ લેવાનો આરોપ મૂકીને તેણે તેને તથા તેના અનુયાયીઓને ગુપ્ત મળવાનો સંકેત તોડી પાડયો, અને આ પ્રમાણે પોતાનો જીવ બચાવ્યો.

"વિચારનાં આંદોલનોને આકાશમાં પ્રેરીને સ્ટેટસનનો, પોતાના શત્રુનો પ્રાણ લેવાનો પ્રયોગ કંઇક આ પ્રકારનો હતો. તે અને તેના સાથીઓ નેત્ર બંધ કરીને એક અંધારી ઓરડીમાં બેસતાં. પછી તેમાંનો એક બોલતો કે, 'તમે સર્વ મેકક્લિલેનને ઓળખો છો. તમે સર્વ જાણો છો કે, અંધકારવાળી પૃથ્વી જેમાંથી તે ઉત્પન્ન થયો છે, તેજ તેનું રહેવાનું સ્થાન છે. આમ જમીનની નીચે છ ફીટ ઉંડે જો તેનું રહેવાનું સ્થાન છે, તો પછી તે સ્થળમાંજ તેણે રહેવું જોઇએ.'

"આ પછી 'મેકક્લિલેન જમીનની નીચે છ ફીટ ઉંડે દટાઓ' એ વિચાર ઉપર તે ઓરડીમાં હાજર રહેલાં સર્વ પોતાની વૃત્તિને એકાગ્ર કરતાં. આ પ્રયોગ દિવસોના દિવસો નિત્ય ચલાવવામાં આવ્યો હતો."

વિચારના બળને ન જાણનાર અનેક મનુષ્યો આ પ્રયોગથી સામાનો પ્રાણ લેવાનો અશક્ય છે એમ કહેશે, પરંતુ વસ્તુતઃ તેમ નથી. થોડાં વર્ષ ઉપર ડૉ. આન્ના કિંગ્ઝફોર્ડે યૂરોપના એક

પ્રસિદ્ધ જીવચ્છાલાફી( વિવિસેક્ટર )નો આવીજ રીતે પ્રાણ લીધાનું ઉદાહરણ સુપ્રસિદ્ધ છે.

એજ મિસિસ સ્ટેટ્સને થોડાં વર્ષ ઉપર બેબોક નામના એક પુરુષ ઉપર અને તેની પત્ની ઉપર કોઇક હેતુથી આ મારણપ્રયોગ કર્યો હતો. બંને પાછળથી સ્ટેટ્સનની ઇચ્છાનુસાર વર્તવાથીજ જીવતાં રહ્યાં હતાં. સ્ટેટ્સનનાં વિચારનાં આંદોલનોએ પોતાના ઉપર કેવી અસર કરી હતી, તે સંબંધમાં પોતાના લેખમાં મિસિસ બેબોક લખે છે કેઃ—

"મધ્યરાત્રિએ બારીમાંથી બરફના જેવો ઠંડો પવનનો સપાટો લાગવાથી હું જાગી ઉઠી. મારા દાંત કકડવા લાગ્યા. મરેલાં મનુષ્યોની મુખાકૃતિવાળાં પ્રકાશનાં મોજાં મારા તરફ વહેતાં આવવા લાગ્યાં. વિજળીથી કોઈ મનુષ્યને મારી નાખવામાં આવતાં તેને જેવું ભાન થાય છે, તેવું મને થવા લાગ્યું. મારો જીવ મારા શરીરમાંથી નીકળી જતો હોય એમ મને થયું. ઘરની ભીંતોમાંથી મને આરપાર જણાવા લાગ્યું. અને આ તીવ્ર વેદનાના સમયમાં ઓરડામાં આસપાસ સઘળે મને મિસિસ સ્ટેટ્સનની ભુરી આંખો જણાવા લાગી.

"ફેર આવતાં છતાં પણ ભમતે માથે હું નહાવાની ઓરડીમાં ગઇ, અને ચકલી ઉઘાડી ઉના ખળખળતા પાણીનું એક પીપ ભરી કાઢી તેમાં બેઠી, પણ તે પાણી મને જરા પણ ઉનું જણાયું નહિ. મારણપ્રયોગનો પ્રથમનો સપાટો વાગતાં જેવી ટાઢની ધ્રુજારી મને આવી હતી તેવીજ આ ખળખળતા પાણીના પીપમાં પણ આવવા લાગી. મારે હાડમાંસનાં મનુષ્યો સાથે યુદ્ધ કરવાનું ન હતું, પણ કોઇ ચઢિયાતાં સામર્થ્યોની સાથે, નરકના અધિપતિ કોઇ દુષ્ટ રાક્ષસોની સાથે યુદ્ધ કરવાનું હતું.

"હું આ સ્થિતિમાં બેઠી હતી એટલામાં લથડીયાં ખાતા મારા પતિ દાદર ઉપર ચઢ્યા અને મારા ઓરડામાં આવ્યા.

"તે એકદમ બોલી ઉઠ્યા, મારા નાથ! મારા પ્રભુ! મને આ શું થાય છે? ગાડીમાંથી ઘેર આવતાં મને કંઇક એવું થઇ આવ્યું છે કે જાણે હવે હું મરવાની તૈયારીમાં છું. મારો શ્વાસ રૂંધાઇ જાય છે."

વિચારના સામર્થ્યનો આ પ્રમાણે હાલ અમેરિકામાં ઉપયોગ થવા માંડ્યો છે. પ્રતિમાસ આવાં ઉદાહરણો ત્યાં બન્યા કરે છે અને આવા અદૃષ્ટ બળવાન સામર્થ્યથી પોતાનું રક્ષણ શી રીતે કરવું તેની ઘણાને ચિંતા પેઠી છે.

વિચારનું આ હાનિ કરનાર સામર્થ્ય સર્વનેજ અસર કરે છે, એમ કંઇ નથી. વરૂઓ, ઘેટાં કે બકરાં ઉપર હુમલો કરે છે, અને તેમાં ફાવે છે; કંઇ વાઘ કે સિંહ ઉપર હુમલો કરતાં નથી, અને ભૂલથી કરે છે તો પોતેજ હાનિને સહે છે. જેઓ સદાચારી નથી, અને જેઓએ ભક્તિ-યોગ કે તત્ત્વજ્ઞાનથી પોતાનું અધ્યાત્મબળ વધારેલું હોતું નથી, એવા દુર્બળ મનુષ્યો ઉપરજ આવા મારણપ્રયોગો ફાવી શકે છે; પરંતુ યોગસાધક, તત્ત્વાભ્યાસી, ભક્ત, તત્ત્વજ્ઞ કે યોગી ઉપર તે ફાવી શકતા નથી. આથી આવા પ્રયોગોથી કોઇએ પણ ભય ધરવાનું પ્રયોજન નથી અને જેમને તેનો ભય જણાતો હોય તેમને તેનો ઉપાય પોતાના હાથમાંજ છે; અને તે એ કે યોગ, ભક્તિ અથવા તત્ત્વવિચારવડે પોતાનું અધ્યાત્મબળ વધારવું. આધ્યાત્મિક બળવાળા પુરુષોની આજુબાજુ તેમના તે બળનું એવું તો અભેદ્ય કવચ આવી રહ્યું હોય છે કે તેને ભેદીને તેમનો સ્પર્શ કરવા કોઈ પણ દુષ્ટ મનુષ્યે પ્રેરેલા વિચારનું આંદોલન સમર્થ નથી.

શત્રુપ્રતિ પણ દ્વેષબુદ્ધિ ન ધરનારને અને તેનું નિરંતર હિત ઇચ્છનારને મારણપ્રયોગ હાનિ કરવાને કદી પણ સમર્થ થતો નથી. અંધકારનો જય અંધકારવડે થતો નથી, પણ પ્રકાશવડેજ થાય છે. અહિતકર વિચારનાં આંદોલનોનો જય પણ પ્રાણીમાત્રનું હિત ઇચ્છનાર વિચારનાં આંદોલનો નિરંતર પ્રવર્તાવવાથીજ થાય છે. અજ્ઞાનનો જય જ્ઞાનથી કરો, અવિદ્યાનો જય વિદ્યાથી કરો, અશુભનો જય શુભની ભાવનાથી કરો.

(માઘ—૧૯૬૬ના "મહાકાલ"માં લખનાર સદ્ગત માસ્તર સાહેબ છોટાલાલજી)

# ૧૦–મનની પ્રત્યેક ક્રિયા શરીરમાં ફેરફાર કરે છે.

મનની પ્રત્યેક ક્રિયા એક કંપ અથવા આંદોલન છે. આ કંપ શરીરના પ્રત્યેક અણુમાં થઇને પસાર થાય છે અને તે અણુઓનાં આંદોલનોની ગતિમાં ફેરફાર કરે છે.

શરીરનાં જૂદાં જૂદાં તત્ત્વોનાં આંદોલનોમાં ફેરફાર કરવાથી શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરી શકાય છે; કારણ કે પ્રત્યેક તત્ત્વ જે પ્રકારનું હોય છે, તે પ્રકારનું તે હોવામાં કારણ, તેના અણુઓનાં આંદોલનોની અમુક ગતિ એજ હોય છે.

જગતમાં પ્રત્યેક વસ્તુ જે પ્રકારની છે, તે પ્રકારની તે હોવામાં કારણ તેનાં આંદોલનોની અમુક ગતિજ છે.

બરફનાં આંદોલનોને બદલી નાખતાં બરફનું જળ થાય છે, અને જળનાં આંદોલનોને બદલતાં જળની વરાળ થાય છે.

સામાન્ય માટીનાં આંદોલનો બદલી નાખતાં માટીનું લીલું ઘાસ, પુષ્પો, વૃક્ષો અને અનાજથી લચી રહેલાં ખેતરો થાય છે. આંદોલનોની ગતિમાં જે પ્રકારનો ચોક્કસ ફેરફાર કરવામાં આવે છે, તે પ્રકારનું પરિણામ પ્રકટે છે.

લોઢાનાં અથવા તાંબાનાં આંદોલનોમાં ફેરફાર કરતાં તેનું રૂપું અથવા સોનું થાય છે, અને પથરાનાં અથવા કોલસાનાં આંદોલનોમાં ફેરફાર કરતાં તેમના વિવિધ પ્રકારના મહામૂલ્યવાન હીરા તથા રત્નો બને છે.

અહલ્યાના શરીરનાં આંદોલનોનો ફેરફાર કરી નાખીને ગૌતમ ઋષિએ તેના શરીરની શિલા કરી નાખી હતી, અને એજ શિલાનાં આંદોલનોમાં રામના સ્પર્શથી ફેરફાર થતાં તે શિલા પુનઃ અહલ્યાના શરીરરૂપે થઈ હતી. એજ પ્રમાણે મીરાંને પાન કરવા આપેલું ઝેર પણ આંદોલનોના ફેરફારથીજ અમૃતરૂપ થયું હતું.

કુદરત પોતાનાં તત્ત્વોનાં આંદોલનો અખંડ બદલ્યા કરે છે, અને એમ કરીને સઘળા પ્રકારની આકૃતિઓ, વર્ણો અને રૂપો ઉત્પન્ન કરે છે.

મનુષ્ય પણ પોતાની સૃષ્ટિમાં અર્થાત્ પોતાના શરીરમાં તેજ પ્રમાણે નિત્ય કર્યા કરે છે. માત્ર વિચાર કરવાથી પોતાના શરીરની ગમે તે વસ્તુનાં આંદોલનોને તે બદલી શકે છે, અને પોતાના શરીરમાં પોતાની ધારેલી ગમે તે સ્થિતિને ઉત્પન્ન કરી શકે છે.

તેનામાં રહેલા આ સામર્થ્યને લીધે તે વસ્તુતઃ પોતાના શરીરાદિપરત્વે સર્વશક્ત સખો છે.

આ સામર્થ્ય તેને કંઈ નવું પ્રાપ્ત કરવાનું નથી. તે તેનામાં રહેલુંજ છે, અને જ્યારથી તેણે વિચાર કરવાનો આરંભ કર્યો છે ત્યારથી પ્રત્યેક ક્ષણે આ સામર્થ્યનો તે ઉપયોગ કર્યાજ કરે છે. તેને વિચારવાયોગ્ય પ્રશ્ન એટલોજ છે કે, આ સામર્થ્યનો સમજીને કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી તે પોતાનામાં પૂર્વે કદી પણ નહિ ઉત્પન્ન કરેલાં એવાં અત્યંત ઉત્કૃષ્ટ પરિણામોને પ્રકટાવી શકે.

મનુષ્યને પોતાના શરીરમાં દુઃખનું ભાન થાય એવું જે કંઈ જણાય છે, તે તેના શરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં થયેલા ખોટા ફેરફારને લીધે જણાય છે; તેજ પ્રમાણે તેને તેના શરીરમાં જે કંઇ સુખનું ભાન જણાય છે, તે તેના શરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં થયેલા અનુકૂળ ફેરફારને લીધે જણાય છે.

આંદોલનોના નિયમનું બંધારણ એવા પ્રકારનું છે કે, આંદોલનોમાં અનુકૂળ યોગ્ય ફેરફાર માત્ર એક ખાસ રીતેજ થાય છે; અર્થાત્ પરિપાટીનો અથવા ક્રમનો નિયમ પાલન કરવામાં આવ્યો હોય છે, તોજ અનુકૂળ ફેરફાર થાય છે. જો પારિપાટીનો ગ્રેડેશન નિયમ પાલન કરવામાં નથી આવ્યો હોતો તો ખોટા અથવા પ્રતિકૂળ ફેરફાર થાય છે, અને તેમ થતાં સઘળા પ્રકારનાં દુઃખો અને અપ્રિય સ્થિતિઓ ઉત્પન્ન થાય છે.

આથી આ નિયમનો બુદ્ધિપૂર્વક ઉપયોગ થઇ શકે એટલા માટે પ્રત્યેક અમુક પ્રકારની માનસ-ક્રિયા કેવા રાસાયનિક ફેરફારને ઉત્પન્ન કરે છે, અને કેવી રીતે માનસિક ક્રિયાઓને અવ-

સ્થાપૂર્વક કરવાથી આંદોલનોમાં થતા સઘળા ફેરફાર ક્રમપૂર્વક થાય છે, એ યથાર્થ રીતે જાણવાની મનુષ્યને અગત્ય છે.

આ પ્રકારે વિચારતાં આ વિષય અત્યંત મોટો તથા પ્રત્યેક મનુષ્યના મનનું આકર્ષણ કરનારો છે, પરંતુ આ લઘુ લેખમાં તેની મહત્તાનું ભાન કરાવવા ઉપરાંત વિશેષ કંઈ થઇ શકે તેમ નથી; કારણ કે આ લઘુ લેખનો આશય, પ્રત્યેક માનસક્રિયા શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરે છે એટલુંજ દર્શાવવાનો છે. એમ છતાં આ અત્યંત ઉપયોગી વિષયની ભવિષ્યમાં વિસ્તારપૂર્વક ચર્ચા કરવાની અનુકૂળતા લેવામાં આવશે.

શરીરમાં રહેલું પ્રત્યેક તત્ત્વ હાલ જે પ્રકારનું છે તે પ્રકારનું તે હોવામાં તેનાં આંદોલનોની અમુક ગતિ છે, તેજ કારણ છે તેથી; પ્રત્યેક માનસક્રિયા આંદોલન છે તેથી; આંતરપ્રદેશમાંથી ઉઠતું પ્રત્યેક આંદોલન બાહ્યપ્રદેશમાં પ્રવર્તતાં આંદોલનોમાં ફેરફાર કરી શકે છે તેથી; અને સઘળાં આંદોલનો ક્રિયાના સ્થૂળ પ્રદેશની મર્યાદામાં રહેલાં છે તેથી આંદોલનોના જે નિયમનો આપણે વિચાર કરીએ છીએ તે શાથી ખરો છે, એ આપણા લક્ષમાં બરાબર આવે છે.

આમ છતાં, એ પણ ખરૂં છે કે, એકજ પ્રદેશનાં બે જૂદી જૂદી સ્થિતિવાળાં આંદોલન એક-બીજામાં ફેરફાર કરી શકે છે; પરંતુ તેમાંનું એક જ્યારે બીજાના કરતાં ઘણું વધારે બળવાન હોય છે ત્યારેજ તે તેમ કરી શકે છે.

શારીરિક પ્રદેશનાં આંદોલનો કરતાં સઘળાં માનસ આંદોલનોનું રાસાયનિક જીવન વધારે ઉંડે સુધી પહોંચેલું હોય છે; તેથી શારીરિક આંદોલનો ગમે તેટલાં બળવાન જણાતાં હોય છે, તોપણ માનસ આંદોલનો તેમને કેવળ ફેરફાર કરી નાખવા સમર્થ હોય છે. આ કારણથીજ એક પ્રચંડ શરીરવાળા પુરુષને, એક દુર્બળ શરીરવાળો યોગી પોતાના માનસસંકલ્પથી દશ હાથ કે સો હાથ દૂર ફેંકી શકે છે.

તોપણ કેટલાંક માનસ આંદોલનો શારીરિક આંદોલનોના જેવાંજ લગભગ સપાટી પાસે રહેનારાં હોય છે. આવાં આંદોલનો બહુજ અલ્પ ફેરફાર ઉત્પન્ન કરે છે. કોઈ કોઇ પ્રસંગે એટલો અલ્પ ફેરફાર ઉત્પન્ન કરે છે કે તે આપણા જાણવામાં પણ આવતો નથી.

આ કારણથી જેમ મનુષ્ય અંતરમાં અધિકાધિક ઉંડો ઉતરે છે, તેમ તેના વિચારનું બળ સ્થૂળ તત્ત્વો ઉપર અધિક ચાલે છે.

તેથી, શરીરના કોઇપણ ભાગમાં જો આપણે અનુકૂળ અને સુખદ ફેરફાર કરવા હોય તો આપણે અંતરમાં અધિક અને અધિક ઉંડા ઉતરવાનો અભ્યાસ પાડવો જોઇએ-અંતરમાં એકાગ્ર થવાનો આપણે અભ્યાસ પાડવો જોઇએ.*

વધારે ઉંડા રાસાયનિક જીવનમાંથી નીકળતાં માનસ આંદોલનો તત્ત્વોમાં આવશ્યક ફેરફાર સર્વદા કરેજ છે, પણ ઇચ્છેલો ફેરફાર કરવાને કેવાં માનસિક આંદોલનોને પ્રવર્તાવવાં એ પ્રશ્ન પાછો ઉઠે છે.

(આ પ્રશ્નના સવિસ્તર સમાધાનને ઇચ્છનારે આ વર્ગ તરફથી પ્રકટતા યમદંડમાં થોડા સમયથી આવતો 'અર્વાચીન રોગોપશમસરણી' એ નામનો વિષય કૃપા કરી અવલોકવો.)

આ વિષયમાં જે સિદ્ધાંતો વાચકની દૃષ્ટિતળે આણવાનો ઉદ્દેશ રાખ્યો છે, તે સિદ્ધાંતો આ છેઃ-પ્રત્યેક માનસક્રિયા આંદોલન છે; શરીરના પ્રત્યેક અણુમાં તે પ્રસરી જાય છે; વધારે ઉંડા રાસાયનિક જીવનમાંથી તે પ્રકટે છે; અને એક રાસાયનિક નિયમાનુસાર સ્થૂળશરીરનાં તત્ત્વોમાં તે ફેરફાર અને સુધારો કરી શકે છે.

સ્થૂળશરીરનાં તત્ત્વોનાં આંદોલનોમાં ફેરફાર કરવાથી શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન થાય છે; અને આ ફેરફારને ઉત્પન્ન કરનાર માનસક્રિયા જે જાતની હોય છે, તે પ્રમાણે આ ફેરફાર સુખને કે દુઃખને આપે છે.

(આશ્વિન ૧૯૬૬ ના "મહાકાળ"માં લખનાર સદ્ગત માસ્તર સાહેબ છોટાલાલજી)

---

* અંતરમાં ઉંડા ઉતરવાનો અભ્યાસ કેવી રીતે કરવો, એ આ વર્ગ તરફથી પ્રકટ કરવામાં આવેલા અધ્યાત્મબળપોષક ગ્રંથમાળાના પ્રથમ 'અક્ષ'માં વિસ્તારથી વર્ણવવામાં આવ્યું છે, તેથી જિજ્ઞાસુએ તે વાંચવા કૃપા કરવી

# ११–संसार के दो प्रसिद्ध पहलवान

ભારતભૂમિ વીરપ્રસવિની હૈ. ઐસે ઐસે વીરોં ને ઇસિ દેશ મેં જન્મ લિયા હૈ જિનકી ધાક સંસારભર મેં રહી. પુરુષોત્તમ રામચંદ્ર, ગાંડીવધારી અર્જુન, ગદાધારી બીમ, મહારથી અભિમન્યુ, પિતામહ ભીષ્મ, પ્રતાપી પ્રતાપ ઔર મહારાષ્ટ્રવીર શિવાજી આદિ કી વીરતાપૂર્ણ કથાઓં કો પઢકર આજ ભી ભારતવાસિયોં કે કુચલે હુએ હૃદય લહલહા ઉઠતે હૈં. ઇસ વીસમીં શતાબ્દી મેં ભી ભારતવર્ષ કો અપની બાત બનાયે રખને કા પૂરા પૂરા ગર્વ હૈ. એક મહિલા કા અપમાન સહન ન કર પ્રાણોં કી બાજી લગાનેવાલે ખડ્ગબહાદૂર, ભારત કા અપમાન સહન ન કર એસેમ્બલી મેં સિંહનાદ કરનેવાલે સ્વરાજી વીર, રિઝર્વ બેંક બિલ કે સરકારી પ્રસ્તાવ કો રોક કર અપની નિર્ભયતા દિખાનેવાલે પટેલ, વિદેશોં મેં અપને શરીરબલ કી ધાક જમાનેવાલે પ્રૉફેસર રામમૂર્તિ જૈસે વીર આજ ભી ઇસ દેશ મેં જીવિત હૈં.

પહલવાની મેં તો બૂઢા ભારત, સંસાર કા ગુરુ હોને કા દાવા રખતા હૈ. ભૂખા હૈ તો ક્યા, ગુલામ હૈ તો ક્યા, આજ ભી વહ ઇસ ફનમેં કિસીકો અપના સાની નહીં રખતા. ઇસ બાત કા નિર્ણય ઉસ દિન પટિયાલે કી રંગભૂમિ મેં અર્ધલક્ષ જનસમુદાય કે સામને ભારતીય પહલવાન ગામા ઔર સંસારપ્રસિદ્ધ પોલિશ પહલવાન જેબિસ્કો કી કુશ્તી સે હો ચૂકા હૈ. સ્વયં મુકાબલે કા હૌંસલા કરનેવાલા જેબિસ્કો ભી ઇસિ બાત કો માન ચૂકા હૈ કિ 'ગામા શેર હૈ.'

ગામા કી જન્મભૂમિ પંજાબ હૈ. ઇસકે બાપ ઔર બાબા ભી નામી પહલવાન થે. બચપન મેં હી ઇસકે પિતા કી મૃત્યુ હો ગઈ થી. દસ વર્ષ કી આયુ સે હી ઇસને અખાડે જાના પ્રારંભ કિયા ઔર થોડે હીં સમય મેં ભારત કા સર્વશ્રેષ્ઠ પહલવાન હો ગયા. ભારત કે કૌને કૌને મેં ઇસકા નામ હો ગયા.

ભારત મેં નામ કમા કર ઇસને અપને ભાઇ ઇમામબક્ષ કે સાથ યૂરોપ કી યાત્રા કી. ૧૯૧૦ ઈ૦ મેં યહ ઇંગ્લંડ પહુંચા. ઇસ અવસર પર વહાં દૂર દૂર સે નામી નામી પહલવાન આયે થે. ઇસને યૂરોપ ઔર અમેરિકા કે પહલવાનોં કો લડને કે લિયે લલકારા. વે સમઝતે થે કિ પોચે હિંદુસ્થાની ક્યા જાને લડના; પર જબ ઇસને ગ્લેસગો, લિવરપૂલ ઔર મૈંચેસ્ટર કે પહલવાનોં કો હાથ મિલાતે હી દે મારા તો ઘમંડિયોં કી આંખેં ખુલી ઔર ડૉ૦ રૌલર સબસે પહલે મુકાબલે કે લિયે આએ. ઉનકો ગામા ને તીન હી મિનટ મેં આસમાન દિખા દિયા. ઇસકે બાદ રુસી પહલવાન હૈંકનસ્મિટ કો ચારોં ખાને ચિત્ત કિયા ઔર જાપાન કે પ્રસિદ્ધ પહલવાન ટારામાય ઔર ઉસકે સાથિયોં કો લલકારા, પરંતુ ઇસ શેર કો દેખ કર ઉસને તો લડને તક કી હિંમત ન કી. ઇસકે ભાઇ ઇમામબક્ષ ને ભી ઇટલી કે સર્વશ્રેષ્ઠ પહલવાન જૉન લેમ્બ કો પછાડ કર અચ્છી ખ્યાતિ પૈદા કર લી થી. ઇંગ્લંડ ને ગામા કો પંજાબ કા શેર ઔર ઇમામબક્ષ કો ચિત્તા કી ઉપાધિ દી.

જબ ગામા યૂરોપભર કે પહલવાનોં કો પછાડ ચૂકા તો સન ૧૯૧૨ મેં સંસાર કા સબસે જબરદસ્ત પહલવાન જેબિસ્કો સામને આયા, બરાબર તીન ઘંટે તક ગામા ઉસે નીચે ડાલે રહા, પરંતુ ચિત્ત ન કર સકા; કુશ્તી દૂસરે દિન કે લિયે રખ્ખી ગઇ, પરંતુ જેબિસ્કો રાત કો હી ચલા ગયા.

જેબિસ્કો મહોદય રૂસ દેશ કે બાલ્ટિક પ્રાન્ત કે નિવાસી હૈં. આપ કોરે પહલવાન હી નહીં હૈં, ઉચ્ચ કોટિ કે વિદ્વાન ભી હૈં. આઠ ભાષા જાનતે હૈં ઔર વકાલત પાસ હૈં. વકાલત ન કર કે આપ પહલવાની કરતે હૈં. જબ આપ ૩૫ વર્ષ કે થે તબ બહુત થોડે પહલવાન આપસે ભિડને કી હિંમત કરતે થે. ઉસ સમય આપકા વજન ૨૪૫ પાઉંડ થા. ઉન દિનોં બિગ મન નામક પહલવાન સ્ટ્રેંગલર લેવિસ કો પછાડ કર સંસારપ્રસિદ્ધ પહલવાન હો ચૂકા થા. પ્રથમ વાર તો ઉસને જેબિસ્કો કો દે મારા થા; પરંતુ દુબારા ફિલેડેલ્ફિયા મેં કુશ્તી હોને પર જેબિસ્કો ને ઉસે જીત લિયા! મહાયુદ્ધ કે સમય વહ રૂસ પહુંચા. વહાં ઉસને રૂસી પહલવાન બબગે કો

પટખની દી. યહ કુસ્તી ઉસને પ્રાણોં કી બાજી લગાકર લડી થી. ઇસકે બાદ યે અમેરિકા ગયે. વહાં જૈસ રીમા, ડૉન મૅકલોઇડ, આદિ કઇ પહલવાનોં કો પટક દી. યૂરોપ મેં ઉસને પૉલ પાસ, ટૉમ કૈનન આદિ કઇ પહલવાનોં કો પછાડા. ન્યૂજીલૈંડ મેં રોબિન કો; આસ્ટ્રેલિયા મેં સામ ચૈંપલમ, માઇક માલિક આદિ કો ગિરાયા. ઈસ પ્રકાર જેબિસ્કો સંસાર કા સબસે બડા પહલવાન હો ગયા.

વિલાયત મેં જેબિસ્કો સે લડને કે બાદ પટિયાલાનરેશ ગામા કો અપને સાથ લે આયે થે. ઉન્હોંને ઉસે અપને યહાં રખ લિયા થા ઔર ભેંટસ્વરૂપ ૨૫૦) રૂપયે માસિક દેતે થે.

અપને પ્રતિદ્વંદ્વી ગામા કો કુસ્તી મેં પછાડને કા પૂરા ઇરાદા કર કે ૧૭ વર્ષ બાદ જેબિસ્કો હિંદુસ્તાન આયા. સંસાર કી આંખેં ઇસ જોડ કી ઓર લગી હુઇ થી. સબ લોગ બડી ઉત્સુકતા સે ઇસ કુસ્તી કી પ્રતીક્ષા કર રહે થે! મહીનોં સે દેશ મેં ઇસકી ધૂમ મચ રહી થી.

આખિર ૨૯ જનવરી (સન ૧૯૨૮) કો પટિયાલે મેં યહ કુસ્તી લડી ગઇ. રંગભૂમિ ૪૦–૫૦ હજાર વિદેશી ઔર દેશી દર્શકોં સે ઠસાઠસ ભરી હુઇ થી. દર્શકોં મેં પટિયાલા, ધૌલપુર, ભરતપુર, કપૂર્થલા, જામનગર ઔર ભિણ્ડ કે મહારાજ, સર હારકોર્ટ બટલર ઔર તિવાન કે નવાબ આદિ ભી થે. કરતલધ્વનિ કે સાથ જનતા કી ઉત્સુકતા બઢાતે હુએ દોનોં વીર અખાડે મેં કૂદ પડે ઔર લગે હાથ મિલા કર પૈંતરે બદલને. એક મિનટ ભી કુસ્તી ન હો પાઈ થી કિ ગામા ને જેબિસ્કો કો ચારોં ખાને ચિત્ત દે મારા. ઈસ કુસ્તી ને સંસાર કો ચકિત કર દિયા. બાત ભી આશ્ચર્ય કી હૈ, જિસ જેબિસ્કો કો સત્રહ વર્ષ પહલે ગામા લગભગ તીન ઘંટે લડતે રહને પર ભી ચિત્ત નહીં કર સકા થા ઔર જો સંસાર કે સબ પહલવાનોં કો પછાડ કર ગામા કો જીતને કે લિયે પૂરી તૈયારી કર કે ભારત આયા થા, ઉસકા ગામા ને પલક મારતે હી ધરતી નપાદી. ઇસ જીત કે ઉપલક્ષ મેં ગામા કો એક ચાંદી કી ગુર્જ દી ગઇ ઔર વહ સંસાર કા સર્વશ્રેષ્ઠ પહલવાન માના ગયા. જેબિસ્કો સે ફિર લડને કો કહા ગયા, પર ઉસને યહ કહ કર કિ "ગામા શેર હૈ, કુસ્તી કા ઉસ્તાદ હૈ." લડને સે ઈનકાર કર દિયા. ઇસકે એક દિન પહલે ગામા કા ભાઇ ઈમામબક્ષ ભારત કે અન્ય સબ પહલવાનોં કો હરા કર ભારતવિજયી પહલવાન બન ચૂકા થા.

જિસ કુસ્તી કે ફન ને આજ ભારત કી લાજ રખ લી, દેખા જાતા હૈ કિ શિક્ષિત ભારતવાસી ઉસસે પીછે હટે હુએ હૈં. વે પહલવાની કો બૂરા સમઝતે હૈં. હમ સમઝતે હૈં કિ ગામા કી ઇસ વિજય સે ઉનકી મનોવૃત્તિ બદલેગી ઔર વે શક્તિસંચય કરને કે લિયે કુસ્તી લડના ઔર કસરત કરના અપના પરમ પાવન કર્તવ્ય સમઝેંગે.

("વીરસંદેશ" માસિકમાં લેખકઃ–શ્રી. પ્રતાપ મહોદય)

---

# १२–मेरी चाहना

जीवन से कुछ मोह नहीं है, सुख, सम्पत्ति की तनिक न चाह।
निठुर मृत्यु से द्रोह नहीं है, और न है यश की परवाह॥
नहीं लालसा है यह मन की, हो विस्तृत मेरा व्यापार।
वृद्धावस्था लख निज तन की, छोड़ूं जग से मिथ्या प्यार॥
किन्तु चाहना है यह मेरी, हरने को अरि-अत्याचार।
चमक उठे सुनकर रणभेरी, चपला सी मेरी तलवार॥

("વીરસંદેશ" માસિકમાં લેખક–શ્રીયુત દિવ્ય કવિ)

# ૧૩–रेंटीओ अने इस्लाम

ખતીબ બગદાદી પોતાના ઇતિહાસમાં હઝરત ઇબ્ને અબ્બાસનું પ્રમાણ ટાંકીને કહે છે:– **‘સ્ત્રીઓના જલસા રેંટીઆથી શણગારો.’**

કમનસીબે કુળવાન મુસલમાન સ્ત્રીઓ રેંટીઓ કાંતવાને માઠું કામ સમજે છે, પોતાની કેળવણી અને મરતબાની વિરુદ્ધ માને છે. ઉપરની હદીસ ઉપર હું તેમનું ધ્યાન ખેંચું છું અને પૂછું છું કે, જે વસ્તુ શણગાર મનાતી હતી, તે ચલાવવામાં શેની એબ હોય? હાકિમે હદીસ ઉપર મુસ્તદ્રક નામનો એક મશહૂર અને પ્રમાણભૂત ગ્રંથ લખ્યો છે. તેમાં પેગંબર સાહેબની બીબી આયેશાનું નીચેનું વચન ટાંકેલું છે:–

**‘તમારી સ્ત્રીઓને રેંટીઓ અને સૂરાએ નૂરની તાલીમ આપો.’**

હાકિમે આ હદીસની કેવળ નકલ નથી કરી, એ પ્રમાણભૂત છે એમ કહ્યું છે. કુરાને શરીફની તાલીમની સાથે રેંટીઆની તાલીમને જોડનાર આ હુકમના કરતાં બીજો વધારે જબરદસ્ત હુકમ કયો હોઇ શકે? પછી કોઇ પણ મુસલમાન કહેવડાવનારો રેંટીઆની મજાક કરશે ખરો?

આ તો હુકમ અને ઉપદેશની વાત થઇ. અમલ પણ તેવોજ હતો. પેગંબર સાહેબની સાથે રહેનારી સ્ત્રીઓ હમેશાં રેંટીઓ ચલાવતી હતી. મુસલમાનોની માતાતુલ્ય હઝરત ઉમ્મે સલમા (પેગંબર સાહેબનાં બીબી) જેમની ભારે પાક ઓરતોમાં ગણતી થતી હતી તેઓ આખો દિવસ રેંટીઓ ચલાવતાં. ઇબ્ન અસાકર હઝરત ઝીઆદ બિન સકનનું નીચેનું વચન ટાંકે છે:–

**“હું હઝરત ઉમ્મે સલમા(અલ્લાહને રાજી રાખનારી)ની ખિદમતમાં હાજર થયો તો જોયું કે, તે રેંટીઓ ચલાવતાં હતાં. મેં પૂછ્યું કે ‘આ શું? જ્યારે હું આવું છું ત્યારે તમને રેંટીઓ ચલાવતાંજ જોઉં છું!’ તેમણે જવાબ આપ્યો: “રેંટીઓ શયતાનને ભગાવે છે, અને ઇંદ્રિયોને વિષયમાં ભટકતી અટકાવે છે. અને મેં સાંભળ્યું છે કે, વધારે પુણ્ય તેજ સ્ત્રીને મળશે કે જેની સૂતરની આંટી સૌથી વધારે મોટી હશે.”**

આ રિવાજ ઈમાનદાર સ્ત્રીઓમાં લાંબો સમય ચાલ્યો. ઇસ્લામના આરંભમાં રેંટીઓ એ ગૃહિણીઓનો રોજનો ધંધો હતો, કોઇક વાર ચલાવવાની વસ્તુ નહોતી. મુહદ્દિસ બેહકી પોતાની મશહૂર કિતાબ ‘શોબઉલ ઇમાન’માં હાકિમ અને ઇબ્નેસાદનો હવાલો ટાંકીને હઝરત ખવલા (કેસની દીકરી)—પેગંબર સાહેબની સાથી–નું એક વચન ટાંકે છે.

**‘અમે ઓરતો રસૂલેખુદાના ઝમાનામાં અને અબુબકરના ઝમાનામાં અને ખલીફ઼ ઉંમરની ખીલાફતની શરૂઆતમાં મસ્જિદમાં ઉતરતી હતી અને ઘણું ખરૂં રેંટીઓ કાંતતી હતી.’**

ઇસ્લામનો સતયુગ બનુ ઉમીઆના ઝમાનાની સાથે પૂરો થયો. પેગંબર સાહેબના અને પહેલા ચાર રાસ્ત રસ્તાના ખલીફ઼ાના જમાનામાં અને ઉમીઆના જમાનામાં કશું સરખાપણું ભાગ્યેજ હતું; છતાં પેગંબર સાહેબના ઉપદેશે એટલી તો જડ ઘાલી હતી કે ઉમીઆના જમાનામાં પણ મોટા મોટા ધનાઢ્યોના, હાકમોના હરમમાં રેંટીઆનો મધુર ધ્વનિ સંભળાતો હતો.

ઇબ્ને અસાકર આ વર્ણવે છે:–“ **ઝીઆદ ઈબ્ને અબ્દુલ્લા કુરેશી કહે છે કે, હું એક રોજ હજ્જાજ બિન યુસફ઼ની રાણી હિંદ–મહલ્લબની દીકરી–ની ખિદમતમાં હાજર થયો તો જોયું કે તે રેંટીઓ કાંતતી હતી. મેં પૂછ્યું કે ‘રાણી છતાં તમે રેંટીઓ કાંતો?’ તેણે જવાબ આપ્યો કે, મેં મારા પિતા જે પેગંબર સાહેબના સાથી હતા તેમની પાસેથી પેગંબરનું આ પાક વચન સાંભળ્યું છે: ‘તમારામાં જેનું સૂતર વધારે હશે તેનેજ વધારે પુણ્ય મળશે. રેંટીઓ શયતાનને ભગાડે છે, અને વિષયવિકાર મટાડે છે.’ ”**

આ બધી પેગંબર સાહેબની હદીસ અને પેગંબર સાહેબના સાથીઓનાં કાર્યનાં વર્ણન–જે નવમી સદી હીજરીના મશહૂર મુહદ્દિસ શેખ જલાલુદ્દીન સુયૂતીની ચોપડીઓમાંથી લેવામાં આવેલાં છે, તેમાંથી નીચેનો સાર નીકળે છે:–

૧—હઝરત પેગંબર સાહેબની પાક બીબીઓ અને બીજી સ્ત્રીઓ જે તેમની સાથીઓ હતી તે હમેશાં રેંટીઓ કાંતતી હતી. ૨—પેગંબર સાહેબે મુસલમાન સ્ત્રીઓને રેંટીઓ કાંતવાનો હુકમ કર્યો છે. ૩—પેગંબર સાહેબે પોતાની જબાનથી રેંટીઆ કાંતવાને પુણ્યતરીકે ફરમાવ્યું છે. ૪—પેગંબર સાહેબે રેંટીઆને માણસની નીતિ અને હૃદયને સુધારનારો કહ્યો છે, એટલે એને શયતાન અને વિષયવિકારને દૂર કરનાર બતાવ્યો છે.

આવી સ્પષ્ટ વાતો પછી કોઈ પણ 'લા ઈલ્લાહા ઇલ્લિલ્લાહ મહમદ રસુલિલ્લાહ' બોલનારને રેંટીઆની ખુબીવિષે કોઇ પણ જાતની શંકા રહે છે ? જો આજે આ રેંટીઆની તાલીમનો અમલ થતો હોત તો ઇસ્લામી ખાનદાનોની સ્થિતિ બહુ જૂદી હોત, અને હવે પણ અમલ થાય તો કેટલી ફેરવાઇ જાય !

એ ન સમજવું કે, ઉપર લખેલાં ફરમાન કેવળ સ્ત્રીઓને માટે છે અને પુરુષોને લાગુ પડતાં નથી. એ વિષે શંકા તો નથીજ. ખાસ કરીને એ ફરમાનો ઇસ્લામી બાનુઓને ઉદ્દેશીને કહેવામાં આવ્યાં છે; પણ જેમ જરૂરની વખતે સ્ત્રીઓ પણ પુરુષોની સાથે રહીને જેહાદમાં શામિલ થતી અને લડાઈમાં ભાગ લેતી—યરમૂકની લડાઇમાં ભાગ લીધો હતો—તેવીજ રીતે હાલની શાંત લડતમાં પુરુષોએ સ્ત્રીઓની સાથે આ અતિશય કાર્યસાધક શસ્ત્ર ચલાવવામાં શામિલ થવું જોઇએ, એ વિષે પણ શંકા નથી. બીજી વાત એ છે કે, રેંટીઆનો ગુણ પેગંબર સાહેબે જયારે એવી રીતે વર્ણવ્યો છે કે તે શેતાનને ભગાડનારો છે, તો તેનો સંબંધ કેવળ સ્ત્રીઓની સાથેજ ન હોઇ શકે, એનો એ ગુણ તો સ્ત્રી અને પુરુષ બંનેને ઉપયોગી થાય એમ છે.

( મૌલાના મહમદઅલીના એક લેખનો તરજુમો–'નવજીવન'માંથી ઉદ્ધૃત )

---

## १४–निष्फळ व्यापारोमां व्यर्थ समय गाळता मनने

પદ. ( તોફાની દરીએ, નાવ તમારૂં ગોથાં ખાય રે, એ લય. )

નિષ્ફળ વ્યાપારે, આવરદા ઓછું તારૂં થાય રે,
બાળી નિજ ઘરને, હોળી લહીને શું હરખાય રે, નિષ્ફળ૦
ચેતાવે મહાપુરુષો શાસ્ત્રો કેમ ન તોએ જગાય,
ક્યાં લગી પરપોટો કહે ટકશે, કરીશ પછી શું ઉપાય રે, નિષ્ફળ૦
કેટલી વાર પીધું ને ખાધું, કાં તે ભૂલી જાય,
તૃપ્ત થયો નથી તોપણ શીદ વળી, ફરિ ફરિ પાછો ખાય રે, નિષ્ફળ૦
જે ચીલે ચઢતાં ધારેલે ગામ નહિ પહોંચાય,
તે ચીલામાં નેત્ર મીંચી કાં, દડબડ દડબડ ધાય રે, નિષ્ફળ૦
આમ દિવસ ને માસો વીતતાં, વર્ષો પણ વીતાય,
સુખનો માર્ગ ચહે શું ગ્રહેવા, પડ્યા પછી આ કાય રે, નિષ્ફળ૦
સશક્ત તન મન ઇંદ્રિય છે ત્યાં–લગી શુભ સાધી શકાય,
શસ્ત્રો સઘળાં ભાગી જાતાં, સંગ્રામે શું જિતાય રે, નિષ્ફળ૦
હજી પણ ચેતીશ તો ચેતાશે, અસુરૂ નહિ ગણાય,
નરહરિ પ્રભુ છે કરુણાસાગર, સ્હાશે ઝટ તુજ બાંય રે, નિષ્ફળ૦

(ચૈત્ર–૧૯૬૬ના "મહાકાલ"માં લેખક સદ્દગત માસ્તર સાહેબ છોટાલાલજી)

# १५–" ऐसी होली खेलो लाल ! "

(१)

ઠાકુર બઘેલસિંહ કો પહલે પહલ જબ મૈંને દેખા, ઉસ સમય મૈં નિરા બાલક થા. ઉમ્ર રહી હોગી કોઇ પાંચ વર્ષ કી. મગર હમારા વહ પ્રથમ મિલન હી અંતિમ મિલન ભી થા. ક્યોંકિ મુઝસે પરિચય હોને કે દૂસરે વર્ષ હી યહ વીર ક્ષત્રિય, રેલ મેં કિસી ગોરે સે ભિડ પડને કે કારણ જેલ ભેજ દિયા ગયા ઔર વહીં ઉસને અપની જીવન–કહાની સમાપ્ત કી.

મગર, ઠાકુર સાહબ ને પ્રથમ દર્શન મેં હી મેરી છાતી પર અપને અદ્‌ભુત વ્યક્તિત્વ કી જો છાપ છોડ દી થી, વહ આજ ૧૮–૨૦ વર્ષ બાદ ભી જ્યોં કી ત્યોં બની હુઇ હૈ. યહી હોલી કા અવસર થા. મૈં ઘુંટનોં કે ઉપર તક ધોતી ઔર આધી બાંહ કા કુરતા પહને, એક હાથ મેં રંગ કા પાત્ર ઔર દૂસરે મેં છોટી સી પિચકારી લિયે મુહલ્લે કે બાલસખાઓ સે હોલી ખેલ રહા થા. મેરે બડે બડે રેશમી બાલ, અબીર ઔર ઉસ ચમકતી હુઈ ચીજ કી બુકની—જિસે હમ લોગ "બુક્કા" કહતે હૈં—સે ભરે થે. મૈં સિર સે પૈર તક લાલ રંગ સે રંગા થા.

ઉસી સમય ઘર કે નૌકર ને આ કર મુઝે પુકારા "લાલજી લાલજી ! દૌડ કર ચઢ તો બૈઠો મેરે કન્ધે પર ! હાં, ઇસ તરહ ઠીક હૈ--ચલો તુમ્હેં બાબુજી બુલા રહા હૈ. તુમ્હેં દેખને કે લિયે કોઈ ભલે આદમી આયે હૈં."

સચ્ચી બાત યહ હૈ કિ ઉસ વક્ત મુઝે ઉસ ભલે આદમી સે મિલને કા જિતના લોભ નહીં થા ઉસસે કહીં અધિક લોભ ઉસ નૌકર કે કન્ધે પર બૈઠ કર "ટિક્, ટિક્, ટિક્!" કરતે હુએ ઘર આને કા થા. વહાં પહુંચ કર મૈંને દેખા કિ મેરે પિતાજી કિસી સફેદ બાલવાલે, લમ્બે-ચૌડે વ્યક્તિ કે સાથ બાતેં કર રહે થે. ઉનકી દાઢી દૂધ કી તરહ સફેદ ઔર ખૂબ લમ્બી થી. ઉસે ઉન્હોંને સિક્ખોં કી તરહ કાન કે ઉપર ચઢા કર બાંધ રખ્ખી થી. ઉનકે પૈર મેં જયપુરી જોડા, સિરપર રજપૂતી પગડી ઔર શરીર પર ઘુંટનોં સે નીચે લટકતા હુઆ અંગરખા ઔર ચૂઠીદાર પાયજામા થા. કમર મેં ગુલાબી રંગ કા એક દુપટ્ટા પેટી કી તરહ બંધા થા, જિસમેં એક લમ્બી સી તલ-વાર લટક રહી થી.

મુઝે હાજિર દેખ મેરે પિતાજી ને કહા—"ઠાકુર સાહબ! યહી હૈ મેરા સબસે છોટા બચ્ચા. ઇસકા નામ હૈ લાલા બહાદૂરસિંહ!" ઉન્હોંને મુઝસે કહા—"સલામ કરો ઠાકુર સાહબ કો!"

મૈંને આજ્ઞા પાલન કી. પ્રેમ સે ગદ્ ગદ્ હો કર ઠાકુર સાહબ ને મુઝે ગોદી મેં લે કર કહા–"જીતે રહો બેટા! ઇધર આઓ, અબ હમારે સાથ ખેલો." બાબુજી સે ઉન્હોંને કહા " અબ આપ જાઇએ. અપના કામ દેખિયે. મૈં ઇસ બચ્ચે સે અપના જી બહલા લુંગા."

પિતાજી કે ચલે જાને પર ઠાકુર સાહબ મુઝે ઉસી કમરે મેં ઇધર સે ઉધર ઘૂમા ઘૂમા કર અપના પરિચય દેને લગે.

"તુમ મુઝે પહચાનતે હો ? નહીં, નહીં ન?"

મૈંને સિર હિલા કર સ્વીકાર કર લિયા કિ હા, મૈં નહીં પહચાનતા.

ઉન્હોંને કહા—"ઇસ બાર મૈં સાત–આઠ વર્ષ બાદ આયા હૂં તુમ્હારે ઘર. તુમ્હારે દૂસરે ભાઈ મુઝે અચ્છી તરહ જાનતે હૈં. જબ તુમ્હારે પિતાજી મેવાડ કે પાસ કી એક રિયાસત મેં નૌકર થે, તભી સે મેરી ઉનકી મિત્રતા હૈ. મૈં દેવપુર કા રહનેવાલા હૂં, જો મેવાડ કી સીમા પર પડતા હૈ. ચલોગે મેરે ઘર લાલ ? વહાં દૂધ હૈ, દહીં હૈ, ચિની હૈ, મિઠાઈ હૈ."

મૈંને બીચ હી મેં ટોક કર પૂછા--"ઔર કલુઆ કુત્તા ઔર ભૂરી બિલ્લી ભી હૈ ?"

"હાં, વહ ભી હૈ." ઉન્હોંને મુસ્કરાકર તુરંત ઉત્તર દિયા.

"મુઝે દોગે ઉન્હેં ?" ઉનકી દાઢી મેં અપના પંજા ઘુસેડતે હુએ મૈંને પૂછા.

"અરે હાં, લાલ! દૂંગા ક્યોં નહીં! પહલે ચલો ભી."

મૈંને કહા—"અચ્છા, તો ફિર ચલો!"

"અભી ?"

"અભી નહીં તો કબ ?"

"કલ ચલેંગે લાલ! આજ તો મૈં તુમ્હેં હોલી ગા કર સુનાઉંગા;એક બઢિયા કહાની કહુંગા, સુનોગે!"

"હાં, ગાના સુનુંગા" મચલ કર મૈંને કહા–"ગાઓ ?"

"ઔર નાચૂં ભી ?"

"ઓહોહો! તુમ ક્યા નાચના ભી જાનતે હો? મુઝે તો નહીં આતા, નાચો !"

નાચને ઔર હોલી ગાને કે પૂર્વ ઠાકુર સાહબ ને બગલ સે અપની તલવાર ખીંચ કર મુઝે દિખાતે હુએ પૂછા–"ઇસે પહચાનતા હો ?"

"હા, હા, યહ તો તલવાર હૈ! મૈં લૂંગા ઇસે, મુઝે દે દો ઇસે!" મૈં મચલ પડા.

"ઠહરો !"ઉન્હોંને કહા--"જરા દૂર હટકર ખડે હો. વહાં,–થોડા ઔર આગે-બસ, અબ જરા મેરે ઇસ રજપૂતી નાચ ઔર હોલી કો સુનો, ફિર તલવાર લેના !"

ઇસકે બાદ બલવાન વૃદ્ધ ઠાકુર બઘેલસિંહ વિવિધ પ્રકાર સે ઉસ તલવાર કો ઘૂમા-ઘૂમા કર પૈંતરે બદલને, નાચને ઔર અપને આપકો ભૂલ કર ગાને લગે--

**ઐસી હોલી-ઐસી હોલી ખેલો લાલ! ઐસી હોલી-**
**જન્મ-ભૂમિ કા દુઃખ હરને કો, માતા કા મંગલ કરને કો.**
**ભરને કો પીડિત હૃદયોં મેં સુખ કે ઝરઝરઝર ઝરને કો.**
**ઐસી હોલી-ઐસી હોલી ખેલો લાલ ! લો કર મેં કરાલ કરવાલ.**

## (૨)

ગાન સમાપ્ત કર ઠાકુર સાહબ ને પૂછા--

"યહ હોલી તુમ્હેં અચ્છી માલૂમ પડી ?"

મૈંને કહા--"હા, અચ્છી માલૂમ પડી. ઔર ગાઓ, ઔર નાચો ! ખૂબ ચમકતી હૈ તુમ્હારી તલવાર."

"ઇસ તલવાર કી, ઇસ ગાને કી ઔર મેરી ઇસ અનોખી હોલી કી એક કહાની હૈ બેટા! સુનોગે?"

"હાં, હા," વૃદ્ધ ઠાકુર સાહબ કે ગલે સે લિપટ કર મૈંને કહા—

"કહાની સુનાઓ, મુઝે કહાનિયાં બડી અચ્છી માલૂમ પડતી હૈ, મેરી દાદી ખૂબ સુનાતી હૈ."

વૃદ્ધ ઠાકુર સાહબ ને કહાની આરંભ કી--

ચારસૌ વર્ષ પહલે કી બાત હૈ. ઉન દિનોં હમારે ગાંવ દેવપુર કા વહ કિલા આજ કી તરહ ખંડહર ઔર સિયારોં કે રહને કી જગહ નહીં થા. ઉસમેં ગાંવ કે ક્ષત્રિય જાગીરદાર બડે ઠાટ-બાટ સે રહા કરતે થે. કિલે કે ભીતર અનેક છોટે બડે મકાન, મહલ ઔર બાગ-બગીચે થે.

હેમંત બીતચલા થા ઔર પ્રકૃતિ કે પત્તા-પત્તા પર બસંત કે આગમન કી સૂચના છપી સી માલૂમ પડતી થી. સમય સાયંકાલ કા થા. જાગીરદાર કે સુંદર મહલ કે સામને કે ઉપવન મેં સુંદરતા સે સજે હુએ ફૂલોં કે પેડોં સે ઘિરે હુએ એક સંગમરમર કે ચબૂતરે પર બૈઠે હુએ દો યુવક-યુવની ધીરે ધીરે બાત કર રહે થે—

"તુમ્હારી મા ક્યા કહતી થી ?" યુવક ને યુવતી સે પૂછા.

"કહતી થી" યુવતી ને ઉત્તર દિયા—"ઇસી હોલી કે બાદ હમ લોગોં કા બ્યાહ અવશ્ય હો જાયગા. ઔર તુમ્હારી માતાજી ક્યા કહતી થી ?"

"ઉન્હોંને તો," યુવક ને મુસ્કરાતે હુએ ઉત્તર દિયા—"મેરે પિતાજી સે કહા થા કિ ઇન દોનોં કી શાદી કૈસે હો સકતી હૈ? મહાસિંહ તો પદ્મા કો બચપન સે હી બહિન કહ કર પુકારતા હૈ; ઔર પદ્મા ભી ઉસે ભાઇ કહ કર પ્રસન્ન હોતી હૈ."

"ફિર ?" યુવતી ને કિંચિત્ સંકોચ સે નેત્ર નીચે કર પૂછા.

"મેરે પિતાજી ને માં કો જવાબ દિયા કિ," યુવક ને કહા—"યે દોનોં એક-દૂસરે કો ભાઇ-બહન કહતે હૈં તો ક્યા, હમ ગોત્ર મેં ભિન્ન હોને કે કારણ, એક-દૂસરે કે બેટે-બેટી સે બ્યાહ કર સકતે હૈં? કોઈ હર્જ નહીં હૈ."

"ફિર?" યુવતી ને ઈસ વાર યુવક કી આંખોં સે આંખેં મિલા કર સવાલ કિયા.

"ફિર ક્યા? અબ શીઘ્ર હી મૈં તુમ્હારા 'મહા ભૈયા' ન રહ કર 'કુછ ઔર હી' હો જાઉંગા ઔર તુમ..." યુવતી કે માથે સે માથા સટા કર યુવક ને કહા—"ઔર તુમ મેરી 'પદ્મા બહન' ન રહ કર 'કુછ ઔર હી હો જાઓગી. હમારા યહ નાતા અધિક સુંદર, દૃઢ ઔર સ્થાયી હોગા."

"મગર હમારા બ્યાહ હો કૈસે સકેગા?" યુવતી ને પૂછા-"સુના હૈ શીઘ્ર હી ફિર ઉન ભયાનક વિદેશી ઔર વિજાતિયોં કી ચઢાઇ, મેવાડ પર હોનેવાલી હૈ. ઐસે અવસર પર તુમ યુદ્ધ કરોગે યા બ્યાહ?"

"તુમ્હારી ક્યા ઇચ્છા હૈ?"

"મૈં યદિ પુરુષ હોતી તો," યુવતી ને ગર્વ સે ઉત્તર દિયા—"ઐસે અવસર પર વિદેશિયોં સે યુદ્ધ કરતી ઔર જન્મભૂમિ મેવાડ કી ઉદ્ધારચિંતા મેં પ્રાણ દે દેતી."

"મગર, પદ્મા! બુરા ન માનના," યુવક ને કહા—"મૈં તો પહલે તુમ્હેં ચાહતા હૂં, ફિર કિસી ઔર કો. યદિ યુદ્ધ હુઆ ભી, તો, મૈં પહલે તુમ સે બ્યાહ કરુંગા ઔર ફિર રણ-પ્રસ્થાન. હમારે માતા-પિતા કી ભી યહી ઇચ્છા હૈ."

"ક્યોં?" ભવોં પર અનેક બલ દે કર યુવતી ને દરિયાફ્ત કિયા.

"ઇસ લિયે કિ તુમ-સી યુવતી સુંદરિયોં કા પતા વિદેશી સૂંઘતે ફિરતે હૈં. યદિ કહીં ઉન્હેં માલૂમ હો ગયા કિ ઈસિ દેવપુરરૂપી ગુદડી મેં ભી પદ્મારૂપી કોઇ મણિ રહતી હૈ, તો મુશ્કિલ હી સમઝો!"

"છિ:!" બગલ સે કટાર નિકાલ કર દિખાતી હુઈ પદ્મા બોલી "તુમ ભી કૈસી બાતેં કરતે હો? જબ તક યહ માં દુર્ગા હમારે સાથ હૈ, તબ તક વિદેશી હમારી ઓર ક્યા આંખેં ઉઠાવેંગે? પિછલે દો યુદ્ધોં મેં મેરી દો બડી વિવાહિતા બહિનેં જૌહર કર ચૂકી હૈં."

"આર મેરે તીન ભાઇ વીર-ગતિ પા ચૂકે હૈં."

"ફિર ક્યા? જબ તક હમ રાજપૂત સ્ત્રી-પુરુષોં કો સ્વતંત્રતા ઔર સ્વધર્મ ઔર સ્વદેશ કે લિયે પ્રાણ દેના આતા હૈ, તબ તક એક વિદેશી તો ક્યા લાખ વિદેશી ભી હમારા કુછ નહીં બિગાડ સકતે."

(૩)

"હમ લોગ ઘિરે હૈં, બાબા!"

"પાપી વિદેશીયોં સે, અંધી રાક્ષસી વિદેશી સેના સે, ઉનકી કુટિલ રાજનીતિ સે, ઉનકી પર-ધન કી ભૂખ ઔર પરરક્ત કી પ્યાસ કી ઇચ્છા સે. ઓહ! બેટા! વિદેશી વિક્રેતા, વિદેશી શાસક ઔર વિદેશી સૈનિક કિતને હૃદયહીન, કૈસે હિંસક ઔર કૈસે ભયાનક હોતે હૈં!"

"વિદેશિયોં કે કારણ. સારી ફસલ ચૌપટ હો ગયી. દેવપુર કો શ્મશાન બના દિયા... ઇન વિદેશિયોં કા નાશ હો."

બૂઢે ને ઇતની જોર સે કહા કિ ઉસે ખાંસી આને લગી. ક્ષણભર ખાંસ કર વહ તન કર ખડા હો ગયા ઔર બોલા—"કલ હોલી હૈ. અનેક દિનોં સે ઘિરે રહનેસે, સેના કે હજારોં વીર ઔર સ્વદેશભક્ત રાજપૂતોં કે કામ આ જાનેસે, ખાસ સામગ્રી સમાપ્ત હો જાનેસે, ઔર દુર્ગ મેં ચારોં ઓર હાહાકાર કા સિક્કા જમ જાને કે કારણ, પ્રાય: સબ કે ઉજડે કલેજે મેં નિરાશા કા ઉલ્લૂ બોલ રહા હૈ."

"ફિર? અબ ક્યા હોગા બાબા?"

"હોગા ક્યા—હમેં દો મેં સે એક કો પસંદ કર લેના હોગા. મૃત્યુ યા પરતંત્રતા. મુઝે માલૂમ હૈ, મૈંને સુના હૈ, કુછ લોગ સંધિ કી ચર્ચા ચલાના ચાહતે હૈં. મગર નહીં હોના ચાહિયે ઐસા-નહીં હોગા ઐસા. યદિ હમારે રાજા સાહબ ને સંધિ કી, તો મૈં ઉસસે અલગ હી રહૂંગા.

બલ્કિ ઉસ ચર્ચા કે ચલને કે પૂર્વ હી, વિદેશિયોં કી સેના મેં ઘુસ કર તલવાર ચલાતે-ચલાતે, મર જાઉંગા."

"બાબા! કલ હોલી હૈ. કુછ લોગોં કા વિચાર હૈ કિ અગર કલ હમ આત્મસમર્પણ કર દેં તો સાલ સાલ કા ત્યોહાર તો શાન્તિ સે બીતે!"

ઉક્ત બાતેં સુન કર વહ વૃદ્ધ અપની બડી-બડી તેજસ્વિની આંખેં પસાર-પસાર કર યુવક કી ઓર દેખને લગા—

"તૂ ક્ષત્રી હૈ? કિસને કહી તુઝસે યહ બાત? ઐસી બાત વીર રાજપૂત કે મુંહ સે નિકલ હી નહીં સકતી. ઐસી ઘૃણિત ઔર કાયરતાભરી ચર્ચા ક્ષત્રિય સુન હી નહીં સકતા. અરે, તૂને સુન લી ઐસી બાત! તૂ રાજપૂત કા બાલક હૈ? ક્યા હો ગયા હૈ તેરે રક્ત કો, બચ્ચે? રાજપૂત કા ખૂન તો યુદ્ધ ઔર શત્રુ કે ભય સે કભી ઈતના ઠંડા નહીં હોતા થા. રાજપૂત તો એક બાર, પુલકિત કલેવર હો—'જય! એકલિંગ કી જય!!' બોલ કર રક્ત કી ઉષ્ણ ગંગા મેં કૂદ પડતા હૈ, પ્રલય તાંડવ કરને લગતા હૈ. ઈસિ પુણ્ય દેશ કે રક્ષક વીર રાજપૂતોં કા ગર્મ રક્ત જબ ઐસા ઠંડા પડ જાયગા તબ યહ હરી-ભરી, સુંદરી, પ્યારી વસુન્ધરા પરાયોં કે અત્યાચાર ઔર વ્યભિચાર તાંડવ કા ક્ષેત્ર બન જાયગી. ના, ના, ના! હમ સપરિવાર ઇસ યજ્ઞ મેં સ્વાહા હો જાયંગે; પર પરદેશિયોં કે હાથોં અપની સ્વતંત્રતા કિસી ભી દામ પર ન બેચેંગે-ન બેચેંગે-ન બેચેંગે."

બૂઢા ફૂલ ફૂલ કર સાંસેં લેને લગા. ઉસકી પ્રબલ કલાઇયોં કી બૂઢી નસેં ચમડે કે બાહર ઝાંકને લગીં-માનોં, કહાં હૈં હમારી શાન્તિ કે શત્રુ? આવેં સામને. ઇસ ગયી ગુજરી અવસ્થા મેં ભી, ઉનકે સર્વનાશ કા મુંહ ભરને કે લિયે હમમેં કાફી રક્ત ઔર શક્તિ હૈ.

(૪)

"ઇસિ વક્ત તુમ યહાં કૈસે આયે મહાભૈયા?" મહલ કે એક એકાંત ભાગ મેં દેવપુર કે જાગીરદાર યા છોટે મોટે રાજા કી યુવતી કન્યા પદ્મા ને અપને ભાવી પતિ સે પૂછા—"ઉફ્! કૈસી કાલી રાત હૈ. ઉજેલા પક્ષ હોને પર ભી ન જાને કહાં સે આ કર ઇન ભયાનક કાલે બાદલોં ને દેવપુર ઔર ઉસકે સામને કે વિશાલ મૈદાન ઔર પીછે કી પહાડિયોં ઔર ઇસ દુર્ગ કો ઘેર રખા હૈ એં? બોલો-બોલો! કુછ કહતે કહતે રુક ક્યોં ગયે, મહાભૈયા?"

"તુમસે અંતિમ વાર મિલને આયા હૂં પદ્મા બહન!" યુવક ને સજલ-ભાવ સે કહા.

"અંતિમ વાર!" ધક્કા સી હો કર યુવતી રાજકન્યા ને દુહરાયા—"ઇસિકા ક્યા અર્થ હૈ ભૈયા? કિસી સે સહાયતા માંગને કે લિયે, ગુપ્ત રીતિ સે, તુમ કિલે કે બાહર ભેજે જા રહે હો ક્યા?"

"નહીં, તુમને શાયદ અભી તક સબ બાતેં સુની નહીં, આજ રાત હી કો શત્રુ પર ધાવા કર, કલ સબેરે તક હમ દેવપુર કે ભાગ્ય કા અંતિમ નિર્ણય કર લેના ચાહતે હૈં."

"અભી તો કોઇ કહ રહા થા કિ સંધિ હોનેવાલી હૈ."

"નહીં, હમારે શત્રુ સંધિ નહીં આત્મસમર્પણ ચાહતે હૈં. ઇધિર દેવપુર દુર્ગ કા એક એક રાજપૂત ઇસ વક્ત, ઠાકુર કૃપાણસિંહ કે આગ લગાને સે, ભભક ઉઠા હૈ."

"કૌન કૃપાણસિંહ? ઇસ દરબાર કે વહી બૂઢે ઔર થકે સેનાપતિ?"

"હાં, ઉન્હોંને આજ ઈસ કિલે મેં ચારોં ઓર ધૂમ ધૂમ કર લોગોં કો મર જાને લેકિન આત્મસમર્પણ ન કરને કે લિયે લલકારા હૈ. વહ બૂઢા વીર તલવાર ઘૂમા ઘૂમા કર, નાચ નાચ કર ઔર એક ઉત્તેજક ગાન ગા ગા કર લોગોં કો શત્રુઓં કે વિરુદ્ધ ઉભાડતા જા રહા હૈ. ઉસકા ગાના સુન કર લોગ મરને મારને કે લિયે પાગલ હો રહે હૈં."

"કૌનસા ગાન ગાતે થે ઠાકુર કૃપાણસિંહ ભૈયા? જરા મૈં ભી સુનૂં."

"પૂરા તો મુઝે યાદ નહીં, પર જિતના યાદ હૈ ઉતના હી તુમ્હારે સમઝ લેને કે લિયે યથેષ્ટ હોગા. સુનો!—"

"ઐસી હોલી—ઐસી હોલી ખેલો લાલ, ઐસી હોલી !
જન્મ-ભૂમિ કા દુ:ખ હરને કો, માતા કા મંગલ કરને કો,
ભરને કો પીડિત હૃદયોં મેં, સુખ કે ઝર ઝર ઝર ઝરને કો.
લે કરમેં કરાલ કરવાલ, ઐસી હોલી-ઐસી હોલી ખેલો લાલ !
તુમ સ્વતંત્રતા કે જ્ઞાતા હો, મુક્ત, મુક્તિ કે નિર્માતા હો.
માતા હો આરત પુકારતી,અબ લો, ઉઠો! દેખતે કયા હો.
લો કર મેં કરાલ કરવાલ,ઐસી હોલી-ઐસી હોલી ખેલો લાલ !

ગાન ગાતે ગાતે યુવક મહાસિંહ કે નથને ફડકને લગે, કપોલ ઔર કાન સુર્ખ હો ઉઠે, સાંસેં જોર સે ચલને લગીં. યુવતી પદ્મા ભી ઉત્તેજિત હો ઉઠી!

"અસ્તુ," યુવક ને કહા— "આજ રાત કો, પિછલે પહર હમ ધાવા કરેંગે."

"હમારી વિજય હોગી !"

"હો સકતી હૈ--હોગી હી સહી; મગર, હમમેં સે શાયદ હી કોઈ ઉસ વિજય કા આનંદ લેને કે લિયે બચે."

"દેવપુર કી આનેવાલી પીઢી હમારી પૂજા કરેગી, હમ પર ગર્વ કરેગી, હમ ન બચેંગે તો ક્યા!"

"સ્ત્રીયોં કો હમારે રણ-પ્રસ્થાન કે પૂર્વ હી 'જૌહર' કરના હોગા ઔર બચ્ચોં કો કિસી પ્રકાર બચાકર સુરક્ષિત સ્થાન મેં ભેજના હોગા. ઇસલિયે મૈં તુમ્હેં યહ સંદેશ સુનાને કે લિયે આયા હૂં કિ મુસ્કરાતી મુસ્કરાતી આગ મેં કૂદને કો શીઘ્ર હી પ્રસ્તુત હો જાઓ!"

"મૈં ?" કુછ સોચતી હુઈ પદ્મા ગંભીર ભાવ સે બોલી--"મૈં જૌહર નહીં કરુંગી."

"ફિર ક્યા કરોગી ?"

"હોલી ખેલૂંગી," મુસ્કરાહટ કે સાથ ઉત્તર મિલા.

"કિસસે ?"

"વિદેશી મુગલ સેનાપતિ સે, વિદેશી દાનવ સે."

"તુમ્હારી બાત મેરી સમઝ મેં નહીં આ રહી હૈ."

"કલ દેખ લોગે તબ સમઝ મેં આ જાયગી."

"તો" યુવક ને ધીરે સે કહા--"બિના તુમ્હેં 'અપની' બનાયે હી કલ મુઝે ઇસ લોક સે—?"

"મત બોલો ઐસી બાત !"મહાસિંહ કો રોક કર પદ્મા ને કહા—"હમારા બ્યાહ તો હોગા હી. હમેં એક-દૂસરે સે કૌન અલગ કર સકતા હૈ? હમ એક હૈં--એક હી રહેંગે."

યુવક કુતૂહલ સે અપની બાલસખી પદ્મા કા મુંહ દેખને લગા. "યહ કહતી કયા હૈ? કલ તો ઈસ જીવનયજ્ઞ કી પૂર્ણાહૂતિ હૈ, ફિર બ્યાહ હોગા કબ ?"

(૫)

મુઝે ઠાકુર બઘેલસિંહ કી ઉક્ત કહાની જિતની અચ્છી નહીં લગી ઉસસે કહીં અધિક અચ્છે, કભી કભી ઉનકે મુંહ પર નાચનેવાલે અનેક ભાવ લગે. ઉન્હેં ક્ષણભર વિશ્રામ લેતે દેખ મૈંને પુનઃ ઉનકી ધવલ દાઢી મેં અપના પંજા ઘુસેડા ઔર પૂછા--

"ફિર કયા હુઆ ?"

"ફિર કયા બેટા! ઉસી રાત કો દુર્ગ મેં કઇ બડે બડે અગ્નિકુંડ તૈયાર કિયે ગયે, આગ ધપકા દી ગઇ ઔર રાજપૂત લલનાઓં ઔર માતાઓં ને, યુદ્ધ કે લિયે સજે તૈયાર અપને પ્રિય જનોં સે અંતિમ બિદા લે લે કર, મુસ્કરાતે હુએ ઉન કુંડોં મેં કૂદના આરંભ કર દિયા.

"આગ મેં કૂદને લગીં ?" ઠાકુર સાહબ કી દાઢી કે બાહર ઝટકે સે અપના પંજા નિકાલ કર મૈંને આશ્ચર્ય સે પૂછા--"આગ મેં વહ જલ ન ગયી હોંગી ? આગ મેં કયોં કૂદી ? ભલા કોઈ આગ મેં ભી કૂદતા હૈ ?"

હાં બેટા! હમારે દેશ કી માતાએં, આવશ્યકતા પડને પર મુસ્કરાતી હુઈ ભસ્મ હો જાને મેં અપના સૌભાગ્ય સમઝતી હૈં. ખૈર, કહાની સુનો. જબ પ્રાયઃ સભી ઔરતેં અગ્નિ-કુંડોં મેં કૂદ

પડી ઔર અંગારોં કે વિમાન પર બૈઠ કર સ્વર્ગ કી ઓર ચલ પડી, તબ રાજપૂતોં કી બચી-ખુચી વિકટ વાહિની કિલે કે બાહર હુઈ. ઉસ સેના કા પ્રત્યેક સૈનિક કેસરિયા બાને સે સજા થા.

દુર્ગ કે બાહર સેના દો ટુકડી મેં બાંટ દી ગયી, એક ભાગ કી સંરક્ષતા મેં બચ્ચે એક સુરક્ષિત સ્થાન કી ઓર ભેજે ગયે ઔર દૂસરા ભાગ અસાવધાન વિપક્ષ સેના પર "હર હર મહાદેવ!"પુકાર કર ટૂટ પડા. મચ ગયા ચારોં ઓર હાહાકાર! પડ ગયી દશોં દિશાઓં મેં માર માર કી પુકાર. તલવારેં નાચને લગીં--દોનોં ઓર કી. ભાલે ચમકને લગે દોનોં ઓર કે. રૂંડપર રૂંડ ઔર મુંડપર મુંડ ગિરને ઔર નાચને ઔર કૂદને ઔર પાગલ હો કર હો હો હો હો કરને લગે!

જબ જરા પ્રભાત કા પ્રકાશ ફૈલા તો શત્રુઓં સે ઘોર યુદ્ધ કરતે હુએ મહાસિંહ ને દેખા, ઉનસે થોડી દૂરપર કોઇ તેજસ્વી યુવક રાજપૂત વિચિત્ર શીઘ્રતા ઔર પરાક્રમ સે શત્રુઓં કા સંહાર કર રહા થા. મહાસિંહ ને ગદ્ગદ્ હો કર ઉસે બઢાવા દિયા—

"ધન્ય વીર! તુમ મેવાડ કે ગૌરવ હો!"

ઉસ યુવક યોદ્ધા ને માનો અપને સહયોગી સૈનિક કી બાતેં સુન લીં. વહ મહાસિંહ કી ઓર દેખ કર મુસ્કરાયા—

"મૈં કોઇ અપરિચિત યોદ્ધા નહીં-તુમ્હારી પદ્મા હૂં! મહાભૈયા આજ હોલી હૈ ન! મૈં હોલી ખેલ રહી હૂં. વિદેશી સેનાપતિ મેરી કૃપાણ પિચકારી કે પ્રહાર સે યહીં કહીં રક્તાક્ત પડા હોગા. બડા આનંદ હૈ—બડા સુખ હૈ ઇસ અનોખી હોલી·········આહ! યહ ક્યા? આહ!"

મહાસિંહ ને દેખા, એકાએક કઇ મુગલ પદ્માપર પ્રબલ રૂપ સે ઝપટ પડે.

"બઢો આગે મહાભૈયા!" એકાએક વહ પુકાર ઉઠી—"મારો અપની ખમ ભરી તલવાર મેરે માથે પર. ડાલો સિંદૂર, નહીં તો તુમારી યહ દુલહિન ચલી—આહ! ઠીક-બસ-ચલી મૈં! મેવાડ કી જય હો."

ઠીક વક્ત પર પદ્મા કે બીચ માથે પર વાર કર મહાસિંહ ને ઉસે રક્ત સિંદૂર પહના દિયા. મગર અબ વહ ભી શત્રુઓં સે બિલકુલ ઘિર ગયે થે. દેખતે દેખતે ચારોં ઓર સે ઉન પર તલવારેં બરસને લગીં. ક્ષણભર બાદ વહ ભી અપની સખી કે બગલ મેં સમાપ્ત હો કર ગિર પડે!

બ્યાહ હો ગયા! અનોખા વર, અપની પ્રેયસી કો લે કર અપને દેશ કો ચલા ગયા!

× × ×

"ફિર ક્યા હુઆ?" ઇસ બાર ન જાને ક્યોં કાંપ કર મૈંને ઉત્તેજિત બઘેલસિંહ સે પૂછા.

ઇસકે બાદ પૂરે દો ઘંટે તક દુસરે બચે ખુચે વીર રાજપૂત, વિદેશિયોં કે ખંડિત શિરોં સે અપને પ્રાણો કા મૂલ્ય વસુલ કરતે રહે. આખિર શત્રુઓં કે પાંવ ઉખડ હી ગયે. સેનાપતિહીન સબ સેના ભાગ ગઈ!

ઉસ દિન દો પહર કે વક્ત દેવપુર સ્વતંત્ર થા, મગર સચમુચ વહાં કા એક ભી પ્રાણી ઉસ સ્વતંત્રતા કા સુખ દેખને કો નહીં દિખાઇ પડતા થા. ચારોં ઓર કેવલ ગૃધ્ર, શૃગાલ ઔર ચીલ-કૌએ ઉસ રક્ત કી ગંગા મેં નહા-નહા કર હોલી કા ઉત્સવ મના રહે થે. દેવપુર મરઘટપુરસા દિખાઇ પડતા થા.

મગર ઉસ ભયાનક સન્નાટે મેં, ઉસ બીભત્સ સન્નાટે મેં, બહુત દેર તક કિસી ઘાયલ ઔર વૃદ્ધ સૈનિક કી ક્ષીણ કંઠ-ધુનિ સુનાઇ પડતી થી—

**"ઐસી હોલી-ઐસી હોલી ખેલો લાલ! લો કર મેં કરાલ કરવાલ!!"**

"વહ વૃદ્ધ" અંત મેં પુનઃ નાચતે ઔર ગાતે હુએ બઘેલસિંહ ને કહા—"મેરે દાદા કે પરદાદા થે. ભૈયા! ઔર યહ તલવાર ઉન્હીંકી જવાની કી સખી હૈ, મેરી ઇષ્ટદેવી હૈ!!"

("વીરસંદેશ" માસિકમાં લેખકઃ-શ્રી પાંડેય બેચન શર્મા 'ઉગ્ર')

# ૧૬–आपणा प्रेमीनुं आपणे अनायासे चिंतन करीए छीए.

જેનું મનુષ્ય સૌથી અધિક ચિંતન કરે છે, તેના જેવોજ તે ક્રમે ક્રમે થાય છે, એ નિયમને ગયા અંકમાં આપણે વર્ણવ્યો હતો; અને તે વર્ણવીને એ સિદ્ધ કર્યું હતું કે, જે સ્થિતિની આપણને ઇચ્છા હોય, તે સ્થિતિનું સૌથી અધિક ચિંતન કરવું, અને તે સ્થિતિના સ્વરૂપને અંતઃકરણમાં આરૂઢ રાખવું. એ તે ઇચ્છેલી સ્થિતિને પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

પરંતુ આ ઉપાય જાણ્યા પછી, ઇચ્છેલી સ્થિતિનું સૌથી અધિક ચિંતન થાય, એટલા માટે આપણે શું કરવું, એ પ્રશ્ન ઉભો થાય છે. આ પ્રશ્નનું સમાધાન આજના વિષયમાં આપવા પ્રયત્ન કરીએ છીએ.

ઇચ્છેલી વસ્તુનું અધિક ચિંતન કરવાનો–અર્થાત્ ધારેલી દિશામાંજ મનના વિચારોને અખંડિતપણે વહેવડાવ્યા કરવાનો સહેલામાં સહેલો ઉપાય પ્રેમ છે. જેના ઉપર આપણો અત્યંત પ્રેમ પ્રકટે છે, તેના વિચારો વગરપ્રયત્ને આપણા મનમાં આખો દિવસ ચાલ્યાજ કરે છે. આમ હોવાથી જો આપણે ઉચ્ચ અને વિશુદ્ધ વસ્તુઓ અને ગુણો ઉપર અત્યંત પ્રેમ પ્રકટાવીએ, તો સ્વભાવથીજ આપણું મન તે ઉચ્ચ વસ્તુઓ અને ગુણોનું ચિંતન કર્યા કરવાનું, અને તેમ થતાં અનાયાસે આપણે વિશુદ્ધ અને ઉચ્ચ થવાના.

જો આપણને મહાવિદ્વાન થવાની ઇચ્છા હોય, જો અસાધારણ પ્રતિભાસંપન્ન થવાની આપણી વૃત્તિ હોય, તો વિદ્યા ઉપર અને પ્રતિભા ઉપર આપણે અસાધારણ પ્રેમ પ્રકટાવવો જોઇએ. આવો પ્રેમ જો આપણા અંતઃકરણમાં નથી હોતો તો ગમે તેવાં મહાવિદ્યાલયોમાં આપણે અભ્યાસ કરતા હોઇએ અને આપણા શિક્ષાગુરુઓ ગમે તેવા વિશ્વવિખ્યાત હોય, તોપણ આપણે વિદ્યાવિહીનજ રહીએ છીએ, અને આપણે કદી પણ અસાધારણ પ્રતિભાસંપન્ન થતા નથી. વિદ્વાન થવાનાં અસંખ્ય સાધનો છતાં શ્રીમંતો અને નૃપતિઓના કુમારો ઘણે પ્રસંગે મૂર્ખ રહે છે, અને સાધનવિનાના રંક મનુષ્યોના પુત્રો ભૂમંડળના અલંકારરૂપ થાય છે, તેનું કારણ આ પ્રેમજ છે.

સદ્‌ગુણો ઉપર પ્રેમ રાખનાર મનુષ્યજ સદ્‌ગુણી થાય છે. જેમને સદ્‌ગુણ ઉપર પ્રેમ પ્રકટેલો હોતો નથી, તેવા મનુષ્યોને ગમે તેટલું નીતિનું શિક્ષણ આપવામાં આવ્યું હોય છે, તોપણ તે નિષ્ફળજ જાય છે. સદ્‌ગુણપ્રતિ પ્રેમ પ્રકટ્યા વિના મનુષ્ય શુદ્ધ વર્તનવાળો કદી પણ થઇ શકતો નથી. આથીજ ઘણા બુદ્ધિવાન અને વિદ્વાન મનુષ્યો પણ સઘળું સમજતાં છતાં પોતાના દુષ્ટાચારને ત્યજી શકેલા હોતા નથી.

ઘણા દુરાચારી અને વ્યસની મનુષ્યો પોતાના દુરાચાર તથા દુષ્ટ વ્યસન ત્યજવાની ઇચ્છા બતાવે છે ખરા, પણ તેમની તે ઇચ્છા નામની–ઉપરટપકેની–જ હોય છે. સદાચાર ઉપર તેમને ખરો પ્રેમ પ્રકટેલો હોતોજ નથી. તેમના હૃદયમાં અત્યંત પ્રીતિનો વિષય તો તેમનો દુરાચારજ હોય છે. દુરાચાર કરતાં સદાચાર ઉપર જે ક્ષણે તેમને અત્યંત પ્રેમ પ્રગટે છે, તે ક્ષણથી તેમનું દુષ્ટાચરણ છૂટી ગયા વિના રહેતુંજ નથી. આથી 'હું મારો દુરાચાર અથવા દુર્વ્યસન છોડવા ઘણોએ મથું છું, પણ તે છૂટતું નથી', એમ જેઓ કહે છે, તેઓ સદાચાર ઉપર અને નિર્વ્યસન ઉપર તેમને દુરાચાર અને દુર્વ્યસન કરતાં ઘણીજ ન્યૂન પ્રીતિ છે, એજ સૂચવે છે.

ઘણા મનુષ્યો કહે છે કે, અમને આખો દિવસ પરમેશ્વરની ભક્તિ કરવાનું તથા સાધનો સાધવાનું બહુજ મન છે; પણ તે અમારાથી આ વળગેલી ઉપાધિની લાહ્યથી થતું નથી. શું તેમનું આ કહેવું સાચું છે? સાચું ખરું, પણ માત્ર સોએ પાંચ ટકા, અથવા દશ ટકાજ. જેમને તેઓ ઉપાધિની લાહ્ય કહે છે; અને જે તેમને જરા પણ ગમતી નથી, એવું તેઓ માને છે અને મનાવે છે, તે ઉપાધિની લાહ્ય ઉપર વસ્તુતઃ તેમને પરમેશ્વર અને સાધનો કરતાં વધારે પ્રેમ હોય છે. જો તેઓ દિવસના ચોવીસે કલાક ઉપાધિમાં ડૂબેલા હોય છે તો ઉપાધિને ભલે તેઓ મુખથી વખોડતા હોય તથાપિ તેમનો તેના ઉપર સોએ સો ટકા પ્રેમ હોય છે, અને પરમેશ્વરમાં શૂન્ય ટકા પ્રેમ હોય

છે. જેમાં જેઓ અધિક સમય જોડાયલા રહે છે, તેજ તેમનો અધિક પ્રેમનો વિષય છે; અને જેમાં જેઓ અત્યંત ન્યૂન સમય જોડાયલા રહે છે, તે તેમનો અત્યંત ન્યૂન પ્રેમનો વિષય છે.

અસંખ્ય મનુષ્યો પરમેશ્વરને મેળવવા ઇચ્છે છે, પણ તેમાંથી કોઈકનેજ પરમેશ્વરનો અનુભવ થાય છે; કારણકે અસંખ્ય મનુષ્યોમાંથી કોઇકજ પરમેશ્વરના ઉપર અત્યંત પ્રેમ કરે છે, અન્ય સર્વનો અત્યંત પ્રેમનો વિષય પરમેશ્વર હોતાજ નથી અને તેથી તેમના મનમાં પરમેશ્વરનું અખંડ ચિંતન થતું હોતુંજ નથી. જેના ઉપર તેમનો અત્યંત પ્રેમ હોય છે, તેનુંજ અધિક ચિંતન તેઓ કર્યા કરે છે, અને તેથી તેજ તેમને પ્રાપ્ત થાય છે.

દ્રવ્યને અથવા વિભવોને અથવા શબ્દાદિ અન્ય વિષયોને જેવા ભારે પ્રેમથી આપણે ચાહીએ છીએ, તેવોજ ભારે પ્રેમ આપણે પરમેશ્વર ઉપર જ્યારે કરીએ છીએ, ત્યારેજ પરમેશ્વરને પ્રાપ્ત કરવાનાં સાધનો અખંડિતપણે આપણાવડે સેવાય છે. અંતઃકરણના સંપૂર્ણ પ્રેમથી પરમેશ્વરને આપણે ચાહીએ છીએ, ત્યારેજ આપણા મનમાં પરમેશ્વરસંબંધી અખંડ ચિંતન ચાલે છે, અને ત્યારેજ આપણું જીવન આધ્યાત્મિક થઇ પરમેશ્વરના સ્વરૂપને સમજવાની આપણામાં યોગ્યતા આવે છે. પરમેશ્વરનું અખંડ ચિંતન થતાં આપણા અણુમાત્રની અત્યંત શુદ્ધિ થાય છે; કારણ કે જેનું આપણે સૌથી અધિક ચિંતન કરીએ છીએ, તેના જેવાજ આપણે અંતર્બાહ્ય થઇએ છીએ. પરમેશ્વર અત્યંત વિશુદ્ધ હોવાથી આપણાં શરીર, મન વગેરે સર્વ અત્યંત વિશુદ્ધ થતાં જાય છે; અને જેમ જેમ તેઓ અધિક વિશુદ્ધ થતાં જાય છે, તેમ તેમ આપણામાં પરમેશ્વરના સ્વરૂપને સમજવાનું અધિક સામર્થ્ય આવતું જાય છે. આમ ક્રમે ક્રમે આપણે ઉચ્ચ થતા જઇ પરિણામે પરમેશ્વરરૂપજ થઇ રહીએ છીએ.

જેના ઉપર આપણો સૌથી અધિક પ્રેમ હોય છે, તેનું આપણે સ્વભાવથીજ સૌથી અધિક ચિંતન કરીએ છીએ; તેનું મુખ્ય કારણ એ છે કે, પ્રેમ અવ્યભિચારી છે. સાચા પ્રેમને અનેક વિષય હોતા નથી. તેને એકજ વિષય હોય છે, અને આ એકજ વિષય ઉપર તેનું સંપૂર્ણ ધ્યાન વળેલું રહે છે; અને જેના ઉપર આપણું સંપૂર્ણ ધ્યાન વળેલું હોય છે, તેના સંબંધીજ આપણા મનમાં વિચાર ચાલે છે, તેથી અધિક પ્રેમના વિષયનુંજ આપણે સૌથી અધિક ચિંતન કરીએ છીએ.

આપણા પ્રેમના વિષયનુંજ આપણે નિત્ય ચિંતન કરીએ છીએ, તેનો આપણને વ્યવહારમાં નિત્ય અનુભવ થાય છે. અવલોકન કરીને જોનારને જ્યાં ત્યાં આ નિયમ પ્રવર્તી રહેલો અનુભવમાં આવ્યા વિના રહેતોજ નથી.

સામાન્ય વસ્તુઓ ઉપર પ્રેમ કરવાથી ઉચ્ચ મનુષ્યો પણ સામાન્ય થઇ જાય છે, અને ઉચ્ચ વસ્તુઓ ઉપર પ્રેમ કરવાથી સાધારણ મનુષ્યો પણ ઉચ્ચ થઈ જાય છે. અત્યંત હલકી સ્થિતિમાં જન્મેલા સેંકડો મનુષ્યો આજ નિયમને લીધે અસાધારણ ઉચ્ચ સ્થિતિને પામ્યા છે અને અત્યંત ઉચ્ચ સ્થિતિમાં જન્મેલા આજ નિયમને લીધે ચીંથરેહાલ થઇ ગયા છે. હલકી વસ્તુઓ ઉપર પ્રેમ કરવાથી મનમાં હલકી વસ્તુઓનાજ વિચારો ચાલે છે, અને તેમ થતાં 'મનુષ્ય જેનો અધિક વિચાર કરે છે, તેવોજ તે થાય છે' એ નિયમ પ્રવર્તવા માંડે છે.

કેટલા કેટલા સુંદર મનુષ્યો હલકી વસ્તુઓ ઉપર પ્રેમ કરવાથી કદ્રૂપાં મુખ અને શરીરવાળા થઈ ગયેલા વ્યવહારમાં આપણા જોવામાં આવે છે! જે બાળક આઠ-દશ વર્ષની વયે મનોહર આકૃતિવાળો હોય છે, અને જેને જોઇને સર્વને પ્રસન્નતા પ્રકટતી હોય છે, તેજ બાળકની આકૃતિ વીસ વર્ષની ઉંમરે અત્યંત અણગમો ઉપજાવે એવી થયેલી, વ્યવહારમાં કોના જોવામાં નથી આવી? તેજ પ્રમાણે સામાન્ય આકૃતિવાળાં મનુષ્યો અત્યંત પ્રૌઢ અને આકર્ષક થયેલાં ઉદાહરણો કયા સદ્વિવેકીને દૃષ્ટિએ નથી પડયાં? ઉભય પ્રસંગમાં ઉભય મનુષ્યોના પ્રેમના વિષયોજ મુખ્ય કારણ છે.

સામાન્ય હલકા વિષયો ઉપર પ્રેમ કરનારના વિચારો સામાન્ય હલકા પ્રકારનાજ હોય છે; અને આ હલકા વિચારનાં આંદોલનો બહુ મંદ અને સ્થૂલ હોવાથી શરીરનાં તત્ત્વ મંદ અને સ્થૂલજ રહે છે. એથી ઉલટું ઉચ્ચ વિષયો ઉપર પ્રેમ કરનારના વિચારો ઉચ્ચ પ્રકારના હોવાથી,

તે વિચારનાં આંદોલનો તીવ્ર વેગવાળાં અને સૂક્ષ્મ હોય છે, અને તેથી શરીરનાં તત્ત્વ સૂક્ષ્મ અને શુદ્ધ થાય છે. બંનેનાં શરીર રુધિર, માંસ, અસ્થિ વગેરે ધાતુનાં બનેલાં દેખાય છે, પણ બંનેમાં બહુ ભેદ હોય છે. એકનું શરીર રૂપિયાની સોળ ગજની ગાદી હોય છે, ત્યારે બીજાનું શરીર મુઠીમાં સમાઇ જાય એવી ઢાકાની સુકોમળ મલમલ હોય છે.

શરીરનું સુકોમળ પોત હોવામાં ઉચ્ચ કુળજ સર્વદા કારણ છે, એમ કંઇ નથી. માબાપથી પ્રાપ્ત થયેલું જડ શરીર, વિચારવડે ઉત્તમ ગુણધર્મવાળું કરી શકાય છે અને સુકોમળ શરીર બગાડીને જડ પણ કરી શકાય છે.

એકજ માબાપના ઉદરમાં જન્મેલા બે પુત્રોમાંથી એક કર્કશ બાવળીયો હોય છે, અને બીજો સુકોમળ કેળ હોય છે, એવો અનુભવ વ્યવહારમાં કોને નથી આવ્યો? ઉભયના શરીરમાં ભેદ પડવામાં વિચારજ કારણ છે.

વિચાર આ પ્રમાણે મનુષ્યને અંતર્બાહ્ય ઘડતો હોવાથી, ઉચ્ચ વસ્તુઓ અને ઉચ્ચ ગુણો ઉપરજ માત્ર પ્રેમ કરવાનો સ્વભાવ આપણે કેળવવો જોઇએ. આપણા પ્રેમના વિષયો કયા કયા છે, અને તે ઉચ્ચ પ્રકારના છે કે હલકા પ્રકારના છે તે એકાંતમાં બેસી આપણે શોધી કાઢવું જોઇએ. જો તે હલકા પ્રકારના હોય તો તેમના ઉપર પ્રેમ રાખી રહેવાનું આપણે શું કારણ છે, તે આપણે આપણને પોતાને પૂછવું જોઇએ. આપણી ઇચ્છા જો હલકા રહેવાની હોય, અને આપણાં શરીરને અને મનને બેડોળ, જાડાં, નિસ્તેજ, અશુદ્ધ અને અંધકારવાળાં રાખવાની હોય—જો આવા રહેવું આપણને ગમતું હોય તો તો હલકા પ્રકારની વસ્તુઓ ઉપર પ્રેમ કરતા અટકવાની આપણે કશીજ અગત્ય નથી; પણ જો આમાંનું કશુંજ આપણને ન ગમતું હોય, પણ ઉલટું સુંદર, તેજસ્વી, વિશુદ્ધ, પ્રકાશિત મતિવાળાં અને ઉચ્ચ થવા ગમતું હોય તો પછી શા માટે આપણે હલકી વસ્તુઓ ઉપર પ્રેમ કરવો, તેનું કશુંજ કારણ રહેતું નથી. આ પ્રમાણે વિચાર કરી હલકી વસ્તુઓ પ્રતિના પ્રેમને આપણે શિથિલ કરી નાખવો જોઇએ; અને ઉચ્ચ વસ્તુઓપ્રતિના પ્રેમને વધારવો જોઇએ.

ઉચ્ચ વસ્તુઓપ્રતિ પ્રબળ પ્રેમ પ્રકટાવ્યાવિના, અખંડિતપણે ઉચ્ચ વિચાર કદી પણ આપણા મનમાં ચાલતા નથી, અને અખંડિતપણે ઉચ્ચ વિચાર આપણા મનમાં ચાલ્યાવિના આપણે કદી પણ ઉચ્ચ થઇ શકતા નથી; એ સિદ્ધ નિયમનું ઉચ્ચ થવાની ઇચ્છા રાખનાર આપણે એક ક્ષણ પણ વિસ્મરણ કરવું નહિ જોઇએ.

જે જે ઉચ્ચ અને વિશુદ્ધ છે, તેમના ઉપર આ ક્ષણથીજ અત્યંત પ્રેમ કરવા માંડો. ઉચ્ચ સદ્‌ગુણોનો વિચાર કરો, અને તેમને અમૂલ્ય રત્નો જેવા જાણી તેમના પ્રતિ પ્રેમ કરો. ઉચ્ચ વિદ્યાકળા ઉપર અને દૈવી સામર્થ્ય ઉપર પ્રેમ કરો. યોગ, ઉપાસના, તત્ત્વવિચાર વગેરે સર્વોત્કૃષ્ટ પદને પમાડનારી ક્રિયાઓ તથા સાધનોમાં પ્રેમ કરો. વિદ્વાનોમાં, સદ્‌ગુણી પુરુષોમાં, મહાજનોમાં, ગુરુમાં, સદ્‌ગુરુમાં, દેવોમાં, ઇશ્વરમાં અને પરમતત્ત્વમાં પ્રેમ કરો, સર્વમાં સામાન્ય પ્રેમ કરો; પરંતુ પરમાત્માને પરમ પ્રેમના વિષય કરો. પ્રાણીઓનો અને પદાર્થોનો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે સંબંધ થાય, ત્યારે તેમના દોષોને ન જુઓ; પરંતુ તેમનામાં રહેલા ગુણોને અને ઉચ્ચતાનેજ શોધી શોધીને જુઓ. સ્મરણમાં રાખો કે, દોષો જોવાનો સ્વભાવ, એ દોષોપ્રતિના પ્રેમને લીધેજ પ્રકટે છે. ગુણોપ્રતિ જેને નિઃસીમ પ્રેમ પ્રકટ્યો છે, તેને દોષો ભણી દૃષ્ટિ માંડવાનો પણ અવકાશ નથી. આપણી ઓછી કેળવાયલી મતિને પ્રાણીપદાર્થોમાં ગુણ ન જણાય તો ઉપેક્ષા સેવવી સારી છે, પણ દોષો જોવા યોગ્ય નથી. એક ક્ષણ વાર પણ દોષ જોવાથી, દોષ આપણા ચિંતનનો વિષય થાય છે, અને જેનું જેટલો સમય આપણે ચિંતન કરીએ છીએ, તેટલો સમય આપણે તેવાજ થઇએ છીએ; માટે દોષવાન થવાને ન ઇચ્છનાર આપણે કોઇના પણ દોષને જોવાની અગત્યજ નથી. જેમ કાજળના મૂળમાં—અર્થાત્ કાજળ જ્યાંથી નીકળે છે, ત્યાં પ્રકાશજ હોય છે, તેમ દોષના મૂળમાં ગુણજ હોય છે. જળ ઉપર વળેલી લીલની તળે નિર્મળ જળજ હોય છે,

તેમ દોષના પાછળના ભાગમાં નિર્મળ નિર્દોષતાજ હોય છે. આ નિર્દોષતાને શોધતાં અને જોતાં શીખો. તે તત્કાળ જણાતી નથી તેનું કારણ આપણને તેના ઉપર પ્રેમ પ્રકટયો નથી, એ છે. તેના ઉપર પ્રેમને ધરો, અને પોતાનું સ્વરૂપ તે જ્યાં ત્યાં તમને જણાવશે. સર્વત્ર, ચર અને અચર પ્રાણીપદાર્થોમાં, નદીમાં, પર્વતમાં, વૃક્ષોમાં, પત્રમાં, પુષ્પમાં, ફળમાં, જંતુઓમાં, પશુઓમાં, પક્ષીઓમાં, મનુષ્યોમાં નિર્દોષતાજ ભરેલી છે. આપણાં ચર્મચક્ષુને તે પ્રકટ નથી જણાતી, તેથી તે નથી, એમ નથી; આપણે દોષને જોઇએ છીએ તે સમયે તે ત્યાંજ છે, તેને શોધો અને તેનેજ જુઓ. અપૂર્ણતાને જોવાનું છોડી દઇ જ્યાં ત્યાં પૂર્ણતાનેજ જુઓ. પ્રાણીપદાર્થોની કનિષ્ઠ બાજુ, કાળી બાજુ ન જુઓ; પણ ઉત્કૃષ્ટ બાજુ, ઉજ્જવળ બાજુ જુઓ. મનુષ્યોનો જીવઅંશ ન જુઓ. પણ ઈશ્વરઅંશ જુઓ. મનુષ્યોમાં ઈશ્વર અંશ જોવો, એ ઈશ્વરની ભક્તિ છે, ઈશ્વરનું ચિંતન છે, ઈશ્વરનું સ્મરણ છે. મનુષ્યોમાં જીવ અંશ જોવો, એ ઈશ્વરથી વિમુખતા છે, એ ઈશ્વરચિંતનથી ભ્રષ્ટતા છે, એ ઈશ્વરપ્રતિ અપ્રીતિ દર્શાવનાર છે, એ ઈશ્વરને હૃદયમાંથી તેટલો સમય કાઢી મૂકવા તુલ્ય છે. જેને બીજાના હૃદયમાં પણ બીજું જણાય છે, તેને ઈશ્વરમાં ખરી ભક્તિ, ખરો પ્રેમ પ્રકટયોજ નથી. જ્યાં બીજાને દોષ જણાય, ત્યાં તમને ઈશ્વર જણાય ત્યારે નિશ્ચય કરજો કે, તમારામાં પરમેશ્વરપ્રતિ સાચો પ્રેમ પ્રકટયો છે. આવો પ્રેમ પ્રગટતાં, તત્કાળ તમે બદલાઇ જવાના, તમારૂં શરીર, મુખ, ઇંદ્રિયો, વાણી, વિચાર, વર્તન-સર્વમાંજ તત્કાળ ફેર થઇ જવાનો. લોહને સ્પર્શમણિનો સ્પર્શ થયો છે અને લોહ કુંદન નથી થયું, પણ સ્પર્શમણિજ થઇ ગયું છે.

પ્રિયતમ પરમેશ્વરનેજ પરમપ્રેમનો વિષય કરો અને સુખસ્વરૂપ થઈ રહો.

( "મહાકાળ"ના આશ્વિન સં. ૧૯૬૩ના અંકમાંથી)

---

# ૧૭-एकी वखते दश लाख बाळकोनुं क्रीडन

મનુષ્યનું આરોગ્ય જેમ વધારે સારૂં હોય છે, તેમ તેનું નીતિબળ તથા મનોબળ વધે છે, એ વાત પાશ્ચાત્ય પ્રજાઓ જેવી ઉત્તમ રીતે સમજે છે, તેવી ઉત્તમ રીતે ભાગ્યેજ અન્ય પ્રજાઓ સમજતી હશે; અને આ કારણથી આરોગ્યને વધારવાના તે પ્રજાઓમાં જેવા અને જેટલા પ્રયત્ન થાય છે, તેના સોમા ભાગના પણ અન્ય પ્રજાઓમાં થતા જોવામાં આવતા નથી. આપણા દેશમાં તો આરોગ્યને માટે હજારમાં એક મનુષ્ય પણ જેવો જોઇએ તેવો પ્રયત્ન કરતો હશે કે કેમ, તે સંશયભરેલું છે. કોઇ દવાની ગોળીઓ, માત્રા, પાક કે પછી ઘી સારી પેઠે ખાવું, એનું નામ આરોગ્યની પ્રાપ્તિનો પ્રયત્ન છે, એવું આપણી પ્રજાનો મોટો ભાગ માને છે; અને તેના પરિણામમાં સુદૃઢ આરોગ્યવાળા સેંકડે પાંચ મનુષ્યો પણ પ્રજામાં જોવામાં આવતા નથી. પ્રત્યેક યૂરોપીયનને તમે જોશો તો સાયંકાળનો સમય થતા સ્ત્રી, પુરુષ અને બાળકો સઘળાંજ ખુલ્લી હવામાં ફરવા નીકળી પડવાનાં અથવા ખુલ્લી હવામાં લૉન ટેનિસ, ક્રિકેટ કે એવીજ કોઇ રમત રમવાનાં. આ દેશમાં તો સેંકડે એક પુરુષ પણ ભાગ્યેજ બહાર ફરવા નીકળતો હશે, અને સ્ત્રીઓમાં તો ભાગ્યેજ દશહજારે એક સ્ત્રી પણ નીકળતી હશે; અને રમતમાં કોઇ મોટી ઉંમરનાં સ્ત્રી કે પુરુષે ભાગ લીધો હોય, એવો પ્રસંગ તો આખા દેશમાં વર્ષમાં એકાદ પણ ક્વચિતજ આવતો હશે. આવી સ્થિતિમાં આ દેશનાં સ્ત્રી, પુરુષો તથા બાળકોનું આરોગ્ય ઉતરતા પ્રકારનું રહે, એમાં આશ્ચર્ય જેવું કશુંજ નથી.

પ્રાચીન ગ્રીક પ્રજાનાં શરીર જેવાં પૂર્ણ હતાં, તેવાં ભાગ્યેજ બીજી કોઇ પ્રજાનાં થયાં હશે; અને તેમનાં શરીરની આવી પૂર્ણતા થવાનું કારણ એ હતું કે, તેઓ મનને તથા શરીરને બંનેને કેળવવા ઉપર સરખું ધ્યાન આપતા. આખા ગ્રીસ દેશમાં છોકરા અને છોકરીઓને રમવાને માટે મ્યુનિસિપાલિટી તરફથી વિશાળ ચોગાનો કરવામાં આવ્યાં હતાં, અને સાતથી તે સોળ વર્ષની ઉંમરસુધીના છોકરાઓને તથા છોકરીઓને મુખ્યત્વે કરીને શારીરિક શિક્ષણજ આપવામાં આવતું.

તેઓ આ ચોગાનોમાં દોડવાની, કૂદવાની, કુસ્તીની, મુક્કાબાજીની અને એવીજ બીજી જાતજાતની રમતો રમતા, અને તેના પરિણામમાં ગ્રીસ દેશમાં સર્વથી બળવાન અને સર્વથી સુંદર સ્ત્રીપુરુષો થતાં; અને એવું કહેવાય છે કે, સ્ત્રીપુરુષોને સૌથી બળવાન તથા સૌથી સુંદર કરવામાં ગ્રીસ દેશ પૂર્વે જેવો વિજયી થયો હતો, તેવો પૃથ્વી ઉપર હજીસુધી કોઇ પણ દેશ થયો નથી.

ગ્રીસનું આ અનુકરણ થોડાં વર્ષ થયાં અમેરિકાએ કરવા માંડયું છે, અને એવું ધારવામાં આવે છે કે, સમય જતાં ગ્રીક લોકોના જેવાં થોડાં પણ પરિણામ તે દેશ પોતાની પ્રજામાં ઉપજાવી શકશે.

ચિકાગોએ આજથી ૭ વર્ષ ઉપર આ બાબતની સૌથી પ્રથમ પહેલ કરી હતી, અને નગરનાં હજારો ગરીબ બાળકોને રમવાને માટે વિશાળ ચોગાનો તૈયાર કર્યાં હતાં. એ શહેરે સવા બે કરોડ રૂપિયા રમવાનાં ચોગાનો પાછળ ખર્ચ્યા છે, અને હજી ખર્ચ્યે જાય છે.

ચિકાગોની નકલ તરતજ બીજાં શહેરોએ કરવા માંડી, અને આજે તેનું શું પરિણામ આવ્યું છે ? અમેરિકાનાં સૌથી મોટામાં મોટાં પંદર શહેરોએ એક વર્ષના અરસામાં દર માસે ત્રીસ લાખ રૂપિયા છોકરાઓને રમવાનાં સાધનો પૂરાં પાડવા પાછળ ખર્ચી નાખ્યા છે.

ન્યુયૉર્કે લગભગ ત્રણસેં રમવાનાં ચોગાનો તૈયાર કર્યાં છે. ચિકાગોમાં માત્ર ચાળીસ છે, પણ તે એટલાં મોટાં છે અને તેમાં રમવાનાં એટલાં બધાં ઉત્તમ સાધનોની વ્યવસ્થા કરવામા આવી છે કે આખી દુનિયામાં કોઈ પણ શહેર હજીસુધી તેની બરાબરી કરી શકે એમ નથી. ગયે વર્ષે તેમના નિભાવને માટે લગભગ સત્તરલાખ રૂપિયા ખર્ચ થયું હતું. ફિલાડેલ્ફીયામા તોંતેર, બોસ્ટનમાં સિત્તોતેર, બાલ્ટિમોરમા પચાસ, સેંટ લુઈ ક્લીવલેન્ડમાં પંદર, ડેટ્રોઇટમાં અગિયાર, બફેલોમાં આઠ, સેન્ફ્રાન્સીસ્કોમાં પાંચ, સિન્સીનેટીમાં બાર, પ્રોવિડન્સમાં ઓગણીસ, ન્યુયૉર્કમાં ચોવીસ અને વૉશિંગ્ટનમાં બત્રીસ રમવાનાં ચોગાનો છે. કેટલાક શહેરોમાં જો કે ઓછાં ચોગાનો છે, તોપણ દર વર્ષે તેમની પાછળ ખર્ચ કંઈ ઓછું કરવામાં આવતું નથી. સેન્ફ્રાન્સિસ્કોમાં પાંચજ ચોગાનો છતાં ગયે વર્ષે તેણે આશરે એક લાખ દશ હજાર રૂપિયા તેમની પાછળ ખર્ચ્યા હતા.

પણ આટલાંજ શહેરોએ બાળકોને રમવાની વ્યવસ્થા કરી છે, એમ કંઇ નથી. આ વિના બીજાં ત્રણસેં શહેરોએ પણ તેવોજ આશ્ચર્યકારક પ્રયત્ન કર્યો છે. આ રમવાનાં ચોગાનોમાંનાં ઘણાં પ્રત્યેક ચાળીસ એકર જેટલાં વિશાળ હોય છે; પરંતુ આટલાં વિશાળ છતાં તેમાં વ્યવસ્થા ઘણીજ ઉત્તમ પ્રકારની રાખવામાં આવે છે. અમુક ઉંમરનાં બાળકોમાટે અમુક વિભાગ, અમુક ઉંમરના માટે અમુક વિભાગ, એમ જૂદા જૂદા વિભાગો પાડી નાખવામાં આવ્યા છે; અને બાળકોની ઉંમરના પ્રમાણમાં તેમાં રમતોની વ્યવસ્થા કરવામા આવી છે. વળી પ્રત્યેક વિભાગ ઉપર સુશિક્ષિત પુરુષોની દેખરેખ રાખવામાં આવી છે, જેથી કોઇ પણ પ્રકારની ગડબડ કે અવ્યવસ્થા થતી નથી. બાળકો અત્યંત રસથી તેમાં ભાગ લે છે, અને મોટી ઉંમરના તોફાની છોકરાઓ પણ આ સ્થળે સુધરી જાય છે.

યુનાઇટેડ સ્ટેટ્સના મધ્યભાગમાંથી કોઇ બલૂનમાં બેસીને જો તમે જેટલે ઉંચે જવું જોઇએ તેટલે ઉંચે જાઓ, અને ત્યાંથી બળવાન દૂર્બિનવડે, નીચેનો પ્રદેશ જુઓ તો તમને આ ચોગાનોમાં એકી વખતે દશ લાખ છોકરા તથા છોકરીઓ રમવાને એકઠાં થયેલાં અને રમતના અપૂર્વ આનંદને ભોગવતાં જોવામાં આવશે.

પ્રતિદિન આ પ્રમાણે ખુલ્લી હવામાં બે ત્રણ કલાક રમવામાં ગાળવાથીજ મનુષ્યનું-કાં વૃદ્ધ, જુવાન કે બાળકનું-શરીર નિરોગી અને સુદૃઢ રહે છે. જ્યાંસુધી આપણા લોકો ખુલ્લી હવામાં હરવા ફરવાના અને રમવાના લાભને નહિ સમજે ત્યાંસુધી, એકલી માનસિક કેળવણીવડે તેઓ જે ઉન્નતિની આશા રાખે છે, તે સફળ થવાનો ઘણોજ ઓછો સંભવ છે.

(ભાદ્રપદ-૧૯૬૬ના "મહાકાળ"માં લેખકઃ-સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ૧૮–સગુણ ભક્તિ વધારે ઉપકારક છે.

દેવ એક છે અને તે સગુણ પણ છે અને નિર્ગુણ પણ છે. "સગુણનાજ આધારથી, નિર્ગુણ ખાત્રીપૂર્વક જોઇ શકાય" એવો સમર્થ સરખા બ્રહ્મવેત્તાનો ઉપદેશ છે. તેથી સગુણ પ્રેમને યત્કિંચિત્ ધક્કો ન મારતાં નિર્ગુણ બોધની જે હથોટી સંતજનો છે, તેજ કલ્યાણકારક છે. ઉપનિષદો, પંચદશી, યોગવાસિષ્ટ ઇત્યાદિ વેદાંત ઉપરના ગ્રંથો વાંચીને તે સમજતાં (પચાવતાં) ન આવડયાના લીધે તથા સત્સંગમાં ખરા પરમાર્થનો મર્મ ન સમજવાને લીધે કેટલાક લોક–જૂના અને નવા શિક્ષણની પરંપરાથી–એવા નિર્માણ થયા છે, કે તે સગુણનો ઉચ્છેદ થતો જુએ છે; પણ સગુણનો પ્રેમ અતિશય વધારવામાંજ પરમાર્થશ્રવણનું પરિણામ થવું જોઇએ. સંતોનો માર્ગ આ છે. સંત રૂક્ષ વેદાંતી નહોતા. તે નિઃસીમ ભક્ત હતા, તે પ્રેમમૂર્તિ હતા. જ્ઞાનેશ્વરી-અમૃતાનુભવ સરખા અલૌકિક બ્રહ્મજ્ઞાનના ગ્રંથ નિર્માણ કરનારા શ્રીજ્ઞાનેશ્વર મહારાજ નિઃસીમ કૃષ્ણભક્ત ઉર્ફે વિઠ્ઠલોપાસક હતા. આ સ્વચ્છ આરસો સર્વ મુમુક્ષુએ પોતાની આંખો સામે રાખી નિર્ગુણનો બોધ અને સગુણનો પ્રેમ એવું ઐક્ય કરી પોતાનું અને પારકાનું હિત સાધવું.

× × × × ×

દાસબોધનું દશક ૬ સમાસ ૭ વાચકોએ જોવું. સમર્થના મુખથી બ્રહ્મજ્ઞાન સાંભળીને એટલે કે નિર્ગુણ નિરાકાર નિરંજનનું પ્રકરણ સાંભળીને એક શ્રોતા કહેવા લાગ્યો કે, "ઠીક થયું ! હું બ્રહ્મ છું અને જગત મિથ્યા છે, એ મને સમજાયું. હવે પૂજા-અર્ચાની જરૂર નથી" એ જોતાંજ રામ-ભક્તિથી ઉભરાતા અંતઃકરણથી સમર્થ કહે છે કેઃ—

' અરે ! ભોજન કરવું પડે છે, પાણી પીવું પડે છે,
મળમૂત્ર ત્યાગ કરવો પડે છે, તે પણ છૂટતું નથી;
માણસોનું સમાધાન રાખવું, પોતાનું પારકું ઓળખવું,
અને ભજન ન કરવું, એ કયું જ્ઞાન ?
સાહેબને ત્યાં આળોટવા જવું, નીચ સરખા થવું,
અને દેવને ન માનવા, એ કયું જ્ઞાન ?
હરિહર બ્રહ્માદિક, હે જયના આજ્ઞાધારક !
તું એક રંક માનવી, ભજવામાં તારૂં શું ગયું ?
અમારા કુલ રઘુનાથ, રઘુનાથ અમારો પરમાર્થ,
જે સમર્થનો પણ સમર્થ, તે દેવ છોડાવ હવે;
તેના અમે સેવક જન, સેવા કરતાં થયું જ્ઞાન,
તેનાથી અભાવ કર્યે પતન થવાય છે.

રામસેવા કરતાં કરતાં આ બ્રહ્મજ્ઞાન અમોને પ્રાપ્ત થયું, એમ સમર્થ પોતે કહે છે. ત્યારે પછી સેવા-ઉપાસના છોડીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાનો બીજો કયો સરળ માર્ગ છે ? તેથીજ ઉપાસના બળવાળી જોઇએ, એકનિષ્ઠ પ્રેમ જોઇએ અને હરિના ગુણનું શ્રવણકીર્તન અવશ્ય જોઇએ.

× × × × ×

**श्रवणं कीर्तनं ध्यानं हरेरद्भुतकर्मणः ।**
**जन्म कर्म गुणानां च तदर्थेऽखिलचेष्टितम् ॥** (ભાગવત ૧૧-૩-૨૭)

એટલે અદ્ભુત લીલા કરનારા હરિના અવતારોનું, ચરિત્રોનું અને ગુણોનું શ્રવણ, કીર્તન અને ધ્યાન કરવું અને સર્વ કર્મ ભગવત્પ્રીત્યર્થ કરવાં, એ ભક્તોનો સ્વભાવજ બની જાય છે.

× × × × ×

ભક્તિયોગ સહેલો અને સર્વસાધ્ય છે. " હે ઇશ્વર ! તને આપવાને મારી પાસે દ્રવ્ય નથી, તને જાણું એવી બુદ્ધિ નથી, યોગાભ્યાસ કરવાનું મારા હાથમાં નથી અને વખત પણ નથી, એમ

જાણીને હે જીવોના અત્યંત પ્રિય ! હું જેવો છું તેવો ને તેવોજ તને શરણ છું. મારૂં શરીર અને મન તારૂં છે. 'હું અને મારૂં' એ ભાષા મેં છોડી દીધી છે. તું દયાનિધિ છું, સર્વ સત્તાધીશ છું, સર્વજ્ઞ છું. તારા સિવાય બીજું કાંઈ નથી. મેં તારા કશાની વાસના મનમાં રાખી નથી. ધન, માન, ઘરબાર-સર્વ તને અર્પણ હજો. તું રાખીશ તેવો હું રહીશ. તું જે આપીશ તે સારૂં સમજીને લેઇશ. તું કહીશ તે સાંભળીશ. ગુણદોષસહિત હું જેવો છું તેવોજ તારો દાસ છું. મારી ઇંદ્રિયોનો તું વિષય થા, આંખો તનેજ જુઓ, હાથપગ તારીજ સેવા કરો, મન તારૂંજ ધ્યાન કરો, સર્વ સુખ-દુઃખ સહન કરવાની શક્તિ તુંજ આપ. કોઇ પણ અવસ્થામાં તારૂં સ્મરણ થવા દે. સ્તુતિ-નિંદાનો વરસાદ થાય તોપણ તારી પાસેથી ચિત્ત પળભર ખસવા દઇશ નહિ. તને પોતાનું સર્વસ્વ માનનારા જે સંત તેનોજ સંગ આપ, પ્રપંચની વાર્તાની કટકટ મારા કાન ઉપર આવવા દઇશ નહિ, અંતઃકરણ તારા પ્રેમથી હમેશ ભરીને વહેવા દે." એવી પ્રાર્થના ભક્તના ચિત્તમાં સર્વ કાળ ચાલેલી હોય છે.

× × × ×

અંતઃકરણની પ્રેમમય ભાવનાથી શ્રીહરિને શરણ જવાની જે ક્ષણ તેજ ક્ષણથી દૈવી જીવનનો પ્રારંભ થાય છે ! શ્રીહરિની-આત્મારામની અત્યંત વિસ્મૃતિ એ મૃત્યુ છે અને તેનું સ્મરણ, ચિંતન, અનુસંધાન, ગુણગાન એ જીવન છે.

× × × ×

હે વાસુદેવ ! હે ભુવનત્રય ! તું વ્યાપીને રહેલો છે, એ જ્ઞાન અમોને આપ. હે હરે ! અમારી સર્વ વાસના હરણ કરીને આપના પદકમલમાં અમારૂં ચિત લાગવા દે. હે રામા ! યોગી, મુનિ, સંત, મહંત, તારા જે સ્વરૂપને ઠેકાણે રમેલા હોય છે, તે સ્વરૂપે અમારી વૃત્તિ રમવા દે. હે ત્રિનેત્રા ! શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ ત્રણ આંખો અમને આપ અને તારી સુંદર મૂર્તિ જોવા દે. હે ત્રિપુરારિ ! સ્થૂળ, સૂક્ષ્મ અને કારણરૂપ ત્રણ દેહનો ઉચ્છેદ કેવી રીતે કરવો તે અમને શીખવ. હે શંકરા ! વિષય કલ્યાણકારક છે, એ અમારો ભ્રમ દૂર કરીને તુંજ સર્વ કલ્યાણનું કલ્યાણ અને મંગળનું મંગળ છું, એવો બોધ અમને આપ અને તારૂં સુખકર સ્વરૂપ બતાવ.

× × × ×

"કેવળ જૂની પરંપરામાં વધેલા અને મૂર્તિની પૂજા કરનારા બ્રાહ્મણ (જે રામકૃષ્ણ પરમહંસ) તેમની ચરણરજથી પુનિત થવાનું ભાગ્ય જો મને મળ્યું ન હોત તો તો હું આજ ક્યાં હોત !" એવું સ્વામી વિવેકાનંદે ગુરુભક્તિથી ઉભરાયેલા અંતઃકરણથી એક વખત કહ્યું હતું. વિવેકાનંદ બી. એ. થયેલા વિદ્વાન રહ્યા, અને શ્રી રામકૃષ્ણ પરમહંસ જનદષ્ટિથી કેવળ અશિક્ષિત રહ્યા. તે સંસ્કૃત શીખેલા નહોતા અને અંગ્રેજીની પણ તેમને ગંધ નહોતી ! પણ રામકૃષ્ણ કાલી માતાના નિઃસીમ ઉપાસક હતા. એ ઉપાસનારૂપી તપથી તેમની યોગ્યતા એટલી વધી કે ત્રણે ખંડમાં કીર્તિ પામેલા વિવેકાનંદને આ સર્વ દિવ્ય સામર્થ્ય તેમની ચરણરજથી પ્રાપ્ત થયું ! મૂર્તિપૂજાની અવગણના કરનારાઓએ રામકૃષ્ણ પરમહંસને કાલીની મૂર્તિનું એકનિષ્ઠ ભજન કરતાં કરતાં સર્વ બ્રહ્મજ્ઞાન અનાયાસે પ્રાપ્ત થયું હતું, એ વિસરવું જોઇયે નહિ !! ભક્તોના પગ પાસે મોક્ષ આળોટતો આવે છે. બ્રહ્મજ્ઞાન તો બિચારૂં ભક્તોને બારણે કંગાલ જેવું થઇને ઉભું રહે છે, તેથીજ ભગવતપ્રાપ્તિનો સર્વોત્તમ માર્ગ ભગવાનની અનન્યભાવે ભક્તિ કરવી એજ છે. કર્મ, જ્ઞાન અને યોગ એના કરતાં ભક્તિજ શ્રેષ્ઠ છે, એમ નારદાદિ સર્વ મહાત્માઓએ કહેલું છે. ભક્તિ સગુણનીજ કરવી.

સ્વાનુભવથી તુકોબારાય કહે છે કે, મુખ્ય જે ઉપાસના સગુણ ભક્તિ, તેથી બધી દિશાઓ સધાય છે. ભાવની શુદ્ધિ જાણીને હૃદયમાં (પરમાત્માની) મૂર્તિ પ્રકટ થાય છે. ૧-બીજ અને ફળ, એ બંને હરિનુંજ નામ છે. તે સકળ પુણ્ય, સકળ ધર્મ છતાં સકળ કળાનું વર્મ છે. તે અકળ કળાવાળો શ્રમને દૂર કરે છે. ૨-જે ઠેકાણે કીર્તન-નામઘોષ હોય, અને હરિના દાસ નિર્લજ્જ થઇને તે કરતા હોય, ત્યાં બધા રસો પૂરેપૂરા ભરાય છે અને ભવબંધના પાશ તૂટી જાય છે. ૩-વેદપુરુષ નારાયણ કે જે યોગીઓના શૂન્યબ્રહ્મ છે, મુકતોના પૂર્ણબ્રહ્મ છે; તેજ અમો ભોળાં આત્માઓ માટે સગુણ બ્રહ્મ થયા છે.

× × × × ×

મૂર્તિપૂજક કોણ નથી? હિંદુ લોક, બુદ્ધધર્મી લોક અને ખ્રિસ્તીધર્મની કંઇએક શાખાઓ મૂર્તિપૂજક છે. મુસલમાન, ખ્રિસ્તી અને પ્રોટેસ્ટંટ, એઓ મૂર્તિપૂજક નથી એમ કહેવાય છે; તથાપિ મુસલમાન સુદ્ધાં સાધુ-સંતોની કબરોને મૂર્તિ જેટલીજ પૂજ્ય માને છે. અને ઉપાસનાને સર્વ બાહ્યાંગોથી દૂર કરી દેનારા પ્રોટેસ્ટંટો તો દિવસે દિવસ ધર્મવિચારથીજ દૂર ચાલ્યા જાય છે. જે લોકો મૂર્તિપૂજા નિષિદ્ધ માને છે, તેમનું 'ટેમ્પલ્સ ઑફ લૉ' જેમાં મૂક્યું હતું, એવું તેમનું પણ એક દેવળ હતુંજ! રોમન કેથોલિક અને ગ્રીક ક્રિશ્ચિયન એ તો મૂર્તિપૂજક છેજ. તે ખ્રિસ્તની અને તેનાં માબાપની સુદ્ધાં પૂજા કરે છે. પ્રોટેસ્ટંટ એટલે ખ્રિસ્તી સુધારક. એ મૂર્તિપૂજક નથી, તથાપિ તેઓ પણ સગુણ દેવને માને છે. પારસી અને ઈરાની લોક તો અગ્નિપૂજકતરીકે પ્રસિદ્ધજ છે.

એ પ્રેમકલા જેમ જેમ ખુલતી જાય છે, તેમ તેમ શાસ્ત્રગ્રંથ પણ ઓછા ઉપયોગી લાગતા જાય છે; તથા વાદ, ચર્ચા, પાંડિત્ય અને લોકકીર્તિ ઉપર પણ તિરસ્કાર આવતો ચાલે છે તથા બધા લૌકિક પદાર્થો તથા પદાર્થવાળાઓ ઉપર કંટાળો આવે છે અને પ્રેમ-સુખની આપ-લે કરનારા સંત અને સજ્જન સિવાય બીજા કોઇની પણ સંગતિ રૂચતી નથી. આવી અવસ્થા થવી એજ ભગવતપ્રસાદનું સ્પષ્ટ ચિહ્ન છે.

× × × ×

**" कथं विना रोमहर्षं द्रवता चेतसाविना ।**
**विनाऽऽनंदाश्रु कलया शुध्येद्भक्तया विनाऽऽशयः ॥ २३ ॥**

અર્થઃ—શરીર ઉપર રોમાંચ થરકતાં નથી, અંતઃકરણમાં પ્રેમનાં ઝરણાં ફુટતાં નથી અને નેત્રમાંથી અશ્રુની ધારા વહેતી નથી, તો પછી ભક્તિ કેવી? અને ભક્તિસિવાય ચિત્ત પણ કેવી રીતે શુદ્ધ થાય?

**वाग्गद्गदाद्रवते यस्य चित्तं रुदत्य भीक्ष्णं हसतिक्वचिच्च ।**
**विलज्ज उद्गायति नृत्यते च मद्भक्ति युक्तो भुवनं पुनाति ॥ २४ ॥**

અર્થઃ—ભગવાનના ગુણાનુવાદ ગાતાં, તેના રૂપનું ચિંતન કરતાં કિંવા નામઘોષ કરતાં પ્રેમને લીધે જેની વાણી ગદ્‌ગદિત થાય છે, જેનું ચિત્ત દ્રવે છે, જે અનુતાપથી કદી રડે છે અને ભગવત્પ્રસાદની પ્રાપ્તિ યાદ આવતાં હસે છે. તે કદી નિર્લજ્જ થઇને ભગવદ્‌ગુણ ગાય છે અને કદી નામઘોષથી સર્વ દિશાઓ ગજાવી મૂકે છે તો કદી અતિશય આનંદને લીધે નાચે છે. એવો મારો ભક્ત ત્રિભુવનને પાવન કરે છે, એમ દેવ પોતે કહે છે.

ભાગવતમાં (સ્કંધ ૧૧, અ૦ ૧૪)માંથી ભક્તના ઉત્કટ પ્રેમનું જે ઉપર પ્રમાણે વર્ણન લીધું છે તે વર્ણન પ્રમાણેજ ભક્તની ખરેખરી સ્થિતિ થાય છે. દેવ સગુણ છે, દેવ પ્રત્યક્ષ છે, દેવ અંતર-બહાર ભરપૂર છે, દેવજ કર્તા-ભર્તા-હર્તા છે, સર્વ તેનીજ લીલા છે, તેનીજ કૃપાનો હું અંશભાગી છું, તે મારી પાછળ ઉભો છે, એવી ભાવનામાં ભક્તને જે અનિર્વચનીય પ્રેમ-સુખ પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન વાણીથી કોણ કરી શકશે? હરિના પ્રેમ-સુખની જોડ જેણે મેળવી તેને અનેક વાર ધન્ય છે!

"**सद्गदीत्त कंठ दाटो! येणे फुटो हृदय**" એમ તુકોબારાય દેવ પાસે માગે છે, તે એટલાજ માટે કે "**सगुण निर्गुण जयाची हीं अंमोतोची आम्हां संगे क्रीडा करी**" એવો તેમનો અનુભવ હતો. સગુણ પણ હરિ અને નિર્ગુણ પણ હરિ એમ તે પૂર્ણ જાણતા હતા તેથીજ સગુણ પ્રભુના પ્રેમથી તેમની વાણી તરબોળ થયેલી જણાય છે.

( મરાઠી પારિજાતક પુષ્પમાળામાંથી શ્રીયુત મુળજીભાઇ જેઠાભાઇ પટેલે અનૂદિત કરેલા પૈકી થોડું લખાણ 'ભાગ્યોદય'માંથી થોડાક સંશોધનસહિત. )

# १९–प्रासंगिक उक्तिओ

–એક સજ્જન લખે છે કે "તમે એક નિશ્ચય આજે પ્રતિપાદન કરો છો, તો કાલે વળી તેથી જૂદા પ્રકારનોજ નિશ્ચય પ્રતિપાદન કરો છો. આજ તમે એક બાબતને વખોડો છો, તો કાલે વળી તેનેજ વખાણો છો. તમારા મનની અર્થાત્ નિશ્ચયોની આ પ્રકારની અસ્થિરતા અનેક પ્રસંગે મારા અવલોકવામાં આવી છે." પ્રિય હૃદય! તમારૂં કહેવું કેવળ સત્ય છે. હું નિરંતર બદલાતોજ ચાલું છું. કદી પણ ન બદલાય એવી અવિક્રિય સ્થિતિને માટે મારો અને આખા જગતનો પ્રયત્ન છે, અને જ્યાંસુધી એવી સ્થિતિ કે જે પરમાત્માથી અભિન્ન છે, તે મને તથા આખા વિશ્વને નહિ પ્રાપ્ત થાય ત્યાંસુધી તે નિરંતર બદલાતુંજ ચાલવાનું. જે મોડો અથવા બહુ વિલંબે બદલાય છે, તેની ઉન્નતિ બહુ મોડી થાય છે. હું ઇચ્છું છું કે, હું અને તમે ક્ષણે ક્ષણે બદલાતા ચાલીએ. શું તમે નથી અવલોકયું કે, જળનો પ્રવાહ જેમ વેગથી પોતાનું સ્થાન બદલતો આગળ ચાલે છે, તેમ તે અધિક શુદ્ધ થાય છે? બીજક બદલાઇને અંકુર થાય છે, અંકુર બદલાઇને છોડ થાય છે, છોડ બદલાઇને વૃક્ષ થાય છે. બાળક બદલાઇને કુમાર થાય છે, કુમાર બદલાઇને યુવક થાય છે, યુવક બદલાઇને પુખ્ત વયનો મનુષ્ય થાય છે. તુરો મરવો બદલાઇને ખાટી કેરી થાય છે અને ખાટી કેરી બદલાઇને પાકી ગળી કેરી થાય છે. શું તમે બાળકને બાળકનાજ રૂપમાં, બીજકને બીજકનાજ રૂપમાં અને મરવાને મરવાનાજ રૂપમાં સર્વદા રાખી રહેવા ઇચ્છો છો? સત્યની પણ ભૂમિકાઓ છે. બાલ્યાવસ્થામાં જે સત્ય હોય છે, તે કુમાર અવસ્થામાં અસત્ય ભાસે છે; કુમાર અવસ્થામાં જે સત્ય ભાસે છે, તે યુવાવસ્થામાં અસત્ય ભાસે છે અને યુવાવસ્થામાં જે સત્ય જણાય છે, તે પુખ્ત વયમાં અસત્ય જણાય છે. તમે આજે ગમે તેવા વિદ્વાન કે જ્ઞાનવાન હશો તોપણ તમે જે જાણો છો તેનાથી ચઢિયાતી વિદ્યા અને જ્ઞાન છે, અને તે ચઢિયાતી વિદ્યા અને જ્ઞાનની સાથે સરખાવતાં આજે જે તમે જાણો છો, તે અસત્ય અર્થાત્ ઉતરતા પ્રકારનું છે! ચઢિયાતી વિદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિને માટે, આજે જે ઉતરતા પ્રકારની વિદ્યા અને જ્ઞાન તમને પ્રાપ્ત છે, તેનો તમારે ત્યાગ કરવોજ જોઇએ. ઉંચા નિશ્ચયોની ભૂમિકામાં પ્રવેશ કરવાને માટે તમારે તમારા આજના નિશ્ચયો બદલવા જોઇએ; તેમ તમે નથી કરતા, અને ગ્રહણ કરેલા નિશ્ચયોના પુંછડાને પકડીનેજ બેસી રહો છો, તો તમારી ઉન્નતિ અટકે છે; એટલુંજ નહિ પણ પશુના પુંછડાને પકડી રહેનારને જેમ પશુની ઘણી લાતો ખાઇને આખરે તેનું પકડેલું પૂંછડું છોડવું પડે છે, તેમ આજના નિશ્ચયોનેજ કેવળ સત્ય માની તેમને પકડી રહેનાર અને આગળ ન વધનારને અનેક દુઃખો સહન કરીને આખરે ઉંચે ચઢવું પડે છે. આથીજ પ્રિય હૃદય! મારા નિશ્ચયોમાં હું નિરંતર બદલાતો ચાલું છું અને ભવિષ્યમાં અત્યંત વેગથી બદલાવા ઇચ્છું છું. તમને તમારા સ્વીકારેલા નિશ્ચયોમાંજ જીવનના અંતપર્યંત પડી રહેવું પ્રિય લાગતું હોય તો તમારી સ્વતંત્રતાની આડે આવવા મારી લેશ પણ ઇચ્છા નથી. મારા નિશ્ચયો કે વિચારો સ્વીકારવાનો હું કોઇને આગ્રહ કરતો નથી. જેમ કુશળ વ્યાપારી પોતાનો ઉત્તમ માલ ગ્રાહકોની દૃષ્ટિએ પડે તેમ પોતાના પણ્યગૃહ(દુકાન)માં યુક્તિપૂર્વક ગોઠવે છે, તેમ મારા વિચારાદિને મને પ્રાપ્ત કુશળતા પ્રમાણે હું 'મહાકાલ'માં સ્થાપું છું. જેમને તે આકર્ષક ભાસે તે ભલે તેમનો સ્વીકાર કરો; ન ભાસે તે ભલે તેમનો અનાદર કરો.×

—અન્ય સજ્જન ઉદ્‌ગાર કાઢે છે, કે "મહાકાલ"માં પિષ્ટપેષણ બહુ આવે છે. પ્રિય આત્મન્! ઉપરના સજ્જનને જ્યારે હું બદલાતો ભાસું છું, અને પૂર્વના નિશ્ચયોથી જૂદા પ્રકારનાજ નિશ્ચયો દર્શાવતો જણાઉં છું, ત્યારે તમને હું તેનો તેજ વેષ લેઇને, ઘડી ઘડી કંટાળો ઉપજે એવી રીતે, આવતો દેખાઉં છું. તમે ગરુડની ગતિથી ગગનમાં ઉડનારા જણાઓ છો,

× "મારા વિચાર તેના તેજ છે" ઈ૦ ડફાંસો હાંકીને પોતાના ફરેલા વિચારોને 'અડગ' દર્શાવવામાં ગૌરવ જોતા હોય તેઓ આ સરલચિત્ત સાધુના લેખમાંથી અક્કલ લેશે, એવી આશા છે. સંપાદક

અને તેથી 'મહાકાલ' તમને સમડીની પેઠે તેટલા ને તેટલાજ આકાશમાં ફરી ફરીને ગોળ ચકરડાં મારતું જણાય છે. પ્રિય આત્મન્! ઉંચે અને ઉંચે અધિક વેગથી ઉડ્યા જાઓ. મહાકાલથી અનેકગુણુ ચઢિયાતા લેખોના તમે અધિકારી છો.

—ગગનમાં ઉંચે અને ઉંચે ઉડવાના સામર્થ્યવાળા, પૂર્વોક્ત સજ્જનના જેવા, જેમ 'મહાકાલ'માં પિષ્ટપેષણને જોનારા એક પક્ષે ઉચ્ચ અધિકારીઓ છે, તેમ અન્ય પક્ષે, **दर्वी पाकरसं यथा** એ વચનાનુસાર કડછીની પેઠે સમગ્ર રસોઇમાં ફરી વળવા છતાં એક પણ પાકના સ્વાદને ન જાણુનારા અન્ય પ્રકારના પણ અધિકારીઓ હોય છે, અને તેઓને પણ 'મહાકાલ'માં આવતા લેખો પિષ્ટપેષણ જેવા ભાસે છે. આવા મનુષ્યો કર્તવ્યબુદ્ધિથી રહિત હોય છે. તેઓ પોતે જે માર્ગે પ્રયાણ કરે છે તેથી વધારે સારો વ્યવહાર કે પરમાર્થ સાધવાનો માર્ગ હોવાનો સંભવ માનતા નથી. આથી તેઓ, કોઈ પણ વિષયમાં શું નવું આવ્યું છે, તે જોવાને ખાતરજ તેના ઉપર દૃષ્ટિ ફેરવી જાય છે. આથી કર્તવ્યબુદ્ધિવાળા પુરુષને જ્યારે એક વિષયમાં પોતાના કર્તવ્યમાં મદદ કરનાર કાંઇ ને કાંઇ નવી યુક્તિ કે વિચાર જડી આવે છે, ત્યારે આ મનુષ્યને તેવું કંઇ પણ નજરે ચઢતું નથી; અને તેથી તેને આખો વિષય પિષ્ટપેષણ જેવો ભાસે છે.

—વ્યવહારોપયોગી તથા પરમાર્થોપયોગી વિષયોને લખનારા કુશળ પુરુષો વિશેષે કરીને મનના સ્વરૂપને જાણુનારા હોય છે. જે વાર્તાનો કલ્યાણ સાથે સાક્ષાત્ સંબંધ હોય છે, તે વાર્તાને અંતઃકરણમાં અત્યંત ઉંડી ઠસાવવાની આવશ્યકતાને તેઓ સારી રીતે સમજે છે, અને તેથી તે વાતને તેઓ અનેક યુક્તિથી અધિકારીઓની દૃષ્ટિસમીપ આણે છે. તેમનો આ પ્રયત્ન કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યોને પિષ્ટપેષણ જેવો ભાસે છે; કારણ કે લોખંડની મેખ જેમ લાકડામાંજ વાગે છે, કંઇ વજ્રમાં વાગતી નથી, તેમ સાધનનો ઉપદેશ અધિકારી જનોના અંતઃકરણનેજ સ્પર્શ કરે છે, કંઇ કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યને સ્પર્શ કરતો નથી. તેના અંતઃકરણને તો તે અથડાઇને ઉલટો દૂરજ જાય છે. વળી અધિકારીજનોના અંતઃકરણમાં પણ કર્તવ્યનો ઉપદેશ જેમ લાકડામાં ખીલો એક વાર હથોડો મારવાથી ઉંડો પેસી જતો નથી, પણ ઘણા ઘા માર્યા પછીજ ઉંડો પેસી જાય છે, તેમ એક વારના પ્રયત્નથી ઠસતો નથી; પણ અનેક વારના પ્રયત્નથી ઠસે છે અને તેથી તેઓને તે વાત અનેક વાર કહેવાની જરૂર હોય છે. પરંતુ આ નિયમને ન જાણનાર કર્તવ્યબુદ્ધિરહિત મનુષ્યો આવા પ્રયત્નને પિષ્ટપેષણ ગણે છે.

—મહાકાલના સંબંધમાં આ પ્રમાણે મનુષ્યો પોતપોતાના દૃષ્ટિબિંદુથી ભલે જેમ ફાવે તેમ બોલે, પરંતુ એટલું તો સિદ્ધ છે કે, જ્યારે સોમાં એક મનુષ્ય તેના સંબંધમાં પ્રતિકૂળ ઉદ્ગાર કાઢે છે, ત્યારે નવ્વાણુ પુરુષો તેનાથી પોતાને લાભ થયેલોજ જણાવે છે. આવા સેંકડો પત્ર અમારા પ્રતિ નિત્ય આવે છે, પરંતુ સૂર્યના પ્રકાશને દર્શાવવાને મશાલની અપેક્ષા નહિ હોવાથી અમે તેમને પ્રકટ કરવાની મિથ્યા પ્રવૃત્તિમાં પડતા નથી.

× × × ×

("મહાકાળ"ના એક અંકમાંથી)



# ૨૦–હાલના શિક્ષણથી થતો બાળકોનો મરો

શસ્ત્રથી અથવા ઝેરથી બીજાનો પ્રાણ લેનાર મનુષ્યને સામાન્ય બુદ્ધિના મનુષ્યો ખુની ગણે છે; કારણ કે પ્રાણને હરનાર શસ્ત્ર અને ઝેર છે, એટલુંજ તેઓ જાણતા હોય છે; પરંતુ આ વિના મનુષ્યોના પ્રાણ હરનારી બીજી જે અનેક રીતો છે, તેનું તેમને જ્ઞાન ન હોવાથી તે રીતોનો ઉપયોગ કરનારને તેઓ ખુનીમાં ગણતા નથી. ઉલટા ઘણે પ્રસંગે આવી રીતોનો ઉપયોગ કરનારને તેઓ પોતાનું સાચું હિત કરનાર માને છે. આવી ઉપરથી જોતાં મનુષ્યનું હિત કરનારી, પરંતુ વસ્તુતઃ તેના પ્રાણને હરનારી અનેક ગુપ્ત રીતોમાં હાલની કેળવણીની પદ્ધતિ એ એક પ્રબળ ગુપ્ત રીત છે. હાલની શાળાઓ તથા પાઠશાળાઓ વિદ્યાર્થીઓનાં આયુષનો તથા જીવનનો ધીરે ધીરે પણ ચોક્કસ નાશ કરનાર કતલખાનાં છે, એ વિષે ઘણુંજ થોડાં મનુષ્યો વિચાર કરે છે, અને જે થોડાં તે વિષે વિચાર કરે છે તેઓ તેનો સત્વર ઉપાય કરવાનો પ્રયત્ન કરતાં ક્વચિતજ જોવામાં આવે છે. દેશના ઉદયનો આધાર મોટે ભાગે હાલ ઉછરતી પ્રજા ઉપર છે, પરંતુ હાલની કેળવણીનો બોજો એ એક એવા પ્રકારનું ઝેર છે કે જે બાળકોનાં આયુષને લગભગ પચાસ ટકા જેટલું ઓછું કરી નાખે છે, તથા તેમનાં સુદૃઢ શરીરને યુવાવસ્થા આવવા પહેલાંજ કાગમાળા જેવું કરી મૂકે છે. પ્રજાનાં શરીરનો બોરકુટો વળી જવામાં ઘણે ભાગે હાલની કેળવણી તથા તેણે પ્રકટાવેલાં ફળ છે; પરંતુ સઘળો પાપનો પોટલો બિચારા બાળલગ્નને માથે ચઢાવવામાં આવે છે. બાળલગ્ન હાનિ કરનાર છે, તેની ના નથી; પણ હાલની પ્રજાનાં આ પ્રકારનાં શરીર થવામાં બાળલગ્ન જેટલું જવાબદાર છે, તેના કરતાં કેળવણીની પદ્ધતિ વધારે જવાબદાર છે; ઓછી અથવા નહિ જેવી કેળવણી લેનારી હલકી વર્ણોમાં બાળલગ્ન ઉંચી વર્ણોના કરતાં કંઈ ઓછાં થતાં નથી અને તોપણ રહેવાની તથા ખાવાની વધારે સગવડવાળાં ઉંચી વર્ણનાં બાળકો કરતાં હલકી વર્ણનાં બાળકો શરીરે વધારે નીરોગી તથા સુદૃઢ હોય છે, એ કોઈ પણ અવલોકનારને પ્રત્યક્ષ થયા વિના ભાગ્યેજ રહેશે; અને આનું કારણ ઉંચી વર્ણનાં બાળકો ઉપર કેળવણીનો જે અત્યંત ભારે બોજો લાદવામાં આવ્યો છે તેજ છે. આવો ભારે બોજો ઉઠાવવાને માટે બાળકોને નિશાળમાં તેમજ ઘેર લગભગ બાર કલાક અને પ્રસંગે તેથી પણ વધારે કલાક મગજની માથાતોડ મહેનત કરવી પડે છે. આથી તેમનું રુધિર આખો દિવસ માથામાં મોટા પ્રમાણમાં રહેવાથી હૃદય, ફેફસાં, જઠર વગેરે નીચેના પ્રાણભૂત અવયવો દુર્બળ પડતા જાય છે. તેની પચનક્રિયા મંદ થાય છે. આખો દિવસ વાંકા વળીને બેસી રહેવાથી તેમના ફેફસાં હવાથી પૂરેપૂરાં ભરાતાં નથી, અને તેથી તેમના લોહીની સંપૂર્ણ શુદ્ધિ થતી નથી. હલનચલનવિના તેમનું હૃદય મંદ ગતિવાળું થવાથી, વેગથી વહેતા જળના પ્રવાહની પેઠે તેના રુધિરની ગતિ રહેતી નથી, અને તેથી તે સ્થિર જળની પેઠે મેલું થઇ જાય છે. બેસી રહેવાથી તેમના ઉદરના સ્નાયુઓ પણ શિથિલ થઇ જવાથી તેમને બંધકોશનો વ્યાધિ થાય છે. આમ બાળકના શરીરને પોષાવાના અને સુદૃઢ થવાના સમયમાં તેને શોષાવાના અને દુર્બળ થવાના ઉંડા પાયા નંખાય છે; અને વિદ્યાભ્યાસ પૂર્ણ કરી નિશાળ છોડીને જ્યારે તે ઘેર આવે છે, ત્યારે તેના શરીરનું નિરીક્ષણ કરનારને વિવિધ વ્યાધિઓની, દુર્બળતાની અને અલ્પ આયુષની જબરી ઇમારતો જોવાને સૂક્ષ્મદર્શક યંત્રરૂપ સૂક્ષ્મ બુદ્ધિની ભાગ્યેજ જરૂર પડે છે.

વિદ્યાભ્યાસ જીવનને સુખમય કરવા માટે હોવો જોઇએ, પણ આજે તે વહેલું મૃત્યુ આણવા માટે થઈ રહ્યો છે, એ દેશહિતચિંતકોએ ઓછું વિચારવાયોગ્ય નથી. શારીરશાસ્ત્રીઓ વદે છે કે, માનસિક શ્રમમાં મનુષ્યે આખા દિવસમાં થઇને બહુ બહુ તો ચારથી ૭ કલાક જેટલો સમય ગાળવો જોઇએ. એથી વધારે ગાળવામાં આવતો સમય આરોગ્ય, આયુષ તથા બળનો ક્ષય કરનાર છે. જો આ સિદ્ધ વાર્તા છે તો પછી જેનો જીવનમાં જરા પણ ઉપયોગ હોતો નથી, તથા જેનું ગોખ્યા પછી બહુ બહુ તો વર્ષ પછી અથવા બે વર્ષ પછી કેવળ વિસ્મરણ થઇ જાય છે, એવા વિવિધ વિષયોને વિદ્યાર્થી અવસ્થામાં બાળકો પાસે ગોખાવીને તેમનાં લોહીને શોષી

નાખવાં, તથા તેમનાં ભવિષ્યનાં શરીરોને ભીતરથી સળી ગયેલાં લાકડાંનાં ખોખાં જેવાં કરી મૂકવાં, એ શું કસાઈપણું નથી? આ પ્રકારની કેળવણીની પદ્ધતિને પ્રજાનું હિત કરનાર ગણવા-ની ભૂલ કયો બુદ્ધિમાન કરે?

વિદ્યાભ્યાસ અહિતકર છે, એમ કહેવાનું તાત્પર્ય નથી. વિદ્યા મનુષ્યનું સર્વદા હિતજ કરે છે, પરંતુ વિદ્યાભ્યાસ કરાવવાની હાલની પદ્ધતિ અત્યંત હાનિકારક છે, એટલુંજ કહેવાનું તાત્પર્ય છે. હાલની શાળાઓ, એ જીવનને સુખપ્રદ કરનાર વિદ્યાભ્યાસ કરાવવાની શાળાઓ નથી. પરંતુ વિદ્યાભ્યાસને નામે ગદ્ધાવૈતરૂં કરાવી જીવનને દુઃખપ્રદન કરનાર, સખ્ત મજુરી કરવાનાં કેદખાનાં છે.

આરોગ્યને, બળને, આયુષને, બુદ્ધિને, વ્યવહારનાં ઉચ્ચ સુખને તથા હૃદયની શાંતિને, નિત્ય અધિક અધિક પ્રમાણમાં ન આપે, તેને વિદ્યા કોણ કહે? હાલનું શિક્ષણ શું આ ફળને પ્રકટાવે છે? જો ના, તો પછી સ્થળે સ્થળે શાળાઓ કાઢવાનું અને કેળવણી પાછળ આટલું બધું ધન તથા શ્રમ ખર્ચવાનું પ્રયોજન શું? જે અંકગણિતનો, જે બીજગણિતનો, જે ભૂમિતિનો, જે ઇતિહાસનો, જે ભૂગોળનો અને એવી એવી જે બીજી અનેક બાબતોનો મોટપણે સોમાંથી પાંચ બાળકોને આખા જીવનમાં એકાદ વાર પણ ઉપયોગ કરવાનો પ્રસંગ આવતો નથી, તથા જે પરીક્ષાને માટે ગોખ્યા પછી થોડાજ માસમાં કેવળ ભૂલી જવામાં આવે છે, તે સર્વનો અસહ્ય બોજો બાળકોની ખાંધે મૂકી, ન ચલાતાં છતાં પણ પરોણા મારી તેમને ચાલવાની ફરજ પાડવામાં શો હેતુ રહ્યો છે, તે કોઇ કહેશે? આવા વિવિધ વિષયોના અભ્યાસથી મગજનો વિકાસ થાય છે તથા બુદ્ધિ કેળવાય છે, એમ કેટલાક વિદ્વાનો કહે છે; પણ સુખના ભોગે મગજને મોટું કરવું અને બુદ્ધિને કેળવવી, એ શું ડહાપણભરેલું છે? શું જીવનના સુખની વૃદ્ધિ કરી, મગજનો વિકાસ કરનાર અને બુદ્ધિને કેળવનાર બીજા વિદ્યાભ્યાસના વિષયો નથી? જીવનમાં નિત્ય કામમાં આવે તથા સુખની વૃદ્ધિ કરે, એવી એટલી બધી વસ્તુઓ છે તથા તેમના અભ્યાસથી મગજનો તથા બુદ્ધિનો એટલો બધો વિકાસ થાય એમ છે કે તેની સાથે સરખાવતાં હાલનો વિકાસ તળાવ આગળ ખાબોચીઆ જેવો છે, તથાપિ આ બાબત લક્ષમાં લેવાની કોને કાળજી છે!

બાળકોને જાણે આ જગતમાં કશુંજ ઉપયોગી સાધવાનું નથી અને તેથી તેઓ નકામા ઉદ્યોગથી બીજાને ડખલ કરતાં અટકે, માટે તેમનો બધો સમય કોઇ કામમાં જોડી દેવાના વિચારથી હાલની વિદ્યાભ્યાસની પદ્ધતિ જાણે શોધી કાઢવામાં આવી ન હોય, એમ જણાય છે. હાલની શાળાઓ, શિક્ષણ તથા શિક્ષણપદ્ધતિમાં સંપૂર્ણ ફેરફાર કરવાની અત્યંત અગત્ય છે. તેમ નહિ થાય ત્યાંસુધી ભારતવર્ષની યથાર્થ ઉન્નતિની આશાને હજી ઘણાં વર્ષોનો વિલંબ છે. શાળામાં તથા પાઠશાળામાં ચાલતાં પુસ્તકોવડે બાળકોના મગજમાં હાલ જે વિદ્યા ભરવામાં આવે છે, તે વિદ્યા છે કે કેમ, એજ મોટો પ્રશ્ન છે. આવી વિદ્યાની હાલની પ્રજાને લેશ પણ જરૂર નથી. એવી વિદ્યા ન હોય તો જીવન દુઃખમય થઇ રહે એવું કંઇજ નથી. વિદ્યાનો હેતુ પુરુષોને ઉત્તમ પુરુષો અને સ્ત્રીઓને ઉત્તમ સ્ત્રીઓ બનાવીને તેમનાં જીવનને સુખમય કરવાનો છે. જે વિદ્યા આ હેતુને સિદ્ધ નથી કરતી, તેનો અભ્યાસ બાળકો પાસે કરાવીને આપણે તેમનાં આયુષ્યનો, બળનો અને શરીરોનો વિનાશ કરવાવિના બીજું કશુંજ કરતા નથી.

( સં. ૧૯૬૬ ના "મહાકાળ"ના એક અંકમાંથી )

# २१-विचार-तरंग

## પૂર્ણાહુતિ

અરુણોદય હો રહા થા. માતા કે આંગન મેં બાલ-રવિ કી સુનહલી રશ્મિયાં છિડક રહી થીં. જિસ માતૃ-યજ્ઞ કે વિમલવિધાન કી તૈયારી દસોં વર્ષ પહલે હો ચૂકી થી, ઉસમેં આજ તુમ્હારે પૂર્ણાહુતિ ચઢાને કી બેલા થી. ઉસ સમય, તુમ્હારે ચિત્ત મેં અસીમ આનંદ થા. તુમ્હેં વહ ગતિ પ્રાપ્ત થી, જો યોગિયોં કો ભી દુર્લભ હૈ. તુમને ૐ શબ્દ કા ઉચ્ચારણ કિયા, ઔર વેદ-મંત્રોં કી ધ્વનિ કે સાથ માતૃ-યજ્ઞ મેં પૂર્ણાહુતિ ચઢા દી. વેદમંત્રો કી ધ્વનિ કરતે હુએ તુમ્હારે ચેહરે પર ગંભીર હાસ્ય કી એક અનુપમ રેખા થી. ઇસી હાસ્ય-રેખા મેં માનવ-જીવન કા સારા રહસ્ય નિહિત થા, ગિરે હુએ લોગોં કો ઉઠાને કે લિયે દિવ્ય-સંદેશ થા, ઔર થા કરોડોં સંતપ્ત પ્રાણીઓં કે લિયે સાંત્વના દેનેવાલા બલિદાન કા મૂલ મંત્ર!

પૂર્ણાહુતિ દેખ કર લોગ દંગ રહ ગયે! ખુદીરામ, કન્હાઇલાલ, કર્તારસિંહ પિંગલે આદિ યોદ્ધાઓં કી આત્માહુતિ કી યાદ આ ગઈ! ઇનકી વીરગાથાઓં સે મન મેં રહ રહ કર યહ ભાવના ઉઠતી થી કિ લોગ, જિનકો પરમ પિતા ને દર્દ-ભરા દિલ દિયા હૈ, હંસતે હંસતે, માતૃ-યજ્ઞ મેં આત્માહુતિ કૈસે ચઢાતે હૈં? આજ, ઇસ અકર્મણ્યતા કે યુગ મેં, તુમને અપને વીર બંધુઓં કે સાથ પૂર્ણાહુતિ દે કર, ઇસ બાત કો સ્પષ્ટ દિખા દિયા કિ મૃત્યુ ભી જીવન હી કા દૂસરા નામ હૈ. અપને પુણ્ય આદર્શ કે લિયે મર મિટને હી સે મનુષ્યજન્મ સાર્થક હોતા હૈ. તુમ મર કર અમર હો ગયે! જિસ દિન 'ભારત-માતા કે પ્રાંગણ મેં પૂર્ણ તેજ કે સાથ સ્વાતંત્ર્ય-સૂર્ય કી રશ્મિયાં અપના પ્રકાશ ફૈલા રહી હોંગી, દીન દેશ કે કરોડોં દલિત હૃદય ઉઠ કર માનવીય સ્વત્વોં કો પ્રાપ્ત કર રહે હોંગે ઔર વે ગદ્‌ ગદ્‌ હો અપની હૃદય-વીણા કે પ્રત્યેક તાર પર પ્રજા-સત્તા, સમતા, સ્વતંત્રતા ઔર ન્યાય કે સુમધુર ગીત ગા રહે હોંગે. ઉસ દિન, કેવલ ઉસી દિન તુમ્હારી આજ કી પૂર્ણાહુતિ કે બલ પર, જગહ જગહ તુમ્હારે કીર્તિ-સ્તંભ ખડે હોંગે.

## તુમ્હારી તડપ

પૂર્ણાહુતિ દેને કે મહીનોં પહલે તુમને કહા થાઃ—

**"આખિરી શબદીદ કે કાબિલ થી 'બિસ્મિલ' કી તડપ,**<br>
**સુબ્હે દમગર કોઈ બાલાએ બામ આયા તો ક્યા?"**

સચમુચ તુમ્હારી તડપ અનૂઠી રહી. ઉસ તડપ મેં દર્દ થા, માર્મિક વેદના થી. અનુપમ અનુરાગ થા, અપૂર્વ આત્મ-ત્યાગ થા ઔર ન જાને ક્યા ક્યા થા! તુમને ઇસ ગિરે સમય મેં ભી દેશ કે સામને શહાદત કા વહ નજારા પેશ કિયા જો આયર્લૅંડ મેં વીર મેકિસ્વની ને કિયા થા ઔર ઝારશાહી કે નાશ કે લિયે રૂસ મેં અગણિત દેશ-ભક્તોં તથા વીર રમણિયોં ને કિયા થા. તુમ્હારી ગતિ-વિધિ સે હમારા મત-ભેદ હો સકતા હૈ; પરંતુ ઇસસે ક્યા, હમ તુમ્હેં કભી ભૂલ સકતે હૈં? તુમ્હારી શહાદત સે હમારે દિલ મેં રહ રહ કર જો હૂક ઉઠતી હૈ, ઉસે ક્યા દુનિયા કી કોઈ શક્તિ મિટા સકતી હૈ?

સ્વાર્થબુદ્ધિ અથવા દ્વેષ-ભાવના સે પ્રેરિત હો કર કોઈ તુમ્હેં 'ગુમરાહ' કે નામ સે પુકારે યા 'ડાકૂ' યા 'લૂટેરા'; પરંતુ જ્વલંત દેશભક્તિ ઔર મહાન આત્મ-ત્યાગ કે કારણ પ્રત્યેક ભારતીય તુમ્હારી ચરણ-રજ કો અપને મસ્તક પર ધારણ કરેગા. ક્યોં? ઇસલિયે કિ, તુમ અપને વિશ્વાસોં કે બલપર અપને ઉચ્ચ આદર્શ કે લિયે જિયે ઔર ઉસીકે લિયે મર મિટે. સંભવ હૈ કિ આજ કે ભારતીય કમજોરી યા ઔર કિસી કારણ સે તુમ્હારે બલિદાન કા મહત્ત્વ ન અનુભવ કર સકેં; પરંતુ યહ નિશ્ચય હૈ કિ તુમ્હારે રક્ત-બીજ કે પ્રતાપ સે દેશ કી આગામી સંતતિ મેં વહ દમ ઔર ખમ હોગા જો કિસી ભી જીવિત દેશ કે બચ્ચોં મેં હુઆ કરતા હૈ; ઔર તભી વહ સંતતિ તુમ્હારી પૂજા કી અધિકારિણી સમઝી જાયગી.

## તુમ્હારી કામના

પૂર્ણાહુતિ ચઢાતે સમય, તુમને સિંહ-ગર્જન કરતે હુએ કહા--"મેરી હાર્દિક ઇચ્છા હૈ કિ બ્રિટિશ સામ્રાજ્ય કા નાશ હો." તુમ્હારી યહ કામના પૂર્ણ રૂપ સે કબ ફલેગી, યહ તો, ભવિષ્ય કે ગર્ભ મેં નિહિત હૈ; કિન્તુ ઉસકે ફલને કે આસાર તો બહુત પહલે સે હો રહે હૈં. બ્રિટન કે અનેક બડે બડે દૂરદર્શી રાજનીતિજ્ઞ ઇસ બાત કો વર્ષો પહલે સે કહને લગ ગયે હૈં. ઉનકા કહના હૈ કિ બ્રિટન કી ઉપનિવેશ વિસ્તાર કી રક્તશોષણી નીતિ બહુત ભયાનક હૈ. ઉસી દૂષિત નીતિ કે કારણ બ્રિટિશ સામ્રાજ્ય કા વિશાલ ભવન નિકટ ભવિષ્ય મેં ખંડહર કે રૂપ મેં પરિણત હો જાયગા. જિનકે આંખેં હોં, વહ ઇસ સચાઈ કો દેખેં. બ્રિટન કે જુલ્મ ઔર જ્યાદતિયોં કે કારણ, અમેરિકા, આસ્ટ્રેલિયા, કનાડા આદિ કિતને હી ઉપનિવેશ ઉસકે હાથ સે નિકલ ગયે. અંગ્રેજ ઇન ઉપનિવેશોં કે ઉસી તરહ ખુદાઇ ઠેકેદાર બનતે થે. જિસ તરહ કિ, આજ વે ભારત કે બન રહે હૈં. ઉન્હોંને વહાં જુલ્મોં કી ભરમાર ઉસી તરહ કર રખી થી, જિસ તરહ કિ ઇસ દેશ મેં; કિન્તુ સમય કે થપેડોં ને ઉપનિવેશોં કી જનતા કો જગાયા, ઔર ઉસને અપને સ્વત્વ પ્રાપ્ત કિયે. આજ અંગ્રેજી શાસન ઇસ દેશ કે ઊપર ભારસ્વરૂપ હો રહા હૈ. સાઇમન કમીશન વિલાયત સે ચલતા હૈ યહ બહાના કરકે કિ, યહાં વહ જનતા સે મિલ-ભેંટ કર, ઉસકે દુઃખ-દર્દ કી બાત સુનેગા; કિન્તુ યહાં આ કર, જુલ્મ ઔર જ્યાદતિયોં સે પીસે હુએ કરોડોં પ્રાણિયોં કે બહિષ્કાર કી આવાજ સુન કર, બિના કિસી સે મિલે-જુલે, ચોરોં કી તરહ ગસ્ત કરતા હુઆ નિકલ જાતા હૈં! આજ ઇસ દેશ કે કોને કોને સે યહી આવાજ, આ રહી હૈ કિ સાઇમન કમીશન કો હમારે ભાગ્ય-નિર્ણય કરને કા કોઈ અધિકાર નહીં! અપને ઘર કે હમ ખુદ માલિક હૈં. વિદેશી ઇસ દેશ મેં જનતા કે હિતૈષી બન કર રહ સકતે હૈં, માલિક બન કર નહીં! ઇન સબ બાતોં કા કયા અર્થ હૈ? યહી ન કિ અબ ભારતીયોં કો, ઉનકી ગુલામી સે પૈદા હુઈ ટીસ ઔર નવયુગ કે થપેડોં ને જગા દિયા હૈ? વે અબ દુનિયા મેં આઝાદ હો કર રહેંગે. સંસાર કી કોઈ ભી દાનવી શક્તિ ઉન્હેં, અબ દબા કર નહીં રહ સકતી. યદિ ભારત આઝાદ હો ગયા, કિ જૈસા હોના દિન કે પ્રકાશ કી તરહ ધ્રુવ સત્ય હૈ, તો બ્રિટિશ સામ્રાજ્ય કે નાશ હોને મેં ભી કુછ સંદેહ હૈ? આજ ઇસ વિશાલકાય ભારત કે હી કારણ બ્રિટિશ સામ્રાજ્ય કા ભવન ઇતના બડા દિખાઈ દે રહા હૈ. ઇસ દેશ કે આઝાદ હોતે હી, વહ ખિલૌને કી તરહ ખેલને ઔર દેખને કી ચીજ રહ જાયગા.

## રક્તબીજ

બટ કા બીજ દેખને મેં બહુત છોટા હોતા હૈ, કિન્તુ ઉસકી છોટીસી આત્મા કે અંદર બડા ભારી વૃક્ષ પૈદા કર ડાલને કી શક્તિ છિપી હુઇ હૈ.

પહલે બીજ ગલ કર મિટ્ટી મેં મિલ જાતા હૈ, તબ કહીં ઉસમેં સે પૌધે કા અંકુર ફૂટતા હૈ. પૌધા બડા હોતા હૈ ઔર અંત કો પ્રકૃતિ દેવી કે મંદિર કે એક હરે ભરે વૃક્ષ કે રૂપ મેં પરિણત હો જાતા હૈ. જો મૂર્ખ હૈં વે કહેંગે કિ બીજ કી હસ્તી મિટ ગઈ; કિન્તુ સચ બાત યહ હૈ કિ ઇતને બડે વૃક્ષ ઔર ઉસકે હજારોં સુમધુર ફલોં મેં, ઉસ છોટે સે બીજ કી હસ્તી મૌજૂદ હૈ. કેવલ બાત યહ હૈ કિ છોટે સે બીજ કા રૂપ બદલ જાતા હૈ, વ્યષ્ટિ સમષ્ટિ કે રૂપ મેં પરિણત હો જાતા હૈ; ઇસ સૃષ્ટિ કા વિકાસ ઇસી સિદ્ધાંત પર આધાર રખતા હૈ.

તુમ્હારે રક્ત-બીજ મેં ઉસ બટ-બીજ સે કિસી તરહ ભી કમ ક્ષમતા નહીં હૈ. જિસકે છોટે સે આકાર મેં વિશાલકાય વૃક્ષ ઉત્પન્ન કર દેને કી શક્તિ હૈ. તુમ્હારે શત્રુ જિન્હોંને લોકમત કો કુચલ કર, તુમ્હારે નશ્વર શરીર કો વિનષ્ટ કિયા હૈ; અપની કરણી પર યહ સમઝ કર સંતોષ ભલે હી કર લેં કિ ઉન્હોંને તુમ્હેં દુનિયા સે મિટા દિયા. કિન્તુ તુમ્હારા યહ અવિચલ વિશ્વાસ થા કિ પંચતત્ત્વ કા શરીર મિટ જાને સે તુમ્હારી આત્મા કી પાક હસ્તી પર કોઈ અસર ન હોગા. અપને ઇસી વિશ્વાસ કે બલ તુમને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કી. તુમ્હારા રક્ત-બીજ ફૈલ કર ભારતીય વસુંધરા કી ગોદ મેં સમા ગયા. ઉસસે વહ લાલ હો ગઈ. જલિયાંવાલા બાગ

કી પુણ્ય-ભૂમિ ભી અનેક શહીદોં કે રક્ત સે લાલ હુઈ થી. તુમ્હારે ઇસ રક્ત-બીજ કે પ્રભાવ સે ઇસ દેશ કે જર્રે જર્રે મેં વહ શક્તિ આવે જિસસે કરોડોં યુવકોં મેં અપને આદર્શ કે લિયે મર મિટને કી ભાવના કા ઉદય હો. યદિ ઐસા હો સકે તો કૌન કહ સકતા હૈ કિ તુમ્હારે રક્ત-બીજ મેં બટ-વૃક્ષ સે ભી કહીં અધિક ઉત્પાદનશક્તિ નહીં હૈ?

## અનુતાપ કી આગ

અરે ઓ, નિર્બલોં કી પસીને કી કમાઈપર ઊંચી ઊંચી અટ્ટાલિકાઓં મેં અઠખેલિયાં કરનેવાલે જંતુ! અપની અન્યાયપૂર્ણ કૃતિયોં પર નજર ડાલ કર તો દેખ! કહીં તેરે કામોં સે પડૌસિયોં કો ધક્કા તો નહીં લગ રહા? તૂ અપની કમાઈ કી ધૂન મેં કહીં દીન-દુઃખિયોં કે હિતોં કો તો નહીં કુચલ રહા? તૂને જો વિપુલ ધનરાશિ ઇકટ્ઠી કર કે રખ છોડી હૈ, તુઝે પતા હૈ કિ ઉસકા એક એક કણ કિસકે પુરુષાર્થ કા ફલ હૈ? ક્યા તુઝે પતા હૈ કિ જિસ ઉંચી અટ્ટાલિકા મેં તૂ ઉન્મત્ત બના હુઆ પડા અપને મનુષ્યોચિત કર્તવ્ય કી અવહેલના કર રહા હૈ ઉસકી એક એક દીવાર—નહીં નહીં એક એક ઈંટ—કિસકે પસીને સે બનાઈ ગઈ હૈ? ક્યા તૂને કભી સ્વપ્ન મેં ભી સોચા હૈ કિ જો મજદૂર તેરે વિશાલકાય ભવનોં કો ખડા કર ચલા ગયા, વહ કહાં કિસ ઝોંપડે મેં અન્ન-વસ્ત્ર કે બિના અપની મૌત કી ઘડિયાં ગિન રહા હૈ? અબ ભી સમય હૈ કિ તૂમ અપને શાનદાર ભવન સે નિકલ કર ઉન લોગોં સે ગલે મિલ જો તેરી જુલ્મ ઔર જ્યાદતિયોં કે શિકાર હુએ હૈં, ઉન દીન-દુઃખિયોં કે આંસુ પોંછ, જિનકે ગાઢે પસીને કી કમાઈ પર તૂ સુખ સે અઠખેલિયાં ખેલતા હૈ. ઐસા ન હો કિ સમય નિકલ જાને પર અપની ભૂલ સે તુઝે આજીવન અનુતાપ કી આગ મેં જલના પડે.

( "વીરસંદેશ" માસિકમાં લેખકઃ-શ્રી સુરેન્દ્રજી શર્મા )

---

## २२–हमने क्या देखा?

शैय्या पर सड़ कर देखा है मरते कायर क्रूरों को।
विमल वीर गति पाते देखा समर-भूमि में शूरों को॥
अग्नि में पड़ कर देखा है उज्ज्वल होते कुन्दन को।
और सुवासित होते देखा घोर रगड़ से चन्दन को॥
देखा पर-प्रकाश के कारण दीपक देह जलाते हैं।
बीज वृक्ष, मृदु फल देने को मिट्टी में मिल जाते हैं॥
भाग्य भरोसे रह कर देखा कर्म–हीन नर रोते हैं।
किन्तु स्वावलम्बी जन अपना पल भी व्यर्थ न खोते हैं॥
देखा प्रण पर प्रणवीरों को हँस-हँस कर मर जाते हैं।
बन करके आदर्श जगत में नाम अमर कर जाते हैं॥
सैनिक-शूर सिपाही देखे बाधा अगणित सहते हैं।
मातृ-भूमि के हित में वे नित किन्तु डटे ही रहते हैं॥

( "વીરસંદેશ" માસિકમાં લેખકઃ-શ્રીયુત દિવ્ય કવિ )

# २३–बहादुरी की बातें

## (૧) એક બાલક કી બહાદરી

બંગલોર સે એક દશવર્ષીય બાલચર કે એક પંચદશવર્ષીયા બાલિકા કો જલસમાધિ સે બચાને કા સમાચાર આયા હૈ. મંગલવાર કો પ્રાતઃકાલ એક દેવાંગ જાતિ કી બાલિકા ઘાટ પર કપડા ધો રહી થી. અચાનક ઉસકા પૈર ફિસલા ઔર વહ ગહરે પાની મેં જા પડી. વહ છટપટાને લગી ઔર ડૂબને હી કો થી કિ ૧૫ વીં બંગલોર બાલચર સેના કે દશવર્ષીય બાલક રામરાવ ને ઉસે દેખા ઔર તાલાબ મેં કૂદ પડા. વહ શીઘ્ર બાલિકા કે પાસ પહુંચ ગયા ઔર ઉસે પકડ લિયા. પશ્ચાત્ ગુરુતર બોઝ તથા તાલાબ કી સેબાર કે કારણ પડનેવાલી કઠિનાઇયોં કા ધીરતા સે સામના કર વહ બાલક બાલિકા કો ઘાટ પર જીવિત લે આયા. ઈસિ પ્રકાર ઇસ છોટે સે બાલક ને ઉસ લડકી કે પ્રાણ બચાએ ઔર અપને અદમ્ય સાહસ કા પરિચય દિયા.

## (૨) એક બાલિકા કા અપૂર્વ સાહસ

બંગલોર શહર કા સમાચાર હૈ કિ દોદનલ્લાપુર કસ્બે મેં વહાં કે પંચમ લોગોં કે મુહલ્લે મેં એક અકેલી ઝોંપડી મેં આગ લગ ગયી. બનુ નામ કી એક ૬ વર્ષ કી બાલિકા પાસ હી ખેલ રહી થી, ઝોપડી મેં આગ લગતે દેખ વહ તુરંત ઝોપડી મેં ઘુસ ગયી. પહલે અપને તીન વર્ષ કે ભાઇ કો નિકાલ કર સડક પર રખ ગયી. ઇસકે બાદ ફિર જલતી ઝોપડી મેં ઘુસ કર ૬ માસ કે બચ્ચે કો નિકાલ લાયી. ઇસમેં વહ ઇતની ઝુલસ ગયી થી કિ સડક પર પહુંચતે હી ગિર પડી. થોડી દેર બાદ ઉસકે માતા–પિતા કામ સે લૌટે ઔર વીર બાલિકા કો અસ્પતાલ ભેજા, જહાં વહ અચ્છી હો રહી હૈ. ડિપ્ટી કમિશ્નર ને અપની આંખોં ઇસ ઘટના કો દેખા થા. ઉન્હોંને બાલિકા કો પાંચ એકડ જમીન પુરસ્કાર મેં દી હૈ. સાથ હી ઉસે ઔર ભી ઉપયુક્ત પુરસ્કાર દેને કી સિફારિશ કી હૈ. વાસ્તવ મેં ઇસ બાલિકા કા સાહસ ઔર બીરતા સરાહનીય ઔર પુરસ્કારણીય હી હૈ.

## (૩) એક બાળકને પ્રાણોં કી બાજી લગા કર ભાઇ કી રક્ષા

પટિયાલા રાજ્ય કે કૂજલે નચીમ નામક એક દશ વર્ષ કે બાલક ને અદ્‌ભુત સાહસ કા કાર્ય કર દિખાયા હૈ. કહા જાતા હૈ કિ ઉસકા છોટા ભાઇ ખેલતે–ખેલતે કુએ મેં ગિર ગયા. સૌભાગ્યવશ એક રસ્સી કુએ મેં લટક રહી થી. નચીમ અપને જીવન કા મોહ છોડકર રસ્સી પકડ કર કુએ મેં કૂદ પડા. રસ્સી બડી કડી થી, અતએવ ઉસકે હાથ કઇ જગહ કટ ગએ ઔર ખૂન નિકલને લગા; પરંતુ ઉસને ઇસકી તનિક ભી ચિંતા ન કી ઔર અપને ભાઇ કો ડૂબને સે બચા લિયા. ઇતને મેં ઔર લોગ ભી જમા હો ગયે ઔર ઉન્હોંને ઉન્હેં બાહર નિકાલ લિયા. સબ સે અધિક આશ્ચર્ય કી બાત તો યહ હૈ કે નચીમ તૈરના બિલકુલ નહીં જાનતા થા!

## (૪) હલદ્વાની મેં સતી

હલદ્વાની (નૈનીતાલ) મેં પં૦ હીરાવલ્લભ કપિલાશ્રમી કા સ્વર્ગવાસ હો ગયા. યે એક માસ સે બીમાર થે. ઇનકી પત્ની ને, જિસકી અવસ્થા ૨૦ વર્ષ સે અધિક નહીં થી, પતિ કે જીતે જી ખૂબ સેવાશુશ્રૂષા કી. પતિ કી મૃત્યુ કે પશ્ચાત્ સ્ત્રી ને સતી હોને કા આગ્રહ કિયા; પર લોગોં ને અનેક પ્રકાર સે ઉસે રોક રખ્ખા. મગર દૂસરે દિન ૧૦ બજે ઉસને પતિ કે ઉપાનહ તથા ઉનકે હેતુ ખુદ બનાએ હુએ નએ દસ્તાને વ નઇ ધોતી અપને વક્ષસ્થલ સે લપેટ, કટઘરિયા નામ કી બડી નહર મેં કૂદ કર અપને પ્રાણ દે દીએ. બાદ કો સતી કા દાહ બી પતિ કી ચિતાપર કિયા ગયા. કાનુન કી કડાઇ રહતે હુએ ઇસ ગએ–ગુજરે જમાને મેં બી એક ન એક વીરાંગના અપની પતિપરાયણતા દિખલા હી જાતી હૈં. ધન્ય!!

("વીરસંદેશ" માસિકમાંથી)

# ૨૪–ધર્માચાર્યોની પાપી લીલા
## ભોળી સ્ત્રીઓ કેમ ઠગાય છે ?

નવજીવનના એક અંકમાં ગાંધીજી લખે છે કે:—

શ્રી. જયદયાલજી ગોયનકાના પ્રયાસથી આજકાલ મારવાડી સમાજમાં ભક્તિરસ ઉત્પન્ન કરવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. તેને અંગે ભજન મંડળીઓ સ્થપાય છે ને ભજનભવનો પણ ચાલે છે. આવું એક ભવન કલકત્તામાં ગોવિંદભવનને નામે નીકળ્યું છે. તેમાં શ્રી. જયદયાલજીની પ્રેરણાથી એક ભાઇને મૂકવામાં આવ્યા હતા. તેમણે ભક્તિને નામે વિષયભોગ ભોગવ્યા, તેમણે સ્ત્રીઓની પાસેથી પૂજા અંગીકાર કરી, તેમને સ્ત્રીઓ ભગવાન ગણી પૂજવા લાગી, તેમણે સ્ત્રીઓને પોતાનું જૂઠું ખવરાવ્યું ને વ્યભિચારમાં ઉતારી. ભોળી સ્ત્રીઓએ માની લીધું કે 'આત્મજ્ઞાની'ની સાથેનો શરીરસંગ વ્યભિચાર ન ગણાય.

આ બનાવ દુ:ખદાયક છે, પણ મને તેથી આશ્ચર્ય નથી થતું. ભક્તિને નામે વિષયભોગ ભોગવાતા ચોમેર જોવામાં આવે છે; અને જ્યાંલગી ભક્તિનું રહસ્ય સમજવામાં નથી આવ્યું, ત્યાં લગી ધર્મને નામે ધાડજ પડે એમાં નવાઈ શી? જો બગભગતોમાંથી અનિષ્ટ પરિણામો ન નીપજે તો આશ્ચર્ય ગણાય.

રામનામનો, દ્વાદશમંત્રનો હું પૂજારી છું; પણ મારી પૂજા આંધળી નથી. જેનામાં સત્ય છે, તેને રામનામ નૌકારૂપ છે; પણ જે ઢોંગથી રામનામ ઉચ્ચારે છે, તેનો ઉદ્ધાર રામનામથી થાય એવું હું માનતો નથી. અજામીલ ઇત્યાદિનાં દ્દષ્ટાંતો આપવામાં આવે છે, તે કાવ્યો છે અને તેમાંય રહસ્ય છે. તેમને વિષે શુદ્ધ ભાવનાનું આરોપણ છે. 'રામનામથી મારા વિષયો શાંત થશે' એમ માનનારને રામનામ ફળે, ત્યારે 'રામને નામે હું મારા કામોને પોષું" એમ વિચારી જે ઢોંગી રામનામનું ઉચ્ચારણ કરે છે તે તરતો નથી, તે ડૂબે છે—'**જૈસી જિસકી ભાવના, ઐસા ઉસકો હોય.**'

ભક્તજનોએ બે વાત વિચારવા યોગ્ય છે.

(૧) ભક્તિ એટલે નામોચ્ચારણજ નહિ, પણ તેની સાથે રહેલું સતત યજ્ઞકાર્ય. આજકાલ એવી માન્યતા જોવામાં આવે છે કે, સંસારી કામને ધર્મ કે ભક્તિની સાથે કશો સંબંધ નથી. આ અસત્ય છે. સત્ય તો એ છે કે, આ જગતનાં સર્વ કાર્યોને ધર્મ-અધર્મની સાથે સંબંધ છે. એક સુતાર કેવળ દ્રવ્ય એકઠું કરવા સારૂ સુતારી કરે છે, તેમાં લાકડાની ચોરી કરે છે ને કામ બગાડે છે. આ અધર્મ થયો. બીજો સુતાર પરોપકારાર્થે—માનો કે દર્દીને સારૂ ખાટલો બનાવે છે; તેમાં ચોરી નથી કરતો ને પોતાની બધી શક્તિનો ઉપયોગ કરે છે, અને ખાટલો બનાવતો રામનામ લે છે. આ ધર્માર્થે થયેલું કામ છે. આ સુતાર ખરો રામભક્ત છે. ત્રીજો રામનામ લેવાને નિમિત્તે જાણી જોઇને કે અજ્ઞાનતાથી સુતારી ધંધો છોડી બેસે છે, પોતાને સારૂ ને છોકરાંને સારૂ ભિક્ષા માગે છે, દરદીને સારૂ કંઈ બનાવવું હોય તોપણ કહેશે: 'મારે તો રામ સાચા, હું ન જાણું દરદીને, ન જાણું સુખીને.' આ અજ્ઞાનકૂપમાં પડેલો પામર પ્રાણી છે.

મનુષ્ય ભગવાનને વાચાથીજ નથી ભજતો, પણ વાચાથી, મનથી ને કાયાથી ભજે છે. ત્રણમાંથી એક પણ ન હોય તો તે ભક્તિ નથી. ત્રણેનો મેળ રસાયણી મેળવણ જેવો છે. રસાયણી મેળવણમાં એક પણ વસ્તુ તેની માત્રામાં ન હોય તો તો જે વસ્તુ બનાવવાની હોય છે તે બનતીજ નથી. આજના ભક્તો વાણીના વિલાસમાં ભક્તિની પરિસીમા સમજતા જોવામાં આવે છે, ને તેથી છેવટે ભક્ત મટી ભ્રષ્ટાચારી થાય છે ને બીજાને ભ્રષ્ટ કરે છે.

(૨) આકૃતિવાળો મનુષ્ય ભગવાનને કયી રીતે ને કયાં ભજે? ભગવાન તો સર્વ સ્થળે છે. તેથી તેને ભજવાનું સારામાં સારૂં ને સમજી શકાય તેવું સ્થાન પ્રાણીમાત્ર છે. પ્રાણીમાત્રમાં જે દુ:ખી છે, જે નિરાધાર છે, તેની સેવા તે ભગવદ્દભક્તિ છે. રામનામનું ઉચ્ચારણ પણ તે શીખવાને અર્થે હોય. રામનામ જો આમ સેવામાં ન પરિણમે તો તે નિરર્થક છે ને બંધનરૂપ થાય,

જેમ ગોવિંદભવનના ભાઇને વિષે થયું.

આ દૃષ્ટાંત ઉપરથી ભક્તમાત્ર ચેતે. હવે બહેનોને બે બોલ. જે પુરુષ પોતાની પૂજા કરાવે છે તે તો ભ્રષ્ટ થાયજ છે; પણ બહેનો કાં ભ્રષ્ટ થાય? જો બહેનોને મનુષ્યની પૂજાજ કરવી છે તો કાં આદર્શ સ્ત્રીની પૂજા ન કરે? વળી જીવતાની પૂજા શાને સારૂ? જ્ઞાની સોલનનું વાક્ય હૃદયમાં કોતરવા યોગ્ય છે: 'કોઇ પણ મનુષ્ય જીવતો છતાં સારો છે એમ ન કહી શકાય.' આજે સારા તો કાલે નઠારા થયા છે. વળી દંભીને આપણે ઓળખીજ નથી શકતા. તેથીજ પૂજા કેવળ ભગવાનની હોય. મનુષ્યની પૂજા કરવીજ જોઇએ તો તેના મૃત્યુ પછીજ હોય. કેમકે પછી આપણે ગુણુનીજ પૂજા કરીએ છીએ, તેની આકૃતિની નહિ. પુરુષોએ આ વાત ભોળી બહેનોને આગ્રહ અને વિનયપૂર્વક ફરીફરીને બતાવવાની અવશ્યકતા છે.

## २५–देशसेवकोना प्रकार

× × × ×

સેવકના પણ અમુક પ્રકાર છે. એક તો જાણે સગવડીયો સેવક, બીજો જાહેરખબરીયો સેવક, ત્રીજો ડીમડીમીયો સેવક અને ચોથો આંટિયાળો સેવક. સગવડીયો સેવક ત્રણસો ને સાઠ દિવસ પોતાના ધંધામાં રચ્યો પચ્યો રહે, પણ જેવો કોઇ મોટો માણસ આવ્યો કે તુરત પોતે હાજર થઇ જાય અને સર્વનો મુખી હોય, સર્વની સાથે રોજ કામ કરતો હોય અને જાણે ગામની બધી પ્રવૃત્તિનો પોતેજ મહાસેવક હોય એવી રીતે આવનારની સાથે ફરે, કામ કરે, બોલે, ભાષણો આપે અને બધી સગવડો કરે. આનું નામ **સગવડીયો સેવક.** બીજા સેવકોની વ્યાખ્યા વિસ્તારથી સાંભળવી છે ?

× × × ×

બીજો જાહેરખબરીયો સેવક. એ સેવક પોતે ભાષણ આપે અને પોતાનેજ હાથે છાપાંઓમાં ખબરપત્રીતરીકે પોતાનાં વખાણ લખે. કોઈ પણ સભામાં જો કોઇ પણ છાપાનો રિપોર્ટર આવ્યો હોય તો એને સૌથી વધુ માખણ લેનારો કોઇપણ હોય તો આ જાહેરખબરીયો સેવક. આજે ફલાણા ગામમાં ફલાણા ભાઇએ ભાષણ આપ્યું, લોકોપર બહુ અસર થઇ, સારી સંખ્યામાં ભાઇ-બહેનોની હાજરી હતી. આમ પોતાને હાથે પોતાની જાહેરખબર ફેલાવે એનું નામ સાત અક્ષરનો **જાહેરખબરીયો સેવક!**

× × × ×

અબ્બી તીસરા આયા ડીમડીમીયા સેવક! એ તો જ્યાં જાય ત્યાં પોતાનીજ વાતો કરે. મેં આ સેવા કરી, મેં તે સેવા કરી, મારા વિના આ સેવા થાત નહિ, આ ગામના જાહેરજીવનનો હું પ્રાણ છું. આ સેવા તો હુંજ કરી શકું. આમ દરેક ઠેકાણે 'હું'ની ડીમડીમ વાજતી જાય અને આ ડીમડીમીયો સેવક ગાડા નીચે કુતરૂં ભાર તાણતું હોય તેમ પોતે બધાને તાણે છે, એવા ડીમડીમના સૂર કાઢયાજ કરે છે. ઉસકા નામ **ડીમડીમીયા સેવક!**

× × × ×

હવે આવ્યો આંટિયાળો સેવક. બારોટે એક ગુજરાતી ભાઇને એક કાઠિયાવાડી ભાઈ માટે બોલતા સાંભળ્યા છે. એણે કહ્યું કે, એ કાઠિયાવાડી ભાઈમાં એની પાઘડીના જેવા આંટા છે, તેવું એનું દિલ આંટિયાળું છે. એજ પ્રમાણે આંટિયાળા સેવકનું દિલ આંટિયાળું છે. જે સેવા કરે એમાં કાં તો પોતાને અંગત લાભ હોય, અથવા એ સેવા કરવાથી પોતાના ધંધાને વેગ મળતો હોય, અથવા એ સેવાને નામે પોતે બહાર આની પાંચ પૈસા પ્રાપ્ત કરે એવી જેના દિલમાં આંટી છે અને દરેક ઠેકાણે એ આંટીને મોખરે રાખી જે પોતે સેવક કહેવડાવે છે એનું નામ **આંટિયાળો સેવક!**

( "લોહાણાહિતેચ્છુ" ના એક અંકમાં લખનાર બારોટ )

× × × ×

# २६—लूसियस जूनियस

## (१)

"રાજ્ય કૌન કરેગા ?"

"વહી, જો સબસે પહલે માતા કા ચુંબન કરેગા."

પ્રશ્નકર્ત્તાઓં મેં ભગદડ મચ ગયી. એક-દૂસરે કો ઢકેલતે હુએ વે અપની માતા કા ચુંબન કરને કે લિયે ભાગ ખડે હુએ.

× × ×

ઉપર્યુક્ત ઘટના રોમન સામ્રાજ્ય કી પવિત્ર રાજધાની રોમ કે ડેલફિન-મંદિર કી હૈ. ઉસ સમય રોમ સામ્રાજ્ય કો સ્થાપિત હુયે કુછ હી વર્ષ વ્યતીત હુયે થે. સામ્રાજ્ય કા સંસ્થાપક તથા પ્રથમ શાસક રોમુલસ મર ચૂકા થા. ઉસકે સ્થાન પર ટારક્વિન રાજ્ય કર રહા થા.

ટારક્વિન કી સંતાન યહ જાનને કે લિયે બડી ઉત્સુક થી કિ ઉનમેં સે કૌન રોમ કી ગદ્દી પર બૈઠેગા ? અતએવ ડેલફિન દેવી કે મંદિર પર એકત્ર હો કર ઉન્હોંને ઉપરલિખિત પ્રશ્ન કિયા થા. ભવિષ્યવાણી સુનતે હી ઉનમેં હલચલ પડ ગયી. વે અપની માતા કા ચુંબન કરને કે લિયે દૌડે.

ઇસી ભવિષ્યવાણી કો લૂસિયસ જૂનિયસ, જિસકો લોગ મૂર્ખ તથા બે-વકૂફ સમઝતે થે અતઃ બ્રૂટસ નામ સે પુકારતે થે (બ્રૂટસ કા અર્થ હોતા હૈ કુંદ-દિમાગી) યહાં ખડા થા. વહ અન્ય લડકોં કી તરહ ભાગા નહીં, પરંતુ અપને સ્થાનપર ખડા રહા. જબ વે ચલે ગયે, તબ વહ ઝુકા ઔર માતા પૃથ્વી કો ચૂમ લિયા.

## (२)

"મૈં તુમસે આગ્રહપૂર્વક અનુરોધ કરતી હૂં કિ તુમ સ્ત્રી કે સતીત્વ કો ઇતની સાધારણ વસ્તુ ન સમઝો. મેરી પ્રાર્થના હૈ કિ તુમ મુઝે છોડ દો." બડે કાતર શબ્દોં મેં એક રોમન સરદાર કી સ્ત્રી લ્યૂક્રેટિયા ને કહા.

પરંતુ ટારક્વિન નૃપ કા પુત્ર સેક્સટસ ઉસ સમય કામાંધ હો રહા થા. વહ કુછ ભી ન સુન સકા. ઝપટ કર ઉસને લ્યૂક્રેટિયા કા હાથ પકડ લિયા ઔર ગાઢાલિંગન કરને લગા—

સાધ્વી સર્પિની કી ભાંતિ ફુતકાર કર અલગ હો ગયી. સેક્સટસ કો એક થપ્પડ માર કર વહ દૂર હટ ગયી. એક ક્ષણ વહ કુછ સોચતી રહી. યકાયક વહ ભાગ ખડી હુઇ.

× × ×

બ્રૂટસ, પબલિયસ વેલેરિયસ નામક એક સરદાર, લ્યૂક્રેટિયા કે પિતા ઔર પતિ એક સ્થાન પર બૈઠે બાત કર રહે થે. આકાશ નીલા ઔર સાફ થા. સુંદર હવા બહ રહી થી. સમય બડા સુહાવના થા.

ઇસી સમય, યકાયક, બિજલી કી તરહ, ક્રુદ્ધા સર્પિની કી તરહ કેશ ખોલે સુંદરી યુવતી લ્યૂક્રેટિયા વહાં આ પહુંચી. સબ લોગ અવાક્ હો કર ઉસકી ઓર દેખને લગે.

'પ્યારે' પતિ કો સંબોધન કર, ક્રોધ સે કાંપતી હુઇ વહ બોલી—

"આજ, તુમ્હારી લ્યૂક્રેટિયા તુમ્હારે ચરણોં કે યોગ્ય ન રહી. ઉસકે વે હોઠ જિનકી રચના કેવલ તુમ્હારે લિયે હુઇ થી, તુમ્હારે શાસક ટારક્વિન કે પુત્ર ને ઝુઠી કર દી. અબ મૈં આપકે સામને ખડી રહને યોગ્ય નહીં હૂં."

ઉપસ્થિત મંડલી અપને આચાર્ય કો શાન્ત ભી ન કર પાયી થી કિ એક ચમચમાતા છુરા નિકલા ઔર વો સુંદરી યુવતી કી છાતી મેં ઘુસ ગયા ! વીરાંગના સાધ્વી ને આત્મઘાત કર લિયા ! વહ પર-પુરુષ કા સ્પર્શ સહન ન કર સકી.

× × ×

**બ્રૂટસ-વહી મૂર્ખ લૂસિયસ-વહ તો કભી કુછ સમઝતા હી ન થા, પર યહ ક્યા હુઆ !**

વહ તો વીર શેરોં કી ભાંતિ, સભ્ય શિથિલ વ્યક્તિયોં કી ભાંતિ ગર્જ પડા. ઉસને ઝપટ કર મૃત લ્યૂક્રેટિયા કી છાતી સે ખંજર નિકાલ લિયા ઔર સબકે સન્મુખ પ્રતિજ્ઞા કી કિ વહ તબ તક વિશ્રામ ન લેગા જબ તક રોમ સે બેરહમ ટારક્વિન તથા ઉસકી સંતાનોં કો જહન્નુમ મેં ન પહુંચા દેગા.

(૩)

ઉસ સમય કુછ સેના લે કર ટારક્વિન દૂર દેશ મેં લડને ગયા થા. બ્રૂટસ કે વિદ્રોહ કા સમાચાર બિજલી કી તરહ રોમ મેં ફૈલ ગયા. ઉત્તેજિત બ્રૂટસ સીધા સેના મેં ચલા ગયા. સિપાહિયોં સે ઉસને એક હૃદયગ્રાહી અપીલ કી. રોમન વીર તથા સાહસી થે. ઉનમેં વીરતા કી ભાવના કે સાથ સ્ત્રિયોં કે પ્રતિ સન્માન કી માત્રા બહુત અધિક થી. જિનકો બ્રૂટસ લ્યૂક્રેટિયા કે અપમાન કી કથા સુનાતા વહી ફડક ઉઠતા. ઉસીકે હૃદય મેં કમકમી ઉત્પન્ન હો જાતી. પ્રતીકાર કી પ્યાસ સબમેં જાગ ઉઠી.

આગ સાધારણ ન થી. સતી કા અપમાન સાધારણ વસ્તુ ન થી. સમસ્ત રોમ બ્રૂટસ કે સાથ હો ગયા. ટારક્વિન તથા ઉસકે પુત્રોં કો ભાગ કર દૂસરે નગર મેં શરણ લેની પડી.

રોમ કે નાગરિક રાજશાહી સે ઉબ ઉઠે થે. ઉન્હોંને નિશ્ચય કિયા કિ અબ કભી કિસી શાસક કે અંતર્ગત ન રહેંગે. ઉન્હોંને રાજતંત્ર સે પ્રજાતંત્ર કી સ્થાપના કી. રાજ્ય કે ઉપર પ્રજાદ્વારા નિયુક્ત દો કૌંસલ નિયુક્ત કિયે ગયે. ઉન્હીં કે હાથ મેં શાસન કી બાગડોર રહી. ઇન્હીં કૌંસલોં મેં પ્રથમ બ્રૂટસ થા. માતા પૃથ્વી કે ચુંબન કા યહ પરિણામ થા!

(૪)

એક સ્ત્રી કે અપમાન કા પરિણામ એક બડે કુલ કો ભોગના પડા; પરંતુ અગ્નિ પૂર્ણ તરહ શાન્ત ન કી ગયી થી. અભી દૂસરે નગર મેં ટારક્વિન કી સંતાન નિશ્ચિંત વિશ્રામ લે રહી થી.

અવસર આયા. બ્રૂટસ ને રોમકો ખૂબ બઢાયા. ઉસ 'કુંદ-દિમાગ' ને સામ્રાજ્ય કી ખૂબ ઉન્નતિ કી; પરંતુ વહ ઇતના કટ્ટર નૈતિક શાસક થા કિ અપને કુટુંબિયોં કો ભી બડે શાસન મેં રખતા થા. ઇસસે ઉસકી સંતાન ઉસી સે રુષ્ટ હો ગયી. પિતા કે વિરુદ્ધ ઉન્હોંને વિદ્રોહ કરના નિશ્ચય કર લિયા તથા ટારક્વિન કી સંતાન સે જા મિલે.

× × ×

ષડ્યંત્ર પકડા ગયા. બ્રૂટસ કી સંતાન–બ્રૂટસ કે પ્રિય પુત્ર ઉસકે સન્મુખ અપરાધી કે રૂપ મેં લાયે ગયે. એક બાર ઉન્હેં દેખકર પિતા કો રોમાંચ હો આયા. આંખોં મેં આંસુ છલછલા આયે; પરંતુ કર્તવ્ય કા પૂજારી બ્રૂટસ અચલ રહા. ઉસને અપને લડકોં કો સ્વદેશ કે પ્રતિ વિશ્વાસઘાત કરને કે અપરાધ મેં મૃત્યુ-દંડ દિયા.

સમસ્ત રોમ મેં ઉસકી પ્રશંસા કે ગાયન ગાએ જાને લગે. ઐસે ન્યાયપ્રિય, વિચારી તથા વીરશાસક લૂસિયસ જૂનિયસ ઉર્ફ બ્રૂટસ ને ઇતિહાસ મેં અમર નામ પ્રાપ્ત કર લિયા.

("વીરસંદેશ" માસિકમાં લેખકઃ-શ્રી૦ પરિપૂર્ણાનંદજી વર્મા)



# ૨૭–માતાપિતાની બેદરકારીના થર!

* * * * *

એક ગૃહસ્થ સવારે શાકભાજી લેવા જાય છે અને શાકમારકીટમાં શાક લેવામાં એ જેટલો સમય સાધે છે, તેટલો શાકની પરીક્ષામાં એકાગ્ર બને છે; કોથમીર તાજી છે કે વાસી એ જોવામાં જેટલી નજર દોડાવે છે એટલો સમય, એટલી એકાગ્રતા કે એટલી નજર એણે એના બાળકની કેળવણી પછવાડે આપેલ છે? આ તો બહુ સાદો અને સહેલો પ્રશ્ન છે. શાક લેવાનું એક અદનામાં અદનુ દૃષ્ટાંત મૂકી અમે આપણાં માબાપોને એ પ્રશ્ન પૂછીએ છીએ કે, બાળકની કેળવણીવિષે એમણે કોઇ દિવસ કંઇ વિચાર કર્યો છે? હા, બહુ બહુ તો છોકરાને ભણાવવા માટે એકાદ માસ્તરને ઘેર બોલાવ્યો હશે, બહુ બહુ તો હેડમાસ્તરને મળી છોકરાપર નજર રાખવાની ભલામણ કરી હશે. એથી વિશેષ એણે શું કર્યું છે? આનો જવાબ દરેક માબાપ પોતાનેજ આપે તો અમે એ પ્રશ્નનું કંઇ પરિણામ આવ્યું, એમ માની લઇશું. કેટલેક સ્થળે તો નિશાળ એટલે છોકરાંઓની માથાકૂટ ઘરમાંથી બહાર ધકેલવાનું સાધન! એ રીતે નિશાળનો ઉપયોગ થાય છે. નાનાં નાનાં બાળકોની પંચાત માતાને ઓછી થાય અને પંતુજી માસ્તરને એ ઉપાધિ ચોટે એટલા પૂરતોજ નિશાળનો ઉપયોગ ઘણે સ્થળે છે; પણ એ માતપિતાએ, પોતાના બાળકમાં નાનપણથી શા શા સંસ્કાર પડે છે, નાનપણથી એના જીવનનો પાયો કયી રીતે પડે છે એનો કશોય ખ્યાલ કર્યો નથી. ખ્યાલ કરવાનો એને અવકાશ નથી અને એ રીતે એ બેદરકારીના થર આપણા સમાજપર જામતા જાય છે. પ્રભુ જાણે એ થર ક્યારે ઉખડશે!

પણ અમે તો આશાવાદી છીએ. બેદરકારીના એ થર આજે નહિ તો આવતી કાલે ઉતરશે. માણસ પોતે પોતાની મેળે નહિ સમજે તો સમય એને સમજાવશે. એવા જીવનના ઘણા પ્રસંગો છે, કે જેમાં સમય માણસને શિક્ષણ આપે છે. એમ આ વિષયમાં પણ બને એ બનવાજોગ છે; છતાં લોહાણા માતપિતા સાવધ બને એટલા માટે અમારો આજનો આ પ્રયાસ છે.

બાળક એટલે ફૂલ. એનામાં પ્રભુતા છે, નિર્દોષતા છે, અનુકરણ કરવાની અજબ શક્તિ છે. બાળક જે જુએ એ શીખે. બાળક જે સાંભળે એની અસર એનાપર બીજા કરતાં જલદી થાય છે. બાળકની અનુકરણશક્તિ પણ અજબ છે. આ રીતે બાળકમાં જે વિવિધ પ્રકારની શકિતઓ છે એનો જો માબાપ અભ્યાસ કરી લે તો બાલજીવનના પાયા પૂરવામાં એ અભ્યાસ ખૂબ ઉપયોગી થઇ પડે. એક વખત એવો હતો કે માતા પોતાના બાળક તરફ ખૂબ ધ્યાન આપતી. માતા બાળકનો સૌથી સરસ શિક્ષક બની શિક્ષણદાત્રી મહામાતા બનતી. આજે કમનસીબે એ માતાનું માતૃત્વ નાશ પામતું જાય છે. જ્યાં માતા સંસ્કારવિહોણી હોય, ત્યાં બાળકને સંસ્કાર ક્યાંથી મળે! આ માતૃપદનો લગભગ નાશ થવા આવ્યો છે. બહુ નહિ તો છેલ્લા પચીસ વર્ષનો સમય જોવાથી આપણને તુરત માલૂમ પડશે કે, સંસારમાંથી માતૃત્વનો લોપ થતો જાય છે. પચીસ વર્ષ પહેલાંની માતા અને આજની માતામાં જે તફાવત છે, એ તફાવત ઝીણી નજરે જોનારને તુરત માલૂમ પડી આવે તેવો છે. એ માતા ઉત્તમ શિક્ષક હતી, ઉત્તમ ઘરવૈદ હતી, ઉત્તમ ધર્મગુરુ હતી. આજે એ શિક્ષણ, વૈદું કે ધર્મજ્ઞાન માત્ર ચોપડીઓમાં રહ્યું છે, જીવનમાંથી ગયું છે. માતા પોતાના કુટુંબને–જ્ઞાતિને ધ્યાનમાં રાખી નાનપણથી જે સંસારનું શિક્ષણ બાળકમાં રેડતી એ પ્રસંગ અદ્વિતીય હતો. દાસીનું દૂધ ધાવી ગયેલા રાજસિંહની માતાએ એ દાસીના દૂધમાં ક્ષત્રીત્વને કલંક લગાડનારી વૃત્તિના સંસ્કાર પડેલા જોયા, એટલે બાળકને ઉંધે માથે ટાંગીને એના પેટમાંથી એ દૂધ કાઢી નાખવા પ્રયત્ન કર્યો, એ એના માતૃપદની મહત્તા, એ એના સંસ્કારબળની સમજણ, આજે કેટકેટલી અને કેનામાં છે? બાળકના કોઇપણ રોગમાં માતા એને દેશી ઓસડીયાંથી તુરત આરામ કરી દેતી. આજે એજ માતા બાળકના પેટમાં સહજ દુખે એટલે "બોલાવો ડૉકટરને" એ શબ્દોમાં પરાધીન બની છે. બાળકના પેટમાં વિલાયતી દવાઓ જરા પણ જવી ન જોઇએ અને એને એ દવાઓ લાભ કરતાં હાનિ વધુ કરે છે. બહુ સાદી અને બહુ સહેલી દવાઓ બાળકોમાટે માતાઓ

પાસે હતી અને હજુયે ક્યાંક ક્યાંક છે, પણ આજની એ માતા બાળક માંદું પડતાં બિચારી બને છે, ડૉક્ટરની રાહ જોતી વલખાં મારે છે. એ ઘરવૈદું આજે ક્યાં ગયું? માનામાં રહેલો એ ઘરવૈદ આજે ક્યાં ઉડી ગયો? વિલાયતી દવાના હિમાયતી કોઈ પણ ડૉક્ટરને પૂછો અને એ ડૉક્ટર જો સહૃદયી હશે તો જરૂર આપણી સાથે આ વિષયમાં શોચ કરશે. બાળકોમાટે આપણી માતાઓ જે દેશી ઉપાયો કરતી અને કરે છે, એ બાળજીવન માટે ઉત્તમ છે એમ કહેવામાં એ ડૉક્ટર પણ જરૂર આપણી સાથે સાથ પૂરશેજ. ઘડી ઘડીમાં બાળકને માટે ડૉક્ટરની રાહ જોતી આજની માતા અને બાળકના દરેક દર્દમાં એક દોકડાની ચીજથી આરામ કરનારી એ ઘરવૈદ સરીખી માતાનો વિચાર કરીએ છીએ, ત્યારે આજની સ્થિતિ માટે બહુ દિલગીરી થાય છે.

રોજ રાતના બાળકોને એકઠાં કરી ધર્મજ્ઞાનની ચર્ચા કરનારું આપણું માતૃપદ ખરેખર એ વખતે અનેરૂં હતું. રામાયણના અને મહાભારતના પ્રસંગો તો એ માતાદ્વારાજ બાળકોમાં પ્રવેશતા. રામ, લક્ષ્મણ અને સીતા; કૌરવ, પાંડવ અને કૃષ્ણનાં કથાનકોથી બાળકોમાં ન્હાનપણથી ધર્મના સંસ્કારો પડતા અને નાનપણથી પડેલા એ સંસ્કાર બાળકના ભવિષ્યના ઘડતરમાં બહુ ઉપયોગી થઇ પડતા. બાળકોનું ચરિત્ર નાનપણથી ઘડાતું અને એ ઘડતરમાં આપણી માતાનો હિસ્સો મહાન હતો. આજે કેટલી માતાઓ આ વિષયમાં રસ લે છે?

અને આજનો પિતા મધ્યમ વર્ગનો હોય તો કાં તો નોકરીએથી થાક્યો પાક્યો હોય એટલે કૃત્રિમ આનંદ લેવા રાતે જમીને હૉટલે અથવા ગપ્પાં મારનારા મિત્રોનો આશરો લે અથવા નાટક-સીનેમાને શોધે છે. બાળકો અને ગૃહિણીથી શોભતા ઘરમાં જે સ્વાભાવિક આનંદ છે, એ મૂકીને એને હોટેલો કે કલબોનો આશરો લેવો પડે છે. આવો પિતા બાળકના શિક્ષણમાં કયી રીતે ધ્યાન આપી શકે? શ્રીમંત પિતા પોતાના વ્યાપારમાં એટલો બધો એકમાર્ગી થઇ ગયો છે, કે એને સૂતાં સૂતાં પણ તેજી-મંદીનાં, હડતાલનાં, કાપડ બજારની સ્થિતિનાં, રૂ બજારના વલણનાં અને શેરબજારનાં પાશેરીઆના સ્વપ્નાં આવે છે. એ ભલે બહારથી સુખી દેખાતો હોય પણ એના જીવનમાં એજ વિષયની તાલાવેલી લાગેલી છે. એને બાળકો શું ભણે છે, કેવું શિક્ષણ લે છે, એને કેવા સંસ્કાર પડે છે-એ બધું તપાસવાની ફુરસદ ક્યાં છે? અને એ બેદરકારીમાં ઉછરતી પ્રજા પાસેથી આપણે રામ-લક્ષ્મણની આશા રાખી રહ્યા છીએ, સીતા-રામનાં સંતાનો જોવાના અભિલાષ ધરાવીએ છીએ. આ બેદરકારીના થર ઉખડે નહિ ત્યાંસુધી એ અભિલાષા સ્થાને છે કે અસ્થાને, એનો વિચાર કરવાનું અમારા વાચકોને અમે સોંપીએ છીએ.

(તા. ૫-૭-૧૯૨૮ ના "લોહાણાહિતેચ્છુ" ના અગ્રલેખમાંથી)

---

# ૨૮-साचा साधक अथवा तीव्र जिज्ञासु केवा होय ?

## ૧-એક તીવ્ર જિજ્ઞાસુને કેવી લગની લાગે છે?

ભગવાન બુદ્ધને પોતાના મૃત્યુમહોત્સવનો દિવસ સૂઝી ગયો, એટલે એમણે શિષ્યસમાજને ચેતવી દીધો કે 'આજથી ચાર માસે મારૂં પરિનિર્વાણ છે.' એટલે ત્રાસ પામેલા સાતસેં સામાન્ય ભિક્ષુઓ જ્યાં બુદ્ધ જાય ત્યાં એમના ભેળા અને ભેળા એમ પરિવારરૂપે વિચરવા મંડયા, તે એક ક્ષણેય એમનાથી અળગા થાય નહિ, અને ટોળે મળીને એકબીજાના કાનમાં કહે કે 'આયુષ્મન્! હવે આપણે કેમ કરીશું?' બાળક હતા એને અશ્રુધારા ચાલી, પંડિતો ધર્માચરણમાં વિશેષ સાવધાન અને જાગ્રત બન્યા.

હવે ધર્મારામ નામે એક ભિક્ષુ હતો એણે વિચાર્યું કે 'ગુરુદેવ તો ચાર માસે દેહ છોડશે, અને હું હજી રાગદ્વેષથી મુક્ત નથી. એટલે ભગવાન હજી મર્ત્યલોકમાં બિરાજે છે ત્યાંજ હું ઉગ્ર સાધના કરીને અર્હંત (જીવન્મુક્ત)ની અલૌકિક પદવી પ્રાપ્ત કરૂં.' એમ કરીને એ તો બીજા ભિક્ષુઓ હારે ભમવાનું તથા ફટાકા મારવાનું છોડીને બુદ્ધે ઉપદેશેલા ધર્મના ચિંતન તથા અનુસરણમાં લીન થઈ ગયો. કોઈ 'કેમ, આયુષ્મન્' કરીને બોલાવે તોય સામો બોલ આપે નહિ. કોઈ પૂછે, કે

'આયુષ્મન્ ધર્મારામ! આમ કેમ કરો છો?' તો જાણે સાંભળતોજ નથી.

બીજા ભિક્ષુઓએ કથાપ્રસંગમાં બુદ્ધને ધર્મારામના સમાચાર આપ્યા ને અંતે કહ્યું, 'ભગવન્! ધર્મારામ થેર( સ્થવિર )ને આપના ઉપર લેશમાત્ર સ્નેહ નથી.'

બુદ્ધે ધર્મારામને બોલાવીને પૂછ્યું કે 'તું આમ કરછ એ સાચું છે કે?'

'સાચું છે, ભગવન્!'

'એનું કારણ?'

ધર્મારામે પોતાનો સંકલ્પ બુદ્ધને જણાવ્યો.

બુદ્ધે કહ્યું કે "ભલે, ધર્મારામ! ભલે. ધન્ય છે તારી જનેતાને. ભિક્ષુઓ, જેને મારા ઉપર સ્નેહ છે તે ધર્મારામ જેવો બનવા પ્રયત્ન કરે. સ્નેહ હો તો ધર્મારામના જેવોજ હોજો. માણસ મોતીની માળા કે પુષ્પહાર પહેરાવે, અમૂલ્ય સુગંધથી નવરાવે, સાષ્ટાંગ દંડવત્પ્રણામ કે ચરણસ્પર્શ કરે–આ પૂજા તે પૂજા નથી; પણ માણસ પોતાનો ધર્મ સમજે ને પાળે, પાપના પડછાયાથીએ ડરતો ચાલે એજ સાચું માન, પરમ સત્કાર અને અપૂર્વ પૂજા છે."

(દીઘનિકાય ૧૬–૫–૩, ધમ્મપદટ્ઠકથા ૧૨–૧૦, ૧૫–૭, ૨૫–૪)

## ૨–ગાળ દેનારને ગુમડું થાય, સાંભળી રહેનારને નહિ.

એક સમયે ભગવાન બુદ્ધ રાજગૃહમાં વેણુવનને વિષયે વિહાર કરતા હતા.

ભારદ્વાજ ગોત્રના એક બ્રાહ્મણે બુદ્ધ પાસે જઇને પ્રવ્રજ્યા ( ગૃહત્યાગ–સંન્યાસદીક્ષા ) લીધી, એમ સાંભળીને એના એક સગા ભારદ્વાજને ભારે રોષ ચઢયો. રોષે ધૂંધવાતો ધૂંધવાતો તે બુદ્ધ આગળ આવ્યો અને કંઇક અસભ્ય તથા કઠોર વેણ બોલ્યો, બબ્બે કટકા ગાળ દેવા માંડયો.

ભારદ્વાજના અપશબ્દ સાંભળીને બુદ્ધે એને કહ્યું કે 'હે બ્રાહ્મણ! આનું તું શું ધારે છે? તારે ઘેર મિત્ર–ભાઇબંધ, ભાયાત, વેવાઈવેલાં પરોણા થઇને આવે ખરાં કે?'

ભારદ્વાજ—'હા, ગૌતમ! કોઈ વાર આવે.'

બુદ્ધ—'હે બ્રાહ્મણ! એ અતિથિને જમાડવા તું પાંચ પકવાન્ન, બત્રીસ જાતનાં ભોજન, તેત્રીસ જાતનાં શાક રંધાવે ખરો કે?'

ભારદ્વાજ—'હા, ગૌતમ! કોઈ વાર રંધાવું.'

બુદ્ધ—'પણ જો મહેમાન જમણ ન સ્વીકારે, તો હે બ્રાહ્મણ! તે અન્ન કોનું થાય?'

ભારદ્વાજ—'મહેમાન ન જમે તો ગૌતમ! તે અન્ન અમારૂંજ થાય.'

બુદ્ધ —"તેજ પ્રમાણે, હે બ્રાહ્મણ! અમે તને ગાળ ન દઇએ અને તું અમને દે, અમે તારા ઉપર રોષ ન કરીએ ને તું અમારા ઉપર કરે, અમે તને ન વઢીએ ને તું અમને વઢે; તે તારૂં અમે લઇએ નહિ, એટલે તે તારૂંજ થાય. હે બ્રાહ્મણ! કોઇ ગાળ દેનારને સામી ગાળ દે, રોષ કરનાર ઉપર વળતો રોષ કરે, વઢનારને સામો વઢે, તો તે તું તથા તારા અતિથિઓ ભેળા બેસીને જમો એના જેવું થયું, પણ અમે તારી હારે જમીએ નહિ, એટલે તારા અપશબ્દ તારાજ રહે."

ભારદ્વાજ—'હે ગૌતમ! રાજાસહિત આખી પરિષદ્ (રાજસભા ) એમ જાણે છે જે, શ્રમણ ગૌતમ અર્હંત છે. છતાં તમે મારા ઉપર કોપાયમાન થયા છો.'

બુદ્ધ—"હે બ્રાહ્મણ! શાન્તદાન્ત જીવન્મુક્ત અક્રોધીને ક્રોધ કેવો?'

**तस्सेव तेन पापीयो यो कुद्धं पटिकुज्झति । कुद्धमप्पटिकुज्झन्तो सङ्गामं जेति दुज्जयम् ॥**
**उभिन्नमत्थं चरति अत्तनो च परस्स च । परं सङ्कुपितं ञत्वा यो सतो उपसम्मति ॥**
**उभिन्नं तिकिच्छन्तानं अत्तनो च परस्स च । जना मञ्ञन्ति बालो ति ये धम्मस्स अकोविदा ॥**

ક્રોધી ઉપર જે સામો ક્રોધ કરે તે એ બેમાં વધારે પાપી છે. ક્રોધી ઉપર વળતો ક્રોધ ન કરે, તે દુર્જય સંગ્રામ જીતે છે. સામા માણસને કોપેલો જાણીને જે પોતે શાન્ત રહે છે, તે પોતાનું તથા સામા માણસનું બેયનું કલ્યાણ કરે છે. શાન્ત પુરુષ પોતાની તથા સામા ધણીની પીડા ટાળે છે, પણ ધર્મને નહિ જાણનાર લોકો એને મૂર્ખ ગણે છે." ( સંયુત્તનિકાય ૭–૧–૨ )

( તા. ૮–૪–૧૯૨૮ ના 'નવજીવન'માં લખનાર કે૦ વા૦ ગો૦ )

# २९–धन करतां आरोग्यनुं मूल्य अनेकगणुं छे.

શરીરનું ઉત્તમ પ્રકારનું આરોગ્ય એ ધન કરતાં અનેકગણું વધારે મૂલ્યવાન છે, એ વાર્તા કોઈ વિરલજ જાણે છે. સોમાં નવ્વાણુ મનુષ્યો ધનની પાછળ એવા તો ભૂત થઇને પડેલા હોય છે કે તેમ કરતાં, હજારો રૂપિયા આપતાં પણ ન મળે એવા આયુષ્યનો તથા આરોગ્યનો અત્યંત ક્ષય થાય છે, તેનું પણ તેમને ભાન હોતું નથી. ધનનો તેઓને એવો તો હડકવા હાલ્યો હોય છે કે ખુલ્લી હવામાં નિત્ય ફરવા જઇને અથવા કસરત કરીને આરોગ્યનું સંરક્ષણ કરવા જો તેમને કોઇ બોધ આપે છે તો તેઓ તેમ કરવાનો તેમને બિલકુલ વખત નથી, એમ જણાવે છે. આવા મનુષ્યોને પરિણામે માંદા પડી ખાટલામાં છ માસ સૂવાનો અથવા તો મરણના ખોળામાં હમેશને માટે સૂવાનો વખત મોડોવહેલો લેવો પડે છે, ત્યારેજ તેમની આંખો ઉઘડે છે; અને કેટલાક અવિવેકી મનુષ્યોની તો ત્યારે પણ આંખો ઉઘડતી નથી.

આરોગ્યની કાળજી ન રાખવાથી પ્રસિદ્ધ કોટચાધિપતિ રોકફેલરને વર્ષોનાં વર્ષો મંદવાડ વેઠવો પડ્યો હતો. અંતે તેની આંખો ઉઘડી, અને ખુલ્લી હવામાં 'ગૉલ્ફ' નામની રમત રમીને તેણે પાછું ગયેલું આરોગ્ય મેળવ્યું. આજે તે ઘણોજ બળવાન થયો છે અને એક દિવસ પણ હવે કસરત કર્યાવિના રહેતો નથી.

'સો કરોડપતિઓ મળીને થયેલો એક ધનપતિ' એવું જેને ઉપનામ મળ્યું છે, એવો અનર્ગળ દ્રવ્યવાન ઈ. એચ. હેરિમૅન હમણાં માંદો પડ્યો છે. આરોગ્યને માટે તે ફાંફાં મારે છે, પણ મળતું નથી. દવા કરીને તે થાક્યો છે. મોંમાગ્યા પૈસા આપતાં પણ તેને આરોગ્ય મળતું નથી. તે શુદ્ધ હવા તથા શુદ્ધ પાણીવાળાં સ્થળોમાં, આ ગામથી પેલે ગામ ભટકે છે; પણ આરોગ્ય તેનાથી વેગળું ને વેગળું નાસતું ફરે છે. અપાર ધન મેળવવાના હડકવામાં તેણે પોતાના શરીરની બેદરકારી કરી છે. તેના શ્રમ પ્રમાણે તેને ધન–અનર્ગળ ધન–મળ્યું છે, પણ તેણે આરોગ્ય ગુમાવ્યું છે. મૃત્યુ પહોળાં જડબાં કરી, તેનો ગ્રાસ કરવાને ટમટમી રહ્યું છે. તેનું અપાર ધન તેનું રક્ષણ કરી શકતું નથી. સુખને માટે ધનનીજ અત્યંત અગત્ય છે, પણ આરોગ્યની કશીજ અગત્ય નથી, એમ તેણે આજસુધી ધાર્યું હતું. હવે તેને આરોગ્ય સારરૂપ અને ધન આરોગ્યવિના નિઃસારરૂપ સમજાય છે.

હજારો મનુષ્યો જેઓ લક્ષાધિપતિ કે કોટચાધિપતિ નથી, તેઓ આવીજ ભૂલ કરે છે. તેઓ માને છે કે, સુખ ધનથીજ મળે છે. શ્રીમંતોને તેઓ સારાં સારાં વસ્ત્રો પહેરતા, બંગલાઓમાં રહેતા તથા ગાડીઘોડે ફરતા જુએ છે અને ધારે છે કે આ લોકો અપાર સુખી છે. આથી તેઓ પણ આંખો મીંચીને, શરીરની બેદરકારી કરી ધનની પાછળ ભૂત થાય છે; પણ મનુષ્યોએ એ વાત ધ્યાનમા રાખવાની છે કે અન્ન, વસ્ત્ર તથા કેટલીક સામાન્ય અનુકૂળતાવિના ધન વસ્તુતઃ કશુંજ વિશેષ લાભ આપી શકતું નથી. જેને સુખ, શાંતિ અથવા આનંદ કહે છે તે તો તેનાથી ભાગ્યેજ મળે છે. ઉલટું તેની પ્રાપ્તિ સાથે માથા ઉપર પાર વિનાની જવાબદારી ચોંટે છે; અને તેની વ્યવસ્થાનો મગજ ઉપર એવો તો બોજો રહે છે કે તેના દબાણતળે આરોગ્ય અને શાંતિનો નાશ થાય છે, અને ઘણી વાર આયુષ્યનો વહેલો અંત આવે છે.

ધનસંપત્તિ પાછળ ભૂત થવા કરતાં શરીરસંપત્તિ પાછળ ભૂત થવું એ હજારગણું સારૂં છે, કારણ કે ધનસંપત્તિ જ્યારે શરીરના આરોગ્યને તથા આયુષને આપતી નથી, ત્યારે શરીરસંપત્તિ ધનસંપત્તિને પ્રાપ્ત કરવાનું પણ બળ આપે છે.

ધનની પાછળ ગાંડા થનારે જો માંદા પડી વહેલા મરી ન જવું હોય તો પ્રતિદિન ખુલ્લી હવામાં ઓછામાં ઓછા બે કલાક પણ શરીરને સારી પેઠે શ્રમ થાય એવી કસરત કરવાનો નિયમ કદી પણ ન ચૂકવો.

(આશ્વિન-૧૯૬૫ના "મહાકાળ"માં લખનાર સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ૩૦–आचारनी शुद्धि प्रति पाश्चात्य विद्वानोनुं गयेलुं लक्ष्य

પાશ્ચાત્ય ડૉકટરોએ હમણાં પ્રસિદ્ધ કર્યું છે કે, ઘણા મનુષ્યોવડે વપરાતા પીવાના પ્યાલાની કોર ઉપર વ્યાધિને કરનારા કરોડો જંતુઓ (બેકટેરીઆ) વળગી રહે છે; અને તેથી ક્ષય, ટાઇફોઇડ, ઇન્ફ્લુએન્ઝા, જ્વર, શ્લેષ્મ તથા વિવિધ પ્રકારના વ્યાધિઓ પ્રજામાં પ્રસારને પામે છે. ઘણા મનુષ્યોનાં મુખમાં દાંત ઉપર, જીભ ઉપર તથા થુંકમાં અસંખ્ય જંતુઓ હોય છે. તેઓ જ્યારે કોઈ પાત્રવડે જળ, ચ્હા, દૂધ કે એવુંજ કંઇ પીએ છે, ત્યારે પાત્રની જે કોરનો તેમના હોઠસાથે સંબંધ થયો હોય છે, તે કોરની આજુબાજુ લાખો જંતુઓ વળગે છે, અને જે બીજા મનુષ્યો તે પાત્રનો ઉપયોગ કરે છે, તેમના મુખમાં પેસી જઇ તેમને વ્યાધિના ભોગ કરી મૂકે છે. ન્યુયૉર્કનું પ્રજાનું આરોગ્યસંરક્ષક ખાતુ લખે છે કેઃ–મુખ એ શરીરમાં રોગજનક જંતુને પ્રવેશવાનું મુખ્ય દ્વાર છે, અને ઘણા મનુષ્યોથી વપરાતું પીવાનું પાત્ર આ જંતુઓને એક મનુષ્યના મુખમાંથી ઘણાના મુખમાં પ્રવેશવાનું સાધન થાય છે.

એક મનુષ્યે પીધેલા પાત્રને જળવડે ધોવાથી પણ તેની યથાર્થ શુદ્ધિ થતી નથી. આથી પ્રત્યેક મનુષ્ય જ્યાંસુધી જૂદું પાત્ર ન વાપરે ત્યાંસુધી આ જંતુઓનો ભય નિર્મૂળ થવાનો સંભવ ન હોવાથી બૉસ્ટનના લ્યુએલન નામના એક મનુષ્યે કાગળના પ્યાલા હાલમાં શોધી કાઢ્યા છે, અને નિશાળોમાં, હૉસ્પીટલોમાં, નાટકગૃહોમાં, રેલ્વેસ્ટેશનો ઉપર, હૉટેલોમાં અને એવાંજ બીજાં સ્થળો કે જ્યાં એક મનુષ્યને બીજાના પીધેલા પાત્રમાં જળ વગેરે પીવું પડે છે, ત્યાં આ પ્યાલાનો ઉપયોગ થવા માંડ્યો છે. આ પ્યાલામાં એકજ વાર જળ કે જે કાંઇ પીવું હોય તે પીધા પછી તેને ફાડી નાખવામાં આવે છે. ન્યુયૉર્કમાં આ પ્યાલાના ઉપયોગ પછી મરણનું પ્રમાણ ઘટી ગયેલું જણાવવામાં આવે છે.

શુદ્ધિના નિયમો આપણી પ્રજાની ઉચ્ચ જ્ઞાતિઓમાં તો ઘણા પ્રાચીન સમયથી પળાતા આવ્યા છે. એકે પીધેલા પાત્રનો બ્રાહ્મણ વગેરે ઉચ્ચ જ્ઞાતિઓ, તેને યથાર્થ શુદ્ધ કર્યા વિના ફરીને કદી પણ ઉપયોગ કરતી નથી. અંગ્રેજી વિદ્યાના પ્રતાપે આ આરોગ્યપ્રદ આચારનો કેટલાંક વર્ષ થયાં કેળવાયલા વર્ગમાં લોપ થવા માંડ્યો છે, તથાપિ આપણા પ્રાચીન પુરુષોના આચારશુદ્ધિના આગ્રહમાં કેટલું સત્ય રહ્યું છે, તે હવે પાશ્ચાત્ય વિદ્વાનોના બોધથી તેમને સમજાશે ત્યારે, જેને તેઓ આજસુધી વહેમ અથવા જાચાપણું ગણી કાઢે છે, તેને તેમ ગણતાં તેઓને અટકવું પડશે, એ સ્પષ્ટ છે.

વટલાવાને હાલનો કેટલોક કેળવાયલો વર્ગ વહેમ ગણે છે અને તેથી જેની તેની સાથે જમતાં અને જેનું તેનું ખાતાં લેશ પણ સંકોચ ધરતો નથી. પાશ્ચાત્ય વિદ્વાનો જ્યારે તે સંબંધમાં કંઇ નવો પ્રકાશ પાડશે, ત્યારેજ તેને પોતાની ભૂલ સ્પષ્ટ થશે. ગંદાં મનુષ્યોનાં મુખમાં જેમ બેકટેરિયા થાય છે અને તે શારીરિક હાનિ કરે છે, તેમ રાજસ–તામસ વિકારોથી ભ્રષ્ટ મનુષ્યોના આખા શરીરમાંથી રાજસ–તામસ સૂક્ષ્મ પ્રવાહ વહ્યા કરે છે, અને તેથી તેમની સાથે ખાવાપીવાનો સંબંધ રાખનારને માનસિક અને આધ્યાત્મિક હાનિને થવાના સંભવ આવે છે. આથીજ સત્ત્વગુણ જેનામાં પ્રધાન છે, એવી ઉચ્ચ જ્ઞાતિઓએ પોતાનાથી ઉતરતા ગુણવાળી ઉતરતી જ્ઞાતિઓનીસાથે ખાનપાન વગેરેનો સંબંધ ન સેવવાનો આચાર પ્રાચીનકાળથી પળાતો આવ્યો છે.

હાલમાં મોટાં નગરોમાં ચ્હા–કૉફીની ઠેકાણે ઠેકાણે નીકળતી દુકાનો 'બેકટેરિયા'ને ઉછરવાની અને વૃદ્ધિ પામવાની મોટી ખાણો છે. આવી દુકાનોમાં, વીશીઓમાં તથા ઉપાહારગૃહોમાં પાત્રોની યથાર્થ શુદ્ધિ ક્વચિતજ થાય છે; અને તોપણ અસંખ્ય મનુષ્યો કશા પણ વિચારવિના તેવાં પાત્રોનો આંખો મીંચી ઉપયોગ કરે છે.

તેજ પ્રમાણે અંગ્રેજોના અનુકરણથી થોડાં વર્ષોથી 'સોશિયલ ગેધરીંગો'માં, 'ટી પાર્ટીઓ'માં, પ્રીતિભોજનોમાં તથા એવીજ બીજી સમિતિઓમાં આચારશુદ્ધિનો બોરફૂટો બળવા માંડ્યો છે. એકજ રકાબીમાંથી એઠે હાથે લઇ લઇને ઘણા જણે ખાવું, એમાં સ્નેહ વધે છે,

એવું મનાવા લાગ્યું છે. ખાવાના પદાર્થો ભલે ફળ હોય કે મિઠાઇ હોય, તોપણ જે રકાબીને એક કરતાં વધારે મનુષ્યોના ખાધેલા હાથનો સ્પર્શ થાય છે, તે રકાબીના પદાર્થો શુદ્ધ રહી શકતાજ નથી. તે રકાબીમાંથી ખાનાર કેટલાકનાં મોં યથાર્થ દાતણ નહિ કરવાથી ગંધાતાં હોય છે. કેટલાક તમાકુ ખાનાર તથા પીનાર હોવાથી તેમનાં મુખ તેના દુષ્ટ વાસથી માથું ફેરવી નાખે એવાં હોય છે. તપખીર સુંઘનાર કેટલાકનાં આંગળાં તપખીરવડેજ ખરડાયલાં હોય છે. કેટલાકના હાથ, નાક વગેરે મળનાં સ્થાનોના સંબંધથી અત્યંત ભ્રષ્ટ સ્થિતિમાં હોય છે. આવા મનુષ્યોનો સ્પર્શ ખાવાના પદાર્થોને થાય અને તેને સુઘડ મનુષ્ય ખાઇને પોતાની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક શુદ્ધિને રક્ષી શકે, એ ન બની શકે એવું છે.

કેટલાક ઉપરચોટીયા વિચારવાળા મનુષ્યો કહે છે કે, કોઈ હલકી જાતિના મનુષ્યને પિયર્સ સોપથી સ્નાન કરાવી, તથા શુદ્ધ વસ્ત્રને ધારણ કરાવી, તેને તમારી પાસે બેસાડીએ તો તેની સાથે તમે જમો કે નહિ? આવા મનુષ્યો ચામડીની શુદ્ધિનેજ શુદ્ધિ ગણે છે; પણ શુદ્ધિ કંઇ મનુષ્યની ચામડીમાંજ રહી છે, એમ નથી. શુદ્ધિ તો ચામડીથી તે શરીરના સાતે ધાતુપર્યંત તેમજ સૂક્ષ્મ, કારણ તથા મહાકારણ દેહપર્યંતની હોય છે; અને ઉપરથી એક શૂદ્રને સ્નાન કરાવ્યું માટે તેના સાતે ધાતુઓની તથા સૂક્ષ્માદિ દેહોની શુદ્ધિ થઇ ગઈ ગણાતી નથી. ચારે દેહની યથાર્થ શુદ્ધિ સાધી લાવનાર મનુષ્ય સાથે જમતાં કોઇ પણ વિવેકી બ્રાહ્મણ કદી પણ બાધ ગણે તેમ છેજ નહિ; પરંતુ પ્રકૃતિના નિયમો જાણનાર સર્વ સુજ્ઞોને સુસ્પષ્ટ છે કે, ચારે દેહની શુદ્ધિ, એકજ દેહમાં સાધવા કોઇ પણ શૂદ્ર કદી પણ સમર્થ થતો નથી.

આ સ્થળે એક બે બાબત ઉપર સુજ્ઞ વાચકનું લક્ષ ખેંચેલું અયોગ્ય નહિ ગણાય. કેટલાંક માબાપ પોતાનાં છોકરાંને પોતાની સાથે લઇને જમવા બેસે છે, ત્યારે જે હાથે પોતે જમતાં હોય છે, તેજ એંઠે હાથે તેને પણ ખવડાવે છે. પોતાના મોંમાં ઘાલેલા અને પોતાના દૂષિત થુંકથી ભ્રષ્ટ થયેલા હાથથી તેને દાળભાત ચોળી આપે છે. શુદ્ધિના અને આરોગ્યના વિચારથી માબાપનું આ વર્તન અત્યંત વખોડી કાઢવા જેવું છે. બાળકો અજ્ઞાન અને નાનાં રહ્યાં, માટે તમારા ગંધાતા મુખના દુષ્ટ થુંકમાં રહેલા અસંખ્ય જંતુઓ ખાવાને બંધાયલાં નથી. તેમનું રુધિર, ત્વચા વગેરે સર્વે ધાતુઓ તમારા કરતાં અત્યંત શુદ્ધ છે. તેમની જીભ જુઓ, તે કેવી સ્વચ્છ અને લાલ છે; અને તમારી જીભ ઉપર કેવી છારી બાઝી છે, અને તેમાં કેટલાં જંતુઓએ થાણાં જમાવ્યાં છે! ગંગાજળમાં તમારી ખાળકુંડીનું મેલું પાણી ભેળવવાનો તમને શો અધિકાર છે? તમારો નેવું વર્ષનો ડોસો અથવા ડોશી ગળતા નાકથી દાળભાત ખાતાં ખાતાં પોતાના એંઠા હાથથી તમને પોતાના ચોળેલાં દાળભાતના કોળીયા કરી કરીને પ્રેમથી ખવડાવે તો તમે ખાશો કે ? શામાટે ત્યારે તમે તમારાં બાળકસાથે તેવું નિંદ્ય આચરણ કરો છો, અને તેના અજ્ઞાનનો તથા પરવશતાનો ખોટો લાભ લો છો? તમારે તેને ખવડાવવું હોય તો સ્વચ્છ હાથથી પ્રથમ તેને ખવડાવી લો, અને પછી તમે ખાઓ; પરંતુ તેના આરોગ્યને ખાતર તમારૂં થુંક અને તેમાં ભળેલા જંતુઓ તેને ન ખવડાવો; કારણ કે તમારૂં બાળક એ મનુષ્ય છે. કાંઇ કીડા કે મળને ખાનાર કાગડો કે કાબર નથી.

કેટલીક જ્ઞાતિઓમાં એકજ થાળમાં ચાર અથવા પાંચ જણ ભેગા જમવા બેસે છે, તથા એકજ પાત્ર એકજ ગોળીમાં બોળીને તેજ પાત્રે સઘળા પાણી પીએ છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિની એંઠી થાળીમાં તથા કેટલાક શિષ્યો પોતાના ગુરુની એંઠી થાળીમાં જમવામાં લાભ સમજે છે. સ્ત્રી કરતાં પતિ અધિક શુદ્ધ હોય, અને ગુરુમાં ગુરુનાં લક્ષણો હોય તો આ પ્રકારના વર્તનથી લાભ થવો સંભવ છે; પરંતુ તેમ જો નથી હોતું તો તેવું વર્તન ભાગ્યેજ લાભપ્રદ થાય છે. પ્રસંગે આરોગ્યના નિયમનો ભંગ થવાથી હાનિ પણ થાય છે. પ્રસંગે જો શ્રદ્ધાનું પ્રમાણ અધિક હોય છે તો હાનિનું નિવારણ થઇને લાભ થવાનો સંભવ પણ આવે છે.

જે જ્ઞાતિઓમાં થાળીઓમાં જમવાનો રિવાજ છે, તે રિવાજ પણ ઉપરનાં કારણોથી પસંદ

કરવા યોગ્ય નથી. જ્ઞાતિની થાળીઓની યથાર્થ શુદ્ધિ કદી પણ થતી નથી. તેને ગમે તેટલી ધોવા છતાં પણ તે ચીકણીજ રહે છે. આ થાળીઓની કોરો વગેરે ભાગોમાં સૂક્ષ્મદર્શક યંત્રથી જોનારને 'બેકટેરિયા' નાં લશ્કરનાં લશ્કર દૃષ્ટિએ પડયા વિના રહે તેમ નથી. થાળી કરતાં સ્વચ્છ પત્રાળાં અથવા કેળના સ્વચ્છ પત્રમાં જમવું ઉત્કૃષ્ટ છે.

પ્રત્યેક મનુષ્યે ઘેર તથા બહાર પોતાનું જમવાનું તથા જળ પીવાનું પાત્ર જૂદું રાખવું યોગ્ય છે.

(આશ્વિન-૧૯૬૫ના "મહાકાળ"માં લખનાર સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ૩૧–બળનો ક્ષય શાથી થાય છે તથા તે શી રીતે અટકે છે?

કેટલાક મનુષ્યો પુષ્કળ કામ કરે છે, તોપણ કોઈ જાણતું હોતું નથી; અને કેટલાક મનુષ્યો થોડું કામ કરે છે, પરંતુ એટલી ધાંધલ મચાવી મૂકે છે કે આજુબાજુના મનુષ્યોને પણ તેથી ઘણો ત્રાસ થાય છે.

પ્રત્યેક ક્રિયામાં બળનો ક્ષય થાય છે, એ આપણે ભૂલી જવું જોઇતું નથી. બળના ક્ષયના બદલામાં જો કોઈ ઉપયોગી કાર્ય આપણે સાધીએ છીએ તો તો કરેલો ક્ષય સાર્થક છે, પણ 'ટકાની ડોશી ને ઢબુ મુંડામણુ' એ કહેવત પ્રમાણે બળના ક્ષયના પ્રમાણમાં સાધવા જેટલું ઉપયોગી કાર્ય આપણે સાધતા નથી, ત્યારે તેવો ક્ષય હાનિજ કરે છે.

મૂલ્યવાનમાં મૂલ્યવાન વસ્તુના કરતાં પણ બળ વધારે મૂલ્યવાન છે, અને તેથી તેને આપણે કાંકરાની પેઠે ખર્ચી નાખવું યોગ્ય નથી. જ્યાં પાંચ વાકયો બોલવાની જરૂર હોય ત્યાં પાંચસેં વાક્યો બોલી નાખવાં, જ્યાં હાથને સહજ હલાવવાની જરૂર હોય, ત્યાં આખું શરીર હલાવી નાખવું અને આવા ને આવા સેંકડો વ્યાપારો કરવા, એ બળનો નકામો ક્ષય છે; અને તોપણ હજારો મનુષ્યો નિત્ય આમજ કરે છે.

પ્રત્યેક ક્રિયા, પછી તે શરીરની, વાણીની કે મનની હોય-ગમે તે હોય, તોપણ તે ઉદ્દેશપૂર્વક કરો. ઉદ્દેશવિના શરીરના એક પણ અવયવને ગતિમાં ન મૂકો, ઉદ્દેશવિના એક પણ શબ્દને ન ઉચ્ચારો અને ઉદ્દેશવિના એક પણ વિચારને ન કરો.

બાળકના શરીરમાં બળનું પૂર એટલું બધું ઉભરાઈ જાય છે કે તેને કંઇ ને કંઈ ક્રિયા કરવાનું જોઇએ છે. તેનાથી એક ક્ષણ વાર જંપીને બેસી રહેવાતું નથી. નાયગરાના ધોધની પેઠે તેના બળનો પ્રવાહ નકામો વહી જાય છે. બુદ્ધિમાન માબાપનું કામ તેને સન્માર્ગે વાળવાનું છે, તેને યોગ્ય દિશામાં વાળીને તેની પાસે ઉપયોગી કામ કરાવવાનું છે. બાળપણમાં આ પ્રમાણે બળનો વ્યર્થ ક્ષય કરનાર બાળકોને મોટપણે પણ તે ટેવ કાયમજ રહે છે. તેઓ મોટપણે પારવિનાની નકામી ક્રિયાઓ કરે છે અને બળના ક્ષયવડે નિઃસત્વ થઇ જાય છે.

સખ્ત મહેનત કરવાથી કોઇ મનુષ્ય આજસુધી મરી ગયો નથી, પણ નકામી ક્રિયા કરવાથી સેંકડો મનુષ્યો મરી ગયા છે, અને મરી જાય છે, નકામી ક્રિયા કરવામાં બળનો જેટલો ક્ષય થાય છે, તેટલો સખ્ત મહેનત કરવામાં થતો નથી. નિયમિત રીતે સખ્ત મહેનત કરનારને નકામા વિચારો કરવાનો અવકાશ મળતો નથી; સખ્ત મહેનત ન કરનારનેજ વિચારોનાં કોકડાં કાંતવાનો વખત મળે છે અને વિચારોનાં કોકડાં બળરૂપી રુધિરને ચૂસી જનાર મહારાક્ષસ છે.

'હું કોણ છું' એવું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રાચીનકાળથી ઉપદેશ અપાતો આવે છે, પરંતુ આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું, એટલો મર્યાદાવાળો અર્થજ આ ઉપદેશનો સર્વત્ર કરાતો જોવામાં આવે છે. આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાની કંઈ ના નથી, તે પ્રાપ્ત કરવાની અત્યંત અગત્ય છે; પણ આપણો સમાવેશ કંઇ એકલા આત્મામાંજ થતો નથી. આપણને શરીર તથા મન પણ વળગેલાં છે. આ બેને વિસારે મૂકી, એકલા આત્માને શોધવા જતાં આપણે ક્વચિતજ વિજયી થઇએ છીએ. શરીરને તથા મનને ન જાળવનાર તથા તેમને ઉચ્ચ પ્રકારના બળથી યુક્ત ન રાખનાર કયો

મનુષ્ય આત્માને શોધવા સમર્થ થઈ શકે એમ છે? ખાટલામાં સડતા રોગીઓ કે જડ મતિના ગામડીઆઓ કંઈ આત્મજ્ઞાનના અધિકારી થઇ શકતા નથી. હુંમાં શરીર તથા મન પણ આવી જાય છે, અને તેથી તેમનું સ્વરૂપ જાણવાની, તેઓ શાથી ઉત્તમ પ્રકારનાં રહે છે અને શાથી નિકૃષ્ટ પ્રકારના થાય છે, શાથી તેઓનું બળ વધે છે અને શાથી તેઓ નિઃસત્ત્વ થાય છે, એ વગેરે અનેક બાબતો મનુષ્યે જાણવાની જરૂર છે; શરીર કેવું છે અને તેને શું જોઇએ છે, એ જેમ આપણે જાણવાની જરૂર છે, તેમ મન કેવું છે અને તેની ઉન્નતિના તથા અવનતિના કયા હેતુ તથા સાધનો છે, તે પણ જાણવાની તેટલીજ જરૂર છે; પરંતુ આજે પરમાર્થને સાધનારા આ બે બાબતો ઉપર ક્વચિતજ ધ્યાન આપે છે. આવું ધ્યાન આપવું, તેને તેઓ પરમાર્થથી ભ્રષ્ટ થવું સમજે છે. વસ્તુતઃ તો આવું ધ્યાન ન આપનારાઓજ પરમાર્થથી ભ્રષ્ટ રહેલા હોય છે. રેતીના પાયાવાળા મકાન ઉપર સાત માળ બાંધી સાતમે માળે આવતી પવનની મીઠી લહરિઓનો નિરાંતે આનંદ લેવાના તેઓ ઉત્સુક હોય છે.

શરીરમાં બળ ક્યાં ઉત્પન્ન થાય છે તથા કેવી ક્રિયાઓથી તેનો નાશ થાય છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરો. મન એ શું છે, તેના કયા વ્યાપાર સુખના હેતુ છે અને કયા દુઃખના હેતુ છે, કયા બળને વધારનારા છે અને કયા બળનો ક્ષય કરનારા છે, તે જાણો. શ્વાસ લેવાની કળા સિદ્ધ કરો. શ્વાસ લેતાં અને મૂકતાં બરાબર નથી આવડતો તો કેવી હાનિ થાય તે તમારૂં આત્મજ્ઞાન તમને શીખવવાનું નથી. તે બરાબર આવડ્યા વિના ગીતાની કે પંચદશીની આવૃત્તિઓ કર્યા કરવાથી આત્માના પ્રદેશસુધી પહોંચવાની જો તમે આશા રાખી હશે તો તે વેવલાં છે, એમ જાણજો. ખાવાનું પણ હજી તમારે શીખવાનું છે, એ તમે જાણો છો? આ તમારી વ્યાસની માણ જેવું પેટ શાથી થયું છે, એ તમે જાણો છો? કેમ ખાવું, શું ખાવું, ક્યારે ખાવું, કેટલું ખાવું–એ ન જાણવાથી પુરુષ છતાં તમારે સગર્ભા સ્ત્રીનો અવતાર ભોગવવો પડે છે. 'હું કોણ છું' એ પ્રશ્નનો ઉત્તર 'હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું' એવો, પ્રસન્ન થતા થતા તમે આપો છો, અને સ્વરૂપસંબંધમાં હવે મને લેશ પણ ભ્રાન્તિ થતી નથી, એમ જેને તેને કહો છો; પણ જમ્યા પછી તમારા પેટમાં વીંછુઆચુંથા થાય છે, પ્રસંગે તમારે લોટા ભરવા પડે છે, પ્રસંગે કંઈ ધૂળધમાસ ફાકવું પડે છે, તેના ઉપાયનું તમને લેશ પણ જ્ઞાન નથી, અને પેટના શૂળ આગળ તમે ગરીબ ગાય જેવા થઇ જાઓ છો, એમ શાથી થાય છે? એનો તમે કોઈ દિવસ વિચાર કર્યો છે? ખાવાની કળાનું અજ્ઞાન હોવાથી તમારી આ દુર્દશા થઈ છે. તમે આવી કળાઓના જ્ઞાનને ભલે બંધનકર્તા માનતા હો, પણ હાલ તો તેનું અજ્ઞાનજ તમને આત્માનું 'નિર્ભ્રાન્ત જ્ઞાન' હોવા છતાં બંધનમાં રાખે છે, એ સુપ્રસિદ્ધ છે.

વિદ્વાનોએ એવો નિર્ણય કર્યો છે કે, ખાવાની કળાનું જ્ઞાન ન હોવાથી મનુષ્યો પોતાના બે તૃતીયાંશ બળનો વ્યર્થ ક્ષય કરી નાખે છે.

ઉંઘવાની પણ એક કળા છે, પણ તેનું પણ કેટલા થોડાને જ્ઞાન છે! રાત્રે સારી ઉંઘ ન આવવાથી આપણને બળની કેટલી બધી હાનિ થયેલી ભાસે છે! લગભગ બધાજ મનુષ્યો એવું માને છે કે, ખાવાથી શરીરમાં બળ આવે છે, અને તેથી તેઓ આંખો મીંચીને ખા ખા કરે છે તથા વધારે ખવાય તો વધારે બળ આવે, એમ માની, વધારે ખાઇ શકાય એવા ઉપાયોને જ્યાં ત્યાં શોધના કરે છે; પણ ખાવાથી શરીરમાં જરા પણ બળ આવતું નથી, એ વાત જો તેઓએ શરીરનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો હોત તો તેઓ જાણ્યાવિના ભાગ્યેજ રહ્યા હોત. બળ ખાવાથી નથી આવતું, પણ ઉંઘવાથી આવે છે. મનુષ્યને પુષ્કળ ખાવાનું આપવામાં આવે, પણ જો તેને એક ક્ષણ ઉંઘવા દેવામાં ન આવે તો તે દુર્બળ થઇને મરી જવાનો.

ખાતાં શીખો, શ્વાસ લેતાં શીખો, ઉંઘતાં શીખો, બળનો સંચય કરતાં શીખો.

**હવા એ આહાર છે, હવા એ પ્રોત્સાહન છે, હવા એ આરોગ્ય છે, હવા એ ઉત્પાદક સામર્થ્ય છે અને હવા એ સર્વ પ્રકારના આધિ તથા વ્યાધિને ટાળનાર અમૃતરસ છે.**

પુષ્કળ હવાને શ્વાસમાં લેવાથી બળનો ક્ષય થતો નથી, પણ ઉલટી બળની વૃદ્ધિ થાય છે; પરંતુ પુષ્કળ ખાવાથી તો બળનો ક્ષય થાય છે, અને શરીરમાં રોગ કરનાર વિષની ઉત્પત્તિ થાય છે. જરૂર કરતાં એક ગ્રાસ સરખો પણ વધારે ખાવાથી બળનો ક્ષય છે, એ શાસ્ત્રના પારને પામેલા વિદ્વાનો પણ જાણતા હોતા નથી; એનું કારણ એ કે, શરીરનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું મનુષ્યનું, આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા જેટલુંજ કર્તવ્ય છે, એ તેઓએ જાણેલું હોતું નથી.

ખાવામાં મિતાહારી થાઓ અને યોગ્ય પદાર્થોનેજ જઠરમાં નાખો, અને વ્યાધિની ફરિયાદ કરવાનું તમારે કશુંજ કારણ નહિ રહે. મિતાહારી થવાથી શરીરના બળનો ક્ષય થતો નથી, અને આ બળ કોઇ પણ વ્યાધિને શરીરમાં પ્રકટવા દેતું નથી; પણ મિતાહારી એટલે શું? સોમાં નવ્વાણું મનુષ્યો પોતાને મિતાહારી માને છે, પણ સઘળાજ અમિતાહારી હોય છે. તમે જો મગજની મહેનત કરનારા હશો તો હાલ તમે જેટલું ખાઓ છો તે તમારે જેટલું ખાવું જોઇએ, તેના કરતાં પાંચગણું અથવા સાતગણું વધારે છે; અને જો તમે શારીરિક મહેનત કરનારા હશો તો હાલ તમે જેટલું ખાઓ છો તે તમારે જેટલું ખાવું જોઇએ, તેના કરતાં બમણું અથવા ત્રમણું વધારે છે. તમને આ વચન તદ્દન ગાંડાઇભરેલું લાગે છે, નહિ વારૂ? પરંતુ તે સત્ય છે. શારીરશાસ્ત્રથી તે સિદ્ધ થયેલું છે, અને તમે ઉત્તમ આરોગ્ય ભોગવતા નથી, અને થોડે થોડે દિવસે કોઈ ને કોઈ વ્યાધિની ફરિયાદ કરો છો, એ તેનું સબળ પ્રમાણ છે.

વિચારના સંબંધમાં પણ આ પ્રમાણેજ બળનો ક્ષય કરતા અટકો. નજરમાં આવે તેવા વિચારો ન કરો. કોઈ યોગ્ય માર્ગમાં, ઉદ્દેશપૂર્વક વિચારને વાળ્યા કરો અને પ્રતિદિન તમારામાં બળની વૃદ્ધિ થયેલી તમને સમજાશે.

પથારીમાં માંદા પડીને ત્રણ ચાર મહિના પડ્યા રહેવા કરતાં અથવા માંદા પડીને હવાફેરને માટે લાનોલી, માથેરાન કે ડુમસ બે ત્રણ મહિના જવા કરતાં દરરોજ ખુલ્લી હવામાં ફરવા જાઓ, સાત-આઠ કે દસ માઇલ ચાલો, દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરો અને બળથી શરીરને ભરો.

સ્મરણમાં રાખો કે, રાત્રે દસ વાગે ભજીયાં, પુરી, ચેવડો, બરફી, પેંડા, જલેબી, ચાહા, કૉફી, દૂધ આઇસ્ક્રીમ, તમાકુ, દારૂ કે એવીજ બીજી વસ્તુઓથી જઠરને તડાતુમ કરવાથી અને પછી બીજે દિવસે અગિયાર વાગતાં સુધી ઉંઘ્યા કરવાથી શરીરમાં બળ આવતું નથી. આ સર્વ બળનો ક્ષય થવાના માર્ગ છે.

શરીરના અને મનના સ્વરૂપનો અભ્યાસ કરી, શાથી તેઓની ઉન્નતિ થાય છે, તે જાણો: અને પછી નિયમિત વર્તન કરી બળવાન થાઓ. ત્યારેજ તમે, જે આત્મજ્ઞાનની શાસ્ત્રમાત્ર સ્તુતિ કરે છે, તેના અધિકારી થશો અને તેને પ્રાપ્ત કરી સર્વોત્કૃષ્ટ પદમાં વિરાજશો.

(ભાદ્રપદ-૧૯૬૬ ના "મહાકાળ"માં લખનાર સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)



# ૨૨-जठर उपर कराता अत्याचारना अनर्थो

અત્યાચાર અથવા કોઇ પણ કામમાં હદબહાર જવાથી અનેક હાનિઓ થાય છે. અનેક વિષયોમાં મનુષ્યો આજે હદબહાર જાય છે, પરંતુ ખાવામાં તેઓ જે અત્યાચાર કરે છે, તેના આગળ બીજા સઘળા અત્યાચાર ઝાંખા પડી જાય છે. એવો કોઇકજ મનુષ્ય હશે, કે જે પોતાના શરીરને જેટલા પોષણની અગત્ય છે, તેના કરતાં વધારે નહિ ખાતો હોય. ભોજનની થાળી ઉપર વિદ્વાન કે અવિદ્વાન જ્યારે બેસે છે, ત્યારે તે ખાવાનો હેતુ શરીરને પોષણ આપવાનો છે, એ વાત કેવળ વિસરી જાય છે. જઠરમાંથી અન્ન પાછો ઉછાળો મારે છે ત્યાંસુધી તે આઘું-પાછું જોયા વિના આડે હાથે ઝાપટે છે. તે શરીરને પોષવા ખાતો નથી, પણ જીભને સંતોષવા ખાય છે. હદ ઉપરાંત ખાવાથી તે પોતાના શરીરના બળનો ક્ષય કરે છે, અને પોતાના અર્ધોઅર્ધ આયુષ્ય ઉપર પૂળો મૂકે છે. હદ ઉપરાંત ખાવાથી તે પોતાની કામ કરવાની શક્તિઓને હણી નાખે છે, અને વિવિધ વ્યાધિઓને પોતાના શરીરમાં સ્થાપી નિવાસ કરવાને આમંત્રણ આપે છે.

ડૉક્ટરો અને વૈદ્યોની દવા ખાનારા હજારો રોગીઓમાં સેંકડે ૯૫ મનુષ્યો હદ ઉપરાંત ખાનારા હોય છે. હદ ઉપરાંત ખાવું એ જબરૂં પાપ છે, અને આ પાપથી બચનારા કોઈ વિરલાજ નજરે પડે છે. સાજા મનુષ્યો જેમ આ પાપમાં ડૂબેલા રહે છે, તેમ માંદા મનુષ્યો પણ તેમાં ડૂબેલા રહે છે. સ્ત્રીઓ જેમ તેમાં પચેલી રહે છે, તેમ પુરુષો પણ રહે છે! વૃદ્ધો અને બાળકો પણ તેથી મુક્ત હોતાં નથી. જગત રોગથી, વિવિધ દુઃખોથી અને મરણથી ભરેલું હવે જોવામાં આવે એમાં શું આશ્ચર્ય છે!

કેટલાક પોતાના પેટને ચ્હા અને કૉફીના ઝેરી ઉકાળાની ટાંકીઓજ બનાવે છે; કેટલાક પોતાનાં ફેફસાં અને શ્વાસનલિકાને તમાકુનો ધૂમાડો ભરવાનાં અને કાઢવાનાં ભુંગળાંજ બનાવે છે; કેટલાક પોતાનાં મુખને પાન અને સોપારીના કુચા કચરવાની ખાંડણીઓજ બનાવે છે; કેટલાક પોતાના નાકને અને મગજને તપખીર ભરવાની શીશીઓજ બનાવે છે અને કેટલાક પોતાની કંઠથી તે પાયુપર્યંતની અન્નનલિકાને વિવિધ આચર-કુચરને ઠાંસી ઠાંસીને ભરવાની ઉભી કોઠીઓજ બનાવે છે. આવા અત્યાચારમાં યથાર્થ આરોગ્યનું શી રીતે સંરક્ષણ થાય, દીર્ઘ આયુષ્ય શી રીતે પ્રાપ્ત થાય અને માનવદેહનાં કર્તવ્યો શી રીતે યથાવિધિ સધાય?

હદ ઉપરાંત કામ કરવું, એ પણ અત્યાચાર છે. મોડી રાત સુધી જાગવું અને ઉજાગરા કરવા, એ પણ અત્યાચાર છે. માસમાં એક વાર કરતાં અધિક વાર બ્રહ્મચર્યનો ભંગ કરવો, એ પણ અત્યાચાર છે. આ સર્વ અત્યાચાર મનુષ્યને દુઃખનોજ ભોક્તા કરે છે.

જરૂર જેટલુંજ ખાતાં શીખો. શરીરરૂપી યંત્ર ઉત્તમ પ્રકારે શી રીતે ચાલે છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરો. શું ખાવું, કેટલું ખાવું, ક્યારે ખાવું અને કેવી રીતે ખાવું, તે પ્રયત્નથી જાણો. શરીરની તમારે બહુ અગત્ય છે. તે બહુ મોંઘું છે. દુરુપયોગવડે તેનો સત્વર નાશ કરી નાખવા તે મળ્યું નથી, પણ તે વડે તમારૂં તથા અન્યનું સર્વોત્તમ કલ્યાણ તમે સાધો, તે માટે તે તમને મળ્યું છે. જીભના સ્વાદમાટે બે વાર કે ચાર વાર, જેમ ગધેડા ઉપર બોજો લાદવામાં આવે, તેમ પેટમાં આહારનો બોજો ન ભરો. એથી જઠર વગેરે જીવનસંરક્ષક અવયવો ઘસાઇ જાય છે અને તે ઘસાતાં તમે પોતે ઘસાઇ જાઓ છો, માટે અધિક ખાઇને પોતાના પગ ઉપરજ કુહાડો ન મારો.

ખાવાપીવામાં મિતાહારી થવાથી, તેમજ બીજી બધી બાબતોમાં મર્યાદામાં રહેવાથી તમે સુદૃઢ આરોગ્યને તથા દીર્ઘ આયુષ્યને પ્રાપ્ત કરશો; એટલુંજ નહિ પણ બીજી અનેક બાબતોમાં તમે ઉન્નતિને પ્રાપ્ત કરશો. કારણ કે સઘળા પ્રકારની ઉન્નતિનો પાયો યથાર્થ આરોગ્ય છે.

( શ્રાવણ-૧૯૬૪ના "મહાકાળ"માંથી )

# ૩૩—नेवुं दिवसनो मि. रिचर्ड फॅासेलनो उपवास

ઉપવાસ એ વિવિધ વ્યાધિને મટાડવાનો એક અત્યંત સમર્થ ઉપાય છે. એ સંબંધમાં મહાકાલમાં દશ–બાર વર્ષથી પ્રસંગોપાત લેખો આવતાં છતાં જ્યાંસુધી 'સ્ટેટ્સમૅને' વિશ્વપ્રસિદ્ધ વિદ્વાન યુપટન સિન્કલેરનો તે સંબંધી લેખ પોતાના પત્રમાં થોડા માસ ઉપર પ્રકટ કર્યો ન હતો, ત્યાંસુધી આ દેશમાં પ્રજાનો વિદ્વાન તથા અવિદ્વાન વર્ગ, મોટે ભાગે કેવળ અંધકારમાંજ રહ્યો હતો. થોડા માસ થયાં આ વિષયસંબંધમાં વિવિધ સ્થળે જિજ્ઞાસા જાગ્રત થઈ છે, અને રોગ નિવારવાના આ અમોઘ ઉપાયનો ઘણા લાભ પણ લેવા લાગ્યા છે.

પાશ્ચાત્ય પ્રજામાં અનેક મનુષ્યો લાંબા ઉપવાસ કરે છે, પરંતુ નેવુ દિવસ જેટલો લાંબો ઉપવાસ કરનાર તો મિ. ફૅાસેલજ પ્રથમ છે. ઉપવાસ કરવાનો તેનો હેતુ તેને થયેલો જળોદરનો વ્યાધિ મટાડવાનો અને તેના શરીરનું વજન ઘટાડવાનો હતો. તેના આ બંને હેતુ સફળ થયા છે, તેનો વ્યાધિ મટી ગયો છે અને તેનું વજન ૭૦ રતલ ઓછું થયું છે. ઉપવાસ કરવા પહેલાં મિ. ફૅાસેલનું વજન ૨૯૭ રતલ હતું. ચાળીસ દિવસના ઉપવાસ થયા ત્યાંસુધી તે દરરોજ સરાસરી બારથી પંદર માઇલ ચાલતો, અને ચંપી કરાવતો તથા તેની એક ખાસ કસરત કરીને ઠંડા પાણીથી ચાર પાંચ મિનિટમાં સ્નાન કરી લેતો. વળી દરરોજ તે અર્ધા કલાકથી એક કલાકસુધી તળાવમાં તર્યા કરતો. તે નિત્ય સરાસરી પાંચથી ૭ પ્યાલાં જળ પીતો; તે વિના બીજું કશું ખાતો ન હતો.

આ બધા દિવસોમાં તેને દરરોજ દસ્ત થતો હતો. તે ઉપરાંત વળી મળ નીકળી જવાને માટે તે અર્ધા ખાટા લીંબુને એક પ્યાલા પાણીમાં નીચોવી સવારે તથા સાંજે પીતો. પ્રસંગોપાત તે રૂબાર્બના એક કકડાને લીંબુને બદલે ચૂસતો, અને તેના કૂચા થુંકી નાખતો.

નેવુએ દિવસ તેને ઘણી સારી ઉંઘ આવી હતી, માત્ર પહેલા અઠવાડીઆમાં તેને ભૂખનું દુઃખ જણાયું હતું; પણ ત્યાર પછી ઉપવાસ પૂરા થતાંસુધી તેને ભૂખનું કષ્ટ જણાયું નથી.

ચાળીસ દિવસ પછી નિત્ય આળસુ બેસી રહેવાનો કંટાળો ઉપજવાથી તેણે એક આરોગ્યશાળામાં રોગીઓને પીરસવાની નોકરી લીધી. આ નોકરીમાં તેને પ્રસંગોપાત જૂદા જૂદા ખાવાના પદાર્થો કેવા થયા છે તે ચાખવા પડતા, પણ તે ચાખીને તેમને થુંકી નાખતો. એક કણ પણ ગળે ઉતારતો નહિ. માત્ર એક બે પ્રસંગે થોડા કણ અકસ્માત્ તેના ગળામાં ઉતરી ગયા હતા, પણ આથી તેને પેટમાં બહુ વ્યથા થઈ આવવાથી ઉલટીવડે તત્કાળ તે બહાર કાઢી નાખવામાં આવ્યા હતા. ઉપવાસના ઓગણસાઠમા દિવસે તેણે અખાડામાં આશરે દશ મિનિટસુધી કુસ્તી કરી હતી, અને પચાસથી પોણોસો રતલ વજનના ડમ્બેલવડે તથા ભારે વજનની ખુરશીઓ ઉંચકીને આશરે દશ મિનિટ કસરત કરી હતી. પછી તે પાકશાળામાં તે નોકરી કરતો હતો, તે ઉપરાંત નિત્ય એકથી બે કલાક ફરવાની કસરત કરતો. ઉપવાસના સિત્તેરમા દિવસસુધી તેનું વજન દરરોજ એક રતલ ઘટતું હતું. ત્યાર પછી તે ઘણુંજ ધીમે ધીમે ઘટવા લાગ્યું હતું.

છેલ્લા દિવસોમાં લીંબુની સાથે તેનાથી પાણી પી શકાતું નહિ. નેવુમે દિવસે જ્યારે તેણે ઉપવાસ ભાગ્યો, ત્યારે તેણે અર્ધી નારંગી અર્ધા પ્યાલા પાણીમાં નીચોવીને પીધી હતી; પણ ઉલટી થઇને તે નીકળી ગઇ હતી. આ પ્રમાણે ઉપવાસ છોડયા પછી પહેલા ત્રણ ચાર દિવસ તેનું જઠર જરા પણ ખોરાકને ગ્રહણ કરી શકતું ન હતું. ત્યારપછી પાણી ભેળવેલો ફળનો રસ તે પી શકવા લાગ્યો. તેનું પ્રમાણ દશ દિવસસુધી વધારવામાં આવ્યું હતું. ઘન ખોરાક ખાવા પહેલાં તે દરરોજ સ્પિનાકના રસના થોડા ઘુંટડા પીતો અને પછી ખાતો. સૌથી પ્રથમ ઘન ખોરાકમાં તેણે સ્પિનાકનેજ રાંધ્યાવિના ખાધું હતું. આ પછી થોડા દિવસે તે પહેલાંની માફક ખાવા શક્તિમાન થયો હતો.

ઉપવાસના દિવસો દરમિયાન પગમાં, કેડોમાં અને હાથમાં પચાસમે દિવસે તેને વાયુની ચસકો જણાઇ હતી, પણ થોડા દિવસમાં તે મટી ગઈ હતી. ત્યારપછી એક અઠવાડીઆસુધી તેના નાકમાંથી લોહી પડયા કર્યું હતું. સાઠમે દિવસે તેને દારૂ પીવાની પ્રબળ ઇચ્છા થઇ આવી હતી. ત્રણ દિવસ પછી તે નાશ પામી હતી. વળી તે પછી એક અઠવાડીએ તેને તમાકુ પીવાની પ્રબળ ઇચ્છા પ્રકટી હતી, તે પણ ત્રણ દિવસે શમી ગઇ હતી.

મિ. ફૅાસેલે આ ઉપવાસ કુશળ આરોગ્યશાસ્ત્રીઓની દેખરેખનીચે કર્યા હતા. બીજાએ આવી હિંમત ધરતા પહેલાં ઉપવાસસંબંધી સબળી માહિતી મેળવવી જોઇએ. ("મહાકાળ"માંથી)

# ३४–मिताहार आरोग्यने आपे छे तथा आयुष्यने वधारे छे.

આ જગતમાં મનુષ્યોના મોટા ભાગના બળનો બે બાબતમાં ભારે ક્ષય થતો જોવામાં આવે છે. એક તો ઉદરમાં નાખવા માટે આહારને મેળવવામાં અને બીજી, ઉદરમાં નાખેલા તે આહારના પદાર્થોનું શરીરમાં જ્યારે ઝેર થાય છે, ત્યારે તે ઝેરને શરીરમાંથી બહાર કાઢી નાખવાને માટે વૈદ્યોને તથા ડૉક્ટરોને આપવાના પૈસા પેદા કરવામાં.

મનુષ્યોને થતા વ્યાધિઓમાંથી સેંકડો નવ્વાણું વ્યાધિઓ અયોગ્ય ખાનપાનને ગ્રહણ કરવાથી અને જેટલું ખાવું જોઇએ તેના કરતાં વધારે ખાવાથી થાય છે.

રોગ શાથી થાય છે, તેનું સામાન્ય જ્ઞાન જો મનુષ્યપ્રજાને થાય તો પ્રત્યેક મનુષ્ય પૂરાં સો વર્ષ પૂર્ણ આરોગ્ય અને દુઃખવિનાની સ્થિતિને સુખપૂર્વક ભોગવે.

ઈટલીમાં લુઇ કૉર્નેરો નામનો એક પુરુષ થોડાં વર્ષ ઉપર થઈ ગયો છે. તે ૧૦૪ વર્ષસુધી જીવ્યો હતો. ૮૩ વર્ષની ઉંમરે તો તેણે ગ્રંથો લખવા માંડ્યા હતા. તેનું આરોગ્ય ઘણુંજ ઉંચા પ્રકારનું હતું. જ્યારે તે મરી ગયો ત્યારે જેમ કોઈ નાનું બાળક ઉંઘી જાય તેમ કશી પણ વેદનાવિના મરી ગયો હતો.

ચાળીસ વર્ષની ઉંમરે તેના શરીરમાં રોગ એટલો બધો વ્યાપી ગયો હતો કે તે જીવશે કે કેમ, તેનો સર્વને સંશય હતો. જન્મથીજ તેનું શરીર બહુ નાજુક અને નબળા બાંધાનું હતું; અને શ્રીમાનને ઘેર જન્મેલો હોવાથી તથા પુષ્કળ સંપત્તિ હોવાથી, ઘણા શ્રીમંતો જેમ વિવિધ પ્રકારના મોજશોખ કરવાનો પોતાનો હક્ક ગણે છે, તેમ તેણે પણ મોજશોખમાં ઝંપલાવ્યું હતું; અને તેનું પરિણામ એ આવ્યું હતું કે તે એક નહિ પણ અનેક મોટા રોગોથી પીડાતો હતો.

અને તોપણ પોતાની ખરાબ ટેવો છોડી દેવાથી તથા પોતાની જીભને અંકુશમાં રાખવાથી તે મરણપથારીમાંથી બેઠો થયો, એટલુંજ નહિ પણ તેણે સુદૃઢ આરોગ્યને તથા મનની શાંતિને પ્રાપ્ત કરી, અને સો કરતાં વધારે વર્ષ જીવ્યો.

'દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાની કળા' એ નામનું તેના વિવિધ લેખોનું એક પુસ્તક પ્રકટ થયું છે. આ પુસ્તકમાં મિતાહારનું પ્રકરણ તેણે ૮૩ વર્ષની ઉંમરે અને એક બીજું પ્રકરણ ૮૬ વર્ષની ઉંમરે લખ્યું હતું.

કૉર્નેરો લખે છે કે, થોડું અને ડહાપણથી ખાવાથી મનુષ્યનું આયુષ્ય વધે છે, અને આ નિયમનો કોઇ દિવસ જરા પણ ભંગ ન કરનારને અકસ્માત્ આવી પડતાં દુઃખોથી પણ ઘણીજ થોડી અસર થાય છે. આ વચનને સાબીત કરવાને માટે તે પોતાનું ઉદાહરણ ટાંકે છે. તે કહે છે કે, ઘણી મોટી ઉંમરે ગાડી ઉંધી પડવાથી મારા માથામાં તથા પગમાં પુષ્કળ વાગ્યું; પરંતુ મારા પગનું લંગડાપણું તથા મને થયેલા ઘા એટલા તો થોડા વખતમાં મટી ગયા કે ડૉક્ટરો તેને એક ચમત્કાર ગણવા લાગ્યા.

કૉર્નેરો આખા દિવસમાં બરાબર પોણોશેર આહારને ગ્રહણ કરતો. પ્રવાહી પદાર્થ તે પોણોશેર ને નવટાંક લેતો. તે એક ટંકમાં એકજ જાતનો ખોરાક લેતો. તે ફળ ખાતો ન હતો, કારણ કે તે તેને માફક આવતાં ન હતાં. તે એવું કહેતો કે, પ્રત્યેક મનુષ્યે પોતાના શરીરને કયો ખોરાક અનુકૂળ આવે છે, તે પ્રયોગવડે નક્કી કરી લેવું, અને પછી તે ખોરાકને ઘણાજ ઓછા પ્રમાણમાં ખાવો. માત્ર એક દિવસ ઓછો ખાવો એમ નહિ પણ હમેશાંજ એમ કરવું.

તે કહે છે કે "સંસારમાં જીવવું એ કેટલું રમણીય છે, એ જ્યાંસુધી હું ઘરડો થયો ન હતો ત્યાંસુધી મને સમજાયું ન હતું. જે સાચી શાંતિ અને સુખ હું ભોગવું છું, તેવી સ્થિતિમાં જીવવાનો કોને કંટાળો આવે?"

વળી તે કહે છે કે 'એક ટંકમાં એકજ વસ્તુ ખાઓ. બીજી ખાવાની લલુતા કરો તો જમી ઉઠતા સુધી કોઇ પણ પ્રકારનો પ્રવાહી પદાર્થ પીશો નહિ. વળી અથાણાં, ચટણી વગેરે ખાશો નહિ.'

ચોસાના પુસ્તકની પ્રસ્તાવનામાં તે નીચેનું વાક્ય લખે છે:—

"જ્યારે બત્રીસ જાતનાં પક્વાન્ન અને તેત્રીસ જાતનાં શાકથી પીરસેલી શ્રીમંત લોકોની દબદબાવાળી પત્રાળી હું જોઉં છું, ત્યારે તે પત્રાળીમાં ગુપ્તપણે છુપાઈ રહેલાં સંધિવા, જલોદર, જ્વર અને ભારે ભોજન જમ્યા પછી જણાતી અસ્વાભાવિક સુસ્તી મારી દૃષ્ટિએ આવે છે."

લુઇ કૉર્નેરોના ભોજન સાથે, નાસ્તામાં પાંચ-સાત મિષ્ટાન્નોને ઉડાવનાર, બપોરે શાક-અથાણાં સાથે વીસ પચીસ ભારે વસ્તુઓને આડે હાથે ઝાપટનાર, નમતે પહોરે કંઈ આકશાકુકશ ફાકનાર; ભજીયાં, પુરી, દૂધ વગેરે પદાર્થોથી રાત્રે મોડું વાળુ કરનાર તથા આ સર્વમાં પૂર્તિ કરવાને પાંચ-સાત વાર ચ્હા, કૉફી, આઇસ્ક્રીમ વગેરેની ઉદરમાં રેલ આણનાર કોઇ શ્રીમાનના કે નૃપતિના ભોજનને સરખાવો.

આ સર્વના પરિણામમાં મોટાં પેટ, મંદાગ્નિ, યકૃતમાં બિગાડ, સંધિવા, પક્ષાઘાત, ચાર ડગલાં ચાલતાં પણ હાંફી જવાય એવું સ્થૂલ શરીર તથા વિવિધ પ્રકારના રોગો પ્રકટેલા જોઇને શામાટે આશ્ચર્ય થવું જોઇએ ?

સ્પેનનો પાંચમો ચાર્લ્સ પથારીમાંથી ઉઠતાંજ પાંચ વસ્તુઓનો નાસ્તો કરતો, બીજી વાર બાર વાગતાં ભારે ભોજન લેતો, ત્રીજી વાર વીસ વસ્તુઓને અને જાતજાતના દારૂઓને ચઢાવતો, અને મધ્યરાત્રે પાછો જમતો. પીસ્તાળીસ વર્ષની ઉંમરે તે છેક અશક્ત થઇ ગયો. તેનાથી ઘોડીઓ વિના ચલાતું નહિ. તેનું યકૃત્ ફૂલી ગયું. તેને સંધિવા તથા કળતરનો વ્યાધિ થયો અને આ વિના પણ બીજા ઘણા રોગો થયા. તેને આ સઘળા રોગો થવામાં તે 'પરમેશ્વરની એવી મરજી છે' એમ માનતો.

પૂર્વે જે જે ઘોર કૃત્યો કરનાર દુષ્ટ રાજાઓ તથા સત્તાધીશો થયા છે, તે સર્વ જમવામાં અકરાંતીયા હતા.

નીરો બપોરથી અર્ધી રાત્રિસુધી જમ્યાજ કરતો. કેલીગ્યુલા એકજ વારના વાળુમાં સવાલાખ રૂપિયા ખર્ચતો અને સીઝરોનો અમલ અત્યાચારથી પૂર્ણ હતો. અકરાંતીયાપણું, મદ્યપાનાદિ વ્યસનો અને નિર્દયતા સર્વદા સાથે રહે છે.

જો મનુષ્યો મિતાહાર સેવે તો જગતમાંથી સેંકડે નેવું રોગો મટી જાય, એટલુંજ નહિ પણ જગતમાંથી અર્ધી નિર્ધનતા ઓછી થઈ જાય.

માત્ર જીભને રાજી રાખવાને બદલે શરીરને પોષણ આપે એવા આહારના પદાર્થો જો વિચાર-પૂર્વક પસંદ કરવામાં આવે તો મંદવાડનો નાશ થાય; એટલુંજ નહિ પણ દ્રવ્યનો, મહેનતનો અને ડૉકટરોની તથા વૈદ્યોની ફીનો બચાવ થાય.

હાલ મનુષ્યો ખાવાને માટે જીવે છે, તેને બદલે જો તેઓ જીવવાને માટે ખાય તો પોતાનું ગુજરાન ચલાવવાને ડૉકટરોને તથા વૈદ્યોને કોઈ બીજો ધંધો શોધવો પડે, દવાખાનાંની સંખ્યા ઘટી જાય અને પેટંટ દવાઓ બનાવનારાઓ પ્રજાને લાભ કરનારા કોઇ બીજા સારા કામમાં જોડાય.

આરોગ્ય, સંપત્તિ અને સૌંદર્ય સર્વ મિતાહારથી પ્રાપ્ત થાય છે. સુંદર અને નિરોગ થવા ઇચ્છનારે પ્રથમ જીભને વશ કરવી જોઇએ. જેણે જીભને વશ કરી છે, તેજ ખરો જિતેન્દ્રિય છે. કોઈ કવિએ કહ્યું છે કે **'जबलग रसना जिती नहि तो नाहि जितेन्द्रिय जानीये'** એ અક્ષરશઃ ખરૂં છે.

જમ્યા પછી સુવાનું મન થાય એવી રીતે પેટ ભરાય ત્યાંસુધી જમનારા અનેક વિદ્વાનો તથા પોતાને સદ્‌ગુણી માનનારાઓ, મદ્યપાન કરનારાને અથવા વ્યભિચારાદિ દુર્ગુણોને સેવનાર મનુષ્યોને જોઇને ક્રોધથી ભમરો ચઢાવી દે છે, તથા નાકનાં ફુંગારાં ફુલાવી નાખે છે; પણ તેઓ જાણતા નથી કે મદ્યપાન, વ્યભિચાર અને અકરાંતીયાપણું, એ જોકે જૂદા જૂદા દુર્ગુણો જણાય છે, તોપણ તે સર્વનું કારણ એકજ છે, અને તે એ કે ઇચ્છાને અથવા વાસનાને સંતોષવી. પેટ ભરાયા છતાં અને શરીરમાં અધિક પોષણની જરૂર ન છતાં ઉનાં ભજીયાં કે તેવોજ કોઈ સ્વાદિષ્ટ પદાર્થ જોઇને જેની જીભ વશ રહેતી નથી, અને જે આંખો મીંચીને, પૂર્ણાહુતિનો ઓડ-કાર આવી ગયા છતાં પણ પાછો પત્રાળી ઉપર હાથ ચલાવે છે, તેની કામનામાં અને રૂપવિષયથી આકર્ષાનાર વ્યભિચારી મનુષ્યની કામનામાં શો ભેદ છે, તે કોઈ કહેશે ? દુરાચારમાં-વાસનાના પ્રાબલ્યમાં-અકરાંતીયો, વ્યભિચારી અને મદ્યપી ત્રણે સરખા છે, અને તોપણ એક પદીયો

વધારે દૂધપાક ઉઠાવી જનાર સંન્યાસીને કોઇ દુરાચારી ગણતું નથી. વધારે ખાવાને લીધે મોળો ચઢવાથી બપોરે જરા આડા થનાર વિદ્વાનને કોઇ દોષપાત્ર સ્વીકારતું નથી, અને સ્પર્શવૃત્તિને સંતોષવાનું અકરાંતીયાપણું કરનાર મનુષ્યો જ્યાં ત્યાં દુરાચારી ગણાય છે તથા નિંદાના પાત્ર થાય છે!

હદ ઉપરાંત ખાવાથી સૌંદર્ય, આરોગ્ય, સુખ, ધન, શ્રમ અને આયુષ્યનો વ્યર્થ ક્ષય થાય છે.

(પોષ-૧૯૬૬ ના "મહાકાલ"માં લેખકઃ-સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ૩૫-ટમાટા અને તેના ગુણ

ટમાટાનો આપણા લોકો બહુ ઉપયોગ કરતા જોવામાં આવતા નથી અને તેનું કારણ તેના ગુણવિષે તેઓ અજાણ્યા છે, એજ છે. ઘણાને તેમાં બહુ સ્વાદ જણાતો નથી, પરંતુ કારેલાં કડવાં છતાં અભ્યાસથી ઘણા મનુષ્યોને જેમ તેમાં ઉત્તમ સ્વાદનું ભાન થાય છે, તેમ ટમાટાનો અભ્યાસ પડયા પછી તેમાં ઉત્તમ સ્વાદનું ભાન થયાવિના રહેતું નથી. ફળતરીકે તેમજ શાકતરીકે ટમાટાનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે તેમને રાંધ્યાવિના ફળની પેઠે ખાવામાં આવે છે, ત્યારે તેઓ વધારે ગુણ કરે છે. આ પ્રમાણે ટમાટાને ખાવા ઇચ્છનારે પ્રથમ એક લીંબુનો રસ કાઢવો, પછી તેમાં થોડું મીઠું નાખવું અને રસથી બમણું અથવા ચારગણું તેલ નાખી ખૂબ હલાવવું. પછી આ પ્રમાણે તૈયાર કરેલા રસમાં ટમાટા સમારીને નાખવા અને હલાવી ચૂલા ઉપર ચઢાવ્યા વિના, ભોજનસાથે ખાવા. કેટલાક આની અંદર થોડી રાઈ અને ઝીણી સમારીને ડુંગળી પણ નાખે છે.

ટમાટા અંત્રપૂતિનાશક (આંતરડાના કોહાણ વગેરે બિગાડનો નાશ કરનાર) છે, એટલુંજ નહિ પણ આખી અન્નનલિકામાં રહેલા કચરાને દૂર કરી તેને સ્વચ્છ કરનાર છે. તેમાં પોષક તત્ત્વો મોટા પ્રમાણમાં રહ્યાં નથી, તોપણ એકલા ટમાટા ખાઇને કોઇ મનુષ્ય જીવવા ધારે તો ઘણા લાંબા વખતસુધી જીવી શકે છે. તેમાં નીચે પ્રમાણે તત્ત્વો છેઃ-

જળ. સેંકડે ૯૪.૩, ખનિજ.૫, નાઇટ્રોજન અથવા સ્નાયુ રચનાર તત્ત્વ .૯, રેસા .૬, ગોધૂમતત્ત્વ (સ્ટાર્ચ) સ્નેહ (ફેટ) વગેરે ૩.૭

માંદા માણસોને માટે ટમાટા ઘણો ઉત્તમ આહાર છે, એવો ડૉક્ટરોનો અભિપ્રાય છે. આનું કારણ એ છે કે, તેનો માવો અને રસ સહેલાઇથી પચી જાય તેવાં હોય છે; એટલુંજ નહિ પણ તેમાં જઠરના રસને વધારનારૂં અને દસ્તને સાફ આણનારૂં એક પ્રકારનું અમ્લ તત્ત્વ (એસીડ) રહેલું છે. વળી રસલ નામનો એક પ્રસિદ્ધ અંગ્રેજ ડૉક્ટર કહે છે કે, ટમાટા વિદ્રધિને મટાડે છે, અને આમ બનવું સંભવિત છે; કારણ કે વિદ્રધિ માંસ, મત્સ્ય, મદ્ય અથવા ચાહનો હદ ઉપરાંત ઉપયોગ કરવાથી લોહીમાં બિગાડ થવાથી થાય છે. અને ટમાટા, ઉપર કહ્યા પ્રમાણે શરીરના કચરાને કાઢી જઠર આદિ અવયવોને સ્વચ્છ કરનાર હોવાથી પાચનક્રિયા સુધરતાં લોહી શુદ્ધ થાય છે, અને તેમ થતાં વિદ્રધિ મટે છે. ટમાટામાં લોહીને શુદ્ધ કરવાનો તથા સાફ દસ્ત લાવવાનો ગુણ હોવાથી ન્યુયૉર્કનો ડૉ૦ બુલ પોતાના રોગીઓને બીજા ખોરાક સાથે ટમાટાને રાંધ્યા વગર ખાવાની હમેશા આજ્ઞા કરતો.

ખેડુતોને ટમાટાની ખેતીથી ઓછી મહેનતે અને ઓછા ખર્ચે ઘણો સારો લાભ થાય છે. એક એકરમાં પાંચથી વીસ ટનસુધી ટમાટા થાય છે.

લંડનની એક હૉસ્પિટલનો ડૉક્ટર પ્રો. ચાર્લ્સ વીકનહામ ટમાટાની પ્રશંસા નીચેના શબ્દોમાં કરે છેઃ—ટમાટા એ પથારીમાંથી ન ઉઠી શકાય એવા નિર્બળ મનુષ્યનો તેમજ મલ્લનો, બંનેનો આહાર છે. તે રોગી તથા નીરોગ, વૃદ્ધ તથા જુવાન, શ્રીમંત તથા ગરીબ, આળસુ તથા ઉદ્યોગી, વિદ્વાન તથા મૂર્ખ, સાધુ તથા પાપી સર્વના આહારનો પદાર્થ છે. સઘળાં શાકમાં તે સર્વોત્તમ શાક છે. માંદા માણસોને માટે અને તેમાં પણ જેઓ જઠરના વ્યાધિથી પીડાતા હોય છે તેમને માટે તો તે પરમેશ્વર તરફથી ઉતરી આવેલી બક્ષીસ છે.

(આષાઢ-સં. ૧૯૬૬ના "મહાકાળ"માં લેખકઃ-સદ્દગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ३६—केवळ दूधना आहारना लाभ

કેવળ દૂધ ઉપર રહેવાથી કેવા લાભ છે, તે જો મનુષ્યો જાણતા હોત તો આરોગ્ય તથા બળને પ્રાપ્ત કરવાને માટે તેઓ ઔષધોમાં નકામા પૈસા ન ખર્ચત. વિવિધ વ્યાધિઓને ટાળનાર તથા આરોગ્ય અને બળને આપનાર દૂધ જેવો ભાગ્યેજ બીજો કોઇ આહાર હશે. શરીરના પોષણમાં જે તત્ત્વોની જરૂર છે તેમાંનાં ઘણાં તત્ત્વો દૂધમાં છે, અને તેથી પૂર્ણ આહારતરીકે તે પ્રસિદ્ધ છે. બાળકના શરીરનું પોષણ તથા વૃદ્ધિ એકલા દૂધથીજ થઈ શકે છે. જોઇતા પ્રમાણમાં મનુષ્ય દૂધને ગ્રહણ કરે તો તેને ભાગ્યેજ બીજો કોઇ આહારનો પદાર્થ ગ્રહણ કરવાની જરૂર પડે. યૂરોપમાં તથા અમેરિકામાં એકલા દૂધ ઉપર રહેવાથી પુષ્કળ રોગીઓના રોગ નિવૃત્ત થયાનું પ્રસિદ્ધ છે. ચીકાગોમાં દૂધથીજ સર્વ પ્રકારના વ્યાધિઓ ટાળનારી એક સંસ્થા છે. આ સંસ્થામાં રોગીઓને નિત્યનું પંદરશેરથી અધમણ દૂધ પાવામાં આવે છે અને તેથી આશ્ચર્યકારક પરિણામો આવેલાં કહેવામાં આવે છે. ચીકાગોવિના બીજે સ્થળે પણ દૂધના પ્રયોગો કરી જોવામાં આવ્યા છે અને તેનું તેવુંજ સંતોષકારક પરિણામ આવ્યું છે.

દૂધ શરીરમાં રુધિરનો અને માંસનો ભરાવો કરે છે, તથા જે જે જગાએ શરીરમાં ખાડા હોય છે તે સર્વને પૂરી નાખી શરીરને ભરાવદાર અને ઘાટીલું કરે છે. તે આરોગ્યને, યુવાવસ્થાને તથા સૌંદર્યને આપે છે. ત્રણ માસ દૂધ ઉપર રહેવાનો પ્રયોગ કરવાથી ઘણા મનુષ્યોએ પોતાના શરીરના વજનમાં પોણો મણનો વધારો કર્યો છે; એટલુંજ નહિ પણ ચામડીનો વર્ણ બાળકના જેવો પ્રાપ્ત કર્યો છે. યોગ્ય રીતે દૂધને ગ્રહણ કરવામાં આવે છે તો મટી શકે એવા સઘળા રોગ તે મટાડી શકે છે; એટલુંજ નહિ પણ વૃદ્ધાવસ્થા જે એક પ્રકારનો વ્યાધિ છે, તેને પણ તે મટાડે છે. દુર્બળ, રુધિર ઉડી ગયેલા અને મંદાગ્નિવાળા મનુષ્યો, દૂધ ઉપર રહે છે તો થોડા દિવસમાં પુષ્ટ થાય છે.

આરોગ્યને પ્રાપ્ત કરવા ઇચ્છનારે આરંભમાં એક અથવા બે નકોરડા ઉપવાસ કરવા. થઇ શકે તેમણે ત્રણ ઉપવાસ કરવા. ઉપવાસના દિવસમાં સવારે તથા સાંજે પાણીને ચ્હા જેવું ગરમ કરી તેમાં એક લીંબુ નીચોવી તેના એક અથવા બે પ્યાલા પીવા. દિવસના વચલા ભાગમાં પણ પ્રસંગે પ્રસંગે પાણી પીવું. બંધકોશના યંત્રવડે પણ મોટા નળને સાફ કરી નાખવો. આ પ્રમાણે શરીરની શુદ્ધિ કર્યા પછી દૂધનો પ્રયોગ શરૂ કરવો. ઉપવાસ કર્યા પછીજ જેઓ દૂધનો પ્રયોગ કરે તેમણે પ્રથમ દિવસે ત્રણ શેર કરતાં વધારે દૂધ પીવું નહિ. ક્રમે ક્રમે દૂધને વધારી ૭ શેર, આઠ શેર અથવા દશ શેર સુધી પણ પોતાની શક્તિના પ્રમાણમાં ચઢવું. દૂધ જ્યારે પુષ્કળ પીવામાં આવે છે, ત્યારેજ તેનો ખરો લાભ જણાય છે. ડૉકટરો તથા વૈદ્યોની ફી કરતાં અને ઔષધો કરતાં તે સસ્તું મળે છે. દૂધને ટાઢું પીવું અથવા ઉકાળીને પીવું. પોતાની પ્રકૃતિને જેવું અનુકૂળ આવતું હોય તે પ્રકારનું પીવું. ઉકાળેલા દૂધ કરતાં ટાઢા દૂધનો વધારે ગુણ છે, તેથી ટાઢું પીવાય ત્યાંસુધી અધિક યોગ્ય છે. તેમાં ખાંડ અથવા સાકર નાખવી નહિ. કેટલાક મનુષ્યો કહે છે કે, અમને દૂધ માફક આવતું નથી, અથવા તેથી અમને બંધકોશ અથવા ઝાડા થાય છે; પરંતુ આવા સર્વ મનુષ્યોને વિધિપૂર્વક દૂધનો ઉપયોગ કરવાથી તે માફક આવ્યાવિના રહેતું નથી. દૂધ પીને ખુલ્લી હવામાં થોડી વાર ચાલવાથી અને દીર્ધશ્વાસ લેવાથી દૂધ માફક આવે છે. કસરત અને દીર્ઘ શ્વાસપ્રશ્વાસ એ દૂધને માફક કરનાર રામબાણ ઉપાય છે. કસરતથી અને દીર્ઘશ્વાસપ્રશ્વાસથી શરીર બળવાન થાય છે, અને શરીર બળવાન થતાં જઠર બળવાન થાય છે, અને જઠર બળવાન થતાં દૂધ માફક આવ્યા વિના રહેતું નથી.

વિધિપૂર્વક પીવાથીજ દૂધના લાભ જણાય છે. ચારશેર–પાંચશેર દૂધ એકી વખતે સામટું ગટગટાવી જવાનું નથી, પણ દર કલાકે અર્ધો શેર અથવા પોણોશેર પીવાનું છે, અને તે પણ નાને નાને ઘુંટડે પીવાનું છે. બાળક અથવા વાછરડું કેવી રીતે ધાવે છે તે જુઓ, અને તે પ્રમાણે દૂધ પીતાં શીખો. જેમ બને તેમ ધીરે ધીરે અને કેરી ચૂસતા હોઇએ તેમ દૂધને પીવું.

એકી વખતે જેમ બને તેમ ઓછું દૂધ મોંમાં લેવાય તેમ કરવું. દૂધને પીવું નહિ, પણ ખાવું. આહારના બીજા પદાર્થો જેમ ચાવીએ છીએ અને મુખના રસસાથે મેળવીએ છીએ, તેમ દૂધને પણ મેળવવું. આમ કરવાથીજ દૂધના ખરા લાભ સમજાશે.

સવારે અગીઆર વાગતાસુધી ટાઢું દૂધ પી શકાય છે. પછી દૂધ બગડી જવાનો સંભવ હોવાથી તે પછી પીવાનું દૂધ ગરમ કરીને પીવું. સવારે સાત કે આઠ વાગતાથી તે સાંજે ત્રણ કે ચાર વાગતા સુધી આ પ્રમાણે દૂધને પીવાનો પ્રયોગ કર્યા કરવો. સાંજે છ કે સાત વાગે ખજૂર, અંજીર, દ્રાક્ષ, કેળાં કે એવાંજ કોઈ જાતનાં ફળ અથવા બદામ, મગફળીના દાણા કે એવોજ કોઈ મેવો ખાવાની ઇચ્છા થાય તો ઘણાજ ઓછા પ્રમાણમાં ખાવો.

આ પ્રમાણે દૂધ પીવા છતાં જેમને બંધકોશ જેવું જણાય તેમણે જુલાબ ન લેતાં બંધકોશના યંત્રનો ઉપયોગ કરવો. એક અઠવાડીઆમાં ત્રણ વાર કરતાં વધારે વાર યંત્રનો ઉપયોગ કરવો નહિ.

જેમને દૂધથી ઝાડા થાય, તેમણે ગભરાવાનું પ્રયોજન નથી. તેમણે દૂધનું પ્રમાણ ઓછું કરવું, કસરત વધારે કરવી અને દીર્ઘશ્વાસપ્રશ્વાસ વારંવાર કરવા. આથી અલ્પ સમયમાં દૂધ માફક આવી જશે. શરીરમાં ભરાયલો કેટલોક કચરો નીકળી જવા માટે પ્રસંગે ઝાડા થવાની અગત્ય રહે છે.

ઉપર દર્શાવેલા વિધિ પ્રમાણેજ દૂધ પીવા ઇચ્છનારે તે પીવું. ધીરે ધીરે પીવાના નિયમનું વિસ્મરણ કરવું નહિ. ધીરે ધીરે પીવાની ટેવ પાડવી. પુનઃ કહેવામાં આવે છે કે, દૂધ સૌંદર્યને, માંસને, રુધિરને અને બળને વધારનાર ચમત્કારિક રસ છે. (શ્રાવણ–૧૯૬૪ના "મહાકાળ"માંથી)

# ૩૭–દહીંના લાભ

ચાલુ વર્ષના 'ધી મદ્રાસ સ્ટેન્ડર્ડ' ના તા. ૧૭ મી મેના અંકમાં 'ધી ફાસ્ટ ક્યોર' (ઉપવાસોપચાર) એ નામના વિષયમાં બંગાળાનો એક યૂરોપીયન મેડિકલ ઑફીસર જેણે ૭ દિવસના ઉપવાસ કરી, ઉપવાસના લાભનો અનુભવ લીધો છે, તે લખે છે કેઃ–

જેમને બંધકોશનો વ્યાધિ હોય છે, તેમને ઉપવાસ કરવા ઘણા કઠિન પડે છે; કારણ કે એકલા જળના ઉપયોગથી તેમના મોટા નળમાં રહેલું વિષ તથા જંતુઓ વગેરે બહાર નીકળવાનો પ્રયત્ન કરવામાં મગજ ઉપર, મૂત્રાશય ઉપર તથા ફેફસાં ઉપર વિલક્ષણ પ્રકારની અસર કરે છે. આથી ઉપવાસ કરનારમાં જો આ વિલક્ષણતા સહન કરવાનું બળ નથી હોતું તો તે ગભરાઇ જાય છે, અને નિશ્ચયથી ડગીને આરોગ્યને આપનાર ઉપવાસને છોડી દે છે. આવા લોકોએ ઉપવાસના યથેચ્છ લાભ મેળવવાને માટે તેમણે ઉપવાસ કરવા પહેલાં દહીંનો ઉપયોગ કરીને જઠર, મોટો નળ વગેરે સ્થળે રહેલા વિષનો તથા જંતુઓનો પ્રથમ નાશ કરવો જોઇએ; અને પછી વગરઅડચણે ઉપવાસ કરવા જોઇએ. દહીંના જંતુઓ મોટાં તથા નાનાં આંતરડાંમાં રહેલા અત્યંત દુષ્ટ તથા હાનિકારક જંતુઓનો નાશ કરી નાખે છે, અને એમ છતાં તેઓ પોતે નિર્દોષ છે, એટલુંજ નહિ પરંતુ મનુષ્યોનું અનેક વ્યાધિઓથી રક્ષણ કરે છે. એ હવે સારી રીતે પ્રસિદ્ધ થઈ ચુક્યું છે કે, દહીંની અમ્લતામાં જે જંતુઓ છે, તે કૉલેરા, ટાઇફોઇડ, મરડો અને એવાજ બીજા વ્યાધિમાં જણાનાર જંતુઓના કટ્ટા શત્રુ છે, અને જ્યાં દહીંના જંતુઓ હોય છે, ત્યાં આ રોગના જંતુઓ કદી રહી શકતા નથી. મેં પોતે ત્રણ માસસુધી નિત્ય શેર શેર દહીં ખાધું છે, અને હમણાંથી મારા દરદીઓને મોટાં તથા નાનાં આંતરડાંના વ્યાધિઓમાં બીજા ઉપચારો સાથે હું દહીંજ આપું છું, અને તેથી મને ઘણો લાભ થતો અનુભવમાં આવ્યો છે. મરડો, અતિસાર, હડીલો બંધકોશ વગેરે પચનેંદ્રિયના સઘળા વ્યાધિઓમાં જ્યારે દહીંમા રહેલા નિર્દોષ જંતુઓને, તે તે વ્યાધિવાળાં સ્થળોમાં વસતા દુષ્ટ જંતુઓ ઉપર (બેક્ટેરીઆ) છોડી મૂકવામાં આવે છે, ત્યારે અવશ્ય લાભ થાય છે. આથી ઉપવાસ કરવા ઇચ્છનારે ઉપવાસ કરવાપૂર્વે થોડા દિવસ નિયમિત રીતે દહીં ખાઇને આ જંતુઓનો નાશ કરવો, અને પછી ઉપવાસ પૂરા કર્યા પછી પણ આહારમાં નિત્ય નિયમિત રીતે દહીંનો ઉપયોગ કર્યા કરવો.

(વૈશાખ–૧૯૬૬ ના "મહાકાળ"માં લેખકઃ–સદ્‌ગત માસ્તર શ્રીમાન્ છોટાલાલજી)

# ૩૮—સાવ સાદા અને ઘરગતુ ઉપાયો

**રોજનો તાવ**—ફુદીનો તથા તુલસીનો કવાથ કરીને પીવાથી રોજનો તાવ જાય છે.

**પ્રમેહ**—બાવળનાં કુમળાં પાન સવાર-સાંજ એક તોલો સાકરસાથે મિશ્ર કરી ખાવાથી, પ્રમેહ, તણુખ તથા દાહ મટે છે.

**દાંતના પારામાંથી નીકળતું લોહી**—નારંગી ચૂસવાથી બંધ થાય છે.

**ઉલટી**—બીલીની છાલનો ઉકાળો મધ સાથે પીવાથી મટે છે.

**આંખનું પડળ**—રીસામણીનો રસ તથા ઘોડાનું મૂત્ર મિશ્ર કરીને અંજન કરવાથી આંખનું પડળ મટે છે.

**વા ઉપર**—લસણની છોલેલી કળીઓ તો. ૪, શેકેલી હીંગ, જીરૂ, સિંધાલુણ, સંચળ, સુંઠ, મરી અને પીંપર દરેક એકેક માસો લઇ તેનું ચૂર્ણ લસણ સાથે ઘુંટવું અને પછી પાવલીભારની ગોળીઓ કરી એકેક ગોળી સવારમાં ખાઇ ઉપર દીવેલા(એરંડા)ના મૂળનો ઉકાળો પીવાથી સર્વ પ્રકારના રોગ, પક્ષાઘાત, ઉરૂસ્તંભ, કટીશૂળ, પડખાનું શૂળ, પેટના કૃમી, વાયુ તથા સર્વ શરીરનો વા મટી જાય છે. (આ ઉપચાર ભાદરવા આસોમાં ન કરવો જોઇએ. નહિ તો વખતે નુકશાન કરે છે.)

**આંખ દુઃખવી**—જેઠીમધ, લોદર, ફુલાવેલ ફટકડી તથા રસવંતી સરખે ભાગે પાણીમાં વાટી આંખનાં પોપચાં ઉપર ચોપડવાથી દુઃખવા આવેલી આંખ મટે છે.

**કાનનું શૂળ**—સરસિયા તેલનાં ટીપાં કાનમાં નાખવાથી કર્ણશૂળ મટે છે.

**ચુંક**—સુંઠને ઘીમાં તળીને ચૂર્ણ કરી તેની ફાકી ફાકવાથી મટે છે.

**ચોથીઓ તાવ**—સાટોડીનાં મૂળનું ચૂર્ણ તો. ૦॥ દૂધ સાથે ખાવાથી મટે છે.

**સળેખમ**—હળદરની ધુમાડી લેવાથી સળેખમ તુરત મટી જાય છે.

**ગુમડાં**—ધોયેલા ઘીમાં ગળી મિશ્ર કરી ધારાંપર ચોપડવાથી જલદીથી રૂઝ આવે છે.

**ખરજવું**—પિત્તપાપડો, હરતાલ તથા મનશીલને ઝીણું વાટી ધોયેલા ઘીમાં મેળવી મલમ બનાવી ખરજવા ઉપર ચોપડવાથી મટી જાય છે.

**દાદર**—કુંવાડીયાનાં બીજને લીંબુના રસમાં ઝીણાં વાટીને દાદર ઉપર ચોપડવાથી દાદર મટે છે.

**જૂ**—કાળીજીરીને લીંબુના રસમાં વાટી માથાના વાળમાં લગાવવાથી માથાની જૂઓ તથા લીખો મટે છે.

**ગુમડામાં પડેલા જીવ**--કણજીનાં પાન, લીમડાનાં પાન અને નગોડનાં પાનને વાટીને લેપ કરવાથી ગુમડામાં પડેલાં જીવડાં મરી જાય છે.

**બાળપુષ્ટિ**—આસન, કાળા તલ તથા ખજુરને મિશ્ર કરી તેનાં વડાં કરી ઘીમાં તળીને ખવરાવવાથી અથવા તો આસનનું ચૂર્ણ સાકર સાથે ખવરાવવાથી નબળાં, દુબળાં અને ઠીંગણાં બાળકો શરીરે પુષ્ટ થાય છે.

**સ્ત્રીની છાતીમાં ધાવણ ચઢી** આવીને પીડા થાય તો ઇંદ્રવારુણીનાં મૂળ વાટીને તેનો જાડો લેપ કરવાથી તે પીડા મટે છે.

**રાત આંધળાપણું**—(૧) ગવારના લીલાં પાંદડાં લઈ તેને માટીના હાંલ્લામાં બાફીને દરરોજ સાકર સાથે ખાવાથી રાત આંધળાંને આંખને સારો ફાયદો બતાવે છે. (૨) મેદીનાં લીલાં પાંદડાં લઇ તેને તડકે સુકવી નાંખી સુકાયા પછી તેને ખાંડી સારી રીતે ભૂકો કરી રાતે ૧ તોલો ભુકો પાણીમાં પલાળી સવારે ગાળી લઇ સાકર નાંખીને પીવું જેથી આંખને ફાયદાકારક છે. (૩) તકમરીયાંને પલાળીને સાકર સાથે ખાવાથી આંખને સારી રીતે ફાયદો થાય છે તે રાત આંધળાને આ ઉપાય સહેલા છે.

**ઉનવા ઉપર**—મુળાનો રસ ૫ તોલા, સાકર ૧ તોલો બન્ને સાથે મેળવી પીવું અને અળશી અથવા જવની ચા કરી પાણીને બદલે આપવાથી મટે છે. ('ભાગ્યોદય"માંથી)

# ३९–गोस्वामी तुलसीदासजी और वीर-रस

## ૧–ઉપક્રમ

**જગ પુનિ દૂજો જગમગ્યો, કોઉ કવિ તુલસી સો ન;**
**કાયરતા-મુખ દેત જો, કવિતા-તુલસી-સોન.×**

ગોસ્વામીજી ને જો કુછ કહા હૈ, અપૂર્વ ઔર સજીવ હૈ. ઉનકા વીર-રસ વર્ણન ભી લોકોત્તર હૈ. પદ પદ પર ઓજ ટપકતા હૈ ઔર ભાવ તથા રસ કી ભરમાર હૈ. હૃદય ફડક ઉઠતા હૈ.

લોગ કહતે હૈં, સ્ત્રી ઔર બ્રાહ્મણ કે ઉપર વીરોં કો હાથ ન છોડના ચાહીએ-યે અવશ્ય હૈ. પરંતુ મર્યાદા-પુરુષોત્તમ શ્રીરામ ને વધક્રિયા સ્ત્રી તાડકા સે પ્રારંભ કર કે બ્રાહ્મણ રાવણ પર સમાપ્ત કી. ભગવાન શ્રીકૃષ્ણ ને ભી પહલે પૂતના કો હી ઇસિ સંસાર સે બિદા કિયા થા. બાત યહ હૈ કિ જો ધર્મ કે વિરુદ્ધ જાય ઔર દૂસરોં કા ધર્મ બિગાડે; સમઝાને પર ભી ન સમઝે; તો ફિર ઉસે **'येन केन प्रकारेण'** સમાપ્ત કર દેને મેં હી ધર્મ કી રક્ષા ઔર સંસાર કી ભલાઇ હૈ.

ભાઇ સહિત રામચંદ્ર વિશ્વામિત્ર કે યજ્ઞ કી રક્ષા કરને કે લિયે ચલતે હૈં. બીચ મેં તાડકા રાક્ષસી કે પ્રાણ લે કર આશ્રમ પહુંચતે હૈં ઔર ગર્વપૂર્વક ઉત્સાહ સે કહતે હૈં-"મુનિવર! અબ:-**'નિર્ભય યજ્ઞ કરહુ તુમ જાઇ!'**" આત્મબલ પર કૈસા વિશ્વાસ હૈ! યજ્ઞવિધ્વંસ કરને કે લિયે મારીચ ઔર સુબાહુ ધાવા કરતે હૈં. મારીચ કો તો આપને ઐસા **'બિનુફર બાન મારા'** કિ બસ, વહ **"સત જોજન ગા લંકા પારા!"** બાદ સુબાહુ રહા, સો-**"પાવક સર સુબાહુ પુનિ જારા."** બાકી ઇનકી સેના બચી ઉસે લક્ષ્મણજી ને ચૌપટ કાર દિયા-**"અનુજ નિશાચર કટક સંહારા."** યજ્ઞ પૂર્ણ હુઆ બાદ સીતાસ્વયંવર દેખને ઔર જનકપુર પહુંચે.

## ૨–પરશુરામ ઔર રામ

ધનુષ તોડ ચૂકને પર મહાક્રોધી પરશુરામ આતે હૈં. સબ રાજા-મહારાજા ગાયબ હો જાતે હૈં-**"બાજ ઝપટ જનુ લવા લુકાને."** જો સામને રહ ગયે, વે થર થર કાંપતે હુએ-**"પિતુ સમેત કહિ કહિ નિજ નામા, કરન લગે સબ દંડ પ્રણામા."** પરંતુ, **"અતિ ડર ઉતર દેત કોઉ નાહીં."** ઇસિ પર લક્ષ્મણજી મૈદાન મેં કૂદતે હૈં. અચ્છી નોકઝોક હોતી હૈ. દેખને લાયક હૈં. રામચંદ્ર દોનોં કો સમઝાતે હૈ. પરશુરામ સે કહતે હૈં, 'જાને દીજીયે મહારાજ! યહ અભી લડકા હૈ. ઇસે ઇતના જ્ઞાન નહીં હૈ. ક્ષમા કીજીએ.' ઇધિર લક્ષ્મણ કો સમઝાતે હૈં, 'ભૈય્યા! ઇનિસે ક્યોં ઐસી બાતેં કરતે હો? યે બ્રાહ્મણ હૈં, મુનિ હૈં, પૂજ્ય હૈં. ઇસિ લિયે યે જો કુછ કહેં સો હાથ જોડ કર સુન લો, ઇસી મેં કલ્યાણ હૈ.' પર દોનોં મેં સે કોઇ ભી નહીં સુનતા. અંતતઃ પરશુરામ શ્રીરામ પર હી ઉલટે બિગડતે હૈં. કહતે હૈં:-'બસ, તેરે હી ઇશારે સે લક્ષ્મણ ઉછલ રહા હૈ. તુમ દોનોં એક જૈસે હો. મૈં તુમ દોનોં કો ઠીક કર દૂંગા.' અબ શ્રીરામજી અવસર જાન કર કહતે હૈં:-

**"ગુનહુ લખન કર હમ પર રોષૂ, કતહુ સુધાઇહુ તે બડ દોષૂ."**
ઔર-**"ટેઢ જાનિ સંકા સબ કાહૂ, વક્ર ચંદ્રમહિ ગ્રસઇ ન રાહુ."**

કૈસી સુંદર અનુભવપૂર્ણ સૂક્તિ હૈ. 'શ્લેશ' ઔર 'દૃષ્ટાન્ત' ને વહ સજાવટ વાક્ય કી કર દી હૈ કિ આંખો કે સાથ દિલ કાબૂ સે બાહર હો જાતા હૈ.

રામજી કહતે હૈં, સુનીએ ભૃગુપતિ જી:-

**"જૌ હમ નિદરહિં વિપ્ર બદિ, સત્ય કહહુ ભૃગુનાથ!**
**તૌ અસ કો જગ સુભટ જેહિ, ભય બસ નાવહિં માથ?"**

મહારાજ! આપ બ્રાહ્મણ હૈં. અન્યથા, સંસાર મેં ઔર કૌન ઐસા સુભટ હૈ, જિસસે ડર કર યહ સિર ઉસકે આગે ઝુક સકે? સોચીએ તો સહી! ક્યોંકિ, મહારાજ! હમ ક્ષત્રિય હૈં:-

**"દેવ દનુજ ભૂપતિ ભટ નાના, સમ બલ અધિક હોઉ બલવાના;**
**જૌ રન હમહિં પ્રચારઇ કોઊ, લરહિં સુખેન કાલ કિન હોઊ."**

---

× મેરે 'વીર-કવિ-વિનોદ' કા એક દોહા હૈ. —લેખક.

કૈસે વીરોચિત શબ્દ હૈં! દેવતા હો, રાક્ષસ હો, બરાબરી કે બલ કા હો અથવા અધિક બલશાલી હો; યદિ વહ રણ મેં હમેં લલકારેગા, તો આનંદ સે લડેંગે, ફિર ભલે કાલ હી ક્યોં ન હો! યે હૈં ક્ષત્રિયહૃદય સે નિકલે હુએ શબ્દ. 'ગર્વ' સંચારી ભાવ સે પુષ્ટ શ્રીરામ કા 'ઉત્સાહ' અભિવ્યક્ત હો કર 'વીર-રસ' કે રૂપ મેં પરિણત હો રહા હૈ. ફિર કહતે હૈં—

**"છત્રિય તનુ ધરિ સમર સકાના, કુલ કલંક તેહિ પામર જાના."**

અહા! કહાં હૈં આજ વે ક્ષત્રિય? યે શબ્દ હૃદય કો ચીરતે ચલે જાતે હૈં! પરંતુ, મહારાજ!

**"વિપ્રવંશ કૈ અસ પ્રભુતાઈ, અભય હોઇ જો તુમ્હહિં ડરાઈ."**

વીરતા કૈસી ધર્મ કી ચાશની મેં પગી હૈ!

## ૩-ખર ઔર દૂષણ આદિ

મિસ મેયો કી બડી બહન શૂર્પણખા આઇ. રામ કે ઇશારે સે લક્ષ્મણ ને ઉસકે નાક-કાન ઉડા લિયે. ચિલ્લાતી હુઈ વહ અપને ભાઈ મહાપ્રતાપી ખર-દૂષણ કે પાસ ગઈ. દૂતિન તો થી હી. વહાં ઔર સબ કહ કર યહ ભી કહા કિ ઉનકે પાસ એક સ્ત્રી ભી બડી સુંદર હૈ. વે લોગ સેના લે કર ચઢ આયે. ફૌજ કે ચલને સે—"**ધૂરિ પૂરિ નભ-મંડલ રહી.**" રામ ને લક્ષ્મણ સે કહા:-

**"લઈ જાનકિહિં જાહુ ગિરિકંદર, આવા નિસિચર કટક ભયંકર."**

લક્ષ્મણજી ને તુરંત ઐસા હી કિયા, ઇધર રામ ને '**નિસિચર કટક ભયંકર**' દેખ કર ભી, ઘબડા કર નહીં, પરંતુ—"**બિહંસિ કઠિન કોદંડ ચઢાવા.**" પહલે ધનુષ ઠીક કર કે તબ ફિર અપની ઔર તૈયારી કરતે હૈં. અહા! ક્યા હી શોભા હૈ:—

**"કોદંડ કઠિન ચઢાઇ સિર જટજૂટ બાંધત સોહ ક્યોં,
મરકત સૈલ પર લરત દામિનિ કોટિ સોં જુગ ભુજગ જ્યોં."**

ફિર:—

**"કટિ કસિ નિષંગ બિસાલ ભુજ ગહિ, ચાપ બિસિખ સુધારિ કૈ;
ચિતવત મનહું મૃગરાજ પ્રભુ, ગજરાજ ઘટા નિહારિ કૈ."**

અભૂતપૂર્વ દૃશ્ય 'ઉત્પ્રેક્ષા' સે કૈસા સજાયા ગયા હૈ.

ફૌજ આ પહુંચી. શ્રીરામ કો દેખ કર સલાહ બંધી કિ ભઇ, ઇસે મારો મત, જાને દો. હાં, ઇસકી સ્ત્રી લે લો. યહ ખબર ઇસકે પાસ ભેજ દો. દૂતોં ને ખબર પહુંચાઇ. શ્રીરામ લલકાર કર કહતે હૈં:—

**"હમ છત્રી મૃગયા બન કરહીં, તુમ્હસે ખલ મૃગ ખોજત ફિરહીં;
રિપુ બલવંત દેખિ નહીં ડરહીં, એક બાર કાલહુ સન લરહીં."**

ક્યા અબ ભી વે ક્ષત્રિય ભારત મેં હૈં? ક્યા ફિર કભી હોંગે? પરંતુ, હાં:—

**"જૌ ન હોઇ બલ ઘર ફિરિ જાહૂ, સમર બિમુખ મ હતઉં ન કાહૂ."**

ઔર, યે તો ડરપોકોં કી ચાલબાજીયોં હૈ, કિ રામ સુકુમાર બચ્ચા હૈ, ઇસસે ક્યા લડેં? સુનો:—

**"રન ચઢિ કરિય કપટ ચતુરાઈ, રિપુ પર કૃપા પરમ કદરાઈ."**

દૂતોં ને યહ બાત જા કર કહી. આગ લગ ગઇ, છિડ ગઇ, મચા ઘમાસાન! ઉસ સમય શ્રીરામ ને ક્યા કિયા—

**"પ્રભુ કીન્હ ટંકોર પ્રથમ કઠોર ઘોર ભયાવહા,
ભયે બધિર બ્યાકુલ જાતુધાન ન જ્ઞાન તેહિ અવસર રહા."**

આખિર ધનુષ કી ટંકોર થી, કુછ મજાક તો થા હી નહીં ઔર ન આજકલ કે ક્ષત્રિયોં કી નરેન્દ્રમંડલ મેં પ્રભુ વાયસરાય કી છત્રછાયા મેં, વિનોદ-કરતલધ્વનિ હી થી. ફિર તો:—

**"સાવધાન હોઈ ધાયે, જાનિ સબલ આરાતિ;
લાગે બરખન રામ પર, અસ્ત્ર શસ્ત્ર બહુ ભાંતિ."**

પરંતુઃ—

" તિન કે આયુધ તિલ સમ, કરિ કાટે રઘુવીર;
તાનિ સરાસન સ્રવન લગિ, પુનિ છાંડે નિજ તીર."

ઔર ક્યા! પહલે શત્રુ કા બાર બચાયા, તબ ફિર અપને પૈને બાણુ ઉન પર છોડે. બિના કુછ સોચે-વિચારે ભૈંસા-યુદ્ધ થોડે હી થા કિ ઉધર સે અસ્ત્ર-શસ્ત્ર આ રહે થે, ઉન્હેં બચાયે બિના હી આપ ભી અંધા-ધુંધ અપને બાણુ છોડને લગતે. આખિર રઘુવીર થે.

શ્રીરામ કી બાણુ-વર્ષા ને શત્રુસૈન્ય મેં હાહાકાર મચા દિયા, ભગદડ મચ ગયી; પર વે તીનોં ભાઈ અપને સૈનિકોં કો લલકારને લગે. હુકમ કર દિયા કિ આજ જો કોઈ સમર સે ભાગ કર જાયગા, ઉસે હમ અપને હાથ સે માર દેંગે. ફિર તો વીર રાક્ષસ સૈનિક ક્રુદ્ધ હો કર લડને લગે, ઈધર શ્રીરામ ને જોર સે બાણુ છોડના શુરુ કિયા તોઃ—

" ભટ કટત તન સત ખંડ, પુનિ ઉઠત કરિ પાખંડ;
નભ ઉડત બહુ ભુજદંડ, બિનુ મૌલિ ધાવત રૂંડ."

ઈસ પ્રકાર બેઢબ છની હૈ, ઇસ રંગ કે રસિક જન કહીં પર ઇસે અચ્છી તરહ દેખેં. આનંદ આ જાયગા, યહાં તો બાનગી ભર હૈ.

શ્રીરામજી ને વીરતા સે ઔર અનેક ઉપાયોં સે સમસ્ત શત્રુઓં કો ધરાશાયી બાત કી બાત મેં કર દિયા—" કરિ ઉપાય રિપુ મારે છન મેં કૃપા નિધાન "

ફિરઃ—

" ધુઆં દેખિ ખરદૂષણ કેરા, જાઈ સુપનખાં રાવન પ્રેરા."

પૂરી જોગિની થી. રાવણુ ભી કહે મેં આ ગયા—"વિનાશકાલે વિપરીતબુદ્ધિ."

## ૪-જટાયુપ્રેમ

રાવણુ સીતા કો લિયે જા રહા થા તો જટાયુ ને દેખા, વહ ઉસ દુષ્ટ સે ખૂબ લડા; પર વૃદ્ધ થા. રાક્ષસરાજ કો અચ્છી મજા ચખા કર ઉસકે શરીર કો ચલની કી તરહ છેદ કર ધરાશાયી હો ગયા. પડા પડા અંતિમ ઘડિયાં ગિન રહા થા કિ સીતાજી કો ઢૂંઢતે હુએ શ્રીરામજી ઉધર સે આ નિકલે.

" કર સરોજ સિર પરસેઉ, કૃપાસિંધુ રઘુવીર;
નિરખિ રામ છવિ-ધામ મુખ, વિગત ભઈસબ પીર."

ક્યા કોઈ અપને વીર સિપાહી કી ઈસસે અધિક કદર કરેગા? જટાયુ ને સબ હાલ કહા, રામજી ને આંખોં મેં આંસૂ ભર લિયે ઔર કહાઃ—

" પરહિત બસ જીનકે મન માંહીં, તિન્હ કહુઁ જગ દુર્લભ કછુ નાંહીં."

આપ સ્વર્ગ જાઇયે, આપને અપને વીરોચિત કર્મ સે સ્વર્ગ જીત લિયા હૈ—"તાત કરમ નિજ તેં ગતિ પાયી." પરંતુ એક પ્રાર્થના હૈ, સ્વર્ગ મેં જા કરઃ—

" સીતાહરન તાત જનિ, કહેઉ પિતા સન જાઇ;
જો મૈં રામ તો કુલ સહિત, કહઇ દશાનન આઇ."

અહા! કૈસે શબ્દ હૈ! એક એક માત્રા મેં ક્યા ક્યા આનંદ ભરા હૈ!! સીધે સાદે શબ્દોં મેં કૈસા રસ હૈ! વાહ ઉત્સાહ! અહો પ્રત્યુપકાર બુદ્ધિ! ધન્ય હૈ, અવશ્ય હી ઇસસે અધિક અચ્છા વીર-રસ કા ઉદાહરણુ દુર્લભ હૈ. અધિક કૌન કહે, ઈસકી ટક્કર કા હી ખોજે નહીં મિલને કા 'જો મૈં રામ'-અગર મૈં રામ હૂં તો ક્યા હોગા? રાવણુ, સ્વયં અકેલે નહીં, કુલસહિત આ કર કહેગા! 'રામ' મેં "અર્થાન્તરસંક્રમિતવાચ્યધ્વનિ" કા કૈસા આનંદ હૈ? ડર હૈ તો યહી કિ પિતાજી કહીં યહ ન સુન લેં કિ રાવણુ સીતા કો લે ગયા ઔર રામ સે કુછ ન બના! હાય રે આજ કે ભારત! આજ તેરી ઉસી છાતી પર હજારોં અબલાઓં કા અપહરણુ હોતા હૈ ઔર જનાને પતિ-નામમાત્ર કે પતિ-દેખતે હી રહ જાતે હૈં ઔર ફિર ભી મૂછોં પર તાવ દેતે હૈં!

કુછ શર્મ નહીં ! સમય કી બલિહારી હૈ !!!

## ૫-સુગ્રીવ સે મૈત્રી ઔર બાલિવધ

વીરોં કો વીરોં કી જરૂરત હોતી હૈ. વીર મખમલ કે ગદ્દોં પર નહીં કંકડોં પર પલતે હૈં. અર્વાચીન ઇતિહાસ મેં ભી ગુરુ ગોવિંદસિંહ ઔર શિવાજી કો ગરીબ કિસાનોં ને હી અપને સિર દે કર સ્વદેશ ઔર સ્વધર્મ કી રક્ષા કરને મેં સફલ કિયા થા. પ્રતાપ કો ભીલોં ને સહારા દિયા થા.

રામ ને, અયોધ્યા છોડતે હી, સબસે પહલે નિષાદરાજ સે ભેટ કી—હૃદય સે હૃદય મિલાયા, ગૃધ્રરાજ જટાયુ કી તો અંત્યેષ્ટિ ક્રિયા ભી-પિતા કે સમાન અપને હાથ કી ! ક્યા કોઈ અપને વીરોં કા સંમાન કરેગા ? ઐસે હી સ્વામી કે ઇશારે પર વીર અપને પ્રાણ ન્યૌછાવર કરતે હૈં.

અબ શ્રીરામ કો કુછ ફૌજ કી જરૂરત થી-લંકા પર ચઢાઈ કરની થી. સબસે પહલે તો સીતા કા પતા લગાના થા, જો કિસી વિશિષ્ટ સહાયતા કે બિના હો નહીં સકતા થા. રામ ને રાજા બાલિ કો છોડ કર દુઃખી સુગ્રીવ સે મિત્રતા કી, આપસ મેં એકદૂસરે કે દુઃખ-સુખ સે પરિચિત હુએ, સુગ્રીવ ને કહાઃ—" સુનહુ રઘુવીરા " " તજહુ સોચ મન આનહુ ધીરા. "

ક્યોંકિઃ—"સબ પ્રકાર કરિહહુ સેવકાઇ, જેહિ વિધિ મિલિહિ જાનકી આઈ." શ્રીરામ ને ભી કહા, સુગ્રીવ ! મૈં તેરા કંટક જરાસી દેર મેં દૂર કર દૂંગાઃ—

" સુનુ સુગ્રીવ મારિહહું, બાલિહિ એકહિ બાન;
બ્રહ્મ રુદ્ર સરનાગત, ગયે ન ઉબરહિ પ્રાન."

ઔર ક્યા ! ફિર રામ-પ્રતિજ્ઞા ઠહરી. જો કહ દિયા, કહ દિયા—रामो द्विर्नाभिभाषते, ઉસ બાલિ કો યહ એક બાણ સે મારને કી પ્રતિજ્ઞા હૈ, જિસને રાવણ કે ભી નાક મેં દમ કર દી થી, ઉસ રાવણ જિસને ત્રિલોકી કમ્પા દી થી. પ્રતિજ્ઞા કે અનુસાર બાલિ કો મારા—એક હી બાણ સે મારા, મરતે સમય બાલિ કહતા હૈઃ—

"મૈં વૈરી સુગ્રીવ પિયારા, કારણ કવન નાથ મોહિ મારા."

ક્યોંકિઃ—" ધર્મ હેતુ અવતરેઉ ગોસાંઈ
પરન્તુઃ—મારેઉ મોહિં વ્યાધ કી નાઇં."

રામ ને વૃક્ષ કી ઓટ મેં છિપ કર મારા થા. બાલિ ઉસી બાત કો કહ રહા હૈ, ધર્મવીર શ્રીરામ ઉત્તર દેતે હૈંઃ—

" અનુજ-બધૂ ભગિની સુતનારી, સુનુ શઠ યે કન્યા-સમચારી;
ઇન્હહિં કુદૃષ્ટિ વિલોકઇ જોઈ, તાહિ બધે કછુ પાપ ન હોઈ. "

ઠીક હૈ જો ઐસા પાપી હૈ ઉસે છલ સે, બલ સે, કિસી ભી તરહ માર દો, પરમ ધર્મ હૈ. સુંદર ઉત્તર હૈ. ઉત્તર ક્યા હૈ, ધર્મશાસ્ત્ર કા સાર હૈ.

આગે ક્યા હોતા હૈ. રામ ને સુગ્રીવ કો રાજા બનાયા, આપ પ્રવર્ષણ પર્વત પર કુટી બના કર વર્ષ બિતાને લગે. સુગ્રીવ રાજ્ય પા કર ઇન્દૌરનરેશ સર તુકોજી કી તરહ એશો-આરામ મેં મસ્ત હો ગયે. ફિર ક્યા કિસી દુઃખિયા કી સુધ રહતી હૈ ! કઇ મહીને બીત ગયે, સુગ્રીવ ને ખબર હી ન લી, તબ તો શ્રીરામચંદ્ર કો ક્રોધ આયાઃ-'ઐં ! ઇસકી તો યહ પ્રતિજ્ઞા થી, કિ મૈં સીતા કે ઢૂંઢને મેં અપના સબ કુછ લગા દૂંગા; પર રાજ્ય પા કર યહ ઐસા મદમત્ત હો ગયા હૈ કિ કુછ ખબર હી નહીં રહી; તો ફિર બસઃ—"અબ સુગ્રીવ કી ભલાઇ નહીં હૈઃ—"

" જેહિ સાયક મારા મૈં બાલી, તેહિ સર હતઉં મૂઢ કહં કાલી. "

લક્ષ્મણજી કો તો જરા સે ઇશારે કી દેરી રહતી હી થીઃ—

' લછિમન ક્રોધવંત પ્રભુ જાના, ધનુષ ચઢાઇ ગહે કર બાના. '

રામ ને સમઝા કિ લક્ષ્મણ તો જા કર એકદમ પ્રલય કર દેગા. ક્રોધ ઇસકે સંભાલે ન સંભલેગા. ઉન્હોંને તુરંત સાફ કર કે કહાઃ—

" ભય દિખાઈ લ આવહુ, તાત ! સખા સુગ્રીવ. "

ભાઈ ! સુગ્રીવ મિત્ર હો ચૂકા હૈ. ઉસે કેવલ ભય દિખા કર લે આઓ-ધનુષ ડરાને કે લિયે

ચઢાએ રખો, પર બાણ છોડ ન દેના.

કૈસી નીતિ હૈ. યહાં વીરતા સફલ હોતી હૈ. લક્ષ્મણ ગયે. સુગ્રીવ ડર ગયે, હોશ આયા. ઇધર-ઉધર ઢુંઢને કે લિયે અનુચરોં કો કડી આજ્ઞા દે કર ભેજા. સીતાજી કા પતા લગા. ફિર શત્રુ કે ભાઇ વિભીષણ કો ફોડા-ઉસે રાજા બનાને કા વચન દિયા. વચન તો વચન, તિલક ભી પહલે હી કર દિયા. દૃઢપ્રતિજ્ઞ રામ પર વિશ્વાસ થા હી. ફિર ક્યા થા? ઘર કા ભેદિયા લંકાદાહ હો ગયા. મિત્ર સુગ્રીવ કી સેના ને, સેના તો અલગ, ઉસકે એક અનુચર હનુમાન ને હી, જો જો જૌહર દિખાએ ઔર જૈસા કુછ ઉસકા વર્ણન ગોસ્વામીજી ને કિયા હૈ, વહ સબ ફિર દેખીએગા. અચ્છી તરહ દેખીએગા, યે હી ચીજેં તો મર્દોં કે દેખને કી હૈં.

( "વીરસંદેશ" માસિકમાં લેખકઃ-શ્રી. કિશોરીદાસજી બાજપેયી શાસ્ત્રી )

## ૪૦-स्वामीश्री विचारानंदजीना मननीय विचार

ભાઇઓ અને બહેનો ! આજે મને અત્રે આનંદ અને શોક બંને થાય છે. શોક એટલા માટે થાય છે કે, તમે અહીં કલાક બે કલાક માટે બીડી જેવી સાધારણ વસ્તુ પણ છોડી શકતા નથી. ભવિષ્યમાં એવી સ્થિતિ જરૂર આવવાની છે કે જ્યારે તમને રોટલો મળશે કે કેમ, તે પણ સવાલ છે. તમે માનો કે ન માનો, પણ ભવિષ્યમાં એક કોમી લડાઈ આવી રહી છે, જ્યારે એક કોમી આગેવાન અથવા સરદાર હુકમ કરશે કે, એક કરોડ માણસો વોલંટિયર જોઇએ, તેજ વખતે તમારે તૈયાર થવું પડશે. તમે સ્વરાજની વાતો કરો છો, પણ સ્વરાજ કાંઈ શક્તિ ખીલવ્યા વગર મળતું નથી. હું ખુલ્લું કહું છું કે, ધારાસભાઓમાં કે બીજી જગ્યાએ સ્વરાજ મળી શકવાનું નથી. નો-ચેઈન્જર્સ (નાફેરવાદીઓ) કહેશે કે, અમે રેંટીયો કાંતી સૂતર કાઢશું એટલે સ્વરાજ મળશે. હું ચેલેંજ આપું છું કે, એ રીતે સ્વરાજ કદી નહિ મળે. હિંદુસ્થાનને માટે એક કરોડ માણસો મરવાને માટે તૈયાર થશે, તે દિવસે સ્વરાજની તમને આપોઆપ ભેટ આપવામાં આવશે. આજે જમનાના કિનારા ઉપર બંગલામાં રહેતી ૧૬-૧૭ વર્ષની એક યૂરોપીયન છોકરી એકલી બહાર નીકળી ખુશીથી ૭-સાત માઈલ જંગલમાં ફરી આવે છે, પણ તેનું કોઇ નામ પણ લેતું નથી. તેને ખાત્રી છે કે, જો મારી સામે કોઇ ખરાબ નજરથી એક દૃષ્ટિસરખી પણ કરશે તો મારા જાત-ભાઇઓ તેને પગ નીચે ચગદી મારશે! ત્યારે હિંદુઓની સ્થિતિ એથી ઉલટીજ છે. હિંદુઓની ૧૬-૧૭ વર્ષની છોકરીઓ નિર્ભય રીતે રસ્તામાં ફરી શકતી નથી. ૨૪ કરોડ હિંદુઓ જ્યારે મોટી સ્ત્રીને માતા કે બહેન અને નાનીને પુત્રી જેવી માનતા થશે; એક બ્રાહ્મણ એમ માનશે કે, ભંગીની સ્ત્રી મારી બહેન છે; એક ભંગી એમ માનશે કે, બ્રાહ્મણની સ્ત્રી મારી બહેન છે; ત્યારે જગતમાં મુસલમાન કે અંગ્રેજ હિંદુઓનું નામ પણ લઇ શકશે નહિ. હિંદુઓએ બાળલગ્નો અટકાવવાં જોઇએ, બીજા દેશોમાં પહેલાં શક્તિ, પછી લક્ષ્મી અને પછી સ્ત્રીની વાત થાય છે. જે દેશમાં શક્તિ છે ત્યાં બુદ્ધિ છે અને લક્ષ્મી બુદ્ધિના પ્રકાશમાં ચાલી જાય છે. આજે પશ્ચિમના બુદ્ધિના પ્રકાશમાં લક્ષ્મી ત્યાં જઇને વસી છે. હિંદુઓ તો શક્તિની પરવાજ કરતા નથી. પહેલાં સ્ત્રીની વાત થાય છે, પછી લક્ષ્મી. આવી પ્રજાનો કોઇ દિવસ ઉદ્ધાર થઈ શકતો નથી. સિંધમાં મેં ત્રણ વાર મુસાફરી કરી છે. ત્યાં એવી સ્થિતિ જોઈ છે કે, વીસ-ત્રીસ મુસલમાનો એકઠા થઈ હિંદુઓના ઘરમાંથી હિંદુઓની છોકરીઓને ઉઠાવી જાય છે. આ સ્થિતિ મેં મારી નજરે જોઈ છે, પણ એવા ગુન્હેગારોને સરકાર સુદ્ધાં કાંઇ કરી શકતી નથી.

( તા. ૨૭-મે ૧૯૨૮ ના "પ્રગતિ"માંથી )

# ૪૧–हरडां तथा त्रिफळांनी दवातरीके अनेक प्रकारनो उपयोग

**શ્વાસ તથા ઉધરસ**—હરડે તથા બેહેડાંનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી શ્વાસ તથા ઉધરસ મટે છે.

**કમળો**-ગૌમૂત્રમાં બે ત્રણ અઠવાડીઆં સુધી હરડે પીવાથી કમળો મટે છે.

**શૂળ**-હરડેનું ચૂર્ણ ગોળ સાથે મેળવીને ખાવાથી મટે છે.

હરડે, કાળીદ્રાક્ષ તથા સાકરને મિશ્ર કરી તેની અકેક તોલાભારની. ગોળીઓ વાળી રોજ બે વખત અકેક ખાવાથી અમ્લપિત્ત રોગ મટે છે.

**ભગંદર**—ત્રિફળાં તથા ખેરની છાલના ક્વાથમાં ભેંસનું ઘી તથા વાવડીંગનું ચૂર્ણ નાખીને કેટલાક વખત સુધી સેવન કરવાથી ભગંદર મટે છે.

ભોજન કર્યા પછી હરડેનું ચૂર્ણ ખાવાથી અન્નપાનના દોષ અને વાતપિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલ રોગ મટે છે.

હરડેના ચૂર્ણથી બમણી દ્રાક્ષ લઇને બંનેને ભેગાં ઘુંટી બહેડાંના ફળના જેવી ગોળીઓ બનાવી રોજ પ્રાતઃકાળમાં ખાવાથી પિત્ત, હૃદયરોગ, રક્તદોષ, વિષમજ્વર, પાન્ડુરોગ, વમન, કુષ્ઠ, ખાંસી, કમળો, અરુચિ, પ્રમેહ, ગોળો અને પીડિકા રોગ મટે છે.

ત્રિફળાંની રાખ કરીને મધમાં કાલવી ગરમીનાં ચાંદાંપર ચોપડવાથી મટે છે, તેમજ મોંમાં ચાંદીઓ પડતી હોય તો તે મોંમાં ધરી રાખી થુંકથી ભરાઇ જાય ત્યારે કોગળો કરી નાખવાથી મોંની ચાંદીઓ મટે છે.

મોટી હરડે ઠંડા પાણીમાં ઘસીને મધ અગર ધાવણમાં નાના છોકરાને પાવાથી રેચ લાગે છે.

હરડે તથા ઇંદ્રજવની ફાકી તો.૧ ગોળમાં ખાવાથી ટાઢીઓ તાવ મટી જાય છે.

હરડે દીવેલની સાથે ખાવાથી ગંઠીઓ વા મટી જાય છે.

હરડે, સુંઠ, મોથ તથા ગોળ સરખે ભાગે મેળવી તેનું મિશ્રણ કરી ઘુંટીને ગોળી વાળી ખાવાથી મરડો અને મળબંધ મટે છે તથા અજીર્ણ મટે છે.

હરડે, વજ અને ઉપલેટને પાણીમાં વાટીને ધાવણ તથા મધ સાથે જરા જરા નાના બાળકને પાવાથી બાળકનું ગળું પડયું હશે (તાલુકંટ) તો તે મટશે.

ત્રિફળાંનું ચૂર્ણ ઘીસાકરમાં કેટલાક દિવસ સુધી ચાટવાથી આંખોના રોગો મટે છે.

હીમજ, મીંઢીઆવળ, વરીઆળી તથા સંચળની ફાકી ખાવાથી બંધકોશ મટે છે.

ત્રિફળાં રાત્રે માટીના કોરા વાસણમાં પલાળી રાખવાં અને તે પાણી ગાળી લઈ સવારમાં તે આંખે છાંટવાથી આંખનાં દર્દો મટે છે.

હરડે તથા દ્રાક્ષનો ઉકાળો જુનો ગોળ નાખીને પીવાથી પિત્તગુલ્મ મટે છે.

હરડે તથા સુંઠને પાણીમાં વાટી ગરમ પાણી સાથે પીવાથી દમ તથા હેડકી મટે છે.

હીમજ એરંડીઆમાં તળીને તેની ભૂકી કરી તેમાં સરખે ભાગે સંચળ મેળવીને ખાવાથી મળશુદ્ધિ થાય છે.

ત્રિફળાંનો ઉકાળો હળદરનું ચૂર્ણ તથા મધ નાખીને પીવાથી પ્રમેહ મટે છે.

ત્રિફળાંનો ઉકાળો મધ નાખીને કેટલાક માસ સુધી પીવાથી મેદરોગ મટે છે.

// ત્રિફળાંનો ઉકાળો ગોમૂત્ર સાથે પીવાથી વૃષણકોથળી મોટી થઇ હોય તો તે મટે છે. //

હીમજનું ચૂર્ણ ગોમૂત્રમાં કે એરંડીઆમાં ખાવાથી અથવા ત્રિફળા ચૂર્ણ દૂધમાં ખાવાથી અંડવૃદ્ધિ તથા વધરાવળના રોગ મટે છે.

માર્ગમાં ચાલતાં થાકેલા, બળહીન, રૂક્ષ, કૃષ, ઉપવાસથી દુર્બળ થયેલા, અધિક પિત્તવાળા, ગર્ભવતી સ્ત્રી, ફસ ખુલી હોય, નવીન જ્વરવાળા, હનુસ્તંભ રોગવાળા અને શોષવાળા મનુષ્યે હરડેનું સેવન કરવું નહિ.

( "ભાગ્યોદય" માસિકના એક અંકમાંથી )

# ૪૨–घरगतु सादा वैदक टुचका

**અતિસાર**—બિલી, વાળો, કરિયાતુ, ગળો, મોથ અને ઇંદ્રજવનો કવાથ પીવાથી તાવ સાથેનો તથા તમામ પ્રકારનો અતિસાર મટી જાય છે.

**મરડો**—જાયફળ, ખારેક અને ચોખ્ખું અફીણ ત્રણે બરોબર વજને લઇને પાનના રસમાં ઘુંટીને ચણાના દાણા જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક ગોળી છાસની સાથે ખાવી. એમ સાત દિવસ સુધી દરરોજ એક ગોળી ખાવાથી મરડો મટી જાય છે.*

**સંગ્રહણી**—ચીત્રક, પીપરીમૂળ, જવખાર, પંચલવણ, ત્રિકટુ, હીંગ, અજમોદ અને ચવક, સરખે ભાગે લઈ ચૂર્ણ કરી બીજોરાના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી દરરોજ સવારમાં એક ગોળી છાસની સાથે ખાવાથી સંગ્રહણી મટે છે.

**કૉલેરા**—એલચી માસા ૪, લવીંગ માસા ૪, અફીણ માસો ૧ અને જાયફળ માસા ૧૦ લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૪ માસા ઉના પાણી સાથે લેવાથી કૉલેરા તરત મટી જાય છે.

**ચાંદી**—(૧) દાડમની છાલનું ચૂર્ણ ચાંદી ઉપર દબાવવાથી મટી જાય છે. (૨) લોઢાની કઢાઈમાં ત્રિફળાને બાળી તેની ભસ્મ મધમાં મેળવી ઉપદંશની ચાંદી ઉપર ચોપડવાથી ચાંદી તરતજ રૂઝાઇ જાય છે. (૩) ધોળો કાથો અને ચીકણી સોપારીની રાખ ચાંદી ઉપર લગાવવાથી ચાંદી રૂઝાઈ જાય છે.

**ધાતુસ્રાવ**—(૧)અકલગરો, સુંઠ, કંકોળ, કેસર, પીંપર, જાયફળ, જાવંત્રી અને ધોળી સુખડ, એ આઠે ઔષધો એકેક ભાગ અને અફીણ ચાર ભાગ લઇ મિશ્ર કરી ખાંડી ચૂર્ણ કરવું. માત્રા ૧ માસો મધ સાથે લઈ ચાટવું. તેથી ધાતુસ્રાવનો વ્યાધિ મટી જાય છે અને વીર્યસ્તંભન થઇ સારી શક્તિ આવે છે. (૨) આંબળાં, આસન, શતાવરી, મુશળી, કૌચાં, એખરો, જેઠીમધ અને ગોખરૂ, એ સર્વનું ચૂર્ણ કરી દૂધ-સાકર સાથે પીવાથી ધાતુસ્રાવમાં સારો ફાયદો થાય છે.

**પાંડુ**—(૧) ચીત્રકમૂળને આવળકંટીના કાઢાની ત્રણ ભાવના આપી પછી તેનું ચૂર્ણ કરી ૦॥ તોલો ગાયના ઘી સાથે રાત્રે ખાવું. આથી પાંડુરોગ મટે છે. (૨) શિલાજિત, મધ, વાવડીંગ, હરડે અને સાકર સરખે વજને લઇ તેનું ચૂર્ણ કરી મધમાં ૦॥ તોલો મિશ્ર કરી રોજ સવારમાં ખાવાથી પંદર દિવસમાં પાંડુરોગ મટે છે.

**હરસ**—(૧) નેપાળો, ચીત્રક, સાજીખાર અને દૂધિયો વછનાગ, એઓનું ગાયના મૂત્રથી વાટેલું ચૂર્ણ હરસ ઉપર લગાડવાથી હરસ ખરી પડે છે.

(૨) પીંપળાની લાખ, હળદર, જેઠીમધ, મજીઠ અને નીલકમળ, એ સર્વને સરખે વજને લઈ સૂક્ષ્મ વાટી બકરીના દૂધ સાથે હમેશાં ટાંક ૨ ભાર ખાવાથી ૪૯ દિવસમાં હરસ મટી જાય છે.

(૩) લીંબોળીની મીંજ અને એળીઓ બંને સરખે વજને લઈ પાણી સાથે ખલમાં ઝીણું ઘુંટી ૧ રતી પ્રમાણે ગોળીઓ વાળી ૧ ગોળી રસવંતીના પાણી સાથે રોજ સવારમાં ખાવાથી ૨૧ દિવસમાં દુઝતા મસા મટી જાય છે.

(૪) વાદરાની વિષ્ટા, અજમાનાં ફૂલ અને કળીચુનો, એ સર્વની ધૂણી ૭ દિવસસુધી આપવાથી હરસ ખરી પડે છે.

**ફુલું**—ગધેડાની દાઢ લઈ પાણીમાં ઘસી આંખમાં આંજવાથી શીતળાનું ફૂલું મટી જાય છે.

**ભગંદર**—હરડે, બેડાં અને આમળાંના પાણીમાં બિલાડીના કે કૂતરાના હાડકાને ઘસીને લેપ કરવાથી ભગંદર મટી જાય છે. ("ભાગ્યોદય" ના ચૈત્ર-૧૯૭૦ ના અંકમાંથી)

---

* ઝાડા અને મરડામાં લંઘન બહુ ફાયદાકારક છે. થોડી થોડી ઘાટી અને મોળી છાશ લેવી એ ઠીક છે. છતાં ખોરાક પણ ખાવોજ હોય તો એવી છાશની સાથે થોડો ભાત ખાવો. વળી કોઇ પણ પ્રકારના મરડા ઉપર મોળી છાશ કે એકલા પાણી સાથે કડાછાલનું ચૂર્ણ તો. ૦। દિવસમાં બે ત્રણ વાર લેવાથી દરદ મટે છે. અફીણવાળી કોઇ પણ દવા લેવી એકંદરે સારી નથી. સંપાદક

# ૪૩–શરીરના આરોગ્ય તથા અદ્ભુત બળવિષે છૂટક સ્મરણો

અજીર્ણ વખતે સફરજન ખાવાથી સારો ફાયદો થાય છે.

ઘણા ભાગે સ્ત્રીઓને ખસ નહિ થવાનું કારણ તેમનાં આંગળાંને કસરત મળે છે તેજ છે.

એક લેખક કહે છે કે 'શિક્ષણનો ધંધો કરનાર પૈકી ઘણાઓને ક્ષય થાય છે' તેનું કારણ, ઘણાં બાળકો વચ્ચે ઉભા રહી પલાખાં પૂછવાં કે સાથે કવિતા વગેરે બોલાવી તેમના ઉચ્છ્વાસવાટે નીકળેલી ઝેરી હવાનો જમાવ એક નાના ઓરડામાં કરી તેનો શિક્ષકોએ પ્રાણવાયુતરીકે ઉપયોગ કરવો એજ છે.

કેટલીક પરદેશી દવાઓ હવે એવી બહાર પડી છે, કે જેના વપરાશથી માંસાહાર અને દારૂનું વ્યસન આપોઆપ લાગુ પડે છે.

પ્રમાણિક વૈદોને ત્યાં વ્યાયામ અને તાજી હવા એજ ઔષધતરીકે આપવામાં આવે છે.

પૈસાના લાલચુ વૈદો વ્યાયામના અમૂલ્ય લાભો સમજતા હોવા છતાં દરદી આગળ તે વાત હસી કહાડે છે; અને પોતાના સ્વાર્થને ખાતર પોતાની દવાનાંજ વખાણ કરે છે.

એક ડાકટર કહે છે કેઃ-પિત્તાશયના ઘણાખરા રોગો જેવા કે આમવાયુ, અજીર્ણ અને તેથી થતા ઝાડા-ઉલટી, મધુપ્રમેહ અને મજ્જાતંતુ સંબંધી કેટલાક વિકારો માત્ર સારો ખોરાક અને નિયમિત વ્યાયામથીજ સારા થાય છે.

આ દુનિયાનાં ઘણાં માણસો તેમનાં માતપિતા કરતાં ઓછી ઉંમરે ગુજરી જવાનું મુખ્ય કારણ કુદરતી નિયમો તરફનું દુર્લક્ષ, એજ છે.

એમ કહેવાય છે કે, જેના નખ વહેલા વધે, નખની નજીકની ચામડી (હાથની આંગળીઓ) પર થોડેક છેટે રેસા ઉખડે, ઉંઘ સારી આવે, દસ્ત સાફ ને કઠણ થાય ને ભૂખ સારી લાગે તેની તંદુરસ્તી સારી સમજવી.

એવું કહેવાય છે કે, જેમનો જન્મ વસંતઋતુમાં થયો હોય તેઓ ઘણું જીવે છે.

જેમની હથેળી લાંબી હોય છે, તે માણસો માયાળુ હોય છે. છાતીએ વાળવાળા ભોળા અને વાળવગરના કપટી હોય છે. ઘણું કરી પાતળા માણસો ગરમ સ્વભાવના હોય છે ને તે વધારે જીવે છે. જાડા માણસો શાન્ત સ્વભાવના હોય છે.

અયોધ્યાનો નવાબ શુજાઉદ્દૌલ્લા મદોન્મત્ત હાથીના પાછલા પગ ઉપર ચઢીને બે હાથે પૂછડું તાણી તેને હાલવા દેતો ન હતો. નદીમાં મગરને જોતો કે તુરત પાણીમાં કૂદી પડી ડૂબકી મારીને તેનું પૂછડું પકડી કાચંડાની પેઠે બહાર ખેંચી કાઢતો.

વિયેનામાં ફ્રાન્સિસ નામે એક સરદાર હતો. તે અને બીજા કેટલાક માણસો સાથે બેસીને ટાઢના વખતમાં તાપણી તાપતા હતા. તેવામાં ભડકો મોટો હોવાથી લાકડાં થઈરહ્યાં ને હવે બીજું કંઇ બાળવાનું નહિ હોવાથી સઘળા વિચારમાં પડ્યા. એવામાં લાકડાં ભરીને રસ્તામાં થઇને જતા ગધેડા તરફ મિ૦ ફ્રાન્સિસની નજર પડી. તુરતજ ત્યાં જઇને એક ગધેડાના આગલા બે પગ એક હાથે ને પાછલા બે પગ બીજે હાથે પકડી લાકડાંસહિત તે ગધેડું ઉંચકી તાપણી નજીક લાવી મૂક્યું હતું.

માત્ર મલ્લ જેવાં ચિત્રો જોવાથીજ પ્રૉફેસર સેન્ડોને આજે જગતપ્રસિદ્ધ થયેલું અદ્ભુત બળ પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા થઈ હતી.

જે ઘરમાં સ્ત્રી કરતાં પુરુષની ઉંમર વધારે હોય છે તેને ઘણું કરી છોકરાની પ્રજા વિશેષ થાય છે, ને જ્યાં પુરુષ કરતાં સ્ત્રીની ઉંમર વધારે હોય છે તેમને ઘણું કરી કન્યાઓ (પુત્રીઓ)-ની સંખ્યા વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે.

("ભાગ્યોદય" ના એક અંકમાં લેખકઃ–શ્રી. શંકરલાલ મગનલાલ વ્યાસ)

## ૪૪-समालोचना और समालोचक

યહ બિલકુલ સચ હૈ કિ, સમાલોચક-સમાજ સાહિત્ય-નગર કી મ્યુનિસપલ-કમિટિ હૈ. ઇસકે બિના સાહિત્ય મેં અસીમ કૂડા-કચરા ભર જાને કી બહુત સંભાવના હૈ ઔર બઢતે-બઢતે યહ ગંદગી ઇતની બઢ સકતી હૈ કિ, સહૃદય-સમાજ દૂર સે હી નાક-ભૌં ચઢા કર ઉસકે વિમુખ હો જાય. આજ હમારી રાષ્ટ્રભાષા કે સાહિત્ય મેં કુછ ઐસી હી ગડબડ મચી હૈ. સમાલોચકોં કા યદ્યપિ આજ-કલ અભાવ નહીં—ભરે પડે હૈં; પરંતુ વાસ્તવ મેં જિન્હેં સમાલોચક કહા જા સકતા હૈ, ઉનકી સંખ્યા ગિનને કે લિયે આકાશ કી ઓર દૃષ્ટિ ચલી જાતી હૈ. યહ બાત નહીં કિ, હમારે યહાં સચ્ચે સમાલોચકોં કા અત્યંત અભાવ હી હો. નહીં, ઇશ્વર કી કૃપા સે અબ કિસી બાત કી કમી નહીં હૈ. સમાલોચકોં કી સંખ્યા પર્યાપ્ત હૈ. યદિ યે વિશેષ અનુભવી વિદ્યાવયોવૃદ્ધ સાહિત્યમહારથી અપની કલમ ફિરસે ડગમગાતે હુએ હાથોં મેં પકડ લેં, તો સાહિત્ય કે નયે પથિકોં કો બહુત કુછ સહારા મિલ સકતા હૈ ઔર વર્તમાન ગંદગી ભી દૂર હો કર આગે કે લિયે ઉસકી રોક હો સકતી હૈ; પરંતુ ઐસા નહીં હૈ. હમારે બહુત સે પથ-પ્રદર્શક ઇસ બર્બરતાપૂર્ણ કાલ મેં ચૂપ હો કર બૈઠ ગયે હૈં. હમ ઇસ વિષય મેં કુછ નહીં કહ સકતે. હાં, યહ બાત ચિત્ત મેં અવશ્ય આતી હૈ કિ—

"नीर-क्षीर-विवेके हंसालस्यं त्वमेव कुरुषे चेत्।
विश्वस्मिन्नधुनान्यः कुल-व्रतं पालयिष्यति कः॥"

અસ્તુ. તો સચ્ચે સમાલોચકોં કો મૌન ધારણ કર લેને સે ઇસ ક્ષેત્ર મેં ઔર ભી કુછ અંધાધુંધ મચ ગયી હૈ. અગણિત સમાલોચક પૈદા હો કર ઇધર ઉધર બરસાતી મેંડકોં કી ભાતિ ટર્રાને લગે હૈં. માનોં સૂર્ય કે અલગ હોતે હી તમસ્વતી મેં નક્ષત્રાં કી ભીડ ટિમ-ટિમા રહી હો. નહીં, યહ બાત ભી નહીં. નક્ષત્રરાશિ યદ્યપિ કુછ પ્રકાશ નહીં કર સકતી, પરંતુ વહ જનતા કા કુછ અહિત ભી તો નહીં કરતી; પરન્તુ હમારી ઇસ સમાલોચક-મંડલી સે તો આજ સાહિત્ય-જગત કી બડી ભારી હાનિ હો રહી હૈ, જિસે પ્રત્યેક આંખવાલા મનુષ્ય નિત્ય દેખતા હૈ. ઇન સમાલોચકપુંગવોં કે પ્રતાપ સે સદા હી સાહિત્ય-ક્ષેત્ર મેં તૂ-તૂ મૈં-મૈં મચી રહતી હૈ-અચ્છી તરહ ગાલી-ગલૌજ હોતી હૈ! યહ કિતની લજ્જા કી બાત હૈ?

હમ યહ નહીં કહતે કિ, સચ્ચી સમાલોચના હોતી હી નહીં. હોતી હૈ; પરંતુ બહુત કમ-ઉતની હી, જિતની કોયલે કી ખાનિ મેં હીરે કી પ્રાપ્તિ. ઇસ સચ્ચી સમાલોચના કે અતિરિક્ત હિંદી મેં પ્રાયઃ પાંચ પ્રકાર કે સમાલોચક-દલ દિખાઈ દેતે હૈં. ઇનકે નામોં કા સ્મરણ કર લેના ભી અનુચિત યા અપ્રાસંગિક ન હોગા. સુનિયે—

### ૧-અવિશેષજ્ઞ-દલ

કઇ લોગ ઐસે-ઐસે વિષયોં કી સમાલોચના લિખને બૈઠ જાતે હૈં જિન વિષયોં કી વિશેષજ્ઞતાસે વે સ્વયં હી બહુત દૂર હોતે હૈં. વિશેષજ્ઞતા તો દૂર કી બાત હૈ, કોઇ કોઇ તો ઉસ વિષય સે એકદમ અપરિચિત હી હોતે હૈં. ઇસ શ્રેણી કે મહાનુભાવોં કા ઉદાહરણ દેને કી આવશ્યકતા નહીં. ક્યોંકિ ઇન્હીં કી અધિક ભરમાર હૈ. પાઠક નિત્ય હી પત્ર-પત્રિકાઓં મેં ઇનકા પરિચય પાતે હૈં.

### ૨-દ્વેષી-દલ

ઇસ દલ કે લોગ સમાલોચના કે બહાને અપને દિલ કા મલાલ અચ્છી તરહ નિકાલતે હૈં. સમાલોચ્ય વિષય કે કિસી ગુણ કી સત્તા ઇન્હેં અપને સમાલોચ્ય ગ્રંથ મેં દૃષ્ટિ-ગત નહીં હોતી. આંખોં પર દ્વેષ કી પટ્ટી ચઢ જાતી હૈ. સાથ હી અવગુણ ઢૂંઢને કે લિયે સહસ્રાક્ષ બન જાતે હૈં ઔર વહીં બૈઠ કર ચોંચ મારને કી ઇચ્છા કરતે હૈં, જહાં ઇનકે કામ કી ચીજ હો. આગે બઢ

કર વ્યક્તિરૂપ મેં આ જાતે હૈં ઔર ફીર જો કુછ બન પડતા હૈ, કરતે હૈં. છોટે હી નહીં, બડે-બડે મહાજન ભી ઇસ દલ-દલ મેં આ ફંસતે હૈં.

## ૩-વકીલ-દલ

કુછ ઐસે ભી સજ્જન હોતે હૈં કિ, જો અપને સમાલોચ્ય નિબંધ કે ઉપર ઇતને લટ્ટૂ હો જાતે હૈં કિ ફિર સબ ઔર કુછ ભૂલ જાતે હૈં—

"દયે પ્રેમ-ચસમા ચખનિ ઔગુનહુ ગુન જોય."

સહૃદય-હૃદય સાક્ષી હૈં કિ, ઐસી સમાલોચના, સમાલોચના હૈ યા વકાલત! ઐસી સમાલોચનાઓં સે સાહિત્ય-ક્ષેત્ર મેં કૈસી કુછ ગડબડ મચને કી સંભાવના હૈ, સો પાઠક સમઝેં. સમાલોચક મેં હંસ કા ગુણ હોના ચાહીએ, ઉસે દૂધ કા દૂધ ઔર પાની કા પાની અલગ-અલગ કર દિખાના હી ઉચિત હૈ.

## ૪-અસાવધાન-દલ

ઇસિ ચૌથે દલ મેં વે હૈં, જો અપને સમાલોચ્ય વિષય કે પંડિત ભી હૈં, અનાવસ્યક અંધ પ્રીતિ અથવા દ્વેષ ભી જિન મેં નહીં હૈ, ઔર જો સબ પ્રકાર સે સમાલોચના કરને કે અધિકારી હૈં. પરંતુ ઈનિમેં એક અવગુણ ઐસા આ જાતા હૈ, જો ઇન સબ સમાલોચક-ગુણોં કો ઐસે દબા દેતા હૈ, કિ—"**निखिल-रसायन-राजो गन्धेनोग्रेण लशुन इव.**" વહ દોષ હૈ—અનવધાનતા. ઉદાહરણ લીજીએ. "માધુરી" કી પિછલી કિસી સંખ્યા મેં શ્રીયુત બદરીનાથ ભટ્ટ, બી૦ એ૦ કે "દુર્ગાવતી" નામક રૂપક કી સમાલોચના નિકલી થી, સમાલોચના બડી સુંદર થી. ઇસસે સમાલોચક કી વિશેષજ્ઞતા ઝલકતી થી—કેવલ "રસ" કા વિષય મુઝે સાહિત્ય-શાસ્ત્ર કે અનુકૂળ નહીં જંચા. અચ્છા, તો દેખીએ, ઐસે સુંદર સમાલોચક મેં ભી અસાવધાની રાની ને આ કર ડેરા જમા લિયા ઔર સુધાકર મેં કલંક-કાલિમા જરા સી લગા હી તો દી. સમાલોચક મહાશય ઇસ રૂપક કી નાયિકા 'દુર્ગાવતી' ઔર નાયક 'અકબર' લિખ ગયે હૈં. કથાનક સે અપરિચિત જનોં કો ઈસિ સમાલોચના સે યહ ભાન હો સકતા હૈ કિ, દુર્ગાવતી અકબર કી સ્ત્રી હોગી! કૈસા અનર્થ!! કુછ ઠિકાના હૈ!!! વસ્તુતઃ ઈસિ રૂપક કી 'નાયિકા' તો હૈ દુર્ગાવતી ઔર "પ્રતિ-નાયક" હૈ અકબર.

## ૫-ગપડચૌથ-દલ

યહ પાંચવાં દલ દિલ્હી કા પાંચવાં સવાર હૈ. ઇસકી લીલા અપરંપાર હૈ, ઈસિ દલ કે લોગોં કા જ્ઞાન તો જો હોતા હૈ સો હોતા હી હૈ; કિન્તુ યે લોગ બડે બડે મહનીય પુરુષોં પર ભી કીચડ ઉછાલતે તનિક ભી નહીં સકુચતે, યહ બડે દુઃખ કી બાત હૈ. ગીદડ શેર કે કાન પકડને જાતે હૈં, પંડિત-રાજ કે શબ્દોં મેં:—

"**लीला-लुण्ठित-शारदापुर-महासम्पन्नराणां पुरो-**
**विद्या-सद्म-विनिर्गलत्कणमुषो जल्पन्ति चेत्पामराः ।**
**अघ इवः फणिनां शकुन्त-शिशवो दन्तावलानां शशाः,**
**सिंहानां च सुखेन मूर्द्धसु पदं धास्यन्ति शालावृकाः ॥**"

પરંતુ ઈસિ દલ કા શીઘ્ર હી શાસન હોના ચાહીએ. યદિ ઇન સમાલોચકોં કી કડી સમાલોચના હોની ન પ્રારંભ હુઇ, તો સમઝ લેના ચાહિયે કિ, સાહિત્ય મેં શીઘ્ર હી બીભત્સ નરક દીખ પડેગા.

અંત મેં હમ દો શબ્દ ઔર કહ કર ચૂપ હોતે હૈં. યહ બાત હમ ઉપર કઇ વાર કહ ચૂકે હૈં કિ, ઇન ભદ્દી સમાલોચનાઓં કી સમાલોચના હોની બહુત આવશ્યક હૈ. દૂસરી બાત યહ કિ, સમાલોચના સંબંધી સાહિત્ય કે નિર્માણ હોને કી બડી જરૂરત હૈ. સંસાર કા કોઈ ભી કાર્ય બિના સહારે ઉત્તમ ઔર પરિમાર્જિત રૂપ મેં નહીં હો સકતા. આજકલ પ્રત્યેક બાત કે લિયે નિયમ ઔર ઉસકા સાહિત્ય બનતા દીખ પડતા હૈ; પરંતુ ઇસ આવશ્યક વિષય કી ઓર

અભી તક ધ્યાન હી નહીં દિયા ગયા હૈ. હમ આશા કરતે હૈં કિ રાષ્ટ્ર-ભાષા ઔર રાષ્ટ્ર-લિપિ કી સંસ્થાએં તો ઇધર વિશેષ ઝુકેંગી હી, કિન્તુ ઉનસે પહલે હમારે સહૃદય વિદ્વાન્ અપની કલમ ઇસ વિષય કે લિયે ઉઠાયેંગે. કહને કો કુછ પુસ્તકેં ઇસ વિષય કી નિકલી હૈં, જૈસે-"સાહિત્યાલોચન ઔર સમાલોચના." પરંતુ ઇનસે અભીષ્ટ-સિદ્ધિ નહીં, ઇન દોનોં પુસ્તકો મેં સે અંતિમ કો હી હમ સમાલોચના કા નિબંધ કહ સકતે હૈં; કિન્તુ યહ નિબંધ તો ઇસ મહાન્ વિષય કી સૂચિમાત્ર ભી નહીં, ઇસ પર બડે-બડે ગ્રંથ-રત્ન નિકલને ચાહીએ. "સાહિત્યાલોચન" કો હમ ઇસ વિષય કા ગ્રંથ નહીં કહ સકતે, યદ્યપિ ઉસમેં પ્રસંગવશ ઇસ વિષય કા ભી ઉલ્લેખ અવશ્ય હુઆ હૈ; પર પ્રધાનતા સે નહીં. ઇસે હમ સાહિત્ય ગ્રંથ કહેંગે, જિસકી રચના સાહિત્ય-શાસ્ત્ર કે આધાર પર હૈ. ધ્યાન દેને કી બાત હૈ કિ જિસ શાસ્ત્ર મેં કાવ્ય આદિ શાસ્ત્ર કી આલોચના હોતી હૈ, ઉસે સાહિત્ય-શાસ્ત્ર કહતે હૈં; ઔર જિસમેં સમાલોચના કે નિયમ, સમાલોચક કે ગુણ-દોષ તથા સમાલોચનાઓં કી સમાલોચના રહતી હૈ, ઉસે "સમાલોચના-શાસ્ત્ર" કહતે હૈં. યહ પરિભાષા બહુત ઠીક હૈ ઔર ઇસકે અનુસાર 'સાહિત્યાલોચન' સાહિત્ય-ગ્રંથ હી હૈ. આશા હૈ, મેરી પ્રાર્થના પર ધ્યાન દિયા જાયગા; ઔર સમાલોચના-શાસ્ત્ર પર અધિકારી વિદ્વાન્ ગ્રંથ પ્રણયન કરને કી કૃપા કરેંગે.

( "વીરસંદેશ" માસિકમાં લેખકઃ-એક શાસ્ત્રી મહોદય )

# ४५—महान देशभक्त जोजी रिजल

'જોજી રિજલ' ઉન આદમિયોં મેં થા, જિનકે જીવન કી સબસે બડી હાર ઉનકી સબસે બડી જીત હોતી હૈ.

એશિયા મેં ફિલિપાઇન દ્વીપસમૂહ તો તુમને દેખા હી હોગા. પહલે યહ દ્વીપ સ્પેનવાલોં કે અધિકાર મેં થા. અબ ઉસ પર સંયુક્ત-અમેરિકા કા રાજ્ય હૈ. વહાં કે લોગ અપના અસલી ધર્મ, અસલી ભાષા-સબ ત્યાગ કર કે સ્પેન કા ધર્મ માનતે હૈં ઔર સ્પેન કી ભાષા બોલતે તથા લિખતે હૈં. ધર્મ, ભાષા, રહન-સહન-સબ કુછ બદલ ડાલને પર ભી સ્પેન ને ઉન લોગોં કો સ્વરાજ્ય નહીં દિયા. વહાં કે લોગ સ્વરાજ્ય કે લિયે આન્દોલન કર રહે થે, ઔર સ્પેન-સરકાર કભી વાદે કર કે કભી આપસ મેં ફૂટ ડાલકર-ઔર કભી કઠોર નીતિ સે ઉન લોગોં કો કુચલતી રહતી થી. અંત મેં વહાં એક 'ગાંધી' કા અવતાર હુઆ. ઉસી 'ગાંધી' કા નામ 'જોજી રિજલ' થા. 'જોજી રિજલ' અપને દેશ કી દુર્દશા પર બરાબર આંસુ બહાતા રહતા થા. વિદેશિયોં કે હાથોં અપને ભાઇઓં કી હત્યા, બહનોં કા અપમાન ઔર નીતિ કા ખૂન હોતે દેખ કર ઉસે અસીમ દુઃખ હોતા થા. ઉસને સુધાર કે લિયે યુવકોં કી સંસ્થાયેં બનાઈ, સમાચાર-પત્ર નિકાલે ઔર વ્યાખ્યાનોંદ્વારા જનતા કો જગાને લગા. ગાંધી હી કી ભાંતિ વહ ભી પ્રજા કો શાન્ત રહને કે લિયે કહા કરતા થા.

સ્પેન સરકાર કો ઉસકે યે પ્રયત્ન ભયંકર માલૂમ હુએ. ઉન્હોંને ઉસકો પકડ કર કૈદ કર દેના ચાહા. ઉસકો યહ ખબર મિલ ગઇ. વહ ચૂપકે સે ભાગ નિકલા ઔર ફ્રાંસ પહુંચ કર કાનુન પઢને લગા. ઉસકી બુદ્ધિ ઇતની તીવ્ર થી કિ ઉસને ૨-૩ સાલોં મેં હી વિજ્ઞાન, દર્શન, ચિકિત્સા આદિ કઈ શાસ્ત્રોં કી સનદ હાસિલ કર લી.

ફ્રાન્સ હી મેં ઉસને એક ઉપન્યાસ લિખા. ઇસમેં ઉસને ઉસ અન્યાય કા ચિત્ર ખીંચા, જો સ્પેનવાલે ઉસકે દેશ પર કર રહે થે. પુસ્તક એક સચ્ચી ઘટના કે આધાર પર લિખી ગઇ થી. પુસ્તક કી ભાષા, શૈલી ઔર ચિત્રણ ઇતને સજીવ થે કિ ફિલિપાઇન મેં ઘર-ઘર ઉસકી ચર્ચા હોને લગી. સ્પેન સરકાર ને તુરંત હી પુસ્તક કા ફિલિપાઇન મેં આના બન્દ કર દિયા; મગર લોગ ઉસ પુસ્તક કે લિયે ઇતને ઉત્સુક હો રહે થે કિ ચોરી સે કપડે કી ગાંઠોં મેં વહ લાઈ જાતી થી. લોગ છિપ-છિપ કર ઉસે પઢતે થે ઔર રોતે થે.

ઇસ ઉપન્યાસ કે પ્રચાર સે 'જોજી' કા દિલ ઔર બઢા. ઉસને એક દૂસરા ઉપન્યાસ લિખા જો પહલે સે ભી સુંદર થા. વહ ભી ફ્રાન્સ. મેં હી છપા ઔર ચોરી સે ફિલિપાઇન પહુંચાયા ગયા. ઇસ પુસ્તક ને તો માનોં દેશ મેં આગ લગા દી. લોગ ખુલે-ખજાને સરકાર કી નિંદા કરને લગે. સ્પેન કે કર્મચારી 'જોજી' પર દાંત પીસ-પીસ કર રહ જાતે થે. ઉસે પા જાતે તો કચ્ચા હી ખા જાતે.

મગર 'જોજી' સ્પેન-સરકાર સે જરા ભી ન ડરા. ઉસને જો કુછ લિખા થા, આંખોં-દેખી બાતેં થીં. ઉસકે પાસ પ્રમાણ ભી મૌજૂદ થા; ફિર વહ ક્યોં ડરતા? વહ કિસી ભી અદાલત કે સામને અપની સફાઇ પેશ કર સકતા થા. ઇસ લિયે, પઢાઇ પૂરી હો જાને કે બાદ, વહ ફિલિપાઇન આ પહુંચા. યહાં લાખોં સ્રીપુરુષ ઉસકા સ્વાગત કરને કે લિયે જમા થે. જિસ વક્ત વહ જહાજ સે ઉતરા, સારે શહર મેં હલચલ મચ ગઇ. વહ જનતા કા મિત્ર થા. લોગોં ને ઇતની ધૂમધામ સે ઉસકા સ્વાગત કિયા, માનો ઉનકા રાજા આ ગયા હો.

સ્પેન સરકાર ભી દાવ-ઘાત દેખ રહી થી. 'જોજી' પર વિદ્રોહ ફૈલાનેવાલી પુસ્તક લિખને કા અપરાધ તો થા હી; આખિર વહ પકડ લિયા ગયા. જનતા મેં બડી ખલબલી મચી. જાન પડતા થા કિ ખૂન-ખરાબી હુએ બિના ન રહેગા; પર જોજી ને-હાથકડિયાં પહને ઔર પુલિસ કે સિપાઇઓં કે બીચ મેં ઘિરે હોને પર ભી-ઉન્હેં યહી ઉપદેશ દિયા કિ 'શાન્ત રહો.'

જોજી પર મુકદ્દમા ચલા દિયા ગયા. મુકદ્દમા તો નામ કો હી ચલાયા જા રહા થા; સરકાર ને તો ઉસે દંડ દેને કા પહલે હી નિશ્ચય કર લિયા થા. કઇ દિન તક ન્યાય કા નાટક હોતા રહા. આખિર ઉસે મૌત કી સજા દે દી ગઇ. ઉસે ગોલી મારે જાને કા ફૈસલા સુના દિયા ગયા.

ફૌજ કા એક રિસાલા 'જોજી' કો સારે શહર મેં ઘુમાતા હુઆ કિલે કે સામનેવાલે મૈદાન મેં લે ગયા. વહાં ઉસકી હથકડિયેં ખોલ દી ગઈ. ઉસકે ચારોં તરફ ફૌજ કે સિપાહી ખડે થે. કમાન ને ઉસસે કહા—મુઝે હુકમ હૈ કિ તુમ્હેં ગોલી માર દૂં. તુમ સામને સે ગોલી ખાના પસંદ કરતે હો યા પીછે સે?

જોજી ને કહા—આપ સામને સે મારેં.

યહ તો હુકમ કે ખિલાફ હૈ.

ક્યા આપકો પીછે સે ગોલી ચલાને કા હુકમ મિલા હૈ?

હાં, ખેદ હૈ કિ મુઝે યહી હુકમ હૈ.

ક્યા આપ ઇસ હુકમ કે બદલને કે લિયે નહીં કહ સકતે?

ખેદ હૈ કિ મુઝે ઇસકા અધિકાર નહીં હૈ.

તો ફીર આપકો જો હુકમ મિલા હૈ, ઉસે પૂરા કીજીએ.

કમાન શરીફ થા, પર હુકમ કે વિરુદ્ધ ક્યા કર સકતા થા? ઉસને એક ક્ષણ કે બાદ કહા—આપ કિસી કો અન્તિમ સંદેશ ભેજના ચાહતે હોં તો વહ મૈં પહુંચા દૂંગા.

'જોજી' ને ધન્યવાદ દેતે હુએ કહા-મેરે ભાઇયોં સે મેરા યહી સંદેશ કહ દીજિયેગા કિ **દુનિયાઈ જરૂરતોં કે ગુલામ ન બને.** બસ, અબ આપ અપના કામ કીજિયે.

યહ કહ કર 'જોજી' ને આંખેં બંદ કર લીં. 'ધાંય! ધાંય!' કી આવાજ આઇ, ઔર ઉસ વીર દેશભક્ત કી લાશ જમીન પર ગિર પડી.

સ્પેન-સરકાર ને ઉસકી હત્યા કરકે અપની પાશવિકતા કા હી પરિચય નહીં દિયા, પરંતુ ઉસકી પીઠ મેં ગોલી મારકર અપને કમીનેપન ભી કા પરિચય દે દિયા.

'જોજી' તો મર ગયા, કિંતુ ઉસકા ઉપદેશ આજ ભી અમર હૈ!

("વીરસંદેશ" માસિકમાં લખનાર-'બાલક')

તેને ચીઢવવા તેના તરફ આંગળી ચીંધીને કહેતી કે "શું તારે માટે આ શરમની વાત નથી?" આ સાંભળીને તે બિચારી ઘરમાં જઇને ખૂબ રડ્યા કરતી હતી. તેનો બાળક છ વર્ષનો થયો ત્યારે મિસ્ટર બેયરે જોયું કે તે છોકરા તરફ કોઈ આંગળી કરે તો તે તરતજ રડવા લાગતો હતો.

બીજી એક સ્ત્રીને વિષે મિસ્ટર બેયર કહે છે કે, તે ગર્ભવતી હતી તેવામાં તેના માસિક પગારમાં કંઇક ઘટાડો થવાથી તેનામાં એ ટેવ પડી ગઈ કે તે પોતાના પતિ અને અન્ય નિકટના સંબંધીઓને ત્યાંથી કંઇ ને કંઈ ચીજ ચોરી લાવતી હતી. તેના બાળકમાં પણ એજ આદત દેખાતી હતી કે, તે બીજાઓની ચીજો નહોતો ચોરતો, પણ નજીકનાં સગાંઓની ઘણી ચીજો ઉઠાવી જતો હતો. તેણે પોતાની માતાની સોનાની સાંકળી, બહેનની ઘડિયાળ અને પિતાની વિંટી ચોરી હતી!

એજ મહોદય કહે છે કે, તેમણે એક ત્રણ વર્ષના બાળકને બહુ બુદ્ધિમાન જોઇને તેની માતાને તેનું કારણ પૂછ્યું. તેની માતા એક શાળામાં અધ્યાપિકા હતી. તેણે કહ્યું કે, મેં શાળામાં ઘણાંયે એવાં બાળકો જોયાં છે કે જે કશુંજ સમજતાં હોતાં નથી; તેથી હું મારી પ્રસૂતિ અવસ્થામાં પણ મારો બાળક બહુ બુદ્ધિમાન થાય એ વિષે ખાસ ધ્યાન રાખતી હતી.

સંસારના ઇતિહાસમાં ગ્યુટો નામે એક ભયંકર ખુની થઇ ગયો છે. તેણે ૧૮૮૧માં પ્રેસિડંટ ગાર્ફિલ્ડને મારી નાખ્યો હતો. તેની માતા કહે છે કે, તેને બહુ જલદી જલદી બાળક થતાં હતાં અને ગરીબાઇને લીધે તેને ગર્ભાવસ્થામા પણ વધારે મહેનતમજુરી કરવી પડતી હતી, તેથી તેને ઘણુંજ દુઃખ થતું હતું અને તે ગર્ભવતી થતા પહેલાં બહુ ડરતી હતી, તેથી જ્યારે ગ્યુટોનો ગર્ભ રહ્યો હતો ત્યારે તેણે ગર્ભપાત કરાવવાનો વિચાર કર્યો. ઘણેભાગે તે ગર્ભપાતની યુક્તિઓ અને પરિણામો વિચારતી. ત્યારપછી તેણે અનેક દવાઓ ખાધી; છતાં પણ ઇશ્વરેચ્છાએ ગર્ભપાત થયો નહિ. ગ્યુટોના જન્મ પહેલાં તેના માથામાં સણકા અને ચક્કર આવતાં હતાં. એ બધાનું પરિણામ એ આવ્યું કે, તેના છોકરાની પણ મોટા થતાં એજ સ્થિતિ થઇ.

ડૉક્ટર સ્ટૉલને એક માતાએ કહ્યું કે, ગર્ભવતી અવસ્થામાં તેને પોતાના સંબંધીઓથી અલગ રહેવું પડયું અને તેથી તે એકલી એકલી પુસ્તકો વાંચીને પોતાનો વખત ગાળતી હતી. તેની છોકરીમાં પણ એજ વૃત્તિ દેખાઇ. તે છોકરી રમકડાંને બદલે પુસ્તકો પસંદ કરતી હતી અને કલાકોના કલાકો સુધી પુસ્તક હાથમાં રાખીને રાજી રાજી થતી હતી.

એક બાળક એવું જન્મ્યું કે તેના એક હાથનો કોણીથી પંજા સુધીનો ભાગ જાણે કોઇ ડૉક્ટરે કાપી નાખ્યો ન હોય. તેની માતાને અનેક પ્રશ્નો પૂછતાં જણાયું કે, ગર્ભાવસ્થા વખતે ઘણે ભાગે તેનો દિયર ઘરમાં રહેતો હતો અને તેનો હાથ આ પ્રમાણે કાપેલો હતો.

મિસ્ટર બેયરનો એ પણ અભિપ્રાય છે કે, ગર્ભાવસ્થા વખતે માતા પોતાનાં બાળક વીર, બુદ્ધિમાન, ઉત્સાહી અને ગુણવાન થાય એવું વિચાર્યા કરે તો તે ભાવનાનું પરિણામ બાળક ઉપર જરૂર થવાનું. તેઓ એમ પણ કહે છે કે, જો માતાને અંધારામાં ડર લાગતો હોય–અને તે વિચાર્યા કરે કે તેનું બાળક નિડર થાય, તો બાળક જરૂર માતા કરતાં ઓછું ડરપોક થશે. આનો સારાંશ એ છે કે, માતાઓ જો આ બાબત ઉપર ધ્યાન આપે કે પોતાના અવગુણો બાળકમાં ન ઉતરે, તો તેનો પ્રભાવ બાળક ઉપર પડશેજ પડશે.

ડૉક્ટરોનો એ પણ અનુભવ છે કે, ગર્ભાવસ્થામાં જો માતાને કોઇ ખાસ ચીજની ઇચ્છા થાય અને તે પૂર્ણ ન થાય તો બાળકમાં તેની ઇચ્છા ઘણીજ પ્રબળ થાય છે. વૈદ્યકીય ગ્રંથોમાં ઘણી એવી બાબતો પણ મળી આવે છે કે, જન્મ્યા પછી બાળક ઘણી વાર સુધી રડ્યા કરતું હતું, પણ જ્યારે તેને તેની માતાએ ગર્ભાવસ્થામાં ઇચ્છેલી ચીજ જરા પણ આપવામાં આવી, ત્યારે તે તરતજ ચૂપ થઇ ગયું.

ગર્ભાવસ્થામાં એક સ્ત્રીને માંસની ખુશબો આવી અને તેને તે ખાવાની તરતજ ઇચ્છા થઇ; પણ તેના ધર્મ પ્રમાણે માંસ ખાવું એ યોગ્ય ન હતું, તેથી તેણે માંસ ખાધું નહિ. જ્યારે બાળક જન્મ્યું, ત્યારે તે બીલકુલ ધાવતું નહિ. દાઇએ થાકીને કહ્યું કે, આ બાળકને કોઇ પણ ચીજની

ઇચ્છા છે. માએ જરા મુંઝાઇને કહ્યું કે "કશાની પણ ઇચ્છા હશે તો તે માંસની હશે." આ સાંભળીને તેના પિતાએ થોડું માંસ બાળકને ચૂસવા આપ્યું. તે ચૂસીને બાળક શાંત થયો અને દૂધ પીવા લાગ્યો. મોટા થતાં તેનાથી માંસ ખાધા સિવાય નજ રહેવાયું; જો કે તેના ધર્મમાં તેની મના કરેલી હતી અને ઘરમાં કદી પણ કોઇએ તે ખાધું ન હતું.

બીજા એક કુટુંબની વાત છે. તે કુટુંબમાં કોઇએ દારૂનું નામ પણ કદી લીધું ન હતું; પણ ગર્ભવતી માતાને એકાએક દારૂ પીવાની ઇચ્છા થઇ. પિતાએ વિચાર્યું કે, દવાતરીકે એકાદ વાર દારૂ આપવામાં કંઇ હરકત નથી. બસ, એક વારજ પીવાથી તેની દારૂની તૃષ્ણા છીપાઇ ગઇ અને બાળક સારી રીતે જન્મ્યું.

કેટલાંય બાળકોની રીતભાત, તંદુરસ્તી અને ગુણ-અવગુણનું નિરીક્ષણ કરીને એ વિષયના જાણકારો એ નિર્ણય ઉપર આવ્યા છે કે, ગર્ભાવસ્થામાં માતાની જેવી સ્થિતિ હોય છે, તેવાજ સંસ્કાર બાળકમાં ઉતરે છે. જો તે સમયમાં રૂપિયાની છૂટ રહેતી હોય છે તો બાળક ઉદાર અથવા તો બહુ ખર્ચાળ થાય છે. જો પૈસાની તાણ રહી હોય તો બાળક કરકસરીઓ અથવા તો કંજુસ થાય છે. એજ રીતે માતાપિતાના અન્ય ગુણ-અવગુણનું પ્રતિબિંબ એક કેમેરાની પેઠે બાળકમાં ઉતરી આવે છે. ઘણેભાગે મોટા બાળક કરતાં નાનાં છોકરાં વધારે બુદ્ધિમાન અને બળવાન હોય છે; કેમકે ઉંમરલાયક થવાથી માતાપિતા પણ પહેલાં કરતાં વધારે સમજણવાળાં અને શક્તિવાળાં થાય છે. મોટા બાળક વખતે લગ્નને થોડો સમય થયો હોવાથી માતા પોતાના પતિની ખુબ સંભાળ રાખતી હોય છે, તેથી મોટા બાળકમાં પતિના ગુણ વિશેષ પ્રમાણમાં હોય છે.

ગર્ભાવસ્થાનો પ્રભાવ એવી સૂક્ષ્મ અને અદ્‌ભુત રીતે બાળક ઉપર પડે છે કે પછી ઘણાયે પૈસા ખર્ચવાથી પણ તે ગુણ-અવગુણોની અસરોને ફેરવી શકાતી નથી. અગર જો તેમાં ફેરફાર કરી શકાય તેમ હોય તો તે માતા પોતાના વિચારો સુધારે અને સારી બાબતોનું મનન કરે, તોજ થઇ શકે તેમ છે. આવા સહેજ પરિશ્રમથી માતાઓ પોતાના પ્રિય પુત્ર, કુટુંબ, જાતિ અને દેશને ઉન્નતિને માર્ગે લઈ જઇ શકે તેમ છે. આથી જે માતાઓ પોતાના બાળકના થોડાસરખા સુખને ખાતર અથવા તેને સહેજ પણ તકલીફ ન પડે તે ખાતર જીવનપર્યંત મહાનમાં મહાન ત્યાગ કરવાને સદા તૈયાર રહે છે અને પોતાના બાળકના થોડા આનંદને ખાતર પોતાનું ખાવુંપીવું, સુખદુઃખ બધુંયે ભૂલી જાય છે; તેઓ શું એટલું નહિ કરી શકે કે, માત્ર નવ માસ સુધી પોતાના આચાર-વિચાર શુદ્ધ અને ઉંચા પ્રકારના રાખવાની કાળજી રાખે ?

ડૉકટર ડીયો લેવિસે ચેસ્ટિટી નામના પુસ્તકમાં લખ્યું છે કે, જો માતાપિતા ઇચ્છતાં હોય કે, તેમનું ભાવિ બાળક કોઇ ખાસ વેપાર, ધંધો, કારીગરી વગેરેમાં વિશેષ જ્ઞાન મેળવે તો તેમણે ગર્ભાવસ્થામાંજ એવી ભાવનાઓ સેવવી જોઇએ કે, બાળક માતાના પેટમાં હોય ત્યારેજ તેના મગજમાં એ જાતના સંસ્કાર પડે. એ બાબતોના વિશેષ જ્ઞાનના અંકુરો માતાના પેટમાંજ જામે કે જેથી બાળક મોટું થતાં તે તાજાં અને સારી જાતનાં ફળફૂલ આપનારા વૃક્ષ જેવું થાય.

માતાપિતાઓએ એ ખસુસ જાણવું જોઇએ કે, બાળક મોટું થયેથી તેને સુધારવું, તે કરતાં તેને જન્મતાં પહેલાંજ સન્માર્ગે વાળી દેવું, એ અનેકગણું લાભદાયક છે. જે દાનવીર માતપિતાઓ મહામહેનતે મેળવેલું ધન બાળકોના શિક્ષણમાં ખર્ચે છે, તેઓ ધન્યવાદને પાત્ર છે; પણ તેમના કરતાં તો જેઓ પોતાનાં તન-મન બાળકના પાલનપોષણમાં સારી પેઠે ખર્ચે છે, તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર છે; અને એ કરતાં પણ સર્વોત્કૃષ્ટ કાર્ય તો તેઓજ કરે છે કે જેઓ કોડી પણ ખર્ચાવિના ગર્ભાવસ્થાના નવ માસમાં એવી ભાવનાઓનાં બીજ વાવે છે, કે જે મોટું થતાં બાળકને નિઃસંશય ઉચ્ચ માર્ગે લઇ જાય છે.

('માધુરી' વર્ષ ૬, ખંડ ૧, સંખ્યા ૪ માંના શ્રીમતી માયાદેવીજીના લેખનો અનુવાદ)

# ૫૯–ગામડાંનાં દુઃખદાયક દૃશ્યો

### લોકગીતનો હ્રાસ

"પ્રેમશૌર્યનાં ગાન ગઢવી ત્યાં ગાતા નથી; વીરભક્તિનાં પાન પાતા દેખાતા નથી." "ગ્રામ્ય ગૌરવ"
'માજી! ગયા ગીત ગીતાના ઘોષ, રાસા ચિત્ત ચોરતા રે લોલ.' "વિહારી."
'ભજન તણા લલકાર થયા હવે ત્યાં દોહ્યલા, વાર્તા પણ પલવાર સુણે સુણાવે કોય ના.' "ગ્રામ્ય ગૌરવ"
'સાધુ કે ભક્ત કે સંત કોઇ, નથી નાથનાં ગીત ગાતો જણાતો.' "ગ્રામ્ય ગૌરવ."
'વગાડતાં વીરહાક દુહા સવૈયા સોરઠા, સોરઠ રાગણી રાગ વૃત્તને દેશવટો દીધો.' "વિહારી"
'ક્યાં છે ધણ? એ ક્યાં છે બાલગોવાળ રે, ક્યાં છે વાંસલડી એ, વનવન વિંધતી?' "ન્હાનાલાલ"

આપણાં જરી પુરાણાં લોકગીત–આપણો અમૂલો વારસો છે. એ આપણાં પૂર્વજોનાં ડહાપણનો ભંડાર છે. તેમાં આપણી પુરાણી ભાવનાનું પ્રતિબિંબ ઠીક પડયું છે. તે આપણો પ્રાચીન ઇતિહાસ છે. એના વડે આપણા પૂર્વજોના સ્થૂળસૂક્ષ્મ દેહ ઘડાયા હતા. એ ટાણે કંઇ આપણે ત્યાં નકલી નિશાળોનાં ભાડુતી ઓઠાં નહોતાં. એ ટાણે તો સદાચરણીઓનાં શૌર્યભીનાં ઓઠાંમાં લોકગીતો વાટે પ્રજાના ઢાળ પાડવામાં આવતા. બીમાંથી વૃક્ષ અને ફૂલમાંથી ફળ ન્યાયે પ્રજા સહેજે પાંગરતી. પ્રત્યેક વ્યક્તિ, ગામડું, રાષ્ટ્ર કે પ્રજા પોતપોતાના વ્યક્તિત્વથી નિરાળી જણાતી; છતાં એ લોકગીતોદ્વારા એ સૌ એકમેક સાથે ફૂલગુંથણીરૂપે સંકળાઇને એક અખંડ પ્રજાશરીર ઘડાતું. જે પ્રચારકાર્ય આજકાલ 'વિજળી' અને 'વાયરલેસ'ના યુગમાં 'પ્રેસ' કે 'પ્લેટફોર્મ' નથી કરી શકતું, તે પ્રચારકામ તે ટાણે લોકગીતો આબાદ રીતે વગરપ્રયાસે સાવ સ્વાભાવિક રીતે ઘડીની છઠ્ઠી પળમાં રાવણુમથ્થાવાળો એક રખડતો ભિખારી કે વાદી ઠાર ઠાર જગવી મૂકતો કેઃ—

> બાલુભા ભૂજનો રાજા!
> છેતરીને રે છેલને ન્હોતા મારવા, છેતરીને રે આથલડાં ન્હોતાં વાઢવાં.
>
> * * * *
>
> નવાણુંમાં થીરિયા પાણી, છપ્પનિયા કાળની વાણી.
>
> * * * *
>
> આઘેરે દેશથી લેલીડો ઉતર્યો, પોરબંદર મેલાણ કીધો રે,
> રાણાનો ગઢડો લેલીડે લીધો, કોરી ને દોકડાનો ભાવ ન પૂછયો.
> રૂપિયાનો આડર દીધો રે, રાણાનો ગઢડો લેલીડે લીધો.

હૃદયને હલમલાવી દે એવાં સ્નેહભીનાં હાલરડાં ગાઇને માતાઓ બાળકોને ગળથુથીમાંથીજ વીરત્વનું પાન કરાવતી, ઓછી ઓછી થઇ જતી બહેનોનાં ગીતોથી ભાઈનું હૈયું ગજગજ ઉંચું થઇ જતું. ડોસીમાની હરખદોરી જોતજોતામાં બાળને ઉછેરીને મોટું કરતી. આ પ્રસાદીનો લ્હાવો લેનાર બાળકને 'ડોંગરેનું બાલામૃત' કે 'બાલજીવન' રૂપી ડ્ગ–દારૂનાં ડોલચાં–ઠાંસવાં નહોતાં પડતાં. હણાઇ ગયેલા ગ્રામ્ય જીવનનો ચિતાર આપતાં પોપટભાઈ યથાર્થ કહે છે કેઃ—

> ઘર જીવન મંગલ દીવડા, ઉજમાળ આશ કુટુંબની,
> શુભ પારણે ઘરડાં તણી, ભલી હરખદોરી હીંચતી;
> અતિ મધુર હાલરડાં ગવાતાં, જીવનશક્તિ પૂરતાં,
> વ્હાલપભરી સેરો ઝીલી, સહુ બાળજીવન ઝૂલતાં.

એ શુભ પારણાં હવે તો દેવામાં ડૂલ થઇ ગયાં છે, ઘરડેરાંની એ હરખદોરી પણ હવે સાસુ-વહુની લડાઇમાં તૂટી ગઈ છે; કેમકે

> 'દલપત ડુંગરો ઇ તો અમારો સસરો જો, ગંગાજીનાં નીર સાસુજી નિરમળાં રે.'

એને બદલે અત્યારે ઠાર ઠાર સાસુસસરાના "કેરકાંટા" વહુઆરૂને લાગી રહ્યા છે. અન્ન-માટે વલખાં મારતાં બાલુડાંને ઘેર રવડતાં મૂકીને પેટ માટે મીલમજુરી કરવા જનારી માતાઓ

બાપડી હવે મધુર હાલરડાં ક્યાંથી ગાઈ શકે ? પોતાના માથા ઉપર ટાંગેલી ફાટેલ તૂટેલ બાળોતિયાંની ખોયમાં છ વાસાના બાળકને સુવાડીને અનેક માતાઓ જ્યાં ત્રીકમ–પાવડા લઇને ખોદકામ કરી રહી છે ત્યાં એ વ્હાલભરી સેરો શેં છૂટે? આવી જ્યાં સ્થિતિ છે, ત્યાં ગમ્મત સાથે જ્ઞાન અને તંદુરસ્તી મેળવવા માટે સ્ત્રીઓને રાસડા લેવાનો અવકાશજ ક્યાંથી સંભવે? થાકી પાકીને લોથ થઇ જતી માતાઓ રાત્રે બાળકોને પોતાની ગોદમાં લઇને વાર્તાઓ ક્યાંથી કરે ? અગાઉ તોઃ—

મોટે મળસ્કે દળણું દળવા, બે જણી મંડી નહીં,
મૂઠી ભરી ભરી ઓરતી, ગીતડાં મીઠાં લલકારતી.

× × ×

ગોરસ ભરી ગોળી ધમકતી, છાશ ધમધમતી હતી.

× × ×

ધીમા ઝીણા મધુરધ્વનિથી રેંટીઓ ગાજતો'તો, નારીકેરા મધુર ગીતનો સૂર સાથે પૂરાતો.
ગાતી ગીતો મનભર મુખે હાસ્ય આછું ભરાતું, સુવાસેથી રસમય બની ઝુંપડીમાં છલાતું.

× × ×

ઉજાસવાળી અતિ ચાંદનીમાં, ગીતો મધુરાં નરનારી ગાતાં;
કે બાળનો સાથ રમે રૂપાળો, વાર્તાવિષે વૃદ્ધ નિમગ્ન ભાવે.

× × ×

ચોરો વિસામો સહુને હતો ત્યાં, ભેળો થતો'તો નિત ડાયરો ત્યાં;
વાતો મઝાની ગઢવી કહેતા, રાત્રે હમેશાં ભજનો ગવાતાં.

હવે તો પ્રભાતમાંહે દેવદેરે મધુર ઘંટા પણ દુર્લભ થઈ પડી છે. પ્રભાતિયાંની ધૂનને બદલે કાવા કસુંબે કે ન્હાના રગડે ઘર ઘાલ્યું છે. ઘંટી–ગોળીના નાદ ભાગ્યેજ ક્યાંક ક્યાંક સંભળાય છે અને તેયે બપોર દિ ચઢ્યે. રાવણમથ્થાવાળા વાદીઓ મરી ખૂટયા છે. દૂહા–સોરઠા લલકાર-નારા ગોપજનો અત્યારે અગોચર થયા છે. ગઢવીઓ અને ભાટચારણો પોતાનો ખરો ધર્મ ભૂલ્યા છે, અને તેથી તેઓ ભૂંડે હાલે જ્યાં ત્યાં ભટકી મરે છે. ખેડુતોની ઢીંચોમાં અગાઉનો એ ઉલ્લાસ ક્યાં છે ? અત્યારે તો તેઓ મરવાની આળસે અંધપરંપરાન્યાયે ખિન્ન હૃદયે બરાડે છે કેઃ—

વ્હાલું લાગે છે મને વ્રજમાં વસવું ગોકુળીએ નથી જાવું રે—

× × × × ×

હરિ વેણ વાય છે રે હો વનમાં, તેનો લ્હે લાગ્યો અમારા તનમાં—

× × × × ×

ડાંગ ઉપર મણિધરની માફક લડતાં લડતાં હવે કયો ગોવાળીઓ દુહા લલકારે છે ? લીમડાની ડાળે ડોલતો ડોલતો હવે કયો ભરવાડ રાગડા તાણીને મસ્ત બની જાય છે ? ગોપજનોની વનવન વિંધતી વાંસલડી હવે કયાં ગઇ ? '**ભાઇની મારેલ બેનડી, ભોજાઇની રંગેલ ચુંદડી**' જેવાં હૃદયની આરપાર જઇ ભેદી નાખે તેવાં કરુણાજનક પણ બોધક ગીતો હવે કયી માડી ગાય છે ? અગાઉ તોઃ–

પાતળીઓ વ્હેળો સજીવન, ખળળખળ વ્હેતો હતો,
કાંઠે ઘટા ઝુકી રહી નિત, પંખીનો મેળો થતો.
ત્યાં પાય પાણી ખેડુ દુહા, સોરઠા લલકારતા,
કીચુડ કીચુડ કોસ કેરા, ગીત નાદ થતા હતા.

× × × × ×

વડલા તારી વરાળ; પાને પાને પરજળી; કયાં જંપાવું ઝાળ, ભડકા લાગે ભાણના.

× × × × ×

અમે પરદેશી પાન, વાવંટોળે આવીયાં; દીધાં અમને માન, પાદરથાં પાછાં વળ્યાં.

× × × × ×

જોઇને વ્હોરીયે જાત, લાજાળાંય લોપે નહિ; પડે પહોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.

( "શારદા" માસિકમાં લેખકઃ–રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ બી. એ. )

# ૬૦-બાળવિધવાઓની દયાજનક દશા

કુદરતની લીલા અપરંપાર છે. તે કોઇ વાર સૂર્યનાં પ્રખર કિરણોથી પૃથ્વીના જીવોને ગભરાવી મૂકે છે, તો કોઈ વાર એટલી બધી ઠંડી પાડે છે કે જીવોનાં શરીર ધ્રૂજી ઉઠે છે. તે કોઈ વાર ગગનચુંબી ઇમારતોને ભાંગી નાખીને પૃથ્વીદેવીને અર્પણ કરે છે તો કોઇ વાર મરુભૂમિમાં મોટા મોટા મહેલો અથવા રાજમંદિરોનાં દર્શન કરાવે છે. તે કોઇ વાર રાજાને રંક બનાવી દઇને પોતાની પ્રભુતાનું દર્શન કરાવે છે તો કોઇ વાર રંકને રાજા બનાવીને પોતાની દયાળુતાનો પરિચય આપતાં સંકોચ રાખતી નથી. તે કોઇ વાર રાવણ, હિરણ્યકશ્યપ તથા તેમના જેવા નરપિશાચ રાજાઓને ઉત્પન્ન કરીને પોતાને માથે કલંક વહોરી લે છે, તો કોઇ વાર શ્રીરામ અને યુધિષ્ઠિર જેવા શાંતિપ્રિય તથા પ્રજાપ્રિય રાજાઓનાં રાજ્યસુખનો અનુભવ આપવાની દયા દર્શાવે છે.

ભારતવર્ષના હિંદુસમાજ ઉપર કુદરતનો ભારે કોપ થયેલો દેખાઈ આવે છે. તેની સ્થિતિમાં પરિવર્તન કરી દઇને પોતાની પ્રબળતાનો પરિચય તેણે આપી દીધો છે. જે હિંદુસમાજ અનેક શુભ ગુણોની ખાણ કહેવાતો હતો, જેમાં શોધવા છતાંય દુર્ગુણ દેખાતો નહિ, જેની વિદેશી યાત્રીઓએ મુક્તકંઠે પ્રશંસા કરીને પોતાનું નિષ્પક્ષપાતીપણું તથા સદ્‌ભાવ દર્શાવી આપ્યો છે, તેજ સમાજમાં આજે બાળલગ્ન જેવી વિનાશક કુપ્રથાઓ ઘર કરી રહી છે. એ સમાજમાં એવાં એવાં બાળલગ્નો થયાં છે, અને હરહમેશ થયા કરે છે કે તેનાં અનિષ્ટ પરિણામોનો વિચાર કરતાં કોઇ પણ વિચારશીલ તથા બુદ્ધિવાન માણસ કંપી ઉઠ્યા સિવાય રહી શકેજ નહિ. હિંદુસમાજમાં આ બાળલગ્નરૂપી વિનાશક રોગ એટલો બધો ફેલાયેલો છે કે સમસ્ત સંસારના કોઇ પણ સમાજમાં તેનો એટલો ફેલાવો નથી. નીચેના આંકડાઓ ઉપર નજર ફેરવવાથી હિંદુસમાજના આ વિનાશક દૃશ્યનો ખ્યાલ સહેજે આવી શકશે.

( માત્ર સનાતન ધર્મનાં વિવાહિત બાલક-બાલિકાઓની સંખ્યા ઇ. સ. ૧૯૨૧ ની ગણત્રી મુજબ આપેલી છે. )

| ઉંમર | બાળકોની સંખ્યા | ઉંમર | બાલિકાઓની સંખ્યા |
|---|---|---|---|
| ૦ થી ૫ વર્ષ | ૯૨ હજાર | ૦ થી ૫ વર્ષ | ૧ લાખ ૮૪ હજાર |
| ૫ થી ૧૦ ,, | ૬ લાખ ૬૧ હજાર | ૫ થી ૧૦ ,, | ૧૭ ,, ૧૫ ,, |
| ૧૦ થી ૧૫ ,, | ૧૯ ,, ૭૭ ,, | ૧૦ થી ૧૫ ,, | ૪૯ ,, ૪૭ ,, |
| ૧૫ થી ૨૦ ,, | ૩૧ ,, ૩૫ ,, | ૧૫ થી ૨૦ ,, | ૬૬ ,, ૯૮ ,, |

કેટલું હૃદયવિદારક દૃશ્ય છે ! પાંચ વર્ષથી પણ ઓછી ઉંમરનાં ૯૨ હજાર બાળકો અને ૧ લાખ ૮૫ હજાર બાલિકાઓ પરણેલાં છે ! એક વર્ષથી ઓછી ઉંમરનાં પણ એક હજાર બાળક-બાલિકાઓ પરણેલાં છે. હવે જરા ધ્યાનપૂર્વક વિચાર કરવો જોઇએ કે, જે સમાજમાં આટલી નાની ઉંમરનાં બાળકો અને બાલિકાઓનાં લગ્ન થાય છે, તે સમાજને રસાતાળ જવામાં શી વાર લાગવાની છે ? એ સમાજ કાળના મુખમાંથી શી રીતે બચવાનો છે ? એ સમાજના ઉત્થાનની આશા શું રાખી શકાય ? આટલી નાની ઉંમરનાં બાળકોને માત્ર પોતાનાજ નેત્રસુખને ખાતર પરણાવી દેનારાં માતપિતાઓના વિચાર અને ભણતરને તો શું કહેવું ? ઉપલી સંખ્યા તો માત્ર સનાતનધર્મીઓનીજ છે કે જેઓ પોતાના ધર્મના ઓઠાનીચે પોતાનાં દૂધમલ બાળકોનાં લગ્ન કરે છે. આ અવિચારી બાળલગ્નોનો પ્રભાવ બાળક-બાલિકાઓનાં ભાવિ જીવન ઉપર કેવો પડશે, તથા તેનાથી સમાજની કેવી દુર્દશા અને હાનિ થશે તથા થઇ રહી છે, તે સમજુ લોકો સહેજે વિચારી શકશે. અલ્પ સમજણુવાળાને તેની ખબર એકદમ નહિજ પડે. અજ્ઞાન અવસ્થામાં તથા અયોગ્ય રીતે જે વસ્તુ આપવામાં આવે છે તે અપ્રિય તથા અણુગમતી થઇ પડે છે અને તેથી લાભ થવાને બદલે નુકસાન થવાનો વિશેષ સંભવ છે.

આ જાતનાં લગ્નોથી બાળક-બાલિકાઓના ભાવી-જીવન ઉપર શી અસર થાય છે તેનો

અનુભવ પ્રત્યેક વિચારશીલ તથા જ્ઞાનવાન વ્યક્તિને જરૂર થશે. કેમકે વર્તમાન સમયમાં એવા બનાવો પ્રત્યેક ગામમાં બન્યા કરતા હોય છે. વર્તમાન સમયમાં ભારતવર્ષનું કોઇ પણ ગામ એવું નહિ હોય કે જે આ જાતના બાળલગ્નરૂપી રોગથી ઘેરાયેલું ન હોય. કહેવાની જરૂર નથી કે, આથી કરીને બાળક-બાલિકાઓ નાની ઉંમરમાંજ વિષયવાસનામાં ડુબી જાય છે અને તેમનું ભાવિ જીવન નષ્ટભ્રષ્ટ થઇ જાય છે. નાની ઉંમરને લીધે તેમને કર્તવ્યાકર્તવ્યનું ભાન રહેતું નથી અને તેઓ બળ, બુદ્ધિ, વિદ્યા તથા દીર્ધાયુથી હાથ ધોઈ બેસે છે.

બાળલગ્નોનું સૌથી ખરાબ પરિણામ એ આવ્યું છે કે, આ દેશમાં બાળવિધવાઓનું પ્રમાણ વધતુંજ ચાલે છે. બાળવિધવાઓની વૃદ્ધિથી દેશમાં વ્યભિચાર વિશેષ ફેલાય છે અને તેથી હિંદુ-સમાજના પ્રાણસ્વરૂપ 'સદાચાર'નો નાશ થાય છે. આખા દેશમાં હજારો એવી બાળવિધવાઓ છે કે જેઓ ઘણીજ દયાજનક દશામાં દિવસ ગાળી રહી છે. આખા દેશમાં (સમસ્ત હિંદુસમાજમાં) બાળવિધવાઓની સંખ્યા જોતાં શોકસાગરમાં ડુબી ગયા સિવાય રહી શકાય તેમ નથી. નીચેના આંકડાઓ ઉપરથી સમજાશે કે હિંદુસમાજમાં ( આખા દેશમાં ) કેટલી બાળવિધવાઓ છે:—

## હિંદુસમાજની બાલવિધવાઓ

| ઉંમર | | બાળવિધવાઓની સંખ્યા |
|---|---|---|
| ૦—૧ | વર્ષ | ૫૯૭ |
| ૧—૨ | ,, | ૪૯૪ |
| ૨—૩ | ,, | ૧,૨૫૭ |
| ૩—૪ | ,, | ૨,૮૩૭ |
| ૪—૫ | ,, | ૬,૭૦૭ |
| ૦—૫ | ,, | ૧૧,૮૯૨ |
| ૫-૧૦ | ,, | ૮૫,૦૩૭ |
| ૧૦-૧૫ | ,, | ૨,૨૩,૧૪૭ |
| ૧૫-૨૦ | ,, | ૩,૯૬,૧૭૨ |
| ૦-૨૦ | ,, | ૭,૨૬,૨૪૮ |

વિચારવાન માણસે જરા વિચારી જોવું જોઇએ કે, જે સમાજમાં એક વર્ષથી ઓછી ઉંમરની ૫૯૭ વિધવાઓ હયાત છે, તે સમાજ સંસારમાં શી રીતે જીવી શકશે? તેની ઉન્નતિ શી રીતે થઇ શકશે? સંસારના કોઈ પણ દેશ કે સમાજમાં આટલી નાની ઉંમરની વિધવાઓ જોવામાં આવતી નથી. શું પ્રાચીનકાળના હિંદુસમાજમાં આવું એક પણ દૃષ્ટાંત મળી શકે છે? એક વર્ષથી ઓછી ઉંમરની વિધવા પોતાના લગ્નની બીજી વાતો શું સમજે? તે તો એટલું પણ જાણતી નથી કે, તેનું લગ્ન થયું હતું કે નહિ. બીજાંઓને મુખેથી પોતાના લગ્નની વાતો સાંભળે એટલુંજ.

હું ભાર મૂકીને કહું છું કે, આવીજ વિધવાઓ હિંદુસમાજ ઉપર કલંકરૂપ થઈ રહે છે. વ્યભિચારિણી વિધવાઓમાંની ઘણીખરી સમાજથી બહિષ્કૃત થઇને પરાણે વેશ્યાવૃત્તિ કરે છે. આજ કારણથી જ્યારે હજારે નવ મુસલમાન વેશ્યાઓ છે; ત્યારે દર હજારે ૩૮ હિંદુ વેશ્યાઓ છે. (અર્થાત્ મુસલમાનો કરતાં પ્રમાણમાં ચારગણી હિંદુ વેશ્યાઓ છે.) હિંદુસમાજના પ્રત્યેક પુરુષે આ બાબત ઉપર વિચાર કરવો જોઇએ કે, હિંદુસમાજને જાગૃત કરવાને માટે હવે શું કરવું જોઇએ. સમસ્ત સંસાર આપણા સામાજિક કુરિવાજોમાટે ફિટકાર વરસાવી રહ્યો છે. જો આ બાળવિધવાઓ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય તો એમાં દોષ કોનો છે? હું તો એ બધો દોષ અનેક કુરિવાજોથી ભરપૂર એવા હિંદુસમાજનોજ માનું છું.

હિંદુસમાજમાં જેઓ આ પ્રથાની હાનિઓથી માહિતગાર છે, તેમણે આ અનિષ્ટકારક રિવાજોને નાબુદ કરવાને હવે તો કમ્મર કસીને તૈયાર થવું જોઇએ; નહિ તો આ હિંદુસમાજ રસાતળમાં પહોંચવાનો છે. આપણી નજર આગળજ જે જાતિઓ જંગલી ગણાતી હતી, તે પોતાની

ઉન્નતિથી સંસારને ચકિત કરી રહી છે અને હિંદુસમાજ તો દિનપ્રતિદિન નીચેજ પડતો જાય છે. હવે જાગ્રત થવાનો સમય આવી પહોંચ્યો છે; નહિ તો પછી પાછળથી હાથ ઘસતા પસ્તાવું પડશે. સંસાર પરિવર્તનશીલ છે. સંસારની પ્રત્યેક જાતિએ આવશ્યકતા જણાતાં પોતાનામાં ફેરફાર કર્યા છે. જાપાન વગેરે દેશો એજ પ્રમાણે વર્તીને ઉન્નતિને શિખરે પહોંચ્યા છે. હિંદુસમાજે પણ એ પ્રમાણે કરવાની જરૂર છે. હું માનું છું કે, એમ કરતાં અનેક મુશ્કેલીઓ આવશે, પણ તે મુશ્કેલીઓની કંઇપણ પરવા કર્યાસિવાય આગળ વધવું જોઇએ.

જગન્નિયંતા આપણને જરૂર સહાય કરશે. તથાસ્તુ.

('વિશ્વમિત્ર'ના એક અંકમાંના શ્રી કાર્તિકનાથ ઝા'મંઝીલ'ના લેખનો સ્વતંત્રાનુવાદ)

## ૬૧-સ્રીરોગના ઉપાય

આમળાં ૬૪ તોલા, લોહભસ્મ ૩૨ તોલા, જેઠીમધનું ચૂર્ણ ૧૬ તોલા, એ બધાંને બરાબર મિશ્ર કરીને ગળોના રસની સાત ભાવના દઈ તેમાંથી ૨ થી ૪ વાલના પ્રમાણમાં ખાવાથી અતિ-આર્તવ (લોહીવા) મટે છે.

ઇંદ્રજવ, અતિવિષ, સુંઠ, પીંપર, મરી, બીલી, મોથ અને ધાવડીનાં ફૂલ સરખેભાગે લઈ ચૂર્ણ કરી તેમાંથી ૧ તોલો ચૂર્ણ દરરોજ સવારમાં સ્ત્રીને ખવરાવવાથી અતિઆર્તવ રોગ મટે છે.

પાણી સાથે કેતકી(કેવડા)નું મૂળ ઘસીને તેમાં સાકર નાખીને પીવાથી સ્ત્રીઓનો લોહીવા જલદીથી નાશ પામે છે.

આંબાની છાલ, જાંબુની છાલ અને અર્જુનવૃક્ષની છાલ સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ કરી તેનું રીતસર હીમ તૈયાર કરી તેમાંથી ૧ તોલા મધ સાથે પીવાથી અતિઆર્તવ-લોહીવા મટે છે.

રસવંતી ૧ થી ૨ વાલના પ્રમાણમાં પાણીમાં વાટી સાકર સાથે મેળવી પીવાથી અતિ-આર્તવ મટે છે.

આમળાની મીંજે ચાર તોલા લઇને સાકર સાથે ખાવાથી લોહીવા મટે છે.

આમળાની છાલ ૪ રૂપીઆભાર, બેઢાંની છાલ ૨ રૂપીઆભાર અને હરડેની છાલ એક રૂપીઆ-ભાર લઈ ત્રણેને મેળવી ચૂર્ણ કરવું. તે ચૂર્ણનું હીમ બનાવી તેની ગર્ભાશયમાં પીચકારી મારવા-થી અત્યાર્તવમાં ફાયદો થાય છે.

ફટકડી, ગેલીક એસીડ અને મોચરસનું ચૂર્ણ કરીને પાતળા કપડામાં ઘાલી તેની પોટકી કરીને સ્ત્રીએ ગુહ્ય ભાગમાં રાખવાથી અતિઆર્તવ મટે છે.

રસવંતી, ઇંદ્રજવ, અતિવિષની કળી, કડાછાલ, ધાવડીનાં ફૂલ અને સુંઠ, એ સર્વને સરખે ભાગે લઈ ચૂર્ણ કરી તેમાંથી ૦। થી ૦॥ તોલો ખાવાથી અતિઆર્તવમાં ફાયદો થાય છે.

નાગરમોથ, ઇંદ્રજવ, સુંઠ, ધાવડીનાં ફૂલ, ટેટું, લોદર, વાળો, બીલું, મોચરસ, કાળીપાટ, કડાછાલ, આંબાની ગોટલી, અતિવિષની કળી અને રીસામણી સરખેભાગે લઇ તેનું ચૂર્ણ કરી તેમાંથી બેઆની ભાર કે પાવલીભાર લેવાથી પ્રદર, વીર્યસ્રાવ અને અત્યાર્તવ મટી જાય છે.

લોહભસ્મ ૧ રતી, ઘી તથા સાકરમાં સવારસાંજ લેવાથી સારો ફાયદો થાય છે.

("ભાગ્યોદય"ના એક અંકમાંથી)



# ૬૨–काठीआवाडनी जूनी संस्कृति

## ચોરાનું માહાત્મ્ય

જે સમયે જે વસ્તુ ઉત્તમ હોય, તેની ઉપયોગિતા પણ ઘણી હોય. જ્યારે ઉપયોગિતા ઓછી થાય, સમય બદલાય, ત્યારે ઉત્તમ ગણાતી વસ્તુની કિંમત જતી રહે છે; એટલુંજ નહિ પણ તે નામ અભરાઈએ થઇ જાય છે.

કાઠીઆવાડનાં દરેક ગામડાંની મધ્યમાં રહેલો ચોરો ( ટાઉનહૉલ ) એક વખત ઉત્તમ મનાતો હતો. તેનું મહત્ત્વ એટલું બધું હતું કે તેનાં અવશેષચિન્હો ગામડાંમાં છેક ભૂંસાઇ ગયાં નથી. એક વખતનો મહત્તાવાળો ચોરો અત્યારે સુસ્તાલયમાં ફેરવાઇ ગયો છે. ચોરો કેટલો ઉપયોગી હતો તે જોઇએ.

## ગામનું ન્યાયમંદિર

અત્યારના જેવી અદાલતો પ્રથમના સમયમાં હતી નહિ, તેમ ન્યાયાધીશોને માટે ડીગ્રી મેળવવાની જરૂર નહોતી. ગામમાં કોઇ વચ્ચે તકરાર હોય, કોઇએ કાંઇ ગુન્હો કર્યો હોય તે બધાનો ઇન્સાફ ચોરે થતો, વૃદ્ધજનો ચોરે બેસતા, વાંધા–તકરારવાળા ચોરે ફરિયાદ કરવા આવતા. વૃદ્ધો ઠરેલ બુદ્ધિના અને દરેકના ગુણદોષોને પોતાના અનુભવમાં ઉતારેલા હોવાથી ઈન્સાફ કરવામાં સરલતા થતી. ફરિયાદ કરનાર કે બચાવ કરનારને વકીલ–બેરિસ્ટરની જરૂર પડતી નહિ. કોઇની ફરિયાદ આવી એટલે દરેક કોમના મુખ્ય મુખ્યને એકઠા કરી બંને તરફની હકીકત સાંભળતા અને પછી ન્યાય કરતા. આ ન્યાય પાળવા કોઇ આનાકાની કરે તો તેનો બહિષ્કાર કરતા. ન્યાય કરવા માટે પરમેશ્વરને હાજર ગણતા અને પંચ ત્યાં પરમેશ્વર માનતા તેથી

## ચોરામાં દેવમંદિર

ની સ્થાપના કરતા. અત્યારે પણ જ્યાં ચોરો હશે ત્યાં ઠાકોરજીનું મંદિર પણ સાથેજ જોવામાં આવે છે. તે એટલા માટે રાખતા કે, ન્યાય તોળનાર, ફરિયાદી, સામાવાળો કે સાક્ષી જે બોલે તે સત્ય અને ઠાકોરજી સમક્ષ બોલે તેથી સત્ય હકીકત બહાર આવે અને ન્યાય કરવા-વાળા પણ પક્ષપાતરહિત ઠાકોરજી સમક્ષ સાચો ન્યાય આપે.

## ગામનો ધણી

ચોરાને ગામના ધણી કરતાં પણ વધારે માન અપાતું. બીજાં મકાનો કરતાં, ચોરાના મકાનની મર્યાદા વધારે ગણાતી. ચોરા પાસે કોઇ ઘોડે ચઢીને ન નીકળે, ચોરા પાસે સ્રીવર્ગ પગરખાં ન પહેરે, ચોરે બેઠેલાનું કોઇ અપમાન ન કરે; એટલુંજ નહિ પણ પોતાની કાંઈ વાત ચોરે ચર્ચાય તે કરતાં તો મરવું સારૂં તેવી દૃઢ માન્યતા હતી. ચોરેથી થયેલો હુકમ–નિર્ણય બધાને માન્ય રહે તો કોઇ તેની સામે થતું નહિ. ગામધણી ગામમાં હોય કે બીજે ગામે હોય પણ તે ચોરાને માન આપતો. ચોરાની અંદર ખાટલે ચઢીને સૂવાનો ગામધણીનેજ હક્ક હતો–હજી પણ ઘણા ગામે ધણી પણ ખાટલે ન સૂવે–બીજા કોઇ ચોરામાં ખાટલો નાખીને બેસે પણ નહિ. યુવાનો વગેરે ચોરે બેસે નહિ અને કદાચ જાય તો ઘણીજ મર્યાદા રાખે. બીડી, હોકો ચોરે ન પીવે, એક બાજુ બેસે, બનતા સુધી મૌન રહે અને બોલે તોપણ મર્યાદામાં. વળી દેશી પરદેશીને માટે

## મુસાફરખાનું

જુદું હતું નહિ. ગમે તે દેશનો આવી ચોરે ઉતરે, તેને ગામનો કોટવાળ પાગરણ લાવી આપે, વાહન હોય તો ઘાસચારો લાવી આપે. ઠાકોરજીનો પૂજારી પોતાને ઘેરથી અગર બીજે સ્થળેથી ખાવાનું લાવી આપે. સાધુ, બાવા વગેરેના ધામા પણ ચોરામાંજ પડયા હોય, બીજા માગણ-વર્ગના ચોરે આવીનેજ ઉતરે. આવી રીતે ગમે તેને આશ્રય આપનાર ગામડાનો ચોરો હતો અને છે.

## સંરક્ષાલય

ગામનું રક્ષણ કરવામાં ચોરાનો મોટો હિસ્સો હતો. વૃદ્ધો ચોરામાં બેસતા. તેની પાસેના વૃક્ષ કે કોઇ ઉંચી જગ્યાએ સાઠીકો બેસતો. ધાડાવાઇ–પાળ–આવે તેમ સાઠીકાને શંકા જાય તો

શ્વેત ધ્વજા ઉંચી કરતો એટલે સીમમાં કામ કરનાર ખેડુતો કે બીજા જે બહાર હોય તે બધા ચોરે એકઠા થાય અને સંઘબળથી રક્ષણ કરે.

**વ્યાયામશાળા**

ચોરાનો વ્યાયામશાળા સાથે સંબંધ હતો. ચોરાની આગળના ચોકમાં અંગબળવર્ધક રમતો થતી, કોઈ પોતાની તરવારથી અવનવા પ્રયોગો કરતો, કોઇ નિશાન પાડતો, કોઇ ભાલો કેમ ફેંકવો, તેનાથી કેમ બચાવ કરવો વગેરે કરતા.

**ઉપદેશાલય**

ચોરે બેસનારને ડાયરો કહેવાય છે. આ નામ ડાહ્યા મનુષ્યનો સમૂહ એટલે 'ડાયરો' તેવો તેનો અર્થ છે. કથા-વાર્તા ચોરે થાય, દેશ-પરદેશની વાત ચોરે સંભળાય, સાધુ-સંતો ચોરે ઉતરી જ્ઞાનોપદેશ કરે; સારી શિખામણ, જ્ઞાન, ગામનું નિયમન વગેરે બધું ચોરેજ થાય.

આ લઘુ લેખમાં ચોરાનું સંપૂર્ણ માહાત્મ્ય વર્ણવી શકાય નહિ, પણ અત્યારે સુસ્તાલયના નામથી તિરસ્કૃત થયેલો ચોરો કેટલો ઉપયોગી હતો, તેની ઝાંખી કરવાનોજ ઉદ્દેશ છે. સુજ્ઞ વાચકો સ્થાલિપુલાકન્યાયે સમજી જશે એટલી વિજ્ઞપ્તિ.

("ક્ષત્રિય"ના એક અંકમાં લેખકઃ-શ્રી. ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ)

# ૬૩-भगवान श्रीकृष्णना निंदको

આજથી બે વર્ષ પૂર્વે કલકત્તાના મારા બે મારવાડી મિત્રો મારી સાથે ટોળ કરીને બોલેલા કે "તમે આર્યસમાજીઓ **ભગવાન કૃષ્ણને** માનતા નથી, તમે નાસ્તિક છો. અમારા વૈષ્ણવોના ભક્તિમાર્ગનો રસ જો તમે જરા ચાખો તો તમને સમજણ પડે કે, તમારી સંખ્યા કેટલી બધી નીરસ છે. ભક્તિમાર્ગના આશ્રયવિના કંઇ ભગવાનમાં ચિત્ત ચોંટે ખરૂં?"

આ સાંભળતાં મેં કહ્યું કે "ભાઇ! ભગવાનની ભક્તિ કરવામાં રસિકતાની જરૂર પડે છે ખરી?"

"ના, ના, અમે તો એમ કહેવા માગીએ છીએ કે, તમારાથી નિરાકાર ભગવાનનું ધ્યાન થઇ શકેજ નહિ. અમારો ભગવાન પ્રસાદ લે, હિંડોળામાં હિંચકા ખાય, ઘરેણાં પહેરે અને જ્યારે અમારા મંદિરમાં ભાગવતમાંથી કૃષ્ણ અને ગોપીઓની લીલાવિષેની કથા થાય, ત્યારે તો ખરેખર અમે ગદ્‌ગદ્ થઇ જઇએ છીએ."

આમ કહેતાં કહેતાં તો મારા મિત્ર ખૂબ ખીલવા લાગ્યા, પણ મેં તેમને અધવચ અટકાવી કહ્યું કે 'ભક્તિ અને ધ્યાનના પ્રદેશમાં પંચ કર્મેંદ્રિયોનું કામ નથી; કારણ કે યોગસૂત્રમાં લખ્યું છે કે 'ધ્યાન અને સમાધિની સાધના કરતાં આપણી ઇંદ્રિયો નિર્વિષય થઈ જાય છે.'"

"હોય, ભાઈ! પણ અમને તો એજ ભક્તિમાં મઝા પડે છે, જે અમારા ગોવિંદ ભુવનમાં દેખાય છે." "ત્યાં શું છે ભાઈ?" મેં પૂછયું. "ત્યાં આવો ત્યારે સમજાય." જવાબ મળ્યો.

આ મિત્રો સાથે સાંજે હું ગોવિંદ ભુવનમાં પહોંચી ગયો. મોટા આલીશાન મકાનમાં વૈભવ-વિલાસનાં સર્વ સાધનો ત્યાં દેખાયાં. એક મોટી વ્યાસપીઠપર બેસી એક મારવાડી ભાઈ કથા કરતા હતા. કથામાં બાલકૃષ્ણનું રસમય વર્ણન સાંભળીને શ્રોતાઓ "વાહ વાહ!"ના ધ્વનિ સાથે ડોલતા હતા. આ સ્થળનું નામ ગોવિંદ ભુવન એટલે અહીં કૃષ્ણવગર બીજું શું હોઇ શકે? ભક્તોમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ હતી. કથાકાર ખીલતી વયના હોઇ ઘણા વાચાળ જણાતા હતા. કથા સમાપ્ત થયા બાદ વ્યાસપીઠપર બિરાજેલા મહાનુભાવના ચરણસ્પર્શ માટે દોડાદોડી થઇ રહી! સ્ત્રીવર્ગ તો ગાંડોતુર બની ગયો હતો. લોકો કહે કે "કથાકાર તો સાક્ષાત્ ભગવાનનો અવતાર છે."

આજે આ કથાકાર હીરાલાલ મારવાડી કલકત્તાનાં હજારો શેઠ-શેઠાણીઓને નચાવે છે; લાખોની સંપત્તિઓ તેના ચરણ આગળ ધરવામાં આવે છે. ખરેખર, કલકત્તામાં તો સાક્ષાત્ ભગવાન, હીરાલાલનું રૂપ ધારણ કરી નિવાસ કરી રહ્યા છે!

ગોવિંદ ભુવનથી પાછા ફરતાં મારા મિત્રે કહ્યું કે "જોયો ભક્તિરસનો આ અખંડિત પ્રવાહ!"

મારાથી ન રહેવાયું. મેં કહ્યું કે "માફ કરજો, આ શૃંગારરસપૂર્ણ ભક્તિ કોઈ દિવસ તમારે કપાળે કલંકની કાલિમા લગાડયા વિના રહેનાર નથી. અમે આર્યસમાજીઓ તો યોગીરાજ કૃષ્ણના ભક્તો છીએ. તમારા કૃષ્ણમાં તો ફક્ત તમે શૃંગારિકતા અને વિલાસપ્રિયતા જુઓ છો. જેમ નાટક-સિનેમામાં લોકો ભેગા થાય છે, તેમ મંદિરમાં તમે મૂર્તિઓની આજુબાજુ નાટકી વાતાવરણ ઉભું કરો છો; માટેજ લોકો આકર્ષાય છે. ભગવાન અને ભક્તિ એ વિષે તેઓ કંઇ સમજી શકતા હોય એમ હું કહી શકતો નથી."

"જવા દો, જવા દો; તમે આર્યસમાજીઓ તો જેની તેની નિંદાજ કરો છો." આમ વાત પડતી મૂકાઈ; પણ કલકત્તાના ગોવિંદ ભુવનના પાછળથી જે સમાચારો મળ્યા તે દરેક સહૃદયી હિંદુએ વાંચવા ઘટે છે.

કલકત્તામાં જયદયાળ અને હીરાલાલ બંને વ્યાપારીઓ છે. તેઓ જેમ તેમ કરી વ્યાપારથી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ કંઈ બહુ ભણેલા નથી; પણ તેમને ગીતા વાંચવાનો શોખ છે. એક દિવસે દુકાન ઉપર તેમણે બીજા ભાઇઓને કથા સંભળાવી. તેમની શૈલી બહુજ મનોરંજક હોવાથી હીરાલાલ કથાકારતરીકે વખણાવા લાગ્યા. ઘણા લોકો કહેવા લાગ્યા કે, અભણ જ્યારે આવી સરસ કથા કરે, ત્યારે તો જરૂર તેનામાં પ્રભુનું કંઈ દૈવી તેજ હોવું જોઇએ.

× × × ×

ત્રાજવાં કાટલાં છોડી બંને ભાઇઓએ કૃષ્ણજી માટે એક સ્થાન ઉભું કરવા ગોવિંદ ભુવનની યોજના કરી. જોતજોતામાં લાખો રૂપીઆનો વરસાદ તેમનાપર વરસી પડયો. ભગવાન કૃષ્ણના ભક્તોએ એક આલીશાન ઇમારત ચણાવી દીધી, જેનું નામ 'ગોવિંદ ભુવન' પાડવામાં આવ્યું.

કાલના બકાલ હીરાલાલ આજના કથાકાર છે, અડધું કલકત્તા તેમને ભગવાનના અંશાવતાર માને છે. ગોવિંદ ભુવનમાં ગીતા, ભાગવત અને ભજનોની ધૂન જામવા લાગે છે.

આજનું ગોવિંદ ભુવન વૈષ્ણવસમાજનું ગૌરવસ્થાન છે.

ગોવિંદ ભુવનમાં સ્ત્રીપુરુષો-આબાલવૃદ્ધ-સર્વ ભક્તિરસમાં સ્પર્ધા માંડે છે. હીરાલાલ ભગવાનની ગાદીએ બેસી ગયા છે. અહા! કેવું પરિવર્તન! કોઇ પણ પ્રકારના યમ-નિયમનું અનુષ્ઠાન કર્યા વગર કેવળ વાણીને પ્રતાપે કાલનો અબુધ ગણાતો હીરાલાલ આજે ભગવાનની ગાદીએ બેસી ગયો છે!

ઉફ! આજે આ શેનો ઉલ્કાપાત છે? આ શું સંભળાય છે!!...... ગોવિંદ ભુવનના ભગવાને ૧૫૭ સ્ત્રીઓના શિયળને ખંડિત કર્યું! નાટકી હીરાલાલે સારાં સારાં ઘરોની કુલ-વધૂઓને કૃષ્ણના નામે ભ્રષ્ટ કરી! દૂતણીઓ રાખી સારી સારી સ્વરૂપવાન સ્ત્રીઓને ચૂંટી ચૂંટી તેમને ફસાવી! પોતે કૃષ્ણ બની ભોળી ભક્તાણીઓને ગોપી બનાવી! આ પિશાચે હદ વાળી દીધી. આજે કલકત્તામાં હાહાકાર થઇ રહ્યો છે! અંધ હિંદુઓ ઠગાયા! સભાઓ મળી; હીરાલાલ અને જયદયાળને ખૂબ ગાળો આપવામાં આવી.

પત્રકારોએ અંગારા વરસાવવાનું શરૂ કર્યું; પણ તેમ છતાંયે કોઇએ રોગનું ખરૂં ઔષધ તપાસવા પ્રયત્ન કર્યો નહિ!

આજે યોગીરાજ કૃષ્ણ પોતાના નામે વ્યભિચારનો નાટારંગ જોઇ રડતા હશે! ગીતાના કૃષ્ણને-યોગીરાજ કૃષ્ણને આજે કોણ પૂજે છે? અહીં તો નાચતા, વાંસળી વગાડતા, ગોપીઓ સાથે યથેચ્છ વિહાર કરતા માખણચોર કૃષ્ણની પૂજા થાય છે!

આજે હીરાલાલ દોષિત નથી; પણ જે ભાવના ભક્તિમાં શૃંગારરસને મુખ્ય સ્થાન આપે છે, તે દોષિત છે. આજે બાહ્યાડંબરથી રીઝનારા, ગાંડા થનારા, પગચંપી કરી ચરણામૃત લેનારા લોકો! ઉઠો, ખરી ભક્તિ ક્યાં છે, તે ખોળો. યોગીરાજ કૃષ્ણની ભક્તિ આદરો! હવે બહુ થઇ ચૂક્યું છે.

× × × ×

'આર્યસમાજ કૃષ્ણનો નિંદક છે' તેનો કૃષ્ણના નામે દુકાન માંડી સમાજને છેતરનારા હીરાલાલો પોતેજ ન્યાય કરી લેશે!

("પ્રચારક" જૂન-૧૯૨૮ ના અંકમાં લેખકઃ-શ્રી. આનંદપ્રિય આત્મારામ પંડિત)

# ૬૪-વૈરાંનું પંચ

રામજી પટેલ ગામના આગેવાન છે; એટલે તેમની ડેલીએ લોકોની સારી ઠઠ જામતી, રામજી-ની આજ્ઞા લોકો હોંસેથી ઉઠાવતા; અને તેથી તે પણ તેમને ધન્ય માનતા. ગરમીની મોસમ આવી. ગામમાં વિષૂચિકા-કૉલેરા ફાટી નીકળ્યો. રામજીની મોટાઇનો ખ્યાલ રાખ્યા વગર કૉલેરાએ તેમના મોટા દીકરાની વહુનો જીવ લઇ લીધો.

રામજી પટેલને ત્યાં કોઇનું મરણ થયું છે, એ સમાચાર જાણી દરેક ઘરનાં બૈરાં માથે આખું ઓઢી રોવા-કૂટવા તેમના ઘર તરફ જવા નીકળ્યાં. ગામમાં રમણ જરા સુધારાની વાતો કરનાર નવજુવાન ગણાતો! એટલે તેણે તેની પત્ની સુમતિને રામજી કાકાને ત્યાં રોવા-કૂટવા મોકલી નહિ.

આખા ગામમાં ચર્ચા ઉપડી. લોકો મરનારને તો તરતજ ભૂલી ગયા અને રમણની વહુ સુમતિએ છાજીયાં ન લીધાં અને રોવા-કૂટવાની કવાયતમાં ભાગ ન લીધો, તે વિષે ગરમાગરમ ચર્ચા ચલાવવા લાગ્યા. ખુદ રામજી કાકાનાં ધણીઆણી પોતાના દીકરાની વહુ મરી ગયાનો શોક ભૂલી જઇ સુમતિ તેમને ત્યાં રોવા-કૂટવા ન આવી એટલે 'નક્કી તે અભિમાની છે' એમ કહેવા લાગ્યાં.

બપોરનો વખત હતો, ગામના લોકો કંઇક વેરાયા, એટલે સુમતિ અને રમણ રામજી કાકાને ત્યાં સહાનુભૂતિ બતાવવા ગયાં.

રમણને જોતાંજ રામજી કાકાનાં ધણીઆણી ચંચળબા રાતાં પીળાં થઇ જઇ બોલ્યાં: "કેમ, હવે તો તમે મોટા માણસ થયા! તમારાં મડમ સાહેબ હવે તો શું કરવા ગામની રીત પાળવા અમારે ત્યાં આવે?"

ચંચળબાની આજુબાજુ ડોસીઓની પલટણ હતી. તેમાંની એકાદ ડોસી બોલી: "હા, હવે સુમતિ બહુ મોટી થઇ ગઈ, એટલે રીતરિવાજમાં શું કરવા ભાગ લે?"

રમણે કહ્યું કે "ડોસીમા! હું છાતી કૂટી કૂટી, ઘાંટા પાડી શોક બતાવવામાં માનતો નથી. ખરેખર, આ ખોટું ધતીંગ મને ગમતું નથી, એટલે સુમતિને ન મોકલી. તમને અમે હૃદયની સહાનુભૂતિ બતાવવા આવ્યાં છીએ. તમારા દુઃખથી ખરેખર અમને પણ દુઃખ થાય છે; પણ રોવા-કૂટવાનું નાટક ભજવી અમારૂં દુઃખ બતાવતાં અમને આવડતું નથી."

"શું કહ્યું? આ બધું નાટક છે? અમે બધા અહીં ખોટા ઢોંગ કરીએ છીએ? રહેવા દે, રહેવા દે; જોયું તારૂં ડહાપણ!" એમ ધનકોરબાએ ગર્જના કરતાં કહ્યું.

"ડોસીમા! આ નાટક નથી તો શું છે? રડવું આવે કે ન આવે, છતાંયે માથે આખું ઓઢી, લશ્કરી પદ્ધતિએ થતી રડવાની કવાયતમાં સામેલ થવું-આને નાટક-ઢોંગ-નહિ તો બીજું શું કહી શકાય? તમે શું એમ કહી શકશો કે, અહીં ભેગાં મળેલાં બધાં ખરા હૃદયપૂર્વક રડતાં હતાં? અહીંથી ગયાં કે તરતજ નહિ જણાય તેમના મુખપર શોક કે નહિ જણાય તેમની આંખોમા આંસુ. આ તો ખરેખર નાટકના તમાશા જેવું છે."

"પણ, અમે કૂટીએ નહિ તો લોકો કહેશે કે, મરનાર માટે અમને બીલકુલ લાગણી ન હતી." ગંગાબા બોલ્યાં.

"એમ......ત્યારે તો તમે લોકોને બતાવવા ખાતરજ રડો છો, નહિ વારૂ?" રમણે પૂછ્યું.

"ત્યારે શું? લાગણી બતાવવા કંઇ સાધન તો જોઇએ ને?"

"વાહ વાહ! ખૂબ કરી. લાગણી બતાવવી હોય તો રડારોળ કરી મૂકવી અને છાતી કૂટી ધમાચકડી મચાવવી, એમ તમે માનો છો? તમારી આ ભૂલ થાય છે. હૃદયની ખરી લાગણી બતાવવી હોય તો મરનારનાં શુભ કર્મોને યાદ કરો અને તેનાં સગાંવહાલાંને ધર્મની વાતો કરી દિલાસો આપો."

ચંચળબા આ બધું સાંભળી બોલ્યાં કે "બેટા રમણ! તારી આ બધી વાતો તો સાચી છે, મને પણ આમજ લાગે છે; પણ શું કરીએ? લોકાચારને આધીન થવું પડે છે!"

"લોકો ગમે તેમ ધારે, પણ જો તમે તમારૂં શ્રેય ઈચ્છતાં હો તો છાજીઆં લેવાનું, લશ્કરી ઘાટે કૂટવાનું બધું મૂકી દો અને પ્રભુસ્મરણ સાથે દિલાસો આપવાની રીત દાખલ કરો. એમાંજ તમારૂં કલ્યાણ સમાયલું છે!"

આમ વાત ચાલતી હતી તેવામાં રામજી કાકા આવતાં આ વાત બંધ પડી. ભેગાં થયેલાં બૈરાંને વાત તો ગળે ઉતરી કે રમણે જે કહ્યું, તે ઘણું જરૂરી અને હિતકારક છે; પણ તેનો અમલ કોણ કરે? ("પ્રચારક"ના એક અંકમાં લેખકઃ–શ્રી. આનંદપ્રિય આત્મારામ પંડિત)

# ६५–काळजाविषे केटलीक जाणवाजोग हकीकतो

## "મારૂં કાળજું સુસ્ત બની ગયું છે" એટલે શું?

સુસ્ત કાળજું જેને અંગ્રેજીમાં 'સ્લગીશ લીવર' તરીકે ઓળખવામાં આવે છે, તેથી હજારો પુરુષો અને સ્ત્રીઓ પીડાય છે. સુસ્ત કાળજું આજકાલ સાધારણ દર્દ થઇ પડયું છે અને તે ઘણાંક દર્દોનું મૂળ થઈ પડયું છે. નામાંકિત તબીબોનું કહેવું છે કે, કાળજું કદી પણ સુસ્ત બનતું નથી, પણ તે ઉપર જોઇએ તે કરતાં વધુ કામનો બોજો પડતો હોવાથી દર્દીઓ પોતાના કાળજાને સુસ્ત કાળજાતરીકે ઓળખે છે; પણ ખરી રીતે તો તે કદી પણ સુસ્ત પડતું નથી.

આવે વખતે ખોરાકતરીકે ટમાટાં, છાશ, પટેટા અને મધ ફાયદાકારક થઈ પડે છે. આવે વખતે સમૂળગા અનાજ ઉપર જીવવું લાભકારક નથી; કેમકે એકલું અનાજ ખાવાથી એસીડમાં ઘણો વધારો થવા પામે છે.

વળી આવે વખતે શેરડીમાંથી બનતી ખાંડ પણ કાળજાને વધુ નુકસાન કરે છે. ખાંડની જગાએ મધ લેવું એ વધુ સલામતીભર્યું છે. ખૂબ યાદ રાખવું કે, જ્યારે કાળજાને સુસ્ત બનેલું માનવામાં આવે એટલે કે તે ઉપર જોઇએ તે કરતાં કામનો વધુ બોજો પડે તે વખતે રાબેતાનો ખોરાક એકદમ બદલી નાખવો. સુસ્ત કાળજાને મજબૂતી આપવા યા તેને જોશ આપવા માટે ખાસ ખોરાક જેવું કશું હોતું નથી.*

× × × ×

## કલેજું–એ શું છે અને તેની ફરજ શી છે?

જ્યારે મને 'સુસ્ત કલેજા' માટે ઉપર બોલવું પડયું છે, ત્યારે કલેજું શું છે અને તેની ફરજ શી છે, તે ઉપર કાંઇક લંબાણથી બોલવાનું હું આજે વાજબી ધારૂં છું. એક નામચીન તબીબે ઘણીજ વાજબી રીતે કહ્યું છે કે, જીંદગીને સુખી યા દુઃખી બનાવવાનો આધાર કાળજા ઉપર રહ્યો છે. આ બોલેબોલ ખરૂં છે અને એટલા માટે પોતાને ઇનસાનતરીકે ઓળખાવનાર દરેકે કલેજાવિષે જાણવું આવશ્યક છે. કેટલીક અજબ જેવી ઇંદ્રિયોમાં કાળજું પણ એક છે. તેને ઘડીએ ઘડીએ વિચાર ફેરવનારી ઇંદ્રિયતરીકે ઓળખવામાં આવે છે. શરીરમાંની કોઇ પણ ઇંદ્રિય કરતાં કાળજું વધુ જૂદું કામ કરે છે. તે એક સાદી ઇંદ્રિય છે, જે પેટની અંદર આપણી નજરથી બહાર જમણા પડખામાં પાંસળીઓની પાછળ છુપાયલું છે. ગરીબ બિચારૂં કાળજું! વખતોવખત માણસોની મોટી સમજ–ફેર! અને તેઓની સજાનો ભોગ બિચારા કાળજાને થઇ પડવું પડે છે. મેં ઘણાક દર્દીઓને વખતોવખત પોતાના ડૉક્ટરોને કહેતાં સાંભળ્યાં છે કે, અગર જો સારૂં કલેજું આવા શરીરમાંથી કાઢી નાખવામાં આવે તો હું જરૂર દેહથી સુખી બનું.

કલેજું મોટામાં મોટું અંતરવયવ છે; કેમકે એનું વજન આશરે ચાર રતલ જેટલું છે. જમણી બાજુથી ડાબી બાજુ સુધી તેની લંબાઇ આશરે એક ફુટ અને પહોળાઇ શુમારે ૮ ઇંચ જેટલી છે. કલેજું ઝેરનો નાશ કરનાર માંસગ્રંથિ કહેવાય છે; પણ તે બીજું ઘણુંક જૂદું જૂદું કામ બજાવે છે. તે પિત્ત બનાવે છે જે ખોરાકને પચાવે છે અને ખોરાકની ચરબીઓનું

* આવે પ્રસંગે દારૂ કે એવી બીજી નુકસાનકારક ચીજોની ભલામણ કરનારો મળે તેમનાથી સાવચેત રહેવાનું છે.
–સંપાદક

શોષણ કરવામાં મદદ કરે છે. વળી લીવર એટલે કાળજું એક ઘણુંજ કાર્યસાધક 'ફીલ્ટર'તરીકેનું કામ બજાવે છે. મોટી ઇંદ્રિયોમાંથી સઘળું લોહી પેટ, હોજરી, પેંક્રિયાસ (પેટમાં હોજરીની પાછળ આવેલા પિંડ), આંતરડાંઓ અને તલ્લીમાં એક ખાસ નસની મારફતે જમા થાય છે. આ નસને તબીબો 'પોરટલ વેઇન' તરીકે ઓળખે છે; અને એજ શિરામારફતે આ સઘળું લોહી કલેજામાં સ્વચ્છ બનવા માટે જાય છે. આ લોહી જેને 'પોર્ટલ બ્લડ' તરીકે કહેવામાં આવે છે, તે શરીરમાં ફરવા માંડે તે અગાઉ તેને લીવર મારફતે ગાળી કાઢવામાં આવે છે. યાદ રાખજો કે, જે સઘળું પાણી તમો પીઓ છો અને જે સઘળો ખોરાક તમો ખાઓ છો, તે શરીરના બાકીના ભાગમાં જાય તે પહેલાં લીવરમાંથી પસાર થાય છે.

કાળજું ખોરાકના પાચનની રૂઢિને સંપૂર્ણ બનાવે છે. અગર જો ખોરાકમાં ઝેર ભળેલું હોય તો કલેજાનું કામ આ ઝેરને બહાર કાઢી નાખવાનું છે. જો તમે સીસાના ભેળવાળું પાણી પીઓ તો કલેજું તે સીસું બહાર કાઢી નાખે છે અને તેને પોતામાં દાખલ કરી જમા કરે છે. અગર જો પાછળથી કાળજાને ગાળવામાં આવે તો સીસાનાં નાનાં નાનાં ટીપાંઓ ઝરતાં તમો આબાદ જોઈ શકશો.

જેઓને પારો એક યા બીજા રૂપમાં લેવાની વરસોની ટેવ પડેલી હોય છે, તેઓ મરણ પામતાં તેમનાં કાળજાંમાંથી પારાનો મોટો જથો મળી આવે છે. કાળજું લગભગ ખાણની જગો રાખે છે. એજ રીતે કોઇ પણ જાતની ધાતુનું ઝેર શરીરમાં લેવામાં આવે તો તે પણ કાળજામાં જમા થઇ રહે છે. જેઓને દારૂ પીવાની ટેવો પડી હોય છે તેઓનું લીવર દારૂના ઝેરને પોતાનામાં એકઠું કરી રાખે છે, અને પોતે સહન કરી શરીરના ભાગનું પોતાના ભોગે રક્ષણ કરે છે. એજ કારણે ઘણો દારૂ પીનારાઓનાં કાળજાંમાં જ્યારે ત્યારે બીગાડો થાય છે. લાંબી મુદતના દારૂડીઆઓનું કલેજું મોટું થયા વગર રહેતું નથી.

* * * *

## કાળજું અને ઝેર

કાળજું ચોક્કસ ઝેરોને ચૂસી લે છે અને તેને છુપાવી રાખે છે યા તે ઉપર કાબુ રાખી શકે છે; પણ બીજાં ઝેરોનો નાશ કરવાની પણ તે શક્તિ ધરાવે છે. દાખલાતરીકે જ્યારે કોઇ શખ્સ બીડી વીગેરે પીએ છે, ત્યારે કાળજું તેમાંના નીકોટીન નામના ઝેરનો નાશ કરી શકે છે. એટલે કે કાળજું ઝેરને જેમ રાખી શકે છે, તેમ ઝેરનો નાશ પણ કરી શકે છે. કાળજાની આ ખુબીના કારણેજ ટાઇફોઇડ ફીવર અથવા બીજા કોઇ ચેપી રોગથી આપણે પીડાતાં હોઇએ ત્યારે કાળજા ઉપર આપણા જીવવાનો વધુ આધાર રહે છે.

જ્યારે એક શખ્સ ટાઇફોઇડ નામના તાવથી પીડાતો હોય, ત્યારે જાણવું કે તે ઝેરની અસરથી પીડાય છે અને તેથીજ તેને તાવ આવે છે, તેથીજ તે બિમારી સહન કરે છે, તેથીજ તેની પીઠ, બરડા અને માથામાં જાલમ દર્દ થાય છે. આ સઘળું દર્દ ઝેરના કારણે છે. આ ઝેર કેમ લાગુ પડે છે તે જોઇએ. આ ઝેરો જંતુઓથી ઉત્પન્ન થાય છે. આ જંતુઓ આંતરડાંઓને ચોમેરથી ઘેરી નાખે છે અને લોહીમાં દાખલ થાય છે એટલે શરીરના આખા બંધારણમાં મળી આવે છે. એવી રીતે આખું શરીર ઝેરોથી ભરાઇ જાય છે અને આ જંતુઓ અને તેના ઝેરનો નાશ કરવા માટે કાળજાને તેમની સામે બાથોબાથ લડવું પડે છે. એજ પ્રમાણે ન્યુમોનિયાનાં જંતુઓમાટે પણ સમજી લેવું. કાળજું ઝેરનો નાશ કરવાનું કામ કરે છે અને ગુરદો તે કાઢી નાખવાનું કામ કરે છે. જ્યાસુધી કાળજું પોતાનું કામ ચાલુ રાખવા જેટલી શક્તિ ધરાવે છે, ત્યાંસુધી દર્દીને જીવવાની આશા રહે છે.

(દૈનિક "હિંદુસ્થાન"માં લેખકઃ-શ્રી. એફ. ડી.)



# ૬૬–શિલોન दुर्गनो केदी

## સ્વિટ્‌ઝર્લાંડનો સ્વાતંત્ર્યવીર–ફ્રાન્સિસ બોન્નિવાર્દ

પોતાના અનુપમ પ્રકૃતિસૌંદર્યને લીધે સ્વિટ્‌ઝર્લાંડ યૂરોપખંડનું નંદનવન કહેવાય છે. આજે તો સ્વિટ્‌ઝર્લાંડ આંતરરાષ્ટ્રીય રાજનીતિનું કેન્દ્ર બન્યું છે; યૂરોપની મહાપ્રજાઓના રાજ્યપ્રતિનિધિઓ આવીને ત્યાં વિશ્વશાન્તિના પાઠ ભણે છે; રાષ્ટ્ર–સંઘ 'લીગ ઑફ નેશન્સ'ની અને જગત મજુર પરિષદની બેઠકો ભરે છે; પણ આવડા માનને પાત્ર બનવા અને પોતાનુંજ રીપબ્લિક (સ્વરાજ્ય) સ્થાપવાને આ નાના દેશે કેટકેટલા બત્રીશા અને મરજીવાનાં મસ્તક ચઢાવ્યાં છે એની મુંગી કથા તો ભૂતકાળના ગર્ભમાં શમી છે.

આજે અહીં સંપૂર્ણ શાન્તિ છે; પણ તે કેટલા રક્તપાત પછી! કેટલા અન્યાય અને અત્યાચારના સામનાઓ પછી! આજે અહીં દેશવિદેશના શાસનતંત્રની મંત્ર–વિચારણાઓ ચાલે છે; પણ તે કેટલાં શક્તિસામર્થ્યનો પ્રભાવ મેળવ્યા પછી!

આમ તો સ્વિટ્‌ઝર્લાંડ અલ્પ સાધનવાળો દેશ છે. વળી યૂરોપમાંની એની ભૌગોલિક સ્થિતિ પણ વિચિત્ર અને ભયભરી છે. ચારપાંચ મોટાં રાજ્યોની સરહદો વચ્ચે એ વિંટળાયેલો છે. ક્ષેત્રફળમાં એ ઘણો નાનો પ્રદેશ છે. આટલા ભય છતાં સ્વિટ્‌ઝર્લાંડે સ્વરાજ્ય, સમાન પદ અને પ્રજાસત્તા પ્રાપ્ત કર્યાં છે—ગૌરવભેર એ જાળવી રાખ્યાં છે.

પરંતુ ઈસ્વીસનની સોળમી સદીમાં સ્વિટ્‌ઝર્લાંડની શી દશા હતી? સ્વાતંત્ર્ય અને સમાનસત્તાના પાઠ બોધતા એના આજના પાટનગર જીનીવા ઉપર એ વેળા સેવૉયના ઠાકોરની જુલ્મ જહાંગીરી ચાલતી હતી. જેઓ એ ઠાકોરની સામે અને દેશના સ્વાતંત્ર્યની તરફેણમાં ઉઠયા તેમના જાન લેવાયા. ચોમેર ત્રાસ ત્રાસ વર્તાઈ રહ્યો.

પણ એ દશા લાંબી ન ટકી. સેંકડોની સંખ્યામાં દેશપુત્રો સ્વતંત્રતાની ખાતર સર્વસ્વ ન્યોછાવર કરવા તૈયાર થઇ ગયા. તેઓમાંનો એક સેવૉયવાસી વીર બોન્નિવાર્દ પણ હતો.

એ ફ્રાન્સિસ બોન્નિવાર્દ ઈ. સ. ૧૪૯૬માં જન્મ્યો હતો. એના પિતાનું નામ લુઈ દ બોન્નિવાર્દ. ટુરિન શહેરમાં તેણે અભ્યાસ કર્યો અને ઈ. સ. ૧૫૧૦ માં પોતાના કાકાના દેવળનો તેને વારસો મળ્યો. દેવળ જીનીવાની પડખેજ આવેલું હતું અને તેની જાગીરની આવક પણ સારી જેવી હતી, પણ જીનીવાની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે તેણે એ બધું જતું કર્યું. જીનીવા પર ગુજરતો અન્યાય તેનો શૂરવીર આત્મા સાંખી ન શક્યો. સ્વિટ્‌ઝર્લાંડને પોતાનો પિતૃદેશ કરી એ જીનીવાના પ્રજાકીય દળમાં જોડાયો.

ઈ. સ. ૧૫૧૯માં સેવૉયનો ઠાકોર ૫૦૦ માણસ લઈ જીનીવા પર ચઢયો. બોન્નિવાર્દ બચાવને ખાતર હઠયો, પણ તેના નિમકહરામ સાથીઓએ તેને શત્રુના હાથમાં પકડાવી દીધો. ઠાકોરે તેને બે વરસ સખ્ત કેદમાં રાખ્યો. ત્યાંથી એ છૂટ્યો, મુસાફરીઓમાં ખૂબ દુઃખ ખમ્યો; પણ એથી તો એનાં સ્વાતંત્ર્યપ્રેમ અને રાષ્ટ્રોદ્રેક બમણાં વધ્યાં. દુશ્મન જોડેની એની ઝપાઝપી તો ચાલુજ રહી. ઇ. સ. ૧૫૩૦માં જુરા પર્વતોમાં રખડતાં તેને ચોરોએ લૂંટયો અને સાવ અનાથ દશામાં ઠાકોરને હવાલે સોંપી દીધો. આ વખતે તેને શિલોનના પાતાળઉંડા કિલ્લામાં પૂરવામાં આવ્યો. છ વરસ સુધી નહિ દાદ, નહિ ફરિયાદ એવી સ્થિતિમાં આ નિર્દોષ દેશભક્ત પિંજરે પડેલા વનકેસરીનો અડોલ પ્રાણ ધારણ કરી ગોંધાઇ રહ્યો; પણ...........

પણ હવે જીનીવાની ભાગ્યરેખા બદલી. બર્ન પ્રાંત અને જીનીવાનગરની સંયુક્ત સેનાએ પુનશ્ચ સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ્યો અને પોતાના બોન્નિવાર્દની વ્હારે શિલોન પર હલ્લો કર્યો. ઠાકોર હાર્યો. બોન્નિવાર્દ મોતના પંજામાંથી છૂટ્યો. સ્વિટ્‌ઝર્લાંડ હવે સ્વતંત્ર હતું. બોન્નિવાર્દને પરમપ્રિય એવું રીપબ્લિક શાસનતંત્ર સ્થપાઇ ચૂક્યું હતું. નવી રાજ્યમંડળી આ વીરેન્દ્ર નરનો આપભોગ કેમ ભૂલે? તેણે એને જીનીવાના પ્રતિષ્ઠિત નાગરિકનો અધિકાર દીધો; જેમાં અગાઉ સુબો રહેતો તે મકાન વીર બોન્નિવાર્દને અર્પણ કર્યું; અને જીનીવામાં રહે ત્યાંસુધી તેને ૨૦૦ સોના-

મહોરોનું વર્ષાસન બાંધી આપ્યું. ઇ. સ. ૧૫૩૭માં બસો સભાસદની મંડળીમાં એને પણ સભાસદ કરી બેસાડયો. બોન્નિવાર્દ પણ નકામો ન બેઠો. શાસનતંત્રની સુધારણામાં તેણે ઘણા પ્રકારે મદદ કરી.

ધર્મશાસ્ત્ર અને ઇતિહાસનો પારંગત એ બોન્નિવાર્દ જેટલો વીરેન્દ્ર તેટલોજ વિદ્વાન હતો. વિજ્ઞાનનો એને ભારે શોખ હતો. ૧૫૫૧માં તેણે પોતાનું સમૃદ્ધ પુસ્તકાલય શહેરને ભેટ કર્યું. એ પુસ્તકો મળ્યા પછી ત્યાંની 'પબ્લિક લાયબ્રેરી' હસ્તીમાં આવી. એજ અરસામાં તેણે રીપબ્લિકને પોતાના વારસદારતરીકે ઠરાવ્યું અને તે એક શરતે—એ પાઠશાળાનો ખર્ચ નભાવવા પૂરતો પોતાના દ્રવ્યનો ઉપયોગ થાય. એવો મહત્ત્વાકાંક્ષી કર્મવીર બોન્નિવાર્દ ઇષ્ટસિદ્ધિનો સંતોષ મેળવતો ઈ. સ. ૧૫૭૦માં સ્વર્ગવાસી થયો.

ઇંગ્લંડનો વિહારી કવિ બાયરન પોતાનો દેશ છોડી ઇ. સ. ૧૮૧૬માં યૂરપના પ્રવાસે નીકળ્યો. રસ્તે સ્વિટ્ઝર્લાંડના એક ગામડામાં વરસાદને કારણે તેને રોકાઇ જવું પડયું. એ ગામની સામેજ શિલોનનો પુરાતન કિલ્લો આવેલો હતો. એ કિલ્લાને જોઇ કવિ બાયરનને નીચેનું કલ્પિત કરુણ કાવ્ય બનાવવાની પ્રેરણા જાગી.

આ શિલોનના કિલ્લાનું એક પડખું લેમાન અથવા જીનીવા સરોવર ઉપર પડે છે. પાછલી બાજુએ આલ્પ્સ પર્વતનાં હિમ જામેલાં ગિરિશિખરો ચમકે છે. કુદરતના એ પ્રકાશિત સૌંદર્ય વચ્ચે કિલ્લો શયતાનના અંધારિયા રહેઠાણ જેવો ભયંકર લાગે છે. આઠમા સૈકામાં તેને ખડકના ટાપુપર બાંધવામાં આવ્યો ત્યારથી તેને જેલખાનાતરીકેજ વાપરવામાં આવ્યો છે. કિલ્લો પાણી નીચે આઠસો ફૂટ ઉંડે જાય છે. ત્યાં આગળ કાળકોટડીઓની હાર બાંધેલી છે; જેમાં અનેક રાષ્ટ્રભક્તો અને રાજ્યદ્રોહીઓને કેદ કરવામાં તથા ફાંસીએ લટકાવવામાં આવ્યા છે. સ્વિટ્ઝર્લાંડના સ્વાતંત્ર્ય ખાતર ઝુઝનાર જવાંમર્દ ફ્રાન્સિસ દ બોન્નિવાર્દ પણ આજ કિલ્લામાં કેદ થયેલો.

બાયરને આ કાવ્ય રચ્યું ત્યારે આ વીર પુરુષના ઇતિહાસની એને જાણ નહોતી, એણે તો એ સ્વકલ્પનાથીજ રચેલું; પરંતુ પાછળથી એને બોન્નિવાર્દની પરાક્રમ-કથા મળી આવી. તે પછી એને વિષે બાયરન લખે છે:—

આ મહાપુરુષ જીનીવાવાસીઓનો ચેતનતારક છે. ધીર આત્મા, શ્રદ્ધાળુ અંતઃકરણ, ઉચ્ચ આશય, દક્ષ સલાહ, કાર્યતત્પર સાહસિક પ્રાણ, વિશાળ જ્ઞાન અને ચિત્તની અસાધારણ જાગૃતિ-એ સૌ લક્ષણોવડે અંકિત બોન્નિવાર્દ સાચેજ મહાપુરુષના પદનો અધિકારી છે. બોન્નિવાર્દ પ્રજાસત્તાક શાસનતંત્રનો પ્રચંડ પક્ષકાર હતો. સ્વિટ્ઝર્લાંડની સ્વાતંત્ર્યપ્રાપ્તિને માટે તેણે પોતાની સ્વતંત્રતાનો ભોગ દીધો, આરામ ને અમનચમનને હોમી દીધાં, ધનદોલત ગુમાવી અને પોતે માનેલા ને પોતીકા કરેલા પિતૃદેશ સ્વિટ્ઝર્લાંડના સ્વાતંત્ર્યને ખાતર એ પરમ નાગરિક બોન્નીવાર્દે વીર પુરુષને છાજે તેવા દૃઢ ભાવથી સેવાધર્મ સ્વીકાર્યો. તેણે ભાવિક દેશજનની અને તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિએ સ્વિટ્ઝર્લાંડનો ઇતિહાસ પણ લખ્યો. આજે એ પોતાના સ્વાતંત્ર્યપ્રિય જીવનથી અને એ ઇતિહાસથી અમર બન્યો છે.

બોન્નિવાર્દના બંદીવાસને લીધે શિલોનનો કિલ્લો સ્મરણીય છે, તો બોન્નિવાર્દ અને શિલોન બંને કવિ બાયરનના આ કાવ્યથી અનેકધા ચિરસ્મરણીય છે, એ નિઃસંશય સાચું છે. ( સંકલિત )

## એક રોમાંચકારી આપકહાણી

### (૧)

મને પળિયાં આવ્યાં છે, પણ તે ઘડપણને લીધે નહિ; દુઃખના અચાનક આઘાતને લીધે પણ નહિ. મારૂં શરીર વાંકું વળી ગયું છે, તે કામની મહેનતને લીધે નહિ; કેદખાનામાં કાટ ખાતું જકડાઇ રહેવાને લીધે ને આજ એની શક્તિ સાવ હરાઈ ગઈ છે.

અને મારા ભાગ્યની શી વાત કરૂં ? આ મધુરી ભોમ ને આ તાજી હવા, એ બંનેના ઉપભોગથી બાતલ થઇને અહીં મોતની જંજીરમાં હું જકડાયો તે મારા પિતાના ધર્મને ખાતર. એય જીવતા બળ્યા પણ ધર્મભ્રષ્ટ ન થયા; અને એજ ટેકને માટે અમે-એમના પુત્રોએ પણ અંધારઘેરી

જેલમાં વાસો લીધો. અમે કુલ સાત હતાઃ—વિધર્મીઓના જુલમોથી રીઢા અને મગરૂર એવા છ ભરજુવાન બાંધવા અને એક વૃદ્ધ પિતા. પિતાની જેમ ભાઇ પણ એક જીવતો બળ્યો;બેએ લડાઇના મેદાનમાં લોહી રેડ્યાં; ત્રણ કેદખાને ગયા. એ સૌમાંથી હાલ તો હું એકજ અર્ધમુઆ જેવો જીવતો છું.

(૨)

શિલોનનું કેદખાનું જમીનમાં ઉંડું છે. તેને ગોથિક ઘાટના સાત સ્થંભ છે. ધીંગી કાળમીંઢ દિવાલની નાની ઉંચી ફાટમાં થઇ આવતું એકાદ ઝાંખું કિરણ અંદરના અંધકારને વધુ ઘેર કરે છે. એ ભેજવાળા ભોયતળિયા ઉપર, જાણે ભૂતનો ભડકો હોય એમ એ તેજ રમતું લાગે છે. દરેક થાંભલે એકેક લોઢાનું કડું; દરેક કડે એક એક સાંકળ–શરીરને કોરી ખાય તેવી. આ રહ્યા મારા ડીલપર એના ડાઘ; જીવતાં લગી નથી જવાના. આજ મારા દુઃખનો દિવસ છે, કેમ જે હું કેદમાંથી છૂટો થયો છું. કેટલાં વર્ષોસુધી આમ સૂરજને ઉગતો કોણે જાયો છે? કેટલાં વરસ! પ્રભુ જાણે. હું ગણતો'તો તો ખરો; પણ મારો નાનો ભાઈ ગળીગળીને મરણ પામ્યો ત્યારથી મેં એ ગણવાનું છોડી દીધું.

(૩)

અમને ત્રણે ભાઇઓને થાંભલાની સાંકળે જૂદાજૂદા જકડી બાંધેલા. એક ડગલું પણ ન ચસાય. એકબીજાનું મોં પણ ન જોઇ શકાય. ઝાંખા ઉજાસમા અમે ત્રણે એકબીજાને માણસોના વણઓળખ્યા ઓળા જેવા દેખાતા. ત્રણે સાથે હતા, છતાં જૂદા હતા. હાથ બાંધેલા હતા, પણ હૃદયથી જોડાયેલા હતા. એ કેદખાનામાં પૃથ્વીનાં પાચ તત્ત્વોના જ્યારે અમને વાખા હતા, ત્યારે દિલાસો અમને માત્ર એકજ હતો કે, અમે એકબીજાનું બોલવું સાંભળી શકતા. દરેક જણ બીજાને કંઇક નવી આશા દઇને–પરાક્રમની કોઈક જૂની વાત કહીને કે શૂરાતનભર્યો રણરાસો ગાઇને હૈયાધારણ દેતો; પણ એ લાંબુ ન ચાલ્યું. અમારા ખુલ્લા મીઠા સાદ ધીમે ધીમે કેદખાનાના પથરા સમા ખાવા ધાય તેવા ઘોઘરા થના ગયા.કદાચ અમારા મનતરંગને લીધે એમ લાગ્યું હશે; પણ અમને તો એમ થતું કે જાણે એ અમારા સાદજ નહિ.

(૪)

ત્રણેમાં હું મોટો એટલે બીજા બેને ધરપત દેવાનું ને ખુશ રાખવાનું કામ મારૂં હતું. તે હું ગજા પ્રમાણે કરતો; ને તેઓ પણ ઠીકઠીક ધીરજ ધરી રહ્યા હતા.

મારો સૌથી નાનો ભાઈ બાપને બહુ વહાલો હતો. એની ભમ્મર આબાદ મારી માના જેવી હતી. આંખો આકાશના જેવી નિર્મળ આસમાની. એની દયાને લીધે મારૂં અંતર કકળતું. એવા રૂપાળા પંખીને આવા પિંજરમાં પડેલું જોઇને કોને ન લાગે? સૂર્યની દીપ્તિથી પ્રોજ્જ્વલ દિવસ સમાન તો એની કાન્તિ હતીઃ—જેવો ઉત્તરધ્રુવનો દિવસ ઉનાળાના છ માસ સુધી બરફ ઉપર અનસ્ત તપે છે, તેવોજ પ્રકાશમાન ને પવિત્ર એ હતો. સ્વભાવે આનંદી, બીજાનું દુઃખ દેખીને આંસુ પાડે એવો મૃદુલ અને જે દુઃખને દુનિયામાં જોઈ તેને ગ્લાનિ થતી તેનો અંત ન લાવે ત્યાંલગી જંપીને બેસનારો નહિ એટલો દલાગ્રહી.

(૫)

મારો બીજો ભાઈ પણ એવોજ નિર્મળ દિલનો, પણ ક્ષાત્ર ઉદ્રેકવાળો; બાંધે મજબૂત અને દુનિયાની દુષ્ટતા સામે ખતમ થાય ત્યાંસુધી ખુશમિજાજ મનથી ટક્કર ઝીલે તેવો;—પણ સાંકળમાં જકડાઇને ઝુરવા યોગ્ય નહિ. એનો પ્રાણ પણ સાંકળના ખણુખણાટ ભેગો હણાતો જતો હતો. મુંગોમુંગો હું એ જોતો અને સાથે મારો આત્મા પણ હણાતો જતો; છતાં અમારા કુટુંબના મોંઘામૂલાં રત્નશા એ ભાઇઓને પ્રસન્ન રાખવા મેં મારા આત્માને જેમતેમ કરી ટકાવી રાખ્યો. આ ભાઈ તો વનખીણો ખુંદનાર શિકારી હતો. વાઘવરૂની પાછળ પડનારો હતો; પણ કેદખાનું એને મન દરિયો ડોળવા જેવું ભારે હતું. જકડેલા પગ એને મન ભારેમાં ભારે આફત હતી.

(૬)

જીનીવા સરોવરનાં પાણી હજાર ફુટ ઉંડેરાં ઉછળી સપાટી ઉપર ધસે છે અને શિલોનનાં

કેદખાનાને વળુંધી લે છે. દિવાલનું અને પાણીનું એમ એ બેવડું કેદખાનું બન્યું છે. જીવતી કબર હોય તેવા, સરોવરના તળિયા નીચેના એ અંધારા કારાગારમાં જકડાયેલા અમે, રાત ને દિવસ અમારા માથા ઉપર પાણીના પછડાટ સાંભળતા. શિયાળાનો સૂસવતો પવન આકાશમાં પૂરજોસથી ધસમસતો નીકળતો ને પાણી ઉડાડતો. એ પાણીની ઝણુના છંટકાવનું પણ મને બરાબર ભાન થતું, ત્યારે એ ખુદ ખડકો પણ જાણે કાંપતા ને હચમચી જતા; પણ એથી મારૂં રૂંવાડું સરખુંયે ન ફરકતું. કેમકે એ કેદમાંથી છૂટકારો દેનાર મોતને હું હસતે મોંએ વધાવી લેવા સદા તૈયાર હતો.

(૭)

મેં કહ્યુંને કે, મારો નાનો ભાઈ ગળતો જતો હતો. મેં એ પણ કહ્યુંને કે, એનું મજબૂત દિલ પણ ભાંગતું જતું'તું. અંતે કંટાળીને એણે ખાવાનું છોડ્યું;—ખોરાક ખરાબ હતો તે સારૂ નહિ. શિકારીઓના ક્ષુદ્ર ખોરાકથી અમે સારી પેઠે ટેવાયેલા હતા, જોકે પહાડી બકરીના દૂધને બદલે અમારે ખાબોચિયાનું પાણી પીવાનું હતું; અને અમારી રોટી તો—દુનિયા હસ્તીમાં આવી ત્યારે સૌથી પહેલી વખત મનુષ્યે પોતાના ભાઇને જંગલી પશુની જેમ કેદખાનામાં પૂર્યો, ને ત્યારથી એ કેદીઓએ જે રોટીને પોતાનાં આસુંઓવડે પલાળી પલાળીને પોચી કરી ખાધી છે તેવીજ અમારીયે રોટી હતી; પણ અમને તેની પરવા નહોતી. મારા ભાઇનું શરીર કે મન તેનાથી નહોતું નંખાતું ગયું. મારા ભાઇનો આત્મા તો મહેલમા બેઠોબેઠો પણ કરમાય તેવો હતો. જો તેની પહાડોના ચઢણમાં ભમવાની સ્વતંત્રતા ખુંચવી લેવાય તો......પણ હવે સાચું કહેતાં વાર શાને કરૂં?... એ ગુજરી ગયો!

અને હું માત્ર જોઈજ રહ્યો. એનું માથું ટેકવવા જેટલીય ચાકરી ન કરી શક્યો; એનો મરતો હાથ સરખો પણ ન ઝીલી શક્યો; અરે! મરી ગયા પછીયે ન અડી શક્યો. હાથ અને દાંતવડે મારૂં બંધન તોડવા મેં ઘણાયે પછાડા માર્યા; પણ ફોગટ. એ ગુજરી ગયો. તેઓએ એની સાંકળ છોડી, એ ભેજવાળી ભોં ખોદી અને દાટ્યો. મેં એમને વીનવ્યા; એક ઉપકાર કરવા આજીજી કરી જોઇ કે, એનું શબ બહાર સૂર્યથી પ્રકાશિત ભૂમિમાં દાટો; પણ એ વિચારજ બૂલભરેલો હતો. મારા મનમાં એમ થયું કે, આવો સ્વતંત્ર આત્મા મૃત્યુ પછી પણ આ ઘોર કારાગારમાં કેમ કરી જંપશે! પણ મેં આજીજી ન કરી હોત તો વધુ સારૂં હતું, તેઓ સૌએ ઠંડે પેટે હસવા માંડ્યું અને પછી એને ત્યાં આગળજ દાટી દીધો. હતી તેવી ભોં સપાટ વાળી દીધી. ન તો માથે લીલા ઘાસવાળી માટી પાથરી, ન તો કબરનો આકાર કર્યો. ઉપર ફક્ત એની ખાલી સાંકળ લટકી રહી હતી;—આવી હત્યાને બહુજ યોગ્ય સ્મારક!

(૮)

પણ અમારા કુટુંબનું માનીતું ફૂલ મારો સૌથી નાનો ભાઈ—બાળપણથીજ લાડકવાયો, મુખાકૃતિએ મારી માની બીજી મૂર્તિ સરખો, સૌનો પ્યારો, મારા પિતાના બીજા પ્રાણ જેવો, મારા જીવનનો આધાર મારો એ નાનો ભાઇ. એ એક દિવસ છૂટો થશે, સુખી થશે એ આશમાં મારો જીવ ખોળિયું ધારણ કરી રહ્યો હતો; પણ અંતે એનીય ધીરજ ખુટી અને ડાળીપર ફૂલ કરમાય તેમ મંદપ્રાણ બનવા લાગ્યો.

ઓ ઇશ્વર! કોઈ પણ સ્થિતિમાં માનવ આત્માને ઉડી જતો જોવો એ ત્રાસદાયક છે. મેં તો ધોધબંધ વહેતા લોહીમાં જીવ જતો જોયો છે; ઉછાળા મારતા કરાળ સાગરમાં બચવાને તરફડિયાં મારીમારી ડૂબતા જીવને જોયો છે; નિસ્તેજ મેલી પથારીમાં બેભાનપણે પછાડા મારી બકતા પાપી જીવનેય જતો જોયો છે;—એ બધાં ત્રાસજનક મૃત્યુ છે. પણ આ મૃત્યુમાં ત્રાસ નહોતો; ધીરૂં ધીરૂં ને ઉંડું દુઃખ હતું.

ધીમેધીમે એ લેવાતો ગયો. બિચારો પાછળ રહેનારાં સૌને સંભારતો ગયો. મૃત્યુની મશ્કરી કરતા હોય તેવા એના પ્રફુલ્લ ગાલ—જાણે મેઘધનુષ્યના કિરણરંગ ધીરેધીરે ઉડી ગયા હોય તેવા! એ અંધારઘેરા કેદખાનામાં તેજની છાંય નાખતી હોય તેવી એની પારદર્શક ચમકતી આંખો!

અને એક પણ શબ્દ નહિ, પોતાની દુર્ભાગી સ્થિતિમાટે નિસાસો સરખો નહિ, ઉલટું મારી આશાને જીવતી રાખવા અમારા સુખી દિવસોની થોડી મધુરી વાતચીત કરી મને આશા આપી. હું તો મૌનમાં ડૂબી ગયો હતો; ભાઇની ખોટના આ ભયંકર ખાડામાં ડૂબતો જતો હતો.

અશક્તિની મૂર્ચ્છા આવી તેને એણે કેવી શમાવી દીધી—ધીમેધીમે કળાઈ ન જાય તેવી રીતે! મને એ લાગ્યું; પણ હું બરોબર સાંભળી ન શકતો. મેં એને નામ દઇ બોલાવ્યો, કેમકે ભય અને શંકાથી હું હવે ઝનુને ચઢ્યો હતો. હું જાણતો તો હતો કે, હવે બધા પ્રયત્ન ફોગટ છે, તોયે મારૂં મન ન માન્યું. મેં ફરી વાર બોલાવ્યો. મને લાગ્યું કે, કંઇક અવાજ આવ્યો. એક સખત આંચકો મારી મેં મારી સાંકળ તોડી નાખી ને એની સામે ધસી ગયો; પણ મેં એને ન જોયો. એ ન હતો, એ ઘોર અંધારામાં એકલો હુંજ હાલતો હતો; હુંજ જીવતો હતો; હુંજ દુષ્ટ શ્વાસોચ્છ્વાસ લઇ રહ્યો હતો. મરી અને અનંતતાના આરા વચ્ચેની એ છેલ્લી, એકની એક, મોંઘામાં મોંઘી કડી એ જીવલેણ સ્થળે ભાંગી પડી હતી.

મારા બંને ભાઇ ચાલ્યા ગયા હતા. એક ભોંયની ઉપર પડયો હતો, બીજો ભોંયમાં દટાયેલો પડયો હતો. મેં એનો જડ હાથ ઉપાડયો; પરંતુ મારો હાથ પણ એટલોજ ઠંડોગાર હતો. મારામાં હાલવા–ચાલવાનાયે રામ નહોતા. માત્ર એટલું લાગતું કે, હું જીવતો છું. અરેરે, જેને આપણે ચાહીએ તેને હવે ફરી વાર એ રીતે નથી મળનાર, એ કેવો ઘોરતમ વિચાર! હું પણ સાથે કેમ ન મરી ગયો તેની મને ખબર ન પડી. મને કોઇ દુન્યવી વાસના રહી નહોતી; કેવળ મારા ધર્મપરની શ્રદ્ધા રહી હતી; અને એ એકજ કારણે હું આપઘાત કરતો રહી ગયો.

(૯)

પણ પછી શું બન્યું તેની મને બરાબર જાણ નથી; હજુયે હું એ નથી જાણતો. પહેલાં તો તેજનું ભાન ગયું, પછી હવાનું અને અંતે અંધારાનું ભાન પણ ગયું. ન હતો મને વિચાર કે ન હતી કંઇ લાગણી;—મુદ્દલે નહિ. એ પથ્થરો વચ્ચે હું પથ્થર થઈ રહ્યો. વરસતી ઝાકળમાં ઝાડપાન વગરની ટેકરી સમું બધુંજ વેરાન, જડ અને ભુખરૂં થઈ રહ્યું હતું. રાતે નહોતી, દિવસે નહોતો. નહોતો આંખને ભારેખમ કરતો એ કારાગારનો ઉજાસ. હતું માત્ર અવકાશ ભરતું શૂન્ય ને એક પણ સ્થળવગરનું જડત્વ. ન હતા તારા, પૃથ્વી કે કાળ; ન હતું દબાણ, પરિવર્તન, પુણ્ય કે પાપ. હતું એક મૌન્ય. જીંદગીનોયે નહિ ને મૃત્યુનોયે નહિ એવો સ્થિર શ્વાસ. જાણે કોહતી આળસનો પારાવાર ઉલટયો;-ઘોર, અપાર, મુંગો અને અચેતન!

(૧૦)

પણ અંતે મારા મગજપર પ્રકાશ પડયો. એક પક્ષીનો એ કલરવ હતો. થોડી વાર બંધ પડી વળી પાછો એ સંભળાયો. અતિમિષ્ટ ને અપૂર્વ એ ગીત હતુ. મારી આંખ પ્રસન્નતા ને આનંદભરી રડી પડી. એટલી વાર તો જાણે હું કોઇ દિ' દુઃખિયોજ નહોતો એમ લાગ્યું, પણ પછી ધીમે ધીમે મારી ઇન્દ્રિયો જાગ્રત થતી ગઇ. કોટડીની દિવાલો દેખાઇ અને ભોંયની સપાટી મારી આજુબાજુ તરી આવી. અગાઉની પેઠે સૂરજનો ઝાંખો ઉજાસ પણ પેલી ફાટમાંથી સરતો દેખાયો. પેલું પક્ષી એ ફાટમાં બેઠું હતું. આસમાની પાંખવાળું કેવું રમણીય એ પંખી! હજારો સ્મરણ જગાડતું કેવું અનુપમ એ ગાન! જાણે એ મારે સારૂજ ગાતું ન હોય! એ પક્ષી પણ જાણે મારી પેઠે પોતાના સાથીને બોલાવતું હોય એમ મને લાગ્યું. જ્યારે દુનિયામાં મને કોઇ ચાહનાર નહોતું, ત્યારે એ મને પ્રેમ કરતું હતું! એણે મને કેદખાનામાં આનંદ આપ્યો-વિચાર કરતો કર્યો. એ પક્ષી છૂટુંજ હશે કે કદાચ એનું પિંજરનું કેદખાનું તોડી અહીં મારા કેદખાનાપર બેસવા આવ્યું હશે? મધુર પક્ષી! કેદનો મને પૂરો અનુભવ છે, એટલે મારૂં સાથી બનાવવા સારૂ હું તને કેદી નહિ બનાવું.

અથવા પક્ષીરૂપે કોઇ સ્વર્ગનો જીવ તો મળવા નહિ આવ્યો હોય? શું મારો ભાઇ પક્ષી થઇને મળવા આવ્યો હશે! પ્રભુ, પ્રભુ! એ વિચારે હું નથી હસી શકતો, નથી રડી શકતો; પરંતુ આખરે એ પણ ઉડી ગયું. એ પક્ષીજ હતું, નહિ તો મને બેવડા સુનકારમાં એકલો મૂકી કેમ ઉડી જાય? એકલો–કફનમાંના મુર્દા જેવો; તેજભર્યા દિવસે નિર્મળ આકાશમાં શાપરૂપ એકાકી

કો વાદળી જેવો એકલો મને મૂકીને એ કેમ ઉડી જાય ?

(૧૧)

પણ મારૂં પ્રારબ્ધ ફર્યું. મારા ચોકીદારો માયાળુ બન્યા હતા. દુઃખના દેખાવો ખમી ખમીને જોકે તેઓ રીઢા થયા હતા, છતાં મારા તરફ માયાળુ બન્યા. મારી તૂટેલી સાંકળ એમ ને એમ રહી. મને કોટડીમાં ફરવાની છૂટ મળી. એ કારાગારમાં એક છેડેથી બીજે છેડે, ને થાંભલાઓની આસપાસ હું ફરતો. ફક્ત મારા ભાઇઓની કબરો ઉપર પગ ન દેતો—રખે પગ પડી જાય ને એ કબરો અપમાનિત થાય! ને કવચિત્ જો મને લાગતું કે મારો પગ ત્યાં ભૂલથી પડી ગયો છે તો મારા અંતરમાં ચીરો પડતો અને મારૂં હૃદય કચરાઇને અધમુઉં થઇ જતું.

(૧૨)

પછી તો મેં દિવાલ કોતરીને અંદર પગ રાખી શકાય એવડો એક ખાડો કર્યો. નાસી છૂટવા માટે નહિ; કેમકે જે મારાં હતાં તેમને તો હું ત્યાંજ દફનાવીને બેઠો હતો, એટલે હવે તો આખી દુનિયા મારે મન તો એક મોટા કેદખાના જેવીજ હતી. ન મારે પિતા હતા, ન સંતાન હતું કે સગું હતું. મારા દુઃખમાં ન કોઇ સાથી હતું અને એ સારૂં હતું, કેમકે એમના વિચારે કદાચ હું ગાંડો થઇ જાત; પણ ઉંચેની એ સળિયાવાળી બારીઓમાથી બહારની દુનિયા જોવા-એ ઉંચા પર્વતોપર નજર ફેરવી મારી આંખોને તૃપ્ત કરવા મારૂં મન તલસી રહ્યું હતું; એટલે મેં ભીંતમાં એટલો ખાડો કર્યો.

અને એ પર્વતો મેં જોયા. એ તો એવા ને એવા હતા. મારી પેઠે કાંઇ દેહે બદલાયા નહોતા. અનંત કાળનો બરફ એનાપર જામેલો હતો. નીચે વિશાળ સરોવર ઝુલતું હતું અને આસમાની રંગની હ્રોન નદી પૂરપ્રવાહમાં વહેતી હતી. ખડકો અને ગીચ ઝાડી ઉપર પછડાતાં તેના પાણીનો અવાજ મેં સાંભળ્યો. દૂર આવી રહેલા ગામનાં મકાનોની ધોળી દિવાલો ને સરોવરમાં લસી રહેલાં વહાણોના એથીયે ધોળા સઢ મેં જોયા. જોયો એક નાનોશો ટાપુ; મારી બારીની બરોબર સન્મુખ; જાણે મારી સામે હસતો. એ નાનકડો લીલો ટાપુ લાગતો'તો તો ફક્ત મારી કોટડીના જેવડોજ; પણ તેમા ત્રણ ઉંચાં ઝાડ હતાં અને પર્વતની સ્વતંત્ર પવનલહર એનાપર વાતી; પડખે સ્વતંત્ર પાણી હીલોળે ચઢયાં હતાં; એની ઉપર નાનાં નાનાં સુગંધી રંગીન ફૂલ ડોલતાં, કિલ્લાની દિવાલ આગળ સુખી રમતિયાળ માછલીઓ તરતી; ઉંચે વેગભર્યું ગરુડ ઉડતું.

ને આ બધું જોઇને મારી આંખે નવાં આંસુની ધાર ચાલી; મનમાં શોક વ્યાપ્યો; મને થયું કે, સાંકળેથી છૂટયોજ ન હોત તો સારૂં હતું! હું દિવાલપરથી નીચે ઉતરી પડયો. માથે મોટો ભાર પડયો હોય એમ કારાવાસનું અંધારૂં જાણે મારાપર તૂટી પડયું; જાણે કોઇને દાટવા ખોદેલી તાજી કબર. પણ છતાં આટલો પ્રકાશ ખમવાથી મારી નજર એટલી હેરાન પરેશાન થઇ હતી કે તેને આરામની જરૂર હતી.

(૧૩)

આ પછી મહિનાઓ, વર્ષો કે માત્ર થોડા દિવસો વીત્યે—કેટલું વીત્યું હશે તેની મેં ગણત્રી ન કરી, દરકારે ન કરી—છેવટ તેઓ મને છોડી મૂકવા આવ્યા. કયાં અને કેમ એ જાણવાની મને પડી નહોતી. છુટ્ટો કે બાંધ્યો હવે સરખું હતું. નિરાશાને હું ચાહતાં શીખી ગયો હતો.

પણ તેઓ આવ્યા; આવીને મારાં બંધન એમણે કાઢી નાખ્યાં. ત્યારે એ કોટડી મને મધુરા આશ્રમ જેવી લાગી. મને થયું કે, એ લોકો ફરી વાર મારૂં ઘર છોડાવવા આવ્યા છે. અંદરના કરોળિયા જોડે મેં દોસ્તી બાંધી હતી. એમની જાળગુંથણી હું ધ્યાનપૂર્વક જોતો. ચાંદનીમાં રમતા ઉંદરને જોતો. હું એ સૌના જેવોજ બની ગયો હતો. અમે એકજ સ્થળનાં રહેનાર હતાં અને હું તો એમના રાજા જેવો હતો; મારામાં એમને રંજાડવાની તાકાત હતી; પણ અમે સૌ સંપ-સંપીને રહેતાં. લાંબો વખત સાથે રહેવાના પરિચયથી અમે સૌ એટલાં એકાકાર થયાં હતાં કે મને મારી સાંકળ ઉપર પણ ભાવ થયો.

એટલે એ સર્વને છોડી છૂટો થતાં નિસાસાની હાય મારી હું જેલ બહાર નીકળ્યો.

("કુમાર"ના આષાઢ-૧૯૮૪ના અંકમાં લૉર્ડ બાયરનના અંગ્રેજી કાવ્ય ઉપરથી લેખકઃ-દેશળજી પરમાર)

# ૬૭–बरनार मेकफेडननुं असाधारण जीवन

" આપણે હાલ જાણીએ છીએ તે ઉપરથી એવા નિશ્ચય ઉપર આવી શકીએ કે, આપણા દેશના હાલના સંયોગોમાં આરોગ્યસંરક્ષણના બધા નિયમો પાળવામાં આવે તો આપણા લોકની સામાન્ય આયુષ્યમર્યાદામાં ત્રીસ વર્ષનો વધારો થાય. મોતનું પ્રમાણ અડધોઅડધ ઘટી જાય અને તેની સાથે માંદગીમાં સપડાઇ કામ કરવાને કાયમના નાલાયક થઇ પડતા લોકોની સંખ્યામાં મરણપ્રમાણ કરતાં બેવડો ઘટાડો દરવર્ષે થાય. બીજા શબ્દોમાં કહીએ તો આ દેશની મૃત્યુસંખ્યામાં દરવર્ષે ૪૦ લાખનો ઘટાડો થાય અને રોગીઓની સંખ્યામાં ૮૦ લાખનો ઘટાડો થાય, આ આંકડા હૃદયભેદક લાગે છે; પરંતુ તે પ્રમાણમાં સિદ્ધ છે અને નિર્વિવાદ રીતે આરોગ્યરક્ષણની બાબતમા આપણી અજ્ઞાન હાલત દેખાડી આપે છે."

—શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ

આજે દેશમાં ચારે દિશાએ ધનવાનોના ધનનો પ્રવાહ દરદીઓને રોગમુક્ત કરવા, દવાખાનાં કાઢવા તથા સેનેટોરિયમ બંધાવવા તરફ વહી રહેલો છે. શ્રીમંતો અને મોટા મોટા અમલદારોના સ્મારકતરીકે દવાખાનાં કાઢવાની પ્રથા પડી ગઇ છે. દેશમાં સરકારી તેમજ ખાનગી વૈદ્ય–ડૅાક્ટરોનાં દવાખાનાંની ખોટ નથી. ગામોગામ વૈદ્ય–ડૅાક્ટરો ઉભરાઇ જાય છે, છતાં દેશમાં રોગપીડિતોની સંખ્યા ઓછી થતી નથી. ડૅાક્ટરો અને દવાખાનાં વધે તેમ દરદીઓ અને મરણપ્રમાણની સંખ્યા ઓછી થવાને બદલે વધતીજ જાય છે. જ્યાં જુઓ ત્યાં લોકો માંદા ને માંદાજ. અકાળ મૃત્યુનું પ્રમાણ ઘણું મોટું, કુદરતી મરણ જેવું તો કોઈ સમજતુંજ નથી. જે કારણથી લોકો રોગપીડિત રહેતા હોય તે શોધી કાઢી તે કારણો દૂર કરવા પ્રયત્ન કરવામાં આવે તો રોગીઓની સંખ્યા અને અકાળ મૃત્યુનું પ્રમાણ કેમ ઓછું ન થાય?

આપણામાં કહેવત છે કે "ઉપાય કરતાં અટકાવ ભલો." લોકો માંદા પડે એટલે તેમને દવા આપવામાં આવે. તેઓ સાજા થયા પછી તેના તેજ કારણે ફરી માંદા પડે એટલે તેમને દવા આપવામાં આવે. આવો ક્રમ ચાલ્યા કરે તેથી તો તેમની જીવનશક્તિ હણાઇ જાય છે. દરદીઓને દવા આપવા જેટલી જરૂર તેઓ સામાન્ય દરદોના ભોગ થઇ પડતા બચે અને તંદુરસ્તી સાચવી શકે એવા પ્રકારનું જ્ઞાન આપવાની જરૂર છે. અંગ્રેજીમાં ડૅાક્ટર શબ્દનો અર્થ 'તંદુરસ્તીનું જ્ઞાન આપનાર' એવો થાય છે. ડૅાક્ટરો એ અર્થમાં કામ કરતા હોય તો રોગપીડિત અને મરણનું પ્રમાણ કેમ ન ઘટે?

જ્ઞાન એ શક્તિ છે. જ્ઞાનવિના કદી મુક્તિ નથી. દરેક પ્રકારનાં દુઃખ–દરદોનું મૂળ અજ્ઞાનજ છે. આરોગ્ય વિષયના જ્ઞાનના અભાવે અસંખ્ય લોકો અનેક પ્રકારનાં દરદોથી પીડાતા હોય છે. એમને માટે દવાખાના જેટલીજ જરૂર તેઓ પોતાની તંદુરસ્તી સાચવી શકે એવી કસરત, સાદો ખોરાક, ખુલ્લી હવા, શરીરરચના અને આરોગ્યદાયક રહેણીકરણી વગેરે વિષયોનું જ્ઞાન આપવાની છે. સમાજમાં એ વિષયોનું જ્ઞાન વ્યાખ્યાનો, લેખો, હસ્તપત્રિકાઓ, પ્રદર્શનો વગેરેદ્વારા આપવાની અર્થાત્ બહોળા પ્રમાણમાં જ્ઞાનપ્રચાર કરવાની અનિવાર્ય જરૂર છે. આ વિષયમાં અમેરિકામાં મિ. મેકફેડન નામના ગૃહસ્થે અથાગ પરિશ્રમ કરી લાખો લોકોને ખરી તંદુરસ્તી ભોગવતા કર્યા છે. તેનો હેવાલ જાણવા જેવો હોઇ અત્રે સંક્ષેપમાં આપું છું.

મિ. મેકફેડન પોતે લખે છે કે, હું સત્તર વર્ષની યુવાન વયે પાતળો, દમીએલ અને શરદીથી પીડાતો મુડદાલ છોકરો હતો. તે વખતે મને ન્યુમોનિયાની સખત અસર થઇ હતી. દવાથી દરદો મટે છે એવો મારો વિશ્વાસ જતો રહ્યો હતો; કારણ કે મારી શરીરસંપત્તિમાં ડૅાક્ટરોની દવાથી જરાએ સુધારો થયો ન હતો. ન્યુમોનિયાને લીધે મારી છાતીમાં સખત દુખાવો રહેતો હતો. તે સમયે વિચાર કરતાં હું એવા નિશ્ચય ઉપર આવ્યો કે, મનુષ્યશરીરમાં પોતાની વ્યવસ્થા સુધારી લેવાની શક્તિ ઇશ્વરે નિર્માણ કરેલી છે તેને કામ કરવાની તક આપવી જોઇએ.

આ વખતે દરેક મનુષ્ય માને છે તેમ હું પણ માનતો કે, શરીરની શક્તિ ટકાવી રાખવા ખોરાક લેવોજ જોઇએ; તેથી હમેશના રિવાજ મુજબ કાંઇ ને કાંઇ ખોરાક હું લેતો હતો. ન્યુમોનિ-

યાના દરદ વખતે જ્યારે મારી તબિયત વધારે બગડતી ચાલી તે વખતે મને વિજળીના ચમકારા પેઠે વિચાર આવ્યો કે, હું જે ખોરાક લઉં છું તેથી આ દરદને પોષણ મળે છે અને દરદ ચાલુજ રહે છે. જો હું ખાવાનું છોડી દઉં તો શરીરમાં જે સંરક્ષકશક્તિ રહેલી છે તેને કામ કરવાની તક મળી તે દરદને હાંકી કાઢશે.

તરતજ તે દિવસથી મેં ખાવાનું બંધ કર્યું. એટલે એક–બે દિવસમાં દરદનું જોર નરમ પડયું. ત્રીજે દિવસે તો ઘણો આરામ જણાયો અને ચોથે દિવસે ન્યુમોનિયા દૂર થયો. મંદવાડ-દરમિયાન બેચેની લાગતી ત્યારે થોડી થોડી કસરત પણ કરતો હતો. તે પછી આજ સુધીના અનુભવથી મારી એવી ચોક્કસ માન્યતા છે કે, દરદ માત્ર એકજ છે અને તે અસ્વચ્છ થયેલું લોહી. ઉપવાસ કરવાથી બગડેલું લોહી સ્વચ્છ થાય છે. આપણે ખોરાકતરીકે નક્કર પદાર્થોજ ખાઇએ છીએ, તેની સાથે હવા અને પાણીની પણ તેટલીજ જરૂર છે. આપણે તેને ખોરાકતરીકે ગણતા નથી. જો ખોરાકતરીકે ગણીએ તો ખરૂં જોતાં અપવાસ જેવું કાંઈ રહેતું નથી. હવા અને પાણીને પચાવવા પાચનક્રિયાના અવયવોને કાંઇ મહેનત કરવી પડતી નથી. આપણે જ્યારે ઉપવાસ કરીએ છીએ, ત્યારે નક્કર ખોરાક ન ખાવાથી શરીરસંરક્ષક શક્તિને એક એવી તક આપીએ છીએ, કે જે આપણા શરીરરૂપી ઘરમાં એકઠો થયેલો કચરો કાઢી નાખે અને આ બધો કચરો કાઢી નાખવાની ક્રિયા એનું નામજ દરદનો નાશ.

મી. મેકફેડન સત્તર વર્ષની વય સુધી દરદોથી ઘેરાયેલા અને તવાઇ ગયેલા શરીરવાળો હતો. તે પછી તેણે શરીરની ખીલવણી કરવાના અને આરોગ્ય રહેવાના કુદરતી ઉપાયો શોધવા માંડ્યા. એ વિષયમાં તેણે એટલું બધું ધ્યાન આપ્યું કે આજે તેની બરાબરી કરી શકે એવી શરીરસંપત્તિવાળા માણસો દુનિયાપર થોડાજ હશે. પોતે મજબૂત અને તંદુરસ્ત શરીરવાળો થઇને તે બેસી રહ્યો નથી. આરોગ્યસંબંધી જ્ઞાનના અભાવે દુઃખમાં સડતી જનતાને પોતે મેળવેલા અનુભવનો લાભ આપવા સારૂ ત્રીસ વર્ષથી તેણે ફીઝીકલ કલ્ચર ખાતાની સ્થાપના ન્યુયૉર્ક શહેરમાં કરેલી છે. આજે તેને એટલી બધી પ્રસિદ્ધિ મળેલી છે કે, યૂરોપ–અમેરિકામાં મિ. મેકફેડન **"ફાધર ઑફ ફીઝીકલ્ટોપથી"** એટલે દવાવિના દરદો મટાડવાની વિદ્યાના શોધકતરીકે અંકાય છે.

મી. મેકફેડન માને છે કે, તંદુરસ્તીની બાબતમાં સૌથી વધારે ખરાબ અસર ખોટી લોકલાજથી થઇ છે. સામાન્ય રીતે લોકોનાં શરીર ઘાટદાર આદર્શરૂપ થઈ તેઓ તંદુરસ્તીનું ખરૂં સુખ ભોગવતા થાય એ માટે સમાજમાં નીતિની છાયા નીચે ઘર કરી રહેલી ખરાબ બદીઓ સામે તેણે જોસભેર લખવા માંડયું. વળી એ વિષે જાહેર ભાષણો આપવાં શરૂ કર્યાં, દવાઓના વધી પડેલા ઉપયોગ સામે તેનો પોકાર ચાલુજ હતો. આ સર્વ કારણોથી કેટલાક સ્વાર્થપરાયણ લોકો પોતાના ધંધાને અંગે તેનાથી નારાજ હતા. દિનપ્રતિદિન ઘણા લોકોની ઇતરાજી તેના ઉપર થતી ગઈ. દુશ્મનોએ તેના લખવાના અર્થનો અનર્થ કરી તેની સામે કૉર્ટમાં કામ ચલાવ્યું. જડજે તેનો બચાવ સુદ્ધાં સાંભળવાની ના પાડી. તેના ઉપર મૂકાયલા તહોમત "લોકોને તે આડે માર્ગે અને અનીતિના રસ્તે દોરે છે" બદલ તેને બે વરસની કેદ અને ૨૦૦૦ ડોલર દંડની શિક્ષા ફરમાવી. હાઇકૉર્ટમાં અપીલ કરી તેમાં પણ તેને દાદ મળી નહિ, એટલે તેને કેદખાનામાં જવું પડયું. કેદની સજા થવાથી તેના વખાણનારાઓમાં ભારે ખળભળાટ થયો. તેમણે મી. મેકફેડનને છોડી મૂકાવવામાં અમેરિકન સરકાર સામે જોસભેર ચળવળ ચલાવી. પરિણામે અમેરિકાના મહાન પ્રેસીડેન્ટને એ બાબત પોતાના હાથમાં લેવી પડી. મેકફેડનની બાબતમાં તેણે જાતે તપાસ ચલાવી તેને નિર્દોષ ઠરાવી છેવટે છોડી મૂક્યો; પણ તે દરમિયાન તેને દોઢ વર્ષ કેદમાં રહેવું પડયું. કેદખાનામાં લાખો દિલાસાપત્રો એના પ્રશંસકો તરફથી મળ્યા હતા. આ બનાવ પછી **'ફીઝીકલ કલ્ચર મેગેઝીન'** ઘણું પ્રસિદ્ધિમાં આવ્યું અને એના સિદ્ધાંતો તરફ બધા અમેરિકનોનું ધ્યાન ખેંચાયું.

મી. મેકફેડનને ઇંગ્લંડની સરકારે પાર્લામેંટના સભાસદો સમક્ષ ફીઝીકલ કલ્ચરની બાબતમાં ભાષણો આપવા આમંત્રણ આપી તેને ઘણું માન આપ્યું હતું. આ વખતે ઇંગ્લંડથી પાછા ફરતાં

અમેરિકન સરકારે તેનો જાહેર રીતે સત્કાર કર્યો અને ન્યુયૉર્કના મેયરે પણ તેની ભારે પ્રશંસા કરી માન આપ્યું. આજે અમેરિકામાં સરકારી તેમજ લશ્કરી ખાતાંઓમાં તેના સુધારા દાખલ થયા છે અને સામાન્ય પ્રજા પણ તેની શોધનો બહોળા પ્રમાણમાં લાભ લઇ રહી છે.

મી. મેકફેડન ભાષણો આપીને કે પુસ્તકો લખીનેજ બેસી રહેલો નથી. શરીરને માફક આવે અને તંદુરસ્તી તથા શક્તિ વધે એવા ખોરાકો પૂરાં પાડનારાં મોટાં ઉપાહારગૃહો તેણે કાઢ્યાં છે. ન્યુયૉર્ક શહેર જ્યાં એ ખાતાનું મુખ્ય મથક છે ત્યાં એક ડઝનથી વધારે એવાં ઉપાહારગૃહ છે. તેમાંનાં કેટલાંકમાં તો સાતસોથી હજાર માણસો એકી વખતે જમવા બેસે છે. એવાં ઉપાહારગૃહ અમેરિકાના દરેક મોટા શહેરમાં કાઢવામાં આવ્યાં છે. તે ચલાવવાને ઉભી કરવામાં આવેલી **ફીઝીકલ કલ્ચર રેસ્ટોરાં કંપની**ની થાપણ લગભગ ચાર કરોડ રૂપિયાની છે. એ ઉપાહારગૃહો કેવી ઉત્તમ રીતે ચાલે છે તે એટલા ઉપરથીજ સમજાશે કે, કંપનીના ભાગીદારોને દરવર્ષે ૩૦ થી ૩૫ ટકા સુધી વ્યાજ મળે છે. એ ગૃહોમાં ચાહ-કૉફીની તદ્દન બંધી રાખેલી છે. તેમાં માંસાહાર પણ આપવામાં આવતો નથી. ફક્ત વનસ્પતિ, ધાન્ય અને ફળમાંથી બનાવેલી વિવિધ વસ્તુઓ ત્યાં ખોરાકતરીકે આપવામાં આવે છે. અનેક લોકો તેમાં તંદુરસ્ત થવાને જાય છે.

વળી મેકફેડને શોધી કાઢેલા સિદ્ધાંતો પ્રમાણેજ રહેવા, ખાવા અને વર્તવાના નિયમોનું યથાર્થ પાલન કરે એવા લોકોનું તેણે એક સંસ્થાન વસાવ્યું છે, જેને **ફીઝીકલ કલ્ચર સીટી** એવું નામ આપેલું છે. હવે એ સંસ્થાનની નકલો બીજે ઠેકાણે થવા લાગી છે અને કુદરતી સિદ્ધાંતો પ્રમાણે જીવન ગાળવાનું સામાન્ય લોકો પણ પસંદ કરવા લાગ્યા છે. દરદીઓને માટે તેણે એક સેનેટોરિયમ કાઢેલું છે. તેને **મેકફેડન હેલ્થેટોરિયમ** એવું નામ આપેલું છે. તેમાં કોઇ પણ જાતની દવા વિના માત્ર કુદરતી ઉપચારોથી દરદીઓને સાજા કરાય છે. મોટા મોટા એમ. ડી. ડૉક્ટરોથી નહિ મટી શક્યા હોય તેવાં દરદોથી પીડાતા અને બધે સ્થળેથી નિરાશ થયેલા દરદીઓ હેલ્થેટોરિયમમાં સાજા કરવામાં આવ્યા છે, એવી તે ખાત્રી આપે છે. મી. સેન્ડફર્ડ બેનેટ નામનો ગૃહસ્થ ૫૦ વર્ષની ઉંમરે તદ્દન વૃદ્ધ થઇ ગયો હતો. મેકફેડનના હાથ નીચે તેણે શરીરની ખીલવણી કરી. ૭૧ વર્ષની ઉંમરે તે નવજુવાન જેવો થયો. ત્યાર પછી તેણે **"ઘડપણ, તેનાં કારણો અને તેનો અટકાવ"** એ નામનું પુસ્તક લખી આખા અમેરિકા તથા યૂરોપમાં ખ્યાતિ મેળવી છે. સદર પુસ્તકના પૂંઠા ઉપરજ પોતાની ૭૧ વર્ષની વયનો ફોટો આપેલો છે અને આજે તંદુરસ્તીની બાબતમાં તે એક સત્તાધિકારીસમાન ગણાય છે. એટલા ઉપરથીજ હેલ્થેટોરિયમના કાર્યની કલ્પના વાચકો કરી લેશે.

**ફીઝીકલ કલ્ચર ટ્રેનિંગ સ્કૂલ** એટલે શરીરની ખીલવણી કરવાનું શિક્ષણ આપનારી એક મોટી શાળા તેણે કાઢેલી છે, જે હેલ્થેટોરિયમની પાસેજ છે. એ સ્કૂલમાંથી કુદરતી ઉપચારોની મદદથી દરદો મટાડનારા દવાવગરના ડૉક્ટરો અને સલાહકારોની મોટી સંખ્યા દરવર્ષે બહાર પડે છે. તેઓ પોતાના ગામમાં લોકોને શરીરરચના વગેરેસંબંધી જ્ઞાન આપી લોકસુખાકારી વધારવાનાં કામો કરે છે. પ્રજાને તેથી એટલો બધો ફાયદો થયો છે અને કુદરતી ઉપચારો ઉપર એટલો બધો વિશ્વાસ વધી ગયો છે કે ડૉક્ટરો અને દવા બનાવનારાઓના ધંધા ઉપર તેની અસર થવા માંડી છે. દવાઓના ઉદ્યોગનું એક આગેવાન અમેરિકન પત્ર **"ડ્રગીસ્ટ"** લખે છે કે "એ શું બીના છે કે દવાઓ તથા તે બનાવવાની ચીજોનો ખપ દિનપ્રતિદિન ઘટતો જાય છે? છેલ્લાં દશ વર્ષમાં તેની ખપત સરાસરી ૬૫ ટકા જેટલી ઘટી ગઇ છે." આ પરિણામ મી. મેકફેડન જેવા દવાવગરના ડૉક્ટરોની મહેનતને આભારી છે. હિંદુસ્તાનમાં તો એથી ઉલટુંજ જોવામાં આવે છે. દરવર્ષે વૈદ્ય-ડૉક્ટરોનાં નવાં દવાખાનાં ઉઘડેજ જાય છે અને તેમાં દવા લેનારા દર્દીઓની મોટી સંખ્યા ઉભરાય એમાંજ સફળતા માનવામાં આવે છે. આ બાબતમાં સરકાર કંઇજ સુધારો કરી શકે એમ નથી. જો આપણા દેશમાં ધર્માદા દવાખાનાં ચલાવનારા અને નવાં ખોલનારા ધનવાનો ધારે તો નવો માર્ગ ગ્રહણ કરી શકે એમ છે; પરંતુ તેમ કરવા માટે

પ્રથમ તો તેમણે નવી દુનિયાનો પ્રકાશ પોતાની આંખોપર પડવા દેવો જોઇએ.

**"ફીઝીકલ કલ્ચર"** એ નામનું માસિક ૩૧ વર્ષથી મી. મેકફેડન પ્રસિદ્ધ કરે છે. તેના ગ્રાહકોની સંખ્યા પાંચલાખ છે. દુનિયાપર એની બરાબરી કરી શકે એવું એ વિષયનું એક પણ માસિક અત્યારે નથી. પોતાના ધંધામાં સહાયરૂપ થઇ પડવા માટે તે બીજાં બાર માસિકો અને ત્રણ દૈનિક પત્રો કાઢે છે. તે પૈકી 'ટ્રુ સ્ટોરી' (ખરી વાર્તા) એ નામના માસિકની ૨૩ લાખ નકલો ખપે છે. બધાં માસિકોની કુલ ગ્રાહકસંખ્યા પચાસલાખ છે. આ બધા સાહિત્યની પ્રસિદ્ધિ માટે તેણે **મેકફેડન પબ્લીકેશન** કંપની કાઢી છે. તે દુનિયામાં મોટામાં મોટી પબ્લીશીંગ કંપની છે. એક માસિકનું લવાજમ દશ રૂપિયા ગણવામાં આવે તો પચાસલાખ ગ્રાહક એટલે એકલા માસિકોના લવાજમનાજ વાર્ષિક પાંચકરોડ રૂપિયા આવે. આ ઉપરજ હિંદુસ્તાનના પહેલા નંબરના રાજ્ય હૈદ્રાબાદની વાર્ષિક આવક જેટલી વડોદરા રાજ્યની બે વર્ષની કુલ આવક કરતાં પણ વધારે થવા જાય છે. આ તો એકલા બાર માસિકોના લવાજમનીજ વાત છે. એ સિવાય બીજું સાહિત્ય પ્રગટ કરે છે તેની ઉપજ તો જૂદીજ. એટલા ઉપરથી કંપની કેટલા મોટા પાયાપર કામ કરતી હશે એનો ખ્યાલ વાચકો કરી લેશે. આ ઉપરથી કોઇએ એમ ન ધારી લેવું કે, મી. મેકફેડન અમેરિકામાં એક મોટો શ્રીમંત કરોડપતિ થઇ બેઠો છે. એને પોતાના આદર્શો પ્રજાસમક્ષ મૂર્તિમંત કરવામાટે નાણાંનો ઘણો ભોગ આપવો પડે છે અને આટલી બધી પ્રવૃત્તિ છતાં નાણાંની બાબતમાં તેને સંકોચ રહે છે.

મી. મેકફેડને પોતાના જાતઅનુભવ અને શોધથી આરોગ્ય અને કુદરતી ઉપચારોવિષે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એ સર્વમાં **બીલ્ડીંગ ઑફ વાઇટલ પાવર** ઘણું ઉત્તમ છે. એ વિષે તે પોતેજ ખાત્રી આપે છે કે "તંદુરસ્તી અને એક સુંદર ખીલવણી કરેલું શરીર, એ આખી દુનિયાની દોલત કરતાં વધારે કિંમતી છે. જેને આપણે સંપૂર્ણ તંદુરસ્તી કહીએ છીએ, તે મેળવવા જેઓ ઇચ્છતા હોય તેમને માટે મારાં લખેલાં સર્વ પુસ્તકોમાં કોઇ પણ એવું નથી કે જે મારા આ પુસ્તક કરતા ચઢીઆતું હોય." એ ઉપરાંત તેઓએ **'એનસાઇક્લોપીડીયા ઑફ ફીઝીકલ કલ્ચર'** એટલે આરોગ્ય અને કુદરતી ઉપચારોસંબંધી જ્ઞાનકોષ, એ નામનો કિંમતી ગ્રંથ લખ્યો છે. તેમા ૩૦૦૦ પૃષ્ઠ અને ૧૨૦૦ ચિત્ર આપેલાં છે અને તેની સો રૂપિયા કિંમત છે. એની સાત આવૃત્તિઓ થયેલી છે. આટલા ભગીરથ પ્રયત્ન પછી પ્રજા એને **"ફાધર ઑફ ફીઝીકલ્ટોપથી"** ના નામથી ઓળખે તો તેમાં શું આશ્ચર્ય !

મે ૧૯૨૮ નો 'ફીઝીકલ કલ્ચર' નો અંક પ્રગટ થયો છે તેમાં બરનાર મેકફેડનનો ચાર કંપનીઓએ મળી તેમની ૬૦ વર્ષની ઉંમર છતાં રૂ. ૧૦ લાખનો વીમો ઉતાર્યો છે; એવી હકીકત પ્રગટ થઇ છે! ૪૫ વર્ષની ઉંમર પછી વીમાકંપનીઓ કોઇનો વીમો ઉતારવાનું ના પાડે છે. એમ છતાં ૬૦ વર્ષની ઉમરે મોટી રકમનો વીમો ઉતારવાની વીમા કંપનીઓએ હિંમત કરી છે તે ઉપરથી બર્નાર મેકફેડનનું આરોગ્ય ઘણુંજ ઉત્તમ હોવું જોઇએ. વીમાકંપનીના ડૉકટરોએ તેમના શરીરની તપાસણી કરી તેમાં તેમનું આરોગ્ય ઉત્તમ પ્રકારનું છે, એવું જણાઇ આવ્યું છે. વીમો ઉતાર્યાની વાત બર્નાર મેકફેડન પોતાનાં તત્ત્વોને વિજયસૂચક સમજે છે. વ્યાયામ અને નૈસર્ગિક આહારથી મનુષ્ય પોતાનું આરોગ્ય ઉત્તમ પ્રકારનું રાખી દીર્ઘાયુષી બની શકે છે, એનો આ એક ઉત્તમ દાખલો છે.

( "વ્યાયામ" ના જુલાઇ ૧૯૨૮ ના અંકમાં લેખકઃ–રા. મણિભાઇ મોતીભાઇ પટેલ. મુ. સંખેડા )

# ૬૮—નવયુગનો યુવક

દેશના જુવાનો દેશનું ધન છે. જેવી એમની શારીરિક અને માનસિક અવસ્થા, તેવીજ દેશની દશા. સ્વાતંત્ર્યનાં યુદ્ધો જ્યાં જ્યાં ખેલાયાં છે, ત્યાં ત્યાં નવજુવાનોએજ આગળ પડતો ભાગ લઈ દેશની સ્વતંત્રતા હાંસલ કરી છે. ઘરડાઓ તો ગુલામીમાં સબડવાનું પસંદ કરતા હતા, પણ નવ-જુવાનો એવી વૃત્તિ સાંખી શક્યા નહિ; તેથી તેમણે સ્વતંત્રતાને માટે કેસરીઆં કર્યાં અને તે મેળવી ત્યારેજ પગ વાળીને બેઠા. આપણા દેશમાં જુવાનો તો છે; પણ તેમને જુવાન કહેવા કે ઘરડા કહેવા, એ એક પ્રશ્ન છે. ઉંમર ભલેને નાની હોય, પણ તેથી કંઇ જુવાન કહેવાય? જેનામાં જુવાનીનું લોહી થનથનાટ કરતું વહેતું ન હોય તેને જુવાન કહેવાય કેવી રીતે? વયને લીધે વૃદ્ધ ગણાતો માણસ પણ જુવાનીના જોસથી જીંદગીનાં કર્તવ્યો કરવામાં પાછી પાની કરતો ન હોય અને સંકટની સામે કમર કસીને ઝઝુમતો હોય તો એને પણ જુવાન ગણવામાં કશોજ વાંધો નથી.

અત્યારે ભારતવર્ષમાં ચોમેર અંધકાર છવાયો છે. એ અંધકાર દૂર કરવાને અને પ્રકાશને ફેલાવવાને માટે તેજસ્વી નવયુવકોની જરૂર છે. અત્યારે ભારત કટોકટીના સમયમાંથી પસાર થાય છે, તેને નવયુગનો યુવકજ પોતાના બાહુબળથી ઉગારી લેશે. હાલના યુવકની મનોદશા દેશનો ઉદ્ધાર કરે એવી લાગતી નથી. તે તો પોતાના કુટુંબનેજ જગત માની બેઠો છે, અને પોતાનાંજ સુખ–સગવડમાં રચ્યોપચ્યો રહે છે. બીજા ડૂબે કે તરે તેની તેને ચિંતા નથી; પણ તેને ચિંતા હોય ક્યાંથી? ભૌતિક દેહનેજ સર્વસ્વ માની લેવાનું શિક્ષણ તેને મળેલું છે. આધુનિક શિક્ષણનું આ માઠું પરિણામ છે. ગુલામી વાતાવરણમાં શિક્ષણ લેનારની મનોદશા એવાજ પ્રકારની બંધાય છે. માટે પ્રજાકીય શિક્ષણસંસ્થાઓમાં સૌથી પહેલી જરૂર સ્વતંત્રતાનું વાતાવરણ ઉત્પન્ન કરવાની છે.

હાલના જુવાન ભણી તો જુઓ! કેવું નાજુક શરીર! ઉંડી ગએલી આંખો અને બેસી ગયેલા ગાલ પ્રથમ દૃષ્ટિએ પડે છે. છાતીની પાંસળીઓ ગણવી હોય તોપણ ગણી શકાય. હાથપગ દોરડી અને પેટ ગાગરડી! બે રોટલી પણ પરાણે પચે! આવો યુવક સમાજનું કે દેશનું શું ઉકાળે? આવાનાથી તો શેકયો પાપડ પણ નહિ ભાગે, તો એની પાસેથી સમાજસુધારો કરાવવાની કે સ્વતંત્રતાના યુદ્ધમાં ઝંપલાવવાની આશા રાખવી એ ફોકટ છે. વળી એને પુરુષમાંથી સ્ત્રી બનવું હોય એવા એના કેટલાક ચાળા જણાય છે. ભારતવર્ષ જે યુવકો માગે છે, તે આવા માઇકાંગલા નહિ; પણ કોઇક જૂદીજ ઘાટીના માગે છે.

સમાજસુધારો કરવો હોય કે સ્વરાજ્યની લડત લડવી હોય તો મજબૂત બાંધાના અને ખડતલ શરીરના, ચાલે ત્યારે ધરતી ધમધમે એવા, ટાઢતાપને નહિ ગણકારનારા, બુદ્ધિના જેટલુંજ મહત્ત્વ મહેનતને આપનારા, જુલમની સામે આંખઆડા કાન ન કરતાં ઝુઝવાનું જોમ ધરાવનારા, કામની ધૂનમાં ભૂખને ભૂલી જનારા કે ચપટી ચણાથી ચલાવી લેનારા અને ધ્યેયની પાછળ ગાંડા થઇ કુરબાની કરનારા યુવકોની જરૂર છે. આવા યુવકો દેશમાં પેદા થવા લાગ્યા છે, એ દેશના ઉદયની નિશાની છે. આજે એની ઉષા ઉગી છે અને આવતી કાલે એમાંથી સવાર થશે. એ ઉષાનું દર્શન આપણને બારડોલીમાં થયું છે, સવાર પૂર્ણ થયા પછી થોડે કાળે મધ્યાહ્ન શોભશે એ તો નિઃસંશય છે. બારડોલીમાં આવું જબરદસ્ત સંગઠન સહેજ સહેજમાં નથી થયું, તેની પાછળ કેટલાએ યુવકોએ લોહીનું પાણી કર્યું છે. કામ કરવામાં દહાડો કે રાત જોયાં નથી, ઉનાળાના તાપતડકાને ગણ્યો નથી, ભૂખ તરસને ગણકારી નથી અને થાકને તો સમજ્યાજ નથી, ત્યારેજ બારડોલીના ખેડુતો આવડી મોટી સલ્તનત સામે માથું ઉંચું રાખી ઝુઝી શક્યા છે.

નવયુવકને કરવાનાં કાર્યોની ક્યાં ખોટ છે? તેને માટે વિશાળ ક્ષેત્ર ખુલ્લું છે. કેવળ આપણે સમાજસુધારાની વાત લઇએ તો તેમાંથી પણ કેટલા સડા દૂર કરવાના છે! સૌથી પહેલું ધ્યાન એ તરફ આપવાની જરૂર છે. આપણો સમાજ ઘોર નિદ્રામાં પડયો પડયો કુંભકર્ણની માફક ઘોરે છે. તેને જગાડવાને ઢાબડશો કે પંપાળશો તો તે વધારે વધારે ઉંઘતો જશે, તેને તો ફટ-

કાવવાની જરૂર છે. નવયુવકોના બંડ સિવાય સમાજ જાગવાનો નથી. તેમના સિવાય બાળલગ્નની બદી કોણ અટકાવશે? વરઘોડે ચઢવા તૈયાર થયેલા વૃદ્ધને કોણ રોકશે? વિધવાઓના આર્તનાદ સુણી તેમનાં આંસુ કોણ લૂછશે? ફરજિયાત નાતવરાને કોણ લાત મારશે? લગ્ન જેવી પવિત્ર ક્રિયામાં ઘુસી ગયેલા આડંબરને કોણ તિલાંજલિ આપશે? અસ્પૃશ્યતાના ભૂતને કોણ ભગાડશે? સ્ત્રીજાતિને સમાન અધિકાર આપવાનું બીડું કોણ ઝડપશે? ટુંકાણમાં જે રૂઢિરાક્ષસી આપણા સમાજને અત્યારે પીસી રહી છે, તેને કોણ હણશે? હે યુવક! આ કામો તારે માટે બાકી રહેલાં છે. તારા વિના બીજો કોઇ એ કરી શકવાનો નથી.

પણ આ મહાભારત કામ કરવાને શક્તિ જોઇશે, એ શક્તિ અમસ્તી નથી મળવાની. તેને માટે તપ આચરવું પડશે. આજનું મડદાલ શરીરે અને ગોરા ગોરા હાથ તે વખતે કામમાં નહિ આવે. મજબૂત હાથ અને ખડતલ શરીર સિવાય ભારતમાતાનો ઉદ્ધાર થવાનો નથી. ભારતમાતા માયકાંગલા યુવકોની સેવા સ્વીકારીને થાકી ગઇ છે, તેથી હવે બત્રીસલક્ષણા યુવકો માટે પોકાર પાડી રહી છે. જેટલા પ્રમાણમાં એવા યુવકોનું દળ જામશે, તેટલા પ્રમાણમાંજ આપણો ઉદ્ધાર થશે. આવા યુવકોએ બે વસ્તુ તો અવશ્ય કરવીજ જોઇશે, અને તેજ તેમનું તપ ગણાશે. જ્ઞાન-પૂર્વક ગરીબાઈ સ્વીકારવી પડશે અને બ્રહ્મચર્યનો ભેખ લેવો પડશે. હાલના કેટલાક યુવાનોની પેઠે પ્રેમના ઓઠા નીચે બૈરીના ગુલામ થવાનું તેમને નહિ પાલવે; કારણ કે તેમને તો સમરાંગણમાં ઝુઝવાનું છે. આવા યુવકો પહેલાં પોતાના ઘરમાંથી કચરો કાઢી બીજાને પોતાનાં ઘર સાફ રાખવાનું કહેશે, તોજ સમાજ તેમનો પડતો બોલ ઝીલી લેશે.

દેશમાં છૂટાછવાયા આવા યુવકો પાકવા લાગ્યા છે; પણ એટલુંજ બસ નથી. સંઘબળ-વિના શક્તિ પ્રકટ નહિ થાય અને શક્તિવિના ક્રાન્તિ નહિ થાય. માટે આવા યુવકો સંગઠિત થઇને સંઘબળ અજમાવે એજ ઇચ્છવા યોગ્ય છે. હે ભારતમાતા! આવા યુવકદળને એક વીરનેતા આપ અને પછી જો કે, રૂઢિરાક્ષસી મરે છે કે નહિ અને તારી પરતંત્રતાની બેડીઓ ફડાફડ તૂટે છે કે નહિ?

(તા. ૨૯–૭–૨૮ના "આર્યપ્રકાશ" માં લખનારઃ–મહીજીભાઈ કાળિદાસ પટેલ)

---

## હિંદવાસીઓ! તમે પણ એલ્યુમીનિયમનો મોહ જવા દેજો.

જર્મનીમાં એલ્યુમીનિયમનાં વાસણો નહિ વાપરવાનો હુકમ કાઢયો છે; કારણ કે તે વાસણો-થી શરીરમાં ધીમું ઝેર વ્યાપી લોહીની ગતિ મંદ કરે છે અને તેથી હાર્ટ ફેઇલનો (હૃદય નબળું પડે અને બંધ પડે એવો) રોગ થાય છે, એવો ત્યાંના તબીબોનો અભિપ્રાય છે.×

---

**હવે કનૈયો કેવો જોઇએ?** જે કનૈયો ગાયો ચરાવતો હોય, ગોરસ પીતો હોય, અસુરનો સંહાર કરતો હોય, બ્રહ્મબંસરી બજાવતો હોય, વન વનમાં ફરતો હોય, હાથીના દાંત ખેંચી લેતો હોય, બળથી મલ્લને પોતાના ભુજે હરાવતો હોય એવો કનૈયો જોઇએ છે આજે આપણા દેશને.

કાંધે કામળી, હાથમાં ડાંગ, માથે મુકુટ, ગળામાં વનમાલા; એવો કનૈયો આજે ફરીથી ભારત માગે છે. આવ! આવ! ઓ મુરલીધર કનૈયા, આવ! આવ!! ઓ મોહન કનૈયા! આજે ભારત તારી રાહ જોઈ રહ્યું છે.*

("લોહાણા હિતેચ્છુ" ના તા. ૧૩–૯–૧૯૨૮ના અંકમાંથી)

---

× આ સેવકને પોતાને પણ વીસેક વર્ષપર એ વિષે થોડોક સ્પષ્ટ અનુભવ થયો હતો. ભિક્ષુ–અખંડાનંદ

* દેશમાં લફંગા કનૈયા તો જ્યાં ત્યાં મળશે. કયાંક કયાંક જગતગુરૂ અને અવતારી પુરુષ મનાવા–મનાવવાનું પણ ચાલે છે. ભિક્ષુ–અખંડાનંદ

# ૬૧–ધાર્મિક શિક્ષણની ઉપેક્ષા કરવી હવે પાલવે તેમ નથી.

ધાર્મિક શિક્ષણ એટલે શું ? ધાર્મિક શિક્ષણની આવશ્યકતા ખરી ? આવશ્યકતા સ્વીકારીએ તો કેવી રીતે ધાર્મિક શિક્ષણ આપી શકાય ? નિયમિત અભ્યાસક્રમથી આવું શિક્ષણ આપી શકાય ? કેટલીક શિક્ષણસંસ્થાઓ દાવો કરે છે કે, ધાર્મિક શિક્ષણ એ અમારી સંસ્થાનું એક વિશિષ્ટ અંગ છે. એ દાવો કેટલે અંશે યોગ્ય છે ? ધાર્મિક શિક્ષણ આપવાથી શું સારાં પરિણામ આવ્યાં ? અને જે સંસ્થાઓ ધાર્મિક શિક્ષણ નથી આપતી, તેથી શાં માઠાં પરિણામ આવ્યાં ? જેમાં એક ધર્મ નથી એવી ભિન્ન ભિન્ન પ્રજાને ધાર્મિક શિક્ષણ કેવી રીતે આપી શકાય ? આવા આવા અનેક પ્રશ્નો શિક્ષણને અંગે ઉદ્ભવી શકે અને એ પ્રશ્નોનું બુદ્ધિમાં ઉતરે તેવું સંતોષકારક નિવારણ ન થાય ત્યાંસુધી ધાર્મિક શિક્ષણનો ઉકેલ થવો મુશ્કેલ છે.

હવે આપણે ઉપરની પ્રશ્નમાળાસંબંધે વિચાર કરીએ. અલબત્ત, આ જગ્યાએ જેઓ નાસ્તિક છે, જેઓ ઈશ્વરના અસ્તિત્વમાં માનતાજ નથી, 'કોઇ અવિચળ અખંડ નૈતિક નિયમને આધારે આ વિશ્વમંડળની ઘટમાળ ચાલી રહી છે અને એ શાશ્વત નિયમને પ્રેરનાર કોઈ દૈવી શક્તિ છે' એ વાતમાં જેઓને શ્રદ્ધા નથી, જેઓ એમ માને છે કે સ્તુતિ, ઉપાસના, પ્રાર્થના એ બધી વાત મનના વહેમો છે, એવા નાસ્તિક મતવાળાના મનનું સમાધાન આ લેખમાં અમે કરવા ધાર્યું નથી; પણ જેઓ ઈશ્વરના અસ્તિત્વમાં માને છે, તેઓનાજ મનના સમાધાન ખાતર આ લેખમાં અમે યથામતિ પ્રયાસ કરીશું. ધર્માધ્યક્ષનું સ્થાન અપાતું નથી, તેમ નથી શાસ્ત્રોનો અભ્યાસ કરેલો એટલે એ દૃષ્ટિએ પણ અમે આ ગૂઢ પ્રશ્ન ચર્ચવા નથી માગતા; પણ કેળવણીની દૃષ્ટિએ અમે આ પ્રશ્ન ચર્ચવા માગીએ છીએ. એટલે આ પ્રશ્ન ચર્ચવાના અધિકારસંબંધે કાંઇ ધૃષ્ટતા જણાય તો પ્રથમથીજ ક્ષમા માગી લઇએ છીએ. આ ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન આજકાલ આ જડવાદના જમાનામાં એટલો બધો મહત્ત્વનો થઈ પડયો છે કે તેની ઉપેક્ષા કરવી હવે વિશેષ પાલવે તેમ નથી. જ્યારે રસાયણશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનું મોજું પશ્ચિમ ઉપર ફરી વળ્યું હતું, ત્યારે પશ્ચિમના લોકો ઉપર એક જાતની અજબ મોહિની ફેલાઈ ગઇ હતી, અને પ્રયોગ-સિદ્ધ જે વાત હોય તેવી વાતોનેજ તેઓ માનવા તૈયાર હતા. વળી બીજી વાતો જે પ્રયોગથી સિદ્ધ ન થઇ શકે તેવીને હસી કાઢતા હતા; અને કહેતા કે પ્રાર્થના, ઈશ્વરસ્તુતિ વગેરે એ તો કોઇ નવરાં ભેજાંની કરામત છે, એ તો શબ્દજાળ માત્ર છે. પણ આ મનોદશા તેઓની બહુ વખત ટકી શકી નહિ. તેઓનો આત્મા આ મનોદશા તરફ બંડ કરી ઉઠયો. સાધારણ દુન્યવી વાતો અને ઇંદ્રિયોના તનમનાટનેજ માત્ર પોષણ મળે એવી વાતોથી તેઓ કંટાળ્યા. તેઓને પણ ઉંચે ઉડવાનું મન થયું; અને તેઓ કાર્લાઇલ, ટેનીસન, વર્ડ્ઝવર્થ, બાઇરન, શેલી વગેરે કવિઓ પાસે દોડયા; અને આત્માના અવાજને સંતોષવા, આત્માની ભૂખ ટાળવા કાંઇક દૈવી તત્ત્વો આપવાની માગણી કરી. અથવા એમ કહો કે, આ મહાન કવિઓ લોકોની અંતરેચ્છા સમજી ગયા અને દૈવી પ્રેરણાથી દૈવી પ્રસાદીરૂપી સદ્બોધ પ્રજા આગળ મૂકવા લાગ્યા, ત્યારેજ તેઓ કાંઇક ઝંપ્યા. દૈવી પ્રકાશ ટેનીસનને અને વર્ડ્ઝવર્થને ગરીબનાં ઝુંપડાંઓમાં મળ્યો. પૈસાદાર લોકોને પણ આત્માની ભૂખ લાગી હતી, તેઓને પણ આ મહાન કવિઓના અંશથી કાંઇક તૃપ્તિ થઈ. તેમ છતાં અત્યારે કોઈ એમ પ્રશ્ન કરે કે, પશ્ચિમમાંથી તો જડવાદની જડ ગઈ નથી, પણ એ જડવાદનાં આંદોલનો પૂર્વમાં અથડાઇ આપણને પણ હેરાન કરે છે, તેનું કેમ ? એ સવાલનો જવાબ તો એ હોઇ શકે કે, એ મનુષ્યપ્રકૃતિની અપૂર્ણતા અને ચંચલતા સૂચવે છે; નહિ કે એ દિવ્ય આદર્શોની ક્ષણિકતા. આપણે ઘણા એમ માનીએ છીએ કે, ચાહ પીવી એ જરૂરી નથી છતાં પીએ છીએ અને ન પીતા હોય તેને પણ પીવા આગ્રહ કરીએ છીએ; તેમ ઘણાં વ્યસનો ખરાબ છે છતાં આપણે વ્યસનોના દાસ બનીએ છીએ. ગુલામી એ બૂરી ચીજ છે, છતાં સ્વાર્થ ખાતર આપણે સરકારની ખુશામત કરીએ છીએ અને ટુંકડાણુકડા માટે વલખાં મારીએ

છીએ. આપણે જાણીએ છીએ કે, આ સરકાર અમુક પાપકર્મ કરી રહી છે, છતાં આપણે તેને સહકાર આપીએ છીએ. આ બધી વાતો આપણે જેમ જાણતાં છતાં કરીએ છીએ એ મનુષ્યસ્વભાવની અપૂર્ણતા સૂચવે છે; નહિ કે ઉચ્ચ સિદ્ધાંતો અને ઉચ્ચ આદર્શોની ક્ષણિકતા, સૂચવે છે. અર્થાત્ એ બધું આપણા આત્મબળની ખામીનું પરિણામ છે. અસ્તુ. એવીજ રીતે મહાન નરવીરો પશ્ચિમની પ્રજામાં પાક્યા છતાં જીસસ ક્રાઇસ્ટનો દિવ્ય સંદેશ, પશ્ચિમની પ્રજા અત્યારે અભરાઇએ મૂકી રહી છે. તેવી રીતે હિંદમાં પણ વેદ, ઉપનિષદો વગેરે ઋષિમુનિઓના દિવ્ય વારસા છતાં, અનેક જાતિઓ, અનેક વાડાઓ છતાં અનેક મતમતાંતરોના જંગલમાં ગુંચવાઇ પડી અવનતિને રસ્તે ચાલી જાય છે.

આટલું ટુંકામાં ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કર્યા બાદ આપણે મુખ્ય પ્રશ્ન ઉપર આવીએ.

ધાર્મિક શિક્ષણ એટલે ઇશ્વરસંબંધે જ્ઞાન. પાપકર્મ કરતી વખતે ઇશ્વરથી ડરીને ચાલવાની પ્રેરણા, સત્ય, ન્યાય, દયા, ધર્મનો સ્વીકાર, પરોપકારવૃત્તિનો વિકાસ, સ્વાર્થત્યાગ, બલિદાનની પ્રેરણા વગેરે અનેક ગુણોની ઓળખ. આવા શિક્ષણની આવશ્યકતા તો ઉપરની ઐતિહાસિક દૃષ્ટિ પણ થોડે ઘણે અંશે સિદ્ધ કરે છે. એ અનુભવસિદ્ધ વાત છે કે, ઇશ્વરવિષયક જ્ઞાનવિના કોઇ પણ મનુષ્યને કોઇ પણ કાળે ચાલ્યું નથી. જંગલી પ્રજામાં પણ ઇશ્વરસંબંધે કાંઇ વિચિત્ર ખ્યાલો હોય છે તો ખરાજ; એટલે ધાર્મિક શિક્ષણની આવશ્યકતા તો ખરીજ. તો પછી પ્રશ્ન એ રહે છે કે, તે કેવી રીતે આપવું? અભ્યાસક્રમથી, પાઠ્ય પુસ્તકોના પઠનપાઠનથી કે કેવી રીતે? આ સવાલ જરા વિચારવા જેવો છે. અભ્યાસક્રમ માત્રથીજ ધાર્મિક શિક્ષણ આપી શકાય એમ કહેવું વિશેષ પડતું છે; પણ નાનપણથીજ બાળકોના મન ઉપર પ્રાર્થના, સ્તુતિ, મહાન પુરુષોના જીવનચરિત્રોની વાતો, એની અસર સારી થાય છે; એ સમજી શકાય એવી વાત છે. ઘણી શાળાઓમાં નિયમિત શિક્ષણ પહેલાં પ્રાર્થના તથા પ્રવચન થાય છે, એ પ્રથા અમારા નમ્ર મત પ્રમાણે સારી છે. પ્રવચન વખતની પા કલાકની શાન્તિ પણ બાળકોના મન ઉપર સારી અસર કરે છે. જેમ જેમ ઉપરની શ્રેણીમાં વિદ્યાર્થીઓ આવતા જાય છે; તેમ તેમ રામાયણ, મહાભારત, ગીતા, વેદ, ઉપનિષદ્ વગેરે શાસ્ત્રોનું જ્ઞાન તેમને મળે એ જરૂરી વસ્તુ છે, એમ અમે માનીએ છીએ; અને એવું શિક્ષણ હાલની શાળામાં નથી મળતું તે એક જાતની ખામીવાળું શિક્ષણ છે. ઇશ્વરના અનુગ્રહવિના એકલું જ્ઞાન નકામું થાય એમ કહેવું વ્યાજબી છે, છતાં ઇશ્વરને ખરા સ્વરૂપમાં ઓળખવામાટે શાસ્ત્રોનો અભ્યાસ જરૂરી છે, તેની ના ન પાડી શકાય. આપણાં પ્રાચીન શાસ્ત્રો તથા સાહિત્યના અભ્યાસથી આપણા દેશમાટે લાગણી ઉત્પન્ન થશે અને આત્મભાન થવાથી આપણું ગૌરવ સમજી શકીશું, એ વિશેષ લાભ છે. ધર્મશિક્ષણમાં બીજા ધર્મની સરખામણીને ખાસ સ્થાન હોવું જોઇએ, એમ અમારો અભિપ્રાય છે, જેથી વિશાળ દૃષ્ટિ બની શકે અને સંકુચિતતા દૂર થાય.

બુદ્ધિના વિકાસમાટે દલીલોસહિત ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ અને તેને માટે શાસ્ત્રોનું અધ્યયન આવશ્યક છે; પણ એકલા નૈતિક પાઠોથી નીતિ શીખવી શકાતી નથી, તેમ ધર્મસંબંધે વ્યાખ્યાનો કે ઉપદેશથી ધર્મ શીખવી શકાતો નથી, એ પણ આપણે મનુષ્યસ્વભાવના અવલોકનથી, અભ્યાસથી તથા અનુભવથી જાણીએ છીએ. ઘણાએ શાસ્ત્રીઓ અનીતિને માર્ગે ચઢી ગયેલા આપણે વાંચ્યા છે, સાંભળ્યા છે અને અનુભવ્યા છે. ઘણાએ જ્ઞાની પુરુષોનું જ્ઞાન માટેનું અભિમાન ધૂળમાં રોળાઇ ગયું છે; અને સામાન્ય નૈતિક મનુષ્ય કરતાં પણ નીચી પાયરીએ પડી ગયા છે. એકલા ધર્મજ્ઞાનના મિથ્યાત્વનો અનુભવ ઘણાને થયો હશે, જે બહાર પ્રકાશમાં નહિ આવેલા હોય. ઘણા શાસ્ત્રજ્ઞોનું વ્યાવહારિક જીવન તિરસ્કારપાત્ર હોય છે. તો આ ઉપરથી અનુમાન એમ નથી કરવાનું કે, શાસ્ત્રોનું જ્ઞાન ન લેવું, શાસ્ત્ર પ્રમાણે ઇશ્વરને ખરા સ્વરૂપમાં ન ઓળખવો. અનુમાન એટલુંજ નીકળે છે કે, શાસ્ત્રોના જ્ઞાનસિવાય ચારિત્રવાન, પ્રભાવશાળી પુરુષોદ્વારા એ જ્ઞાન પ્રાપ્ત થાય તો સારી છાપ પડે. વારંવાર સત્યસ્વરૂપ મનમાં રાખવાની આવશ્યકતા છે. સતત જાગૃતિની જરૂર છે. આ બાબતમાં સંધ્યા, હવન, નિયમિત ઉપાસના, પ્રાર્થના સારી મદદ કરે છે, એમ અમારૂં માનવું છે; અને તેવું શિક્ષણ તેઓને નાનપણથીજ આપવું જોઇએ. આવું વાતાવરણ શાળામાંજ ઉપસ્થિત કર્યું હોય તો તેની અસર સારી થાય. ખરાબ તો

નજ થાય, એમ અમારૂં માનવું છે. તે ઉપરાંત અવારનવાર ધાર્મિક વ્યાખ્યાનો ચારિત્રવાન પુરુષો તરફથી થતાં જાય, સાધુસંતના સમાગમો થતા હોય, એવો પ્રબંધ પણ શાળાના સંચાલકોએ કરવો જોઇએ. એકલા ગોખણપટ્ટીના અભ્યાસક્રમની નહિ પણ આવા ધાર્મિક વાતાવરણની સંસ્થામાં ખાસ જરૂર છે. જેના હૃદયમાં નિરંતર પ્રેમના ઝરાએ વહે છે, જેનું મન સ્થિર અને આત્મજ્ઞાની છે, જેને સત્ય અને અહિંસાનાં તત્ત્વોપર અવિચળ શ્રદ્ધા છે, જેનું હૃદય ઈશ્વરના ગુણાનુવાદમાં લીન છે, જે આત્મગ્રાહી છતાં નમ્ર છે, આવા એક સંત મહાપુરુષનો એક વખતનો સત્સંગ હજારો વર્ષોસુધી પાઠ્ય પુસ્તકોદ્વારા ધાર્મિક શિક્ષણ આપ્યા કરતાં હજારગણો ચઢી જાય છે; માટે આવા પ્રસંગો મેળવવા માટે સંચાલકોએ હમેશાં જાગ્રત રહેવું જોઇએ. એક ઘડીનો સત્સંગ તે હજાર વર્ષના તપ કરતાં ચઢી જાય છે, એ કથન અક્ષરે અક્ષર સત્ય છે; અને આજ કારણથી અજ્ઞાની પુરુષો પણ, અભણ પુરુષો પણ જ્ઞાનીને ટક્કર મારે તેવી રીતે નૈતિક નિયમો પાળી ઈશ્વરને ખરા સ્વરૂપમાં ઓળખતા આપણે દુનિયામાં નીહાળીએ છીએ. આ જન્મમાં કે પૂર્વજન્મમાં આવા મનુષ્યના સત્સંગના સમાગમમાં તેઓ જરૂર આવ્યા હોવા જોઇએ, ધાર્મિક વાતાવરણનું અમૃતપાન જરૂર કર્યું હોવું જોઇએ અને તેથીજ આ જન્મમાં તેઓ અજ્ઞાની છતાં, અભણ છતાં, ધાર્મિક જીવન પાળતા આપણા જોવામાં આવે છે. આ બે છુપા ભેદનું રહસ્ય છે, એમ અમને જણાય છે.

હવે ધાર્મિક શિક્ષણનાં પરિણામ શાં આવ્યાં તે પ્રશ્ન તપાસીએ. ગરમી ઓછા–વત્તી થવાના થર્મોમીટર(ઉષ્ણતામાપક યંત્ર)માં જેમ પારો ઓછા–વત્તી ઉંચાઇએ આવે છે, તેવી રીતે ધાર્મિક શિક્ષણ લીધેલા બાળકોનું અને મનુષ્યજીવનનું પારખવું સહેલું નથી. પરિણામ તો તેમના જીવન સાથે સતત સમાગમના અવલોકનથી પ્રાપ્ત થઇ શકે, એટલે આ પ્રશ્નોનો ઉત્તર સહેલો નથી. કોઈમાં સારાં પરિણામ આવે અને કોઇમાં માઠાં પરિણામ પણ જોવામાં આવે છે. અનેક પ્રસંગો, સંજોગો, પૂર્વસંસ્કાર તથા અનેક વાતાવરણની ભેગી અસર મનુષ્યના મન તથા હૃદય ઉપર થાય છે, એટલે પરિણામના સંબંધમાં આપણે ઉપલકીયું, ઉતાવળું અનુમાન કરી બેસીએ છીએ કે, ધાર્મિક શિક્ષણ આપ્યા છતાં માઠું પરિણામ અમુક વ્યક્તિમાં જોવામાં આવ્યું; તો આપણી એવી દલીલ સદોષ છે, એ સ્પષ્ટ છે. અમુક વ્યક્તિમાં ખરાબ પરિણામ દૃષ્ટિગોચર થતાં ધાર્મિક શિક્ષણને આપણે દોષ દઇ શકતા નથી. આપણી જવાબદારી એટલી કે ધાર્મિક શિક્ષણ એટલું સંકુચિત ન હોવું જોઇએ કે મનુષ્યને અસહિષ્ણુ બનાવે, બીજા ધર્મપ્રત્યે તિરસ્કારવૃત્તિ કેળવાય. અખંડ સત્ય તત્ત્વોજ બાળકો આગળ રજુ કરવાં જોઇએ. શુભ ઇરાદાથી આવું ધાર્મિક શિક્ષણ આપીએ તો પરિણામ શુભજ આવે, તેની આપણે આશા રાખવાનો અધિકાર છે. જેમાં અનેક મતમતાંતરો હોય છે, ત્યાં ધાર્મિક શિક્ષણ કેવી રીતે આપવું તેની મુશ્કેલી તો રહે છેજ; તોપણ તે મતમતાંતરો દૂર કરવા સતત પ્રયાસ ચાલુ રહેવો જોઇએ. ઈશ્વરને સત્ય સ્વરૂપમાં ઓળખવા તથા ઓળખાવવા માટે ઉપદેશકો મારફત પ્રયાસ ચાલુ રહેવો જોઇએ. તેમાં ઉપદેશકો સહિષ્ણુતા રાખી પ્રેમથી સત્યસ્વરૂપ જનતા આગળ મૂકે તો જરૂર તેની અસર થાય તે નિર્વિવાદ છે. ધર્મો ઘણા છતાં પણ એવાં ઘણાં સામાન્ય સત્યો દરેક ધર્મમાં આપણને મળી આવશે; તેમ છતાં મનુષ્યપ્રકૃતિ વિવિધતાની ઉપાસક હોવાથી મતભેદો તો સમૂળગા દુનિયામાંથી નાબુદ થવાના નથી; પણ શાન્ત ચર્ચા અને વાદવિવાદથી સત્યનું મંથન થશે અને લોકોનાં હૃદય સત્ય તરફ ઢળશેજ. શરૂઆતમાં જૂદી જૂદી પ્રજાઓ પોતપોતાની માન્યતા પ્રમાણે, પોતપોતાનાં શાસ્ત્રો પ્રમાણે ધાર્મિક શિક્ષણ આપે એ પણ કાંઇ ખોટું નથી. ત્યારબાદ આવી સંસ્થાઓમાં અરસપરસ ધાર્મિક સંમેલનો થાય અને સત્યનું મંથન થાય તેથી પણ ધાર્મિક પ્રગતિ થશે. આમાં વિશાળ દૃષ્ટિની જરૂર પડશે. સ્વરાજ્ય આપણા સર્વનું લક્ષ્ય છે, છતાં તેમાં પણ અનેક પક્ષો છે. તેવા પક્ષો પણ આ આત્મસ્વરાજ્યનું લક્ષ પ્રાપ્ત કરવામાં રહેવાનાજ. છતાં એ રાતદિવસ એ પ્રભુનું લક્ષ્ય, એ દૈવી જ્યોતની ઝાંખી પ્રજા સમક્ષ અહોનિશ રાખવાની આ જડવાદના જમાનામાં ઘણીજ આવશ્યકતા છે, એમ અમારૂં માનવું છે; કારણ કે સુકાન

અને સુકાનીવગરના નાવની ગતિ જેવી થાય છે, તેવી ધર્મવિનાના માનવીની ગતિ થાય છે. કામ, ક્રોધ, મોહ વગેરે આસુરી ગુણો ઉપર વિજય મેળવવાનું કાર્ય ધર્મ જાણ્યા વિના થઇ શકે નહિ. ઈશ્વરનું સિંહાસન આપણા હૃદયમાં કાયમ રાખવા માટે નીતિ અને ધર્મને કેળવણીમાં સ્થાન હોવુંજ જોઇએ. **इत्योम्**

(નવેમ્બર-૧૯૨૭ના "બુદ્ધિપ્રકાશ"માં લેખકઃ-મૂળશંકર સુંદરજી દવે-પ્રિન્સિપાલ, અંધેરી-ગુરુકુલ.)

# ૭૦-बटाटानो खोराक सर्वथा उत्तम छे.

હાલમાં યૂરોપ અને અમેરિકામાં બટાટાના ખોરાકે ઘેલું લગાડયું છે. ત્યાં બટાટાના ખોરાકના સંબંધમાં અનેક જાતની શોધખોળ ચાલી રહી છે. પરિણામે બટાટાના ખોરાકને ઉત્તમ ગણવામાં આવે છે. ડેનમાર્કના તંદુરસ્તી ખાતાના કમિશ્નર ડૉ૦ એમ. હીનદેદે બટાટાના સંબંધમાં સંખ્યાબંધ અખતરાઓ કરી તબીબી વિદ્યાની ખાત્રી કરી આપી છે કે, એકલા બટાટાના ખોરાક ઉપર માણસો ઘણી આસાનીથી જીવી શકે છે. ડૉ૦ હીનદેદે ૬૬ વર્ષની વયનો છે, જેમાંનાં છેલ્લાં ૩૩ વર્ષો તેણે માણસોમાટેના સર્વથી ઉત્તમ ખોરાકની શોધ કરવામાં પસાર કર્યાં છે.

તેણે શોધ કરી છે કે, બટાટાની ખોરાકતરીકેની અગત્યતા શોધી કાઢવા માટે બીજા ખોરાક સાથે બટાટાનો ખોરાક લેવો જોઇતો નથી-એટલે કે, એકલા બટાટા ઉપર જીવવું જોઇએ છે. આ તબીબ જણાવે છે કે, માણસો એક વર્ષસુધી એકલા બટાટા ઉપર ઘણી સહેલાઇથી જીવી શકે છે, તે વિજ્ઞાનશાસ્ત્રીઓનાં ભેજાંમાં કદી પણ આવ્યું નથી. ૧૯૧૨ના જાન્યુઆરી માસમાં આ તબીબ અને બીજા બે શખ્સોએ બટાટા અને માર્ગેરીનના ખોરાક ઉપર પોતાનો નિર્વાહ કરવાનું શરૂ કર્યું. એ તબીબને પોતાને એ માટે ઘણો મોટો શક હતો, પણ આ ખોરાકથી કેવું પરિણામ આવતું હતું તે જોવાની તેની જિજ્ઞાસા ઘણી મોટી હતી. તેનો હેતુ બટાટાના ખોરાક સાથે પૂરતા પ્રોટેનનો જથો ઉમેરવાને માંસ અથવા ઈંડાંનો ખોરાક લેવા અને આપવાનો હતો; પણ તેણે આગળ વધતાં જોઈ લીધું કે, તેઓને એમ કરવાની મુદ્દલ જરૂર હતી નહિ. આ તબીબે કરેલા અખતરાઓ પછી જર્મનીના નામાંકિત પ્રૉફેસર એબદર હોલડને અખતરાઓ કરીને જાહેર કર્યું કે "એકલા બટાટા ઉપર જીવી શકાય તેમાં કશો શક નથી."

કોલોનના બે પ્રૉફેસરો હોકોસ અને કોસતરે પણ અખતરાઓ કર્યા પછી જાહેર કર્યું છે કે "અમારા અખતરાઓનું પરિણામ સંપૂર્ણ રીતે ડૉ૦ હીનદેદેના મતને મળતું આવે છે."

બટાટાની મુખ્ય ખુબી જીવનને ટકાવી રાખવાની છે; પણ એ કરતાં તેની વધુ ખુબી તો યુરીક એસીડ અને ચાકને પીગળાવી નાખવાની છે. આથી બટાટાનો ખોરાક ગાઉટ અને રયુમેટિઝમને લગતા અનેક રોગોને સાજા કરવાની અદ્ભુત શક્તિ ધરાવે છે. દર્દીઓને ખાર યા ક્ષારવાળા કૂવાઓનું પાણી પીવા મોકલવામાં આવે યા દરદીઓને પુષ્કળ બટાટાનો ખોરાક આપવામાં આવે તો તેનું પરિણામ સરખુંજ ઉતરવાનું; પણ બટાટાના ખોરાકનો ઇલાજ પહેલાં કરતાં વધુ ઝડપી અને વધુ સસ્તો થઇ પડે છે. આ તબીબ કહે છે કે, તમો બટાટાના ખોરાક ઉપર જીવવાનો અખતરો શરૂ કરો તો જે પાણીમાં બટાટા ઉકાળવા કે બાફવામાં આવે છે તેનું પાણી પીવાને ભૂલતા ના, કેમકે આ પાણીમાં પુષ્કળ વીટામીનો અને ખાર સમાયલાં હોય છે.

(દૈનિક 'હિંદુસ્થાન'ના એક અંકમાંથી)

# ७१–खेल और उसके लाभ

### ૧–ઉપક્રમ

સૃષ્ટિ મેં જબસે બાલક દેખ પડતે હૈં, તભીસે ખેલ કી તૂતી બોલ રહી હૈ. સંસાર કે કિસી કોને મેં આપ ભલે હી ચલે જાઇએ, લડકોં કો ખેલતે હી પાવેંગે. આજ હી નહીં, યહ સદા કી બાત હૈ. સંસાર પરિવર્તનશીલ હૈ. યહાં કોઇ સ્થાયી નહીં. ઇસ પરિવર્તનશીલ સંસાર મેં, ઇસ જીવન કે સંગ્રામ મેં, કિસીકા બચના બહુત હી કઠિન હૈ. ક્યા કારણ હૈ કિ ખેલ આજ તક બના હૈ? ઇસમેં કુછ પરિવર્તન નહીં હુઆ. આઇએ, દેખેં, ઈસકા કયા કારણ હૈ. સ્કૂલ કા મૈદાન હૈ. લડકે સબ ગેંદ ખેલ રહે હૈં. પ્રત્યક્ષ મેં તો ઇસસે કોઇ લાભ નહીં દિખલાઈ પડતા. હમ લોગ શક્તિ કે ઇસ પ્રકાર કે દુરૂપયોગ પર આશ્ચર્ય કર સકતે હૈં. હમ લોગ યહી નહીં જાનતે કિ ખેલ ક્યા હૈ? યહ આજ તક કિસ પ્રકાર બના હુઆ હૈ. સંસાર કે સંગ્રામ મેં સભી નિરુપયોગી પદાર્થ નષ્ટ હોતે આ રહે હૈં, તબ શક્તિ કા યહ દુરુપયોગ આજ તક ક્યોં હોતા આ રહા હૈ; સંભવતઃ યહ કિસી–ન–કિસી પ્રકાર સંસાર કી ભલાઇ કરતા રહા હોગા. અન્યથા ઇસકા સંસાર મેં નામ તક નહીં રહતા. ઇસ વિષય મેં કમ–સે–કમ તીન મત હૈ, હમ યહાં પર ક્રમશઃ ઉનકે સંક્ષિપ્ત વર્ણન કરેંગે.

### ૨–લીલાવાદ

સંસાર કી સૃષ્ટિ મેં આપને લીલાવાદ કા નામ સુના હોગા; પર યહાં ઇસકા નામ સુનકર કદાચિત્ આપકો આશ્ચર્ય હોગા; ખેલ ઔર લીલાવાદ, જિસ પ્રકાર વેદાંતિયોં કા કહના હૈ કિ પરમાત્મા મેં શક્તિ કી અધિકતા કે કારણ સૃષ્ટિ કા પ્રાદુર્ભાવ હુઆ, ઠીક ઉસી પ્રકાર ઈસ મતવાલોં કા કહના હૈ કિ શક્તિ કી અધિકતા કે કારણ ખેલ કી ઉત્પત્તિ હુઇ.

પાશ્ચાત્ય દાર્શનિકોં મેં શિલ્લર ઔર સ્પેન્સર સાહબોં કે નામ બહુત હી પ્રસિદ્ધ હૈં. યે દોનોં એક હી સાથ ઇસ મત કે પ્રવર્તક હુએ. થોડે દિનોં તક ઇસ મત કા ચારોં ઓર બોલબાલા રહા. સભી ઇસી મત કે અનુયાયી બન ગયે. સ્પેન્સર સાહબ કા કહના હૈ કિ યદિ કિસી સમય કિસી જીવ મેં આવશ્યકતા સે અધિક શક્તિ હો જાતી હૈ, તો વહી શક્તિ ખેલ કે રૂપ મેં પ્રકટ હોતી હૈ. આપ લોગોં ને રેલગાડી તો દેખી હૈ. આપ યહ તો જાનતે હૈં કિ રેલગાડી કો ખીંચનેવાલા એંજિન હૈ. એંજિન ભાપ કે બલ સે આપ ચલતા હૈ; ઔર અન્ય ગાડિયોં કો ભી ખીંચતા હૈ. પર જબ સ્ટેશન પર પહુંચ જાતા હૈ, તો ખડા હો જાતા હૈ. પર યહાં ભી યહ બિલકુલ ચૂપચાપ નહીં રહતા. યહ સ્ટેશન પર પહુંચતે હી ભાપ છોડને લગતા હૈ. યદિ ઐસા ન કરે, તો યહ ભાપ કે બલ સે આપ ફટ જાય, ઔર ગાડી કો ભી ન ખીંચ સકે. તમામ ખેલ હી બિગડ જાય. ખેલ ભી ઠીક ઈસી પ્રકાર કા હૈ, આપને બચ્ચોં કો દેખા હોગા. જબ ઉનકી માતાએં ઉન્હેં સુલા દેતી હૈં, તો વે હાથ પૈર ફેંક–ફેંક કર કિલકારી મારતે હુએ ખેલને લગતે હૈ. સરકસ મેં બાઘોં ઔર ભાલુઓં કો પિંજડે મેં ઇધર ઉધર ટહલતે ભી આપ લોગોં ને દેખા હૈ. હમ જહાં તક વિચારતે હૈં, ઈન લોગોં કો ઇસસે કોઇ લાભ નહીં. ઈન લોગોં કો ખાને–પીને કી સામગ્રી તો મિલ હી જાતી હૈ, ઇન્હેં તો ખા કર ચૂપચાપ આરામ કરના ચાહીએ; પરંતુ ઈનકી શક્તિયોં ઇનસે કુછ–ન કુછ કામ અવશ્ય હી લેંગી. તોતા, જો પિંજડે મેં બંદ હૈ, ખુલને પર ઉડને કી કોશીશ કરેગા, ઘોડા, જો બહુત દિનોં સે બંધા હૈ; ખુલતે હી ઉછલને લગેગા. બાલક, જો સ્કૂલ કી ચહાર દિવારી મેં કૈદ હૈ, છુટ્ટી પાતે હી ખેલને કે લિયે દૌડેગા. ઈન સબ ઉદાહરણોં કે મનન કરને સે ઇસમેં તો કોઇ સંદેહ હી નહીં રહ જાતા કિ શક્તિ કી અધિકતા ખેલ કે લિયે એક આવશ્યક કારણ હૈ. પરંતુ યહ ભી તો દેખને મેં આતા હૈ કિ અસ્પતાલ મેં બિમાર લડકે ભી અપને બિછૌને પર પડે–પડે કુછ–ન–કુછ ખેલ અવશ્ય હી ખેલતે રહતે હૈં. અબ પ્રશ્ન યહ હૈ કિ કયા ઈનમેં શક્તિ કી અધિકતા હૈ? કદાપિ નહીં. તબ તો યહ મત તર્ક કે સામને કભી નહીં ઠહર સકતા.

## ૩-ભવિષ્ય કે લિયે શિક્ષા

જર્મની દેશ કે દાર્શનિકોં મેં પ્રૉફેસર ગ્રસ કા નામ જગતભર મેં વિખ્યાત હૈ આપને દેખા, જો જીવ જન્મ હી સે સબ કામ પ્રૌઢોં કે સમાન કરતે હૈં, ઉનકો ખેલોં કી કુછ ભી આવશ્યકતા નહીં પડતી. ઉદાહરણ કે લિયે ચીંટી કો લે લીજીયે. જ્યોં હી યહ અંડે કે બાહર નિકલતી હૈ કિ ચીંટી કે સભી કામ ઉઠા લેતી હૈ. પર બિલ્લી કો દેખિયે, જન્મતે હી વહ મૂસા નહીં પકડ સકતી. અતએવ ઉસે ખેલ કી બડી ભારી આવશ્યકતા પડતી હૈ. વહ ગેંદોં પર લપકતી હૈ, લતાઓં પર ઉછલતી હૈ, અપની હમજોલિયોં કે સાથ ખેલતી હૈ. ઇસ પ્રકાર વહ અપના કામ–ચૂહા પકડના–સીખ લેતી હૈ; અતએવ હમ દેખતે હૈં, બિલ્લી કા ભી ખેલ કે વિના કામ નહીં ચલ સકતા. ઇસિ પ્રકાર જૈસે-જૈસે હમ ઉપર બઢતે હૈં, વૈસે-વૈસે ખેલ કી આવશ્યકતા ભી બઢતી જાતી હૈ. યહ સબ દેખ-સમઝકર આપકા વિચાર હુઆ કિ ખેલ એક જાત-બુદ્ધિ હૈ, જો હમેં ભવિષ્યજીવન કે લિયે શિક્ષા દે કર તૈયાર કરતી હૈ. આપકા કહના હૈ કિ શૈશવાવસ્થા કે કારણ જીવ ખેલતે હોં, યહ બાત નહીં; પરંતુ જીવ કો શૈશવાવસ્થા હી ઇસલિયે દી ગઈ હૈ કિ ખેલોં મેં ભવિષ્ય જીવન કી તૈયારી કરે. દેખિયે, આપકી લડકી ગુડિયા કે સાથ ખેલ રહી હૈ. ઇસિ ખેલ હી સે ન-જાને ઉસે કિતની શિક્ષાએં મિલતી હૈં; વહ અપની ગુડિયા કો અપની સમઝતી હૈ. ઇસ પ્રકાર ઉસે પ્રેમ કી શિક્ષા મિલતી હૈ; જરાસી ગુડિયા ગિર જાતી હૈ, તો વહ લાખોં પ્રકાર સે ઉસે દુલારતી હૈ, વહ ઉસકે લિયે ભોજન બનાતી હૈ, જિસસે ઉસે પાકવિદ્યા કી શિક્ષા મિલતી હૈ. કહાં તક ગિનાવેં, ઇસી એક ગુડિયા કે ખેલ સે ઉસે ઇતની શિક્ષાએં મિલતી હૈં કિ કદાચિત્ ઉતની એમ૦ એ૦ કલાસોં મેં ભી ઉસે નહીં મિલેંગી; પરંતુ બહુત-સે ખેલ ઐસે દિખલાઇ પડતે હૈં, જો ઇસિ મત સે સમઝ મેં નહીં આ સકતે. એક ખેલ હૈ આંખમીચૌની. આપને યહ ખેલ તો કઈ બાર દેખા હોગા; પર જરા બતલાઇએ તો સહી, ઇસ આંખમિચૌની કા ભવિષ્ય જીવન મેં ક્યા મતલબ હૈ?

## ૪-સ્ટૈનલે સાહબ કા અનુકરણવાદ

પ્રૉફેસર ગ્રસ સાહબ કા મત આધુનિક વિચારોં સે સંગત હૈ. આજકલ ઇસ મત કે માનનેવાલોં કી સંખ્યા પર્યાપ્ત હૈ. પ્રૉફેસર સાહબ ને ઇસે જાત-બુદ્ધિ માન કર અચ્છા કિયા; પર જાત-બુદ્ધિ કી ઉત્પત્તિ કૈસે હુઇ, ઇસિ પર સે જરા આપકા ધ્યાન હટ ગયા. પ્રૉફેસર સ્ટૈનલે સાહબ ને ઇસિ અભાવ કી પૂર્તિ કી હૈ. આપકા કહના હૈ કિ પ્રાચીન કાલ મેં હમારે પૂર્વજોં કે જો કામ થે, વે હી આજ હમારે ઔર આપકે ખેલ હૈં. ઇસમેં સંદેહ નહીં કિ ઉનમેં આધુનિક અવસ્થાઓં કે કારણ કુછ પરિવર્તન ભી હુએ હૈં. આપ કહતે હૈં, જિન માર્ગોં સે હો કર હમારા સમાજ આધુનિક અવસ્થા તક પહુંચા હૈ, ઉન્હીં માર્ગોં પર હમારે બાલકોં કો ભી ચલના પડતા હૈ. સંક્ષેપ મેં, હમારે ઔર હમારે સમાજ કે વિકાસ કી કહાની એક હી હૈ. યહાં સ્ટૈન્લે હૉલ સાહબ ને કેવલ જાત-બુદ્ધિ કી વ્યાખ્યા-ભર કર દી હૈ; વાસ્તવ મેં સભી જાત-બુદ્ધિયોં કી યહી રામકહાની હૈ. × × × મનુષ્ય કી ઉત્પત્તિ ઔર ઉસકી સભ્યતા કે વિષય મેં લોગોં મેં બડા ભારી મતભેદ હૈ. અનેક મત-મતાંતર હમારી આંખોં કે સામને પ્રસ્તુત હૈં; પરંતુ ઇતના તો સભી કોઇ માનતે હૈં કિ પ્રાચીનકાલ કી અવસ્થા આજકલ કી-સી નહીં થી. એન્જીન, ટેલીફોન ઇત્યાદિ કા નામ તક ન થા. યહ તો સ્પષ્ટ હી હૈ કિ મનુષ્ય લાખોં વર્ષોં સે ઇસ પૃથ્વી પર હૈં; પરંતુ ઇતિહાસ તો હમેં કેવલ પાંચ અથવા છઃ સૌ વર્ષોં કી કહાની બતલાતા હૈ. ઇતિહાસ કે પહલે સમય મેં લોગ પ્રાયઃ શિકાર ખેલ કર અપના ભોજન પ્રાપ્ત કરતે થે. ઇસિ આરંભ કે જીવન મેં કુછ કામ સર્વત્ર હી પાએ જાતે થે. ઉદાહરણ કે લિયે હમ કુછ કામ યહાં દે સકતે હૈં. આરંભ કે જીવન મેં લોગ શિકાર કે પીછે દૌડતે થે. આજ હમ બાલકોં કો ઇસ પ્રકાર કે દૌડ-ધૂપ કે બહુત-સે ખેલ ખેલતે દેખતે હૈં. બહુત-સે બાલકોં કો આપને ડંડે સે દૂસરોં કો મારતે દેખા હોગા. આપ ઉન્હેં ક્રૂર ઔર નિષ્ઠુર સમઝતે હોંગે; પર યહ આપકી ભૂલ હૈ. વે કેવલ આદિમ કાલ કે કામ દુહરા રહે હૈં. આંખમિચૌની મેં શિકાર ખોજને કે રહસ્ય છિપે હુએ હૈં. ઇસ પ્રકાર

બહુત-સે નિરર્થક ખેલોં કે રહસ્ય હમ પ્રાચીનકાલ કી અવસ્થા જાન કર ભલી ભાંતિ સમઝ સકતે હૈં.

### ૫–ખેલ ક્યા હૈ?

લોગ પ્રાયઃ ખેલ કા મતલબ નહીં સમઝતે. પ્રૌઢોં કા યહ સમઝના હૈ કિ ખેલ કેવલ મનબહલાવ હૈ, યહ નિતાંત હી ભૂલ હૈ. જબ લોગ પરિશ્રમ કરતે-કરતે થક જાતે હૈં, તબ ઉન્હેં મનોરંજન કી આવશ્યકતા પડતી હૈ. ઈસસે ઉનકે મન ઔર શરીર કી શક્તિયોં ફિર સતેજ હો જાતી હૈ. યહ મનોરંજન કોઈ ભી રૂપ ધારણ કર સકતા હૈ; પર ઇસકા એકમાત્ર લક્ષ્ય શરીર ઔર મન કી થકાવટ દૂર કર ઉન્હેં કઠિન કામોં કે લિયે તૈયાર કરના હૈ. બાલક કા ખેલ મનુષ્ય કે મનોરંજન કે સમાન નહીં, કામ કે સમાન હૈ. વાસ્તવ મેં ખેલ ઔર કામ મેં કેવલ દૃષ્ટિકોણ હી કા અંતર હૈ. નાટક કો લોગ ખેલ હી સમઝતે હૈં. આજ જો હમારે લડકોં કે ખેલ હૈ, વે હી પ્રાચીનકાલ મેં હમારે પૂર્વજોં કે કામ થે. લોગોં કા કહના હૈ કિ ખેલ કા કોઈ દૂસરા ઉદ્દેશ્ય નહીં. હમ લોગ કેવલ ખેલને હી કે લિયે ખેલતે હૈં. ઇસમેં હમેં લાભ અથવા હાનિ કા કોઇ વિચાર નહીં. ખેલને કા પુરસ્કાર ખેલ હી હૈ; પરંતુ યહી બાત ઔર-ઔર ભલે કામોં મેં ભી લાગુ હોતી હૈ. અચ્છે શિક્ષક પઢાને મેં ઉતના હી આનંદ પ્રાપ્ત કરતે હૈં, જિતના લડકે ફુટબૉલ ખેલને મેં પ્રાપ્ત કરતે હૈં. બાલક સ્લેટ ઔર પેન્સિલ પા કર ચિડિયા ઔર બિલ્લી કે ચિત્ર ખીંચ રહા હૈ; વહ અપને કામ મેં ઈતના નિમગ્ન હૈ કિ ઉસે સંસાર ઔર આનંદોં કા કોઈ પતા નહીં. એક ચતુર ચિત્રકાર પ્રકૃતિ કે મનોરમ દૃશ્યોં કા ચિત્ર ખીંચ રહા હૈ; વહ ભી અપને કામ મેં ઇતના આનંદ પા રહા હૈ કિ સંસાર કે સુખોં કી ઉસે કોઇ ચિંતા નહીં. અંગ્રેજી-સાહિત્ય મેં પોપ કે નામ સે સભી કોઇ પરિચિત હૈં. વહ કવિતા રચને મેં બડા સુખ પાતા થા. જિસ પ્રકાર લડકે સે ખેલે બિના નહીં રહા જાતા, ઉસી પ્રકાર પોપ સે કવિતા લિખે બિના નહીં રહા જાતા થા. ઉસકે પિતા કો યહ બાત અચ્છી નહીં લગતી થી. વહ સદા પોપ કો કવિતા લિખને સે મના કરતા રહતા થા. એક દિન કી બાત હૈ કિ પોપ અપની કોઠરી મેં બૈઠ કર અપને કામ મેં લગા હુઆ થા. ઉસકે પિતા ને જો ઉસે દેખા, તો ઉસે બડા ક્રોધ આયા. વહ બેંત ઉઠા કર લગા પોપ કી પીઠ પર જમાને, તબ તો પોપ કા ધ્યાન ટૂટ ગયા ઔર વહ બોલા- "પિતાજી! દયા કીજિયે, મૈં અબ પદ્ય નહીં લિખુંગા." કહિયે યહ ખેલ નહીં, તો ઔર ક્યા હૈ? આજકલ શિક્ષા મેં ભી ખેલોં કી પ્રધાનતા હૈ. ઈસ સંબંધ મેં ફ્રૌબેલ ઔર મૌંટેસરી કે નામ ઉલ્લેખ્ય હૈં. હમ દેખતે હૈં, લડકોં કા ખેલને મેં બહુત મન લગતા હૈ; ઈસ કારણ શિક્ષકોં કો ખેલોં હી દ્વારા પઢાને કા પ્રયત્ન કરના ચાહિયે. પ્રાચીનકાલ મેં ઉનકે લડકે કા મન પઢને મેં જરા ભી નહીં લગતા થા. રાજા પરેશાન થે, પર કોઈ ઉપાય નહીં દિખલાઇ પડતા થા. બહુત-સે શિક્ષક નિયુક્ત કિયે ગયે. પર સભી વ્યર્થ. એક શિક્ષક ને ઇસ કામ કે લિયે વચન દિયા. વહ રાજકુમાર કી પ્રકૃતિ કા નિરીક્ષણ કરને લગા. ઉસે માલૂમ હુઆ કિ રાજકુમાર કી પ્રવૃત્તિ ખેલ કી ઓર હૈ. યહ સોચ કર ઉસને ગોલિયોં દ્વારા રાજકુમાર કો વર્ણમાલા કી શિક્ષા દી, ઔર ધીરે-ધીરે શિક્ષા કા વિકાસ ભી કિયા. યહી કહાની હમારે હિતોપદેશ કી રચના કી હૈ. અસ્તુ. યહ તો માલૂમ હુઆ કિ પ્રાચીનકાલ મેં ભી લોગોં કા ઈસ ઓર ખયાલ થા. અબ પ્રશ્ન હૈ કિ ખેલ કિતને પ્રકાર કે હોતે હૈં? હમ જાનતે હૈં કિ હમારે પાસ શરીર, મન ઔર આત્મા હૈ. દાર્શનિકોં કા કહના હૈ કિ યહ સંસાર ઉસ પરમાત્મા કી લીલા કા ફલ હૈ. યહ સંસાર યદ્યપિ વાસ્તવ મેં એક હી હૈ, તથાપિ હમ લોગોં કે દેખને મેં ભિન્ન ભિન્ન માલૂમ પડતા હૈ. ઇસ પ્રકાર હમારા સંસાર હમારી આત્મા કી લીલા હૈ. યહાં પર હમને આત્મા કે સાથ 'હમારી.' શબ્દ કા પ્રયોગ કિયા હૈ. દાર્શનિક ભાઇ ઇસ શબ્દ પર આપત્તિ કર સકતે હૈં; પર યદિ હમ ઇસે માયોપહિત અથવા દેહભાવયુક્ત આત્મા કહેં, તો કિસી કો કુછ ભી આપત્તિ નહીં હોગી. અસ્તુ. બાત એક હી હૈ. અબ બાકી બચે શરીર ઔર મન. ઇનસે કુછ શારીરિક ખેલ નિકલે હૈં. જૈસે ફુટબૉલ, કબડ્ડી ઇત્યાદિ; ઔર શતરંજ, ચૌસર ઈત્યાદિ કુછ માનસિક ખેલ ભી હૈં. કુછ ખેલ ઇંદ્રિયોં કે ભી હોતે હૈં. × × × × ઇસ પ્રકાર સૈડેન પૉવેલ સાહબ ને અનેક ખેલ

નિકાલે હૈં, જિનસે હમારી ઇંદ્રિયોં કો યથેષ્ટ શિક્ષા મિલતી હૈ. ઇન સબકા વર્ણન કરને કા યહાં સ્થાન નહીં. ફ્રોબેલ કે ગિફ્ટ ભી ઇસી પ્રકાર કે હૈં. મૉન્ટેસરી કી પદ્ધતિ ભી ઇંદ્રિયોં કે ખેલોં કા વિચાર રખતી હૈ.

## ૬-વ્યાયામ સે શારીરિક વિકાસ

હમ ઉપર બતલા ચૂકે હૈં કિ ખેલ સે શારીરિક વિકાસ મેં સહાયતા મિલતી હૈ. યહાં પર હમ દેખેંગે કિ ઇસ વિષય મેં ઔર કહીં સે ભી સહાયતા મિલતી હૈ અથવા નહીં. ઉન સાધનોં મેં કિસકી પ્રધાનતા હૈ ઔર ક્યોં, ઇસ પ્રશ્ન કા ભી યહાં સમાધાન હોગા. સભી કોઇ જાનતે હૈં કિ ખેલ કે અતિરિક્ત વ્યાયામ ઔર કામ ભી શરીર-વિકાસ મેં સહાયતા દેતે હૈં.

યદ્યપિ સ્કૂલોં મેં ચારોં ઓર વ્યાયામોં કે પ્રબંધ હો રહે હૈં, તથાપિ હમ દેખતે હૈં કિ હમારે બાલક ઉનમેં બહુત કમ ભાગ લેતે હૈં. સંસાર મેં જિસકી લાઠી ઉસકી ભૈંસવાલી કહાવત સભી જગહ ચરિતાર્થ હો રહી હૈ. હમારે યહાં "**दैवो दुर्बलघातकः**" કી કહાવત કા કિતના પ્રચાર હૈ, યહ હમ ભલી ભાંતિ જાનતે હૈં. ઇન લોકોક્તિયોં મેં હમ દેખતે હૈં કિ પ્રાયઃ સભીમેં સત્ય કી માત્રા રહતી હૈ. કિસી લેખક ને સચ હી કહા હૈ કિ લોકોક્તિયોં ભાષા કી જાન હૈં. હમારી શિક્ષા શારીરિક વિકાસ કે વિના અધૂરી હી રહ જાતી હૈ. કિસી ને કહા હૈ-"**शरीरमाद्यं खलु धर्मसाधनम्**" સચ હી તો હૈ. યદિ હમ ખાટ પર પડે આહ ભરતે કરવટેં બદલતે, કરાહ રહે હૈં તો અપની ભારત-માતા કા કહાં તક ઉદ્ધાર કર સકતે હૈં? યદિ ધર્મ પર સંકટ પડે, તો એકલિંગ કી જય બોલ કર હમ અપની ધર્મપતાકા કહાં તક ફહરા સકતે હૈં? આજ કિતને હૈં, જો હકીકતરાય કી તરહ ધર્મ પર મર મિટને કો તૈયાર હૈં? અજી કહાં કી બાતેં કરતે હો? યહાં તો દિન દહાડે હમારી મા-બહનેં વિધર્મિયોં કે હાથ મેં પડ કર ત્રાહિ ત્રાહિ કી રટ લગાએ હુએ હૈં; પર હમારી કુંભકર્ણી નિંદ કબ તૂટતી હૈ? યહાં તો કાનોં પર જૂં તક નહીં રેંગતી. રેંગે ભી કહાં સે, યદિ હાથોં મેં શક્તિ હો તબ ન? એક દ્રૌપદી કે વસ્ત્રહરણ પર તો ચારોં ઓર હાહાકાર મચ ગયા થા, અંત મેં મહાભારત કી લડાઇ હો હી કર રહી; પર આજ ક્યા હૈ? લાખોં બહૂ-બેટિયાં દિન-દહાડે લૂટ રહી હૈં, ઔર હમ આંખ મૂંદકર તમાશા દેખ રહે હૈં. ક્યોં? હમ મેં શક્તિ નહીં હૈ. હમારી શિક્ષા કા યહી પરિણામ હૈ. કિસી કવિ ને શિક્ષાદેવી કી તુલના યદિ બાજાર કી વેશ્યા હી સે કર દી, તો બૂરા ક્યા કિયા? આજકલ શિક્ષિત કા મતલબ હી બલહીન હૈ. હમ જબ ભાગલપુર મેં પઢતે થે, તો હમારે એક અંતરંગ મિત્ર કહા કરતે થે કિ એફ૦ એ૦ પાસ કર એક છડી, બી૦ એ૦ પાસ કર એક ચશ્મા ઔર એમ૦ એ૦ પાસ કર એક હૅટ ન લિયા, તો ક્યા કિયા! હમ કુછ દિનોં તક ગયા કે જિલા સ્કૂલ મેં કામ કરતે થે. જબ હમ પહલે પહલ વહાં પહુંચે, તો હમારા પહનાવા ઇતના સાધારણ થા કિ હેડમાસ્તર ને હમેં મૅટ્રિક સમઝ કર કહા-"જાઇએ, આપસે યહાં કામ ન ચલેગા; યહ હાઇ ઇગ્લીશ સ્કૂલ હૈ." અસ્તુ. કહને કા મતલબ યહ કિ આધુનિક શિક્ષા કે દો વરદાન હૈં, વિલાસિતા ઔર નિર્બલતા. અબ દેખેં કિ વ્યાયામ સે શારીરિક વિકાસ મેં કહાં તક સહાયતા મિલતી હૈ. સ્કૂલોં મેં સભી જગહ ડ્રીલ કી શિક્ષા દી જાતી હૈ; પર સાધારણતઃ ઇસ શિક્ષા મેં ઇતની લાપરવાહી હોતી હૈ કિ ઇસે વ્યાયામ કહના ઠીક નહીં. બહુતસે વ્યાયામ કેવળ સૈનિકશિક્ષા કે લિયે બનાએ ગએ હૈં. સૈનિક શિક્ષા ઔર શારીરિક શિક્ષા મેં આકાશપાતાલ કા અંતર હૈ. હમેં દેખના તો યહ હૈ કિ ઇન વ્યાયામોં સે હમેં ભવિષ્યજીવન મેં ક્યા લાભ હોતે હૈં. હમ દેખતે હૈં, સ્કૂલ ઔર કૉલેજ કે બાદ સૌ મેં એક લડકા ભી અપને ભવિષ્ય જીવન મેં ઇન વ્યાયામોં સે કામ નહીં લેતા. હમારે યહાં જનતા મેં ન તો જિમનાશિયમ કે લિયે સાર્વજનિક સ્થાન હી હૈ, ઔર ન ઇસ વિષય કી કોઇ સભા હૈ, જહાં હમ ઇનમેં ભાગ લે સકેં. ઇસકા તો સુધાર ભી હો સકતા હૈ; પરંતુ વ્યાયામ કે સાથ-હી-સાથ હમેં મનોરંજન કી ભી તો આવશ્યકતા હૈ. દિન-ભર કે કઠિન પરિશ્રમ કે બાદ કોરે વ્યાયામ મેં હમારા કિતના મન લગ સકતા હૈ? ફિર યે વ્યાયામ અસ્વાભાવિક ભી તો હોતે હૈં. ઇન અભ્યાસોં કા જીવન મેં કોઇ કામ ભી તો નહીં પડતા

હૈ. જિનકા કામ હી નહીં પડતા, ઉનકી પ્રાપ્તિ કે લિયે ઇતની કઠોર તપસ્યા ક્યોં કી જાય? એક ઔર બાત હૈ. યે જિમનાશિયમ કે વ્યાયામ બંદ મૈદાન મેં કિયે જાતે હૈં, જહાં કી હવા ઉતની અચ્છી નહીં હોતી. યે કભી-કભી કિસી પ્રધાન કી આજ્ઞા કે અનુસાર કિયે જાતે હૈં; તબ તો ઇનકા સ્વતંત્રતા-ગુણ ભી જાતા રહતા હૈ. ઇસ પ્રકાર મૈદાન ભી ક્લાસ કે રૂપ મેં પરિણત હો જાતે હૈં.

## ૭-કામકાજ સે શારીરિક વિકાસ

આજકલ માતા-પિતાઓં મેં આતુરતા કી માત્રા બહુત હી અધિક હૈ. ઇસકા કારણ ઉનકા અલ્પાયુ હોના હૈ. પહલે લોગ સૌ વર્ષોં સે ભી અધિક જીતે થે. આજકલ તો પ્રાયઃ ઔસત તીસ વર્ષોં કી હી ઉંમર રહ ગઈ હૈ. ઇસી કારણ લોગ ઘબરાએ રહતે હૈં, ઔર સભી બાતોં મેં શીઘ્રતા કરતે હૈં. જહાં બચ્ચા તીન-ચાર વર્ષ કા હુઆ કિ લોગોં ને ઉસે સ્કૂલ મેં દાખિલ કરા દિયા. જબ સમય થા ખેલને-કૂદને કા, તબ ઉસ બેચારે કો કિતાબોં સે માથાપચ્ચી કરની પડી. શિક્ષક લોગ ઇસ બાત કી સાક્ષી દેંગે કિ કમ અવસ્થા મેં નામ લિખાને સે બાલકોં કા પૂરા વિકાસ કદાપિ નહીં હોગા. શિક્ષા-વિશારદોં કા મત હૈ કિ બાલકોં કે મસ્તિષ્ક પર અનુચિત ભાર નહીં દેના ચાહિયે. હમારે ટ્રેનિંગ સે લગા હુઆ એક પ્રૅક્ટિસિંગ સ્કૂલ હૈ. હમને દેખા હૈ કિ વહાં બહુત-સે બાલક ઐસે ભી હૈં, જિન્હેં ધોતી તક પહનના નહીં આતા. હમેં ઇન બચ્ચોં કો ૧૦ બજે સે લે કર ૪ બજે તક ક્લાસ મેં કૈદ દેખ કર તરસ આતા હૈ; પર કિયા ક્યા જાય! ઇન્હેં બહુત-સે વિષયોં કા પઢના આવશ્યક હૈ. એક લડકા થા. વહ પ્રતિદિન સ્વાસ્થ્ય કે નિયમોં કો રટા કરતા થા, પર ઉન નિયમોં કે અનુસાર ચલતા એક દિન ન થા. હમને ઉસસે પૂછા કિ ઇસ વ્યર્થ હી રટને સે ક્યા લાભ? ઉસને ઉત્તર દિયા—માસ્ટર સાહબ! હમારા મતલબ કિસી ન-કિસી ભાંતિ પરીક્ષાસાગર પાર કરના હૈ; સ્વાસ્થ્ય કે નિયમોં કા પાલન કરના નહીં. કિતને હી પરીક્ષાર્થિયોં કો તો યહાં તક કહતે સુના હૈ કિ પરીક્ષા જરા હો જાય, ફિર બિમાર હી પડેંગે, તો ક્યા હોગા? વાહ રી પરીક્ષા! કૈસી મહામાયા હો! તુમ્હારી વેદી પર સભી કા બલિદાન હો સકતા હૈ, કિતને હી હોનહાર બાલક તુમ્હારે કારણ કહીં કે ભી ન રહે. આગે બઢિયે; બાલક અભી આઠ-દસ હી વર્ષ કા હૈ, ચારોં ઓર સે નઉઆબ્રાહ્મણ આને લગે. માતા વિવાહ કે લિયે હઠ કરને લગી. આપકા કહના હૈ કિ બચ્ચે કો અભી હી તો વિવાહ કે આભરણ શોભા દેંગે, ઔર ક્યા બુઢાપે મેં શોભા થોડે હી હોગી? અબ જીવન કા ક્યા ઠિકાના? અચ્છા હોતા કિ લલ્લા કા વિવાહ અપની આંખોં દેખ લેતીં. આગે જાને ક્યા હોગા? ઇસ પ્રકાર બેચારે કા વિવાહ ભી હો ગયા. ઉસકો ક્યા પતા કિ વિવાહ ક્યા હૈ? અભી કિશોરાવસ્થા તો ઉસકે લિયે દિલ્લી દૂર હૈ. હમેં યાદ હૈ, હમારે એક સાથી થે. ઉનકા વિવાહ ઇતની કમ અવસ્થા મેં હુઆ થા કિ જબ ઉનકી સ્ત્રી સબકે સામને ઉનસે ભેંટ નહીં કરતી થી, તો વહ રોને લગતે થે. અપરિપક્વ વીર્ય કે નિકાસ સે કિતની હાનિ પહુંચતી હૈ, સો તો સભી કો માલૂમ હૈ. અસ્તુ. ઇસકે બાદ રોટી-કપડે કી ભી ચિંતા હુઇ. "चिंता ज्वाल शरीरवन". ફિર શારીરિક વિકાસ કા અવસર કહાં સે મિલ સકતા હૈ? ઇસી કારણ તો હમારે યહાં કે યુવક ઐસે હોતે હૈં કિ ઉનકો આંધિ મેં ચલના ભી દુસ્તર પ્રતીત હોતા હૈ.

## ૮-ખેલ સે અન્યાન્ય લાભ

ઉપર હમ ખેલ કા એક લાભ ( શારીરિક વિકાસ ) બતલા ચૂકે હૈં. યહાં પર અન્યાન્ય લાભોં પર વિચાર કિયા જાયગા. બાલક ખેલ ઔર પઢને કો બિલકુલ હી પ્રતિકૂલ સમઝતા હૈ. અસ્તુ. હમ દેખ ચૂકે હૈં કિ યહ સરાસર ભૂલ હૈ. રુસ સાહબ કા તો કહના હૈ કિ ખેલ હી શિક્ષા કા પ્રધાન સાધન હૈ, ખેલ હી સે બાલક કો શરીર પર પ્રભુત્વ પ્રાપ્ત હોતા હૈ ઔર ઠીક ઠીક કામ કરને કા અભ્યાસ પડતા હૈ. ઉસે શરીરસંચાલન કી ખાસી શિક્ષા મિલતી હૈ. યહાં પર યહ કહ દેના ઉચિત હૈ કિ કુછ વિષયોં કા જ્ઞાન માત્ર પ્રાપ્ત કરના હમારી શિક્ષા કા લક્ષ્ય નહીં. શિક્ષા તો હમેં વ્યવહાર મેં નિપુણ બનાતી હૈ. આજકલ સ્કૂલ ઔર સંસાર મેં આકાશ-પાતાલ

કા અંતર હૈ. જો બાલક અપને વિદ્યાર્થી-જીવન મેં સદા છાત્ર-વૃત્તિ પાતા રહતા હૈ, વહી સંસાર કે ભવિષ્ય જીવન મેં અસફલતા કે હાથોં કા પુતલા બન જાતા હૈ. યહ કદાપિ ઠીક નહીં. સ્કૂલ કો હમેં સંસાર કે લિયે તૈયાર કરના ચાહીએ. ઇસ વિષય મેં ખેલ સે બહુત કુછ સહાયતા મિલતી હૈ. અતએવ સ્કૂલ કા ધ્યાન ખેલ કી ઓર ભી રહના ચાહીએ. ખેલ સે હમ સભી કામ આનંદ, સાવધાની, તત્પરતા ઔર ઉત્સાહ કે સાથ કરના સીખ લેતે હૈં. સ્કૂલ મેં સદા હી વિચાર મેં આવશ્યકતા સે અધિક સમય લગાના સિખાયા જાતા હૈ. ઉચિત ઔર અનુચિત કા વિચાર ઇતના રખા જાતા હૈ કિ હમ કોઇ કામ કર હી નહીં સકતે. હમ શેકસપિયર કે હૈમલેટ બન જાતે હૈં, ઔર હાં-નહીં મેં હમારા જીવન બીત જાતા હૈ. હમેં પ્રત્યુત્પન્ન-મતિ કી આવશ્યકતા હૈ. યહ મતિ હમેં ખેલ સે મિલતી હૈ. હમ ફુટબૉલ ખેલ રહે હૈં. હમેં યહ એક સેકિંડ મેં સોચ લેના પડતા હૈ કિ હમ ગેંદ કિસકે પાસ ભેજેં. ઇસસે હમેં આચાર-શાસ્ત્ર કે નિયમ ભી આ જાતે હૈં. હમારી માનસિક શક્તિયોં કે વિકાસ મેં ભી યહ સહાયતા દેતા હૈ. હમ જીતેં અથવા હારેં, ઇસકી ચિંતા હમેં નહીં. હમ કેવલ ઇમાનદારી સે ખેલના ચાહતે હૈં. ઇસ પ્રકાર "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" કી વ્યાવહારિક શિક્ષા હમેં મિલતી હૈ. ઇસકે અતિરિક્ત આજ્ઞાકારિતા ઔર એકતા ભી હમમેં આ જાતી હૈ. ઇસિસે હમેં પંચાયતી રાજ્ય કી ભી શિક્ષા મિલતી હૈ. હમ અપના પ્રધાન આપ હી ચુનતે હૈં. ઉસકે બાદ હમ સભી પ્રકાર સે ઉસકી આજ્ઞા કા પાલન કરતે હૈં. આજકલ કી મંત્રીતર-પ્રણાલી ( મોનોટોરીઅલ સિસ્ટમ ) ભી ઇસી તત્ત્વ પર સ્થિત હૈ.

### ૯-ઉપસંહાર

આજકલ હમ ફૈશન કે ગુલામ બને હૈં. ખેલોં મેં ભી જ્યાદા ધ્યાન ફૈશન કી ઓર હી રહતા હૈ. ઇન ફૈશન કે ખેલોં ( ટેનિસ, બૈડમિન્ટન ) સે હમેં કોઇ વિશેષ લાભ નહીં. હમેં ભારતીય ખેલોં—જૈસે કબડ્ડી, ચિક્કા (મારદડી, હતતુતુ, ખોખો) ઇત્યાદિ—કો ઉત્સાહ દેના ચાહીએ. ("સુધા"ના આષાઢ ૧૯૮૪ના અંકમાં લેખકઃ-શ્રી અવધકિશોર સહાય વર્મા 'બાણુ' એમ.એ.બી.એલ.)

## ૭૨-स्वभाव-अर्थात् पोतानो भाव एटले शुं ?

ગીતામાં "પ્રકૃતિથી નિયત કર્મ કરવાં એ ધર્મ છે" એવું કહેવામાં આવ્યું છે. પ્રકૃતિનો અર્થ એ ઠેકાણે ટેવો, કામનાઓ, ચારિત્ર અથવા તો આવેશભરી પ્રેરણાઓ એવો નથી થતો. પ્રકૃતિ એટલે સ્વભાવ, અને સ્વભાવ શબ્દનો અક્ષરશઃ અર્થ-"સ્વ-પોતાનો અને ભાવ-બાહ્ય પ્રકટીકરણ-આવિર્ભાવ એટલે પોતે બહાર પ્રકટ થવું તે" થાય છે. સ્વભાવ એટલે આત્માનો દિવ્ય સ્વભાવ એવો અર્થ પ્રકૃતિનો નીકળે છે. એ પ્રભુનિર્મિત સ્વભાવમાંથી જે કંઈ બહાર પ્રકટ થાય છે એ સર્વ અગત્યનું, યથાર્થ અને ઉન્નત હોય છે. બાકી આપણે સામાન્ય રીતે ટેવો, કામનાઓ, ચારિત્ર વગેરેને સ્વભાવ કહીને સંબોધીએ છીએ એ તો આપણું અજ્ઞાન છે. એ ટેવો, કામનાઓ, અભિપ્રાયો, આવેશો એ બધું તો બહારથી આવેલું હોઇ નકામું છે. એ 'સ્વભાવ' નથી. એ તો બધાં વિકારી તત્ત્વો છે અને આત્માનો 'સ્વભાવ' તો અવિકારી છે.

એ બહારનાં આવેલાં વિકારી તત્ત્વોને ઓળખી એમને ન સ્વીકારવાં અથવા પોતાનામાં હોય તો એમને દૂર કરવાં અને પોતાના આત્માના દિવ્ય 'સ્વભાવ'ને જાણી એ અનુસાર કર્મ કરવાં એ સૂત્રનું રહસ્ય છે.

જ્યારે બહારના ભાવનાં કૃત્રિમ લક્ષણો નાશ પામીને આત્માનો દિવ્ય સાચો 'સ્વભાવ' જીવનમાં પ્રકટ થાય છે, ત્યારે ભગવાન અને વ્યક્તિનો સંબંધ પ્રત્યક્ષ થાય છે. આત્માનું મધુર સંગીત વિશ્વમાં ચાલતા જગપતિના ભવ્ય સંગીત સાથે મળે છે અને વ્યક્તિ તથા વિશ્વ વચ્ચે મધુર સંવાદ સ્થાપન થાય છે. પછી તો વ્યક્તિ સ્વતંત્ર વ્યક્તિ મટી જઇને ભગવાનના સાધનરૂપેજ વિશ્વમાં પ્રભુનોજ હેતુ સફળ કરવા વિચરે છે. ("ક્ષત્રિય"ના શ્રાવણ-૧૯૮૪માં લખનાર શ્રી. 'અભ્યાસી.')

# ૭૩-श्रीदुर्गादास-जयंति

આજની હિંદુજનતા પોતાના ભવ્યકાલીન વીરોનાં વીરોચિત કર્મોની કદર બૂજવા લાગી છે, એ હર્ષની વાત છે. વીરજયંતિઓનાં ઉજવણાં આજનો ગૌરવનો વિષય થઈ પડયો છે. જગતની વીરજાતિઓ પોતાના વીરપૂર્વજોની વીરગાથાઓનું સ્મરણ કરીનેજ, એ મહાનુભાવોના ઉચ્ચાદર્શોને અહર્નિશ ચક્ષુસમીપ રાખીનેજ પોતાનું અસ્તિત્વ કાયમ રાખી શકે છે, એ આજની હિંદુજનતા પૂરેપૂરું સમજી ગઇ છે. યૂરોપાદિ મોટા દેશોમાંનાં પાટનગરોમાં અને ગામડાંઓમાં પણ ગલીએ ગલીએ અને સાર્વજનિક ભવનોમાં પોતાના વીર પૂર્વજોની પ્રતિકૃતિઓ સ્થાપન કરેલી હોય છે. આ પ્રતિમાઓને પેખી પેખીનેજ તે તે દેશવાસી હૃદયમાં સ્વદેશપ્રેમની ભાવનાઓ ખીલાવે છે; અને એ વીરોના આદર્શાનુસાર જીવન જીવવાની પ્રતિજ્ઞા લે છે.

અફસોસ, ભારતવર્ષમાં આથી વિપરીત દશા દેખાય છે. આજ અમારા કેટલાએ વીરોનાં ચરિત્રો ઇતિહાસ સુરક્ષિત રીતે જાળવી શકયો નથી. વીર નેપોલિયનનું જીવનચરિત્ર પ્રત્યેક ફ્રાન્સવાસીના ગૃહમાંથી મળી આવશે અને વીર દુર્ગાદાસનો ઇતિહાસ હિંદમાં શોધવા બેસીએ તો? આજ અમારા કૉલેજીયન ભાઇઓ જેટલું નેપોલિયન બોનાપાર્ટ વિષે અને નેલ્સન વિષે જાણતા હશે તેના સોમા ભાગની હકીકત પણ વીર દુર્ગાદાસ, મહારાણા પ્રતાપ કે પૃથ્વીરાજવિષે નહિ જાણતા હોય.

દુર્ગાદાસ એ એક જોધપુરનો સેનાપતિ હતો, એટલુંજ તેઓ જાણતા હશે. દુર્ગાદાસસંબંધી આટલી હકીકત પણ તેઓ ફક્ત ગુજરાતી નિશાળ કે હાઇસ્કૂલમાંથી મેળવી શકશે, કૉલેજમાં તો તેઓને માટે તૈયાર થયેલા ઇતિહાસોમાં દુર્ગાદાસનું નામનિશાન પણ નહિ મળે; અને એ કૉલેજમાંથી તૈયાર થઇ નીકળતા આપણા યુવાનોમાં આપણે રાષ્ટ્રીય ભાવના જોવા માગીએ એ કેમ બને? વીર દુર્ગાદાસના વૃત્તાંતથી અશિક્ષિત વર્ગ તો કદાચ અનભિજ્ઞ હોઇ શકે, એ ક્ષમ્ય ગણાય; પરંતુ અમારા શિક્ષિત વર્ગના મુખમાંથી પણ જ્યારે "દુર્ગાદાસ એ જોધપુરનો સેનાપતિ અને જશવંતસિંહનો સાથી હતો" આટલાજ શબ્દો નીકળે એ ઓછું શોચનીય નથી. આજે તો જગત વીર દુર્ગાદાસની વીરગાથાથી નહિ પણ એ પુણ્યાત્માના નામથી પણ અપરિચિત છે.

જ્યારે મોગલ સલ્તનતનો સૂર્ય મધ્યાહ્ને હતો, જ્યારે ઔરંગઝેબના અત્યાચારો પૂર્ણ પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા, જ્યારે રાજપૂતી નામશેષ કરવાને મહત્ત્વાકાંક્ષી બાદશાહની નીતિનો સોટો જોરશોરથી વિંઝાઇ રહ્યો હતો, જ્યારે એક સૈકાથી એકત્રિત થયેલી મોગલ શક્તિની પ્રગટરૂપે સામે થવાને કોઇ તૈયાર નહોતું, જ્યારે એ મહારાષ્ટ્રકેસરી વીર શિવાજી મહારાજે પણ એ મોગલ સૈન્યનો સામે મ્હોંએ સામનો ન કરવાની નીતિ અખત્યાર કરી હતી, ત્યારે વીર દુર્ગાદાસે ઔરંગઝેબ જેવા સાધનસંપન્ન શહેનશાહની સામે ખુલ્લી રીતે મોરચા માંડયા હતા.

આમ એ બાદશાહના વિપુલ દલની સામે ખુલ્લી રીતે થવામાં વીર દુર્ગાદાસનો ઉદ્દેશ ન તો રાજ્યની રક્ષા કરવાનો હતો કે ન તો રાજ્યનો વિસ્તાર વધારવાનો; પરંતુ કેવળ સ્વામીરક્ષા એજ એનો ઉદ્દેશ હતો, એ વીરનું આખુંએ જીવન આપત્તિઓથી ભરપૂર હતું. એ આપત્તિઓના ખડકોને ખોદી કાઢી એણે સ્વામીરક્ષા સાધી.

એ વીરનું અંતિમ જીવન શાંતિમય ન નીવડયું. જે વૃક્ષને એણે સિંચ્યું તે વૃક્ષને છાંયે બેસવા એ ભાગ્યશાળી ન થયો. વીર દુર્ગાદાસનું જીવન આપણી સન્મુખ સ્વામીભક્તિનો આદર્શ રજુ કરે છે. વીરતા કરતાં એના જીવનપરાગમાંથી આત્મત્યાગની સૌરભ વધારે છૂટે છે.

એ વીરકેસરી, સ્વામીભક્ત દુર્ગાદાસનો જન્મ સંવત ૧૬૯૫ ના બીજા શ્રાવણ સુદી ૧૪ ને દિવસે થયો હતો. દર વર્ષે શ્રાવણ સુદી ૧૪ ના રોજ એ વીરની જયંતિ પ્રત્યેક સ્થળે ઉજવાય, એ ઇચ્છવા યોગ્ય છે.

જોધપુરમાં 'દુર્ગાદાસ જયંતિ ઉત્સવ સમિતિ' સ્થપાઇ છે. આ સમિતિએ મારવાડના ગામે

ગામમાં આ જયંતિ ઉજવાય એવો પ્રબંધ કર્યો છે.

ગુજરાતમાં ગામે ગામે અને શહેર શહેરમાં એ જયંતિ ઉજવાય એવું અમે ઇચ્છીએ છીએ. જ્યાં જ્યાં રાજપૂતોની વસ્તીવાળાં ગામો છે ત્યાં તો એ ખાસ ઉજવાવીજ જોઇએ.

આજે હિંદુ જનતાનું લક્ષ્ય વીરપૂજા પ્રતિ આકર્ષાયું છે, એ હર્ષની વાત છે. આ જયંતિ-ઉત્સવને દિવસે જો આપણે બીજું કંઈ ન કરી શકીએ તો આટલું તો અવશ્ય કરીએજ કે, "સર્વ ભાઇઓને એકત્રિત કરી એ વીરનો વીર ઇતિહાસ સુણાવીએ. આપણા નષ્ટ થતા ગૌરવમય ઇતિહાસને એ રીતે આપણે પુનર્જીવન અર્પી શકીએ છીએ. પ્રત્યેક જાતિનો વીર ઇતિહાસ એ એનો જીવનપ્રાણ છે. એ જો નષ્ટ થાય તો એ જાતિ અવનતિના અંધારકૂપમાં પડી, જતે દહાડે નામશેષ થઇ જાય."

આજે તો નથી રહ્યા એ પ્રાતઃસ્મરણીય ક્ષત્રિયકુલકિરીટ મહારાણા પ્રતાપ કે નથી રહ્યા ક્ષાત્રકુલતીલક વીર દુર્ગાદાસ કે નથી મહારાષ્ટ્રકેસરી વીર શિવાજી; પરંતુ જગતમાં હિંદુત્વનું અસ્તિત્વ ટકાવી રાખવાને માટે એ વીરોએ સ્વતંત્રતાદેવીની વેદીપર જે ભેટો ચઢાવી છે તે ભેટોના ઝાંખા ઝાંખા સ્મરણાવશેષો માત્ર રહ્યા છે, દિવસે દિવસે વધુ ને વધુ ઝાંખા થતા જતા એ સ્મરણાવશેષોને જયંતિની જ્યોતિથી પ્રકાશિત નહિ કરીએ તો જતે દહાડે સ્મરણાવશેષોની સાથે આપણે ભુંસાઇ જઇશું.

શું આજે આપણે એટલા બધા નમાલા બની ગયા છીએ કે, એ મહાન આત્માઓના દિવ્ય ચરણોમાં શ્રદ્ધાંજલિ પણ ન અર્પી શકીએ?

રાજપૂતો! આનો શો જવાબ આપો છો? જ્યાં જ્યાં રાજપૂતોની વસ્તીવાળાં ગામો હોય ત્યાં ત્યાં તો આ જયંતિ અવશ્યજ ઉજવાવી જોઇએ. વધુ નહિ તો, બધા ભાઇઓ એ દિવસે એકત્રિત થાય અને જે જે ભાઇ એ વીરસંબંધી જે જાણતા હોય તે કહી બતાવે, આટલું પણ આપણાથી નહિ થાય?

જ્યાં જ્યાં રાજપૂત છાત્રાલયોનાં અસ્તિત્વ છે, ત્યાં તો એ સંસ્થાઓના સંચાલકો વીર દુર્ગાદાસજયંતિ ઉજવવાનો પ્રબંધ અવશ્ય કરે, એમ અમે ઇચ્છીએ છીએ.એ વીરના જીવનપર પ્રકાશ પાડી શકે તેવા સજ્જનોને આમંત્રીએ અને એ આમંત્રિત સજ્જનો વિદ્યાર્થી ભાઇઓ આગળ એ વીરની વીરગાથાનું પારાયણ કરે.

બીજી જે જે જ્ઞાતિહિતોપયોગી સંસ્થાઓ છે, તે સર્વ આવાં કાર્યોમાં રસ લેતી થાય; એ સંસ્થાઓ તરફથીજ ગામેગામ આ જયંતિઉત્સવનો પ્રબંધ થાય તો તો ઘણુંજ સરસ.

આશા છે કે, એવી સંસ્થાઓના આત્માઓ આનો સુંદર જવાબ વાળશેજ.

("ક્ષત્રિય"ના શ્રાવણ–૧૯૮૪ ના અંકમાંથી સહજ સંશોધન સાથે)

---

**જોધપુર મેં દુર્ગાદાસ કી જયંતિ**–રાઠૌરશ્રેષ્ઠ દેશભક્ત વીર યોદ્ધા દુર્ગાદાસ રાઠૌર કે સંમાનાર્થ જોધપુર મેં ૨૯ અગસ્ત કો બડે ધૂમધામ કે સાથ, બધાબાસ કે મુસાહિબ રણજિત કર્ણજી રાઠૌર કી અધ્યક્ષતા મેં દુર્ગાદાસ–જયંતિ મનાયી ગયી. જોધપુર સ્ટેશન મેં કુંવર ચાંદકરણ શારદાજી કા ધૂમધામ કે સાથ સ્વાગત કિયા ગયા. વીર દુર્ગાદાસ કે ચિત્ર કો બડે સમારોહ કે સાથ જલૂસ બના કર, સારે શહર મેં ઘુમાયા ગયા. રાસ્તે ભર મેં 'દુર્ગાદાસ કી જય' કે જયઘોષ સે આકાશ ગુંજ ઉઠતા થા. ૩૦ અગસ્ત કી શામ કો કુંવર ચાંદકરણજી શારદા, સ્વામી ચિદાનંદજી સંન્યાસી, શ્રી જગદીશ સિંહ ગહલોત, પં૦ હેમચંદ્ર છાની, શ્રી રામકૃષ્ણ આસોપા ઈત્યાદિ સજ્જનોં કે દુર્ગાદાસ કે જીવન પર પ્રભાવશાલી ભાષણ હુએ. અનેક કવિયોં ને દુર્ગાદાસજી કે જીવનપર સ્વરચિત મનોમુગ્ધકારી કવિતાઓં સે જનતા કો મુગ્ધ કર લિયા. પુલિસ કા પ્રબંધ અચ્છા થા. ("વિશ્વમિત્ર" ના એક અંકમાંથી)

# ૭૪–बोल्शेविक त्रिमूर्ति

ઈ. સ. ૧૯૧૭ ના નવેમ્બરની સાતમી તારીખે રશિયામાંની પ્રોવિઝનલ ગવર્નમેંટની પરિસમાપ્તિ થઇને સર્વ સત્તા બોલ્શેવિક આગેવાનોના હાથમાં આવી. આ બોલ્શેવિક આગેવાનોમાં ત્રણ પુરુષ અત્યંત પ્રમુખ જેવા છેઃ–નિકોલાય લેનિન, લીઑન ટ્રોટ્સ્કી અને સ્ટૅલિન, આ એ ત્રણ પ્રમુખ વ્યક્તિ છે. આ પૈકી લેનિન એ તો બોલ્શેવિક સંપ્રદાયનો આદ્ય શંકરાચાર્યજ થઇ ગયો, ટ્રોટ્સ્કી અને સ્ટૅલિન એ લેનિનના ડાબો અને જમણો હાથ હતા. આ ત્રિમૂર્તિ પૈકી નિકોલાય લેનિન એ ઈ.સ. ૧૯૨૪ માં દિવંગત થયો. સ્ટૅલિન એ હમણાં સોવિયેટ રાજ્યનો મુખ્ય ચાલક છે; અને ટ્રોટ્સ્કીને સ્ટૅલિનપક્ષે હદપાર કરેલો હોઈ તે હમણાં સૈબિરિયામાં હદપારી ભોગવે છે. આ ત્રિમૂર્તિનું ચરિત્ર તે બોલ્શેવિક સંપ્રદાયનો શરૂઆતથી ઇતિહાસજ છે–અર્થાત્ તે સ્ફૂર્તિદાયક હોવાથી અત્રે સંક્ષેપમાં રજુ કરવામાં આવે છે.

## લેનિન

લેનિનનું ખરૂં નામ વ્લાડિમીરઇલિચ ઉલિનાવ્હ છે. એણે જ્યારે રાજ્યક્રાન્તિની ચળવળ જોરમાં શરૂ કરી, ત્યારે સરકારી ત્રાસ ચૂકવવા સારૂ તેણે પોતાનું 'લેનિન' એવું સાંકેતિક નામ ધારણ કર્યું. રશિયામાંની લેના નામની ખાણ નજીક તે પોતાની હદપારીમાંથી પાછો આવ્યો ને ત્યાં તે કેટલાક દિવસ રહ્યો હતો. એ ખાણના નામ ઉપરથીજ તેને લેનિન નામ સૂચ્યું હતું. લેનિનનો જન્મ રશિયાના સિમ્બ્રુસ્ક નામના ગામમાં ઇ. સ. ૧૮૭૦ માં થયો. એનું કુટુંબ ખાનદાન હતું; પણ થોડા વખતથી તે ઉતરતી કળાએ લાગ્યું હતું. લેનિનનો પિતા કેળવણી ખાતામાં જીલ્લા સ્કૂલ ઈન્સ્પેક્ટર હતો. લેનિન ઉંમરલાયક થયા પછી પીટર્સબર્ગના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસને માટે રહ્યો. બચપણથીજ તેને ખેડુતવર્ગને માટે અનુકંપા હતી. કૉલેજમાં પ્રવેશ થતાંની સાથે તે ખેડુતોની સ્થિતિ સુધારવાના વિચાર કરવા લાગ્યો ને તરતજ તેણે એ બાબતની ચળવળનો આરંભ કર્યો. બચપણથીજ તેની આસપાસ કાર્લ માકર્સ નામક જર્મન પંડિતના સમાજસત્તાવાદનું વાતાવરણ પસરાયલું હોવાથી તે કૉલેજની અવસ્થામાંજ કાર્લ માકર્સના સમાજસત્તાવાદ ઉપરના ગ્રંથો લક્ષપૂર્વક વાંચવા લાગ્યો હતો. પછી થોડાજ વખતમાં એટલે ૧૮૭૭ માં તેના મોટા ભાઇ નિકોલસને રશિયાના ઝાર બીજા નિકોલસનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યા બદલ ફાંસીએ લટકાવવામાં આવ્યો. નિકોલસ પણ લેનિનને ગમતી ચળવળમાં પહેલેથીજ પડેલો હતો. ઝારશાહીના અસહ્ય જુલમનો નાશ કરવા સારૂ ખુદ ઝારનેજ મારવાના ષડયંત્રમાં તે સામેલ થયો હતો ને એજ અપરાધને માટે સરકારે તેને ફાંસીને લાકડે લટકાવ્યો હતો. પ્રથમથીજ ઝારશાહીની વિરુદ્ધ ખળભળેલું લેનિનનું મન વડીલ બંધુની ફાંસીને લીધે ખૂબજ સંતપ્ત થયું. તેણે ખુલ્લી રીતે મજુરપક્ષની ચળવળ શરૂ કરી. તેણે ખેડુત અને મજુરવર્ગના મનમાં કાર્લ માકર્સનાં તત્ત્વોની છાપ પાડીને ભવિષ્યની અદ્દ્ભુત રાજ્યક્રાન્તિનાં બીજ વાવ્યાં. ઝારશાહીએ તેની આવી ચળવળને ખાતર તેને સૈબિરિયામાં હદપાર કર્યો. આજ હદપારીના દિવસોમાં તેણે પોતાનો પ્રસિદ્ધ ગ્રંથ "રશિયામાંના મુડીવાદનો વિકાસ" લખ્યો. આ હદપારી પછી તે ઘણા દિવસ રશિયાની બહાર રહીનેજ ઝારશાહીને ઉથલાવી નાખનારી ક્રાન્તિકારક ચળવળ કરતો હતો. પોતાની વિલક્ષણ ધાટી અને બુદ્ધિમત્તાથી તેણે પોતાની પહેલાંના પ્લેકેનાવ અને માર્ટોવ જેવી ચળવળના આગેવાનોને ઢાંકી દીધા હતા. તે એટલા બધા કે ઝારશાહીનું લક્ષ્ય હવે બીજા કોઇ પણ આગેવાનના કરતાં લેનિનની તરફજ વધુ લાગી રહ્યું. લેનિને તેની પરવાહ ન કરી. તેની સામે એકજ–બસ એકજ–ધ્યેય હતું તે એ કે, દેશમાંની ત્રસ્ત થયેલી ને ભૂખે મરતી પ્રજાને સુખસમાધાન કેવી રીતે મળે? આ ધ્યેયપ્રાપ્તિને માટે લેનિને અનેક તુરંગવાસ ને હદપારીઓ સહન કરી; પણ "**न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः**" આવા નમુનાનો તે વીરપુરુષ હોવાથી તે જરા પણ ડગ્યો નહિ. રશિયન રાજ્યક્રાન્તિકારકોના આંની સરકારે જે હાલ કર્યા છે તેનું વર્ણન વાંચતાં

રાવણરાજ્ય કે આધુનિક નાદિરશાહી સુદ્ધાં ફિક્કી પડે એટલા તે ભયંકર છે. લેનિને તથા તેના અનુયાયીઓએ ઉપલાં કષ્ટોને ન ગણકારતાં પોતાનું કાર્ય અપ્રહિતપણે ચલાવ્યે રાખ્યું હતું.

પરંતુ તેમનાં કાર્યને ખરો યશ સન ૧૯૧૭ ની સાલ પૂરી થતાં સુધી નહોતો મળ્યો. પ્રજાને રીબાવનારી ઝારશાહીનો નાશ એટલોજ કંઇ લેનિન વગેરેનો કાર્યક્રમ નહોતો. ખરો કાર્યક્રમ તો ઝારશાહી ઉથલી પડયા પછીનોજ હતો. પૈકી ઝારશાહીને કૅરેન્સ્કી વગેરે સમાજસત્તાવાદી આગેવાનોએ ઈ. સ. ૧૯૧૭ ના માર્ચ મહિનામાં ઉથલાવી નાખીને પ્રોવિઝનલ ગવર્નમેંટની સ્થાપના કરવામાં આવી. આ વખતે મહાયુદ્ધનો દાવાનળ આખી દુનિયામાં સળગી ઉઠ્યો હતો. કૅરેન્સ્કીના મનમાં જર્મનીની સાથે ચાલેલું યુદ્ધ થોભાવવાનું નહોતું; પરંતુ લેનિન એ યુદ્ધની બીલકુલ વિરુદ્ધ હતો. થોડું નુકસાન થાય તો તે સ્વીકારી લઇને પણ જર્મની સાથે તહ કરી રશિયન પ્રજાનો રક્તપાત અને દ્રવ્યનાશ અટકાવવો, એમ તેના મનમાં દઢ થઈ ગયું હતું; કારણ રાષ્ટ્રની ખોટી પ્રતિષ્ઠા તેને નહોતી જોઇતી, પણ રાષ્ટ્રની ગરીબ પ્રજાને સુખસમાધાનીથી ભાખરીનો ટુકડો ખાવા મળે એવી તેની ઉત્કટ ઇચ્છા-નહિ ધ્યેય હતું. આથી કૅરેન્સ્કી અને લેનિનની ઝટાપટી શરૂ થઇ. અત્યારસુધી લેનિનનાં તત્ત્વો અને તત્પ્રીત્યર્થ તેના પ્રયત્ન લોકોને એટલાં ગમ્યાં હતાં કે કૅરેન્સ્કીનો પરાભવ કરતી વેળા તેને લોકોના તરફથી વિરોધ તો થયો નહિજ, પણ ઉલટી મદદજ થઇ. લેનિને ટ્રૉટ્સ્કી ને સ્ટૅાલિન આ ઉભય હસ્તકોની મદદથી કૅરેન્સ્કીને ઉથલાવી નાખ્યો ને રશિયામાં ખરેખરૂં બોલ્શેવિક રાજ્ય સ્થાપન થયું. આ ઘટના ઈ.સ. ૧૯૧૭ ના નવેમ્બરની ૭ મી તારીખે બની. આ દિવસ રશિયન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખવા જોગો મનાઈ ગયો છે; કારણ એજ દિવસે રશિયામાંનાં બાળબચ્ચાં, સ્ત્રીઓ, ખેડુત અને મજુરવર્ગની સુખસમાધાનીનો પાયો નાખવામાં આવ્યો.

અધિકારસૂત્ર હાથમાં આવ્યા સાથે લેનિનપક્ષે સૌથી પ્રથમ જે બાબત કરી તે એ કે, બોલ્શેવિક રાજ્યપદ્ધતિનો કસીને વિરોધ કરનારા એટલુંજ નહિ પણ તેના કટ્ટર શત્રુ એવા જે લોક હતા તે બધાને હદપાર કર્યા અથવા બાજુએ કાઢયા. ૧૯૧૭ના નવેમ્બરની બીજી તારીખથી તે બારમી તારીખપર્યંત બોલ્શેવિકોએ પોતાના માર્ગમાંના તમામ નાનામોટા કાંટા દૂર કર્યા ને એમ કરતી વેળા તેમણે રાજનીતિના તત્ત્વ પ્રમાણે કોઇનેએ દયા-માયા બતાવી નહિ. આરોગ્યને બાધક એવા સામાન્ય કિંવા ભયંકર રોગજંતુ શરીરમાં પ્રવેશ્યા પછી તેમને મારવાની બાબતમાં દયા-માયા બતાવવી એ જેટલું શાણપણનું લેખાય તેટલુંજ બોલ્શેવિઝમ જેવી ગરીબોની સહાયક રાજ્યપદ્ધતિના શત્રુને, પછી તે સામાન્ય હો અથવા ભયંકર હો, જરા જેટલી પણ ક્ષમા કે દયા-માયા બતાવવી જોખમવાળું છે. એ જાણીનેજ લેનિનપક્ષે આ કૃત્ય કર્યું. આજ શત્રુસત્રમાં ઝાર-ઝારીનાની તેમનાં બાળબચ્ચાંસહ આહુતિ આપવામાં આવી. આ શત્રુસત્ર દશ દિવસ સુધી ચાલ્યું હોવાથી આ દશ દિવસોને મુડીવાદીવિરોધી રાષ્ટ્રો ' રેન ઑફ ટેરર ' અથવા ' રાવણ રાજ્ય ' આવી સંજ્ઞા આપે છે.

આ કૃત્યમાં ટ્રૉટ્સ્કી અને સ્ટૅાલિન એ લેનિનની ડાબી જમણી ભુજાઓ હતી અને તેમણે આ કાર્યમાં તન-મન-ધન અર્પણ કરીને કરેલી રાજ્યક્રાન્તિનું દશ્ય ફળ ગરીબ પ્રજાના હાથમાં આપ્યું. ઉપરના કૃત્યની બાબતમાં હજારો લેખકોએ લેનિનને દોષ આપ્યો છે ને તેને રાક્ષસ કહ્યો છે, પરંતુ તેમનો આ આરોપ પોકળ છે; કારણ લેનિનનાજ શબ્દોમાં કહીએ તો, અમુક એક પુણ્યકૃત્ય કરતી વેળા સાધનના સારા-નરસાપણાનો વિચાર કરવામાં કાળનો અપવ્યય કરતાં બેસવું નહિ. સર્પ નજરે પડયા પછી તેને કપટથી-કઠોરતાથી મારવો કે સૌમ્યપણે મારવો, આવો આત્મઘાતક વિચાર કરવા રહેવું નહિ એ ખુલ્લું છે. ' પ્રભુ મળતો હોય તો અધર્મ કરવો ' આ લેનિનનો સિદ્ધાંત હતો. ગરીબ પ્રજાનું સુખ એ તેનું ધ્યેય ને આ સર્વ પ્રકારનાં સાધનો અમલમાં આણીને આ ધ્યેય તેણે સંપાદન કર્યું, એમાં કંઈજ ગેરવ્યાજબી નથી. ધ્યેયજ જો ખરાબ હોત, તો પ્રશ્નજ જૂદો હતો. અસ્તુ.

આ પ્રમાણે શત્રુનું નિકંદન થયા પછી નિષ્કંટક પરિસ્થિતિ પ્રાપ્ત થયેલી જોઇને દેશમાંની આર્થિક પરિસ્થિતિ સુધારવાનો તેણે પ્રયત્ન શરૂ કર્યો. એણે તમામ જમીનદાર અને પુંજીપતિઓની

જમીનો તેમજ ચરિતાર્થના કરતાં વધુ એવી તમામ માલમત્તા છીનવી લઇને તે રાષ્ટ્રની માલકીની છે, એવું જાહેર કર્યું. ત્યાર પછી તમામ ખેડુત અને મજુરવર્ગમાં જેની તેની આવશ્યકતા પ્રમાણે તે બધી જમીન વહેંચી દીધી. તેણે એક એવો નિયમ કર્યો કે, કોઈ પણ ખેડુતે પોતાના કુટુંબના પોષણને માટે જોઇતુ ધાન્ય રાખી લઇ બાકીનું બધું સરકારમાં જમા કરવું; પરંતુ આ નિયમ થોડાજ વખતમાં લેનિનના અંગપર આવ્યો. કારણ સન ૧૯૨૧ ની સાલમાં ભયંકર દુષ્કાળ પડયો. વરસાદના અભાવે આ દુષ્કાળ પડયો નહોતો; પણ લેનિનના ઉપલા કાયદાનો ગર્ભિતાર્થ અજ્ઞાન પ્રજાના સમજવામાં ન આવવાથી તેમણે ધાન્યની પેદાશજ કરી નહિ. જરૂરના કરતાં વધારે પકવ્યું તો તે સરકારમાં જમા થાય છે, તો પછી વધુ પાક લાવવોજ શા સારૂ ! આવો અવિચાર ખેડુતોએ કરવાથીજ આ દુષ્કાળ પડયો હતો. લેનિને ત્યારપછી તરતજ આ કાયદો પાછો ખેંચી લીધો; કારણ પ્રજાના ગળે ઉતારીનેજ કોઈપણ બાબત કરવી હિતાવહ થશે, એવો તેણે વિચાર કર્યો. ધ્યેય સાધતી વેળા ઉપાયયોજનામાં ફેરફાર જણાતાં લોકોએ આપણને ચંચલ-ચિત્ત ઠરાવ્યા તોપણ હરકત નહિ; પણ ગમે તે ઉપાયવડે ધ્યેય સાધવુંજ જોઇએ, એવો લેનિનનો મત હતો. આથી અનેક વાર તેની ને તેના અનુયાયીઓની વચ્ચે મતભેદના ખટકા ઉડવા લાગ્યા. ટ્રોટ્સ્કીને આ ફેરફારવાળું ધોરણ પસંદ નહોતું; તથાપિ છેવટસુધી લેનિનની અવજ્ઞા કરી નહિ, એ લક્ષમાં લેવા જેવું છે. ઉપર જણાવેલા દુષ્કાળ પછી લોકોને ગમે ને પોતાનો હેતુ પણ સાધ્ય થાય એવી નવીન યોજના લેનિને લખી કાઢી ને અમલમાં પણ આણી. આ યોજનાને ' ન્યુ ઇકોનોમિક પૉલિસી ' કહેતા અને તેનોજ અમલ હમણાં રશિયામાં ચાલુ છે.

આ પ્રમાણે દિવસો જતા હતા એટલામાં સન ૧૯૨૪ ના જાન્યુઆરી મહિનામાં લેનિનની ઇહલોકની યાત્રા પૂરી થઈ. તે પુષ્કળ દિવસ આજારી હતો. હવે પોતે બચવાનો નથી, એવું જોઇને તેણે એક મૃત્યુપત્ર લખી રાખ્યું અને પોતાની પછી રાષ્ટ્રમાંની બોલ્શેવિકોની આગેવાની સ્ટૅલિનને આપવી, એમ તેણે નક્કી કરી રાખ્યું.

લેનિનની યોગ્યતાનું થોડામાં વર્ણન કરવું હોય તો તેના શિષ્યના એટલે ઝિનોવ્હિફના શબ્દોમાં આ પ્રમાણે કરી શકાય. ઝિનોવ્હિફ કહે છેઃ–

" કોમ્રેડ લેનીન એ અણીની પળો અને કટોકટીના દિવસોમાં હાજર ન હોત તો અમારા બળ-વાનું શું થયું હોત તે કહી શકાય તેમ નથી. તેઓ કાર્લ માર્ક્સના સિદ્ધાંતોના અદ્ભુત પ્રચારક હતા."

જે ગરીબ અને ત્રસ્ત થયેલી પ્રજાને માટે તેણે આટઆટલો ત્રાસ વેઠયો ને સમાજમાં સમતા પ્રવર્તે એટલા સારૂ અટ્ટહાસ કર્યો, એ સમાજનાં સર્વ સુખદુઃખો તે બોલ્શેવિક રાજ્યપદ્ધતિનો અધ્યક્ષ થયો ત્યારે પણ તેણે સહન કર્યાં. તેને કોઇ એ. ડી. સી. નહોતો, રહેવાને રાજમહેલ નહોતો, બેસવાને ગાડીઘોડા નહોતા, પહેરવાને ઉંચી જાતનાં કપડાં નહોતાં અને પાસે એક કપર્દિકા સુદ્ધાં નહોતી! મેલાંઘેલાં કપડાં, કુરૂપ ચ્હેરો, વક્તૃત્વશક્તિ વિશેષ નહિ; આવો તે એક સાદો પુરુષ હતો; પણ તેના મસ્તકમાં સાક્ષાત્ બુદ્ધિમત્તા, હૃદયમાં પ્રજાસંબંધીની લાગણી, બાવડાંમાં પરાક્રમ, રક્તમાં મુડીવાદીઓની ચીડ અને છાતીમાં અથાગ સાહસ અને ધૈર્ય વાસ કરતાં હતાં. આ આપમતલબી જગમાં બાળક, સ્ત્રીઓ અને નિર્ધન પ્રજાના જેટલી દુર્દશા અને ત્રસ્ત હાલત બીજા કોઈ પણ વર્ગની નથી. એ પૈકી એકેકની દુરાવસ્થા દૂર કરવા સારૂ હજારો આગેવાનોએ આજ હજારો વર્ષથી પ્રયત્ન ચાલુ કર્યા છે; પણ એકીસાથે આ ત્રણે પ્રચંડ કાર્ય એકદમ હાથમાં લઇને તેને પુષ્કળ પ્રમાણમાં ને થોડા કાળમાં કોઇએ સુખી કર્યા હોય તો તે એકલા મહાત્મા નિકોલાય લેનિનેજ. ઉપલા ત્રણે વર્ગની દુર્દશાનો નાશ કરી તેમની પ્રતિસૃષ્ટિ કરી બતાવનારા લેનિનને તેમણે પ્રત્યક્ષ ઈશ્વર માન્યો હોય તો તેમાં કંઈજ ગેરવ્યાજબી થયું નથી, એમજ કોઇ પણ કબૂલ કરશે.

લેનિન આશરે ત્રેપન વર્ષની વયે મૃત્યુ પામ્યો. તેની સ્ત્રી હયાત હોઇ શિક્ષણની બાબતમાં તે હમણાં ઉત્તમ કાર્ય બજાવે છે. લેનિનને યોગ્ય એવીજ તે ખરી સહધર્મચારિણી છે.

## ટ્રોટ્સ્કી

બોલ્શેવિક ત્રિમૂર્તિ પૈકી લેનિન પછીની મહત્ત્વની મૂર્તિ તે લીઓન ટ્રોટ્સ્કીની છે. ટ્રોટ્સ્કી-

એ પણ લેનિનની પેઠેજ ધારણ કરેલું ઉપનામ છે. તેનું ખરૂં નામ લીઑન ડેવિડોવિચ બ્રૉનસ્ટીન છે. તેનો જન્મ ઇ. સ.૧૮૭૯ ની સાલમાં થયો. તે જાતે ખરો રશિયન નહિ પણ યહુદી હતો. તે એક મોટા શ્રીમંત જમીનદાર અને કારખાનાવાળાનો છોકરો હતો. પુત્રનાં લક્ષણુ પારણામાંથીજ જણાય છે, તે પ્રમાણે ટ્રોટ્સ્કી સાત વર્ષનો હતો એ વખતે તેનું ભવિષ્ય તેના માબાપને સમજાઇ ચૂક્યું હતું. એક વખત એક ખેડુતનો ઘોડો ભડકીને નાઠો તે ટ્રોટ્સ્કીના પિતાના ખેતરમાં પેઠો; તેથી તેના બાપના નોકરે એ ઘોડાને પકડીને બાંધી મૂક્યો. ઘોડાનો માલીક રડતો અને દોડતો આવ્યો. તેણે બ્રૉનસ્ટીન સાહેબને ઘોડાને છોડી દેવા પગે પડીને વિનવણી કરી; પણ બધું ઉંધા ઘડાપર પાણી નાખવા જેવું થયું. બ્રૉનસ્ટીન સાહેબે ઉલટો ખેડુત પાસેથી નુકસાની બદલ દંડ માગ્યો. નાનકડો લીઑન આ બધો પ્રકાર જોતો હતો. ગરીબ બિચારા ખેડુત-પર પોતાનો પિતા જુલમ કરે છે એવું તેના મનમાં ઠસ્યું ને તે ત્યાંથી જે નીકળ્યો તે ઘેર આવી પોતાની ઓરડીમાં ઓશિકામાં મોં ઘાલી રડતો બેઠો. જમવાનો વખત થયો, ઘંટ વાગ્યો; પણ ભોજનાગારમાં લીઑનનો પત્તો નહિ. એના બાપના ધ્યાનમાં એ બધો પ્રકાર આવ્યો. લીઑનને ગુસ્સે થઇ ચાલ્યો જતાં તેણે જોયો હતો. તે પોતાની ઓરડીમાં રડતો બેઠો છે, એવું જ્યારે તેની માએ તેના બાપને કહ્યું ત્યારે તે બોલ્યો કે "એ છોકરાને કહો કે, પેલો ખેડુત પોતાનો ઘોડો લઇ ગયો છે ને તેણે એક પાઇ પણ દંડ આપ્યો નથી. આમ તેને કહે, એટલે તે મૂંગેમોઢે જમવા આવશે. અને થયું પણ તેમજ. સારાંશ, ટ્રોટ્સ્કીને ખેડુત અને મજુરવર્ગસંબંધે બચપણથીજ લાગણી ઉત્પન્ન થઈ હતી.

લીઑન નવ વર્ષનો થયો, ત્યારે તેને ઓડેસાની નિશાળમાં મોકલવામાં આવ્યો. ત્યાં પણ આ છોકરાએ અનેક પ્રતાપ ગજાવ્યા. ઓડેસાનો શિક્ષણક્રમ પૂરો થયા પછી લીઑન આગલા શિક્ષણમાટે નિકોલિવ્હ ગામે પોતાના કાકાને ત્યાં આવ્યો. આ કાકાનો પોતાના ભત્રીજા ઉપર તેની બુદ્ધિમત્તાને લીધે બહુ પ્રેમ હતો. બાપનું કડવાપણું અહીં ન હોવાથી લીઓન થોડાજ વખત-માં એક ગુપ્તમંડળમાં પ્રવેશ્યો. આ મંડળની આગેવાની અલેક્ઝાંડ્રા લેવાની હતી. આ મંડળમાં ઝિફ્, સોવોસ્કી બંધુ ( અલેક્ઝાંડ્રાના નાના ભાઇ ) વગેરે લોક હતા. અલેકઝાંડ્રા કાર્લ માકર્સના મતની અનુયાયિની હતી. પ્રથમ પુષ્કળ વર્ષસુધી લીઓનનો મત કાર્લ માકર્સની સાથે બધી રીતે મળતો નહોતો. એક વાર તો તેણે ભરસભામાં અલેક્ઝાંડ્રાનું કુત્સિતપણાથી ને શિષ્ટાચાર છોડીને અપમાન કર્યું હતું; પરંતુ પછીથી તે કાર્લ માકર્સનો કટ્ટર અનુયાયી બન્યો. આ બીના જ્યારે અલેક્ઝાંડ્રાના જાણવામાં આવી, ત્યારે તે તેને ખરી પણ લાગી નહિ. જે અલેક્ઝાંડ્રાની સાથે લીઑનની વારંવાર ટપાટપી થતી, તેનીજ સાથે આગળ જતાં તેનું લગ્ન થયું. આ પણ એક યોગાયોગજ કહેવાય.

બાપના અને લીઑનના મતભેદને લીધે તેમની વચ્ચે થોડાજ વખતમાં અણબનાવ થયો. બાપના મનમાં છોકરાએ સિવિલ ઇજીનીયર થવું, એવી ઇચ્છા હતી ને તેવું તેણે લીઑનને જણાવ્યું પણ ખરૂં; પણ છોકરાએ દેશની દુઃસ્થિતિપર એક લાંબુ લચક વ્યાખ્યાન આપીને બાપના કથનને સ્પષ્ટ શબ્દોમાં નાકબૂલ કર્યું. તેથી "તારે કાં તો આ પરીક્ષા આપવી જોઇએ કિંવા મારા પૈસાપર ચેન કરવાનું છોડી દેવું જોઇએ" આવો તેને તાકીદનો સંદેશો તેના બાપે મોકલ્યો. પછી શું ? તેજસ્વી પિતાનો તેજસ્વીજ છોકરો તે ! ત્યાર પછી તેણે યાવજ્જીવ બાપની પાસેથી એક કપર્દિકા પણ લીધી નહિ. ટ્રોટ્સ્કીએ શિક્ષણને રામરામ કર્યા ને ખુલ્લી રીતે ઝાર-શાહી વિરુદ્ધ ચાલેલી ચળવળમાં સામેલ થયો. બાપની સાથે થયેલી વઢવાડ તેને જાહેર રીતે લેનિનપક્ષમાં જઇ મળવાને કારણરૂપ બની. તેના સુપ્ત તેજને ચમકી ઉઠવાને તે એક અગ્નિ-સ્ફુલિંગજ નીવડી એમ કહેવું જોઇએ.

ક્રાન્તિકારકોની ચળવળમાં પેઠા પછી ટ્રોટ્સ્કીના અંગનું તેજ વિશેષ ચમકવા લાગ્યું. તેણે "સાઉથ રશિયન વકર્સ યુનિયન" નામની સંસ્થા સ્થાપન કરીને તે સમતાવાદનો ઉપદેશ ખુલ્લી રીતે કરવા લાગ્યો. અજ્ઞાની લોકોને સમતા જોઇતી હોય છે; પણ સમતાવાદ એ શો પદાર્થ છે, એ તેમને સમજાતુંયે નથી ને કહેતાં તો બીલકુલ આવડતુંજ નથી. આવાઓને કેવળ ભાષણો

આપીને સમજાવવા એ શકય નથી, એમ ટ્રોટ્સ્કીએ જાણી લીધું હતું. તેના મંડળમાં એક મુખીન નામનો સુશિક્ષિત ખેડુત હતો. તે માત્ર પોતાના વ્યાખ્યાનમાં સમતાવાદ એટલે શું, એ બહુ ઉત્તમ રીતે સમજાવીને કહેતો. તે ખિસ્સામાંથી કોઈક જાતનાં બીયાં કાઢીને એમાંનું એક ટેબલપર મૂકીને તે લોકોને કહેતો કે 'આ ઝાર! સમજ્યા કે?' ત્યાર પછી તે બીની આસપાસ બીજાં કેટલાંક બીયાં મૂકીને તે કહેતો કે 'આ તેના દિવાન અને અમલદાર!' ત્યારપછી વળી તે બીયાંની આસપાસ બીજાં થોડાંક બીયાં મૂકીને તે કહેતો કે 'આ સેનાપતિ અને બીજા નાનામોટા અધિકારી!' આ પ્રમાણે તે બીયાં મૂકતો જઇને વ્યાપારી, વકીલ, મીલવાળા, કારખાનદાર, ખેડુત, મજુર વગેરેની રચના કરતો ને છેવટે બધાં બીયાંને એકઠાં કરી લઇ શ્રોતાને પૂછતો કે "હવે મને કહો કે, આમાં ઝાર કયો? દિવાન કયો? સેનાપતિ કયો ને અધિકારી, વ્યાપારી વગેરે કયાં છે?' અર્થાત્ 'બધા એક થયા, બધા સરખા થયા!' આવો ધ્વનિ શ્રોતાઓમાંથી નીકળતો. એનાપર મુખીન કહેતો કે "આજ તે સમતાવાદ! હવે તે તમારા લક્ષમાં આવ્યોને? આ પરિસ્થિતિ તમને ગમે છે કે? અમે તેજ કરવા ઇચ્છીએ છીએ—અને એજ પવિત્ર કામમાં–તમારા હિતના કામમાં અમને તમે મદદ કરો." આ પ્રયોગની લોકોના મનપર ઉત્કૃષ્ટ છાપ પડતી ને તેના વ્યાખ્યાનનો મર્મ નાના-મોટા, સજ્ઞાન–અજ્ઞાન, એવા સર્વ પ્રકારના લોકોના ધ્યાનમાં ચટ દઈને આવતો.

જલદીથીજ ટ્રોટ્સ્કીને ક્રાન્તિકારકતરીકે પકડવામાં આવ્યો ને તેની રવાનગી નિકોલીવ્હની તુરંગમાં કરવામાં આવી. ત્યાંથી બે મહિને તેનો છૂટકારો થયો; પરંતુ એટલાથી તેની ચળવળ કેવી રીતે બંધ પડે? પુનઃ તેને પકડવામાં આવ્યો ને ઓડેસાની ભયંકર તુરંગમાં તેને પૂરવામાં આવ્યો. આ સ્થળે થયેલા હાલહવાલનું તેણે બહુ સરસ વર્ણન કર્યું છે. એની બરોબરજ અલેક્ઝાંડ્રાને પણ પકડવામાં આવી હતી. તેનો છૂટકારો ઇ. સ. ૧૮૯૭ માં થયા પછી બરાબર બે વર્ષે અલેક્ઝાંડ્રા અને ટ્રોટ્સ્કીનું લગ્ન થયું. તેના બાપને આ લગ્ન પસંદ પડયું નહિ ને તેણે પીટ્સબર્ગના જ્યુડીશિયલ ખાતાના દિવાનને તાર કરીને આ લગ્ન ન થવા દેવું, એવી વિનતિ કરી હતી; પરંતુ ઓડેસાની તુરંગ-નિવાસમાંજ આ લગ્નનો વિચાર નક્કી થયેલો હોવાથી કોઈનું કંઇ ચાલ્યું નહિ. આ લગ્નમાં વિશેષતા એજ હતી કે, તેના મૂળમાં કેવળ વૈષયિક પ્રેમ નહોતો. બન્નેનું ધ્યેય અને કાર્ય એકજ હોવાથી એકત્ર રહીને તે એકબીજાની મદદથી કરી શકાય એ પણ તેમનો આ લગ્નના મૂળમાં હેતુ હતો.

ઇ. સ. ૧૯૦૦ માં વળી તેને ફરીથી પકડવામાં આવ્યો ને સૈબિરિયામાં હદપાર કરવામાં આવ્યો. સૈબિરિયાના નિવાસમાં ટ્રોટ્સ્કીએ અનેક ગ્રંથો વાંચ્યા ને અનેક લેખો લખીને 'ઇસ્ટર્ન રિવ્યુ' નામના માસિક તરફ મોકલ્યા. આ હદપારીમાં ટ્રોટ્સ્કીએ પોતાની કલમ મજબૂત કરીને આગલા કાર્યની રૂપરેખા પણ તૈયાર કરી.

એ વખતમાં લંડનમાંથી 'ઇસ્કા' નામનું વર્તમાનપત્ર બોલ્શેવિક મતનો પ્રચાર કરતું હતું. આ પત્ર લેનિને પોતાના પાંચ અનુયાયીઓની મદદથી ચાલુ કર્યું હતું. ટ્રોટ્સ્કીની કાર્યકુશળતા અને કીર્તિ અત્યાર અગાઉજ લેનિનના કાને ગઇ હતી; પરંતુ લેનિન પોતે હદપારીઓ અને તુરંગવાસ ભોગવતો હોવાથી અદ્યાપિ આ બે અદ્વિતીય ગુરુશિષ્યની મુલાકાતનો યોગ આવ્યો નહોતો. ટ્રોટ્સ્કી પોતે લેનિનની માનસપૂજાજ આજ સુધી કરી રહ્યો હતો. પ્રત્યક્ષ મુલાકાતનો યોગ શ્રી શિવાજી રામદાસની પેઠે બહુ મોડો આવ્યો. લેનિન અને ટ્રોટ્સ્કી વચ્ચે મુલાકાતનો યોગ 'ઇસ્કા' વર્તમાનપત્રેજ આણ્યો. ક્રાન્તિકારક પક્ષે-લેનિનને મળવા સારૂ ટ્રોટ્સ્કીને લંડન મોકલ્યો. ટ્રોટ્સ્કી મળસ્કાના ચાર વાગે લંડન પહોંચ્યો ને સીધો લેનિનને ઘેર જઈ પહોંચ્યો ને પોતાના નિર્ભય સ્વભાવ પ્રમાણે એટલી મોડી રાત્રે પણ જોરથી દરવાજો ખખડાવવાની શરૂઆત કરી. કોઇની ઉંઘ ઉડશે એવી તેને બીક લાગી નહિ. નાડીદા કોન્સ્ટન્ટિનોવ્હા એટલે લેનિનની સ્ત્રી જાગી ને દરવાજો ઉઘાડીને તેણે ટ્રોટ્સ્કીને અંદર લીધો. લેનિને 'ઇસ્કા' વર્તમાનપત્ર પૂરતું ટ્રોટ્સ્કીનું 'પીરો' એવું નામ રાખ્યું હતું. બન્નેની પરસ્પર ભેટ થયા પછી લેનિને 'આપણો પીરો આવ્યો' એમ પોતાની સ્ત્રીને મોટા આનંદથી કહ્યું. આ બીના સન ૧૯૦૨ ના ઑક્ટોબરમાં

બની. ત્યાર પછી આ ગુરુશિષ્યનો સંબંધ આજીવન રહ્યો. આ બન્ને વચ્ચે હમેશાં મતભેદના ઝગડા થતા રહ્યા; પરંતુ લેનિનનો ટ્રોટ્સ્કીપરનો પ્રેમ અને ટ્રોટ્સ્કીની લેનિનસંબંધેની ભક્તિ એમાં રતી જેટલો પણ કદી ફરક પડ્યો નહિ. ટ્રોટ્સ્કી પોતે લેનિનના મુખ્ય સેક્રેટરીતરીકે છેવટ સુધી રહ્યો. લેનિન અને ટ્રોટ્સ્કીએ સન ૧૯૧૭ના નવેમ્બરમાં કૅરેન્સ્કીના પ્રમુખપણા નીચેની પ્રોવિઝનલ ગવર્નમેંટ ઉથલાવી નાખી બોલ્શેવિક અમલ જાહેર કર્યો. ટ્રોટ્સ્કી જેમ લેનિનનો સેક્રેટરી હતો, તેમ તે રશિયન ક્રાન્તિકારક સૈન્યનો મુખ્ય સેનાપતિ પણ હતો.

આગળ જતાં ૧૯૨૧ માં મજુર અને ખેડુતોના અજ્ઞાનને લીધે ભયંકર દુષ્કાળ પડ્યો; તેથી લેનિને 'ન્યુ ઇકોનૉમિક પૉલિસી ' રાજ્યમાં શરૂ કરી. લેનિન ને ટ્રોટ્સ્કી વચ્ચે સૌથી મોટો મતભેદ આ ઠેકાણેજ થયો. તે કહેતો કે, જૂની પૉલિસીમાં ફેરફાર કરવો નહિ. ત્યારે લેનિન કહેતો કે, લોકોની સગવડને ખાતર તે કરવો જોઇએ. આ વિરોધ છેવટ સુધી ટકયો. લેનિન જીવતો હતો ત્યાંસુધી માત્ર ટ્રોટ્સ્કીએ પોતાના વર્તનમાં જરાયે ફેર કર્યો નહિ ને પોતાના ગુરુની આજ્ઞા અક્ષરશઃ પાળી. લેનિન ૧૯૨૪માં મરણ પામ્યો. મરતાં પહેલાં ટ્રોટ્સ્કીનો વિરોધ જોઇને તેનું પર્યવસાન શેમાં થશે, એ તેને સમજાઈ ચૂકયું હતું; તેથી પોતાની પાછળ બોલ્શેવિક અધિકારનાં સૂત્રો અને આગેવાની તેના બીજા મુખ્ય શિષ્ય સ્ટૅલિનના હાથમાં જાય એવું તેણે જાહેર કર્યું; પણ ટ્રોટ્સ્કી ઉપરનો તેનો પ્રેમ માત્ર છેવટ સુધી કમી થયો નહિ. તે તેની યોગ્યતા અચ્છી રીતે ઓળખતો હતો. લેનિન મરણ પામ્યા પછી મૅડમ લેનિને ટ્રોટ્સ્કીને જે પત્ર મોકલ્યો છે, એ ઉપરથી એ બીના ખુલ્લી થાય છે. તેમાં તે લખે છેઃ—

"અને હું અત્રે કહેવા માગું છું તે એ છે કેઃ—વ્લેડીમીર લીચ અને તમારી વચ્ચે—સાઇબીરીઆથી લંડનમાં આવ્યા તે વખતે—જે સંબંધ બંધાયો હતો, તે તેમના મૃત્યુપર્યંત ફેરફાર થવા પામ્યો ન હતો."

ખુદ લેનિને તેની બાબતમાં એમ કહ્યું છે કે, તે ચંચળ છે; પણ તેની તત્ત્વનિષ્ઠા અડગ છે ને તેનામાં દેશસેવા સિવાય બીજો વિચાર પણ આવતો નથી. લોકોને ટ્રોટ્સ્કી સંબંધે બહુ માન હતું ને તેઓ તેને લેનિનનો જમણો હાથ કહેતા. ટ્રોટ્સ્કીના નામનો નિર્દેશ કરવાનું થતાં લોકો પ્રેમપૂર્વક 'લેનીન્સ બિગ સ્ટીક ' આવા મહત્ત્વદર્શક નામથી કરતા; પણ તેની તત્ત્વનિષ્ઠા બહુ કડક હોવાથી આગળ જતાં એટલે લેનિનના મૃત્યુ પછી રાજ્યાધિકારના સ્પર્ધાભર્યા સામનામાં ફેર-નાફેરવાદને લીધે તેનો ટકાવ થઈ શકયો નહિ ને તેને હદપાર થવું પડયું. સિવાય તે બોલ્શેવિકોનો ખરો આગેવાન અને ગરીબોનો ખરો લાગણીવાળો મિત્ર છે.

ટ્રોટ્સ્કીના સ્વભાવમાં થોડા વિરોધી અને પુષ્કળ સારા ગુણોનું મિશ્રણ થયેલું છે. તે જેટલો ચંચળ તેટલોજ કરારી છે. તેની ચંચળતાને લીધે લેનિન 'ટયુશિન વૉરિયર' આમ વિનોદથી કહેતો. પરાક્રમ, શિસ્ત, કલાકૌશલ્યની અભિરુચિ, મનનું મોકળાપણું, સાહસ, સ્પષ્ટવક્તાપણું, અપ્રતિમ બુદ્ધિમત્તા અને વક્તૃત્વ, મજબૂત અને કસાયલું શરીર, દેખાવડી અને નિશ્ચયી મુદ્રા, જન્મજાત સેનાપતિ અને આગેવાન, આવા અનેક ઉત્તમ ગુણ તેનામાં છે. તેને ચાહનારા તો એમ કહે છે કે, તે રશિયાનો નેપોલિયન હોઇ થોડાજ વખતમાં આખા જગતને પોતાના પરાક્રમથી જીતશે, એવી અમને ખાત્રી છે. તે ઉત્તમ સેનાપતિ હોવાથી તેણે રશિયન સૈન્યની વ્યવસ્થા એટલી ઉત્તમ ને એવી સરસ રીતની કરી રાખી છે કે, રશિયન સૈન્યખાતું ને ખુદ સૈન્ય એક ઉત્કૃષ્ટ નમુનારૂપ થઇ પડયું છે. ટ્રોટ્સ્કીની આ સૈન્યવિષયક અભિરુચિનું પરિણામ તેના પોષાકપર સુદ્ધાં થયેલું હોઇ તે હમેશાં સૈનિક પોષાકમાંજ રહેતો હતો. લેનિનના મૃત્યુ પછી સ્ટૅલિન અને ટ્રોટ્સ્કી આ બે તેના મુખ્ય શિષ્યો વચ્ચે ભયંકર ઝટાપટ શરૂ થઇ. સ્ટૅલિન, લેનિનની ન્યુ ઇકોનૉમિક પૉલિસી પ્રમાણે એકનિષ્ઠપણે ચાલનારો છે. ટ્રોટ્સ્કીનું કહેવું એવું હતું કે ઇ૦ ૧૯૨૦ની સાલપર્યંત જે પૉલિસી હતી તેજ કાયમ રાખો. પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરવો ટ્રોટ્સ્કીના તત્ત્વનિષ્ઠ અને એકમાર્ગી મનને બીલકુલ ગમતું નથી; તથાપિ આ નાફેરપણાને લીધેજ તેને લોકમતનો ટેકો ન મળતાં

લોકોએ સ્ટૅલિનનેજ ઉંચકી લીધો. આથી ટ્રોટ્સ્કીનો પૂર્ણ પરાભવ થઇને આજ તે સૈબિરિયામાં હદપારીની શિક્ષા ભોગવી રહ્યો છે.

## સ્ટૅાલિન

બોલ્શેવિક ત્રિમૂર્તિ પૈકી ત્રીજી વીર વ્યક્તિ તે સ્ટૅાલિનની છે. સ્ટૅાલિન નામ પણ લેનિન ટ્રોટ્સ્કીના નામ પ્રમાણે સાંકેતિક નામ છે. તેનું ખરૂં નામ જોસેફ વિસારિઓનોવિચ જુગાવેલી છે. એમ કહેવાય છે કે, જુગાવિલીની લોખંડના જેવી દેહયષ્ટિ અને દઢનિશ્ચયી સાહસી સ્વભાવ જોઇને લેનિને તેનું નામ સ્ટૅાલિન પાડયું. સ્ટૅાલિન શબ્દનો અર્થજ મૂળમાં સ્ટીલ-પોલાદ એવો છે. સ્ટૅાલિનનો સ્વભાવ શાન્ત અને ગંભીર છે. તેને વિશેષ બોલવું ગમતું નથી. રાજકારણની ચળવળમાં બે પ્રકારના લોક નજરે પડે છે. વિશેષ ન બોલનારા ગુપ્તકારસ્થાની અને આવેશયુક્ત ભાષણો આપી લોકોમાં ક્ષોભ ઉત્પન્ન કરનારા પ્રચારક પૈકી સ્ટૅાલિન એ પહેલા પ્રકારનો આગેવાન છે અને ટ્રોટ્સ્કી એ બીજા પ્રકારનો છે. કોઇ પણ જાતની જાહેરાત ન કરતાં મૂંગેમોઢે કામ કરવાની સ્ટૅાલિનને એવી જબ્બર ટેવ છે કે, વર્તમાનપત્રમાં તે કદી લખતો નથી ને સભામાં વ્યાખ્યાનો આપતો નથી. વધુ તો શું પણ રશિયાની બહાર એ વિશેષ પ્રસિદ્ધ પણ નથી.

આવો આ રશિયાનો આજનો અધ્યક્ષ, લેનિનનો મુખ્ય શિષ્ય, ટ્રોટ્સ્કીનો વિરોધી ગુરુબંધુ જોસેફ સ્ટૅાલિન ઇ.સ. ૧૮૭૯ માં કુટેસ નામના પ્રાંતમાં એક ખેડુતના કુળમાં જન્મ્યો. લેનિન જાતિનો સ્લાવ, ટ્રોટ્સ્કી જ્યૂ એમ સ્ટૅાલિન પણ અસલ રશિયન ન હોઇ જ્યોર્જીયન છે. સ્ટૅાલિનના બાપની ઇચ્છા જોસેફે ધર્મશાસ્ત્ર શીખીને પાદરી થવું એવી હતી; પણ ભવિતવ્યતા કાંઈ જૂદીજ હતી. સ્ટૅાલિનના ગુરુજીને આ છોકરામાં કાંઇ જૂદુંજ પાણી દેખાયું ને તે તેનાથી એટલા બ્હીન્યા કે તેમણે સ્ટૅાલિનની ચર્ચશાળામાંથી બહુ ઉતાવળે હકાલટ્ટી કરી નાખી ઇ. સ. ૧૯૦૬—૦૭ માં તે ક્રાન્તિકારકોને મળ્યો ને તેમની લંડન તેમજ સ્ટૅાકહોમની પરિષદોમાં હાજર રહ્યો. ત્યાર પછી ઝારની પોલીસ તેની પાછળ લાગી. ત્યાર પછીનો સન ૧૯૧૭ સુધીનો તેનો ઇતિહાસ ધરપકડ, તુરંગવાસ, હદપારી અને નાસી છૂટવું, આવા પ્રસંગોથી ભરેલો છે. છેવટે ૧૯૧૭ માં તે મિલિટરી રિવ્હોલ્યુશનરી કમિટિમાં એક પ્રમુખ અમલદાર થયો. કૅરેન્સ્કીનો પરાભવ કરીને ક્રેમલિન અને પેટ્રોગ્રેડ હસ્તગત કરવામાં ને છેવટે બોલ્શેવિક સત્તા સ્થાપન કરવામાં લેનિનને ટ્રોટ્સ્કીના જેટલીજ સ્ટૅાલિનની મદદ થઇ હતી. સ્ટૅાલિનની ધાટી અસામાન્ય હતી. તેનો ક્રાન્તિકારકોની સાથે ખરેખરો મેળાપ સન ૧૯૧૭ માંજ થયો ને પોતાની કર્તવ્યગીરીથી તેણે લેનિનની કૃપા એટલી મેળવી કે જેના તેના મ્હોંએ 'લેનિન સ્ટૅાલિનનો વિશ્વાસ રાખે છે, પણ સ્ટૅાલિનને કોઇનો ભરોસો નથી.' આ વાક્ય બેસી ગયું હતું. છેવટે તેને રાજ્યનો યુવરાજ કહેવાને એ લોકોએ કમી કર્યું નહિ.

લેનિનના મૃત્યુ પછી સ્ટૅાલિન, જિનોવિફ અને કામીનીવનો એક પક્ષ અને ટ્રોટ્સ્કીનો એક પક્ષ આવા બે વિરોધી પક્ષ નિર્માણ થયા ને તેમની ઝટાપટ શરૂ થઇ. છેવટે સ્ટૅાલિનનો વિજય થઇને તેણે ટ્રોટ્સ્કીને રાજીનામું આપવાની ફરજ પાડી; એટલુંજ નહિ પણ તેને તેણે સૈબિરિયામાં હદપારી શિક્ષા ભોગવવાને મોકલી દીધો. આજની ઘડીએ સ્ટૅાલિનજ સોવિયેટ રાજ્યનો ચાલક હોઇ તે પોતાના ગુરુ લેનિનના ધોરણ પ્રમાણે રાજકારભાર ચલાવે છે. તેની સાથે સર્વ રશિયન પ્રજા સુપ્રસન્ન છે. તે પોતાના લોકોમાં તો પ્રિય છેજ, પણ પરાયા દેશમાંના લોક પણ તેના પરાક્રમ અને અટલ સત્તાની બાબતમાં સાદર અને સવિસ્મય ઉદ્‌ગાર કાઢે છે. એક સુપ્રસિદ્ધ લેખક તેની બાબતમાં કહે છે:—" એક એશિયાવાસીનો રશિયાપરનો લોખંડી કાબુ તેના પોલાદી નામને સાર્થક કરે છે."

("ચિત્રમય જગત"ના 'રશિયા અંક'માંથી)

# ૭૫–रशियानो शिक्षणप्रयोग

" રશિયામાં આજ બધીજ બાબતોમાં ક્રાન્તિનો અમલ ચાલુ છે, પણ શિક્ષણવિષયક મતમાં તેણે કરેલા ફેરફાર બધાના કરતાં વિશેષ ધ્યાન ખેંચનારા છે. " બ્રિટીશ ટ્રેડ યુનિયનના શિષ્ટમંડળે રશિયામાં ચારે તરફ પ્રવાસ કરી પ્રત્યક્ષ નજરે જોયેલી સ્થિતિનો જે રિપોર્ટ લખ્યો છે તેમાંનાજ આ ઉદ્‌ગાર છે. તેવીજ રીતે અમેરિકાના શિક્ષણપ્રેમી લેખક સ્કૉટ નિયરિંગે પણ રશિયામાં ફરી આવી ત્યાંના શિક્ષણપર જે પુસ્તક લખ્યું છે તેમાં તે કહે છે કે, રશિયા એ આજના જમાનામાં "શિક્ષણવિષયક સર્વ પ્રકારના પ્રયોગોની જગતમાંની અત્યંત મોટી પ્રયોગશાળા હોઈ કલ્પનાની સામે તરતાં ધ્યેયોને કૃતિમાં ઉતારવાનો રશિયન લોકોનો આત્મવિશ્વાસ અને ભગીરથ પ્રયત્ન જોઇને મન આશ્ચર્યચકિત થઈ જાય છે. " આવી જાતના નવલ ઉદ્‌ગાર જે શિક્ષણ-પ્રયોગની બાબતમાં સંભળાય છે, તે શિક્ષણપ્રયોગમાંનું વૈશિષ્ટ્ય તે શું છે, એ વધુ નહિ તો કલ્પનાવડે પણ જાણવું આપણા હિંદુસ્થાનમાંના શિક્ષકોને જરૂરનું છે. તો પુસ્તકવાચનથી અને મને આવેલી કલ્પના આજના 'રશિયા અંક'ને નિમત્તે મારા વ્યવસાયબંધુઓની સામે સંક્ષેપમાં રજુ કરવાનો પ્રયત્ન કરૂં છું.

હમણાંની નવી એટલે મજુર સરકારે શિક્ષણક્ષેત્રનું નિરીક્ષણ કરતાંની સાથે તેની આંખમાં પ્રથમ જે બાબત વિશેષ ખુંચી તે નિરક્ષરતાનું ભયંકર પ્રમાણ. થોડામાં કહીએ તો આ બાબત-માં રશિયા, હિંદુસ્થાનના ઉત્તર તરફનો ભાગ શોભવા જેવોજ હતો.

પહેલાંનું ઝારનું રાજ્ય એટલે તે 'સ્વ'રાજ્યજ, છતાં પણ આ 'સ્વ'રાજ્યના એક ફરમાનમાં સ્પષ્ટ લખ્યું છે કે, મીઠું જેમ થોડા પ્રમાણમાં વાપરવાથી તે ઉપયુક્ત ઠરે છે, તેવુંજ શિક્ષણનું પણ. કંઇ થોડા લોકોને તેની આવશ્યકતાઓનું તારતમ્ય જોઇને તે આપવામાં આવે તોજ તે ફાયદાવાળું, નહિ તો સૌ કોઇને લખતાં વાંચતાં શીખવવામાં આવ્યું તો અનર્થ થશે. નવી સરકારને આ ગર્ભિત અનર્થનો અર્થ સારી રીતે સમજાયો ને તેણે માત્ર દશ વર્ષની અંદર સેંકડે ૧૦ સાક્ષર ને ૯૦ નિરક્ષર આ પહેલાંનું પ્રમાણ બરાબર ઉલટું કરી બતાવ્યું છે. સિવાય શિક્ષણમાં માત્ર શાળામાંનું પાટી-પેનનું શિક્ષણ એટલોજ અર્થ ન લેતાં તેમાં મતપ્રચારનાં સર્વ સાધનોનો અંતર્ભાવ કરવાનું તેણે યોજ્યું ને એ યોજના પ્રમાણે રશિયાના શિક્ષણખાતામાં હમણાં શાળા, વર્તમાનપત્ર, સિનેમા અને નાટકગૃહો, આ બધાનો એકસમવાયે અંતર્ભાવ કરવામાં આવે છે. તેવીજ રીતે આ બધામાંથી કયા મતોનો પ્રચાર કરવામાં આવવો જોઇએ તે, આ બધાઓના પ્રતિનિધિઓની સામુદાયિક કમિટિ તરફથી નક્કી કરવામાં આવે છે.

આ ચતુષ્ટય પૈકી શાળામાંના શિક્ષણસંબંધેજ બે શબ્દ લખવાના છે. રશિયામાંની સરકાર એ નિઃસીમ ધ્યેયવાદી હોઇ સામયિક માલમત્તાના વિશિષ્ટ તત્ત્વપર તેને સમાજની પુનર્ઘટના કરવાની છે. આ પુનર્ઘટનાનો પ્રયોગ યશસ્વી કરવાને લશ્કરી સામર્થ્ય આવશ્યક છે. આ જેવો તેનો સિદ્ધાંત છે, તેવોજ તે પ્રયોગની બાબતમાં જનતાના મનમાં યોગ્ય આદર ઉત્પન્ન કરવા સારૂ લોકશિક્ષણના બધા અંગોનો બહુ મોટો ઉપયોગ થાય એમ છે, એવો પણ તેનો દૃઢ વિશ્વાસ છે–અર્થાત્ વગરવાહનના, મોળા, નિરાકાર ' ઉદાર ' શિક્ષણને માટે તેને જરા જેટલોએ પ્રેમ નથી. રાષ્ટ્રનાં ધ્યેયોને મૂર્ત સ્વરૂપ આપવાનું શિક્ષણ એ એક પ્રમુખ સાધન છે, એમ તે માને છે ને એ મતને અનુસરી શિક્ષણમાંની પ્રત્યેક નાની મોટી બાબતો મુખ્ય મધ્યવર્તી ધ્યેયને પોષક થાય એવી રીતની ઠરાવવાનો તેનો પ્રયત્ન છે.

શિક્ષણપદ્ધતિમાં પારખવાની બાબતો બે. એક શિક્ષણક્રમ ને બીજી શિક્ષણસંસ્થાની ઘટના અને કારભાર.

શિક્ષણક્રમ સંબંધે લખવું એટલે પ્રથમ મહત્ત્વની બાબત એ કે, શિક્ષણની શરૂઆત બાળક-નાજ જન્મથીજ થાય છે, એમ કહીએ તો ચાલે. " प्रजानां विनयाधानात् रक्षणाद्भरणादपि "

આ કાલિદાસોક્તિ પ્રમાણે બાળક જન્મે ત્યારથી તેની તમામ કાળજી સરકારે એટલે સમાજે રાખવી એવું તેમનું નિદાન ધ્યેય છે—અર્થાત્ પહેલાં ત્રણ વર્ષસુધી બાળક આરોગ્ય મંડળની દેખરેખ નીચે હોય છે. પછી ત્રણથી આઠ વર્ષની વય સુધી કિંડરગાર્ટન નિશાળોમાં તેની વ્યવસ્થા કરવામાં આવે છે. આ પદ્ધતિમાં છોકરાંઓને હરવાફરવાને ને રમવાને જોઈતા બગીચા અને મેદાનો પ્રત્યેક નિશાળોનાં સ્વતંત્ર હોઈ કેટલાકોના મળીને એકત્ર પણ હોય છે. સર્વ વ્યવહારની અંદર સામયિકપણું ને સહકાર્ય એ ધ્યેય હોવાથી તૂટકપણું જેટલું નષ્ટ કરી શકાય તેટલું કરવાનો પ્રયત્ન છે.

પછી ૮ થી ૧૫ વર્ષની વયપર્યંતનાં બાળકોને માધ્યમિક નિશાળોમાં દાખલ કરવામાં આવે છે. ૧૫ થી ૧૯ પર્યંત પ્રત્યેકને કંઇ ને કંઇ ધંધો શીખવો પડે છે. બીજા વર્ષે એ ધંધાનાં કારખાનાંઓમાં પ્રત્યક્ષ કામ કરવું પડે છે. તે કામ થોડું ઘણું હાથેથી કર્યું ને ધંધાની પ્રત્યક્ષ પિછાન થઈ ગઈ કે વીસમે વર્ષે એ ધંધાનું ઉચ્ચ શિક્ષણ લેવા સારૂ વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ મળે છે. વિશ્વવિદ્યાલયનું શિક્ષણ પૂરૂં થયા પછી જેમને ઉચ્ચ સંશોધન કરવાનું હોય છે, એવાઓને માટે સંશોધન સંસ્થાનીએ વ્યવસ્થા છે. માત્ર આ સંસ્થા સુદ્ધાં વ્યવહારશૂન્ય પંડિતો ન થાય એટલા સારૂ તેની વ્યવસ્થા જૂદાં જૂદાં કારખાનાંઓમાંજ કરેલી હોય છે. સંશોધન માટે ખાસ શિષ્યવૃત્તિઓ હોય છેજ; પણ ઇતરત્ર સુદ્ધાં શિક્ષણ સંસ્થાઓમાં ગરીબને માટે ફીનું નામ પણ નથી હોતું. અર્ધશ્રીમંતોની પાસેથી અત્યાર સુધી ફી લેવાય છે ને અસલ ખાનદાન શ્રીમંતોને શિક્ષણ સંસ્થામાં આવવાનોજ પ્રતિબંધ છે—અર્થાત્ આ સંક્રમણાવસ્થાની યોજના છે. આજની મજુરોની સરકાર પૂર્ણપણે સ્થિરસ્થાવર થાય અને સામયિક માલીકનું તત્ત્વ વ્યવહારમાં ખુલ્લી રીતે ખોળવા લાગે, એટલે બધોજ વ્યવહાર પૈસા સિવાય થઈ શકશે, એવી કલ્પના છે. આજ ફી લે છે તે સુદ્ધાં માફકસરજ હોય છે. કિંડરગાર્ટનની શાળાના પ્રત્યેક વિદ્યાર્થી પાછળ દર મહિને માત્ર બે રૂબલ એટલે સરાસરી ત્રણ રૂપિયા ખર્ચ આવે છે; અને આ ખર્ચ સુદ્ધાં એકલા શિક્ષણનો નહિ પણ રહેવા તેમજ ભોજનખર્ચ વગેરેનો મળીનેજ હોય છે.

અભ્યાસક્રમમાં પણ નવીનતા નજરે પડે છે તે એ કે, આપણી શાળાઓની પેઠે ગણિત, ભૂગોળ, ડ્રૉઇંગ વગેરે વિષય બીલકુલજ દેખાઈ આવતા નથી. એટલે આ સર્વમાન્ય વિષયોનું શિક્ષણ આપવામાં આવતું ન હોઇ આખા જગથી વિરુદ્ધ એવું કંઇ પણ જૂદુંજ શીખવવામાં આવે છે, એવો તેનો અર્થ નથી; પણ આપણે જેમ પ્રત્યેક ધોરણમાં અમુક વિષય શીખવવા એમ ઠરાવીએ છીએ, તેવી વ્યવસ્થા રશિયન કાર્યક્રમમાં નથી. પ્રત્યેક ધોરણની અંદર વ્યવહારમાં નડનારા અમુક અમુક પ્રશ્ન ઉકેલતાં શીખવવું એવો તેમનો મત છે. આપણે ત્યાં અંગ્રેજી ચોથા ધોરણમાં વિદ્યાર્થીએ પ્રવેશ કર્યો કે તેને બીજગણિત, ભૂમિતિ વગેરે નવા વિષય શીખવા પડે છે કિંવા આગળ જતાં ઇંગ્લંડનો ઇતિહાસ, રસાયણશાસ્ત્ર વગેરે વિષય પણ તેની સામે આવીને ઉભા રહે છે; પણ રશિયન શિક્ષણના નિષ્ણાતોની વિચારસરણી એવી છે કે, છોકરાને પ્રથમ આજુબાજુના વ્યવહારનું નિરીક્ષણ કરવાને શીખવવું, એ મુખ્ય બાબત. પછી તે નિરીક્ષણ શરૂ થયું કે તેને અનેક અડચણો ભાસવા લાગશે; અને એ અડચણો જેમ જેમ ભાસતી જશે, તેમ તેમ તેમાંથી પાર પડવાનું જ્ઞાન આપી શકાય એવો કાર્યક્રમ આંકવો જોઇએ. અને એને માટે વિષય નીમવાને બદલે વ્યાવહારિક પ્રશ્નસમુદાય (પ્રૉબ્લેમ્સ) નીમવા એવો તેમનો મત છે—અર્થાત્ કેટલીક મર્યાદાની પેલી તરફ કે જ્યાં પ્રાવીણ્યનિષ્ઠ શિક્ષણની શરૂઆત થાય છે ત્યાં પ્રશ્ન ઉપરથી વિષય ઉપર પુનઃ કૂદકો મારવો પડશેજ; પણ સાધારણતઃ માધ્યમિક શાળામાંના અભ્યાસક્રમમાં વિષયના કરતાં વ્યાવહારિક પ્રશ્નોથી વિદ્યાર્થીઓને વધુ કાર્યક્ષમ શિક્ષણ મળે છે, એવો રશિયનોનો મત છે, તેનો વિચાર કરવો.

પણ વ્યાવહારિક પ્રશ્ન સુદ્ધાં ચુંટવા કેવી રીતે? તો તેની પસંદગી કરતી વખતે મુખ્ય ધ્યેય તરફ લક્ષ રાખીને ત્રણ ક્ષેત્રો પસંદ કરવામાં આવ્યાં છે. તે એ કે, સૃષ્ટિવિજ્ઞાન, સમાજવિજ્ઞાન અને ધંધાવિજ્ઞાન. સમાજ, સૃષ્ટિ અને ધંધો, આ ત્રણનું જ્ઞાન વ્યક્તિમાત્રને હોવું આવશ્યક છે. આને મૂળભૂત સિદ્ધાંતતરીકે સ્વીકારીને એનાપર સર્વ શિક્ષણક્રમની રચના કરવામાં આવી છે.

(જૂના ઇતિહાસ–ભૂગોલાદિ વિષય કાઢી નાખીને સમાજ, સૃષ્ટિ અને વૃત્તિ, આ ત્રણ નવા વિષયજ રજુ કર્યા છે, એમ કહીએ તોપણ ચાલે.) આ નવી રચના પ્રમાણે અભ્યાસક્રમ કેવી રીતે આંકે છે એની કલ્પના આવવા સારૂ આશરે ચૌદ પંદર વર્ષની વયના–એટલે આપણે ત્યાંના લગભગ મૅટ્રિકના કહોને–વિદ્યાર્થીને શું શું શીખવું પડે છે તે જોઇએ.

(૧) પ્રથમ સૃષ્ટિવિજ્ઞાનના સદર નીચે વિષય લખ્યા છે તે આવાઃ—

અ— મનુષ્ય અને ઢોરઢાંખરનો જીવનક્રમ સમજવાને આવશ્યક રસાયન–અને પદાર્થ–વિજ્ઞાનશાસ્ત્ર.

આ—ખાણો, ખનિજપદાર્થ અને જ્વાલાગ્રાહી, એનું સામાન્ય જ્ઞાન અને રશિયામાંની ખાણો–સંબંધે વિશેષ જ્ઞાન.

ઇ—ઉદ્યોગધંધામાં થતાં જનાવરો અને ખેતીવાડીનો માલ.

ઈ—પ્રાણિસૃષ્ટિમાંના માનવોનું સ્થાન–શારીર શાસ્ત્ર.

ઉ—શારીરિક અને માનસિક આરોગ્ય.

(૨) બીજું સદર ઉદ્યોગધંધાનું. એમાં નીચેની બાબતોનો સમાવેશ દેખાઈ આવે છેઃ–

અ—ખાણોમાંથી ખનિજપદાર્થ કાઢવાનું જ્ઞાન.

આ—નાની સરખી દુકાન કિંવા મોટું કારખાનું કેવી રીતે ઉભું કરવું અને ચલાવવું એનું જ્ઞાન. રશિયામાંનાં તેમજ બહારનાં કારખાનાંઓસંબંધી માહિતી. ઉદ્યોગધંધામાં તેમજ ઇતરત્ર કારખાનાંઓસંબંધી માહિતી. ઉદ્યોગધંધામાં જોઇતાં રસાયનો તથા યંત્રોની માહિતી.

ઇ—ખેતીવાડીમાં જોઈતું પ્રયોગજ્ઞાન.

ઈ—માનવવંશની દૃષ્ટિએ ભૂગોલનું જ્ઞાન. વ્યક્તિ અને સમાજ એ પરિસ્થિતિ ઉપજીવ્ય છે' એની સમજણ.

ઉ—ધંધામાંનું આરોગ્ય અને સ્વચ્છતા.

(૩)—ત્રીજું સદર સમાજજ્ઞાનનું. એમાં નીચેની બાબતો નજરે પડે છેઃ—

મજુર અને મુડીવાળા, રોજંદારી અને મુડીશાહી, ખાનગી માલીકી અને મજુર–મજુરવર્ગની ખરી સ્થિતિ, થાપણવાળા અને જાગીરદારોની એકતા, મર્યાદિત રાજસત્તા, પૈસાવાળાઓના હાથમાં રમનારી નકલી લોકશાહી, અનર્થાવહ હરિફાઇ, મુડીવાદી અને મજુર વચ્ચેનો ઝગડો, ચાર્ટિસ્ટોની ચળવળ, ૧૮૪૮ ના વર્ષનો ઈતિહાસ, કમ્યુનિસ્ટોનું જાહેરનામું, મજુરોની સર્વરાષ્ટ્રીય સંસ્થા, ટ્રેડ યુનિયન્સ, રાજકીય પક્ષાપક્ષ, રશિયામાંની ૧૯૦૫ અને ૧૯૧૦ માંની ક્રાન્તિ વગેરે.

શિક્ષણક્રમનું સ્વરૂપ લક્ષમાં આવવાને આટલો નમુનો બસ થશે.

આ શિક્ષણક્રમના અભ્યાસસંબંધે હમણાં હમણાં વિશેષ ગાજી રહેલી જે ડૅાલ્ટન પદ્ધતિ તે સંબંધે રશિયામાં અનુભવ લઇ જોતાં રશિયનોનો એ પદ્ધતિસંબંધે એવો ગ્રહ થયો કે, એ પદ્ધતિમાં વિદ્યાર્થીને સ્વતંત્ર અભ્યાસ આંકી લેવો એ જે વિશેષ છે, એનાથી એકત્ર કામ કરવાની અભિરુચિ ઉત્પન્ન થતી નથી. વ્યક્તિ એ સ્વતંત્ર ન હોઇ સમાજનો ઘટક છે, એ રશિયન ધોરણમાંનું મહાસૂત્ર છે. આ ધોરણના વિરોધીતરીકે ડૅાલ્ટન પદ્ધતિને તેમણે છોડી દીધી છે. અહીં માત્ર એ કહેવું જોઇએ કે, નવા પ્રયોગ કરવાની રશિયનોને કેટલીએ હોંશ હોય, તોપણ શિક્ષણક્ષેત્રમાંનાં અમેરિકન પ્રયોગોનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યા પછીજ તે નવા પ્રયોગમાં હાથ ઘાલે છે. અસ્તુ. હવે શિક્ષણસંસ્થાના કારભાર તરફ વળીએ. આ બાબતમાં મુખ્ય બીના એ છે કે, સંસ્થાના મુખ્ય ચાલક મંડળમાં બધા શિક્ષકો તો બેસે છેજ; પણ એ સિવાય પાલકોના પ્રતિનિધિ, એ જીલ્લામાંનાં કારખાનાંઓના પ્રતિનિધિ ને છેવટે વિદ્યાર્થીઓના પ્રતિનિધિઓ સુદ્ધાં એમાં સમાવિષ્ટ હોય છે. રોસ્ટાવ્હની એક શાળાના મંડળમાં ૭૨ સભાસદ હોઇ તેમની વહેંચણી ૩૭ શિક્ષક, ૨૫ વિદ્યાર્થી, ૩ પાલક તેમજ જીલ્લામાંનાં કારખાનાં, નગરમંડળ, મજુરસંઘ, શાળામાંનો શિક્ષકેતર કામકારવર્ગ, તરુણ કમ્યુનિસ્ટ ને પાયોનિયર વિદ્યાર્થી વગેરે તરફથી એકેક પ્રતિનિધિ, આવી કરેલી છે. મોસ્કોમાં આવેલી ' એડિસન શાળા'ના ચાલકમંડળમાં ૫૦ શિક્ષક, શાળાનો ડૅાક્ટર, શાળાના કામગારોનો ને જીલ્લામાંની કમ્યુનિસ્ટ પાર્ટીનો એક એક પ્રતિનિધિ, ૧૨ વિદ્યાર્થી અને ૧૫ પાલક આટલાનો સમાવેશ કરવામાં આવેલો જણાઇ આવે છે. ઠેકઠેકાણાનાં કારખાનાંઓનો ને શાળા-

ઓનો સંબંધ જોડાયલો હોવાનું સર્વત્ર નજરે પડે છે.

છેવટે વિદ્યાર્થીઓની સાથે બે શબ્દ બોલીને નિશાળમાંથી બહાર પડીએ.

કોઈ પણ સદ્‌ગૃહસ્થ શાળા જોવા સારૂ જાય એટલે શાળા બતાવવાને તેની સાથે પ્રિન્સિપાલ ન જતાં તેને વિદ્યાર્થીને હવાલે કરવામાં આવે છે. તે એકાદા વર્ગના દરવાજા પાસે ગયો કે અંદરથી શિક્ષક બહાર ન આવતાં વર્ગનો મૉનિટર બહાર આવે છે ને જોવા આવનાર ગૃહસ્થની બધી વ્યવસ્થા કરે છે. એક સદ્‌ગૃહસ્થ એક વર્ગ પાસે પહોંચતાં એક પ્રૌઢ વિદ્યાર્થી બહાર આવ્યો અને હસ્તાન્દોલન થયા પછી તેમની વચ્ચે બહુ મનોરંજક સંભાષણ થયું.

**ગૃહસ્થ**—મને વર્ગની પાસે આવેલો જોતાંજ માસ્તરની પરવાનગી સિવાય તમે એકદમ વર્ગની બહાર કેવી રીતે આવ્યા?

**વિદ્યાર્થી**—કેમ વારૂ? આવેલા મહેમાનને મારો વર્ગ બતાવવો એ મૉનિટરતરીકેનું મારૂં કામજ છે. આવી બાબતમાં અમે ગુરુજીને તસ્દી આપતા નથી.

"બીજી કયી કયી બાબતમાં તમે ગુરુજીને તસ્દી આપતા નથી?"

"'તસ્દી' શબ્દ મેં ખરા ભાવથીજ વાપર્યો છે; અને તમને કહું છું કે, શાળામાંનાં ઘણાંખરાં કામો વિદ્યાર્થીજ ઉકેલી લે છે. જ્ઞાનદાનના મુખ્ય કામસિવાય બીજી બાબતોમાં અમે ગુરુજીપર બોજો નાખતા નથી."

"અને શિસ્ત-વ્યવસ્થા-લાવવાનું કામ? એ બાબતમાં પણ ગુરુજીનો ભાર હલકો કરો છો?"

"જોઇએ તો મશ્કરી કરો, પણ શિસ્ત શું અમારી અમારાથી ન લાવી શકાય કે? મારી આ નિશાળમાં તો વ્યવસ્થા વગેરેનું કામ અમેજ કરીએ છીએ."

"અને તેનો ભંગ થાય તો?"

"ભંગ થાય છેજ. મૂળમાં બહુ થોડી વાર; કારણ વિદ્યાર્થીઓનાજ ઉપર તે કામ પડવાથી તેનું મહત્ત્વ તેમને સમજાય છે અને એકાદ કોઇ એવો ઉદ્ધત નીકળ્યોજ તો તેની તપાસ અમે અમારી કમિટિ આગળ કરીએ છીએ."

"અને ત્યાં નિર્ણય ન થયો તો!"

"એવું ક્વચિતજ બને છે. મને એકજ પ્રસંગ યાદ છે. એ પ્રસંગે અમે તે બાબત શાળાની કાર્યકારી કમિટિ આગળ રજુ કરી હતી."

"એ કમિટિમાં કોણ કોણ હતું?"

"મુખ્ય અધ્યાપક, બીજા એક શિક્ષક અને હું (જરા સંકોચ પામતાં) એટલે વિદ્યાર્થીઓની કમિટીનો અધ્યક્ષ. આજ સુદ્ધાં હું અધ્યક્ષ છું."

"વાહ! અધ્યક્ષ સાહેબ! આપ આ કમિટિમાં તમારા ગુરુજીની ખુરશીની જોડે ખુરશી મૂકીને બેસો છો ત્યારે?"

"કાં, તમને એમાં નવાઇ જેવું લાગ્યું? તમારા દેશમાં એવો ચાલ નથી એમ લાગે છે!"

"વારૂ, પ્રેસિડેંટ સાહેબ! તમારીજ આ કમિટિઓ અને મિટિંગોને લીધે તમને અભ્યાસનો વખત કેવી રીતે મળે છે?"

"એટલે? કમિટિમાં બેસવું એ અભ્યાસ નહિ કે? આ એક શિક્ષણનો ભાગજ છે."

"પણ તે એકલા પ્રતિનિધિનેજ મળે, બાકીનાઓને?"

"કેમ વારૂ! અમારી શાળામાં અનેક જૂદી જૂદી કમિટિઓ હોઇ સૌ કોઇને કામ કરવુંજ પડે છે. આગળ ઉપર મોટા થયા પછી અમને આ કામો કરવાંજ પડે છે. એનું શિક્ષણ અમે અત્યારથીજ લઇએ છીએ અને એટલાજ સારૂ શાળામાંની કમિટિઓ સિવાય દેશમાંની કમ્યુનિસ્ટ વગેરે રાજકીય સંસ્થાઓના પણ અમે સભાસદ થઇએ છીએ."

"એમ, રાજકારણની પણ મના નહિ?"

"કેમ ચમક્યા જેવા દેખાઓ છો!"

"કંઈ નહિ કહું........" ("ચિત્રમય જગત"ના 'રશિયા અંક'માંથી)

# ७६-आधुनिक जापान तथा इसकी शिक्षा-पद्धति

જાપાન મેં તીન હજાર સે અધિક દ્વીપ હૈં. યે દ્વીપ જ્વાલામુખી શક્તિયોં કે ફલસ્વરૂપ હૈં. આજ ભી પ્રચૂર જ્વાલામુખી પર્વત ઇસિ દ્વીપ-પુંજ મેં વર્તમાન હૈ. પ્રાયઃ પચાસ જ્વાલામુખી પર્વત ઇસિ સમય ભી અપને ઉત્તાપ સે વહાં કે નિવાસિયોં કો સંતપ્ત કર રહે હૈં. સન્ ૧૮૮૪ ઔર ૧૯૦૫ ઇસ્વી કે બીચ ૩૦,૬૮૦ ભૂકંપ હુએ! ચાર સે અધિક ભૂકંપ પ્રત્યેક દિવસ હુઆ કરતે હૈં. ફલતઃ મકાન ગિર પડતે હૈં ઔર બહુસંખ્યક મનુષ્યોં કી મૃત્યુ હોતી હૈ.

ઇન ભૂકંપોં તથા જ્વાલામુખી પર્વતોં ને જાપાન કો સંપન્ન બના દિયા હૈ. ઇસે ગંધક તથા ધાતુસંબંધી નિર્ઝરોં સે પરિપૂર્ણ કર દિયા હૈ. ભૌકંપિક પદાર્થ પૃથ્વી કો ઉપજાઉ બના દેતે હૈં. વિવિધ ભાંતિ કે ધાતુ યથા સોના, ચાંદી, તાંબા, ટીન, લોહા, પેટ્રોલિયમ તથા કોયલા ઇસ દ્વીપ મેં ઇન પ્રાકૃત ઘટનાઓં હી કે કારણ પાએ જાતે હૈં. જાપાન કે ચારોં ઓર કા સમુદ્ર મછલિયોં સે પરિપૂર્ણ હૈ. × × × ઇસ દ્વીપ કા ક્ષેત્રફલ ૧,૪૨,૦૦૦ વર્ગમીલ તથા ઇસિકી જનસંખ્યા સન્ ૧૯૨૦ ઇસ્વી કી જનસંખ્યા કે અનુસાર ૫,૫૯,૬૧,૧૪૦ હૈ. સમસ્ત જાપાની-સામ્રાજ્ય કી જનસંખ્યા (કોરિયા, ફોરમોસા તથા સંઘેલિયન દ્વીપાદિ કે સાથ) સાત કરોડ સત્તર લાખ હૈ; પર સન્ ૧૯૨૩ ઇસ્વી કે ભીષણ ભૂકંપ કે કારણ પાંચ લાખ મનુષ્ય વિનષ્ટ હો ગએ. સન્ ૧૯૨૭ ઇસ્વી મેં ભી ઐસા ભૂકંપ હુઆ કિ ૬૫૦૦ મનુષ્યોં કી મૃત્યુ હો ગઇ.

ઇંગ્લેંડ તથા જાપાન મેં બહુત કુછ સાદસ્ય હૈ. (૧) ઇંગ્લેંડ કી જલવાયુ ઉષ્ણસ્રોત કે દ્વારા ઉષ્ણત્વ કો પ્રાપ્ત હોતી હૈ. જાપાન કી જલવાયુ કો ક્યૂરોશિયો સ્રોત ગર્મ કરતા હૈ. (૨) સ્પેન કે દુર્દમનીય એરમડા ને ઇંગ્લેંડ પર સોલહવીં શતાબ્દી મેં આક્રમણ કરને કી ઉત્કટ અભિલાષા સે સ્પેન છોડા. ૧૩ વીં શતાબ્દી મેં કુબ્લાખાં ને એક ભયંકર મંગોલ પોતપુંજ જાપાન કે વિરુદ્ધ ભેજા થા. દોનોં પોતપુંજ ધ્વંસ કો પ્રાપ્ત હુએ. (૩) જિસ પ્રકાર અંગ્રેજજાતિ ભિન્ન ભિન્ન જાતિયોં કે મિશ્રણ સે બની હૈ; ઉસી પ્રકાર જાપાની જાતિ કા ભી નિર્માણ હુઆ હૈ. કેલ્ટ, સૈક્સન, એંગિલ્સ, જુટ, ડેન તથા નોર્મન જાતિયોં કે સંયોગ સે અર્વાચીન આંગ્લ-જાતિ કાયમ હુઇ હૈ. જાપાની જાતિ ભી ચીન, મલાયા પ્રાયદ્વીપ, તતાર, મંગોલિયા તથા ન્યૂનાંશ ભારત કી જાતિયોં કે અંશ સે બની હૈ. (૪) સામુદ્રિક સમર મેં દોનોં જાતિયોં ને અપની દૃઢતા, અધ્યવસાય, પરાક્રમ તથા દૂરદર્શિતા કા પ્રગાઢ પરિચય દિયા હૈ. (૫) દોનોં દેશોં મેં વર્તમાન રાજવંશ કે સમ્રાટોં ને પ્રારંભકાલ સે ઇસ સમય તક શાસન કા ભાર વહન કિયા હૈ.

જાપાની જાતિ મેં જો બાત બડે માર્કે કી પાયી જાતિ હૈ, વહ ઇસકી દેશભક્તિ તથા રાજ-ભક્તિ હૈ. યે દો સદ્ગુણ પ્રસ્તર કી નીંવ હૈ; જિસ પર સમસ્ત આધુનિક જાપાન-સામ્રાજ્ય કા પ્રાસાદ નિર્મિત હુઆ હૈ. જબ કોઇ વિદેશી યાત્રી જાપાની વિદ્યાર્થી સે પૂછતા હૈ કિ તુમ્હારે જીવન કી સર્વશ્રેષ્ટ અભિલાષા ક્યા હૈ? તબ વહ ઇસકા ઉત્તર વિનીતભાવ સે દર્પસમન્વિત શબ્દોં મેં દેતા હૈ. ઇસિકા ઉલ્લેખ ઉસીકે શબ્દોં મેં કરના ન્યાયસંગત પ્રતીત હોતા હૈ. 'અપને સમ્રાટ્ તથા અપને દેશ કે વૈભવ કે નિમિત્ત જીવન કો બલિદાન કરને કે લિયે હમ એક અવ-સર ચાહતે હૈં.' કૈસા આદર્શ હૈ! કૈસી ભક્તિ હૈ! કૈસા પ્રેમ હૈ! ઇસે સહૃદય પાઠક સ્વયં વિચા-રેંગે. જાપાનનિવાસિયોં કી યહ અટલ ધારણા હૈ કિ વે એક પરિવાર કે સદસ્ય હૈં; ઔર ઉનકે સમ્રાટ્ ઉસ વિસ્તૃત પરિવાર કે અધિપતિ હૈ. વે કિસીકો અપના સમ્રાટ્ કે આસન સે ઉચ્ચ આસન પર બૈઠા દેખના નહીં ચાહતે. વે સમ્રાટ્ કો જીવિત ઇશ સમઝતે હૈં. વે પુરાતન શાસકોં કી સમાધિભૂમિ કા સમ્માન કરતે હૈં. ઉનકા વિશ્વાસ હૈ કિ વે સમાધિસ્થ શાસક જાતીયતા કે સંપૂર્ણ પ્રશ્નોં પર પ્રસન્નતા પ્રાપ્ત કરતે હૈં. જબ વે કિસી જાતિ સે યુદ્ધ છેડને લગતે હૈં અથવા સંધિ સંસ્થાપિત કરના ચાહતે હૈં, તો વિધિપૂર્વક ઇન પ્રશ્નોં સે વે અવગત કરાયે જાતે હૈં, પુનઃ

સંગ્રામ ઔર સંધિ કે કાર્યોં મેં ઉનકા આશાવાદ અપેક્ષિત હૈ. અસ્તુ.

જાપાની સ્વભાવતઃ પ્રસન્નચિત્ત હોતે હૈં. સાધારણ સે સાધારણ જાપાની ભી જીવનયાત્રા પ્રસન્નતાપૂર્વક કરતા હૈ. જાપાની વિદ્યાર્થી કૉલેજ કી ફીસ (શુલ્ક) ચૂકાને કે લિયે રાત અથવા દિન કે કિસી ભાગ મેં કુલી તક કા કામ કરતે હૈં. વે કિસીસે કુછ માંગના ધર્મવિરુદ્ધ સમઝતે હૈં. રાસ મસૂદ સાહબ અપને ગ્રંથ જાપાની શિક્ષા-પદ્ધતિ મેં લિખતે હૈ કિ ઉન્હોંને ટોકિયો વિશ્વવિદ્યાલય કે એક વિદ્યાર્થી કો કુછ આર્થિક સહાયતા પહુંચાને કી ઇચ્છા પ્રકટ કી. ઉસ વિદ્યાર્થી ને જો આત્મસમ્માન કા પરિચય દિયા હૈ, ઉસે ઉલ્લિખિત કરના અસંગત પ્રતીત ન હોગા.

'મહાશય! મેરી નાડિયોં મેં પુરાતન જાપાનીય વીરોં કા રક્ત પ્રવાહિત હો રહા હૈ. અતઃ બિના કિસીકે સહાય હો યથાસાધ્ય વીરતાપૂર્વક ઉન બાધાઓં કા સામના કરના મેરા ધર્મ હૈ, જો બાધાએં મેરે માર્ગ મેં ઉપસ્થિત હોગી.' ઉસ જાતિ કા રાજનીતિક તથા આધ્યાત્મિક અધઃપતન કભી સંભવ નહીં; જિસ રાષ્ટ્ર કે પ્રત્યેક મનુષ્ય મેં ઐસા અગાધ સ્વદેશપ્રેમ ઔર અટૂટ સ્વાવલંબન ભરા હુઆ હૈ.

પુરાતન જાપાન કે સૈમુરાય કો જો શિક્ષા દી જાતી થી, વહ પ્રાચીન ભારત કે ક્ષત્રિયોં કી શિક્ષા સે બહુત સાદૃશ્ય રખતી હૈ. જિસ પ્રકાર સૈન્યવૃત્તિ કો ન્યૂનાધિક ભારતીય ક્ષત્રિયોં ને અપના લિયા થા; ઉસી પ્રકાર જાપાની સૈન્યવિભાગ કા કાર્ય્ય સૈમુરાય હી કે બીચ સીમાબદ્ધ હો ગયા થા. ઈસી સૈમુરાય શિક્ષા ને વીસવીં શતાબ્દી મેં એક અપૂર્વ રાષ્ટ્ર કા સૂત્રપાત કિયા.

એક સૈમુરાય દુઃખ તથા સુખ કો સહન કરને કે લિયે શિક્ષા પાતા થા. અશાંત તથા ઘબરાહટ કે ચિહ્ન બિના પ્રકટ કિયે હી વહ વિપત્તિ કા સામના કરતા થા. આજ ભી વે હી ગુણ જાપાની સિપાહિયોં મેં પાયે જાતે હૈં. આર્થર કે કિલે પર જાપાનિયોં ને જો વીરતા પ્રદર્શિત કી થી, ઉસકા સાક્ષી સમસ્ત સભ્ય સંસાર હૈ. જબ આર્થર બંદરગાહ કો જીતને કે લિયે સ્વયંસેવકોં કી આવશ્યકતા ઉપસ્થિત હુઇ તબ ૨૦૦૦ સે અધિક જાપાનિયોં ને ઇસ ભયાનક કાર્ય કે લિયે અપને કો સમર્પિત કર દિયા; ઔર કિતને વીરોં ને તો જંઘે કે ખૂન સે દરખાસ્ત લિખી થી!

જાપાન મેં મનુષ્ય કા યહ અનિવાર્ય કર્તવ્ય હૈ, કિ વહ અપને સ્વાર્થ કા સર્વસાધારણ કે કલ્યાણ કે લિયે તિલાંજલિ દે. પ્રાચીન જાપાની સૈમુરાય કયા સ્ત્રી, કયા પુરુષ, કયા બચ્ચે—સભી અસ્ત્રપ્રયોગ તથા તલવાર-સંચાલન કી શિક્ષા પાતે થે. ઉનકે સમ્માનધર્મ મેં યહ બાત ઉલ્લિખિત થી કિ કોઇ સૈમુરાય સંગ્રામ મેં શત્રુ કો પીઠ ન દિખાવે. જાપાન કે ઇતિહાસ મેં ઐસે હજારોં દૃષ્ટાંત હૈં, કિ જાપાની સિપાહી તથા કપ્તાનોં ને આત્મ-હત્યા તક કર દી હૈ; પર વે પરાભૂત હો કર રણક્ષેત્ર સે નહીં લૌટે હૈં.

આજ ભી જાપાનિયોં કી યહ ધારણા હૈ, કિ શત્રુકૃત અપમાન કા બદલા દો પ્રકાર સે લિયા જા સકતા હૈ. એક તો વે ઉસકી હત્યા કર બદલા ચૂકાતા હૈ, જો ઉન્હેં અપમાનિત કરતા હૈ. ઔર દૂસરે જહાં પર વે અપને અપકારી કે વિનાશ કરને મેં અસમર્થ પ્રમાણિત હોતે હૈં, વહાં સ્વયં આત્મ-હત્યા કર ડાલતે હૈં. ઇસ લિયે બડી સાવધાની સે વિદેશિયોં કો જાપાનિયોં કે સાથ વર્તના પડતા હૈ.

અતિશય આત્મ-સમ્માન, સ્વદેશ-પ્રેમ તથા રાજભક્તિ ને જાપાનિયોં કો અભિમાની જાતિ બના દી હૈ. જાપાન કી સ્ત્રિયાં સ્વતંત્ર વિચાર રખતી હૈં ઔર સ્વચ્છંદતાપૂર્વક રહતી હૈં. વે અત્યંત બલિષ્ઠ હોતે હુએ ભી વિનય કી ખાન હૈં. વે સ્વાર્થહીન હૈં, કર્તવ્યપરાયણતા કે અવતાર હૈં.

આધુનિક જાપાન કે વિદ્યા-મંદિરોં મેં શારીરિક શક્તિયોં કે વિકાસ કી શિક્ષા કો પ્રથમ સ્થાન પ્રાપ્ત હૈ. શિક્ષક તથા શિષ્ય ટ્રૈમ્પપર સવાર હો કર બાહર નિકલતે હૈં. વાયુમંડલ કી ભીષણતા કી કુછ પરવા ન કર ખાદ્ય-પદાર્થ સ્વયં ઢોતે હૈં.

સ્વચ્છતા કે લિયે તો આધુનિક જાપાન ને પ્રસિદ્ધિ હી પ્રાપ્ત કી હૈ. આજ સભ્ય સંસાર મેં કોઇ ઐસી જાતિ નહીં હૈ, જો સ્વચ્છતા મેં જાપાન દેશ કી તુલના કરે. અસ્વચ્છ રહના ઉનકે યહાં અધર્મ સમઝા જાતા હૈ. કયા ગરીબ, કયા અમીર—સબકે સબ સ્વચ્છતાપ્રિય હૈં; કારણ જાપાની ગૃહ અત્યંત સ્વચ્છ તથા પવિત્ર હોતે હૈં.

## જાપાનિયોં કા ધર્મ

પ્રારંભિક કાલ મેં ઇસ દ્વીપ કે નિવાસી શિંટોધર્મ કે અનુયાયી થે. શિંટો શબ્દ કા અર્થ દેવોં કી રીતિ હૈ. ઇસ મત કા કોઇ ગ્રંથ પ્રાપ્ય નહીં હૈ. ન ઇસકી કોઈ સાત્વિક ગાથા હી હૈ ઔર ન ઇસમેં કોઇ વિશિષ્ટ નિયમ હી. પૂર્વજપૂજન તથા પ્રકૃતિ-અર્ચન હી ધર્મ હૈ. શિંટો ધર્માવલમ્બિયોં કા વિશ્વાસ હૈ કિ દૃશ્ય તથા અદૃશ્ય જગત મેં ઘનિષ્ઠ સંબંધ હૈ. જીવિત વ્યક્તિ અપને કર્તવ્યોં કે દ્વારા મૃતકોં કી આત્માઓં કો સુખ ઔર દુઃખ પહુંચા સકતા હૈ. છઠી ખ્રીષ્ટાબ્દી કે મધ્ય તક જાપાનિયોં ને ધર્મ કો વિભિન્ન સંસ્થા નહીં સમઝા થા. ૧૯ વીં શતાબ્દી કે મધ્ય તક જાપાનિયોં કી યહ ધારણા થી કિ મનુષ્ય કો અપની પ્રવૃત્તિ કે અનુસાર ધર્મ કે વિષય મેં વર્તના ઉચિત હૈ. ખ્રીષ્ટાબ્દી કે પ્રારંભ મેં કનફ્યુશિયસ ને એક ધર્મ કા પ્રચાર કિયા; જિસકા નામ કનફ્યુશિયજિમ પડા. ઇસ ધર્મ-પ્રચારક ને પિતા-માતા કી આજ્ઞા કા પાલન કરના, તથા શાસક કે આદેશ કે અનુસાર ચલના હી અપને ધર્મ કા પ્રધાન ઉદ્દેશ્ય માન રખા થા.

છઠીં શતાબ્દી કે મધ્યભાગ મે બૌદ્ધ ધર્મ કા સમાવેશ ઇસ દેશ મેં હુઆ; ઔર ઇસ ધર્મ ને પુરાતન શિંટો કે વિશ્વાસ કો ગ્રસિત કર લિયા. બૌદ્ધ ધર્મ કે પ્રચારકોં ને અપને ધર્મ કો સર્વપ્રિય બનાને કે એકમાત્ર ઉદ્દેશ્ય સે શિંટો કી ઉપસ્થિતિ ભી વાંચ્છનીય સમઝી. શિંટો ધર્માવલમ્બિયોં કી દેવ-દેવિયોં કો ભી બૌદ્ધ-મંદિરોં મેં સ્થાન દેતે થે ઔર કહા કરતે થે કિ યે દેવ પ્રાચીન બુદ્ધ કે અવતાર હૈં. બૌદ્ધ પુરોહિત જાપાન કે પ્રથમ શિક્ષક થે. વે બહુત વિદ્વાન થે. અતઃ રાષ્ટ્ર કે પ્રત્યેક ભાગ મેં ઇન્હોંને અપના પ્રભાવ જમા લિયા. હમ લોગ જિસ ભાવ મેં ઇશ્વર કા અર્થ કરતે હૈં, ઉસ ભાવ મેં ન શિંટો ધર્મ, ન કનફ્યુસિયન ધર્મ ઔર ન બૌદ્ધ ધર્મ ને હી ઇશ્વર કો સમઝા. અતઃ આજ ભી સાધારણ જાપાની ઇશ્વર કા નામ ઉચ્ચારણ કરને પર હંસતા હૈ!

ક્રિસ્તાન ધર્મ કા પ્રવેશ જાપાન મેં ૧૬ વીં શતાબ્દી કે મધ્ય મેં હુઆ. અર્વાચીન જાપાન કે ધાર્મિક વિચાર શિંટો-કનફ્યુસિયન, દર્શન, બૌદ્ધ-તત્ત્વ તથા ક્રિસ્તાન આધ્યાત્મિક નિયમ કે ફલસ્વરૂપ હૈં. ઇન ધર્મોં મેં શિંટો કા પ્રભાવ સર્વસાધારણ પર અત્યધિક હૈ. 'કોજિકી' એક મહત્ત્વપૂર્ણ જાપાની ગ્રંથ હૈ, ઇસકા સંકલન ૭૧૧-૭૧૨ ઇસ્વી મેં હુઆ થા. દૂસરા અપૂર્વ ગ્રંથ નિહોન શોકી હૈ. ઇસકી ભી રચના ૭૨૦ ઇસ્વી મેં હુઈ હૈ. 'કોજિકી' સૃષ્ટિરચના તથા ધાર્મિક પ્રથાઓં કા વિવરણ કરતા હૈ. ઇસી ગ્રંથ મેં એક શિંટો સૂક્ત હૈ, જિસકા આશય પ્રગટ કર દેના ઉચિત પ્રતીત હોતા હૈ-' **स्वर्गं पवित्रं भवेत् । पृथ्वी पवित्रा स्यात् ।' पवित्रात्मा मेऽस्तु बाह्याङ्गानि पवित्राणि भवेयुः षडेन्द्रियाणि पवित्राणि भूयासुः।** યહાં પર છઃ ઇંદ્રિયોં સે પાંચ જ્ઞાનેન્દ્રિય ઔર છઠેં મેં હૃદય સે આશય હૈ. ઇસ સૂક્ત મેં કેવલ પવિત્રતા કે લિયે પ્રાર્થના હૈ. આજ ભી જાપાનિયોં કે બીચ યહી ભાવ વિદ્યમાન હૈ.

ફુકજાવા જિસને સારી જાપાની શિક્ષાપ્રણાલી કો ઉન્નતાવસ્થા કો પહુંચાયા હૈ, ધર્મ કે વિષય મેં ઇસ પ્રકાર અપના મત પ્રકટ કરતા હૈઃ-

'સમાજ મેં શાંતિ તથા આપત્તિ સે મુક્તિ કે લિયે નિઃસંદેહ ધર્મ કી આવશ્યક્તા હૈ; પર ઇસ કામ કે લિયે કોઇ ભી ધર્મ પર્યાપ્ત હૈ. ધર્મ ભી કઇ પ્રકાર કે હોતે હૈં; યથા બૌદ્ધ, ક્રિસ્તાન આદિ. મેરી સમઝ મેં તો ઇન ધર્મોં મેં ઉતની હી ભિન્નતા હૈ, જિતની ભિન્નતા નીલી તથા કાલી ચાય મેં. મૈં તો ઇસમેં કોઇ અંતર નહીં દેખતા; જબ એક કાલી ચાય પીતા હૈ ઔર દૂસરા હરી ચાય. ધર્મવેત્તા તથા ધર્મપ્રચારક મેરી સમઝ મેં ઠીક ચાય કે વ્યાપારી કે સદૃશ હૈં. વે અપની અપની ધર્મરૂપી ચાય કે વિક્રય કે લિયે પ્રસ્તુત હૈં.

ગોલોકવાસી ઇટો આધુનિક જાપાન કા પિતા થા. વહ ભી ધર્મ કે વિષય મેં ઇસી પ્રકાર કી બાતેં કરતા થા કિ 'શાસકોં કે લિયે ધર્મ ગૌણ હૈ. જાતીય ચરિત્ર કો ઠીક રખના, દેશ કે પ્રતિ પ્રગાઢ પ્રેમ પ્રદર્શિત કરના, સમ્રાટ કે લિયે ભક્તિ કો હૃદય મેં સ્થાન દેના, પિતા-માતા કે પ્રતિ શ્રદ્ધા તથા ભક્તિ રખના, પરિવાર મેં એકતા કા ભાવ જાગૃત કરના, પુત્ર તથા પુત્રિયોં કે પ્રતિ સ્નેહ દર્શાના, પૂર્વજોં કી અર્ચના કરના-યે હી બાતેં શાસકોં કે લિયે અત્યાવશ્યક હૈં.'

જાપાનિયોં મેં ઇસ પ્રકાર કા વિચાર ધર્મ કે પ્રતિ ભી આજકલ દેખને મેં આતા હૈ. યહી કારણુ હૈ કિ ઇનકી શિક્ષાપ્રણુાલી મેં ધર્મ કો અલગ સ્થાન નહીં મિલા હૈ.

## જાપાન કા પ્રાચીન તથા અર્વાચીન શાસન

બૌદ્ધધર્મ કી સત્તા જમતે હી છઠીં શતાબ્દી સે જાપાન કે સમ્રાટ શાસન કે કાર્યોં સે વિલગ રહને લગે. અતઃ રાજકીય અધિકાર ભિન્નભિન્ન શક્તિશાલી પરિવારોં કે હાથ મેં ચલા ગયા. ઇન શક્તિશાલી પરિવારોં કે પ્રધાન આદમી શોગન નામ સે પ્રખ્યાત હુએ. શાસનકાર્ય કે સંચાલન કા પૂર્ણ ભાર ઇન શક્તિશાલી શોગનોં કે હાથ રહા. ઈસિ સમય સે ૧૮૬૮ ઈસ્વી તક સચ પૂછિયે તો જાપાન કા રાજનીતિક ઇતિહાસ ઇન પ્રધાન શોગનવંશીયોં કા હી ઉત્થાન ઔર અધઃપતન કા ઇતિહાસ હૈ. યે શોગન ઇસ ભાંતિ સે રાજ-કાજ ચલાતે થે કિ સંસાર કી દૃષ્ટિ મેં જાપાનસમ્રાટ હી શાસન કર રહે થે-ઐસા પ્રતીત હોતા થા. યે શોગન ન્યૂનાધિક રાજ-સચિવ થે. ટોકુગવા અંતિમ શોગનવંશી થા. ઈસને સન ૧૮૦૩ ઇસ્વી સે ૧૮૬૮ ઇસ્વી તક શાસન કિયા. ઈસી વંશ કે રાજત્વકાલ મેં જાપાનિયોં કે આંદોલન સે વર્તમાન જાપાની સમ્રાટ કે પિતામહ રાજ્યકાર્ય કા સંપાદન સ્વયં કરને લગે.

ઇસ પરિવર્તન કા એકમાત્ર કારણુ જાપાનિયોં કા પાશ્ચાત્ય સંસર્ગ ઔર ઇનકે દૃષ્ટિકોણુ કા પ્રૌઢ વિકાસ થા. યૂરોપ કી શાસન-પ્રણુાલી કા હી અનુસરણુ કર ઈન્હોંને યહ ક્રાંતિ ઉપસ્થિત કી.

યૂરોપ સે જાપાન કે સંસર્ગ કા પ્રથમ સૂત્રપાત ૧૫૪૩ ઇ૦ મેં હુઆ. ઇસી વર્ષ પુર્તગાલ-નિવાસી મેંડેજ પિંટો ને તૂફાન કી અકૃપા સે અપને દો સાથિયોં કે સાથ ઇસ દ્વીપ મેં પદાર્પણુ કિયા. ધર સે વહ ચીન કે લિયે ચલા થા. પિંટો ઔર ઉસકે સાથિયોં કે પાસ બન્દૂકેં થીં. ઇનકી બન્દૂકોં ને જાપાનિયોં કા ધ્યાન ઇસ પ્રકાર આકૃષ્ટ કિયા કિ થોડે હી વર્ષોં કે ભીતર તીસ હજાર સે ભી અધિક બન્દૂકેં તૈયાર હો ગયીં ઔર ઇસકે અનંતર પ્રત્યેક જાપાની ને ઇસે અપના અસ્ત્ર બના લિયા.

તત્પશ્ચાત્ જેસૂટ ધર્મ-પ્રચાર કે ઉદ્દેશ્ય સે યહાં આએ; પર જાપાન જૈસે દેશ મેં ઈનકી દાલ ન ગલી. કહા જા ચૂકા હૈ, કિ જાપાનિયોં કે લિયે ધર્મ ગૌણુ વિષય હૈ. તત્પશ્ચાત્ અન્ય કઇ કિરતાન પાદરી આએ. અતઃ યૂરોપ કે સાથ ઇસકા સંબંધ દૃઢ હોતા ગયા. અરે હાકુસેકી એક જાપાની વિદ્વાન થા. ઇસને દો કિતાબેં લિખીં, જો યૂરોપ કી અવસ્થા ઔર સભ્યતા કા સમીચીન ચિત્ર ચિત્રિત કરતી થીં. ઇસી સમય સે લોગોં કા ધ્યાન યૂરોપીય જ્યોતિષ, ભૂગોલ તથા ચિકિત્સાશાસ્ત્ર કી ઓર ફિરા. ટોકુગવા સરકાર ને યે દો નામ કી સંસ્થા સંસ્થાપિત કી. ઇસ સંસ્થા મેં પાશ્ચાત્ય ભાષાએં સીખી જાતી થી, ઔર પાશ્ચાત્ય ગ્રંથ જાપાની ભાષા મેં અનુવાદિત કિયે જાતે થે. ૧૮૬૨ ઇસ્વી મેં પાશ્ચાત્ય વિજ્ઞાન કે અધ્યયન ઔર અધ્યાપન કે લિયે એક વૈજ્ઞાનિક કૅાલેજ ખોલી ગઇ.

પુનઃ ૧૮૬૮ ઈસ્વી મેં સમ્રાટ ને રાજ્ય કી વાગડોર અપને હાથ મેં લી. ઉસને યહ ઘોષણુા દી કિ શાસનકાર્ય કે લિયે યોગ્યતા કો ઉચ્ચ સ્થાન મિલેગા. ઉચ્ચવંશ મેં જન્મ, રાજકાર્ય-સંચાલન કે લિયે યોગ્યતા કે સામને, નીચા સમઝા જાયગા. ફલતઃ શિક્ષા કી પ્રધાનતા સ્વીકૃત હુઇ.

૧૮૭૧ ઇસ્વી મેં એક અનુસંધાન કમીશન યૂરોપ તથા અમેરિકા ભેજા ગયા. ઇસ કમીશન કો જાપાન લૌટને પર શિક્ષા-પ્રચાર કે લિયે એક વિસ્તૃત મુસદ્દા તૈયાર કિયા ગયા ઔર નિઃશુલ્ક શિક્ષા પ્રદાન કરને કા ભાર અપને ઉપર લિયા ઔર શિક્ષા સબ શ્રેણી કી જનતા કે લિયે અનિવાર્ય સમઝી ગઇ.

જાપાન કી વર્તમાન શિક્ષાપ્રણુાલી પર વિચાર કરને કે પૂર્વ મૈં ઇસકી પ્રાચીન શિક્ષા-સંબંધી સંસ્થાઓં કા દિગ્દર્શન કરા દેના ઉચિત સમઝતા હૂં.

પુરાતન કાલ મેં વિદ્યાલય યદિ જાપાન મેં થે, તો સૈમુરાય કી હી શિક્ષા કે લિયે ઉનકી સ્થિતિ થી. સૈમુરાય અપને બચ્ચે કી શિક્ષા હી કે લિયે પાઠશાલા સંસ્થાપિત કરતે થે. અતઃ પ્રાઇવેટ સ્કૂલ હી પહલે પહલ આવિર્ભૂત હુએ.

પુરાતન જાપાની સર્વસાધારણુ-શિક્ષા કા પ્રધાન ઉદ્દેશ્ય શિક્ષક ઔર શિષ્ય મેં અલૌકિક પ્રેમ કા ઉત્પન્ન કરાના થા. સ્કૂલ મેં દાખિલ હોને કે પહલે પિતા અપને લડકે કો ગુરુ કે ઘર લે જાતે

થે. વે દોનોં કે સામને ઘુટને ટેક કર પ્રતિજ્ઞા કરતે થે કિ શિક્ષક મહાશય કે શાસન કા પાલન કાય, મન, બચ, કમ સે કરેંગે. પિતા કે ચલે જાને કે બાદ ગુરુ ભી ઉસ બાલક કે પિતા કે સ્થાન કો પૂરિત કરતે થે. ગુરુ કે પ્રતિ જો ભક્તિ બાલક પ્રદર્શિત કરતે થે, વહ જાપાની ધર્મ-ગ્રંથ મેં ઇસ પ્રકાર વર્ણિત થી કિ 'શિક્ષક કી પરછાહીં કો કોઈ વિદ્યાર્થી પદદલિત ન કરે, વરન્ ઉસસે તીન ફીટ દૂર હી રહે'.

મંદિર–સ્કૂલ કે પુરોહિત શિક્ષક બાલકોં કી ગૃહ–સ્થિતિ સે પૂર્ણ જાનકારી રખતે થે. પુનઃ વે ઉન બાલકોં કો ઐસી શિક્ષા દેતે થે, જિસકે દ્વારા વે ગૃહ–કાર્ય મેં પટુ હો જાતે થે. દેશ કી સેવા કરના ઔર અપની વૃત્તિ મેં લગા રહના હી પ્રાચીન જાપાની શિક્ષા કા લક્ષ્ય થા!

સૈમુરાય કે બચ્ચે શાસ્ત્ર–કલા મેં શિક્ષા પાતે થે. આયુધસંચાલન મેં કુશલતા પ્રાપ્ત કરને કે પશ્ચાત્ વે દેશ મેં પરિભ્રમણ કરતે થે; ઔર પ્રત્યેક પ્રકાર કે ક્લેશ કો સહન કરતે થે. પુનઃ સ્થાનીય શૂરોં કો શક્તિ કા પરિચય દેને કે લિયે આહ્વાન કરતે થે!

વ્યાપાર–સંબંધી જ્ઞાન ભી ગુરુ–સેવા હી કે દ્વારા પુરાતન જાપાની ઉપલબ્ધ કરતે થે. નૌ અથવા દશ વર્ષ કા બાલક કિસી વણિક કે સાથ રહ જાતા થા. વહ વણિક બાલક કે ભરણ–પોષણ તથા વ્યાપાર–શિક્ષા કા ઉત્તરદાયિત્વ અપને ઉપર લે લેતા થા. સાધારણતઃ યહ ઉમ્મીદવાર લિખના–પઢના નહીં સીખતા થા. વહ વ્યાપાર કી સભી સીઢિયોં કો પાર હો જાતા થા. સબસે પહલે ઉસે નીચ નૌકર કા કાર્ય કરના પડતા થા. ઇસકે બાદ વહ સંદેશહર કા કાર્ય સંપાદિત કરતા થા. તત્પશ્ચાત્ અધમ કિરાની કા કાર્ય કરતા થા. તબ બિક્રી બાંટે કા કામ, ઔર ફિર બડે કિરાની કા કામ. સંધ્યાસમય એક શિક્ષક સે વહ પત્ર–વ્યવહાર ઔર વાણિજ્ય કા રહસ્ય સીખતા થા. જબ ઉમ્મીદવાર પ્રધાન કિરાની કી યોગ્યતા મેં કામ કરતા હુઆ અપને વ્યાવહારિક જ્ઞાન કા પ્રમાણ દેતા થા; તબ ઉસકા માલિક ઉસે કુછ મૂલધન દે રોજગાર મેં લગા દેતા થા. દૂકાન ઉમ્મીદવાર હી કે નામ સે ખોલી જાતી થી. માલિક અપના કુછ ગ્રાહક ભી ઉસીકે પાસ ભેજ દેતા થા.

ઇસ પ્રકાર કી શિક્ષા ટોકુગવા–શોગન સરકાર કે પૂર્વ જાપાન મેં પ્રચલિત થી. ટોકુગવા–સરકાર કે પૂર્વ સર્વસાધારણ કી શિક્ષા કે લિયે રાજ્ય કી ઓર સે કોઈ પ્રબંધ ન થા. કેવલ બૌદ્ધ મંદિર હી થે; જહાં સર્વસાધારણ કે બચ્ચે ન્યૂનાધિક શિક્ષા પાતે થે. કુછ સમય કે બાદ જબ ઇસ પ્રકાર કે મંદિર શિક્ષા–વિતરણ કે લિયે પ્રસિદ્ધિ પ્રાપ્ત કર લેતે થે, તો સૈમુરાય કે બચ્ચે ભી ઐસે વિદ્યાલય મેં જાયા કરતે થે. પ્રાઇવેટ સ્કૂલ તભી ખોલે જાતે થે, જબ પઢનેવાલોં કી સંખ્યા યથેષ્ટ હોતી થી.

ટોકુગવા યાયસુ ને, જો ઇસ શોગનવંશ કા જન્મદાતા થા, શિક્ષા–પ્રચાર મેં બડી સહાયતા દી. ઉસને વિદ્વાનોં કો નિયુક્ત કિયા, પુરાતન ગ્રંથોં તથા હસ્તલિપિયોં કી ખોજ કરવાયી, કિતાબોં કા પ્રકાશન કરવાયા ઔર સ્કૂલોં કા સંસ્થાપન કિયા.

જબ ૧૮૬૮ ઇસ્વી મેં સમ્રાટ કી શકિત કા પુનરાવર્તન હુઆ, તો પાશ્ચાત્ય જ્ઞાન કી ઉપલબ્ધિ પર અધિક જોર દિયા ગયા. જાપાન કી નૂતન શિક્ષા–પ્રણાલિ યદ્યપિ પુરાતન સે વિભિન્ન હે, તથાપિ સૈમુરાય શિક્ષા કા સાર રખતી હૈ.

શિક્ષાવિભાગ કા સંસ્થાપન ૧૮૭૧ ઇસ્વી મેં હુઆ. ઇસ વિભાગ કા ઉદ્દેશ્ય ઇસકી શિક્ષા-પદ્ધતિ કી નિમ્નભૂમિકા સે હી ટપકતા હૈઃ—

"મનુષ્ય કે ઉત્થાન, સંપત્તિ કે પ્રબંધ, કાર્ય મેં સિદ્ધિ તથા જીવન મેં સફલતા પ્રાપ્ત કરને કે લિયે કેવલ એક હી ઉપાય હૈ. વહ સાત્વિક ગુણોં કા ઉપાર્જન, મેધાશક્તિ કા વિકાસ ઔર કલા મેં દક્ષતા પ્રાપ્ત કરના હૈ. પુનઃ ઇનકા ઉદ્ભવ કેવલ વિદ્યા હી દ્વારા સંભવ હૈ. અતઃ ઇસ સમય સે પ્રત્યેક ગ્રામ મેં એક ભી ઘર વિદ્યાવિહીન ન રહને પાયગા ઔર પ્રત્યેક ઘર મેં એક ભી આદમી વિદ્યા સે અનલંકૃત નહીં રખા જાયગા."

આજ જાપાન મેં યહ ઉદ્દેશ્ય ફલીભૂત ભી હુઆ હૈ.

("મનોરમા" માસિકના એક અંકમાં લેખકઃ–સાહિત્યોપાધ્યાય શ્રી. રામદીન પાન્ડેય.)

# ૭૭–क्लब के केदखानां ?

## સોવીએટ રશીઆની જેલની મુલાકાત; કેદીઓને કામના બદલામાં પગાર મળે–પખવાડીઆની બહાર જવાની રજા મળે–ગવર્નર અને કેદીનાં સરખાં લૂગડાં

રશીઆમાં જે મને સઘળા વિચિત્ર અનુભવો થયા હતા, તેમાં સૌથી વિચિત્ર તો જ્યારે મેં એક રશીઅન કેદખાનાની મુલાકાત લીધી ત્યારે થયો હતો. જ્યોર્જીઆની એ જેલ જોઇ કેદખાનાં-વિષેના ઇંગ્લીશ ધોરણના મારા બધા ખ્યાલોનું રૂપાંતર થઇ ગયું હતું. મેં જેલ જોવા જવાની માગણી કરી હતી, જે મને આપવામાં આવી હતી. હું ત્યાં પહોંચ્યો ત્યારે મને ખબર પડી કે, કંઇક ભૂલથી જેલના ગવર્નરને મારા આગમનની ખબર આગળથી આપવામાં આવી નહોતી. પહેલાં એ વિષે જરા મુશ્કેલી ઉભી થઈ હતી; કારણ કે તેને એવા હુકમો મળેલા હતા કે, પરવાનગી વગર કોઇ પણ વીઝીટરોને જેલમાં દાખલ કરવા નહિ. છેવટે કેટલીક દલીલ પછી એવો તોડ કાઢવામાં આવ્યો કે, ગવર્નર કેદખાનામાં હંમેશ મુજબ ચારે બાજુ સાથે ફરે, ત્યારે મારે તેની સાથે રહેવું. દરમિયાન તેનો કોઇ એસિસ્ટંટ ટેલીફોન મારફત મારે માટે પરવાનગી મેળવી લે. એ પ્રમાણે જેલના ગવર્નર અને બીજા એક બે જણા એમ અમારી ટોળી કેદખાનામાં ફરવા લાગી.

### ખોરાકી ખાતાનો વૉર્ડન

માર્ગમાં હું જેલના ખોરાકી ખાતાના વોરડન જોડે વાતે વળગ્યો. તે ઝારના અને મેન્શેવિકોના અમલ વખતે આજ જેલમાં એક ઑફીસર હતો અને બંનેની ખરાબ યાદગીરીઓ તથા કડવા અનુભવો તેના મગજમાં તાજા હતા. બંને અમલમાં એકલા કેદીઓનોજ નહિ પણ વૉર્ડરો સુદ્ધાંનો ખોરાક ઘણો ખરાબ મળતો હતો; પણ એ જમાનામાં સારા ખોરાકનો ખ્યાલજ કોઇને ન હતો. એ જમાનામાં કેદીઓ તરફ ઘણી સખત વર્તણુક ચલાવવામાં આવતી હતી; પણ તેની સામે શું ઉપાય લઈ શકાય ? હું પોતે મારાથી બનતું ત્યાંસુધી કેદીઓ તરફ માયાળુ રહેતો, પણ એ વખતની પદ્ધતિજ એવી જુલમી હતી કે તેની સામે કોઈ ટકી શકે નહિ. એ વાત ખરી કે મેન્શેવિક અમલમાં તો કોઇ અન્યાય સામે ફરિયાદ કરી શકતું; પણ ઝારના અમલમાં તો ફરિયાદ સુદ્ધાં થતી નહિ. પણ ફરિયાદ તરફ લક્ષજ ન અપાય ત્યાં ફરિયાદ કરવાનો અર્થ શું ? મેન્શેવિકો ઉખડી ગયા ત્યારે મને ઘણો ખેદ થયેલો, કારણ કે એ લોકો જેલના સ્ટાફના ત્રણ મહીનાના પગાર ચાંઉ કરીને ચાલી ગયેલા. એક રશીઅન સ્વભાવે પ્રમાણિક માણસ છે અને તેને કોઈ લૂંટી જાય એ પસંદ પડતું નથી. આ આગલી યાદગીરીઓ તેના બિચારાના મનપર હજુ પણ તાજી હતી. એ તેને ભૂલીજ શકતો ન હતો.

### અત્યારની સ્થિતિ

અત્યારે જેલમાં પરિસ્થિતિ કેવી હતી ? મેં પૂછ્યું અને જવાબ મળ્યો કે "અરે, ઘણી સારી. કેદીઓપર ખરાબ વર્તણુંક ચલાવવામાં આવતી હતી નહિ. કેદીઓ અને વોર્ડરો બંનેને ખોરાકી સારી મળતી હતી અને તેમના કારભારીઓને પગાર નિયમિત મળતો હતો. જૂના અમલ જેવી સ્થિતિનું નામનિશાન રહ્યું ન હતું, અને અત્યારે હું વધારે સુખી અને આબાદ છું. જો કે હું જેલમાં વૉર્ડરતરીકે કામ કરૂં છું, છતાં હું આખરે તો માનવી છું."

### કેદીઓ અને તેમના મિત્રો

અમારી જેલખાનાની સફર દરમિયાન એક ઓરડામાં અમે જઇ ચઢ્યા, જ્યાં જાહેર પ્રજાનાં માણસો કેદખાનામાં પોતાના મિત્રો અને સગાંને મળવા આવ્યાં હતાં. કેદીઓ અને મિત્રો વચ્ચે એક લોખંડનો કઠેરો હતો; પણ આ કઠેરાની પેલી બાજુ ઉભા રહી એક કેદી પોતાનાં સગાં અને મિત્રો સાથે વાત કરી શકે, તેમની સાથે શેકહેન્ડ કરી શકે અને ચુંબન સુદ્ધાં કરી

શકે. એક કેદી તેની પત્ની પોતાનાં નાનાં બચ્ચાંને લાવી હતી તેને બચ્ચીઓ લેતો હતો. મને ખબર પડી કે, અઠવાડીઆમાં ત્રણ વખત એક કેદી પોતાના મિત્રો અને સગાંવહાલાંઓને અડધો કલાક સુધી મળી શકે; અને ગમે તેટલી સંખ્યામાં પોતાના મિત્રોને એ મળી શકે, જેલના જીવન સંબંધમાં આપણા પોતાના ખ્યાલને અહીંજ પહેલો આંચકો અને અચંબો લાગે.

### કોટડીઓ નાબુદ

બીજી અજાયબી મને એ લાગી કે, આ જેલમાં કેદીઓ માટેની કોટડીઓ હતીજ નહિ. આ કેદખાનામાં દરેક કેદી માટે જંગલી જાનવરનાં પાંજરાં ફેશનની કોટડીઓ નાબુદજ કરવામાં આવી હતી. કેદીઓ દરેક માળપર આવેલા મોટા હૉલમાં પંદરથી વીસની સંખ્યામાં સૂતા હતા, અને આ હૉલને દિવસે કે રાતે તાળાં મારવામાં આવતાં હતાં નહિ. એક માળથી બીજે માળે જવાના દાદરાપરનાં બારણાંનેજ માત્ર તાળું મારવામાં આવતું હતું. દરેક માળના કેદીઓ પોતાના માળમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં ખુશીથી જઇ શકતા હતા; અને વગર અંકુશે વાતચીત કરી શકતા. સીગરેટ–સીગાર ફુંકી શકતા કે લેખન–વાંચનનું કાર્ય કરી શકતા. દિવસના જૂદા જૂદા માળ વચ્ચેના દાદરો પરનાં તાળાં પણ ખસેડી નાખવામાં આવતાં હતાં.

### કસરત

દિવસમાં ચાર વખત કેદીઓને બહાર ખુલ્લી જગામાં કસરત કરવા જવા દેવામાં આવતા હતા. જેલના કંપાઉંડમાં તેઓ હથીઆરબંધ ગાર્ડની સરદારી હેઠળ જતા નહિ, પણ તેઓ પોતાની જાતે જેલના કંપાઉંડમાં નિરંકુશ લટાર મારતા હતા. આ વધુ અજાયબી!

### કેદીઓને બહાર જવા સુદ્ધાંની રજા

મને વધુ ખબર એ મળી કે, સારી ચાલચલગતવાળા કેદીને અઠવાડીઆમાં એક દિવસ ગામમાં રજા પર જવાનો મળતો હતો, જ્યારે તે શહેરમાં નિરંકુશ ફરી હરી શકતો અને પોતાના કુટુંબની સાથે એક આખો દિવસ ગાળી શકતો. મેં પૂછ્યું કે "આવી રીતે રજાનો લાભ લઇને કોઈ કેદી પોલ થઇ જતો હતો કે નહિ?" તો મને જવાબ આપવામાં આવ્યો કે, રજાપર ગયેલા કેદીઓ ત્યાંથી ઠરાવેલે વખતે પાછા જેલમાં હાજર ન થવાનો બનાવ કવચીતજ બનતો. ઉનાળામાં સારી ચાલચલગતવાળા કેદીને એક પખવાડીઆની રજા બક્ષવામાં આવતી, જે તે પોતાની ખુશી પડે ત્યાં ગાળી શકતો હતો. આવા સંજોગોમાં પણ કોઇ કેદી ગુમ થતોજ નહિ.

### ઇંગ્લીશ જાણતો કેદી

કેટલાક હૉલમાં ફર્યા પછી મને એક અંગ્રેજી ભાષા જાણતો કેદી મળ્યો. તે જેલમાંજ અંગ્રેજી શીખ્યો હતો. તેની સાથે મને ઘણી જાણવાજોગ વાતચીત થઇ. તેના ખ્યાલ પ્રમાણે કેદખાનું એક સુંદર જગા હતી. કેદીઓ દિવસના આઠ કલાક કામ કરતા હતા. તેમને ખોરાક સારો મળતો; તેમના તરફ સખ્ત વર્તણુંક ચલાવવામાં આવતી હતી નહિ. કેદીઓનાં પોતાનાં અભ્યાસનાં મંડળો હતાં. તેમની પોતાની એક લાઇબ્રેરી હતી, જેની વ્યવસ્થા ખુદ કેદીઓની પોતાની કમિટિ કરતી હતી. આ ઉપરાંત કેદીઓની પોતાની ઓરચેસ્ત્રા, વાયર્લેસ, ચેસ અને ડ્રાફ્ટની કલબો હતી.

### કલબ કે જેલ?

ટુંકામાં એ આખું મકાન એક જેલને બદલે એક કલબ જેવું લાગતું હતું, બિલ્ડિંગ અલબત્ત જેલ જેવી દેખાતી હતી. ફર્નિચર અને ઓઢવા પાથરવાનાં સરતાં હતાં. તે સિવાય એ સ્થળને કલબ કરતાં જૂદી પાડનારી કોઈ સ્થિતિ હોય તો તે માત્ર એટલીજ કે, રજાવગર તેનાં માણસો મકાનની બહાર જઈ શકતાં નહિ. આ સ્થળની સુખસગવડો તો બિચારા સખત મજુરી કરનારા બ્રિટિશો ભોગવે તે કરતાં વધુ સારી હતી, અને આપણા કમનસીબ કેદીઓને આપણે જે સગવડ આપીએ તે કરતાં અલબત ઘણીજ સારી સગવડો અને સાધનો અહીં હતાં. સીનેમાને પણ ભૂલવામાં આવ્યો હતો નહિ, અને અઠવાડીઆમાં ત્રણ વખત કેદીઓ આગળ સીનેમા દસ્યો અને નાટકો થતાં હતાં.

### રશીઆમાંજ બની શકે

કેદીઓનાં લૂગડાં જેલના ગવર્નર જેવાંજ હતાં. અમે જેલના મકાનની ગેલેરીમાં બેસી વાતો

કરતા હતા. હું, ગવર્નર, બે ત્રણ ગવર્નરના એસિસ્ટંટો અને ચાલીસ જેટલા કેદીઓ, ત્યાં આવી પહોંચ્યા. તેને ખબર મળી હતી કે, હું જેલ જોવા આવ્યો હતો, અને મારો સત્કાર કરવા તે આવી પહોંચ્યો હતો. તે અમારા મંડળમાં ભળી ગયો અને અંગ્રેજ કેદખાનાની પદ્ધતિ વિષે અમે સઘળા, ગવર્નર, ન્યાયાધીશ, હું અને કેદીઓ સઘળાં છૂટથી ચર્ચા કરવા લાગ્યા અને તે પણ સમાનતાથી. રશીઆ સિવાય બીજા કોઇ પણ દેશમાં આવી સ્થિતિ ચાલી શકેજ નહિ. તેમનાં લુગડાં પરથી કોઈજ કહી શકે નહિ કે, કોણ ન્યાયાધીશ હતા? કોણ ગવર્નર અને કોણ કેદીઓ? કેદીઓએ પોતાની એક દુકાન ઉઘાડી છે, જે તેમની એક કમિટિ ચલાવે છે. આ દુકાનમાંથી કેદીઓ તંબાકુ, મિઠાઇ, દાંત ઘસવાનાં બ્રશો, દંતમંજન વગેરે હમેશની જરૂરની નાની નાની વસ્તુઓ ખરીદી શકે છે. આ દુકાનમાંથી જે નફો થાય, તેની આવકમાંથી જેલમાંથી છુટેલા કેદીઓને મદદ આપવામાં આવે છે.

## કેદીઓને પગાર મળે

કોઇ પૂછે કે, જેલમાં વસનારા કેદીઓ બિચારા પૈસા વગર કેમ કંઈ ખરીદી કરી શકે? પણ વાત એમ છે કે, રશીઆમાં કેદીઓને તેઓ જે કામ કરે તેના બદલામાં પગાર આપવામાં આવે છે અને એ પોતાની આવકનો ઉપયોગ ગમે તેમ કરવાને તેમને હક્ક હોય છે.

કેદીઓ એકબીજા સામે કંઇ મારફાડ કે ગુન્હા કરે તો તેનો નીકાલ જેલના ગવર્નર નહિ પણ કેદીઓ પોતે કરે છે.

## કેદીઓની કમિટિ

કેદીઓની પોતાની ચુંટાયલી કમિટિ જેલમાં ઉભી થતી મુશ્કેલીઓનો તોડ કાઢવા માટે હોય છે. આ કમિટિનો સત્તાવાર સ્વીકાર થયેલો હોય છે અને તે ગમે ત્યારે ગવર્નરને મળી શકે છે. જો ઝગડામાં કેદીઓ અને ગવર્નર વચ્ચે સમાધાનીભરી સમજુતી ન થાય તો ન્યાય ખાતા આગળ એ વાત જાય છે. કેદીઓનું પોતાનું નાનકડું છાપું નીકળે, જેમાં તેઓ ગમે તે લખી શકે છે; અને ખુદ જેલના કારોબારવિષે તેમાં ટીકા કરી શકે છે. કેદીઓની કમિટિ છાપાંમાં આવતાં લખાણો વાંચી જાય છે.

## હુન્નરઉદ્યોગના વર્ગો

જૂદા જૂદા રૂમમાં મેં કેદીઓને જૂદા જૂદા ધંધા અને ઉદ્યોગોમાં રોકાયલા જોયા હતા. કોઈ શીવણકામ કરતા, કોઈ બૂટ બનાવતા, કોઈ સુથારકામ કરતા, એ રીતે કામ કરતા તેમના અભ્યાસવર્ગમાં કોઇ વખત બહારનો શિક્ષક શીખવવા આવતો તો કોઇ વખત કેદીમાંથીજ કોઈ શિક્ષકનું કામ ઉપાડી લેતો. એક કેદી જો શિક્ષણ આપવાનું કામ કરે તો તેની સજાના ત્રણ દિવસ બે દિવસના ગણાય.

## માન્યું નહિ

મને કહેવામાં આવ્યું કે, મારી મરજી હોય તો કેદીઓને એક બાજુ લઇ જઇ હું તેમની સાથે વાતચીત કરી શકું તેમ છું. આ તકનો મેં લાભ લીધો. ઑફીસરો બીજી બાજુ ચાલી ગયા અને કેદીઓ મારી જોડે વાતે વળગ્યા. તેઓએ મને બ્રિટિશ જેલખાનાં વિષે ઘણા ઘણા સવાલો પૂછ્યા અને જ્યારે મેં જણાવ્યું કે, ઇંગ્લાંડની જેલમાં દરેક કેદીને રાત્રે એક ઓરડીમાં પૂરવામાં આવે છે ત્યારે એ વાત તેમને ગળે ઉતરી નહિ. કેદીઓની કમિટિ શું કરે છે? એમ એ લોકોએ પૂછ્યું ત્યારે મારે શરમીંદગીથી જવાબ આપવો પડ્યો કે બ્રિટનમાં કોઇ જેલનો ગવર્નર કેદીઓની કમિટિની વાત સાંભળે તો તેને માથે લોહી ચઢી જાય.

કેદીઓએ પછી તેમનેમાટે તુરતનોજ તૈયાર કરવામાં આવેલો નહાવાનો હોજ મને બતાવ્યો અને હું ઉપડ્યો ત્યારે મને બાદશાહી આવકાર આપ્યો અને બ્રિટિશ કેદીઓ માટે ભલી દુવાનો પેગામ મોકલી જેલના બગીચામાંથી મને પુષ્પોની એક સુંદર કલગી ભેટ આપી.

(દૈનિક "હિંદુસ્થાન" ના એક અંકમાંથી. મૂળ લેખકઃ—ડબલ્યુ. જે. બ્રાઉન)

× × × ×

સુધરેલા કહેવાતા દેશોમાં પણ જેલનું નામ દેતાં માણસ ધ્રૂજી ઉઠે છે. ખરેખર, એની તુલના શાસ્ત્રોમાં જે નરકવાસતરીકે જણાવવામાં આવે છે તેથીજ થઈ શકે. એ નરકવાસમાં દુર્ભાગી

પ્રાણીઓને ફટકા પડે છે, મારફાડ થાય છે, દરેક જાતનો જુલમ ભોગવવો પડે છે; અરે, માનવ-તરીકે તેને કોઈ ગણતું પણ નથી. એ હિંદની જેલોની હાલત છે. કોઇને તેનો અનુભવ કરવો હોય તો તે મારી સાથે પેશાવરની જેલમાં આવે. બરેલીની જેલમાં તો કેદીઓને ખાસડાંથી મારવામાં આવે છે. લોખંડી પિંજરામાં આપણા અનેક દેશભકતો અને દેશના સપુતોના છળ કરવામાં આવે છે. મેં મારી જીંદગીનાં સાડાચાર વર્ષ હિંદના કારાવાસમાં ગાળ્યાં છે અને તેથીજ મોસ્કોમાં હતો ત્યારે તેની જેલ જોવાની મને ઉત્કંઠા થઈ. મેં ત્યાં જે કંઇ જોયું તે પરથી તેને જેલ કહેવીજ કેમ, એ સવાલ પેદા થાય છે. હિંદની જેલોમાં માનવનો પશુ બને છે ત્યારે રશિયાની જેલોમાં પશુતા ભોગવનાર પ્રાણીઓ પણ કેળવણી અને સંસ્કારિતા મેળવી ઉચ્ચ કોટિએ ચઢે છે. અહીંની જેલોમાં ભય પ્રવર્તે છે–ત્યાં સરસ્વતીની આશિષ વરસે છે.

મોસ્કોની જેલમાં એક કારખાનું જોયું. બાજુમાંજ કેદીઓને રહેવાની જગા હતી. જો ત્યાં લોખંડી જાળીઓ ન હોત તો તે જેલ છે એમ કોઇ પણ માનત નહિ. ખુરશીઓ અને સાદડીઓ બનાવવાનાં, દરજીકામનાં, સાબુ તથા ટાઇપનાં કારખાનાં પણ જોયાં, તેમ કેદીઓની દરેક સગવડ જાળવતી ખોલીઓ તથા ખોરાક પણ તપાસ્યા. મારી સાથે બીજા પણ કેટલાક ગૃહસ્થો હતા. તેમાંનો એક ફ્રેંચમેન બોલી ઉઠયો કે "અરે કોણ કહે કે આ જેલ છે?" અહીંના કેદીઓ અમારા જેવા બહારથી આવેલા માણસો સાથે પણ છૂટથી બોલી શકતા. તેમના મનરંજન માટે ગાયન-વાદનના જલસા થતા, દરેક રીતે કેદીઓને અહીં છૂટ છે. સિવાય કે, કેદી જેલમાંથી બહાર ન જાય. ઉપરાંત લાયબ્રેરીઓ પણ છે, તેમ નિરક્ષર કેદીઓને લખતાં–વાંચતાં શીખવવાની શાળાઓ છે. કેદીઓને કુલ્લે આઠ કલાક કામ કરવું પડે છે ને તેમાંના બે કલાક તેમને ભણાવવામાં આવે છે.

વળી અહીં વૉર્ડરો હોતા નથી, માત્ર થોડા સુપરવાઈઝરો હોય છે.

દરેક દેશમાં ગુન્હેગારોને સજા થાય છે અને તેમને જેલમાં પણ મોકલવામાં આવે છે; પરંતુ તેની પાછળ રહેલા હેતુવિષેજ સોવિયટ રશિયામાં દેખીતો ભેદ છે. ત્યાં કેદીને સજા માટે નહિ પણ તાલીમ આપી લાયક નાગરિક બનાવવાને માટેજ લઈ જવામાં આવે છે; તેમ કેદીઓની મનોદશા ધ્યાનમાં લઇ તે મુજબ તેમની પાછળ ધ્યાન આપવામાં આવે છે. વળી અહીં બીજી એક વિશેષતા એ જોવામાં આવે છે કે, કેદી જે જાતનું કામ બહાર કરતો હોય તેવુંજ કામ તેની પાસેથી જેલમાં પણ લેવામાં આવે છે. કેદીઓ પોતાનાં કપડાં વાપરી શકે છે, તેમ ખોરાક પણ સારો હોય છે.

ફોજદારી ગુન્હાવાળા કેદીઓની આ વાત થઇ ત્યારે રાજકીય કેદીઓની સ્થિતિ કેવી હશે એ કલ્પી શકાશે. તેમને કામ કરવું પડતું નથી. ખાસ સગવડો આપવામાં આવે છે. ગમે તે જાતની ચોપડીઓ તે વાંચી શકે છે ને મિત્રોને મળી શકે છે.

## પરદેશીઓની વ્યવસ્થા

વળી રશિયામાં પરદેશીઓની જે ખાનદાનીથી બરદાસ્ત રાખવામાં આવે છે તેવી બરદાસ્ત તો બીજા કોઇ પણ દેશોમાં મેં કે બીજા કોઇએ પણ અનુભવી નથી. પરદેશખાતા તરફથી બોલા-વેલી સભામાં હું એક દિવસ હાજર હતો. વક્તાઓએ પરદેશીઓના બે વર્ગો જણાવ્યા. સોવિયટ રશિયા જગતભરના કામદારોની એકતામાં માનનારૂં હોવાથી તેઓ જીગરજાનીથી બીજાઓ સાથે વર્તે છે. આથીજ પરદેશના પ્રતિનિધિઓ રશિયાને કિનારે ઉતરે ત્યારથીજ સરકારના પરોણા ગણાય છે. તેમને કોઇ પણ જાતનો ખર્ચ કરવો પડતો નથી.

વળી રશિયાની સ્થિતિ નજરે નીહાળવાને માટે આવનાર પરદેશી પથિકોની સોવિયટ સરકાર પોતેજ દરેક વ્યવસ્થા રાખે છે, પણ ખર્ચ દરેકે આપવું પડે છે. આવો કોઇ મુસાફર આવે કે તેણે બે મહીનાની અંદર સરકારમાં પોતાની ખબર આપવી જોઇએ. નાગરિકતાના કાયદા પણ અહીં ઘણાજ સરળ ને સાદા છે. કોઇપણ પરદેશી નામઠામ નોંધાવતાંની સાથેજ ત્યાંનો નાગરિક બની શકે, તેને શહેરીતરીકેના સઘળા હક મળી જાય છે અને વિશેષતા એ કે, તેમને લશ્કરમાં નોકરી કરવાની ફરજ હોતી નથી, તેમ તેઓ ચોક્કસ કાયદાઓ ભંગ ન કરે ત્યાંસુધી તેમની

ખાનગી મલામત્તા પણ જપ્ત થતી નથી.

## સોવિયટ સમાજ

અહીંની સમાજપદ્ધતિ સુધરેલી ગણાતી પશ્ચિમ અને પ્રણાલિકાવાદી પૂર્વથી છેકજ જૂદી જણાય છે. પોષાક માટે કોઇ જાતનું બંધન નથી. શહેરીઓ પણ મિલિટરી ફેશનનાં કપડાં પહેરી શકે છે; તેમ સ્ત્રી-પુરુષોના પોષાકમાં પણ કોઈ જાતનો ફેર હોતો નથી. તેમનાં મંડળો પસંદ કરે તે પોષાક તેઓ પહેરી શકે છે. આથી લશ્કરી વિભાગમાં સંખ્યાબંધ યુવતીઓ મિલિટરી યુનિફૉર્મમાં હરતી ફરતી દેખાય છે.

નાનાં નાનાં છોકરાંઓ પણ ખાખી યુનિફૉર્મ પહેરે છે. તેઓ દેશના ભાવી આધારરૂપ ગણાય છે. મેં એક અમલદારને પૂછ્યું કે "૧૫ વર્ષની અંદરનાં છોકરાંઓને તમે લશ્કરી પોશાક પહેરવાની પરવાનગી શા માટે આપો છો ?"

"અરે ભાઈ" તેમણે જવાબ આપ્યો "આ તો મનોદશા કેળવવાનો એક મહત્ત્વનો સવાલ છે. નાનપણથી તાલીમ ન હોય અને જો રશિયા સામે એકાદ શાહીવાદી હુમલો થાય તો શું કરવું ? તે પ્રસંગે નવા સિપાઇઓની ભરતી કરવી, તાલીમ આપવાની ધાંધલ કરવી, તે કરતાં હમેશજ યુવાનોની મનોદશા કેળવવી એ વધારે મહત્ત્વનું છે. વળી તમે જાણતા નથી કે, લશ્કરી લેબાશથી માણસમાં તેવી જાતનું ઝનુન સ્વાભાવિક રીતેજ પેદા થાય છે ? અમારી પ્રજામાં અમે ગાડરીયા ઘેટાં પેદા થયેલાં જોવા માગતા નથી. તેમના અંતરમાં તેજસ્વિતાના ઝરા ઝમકતા રહે એ જોવાની અમારી ઝંખના છે.

## કામદારની પ્રતિષ્ઠા

સોવિયટ રાજતંત્રનું આખું રહસ્ય કામદાર વર્ગોમાં તેના હિતસંબંધની જાગૃતિ પેદા કરવામાંજ સમાએલું છે. કામદારો અને ખેડુતોની પંચાયતો એટલે-સોવિયટ-અને તેથીજ રાજકીય સત્તા આ પંચાયતોના હાથમાં હોય છે. શ્રમજીવી સમાજોનું તંત્ર એટલે આ પંચાયતોએ ચુંટેલા પ્રતિનિધિઓ તરફથી ચાલતું તંત્ર-અને જો કોઇ પંચાયતને એમ લાગે કે, એક વાર ચુંટેલો પ્રતિનિધિ તેના ધોરણસર ચાલતો નથી તો તેને પંચાયત રદ કરી શકે છે. અને તેથીજ મધ્યવર્તી કમિટિ પર પ્રાંતિક કમિટિઓનું અને તેમની ઉપર તાલુકા કમિટિઓનું દબાણ હોય છે.

૧૯૨૦-૨૧ ના કાળમાં-જે વૉર-કમ્યુનીઝમ તરીકે ઓળખાય છે તે કાળમાં-દેશમાંની દરેક વ્યક્તિને એકસરખો ખોરાક તથા બીજી જરૂરીઆત વસ્તુઓ પૂરી પાડવામાં આવતી; પણ તે પછીના અલ્પ સમયમાં જે નવી આર્થિક પદ્ધતિ ઘડાઇ તેણે વ્યવસ્થાશક્તિની દૃષ્ટિએ અદ્ભુત પરિવર્તન કરી નાખ્યું છે. પરંતુ છતાં કારખાનાંઓની માલીકી તો કામદારોનીજ છે, તેમ જમીનોના ખરા માલીકો પણ ખેડુતોજ રહ્યા છે.

## ખેડુતોની આબાદાની

કામદારો સાથેજ બીજો મહત્ત્વનો વર્ગ એટલે ખેડુતોનો-ખેડુતને ત્યાં "મૌજીક" કહે છે. આ લાંબી દાઢીવાળો પરગજુ મૌજીક ઝારના કાળમાં ભયંકર પ્રણાલિકાવાદી હતો અને તકદીરનું નામ લઇ આળસમાં પડી રહેતો. તેમને અજ્ઞાનતામાં રાખવામાં આવતા, રાજકીય શિક્ષણ જેવું તેમને કંઈ પણ મળ્યું ન હતું-જાણે કેમ જમીનદારોની ગુલામી સિવાય તેમને દુનિયામાં કંઈ કરવાનું હોયજ નહિ, એમ તેમને વિષે માનવામાં આવતું; અને જો તે કદાચ તકરાર કરે તો તરત તેની સામે કડક પગલાં લેવામાં આવતાં.

પણ હવે-ક્રાંતિ પછી-ખેડુત અજ્ઞાની રહ્યો નથી. તેઓને કોઇ લૂંટી શકે નહિ, ખેડુતોમાં પણ હવે યુવાન મંડળો જામી ગયાં છે. તેમને પોતાની ગુલામી સાલતી હતી અને તેથીજ તેઓ ક્રાંતિવાદી બન્યા. ખરૂં છે કે, અજ્ઞાનને લીધે માનવી ગુલામ બની રહે છે, પણ અંતરના અગ્નિપર વળેલો રાખનો ઢગલો કેળવણીના પવનથી ઉડી જતાં તે પ્રખરતા ધારણ કરે છે-ભભુકી ઉઠે છે અને ગુલામીનાં બંધનોને બાળી ભસ્મ કરે છે.

આ ભાન બે રસ્તે થાય છે; કેળવણીથી અને ભયંકર દુર્દશાથી. કેળવણીનું ભાન પાયરી

પાયરીએ ધીમે ધીમે થાય છે, જ્યારે ભયંકર વિપત્તિનું ભાન એકદમ થાય છે અને તેમાંની ક્રાંતિનોજ સ્ફોટ થતો હોય છે.

આ અવસ્થા સમજવી હોય તો ચોપડાં વાંચીને નિરાંત નહિ વળે-ખરી સ્થિતિ નજરે નિહાળવી જોઇશે, તેની અંદર સંકેલાયલાં અનેક તત્ત્વોનું આકલન કરવું જોઇશે. રશિયન ખેડુત અભણ છતાં આ સત્ય જોઈ શક્યો તેથી હવે તે ધર્મને ઓરંભે પોતાના સવાલો મૂકતોજ નથી. તે જાણે છે કે, ધર્મને નામે તો તે ઝારની ગુલામીના દોઝખમાં સબડતો પડયો હતો. આમાંથી મુક્તિ આપનારી એક ક્રાંતિજ હતી અને તેથી તે ક્રાંતિનેજ પોતાની પૂજામૂર્તિ ગણી વંદે છે. રશિયામાં હવે એ તો કહેવતજ પડી ગઇ છે કે, ધર્મ એ પ્રજાને માટે અને ખાસ કરીને ખેડુતને સરજાયેલું અફીણ છે. જ્યારે તેની અસર કાઢી નાખનારી જ્વલંત માત્રા એક માત્ર ક્રાંતિ-ચતુરંગી પરિવર્તન એજ છે.

### કામ નહિ તો દામ નહિ

જે કોઈ પણ માણસ શરીરે તેમ માનસિક દૃષ્ટિએ સાજો છે તેને ૧૮ થી ૫૫ વર્ષની ઉંમર દરમિયાનમાં કામ કરવું પડે છે. જે કોઇ કામ કરતો નથી તેને સામાજિક તેમ રાજકીય મોભો હોતો નથી. તેની કેળવણી, દવાદારૂ વગેરે માટે સરકાર જોખમદાર નથી. ત્યાં તો એજ કહેવત છે કે "કામ નહિ તો દામ નહિ."

આવા માણસો સામાન્ય રીતે ઝારની આમદાનીમાંના અમીરોજ હોય છે. તેમણે ક્રાંતિ વખતે પોતાની ધન-દોલત જમીનમાં દાટી રાખેલી તે હવે જરૂર પડે તેમ વાપરી શાંતિનું જીવન વ્યતીત કરે છે; પણ જ્યારે આ દાટી રાખેલું ધન ખલાસ થઈ જાય છે, ત્યારે તેઓને કેળવણી ખાતા તરફ કે કારખાનાંઓ તરફજ આજીવિકા માટે દોડી જવું પડે છે. તરત તેને સર્વે સામાજિક તથા રાજકીય હક્ક મળી જાય છે અને તે પોતાના પસીનાની કમાણી કરતો થાય છે.

### રશિયાની સ્ત્રીઓ

સોવિયટ રાજતંત્રમાં સ્ત્રીઓને પુરુષથી આર્થિક સ્વતંત્રતા આપવાની દૃષ્ટિએ ઘણાજ ખંતીલા પ્રયાસો આદરવામાં આવ્યા છે. સોવિયટ તંત્ર સ્થાપન થયું કે તરતજ એક ઢંઢેરો પ્રકટ કરી સ્ત્રીઓ સામે મૂકાયલા અંકુશો કાઢી નાખવામાં આવ્યા હતા; એટલે હવે સ્ત્રીઓ રાજકીય તેમ સામાજિક દરજ્જામાં પુરુષોની બરાબરીએ હક ભોગવી શકે છે. તે હવે પુરુષના હથીઆરરૂપ રહી નથી, તેમ લગ્નની ગુલામ પણ રહી નથી. રશિયામાં લગ્નને પ્રેમોત્પન્ન સામાજિક વ્યવહારતરીકે માનવામાં આવે છે. સ્ત્રીપુરુષની ખુશી હોય તો-અને ત્યારેજ તેઓ પરણી શકે છે, તેમ છુટાછેડા મેળવી શકે છે; તેમજ જ્યાંસુધી એકાદ લગ્ન ખાતામાં કે સામાજિક ખાતામાં નોંધાયું નથી ત્યાંસુધી તે કાયદાસરનું ગણાતું નથી.

સ્ત્રીસ્વાતંત્ર્યની આ મનનીય યોજનાથી રશિયામાં વેશ્યાવૃત્તિ તદ્દન નષ્ટ થઈ ગઇ છે. કુટણખાનાં એ હવે રશિયામાં ભૂતકાળની બીના થઈ પડી છે; તેમ તે સામે ઘણાજ કડક કાયદા ઘડવામાં આવ્યા છે.

### ખેતીવાડી

હિંદુસ્થાન પ્રમાણેજ રશિયા પણ કૃષિપ્રધાન એટલે ખાસ કરીને ખેતીવાડીવાળો દેશ છે; અને તેથીજ દેશની લોકવસ્તીમાં ખેડુતોનું પ્રમાણ ઘણું મોટું છે. ૧૬ કરોડની રશિયાની પ્રજામાં ૧૪ કરોડ ખેડુતો છે. અન્ય સ્થળે આપણે જોઇ ગયા તેમ ક્રાંતિના પૂર્વકાળમાં ખેડુતોની હાલત ઘણીજ ખરાબ હતી. કુલ જમીનોમાંની ત્રીજા ભાગ જેટલીજ ખરાબ જમીનો ખેડુતોની માલીકીવાળી હતી. "કલ્યાકોએ' (જમીનદારોએ) તેમને સદૈવ ગુલામીમાં દબાવી રાખ્યા હતા. ધર્મગુરુઓ ઝારના હથીઆર બની પ્રજાને ઉંધે રસ્તે દોરી જતા હતા; પરંતુ ક્રાંતિએ આખી સ્થિતિમાં પરિવર્તન કરી નાખ્યું હતું. ક્રાંતિ પછી જમીનોની માલીકી ખેડુતોને મળી. તા૦ ૧૪ ફેબ્રુઆરી ૧૯૧૮ને રોજ જમીનો દેશની માલીકીની બનાવી દેવાનો કાયદો ઘડાયો અને ૧૯૧૯ સુધીમાં તો ૯૬ ટકા જેટલી જમીનો ખેડુતોને કબજે થઇ ગઇ તથા સહયોગી પદ્ધતિ પર તેમનું સંગઠન પણ જામી ગયું.

(મૂળલેખકઃ-ભાઇ શઉકત ઉસ્માની. અનુવાદક-શ્રી રાજશેખર. દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# ૭૮–મીરજ મિશન હૉસ્પિટલ

વિશેષ્ય ધર્મ કરતાં સામાન્ય મનુષ્યધર્મ વધે છે; કારણ કે જન્મતી વખતે જન્મનાર પ્રથમ વિશ્વદર્શન એક મનુષ્યતરીકેજ કરે છે. પછીજ સ્થળ, કાળ અને સંજોગોને વશ થઇ તે હિંદુ, મુસલમાન, પારસી કે ખ્રિસ્તીરૂપે મતમતાંતરવાદી બની, સત્ય-અસત્યના ઝઘડામાં પડી મનુષ્યત્વની મહત્તા વધારે છે કે ઘટાડે છે.

× × × ×

છેવટનાં લગભગ એક સો વર્ષ થયાં, ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરનાર ઘણાં મિશનો અત્યારે આખા હિંદમાં સ્થળે સ્થળે કાર્ય કરી, સેવાવૃત્તિથી હજારો અન્ય ધર્મીઓને ભગવાન ઇસુના છત્ર નીચે લાવી રહેલા છે. ધર્મઘેલછાનો સવાલ જો બાદ કરવામાં આવે તો અમુક સંસ્થાએ ઉંચા પ્રકારની સમાજસેવા–દીનસેવા બજાવી, હજારો કચરાયલા, લાચાર અને પરપદદલિત કે જેઓ માત્ર નામનુંજ મનુષ્યત્વ ભોગવી રહેલા હતા, જેઓની ગણત્રી પશુઓથી પણ નપાવટ જેવી હિંદુઓએ કરી હતી, તેઓને પુનઃ મનુષ્ય બનાવી, જગતને ઉપયોગી સેવક–સેવિકાઓ આપ્યાં છે. મુક્તિફોજ, કેટલાંક ફાઉન્ડલીંગ હોમ્સ–અનાથાશ્રમો અને દવાખાનાંઓ આ ઉપયોગી સંસ્થા માંહેલાં છે.

× × × ×

મીરજની મિશન હૉસ્પિટલમાં થતી દર્દીઓની ચિકિત્સા, નિદાન અને સારવાર વગેરેની તારીફ ઘણો વખત થયાં તેનો લાભ લેનારાઓ પાસેથી સાંભળેલી; પરંતુ ત્યાં પ્રભુ ક્રાઇસ્ટના સાચા ભેખધારી, રોગી જનતાને ચરણે પોતાનું જીવન અર્પી રહેલા છે તે તો ગયા ઑગસ્ટ માસમાંજ જાણ્યું.

મીરજ હૉસ્પિટલ અમેરિકન પાદરી ડૉક્ટર વૉનલેસે આજથી ૩૫–૪૦ વર્ષ પહેલાં અમેરિકન પ્રેસ્બિટેરિયન મિશન તરફથી એક નાના ભાડાના મકાનમાં ખોલી, તેને પોતાનું જીવનકાર્ય બનાવ્યું. ધીમે ધીમે કાર્યપરાયણતા, સેવાવૃત્તિ અને દૃઢતાથી હાલની સ્થિતિપર એ સંસ્થાને આણી.

શરૂઆતમાં ડૉક્ટર વૉનલેસને ઘણીજ મુશ્કેલીઓ સામે થવાનું હતું. તેનું કાર્યક્ષેત્ર, હિંદુ-ધર્મના ચુસ્ત હિમાયતી અને તદ્દન અજ્ઞાન માણસોની વચમાં હતું. મીરજ રાજ્ય કોઇ પણ રીતે અને કોઇ પણ શરતે પાદરી લોકોને જગ્યા આપે તેમ હતુંજ નહિ. આવા સંજોગોમાં પણ તે પાદરીએ પોતાનું કામ સાધારણ પાયાપર ચલાવ્યેજ રાખ્યું. તે બિમારને દવા આપતો અને ખબર પડતાં વગરનોતરે–વગરફીએ દર્દીને ત્યાં પહોંચી જતો. તેની પાસે બોલવાનાં વચનો કે પાંડિત્ય જેટલું હોય તે કરતાં ગરીબોના ચરણમાં ધરવા સેવાવૃત્તિ વધારે હતી.

એક સાચા સંન્યાસીનું જીગર હતું અને માથે લીધેલા કાર્યને પાર પાડતાં સામે આવતી વિપત્તિઓ ઝીલી લેવા એક વીર–ધીર–હૃદય હતું.

આ અરસામાં કોલ્હાપુરના કોઈ કુંવરનું ઑપરેશન કરવાની તેમને તક મળી અને આરામ પછી મહેનતના બદલામાં હાલની હૉસ્પિટલની જમીનની માગણી કરી, જે સ્ટેટે કબૂલ રાખી મીરજ પાસેથી અપાવી દીધી. આ વખતે આ ડૉક્ટરને પોતાનો અંગત સ્વાર્થ સાધવાની તક સારી હતી; પરંતુ તેને તો પોતાનું-સેવાનું અને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનું-કાર્ય પાર પાડવાનું હતું.

પગભર થયા પછી તેણે આસપાસના અભણ–અજ્ઞાન હિંદુઓ કે જેમને હિંદુઓએ અસ્પૃશ્ય ગણી દૂર કરેલા હતા, જેમનું મનુષ્યત્વ અર્ધું પર્ધું તો આ પાપે હરાઈ ગયું હતું, જેમના નીતિરીતિના સંસ્કારો ધોવાઇ ગયા હતા અને પેટપૂરતું ગમે તે રીતે મેળવી પેટનો ખાડો પૂરવો એજ જેમનો જીવનવ્યવસાય થઇ પડેલો હતો, તેઓને કેળવી પુનઃ મનુષ્ય બનાવી તેમના ભૂખ્યા પેટમાં રોટલી આપી ઉઘાડાં શરીરો ઢાંકી, તેઓના દિલના અને દેહના આખા આખા જખ્મો દવાથી અને ઇસુની દુવાથી રૂઝવવાનું કાર્ય શરૂ કર્યું. અત્યારે તેઓ ખ્રિસ્તીસ્વરૂપે ડૉક્ટર વૉનલેસના મદદનીશો બની રહેલા છે. લગભગ ડૉક્ટરોથી માંડી વૉર્ડમાં કામ કરતા હલકા નોકરો સુધીનો તમામ સ્ટાફ

તે ગરીબ અભણ ગામડીઆઓમાંથી ઉપજાવી કાઢેલો છે. તેમાંનો એક ડૉકટર સાથની અત્યારે 'લેબોરેટરી એક્સ રે' ના ખાતામાં ડૉ. વેનલેસનો મુખ્ય મદદનીશ છે; આખો દિવસ કામ કરવા છતાં પણ તે માણસ પૂરેપૂરી શાંતિથી સદા તૈયારનો તૈયારજ હોય છે.

તેને મેં પૂછ્યું કે "ડૉકટર! તમારે કયાંથી કયાંસુધી દવાખાનામાં હાજરી આપવી પડે છે?" તેણે શાંતિથી ખ્યાલ આપ્યો કે "અહીં દવાખાનામાં મુકરર કરેલા કલાકો નથીજ હોતા, કામ કરનાર માણસ ચોવીસે કલાક કામ કરવા તૈયારજ હોય છે; કારણકે અમે દવાખાનાના છીએ અને દવાખાનું અમારૂં છે."

આ ડૉકટર લેબોરેટરીના એક્સ રેના કામ ઉપરાંત રસાયણશાસ્ત્ર અને શારીરિક શાસ્ત્રના અહીંની મેડીકલ સ્કૂલમાં–કે જ્યાંથી તે પાસ થઇ બહાર નીકળ્યા છે. ત્યાં–પ્રૉફેસર છે.

× × × ×

તેવીજ રીતે ત્યાં કામ કરતી કેટલીક સેવિકાઓ અને નોકરો પણ ત્યાંનાજ મિશને તૈયાર કરેલાં છે. તેઓ ખરેખરી લાગણીથી દર્દીઓની સેવા કરે છે. મુંબઇ, અમદાવાદ કે એવાં બીજાં સ્થળોની સાર્વજનિક હૉસ્પિટલોમાં ઘર કરી રહેલી પૈસાની નીચ લાલચ (પાન–સોપારી–ચાહ) હજુસુધી આ સંસ્થાને નથી વટલાવી શકી. તે પ્રતાપ પણ કાર્યવાહકની સંપૂર્ણ કાળજી અને નોકરોને મળતી તાલીમનોજ છે, એમ મારૂં માનવું છે. દર્દમાંથી મુક્ત થઇને ઘેર જતો દર્દી પોતાની ચાકરી કરનારા આ ભાઇઓ–બ્હેનોને બનતાંસુધી તો નથીજ વિસરતો.

દુનિયાના તળપર કામ કરતાં લગભગ ઘણાંખરાં ખ્રિસ્તી મિશનોના વિજયની ગુપ્ત ચાવી તેની ઉચ્ચ સેવાવૃત્તિજ છે. બેલ્જીયમના ભલા પાદરી ફાધર ડેમિયને અને એવા બીજા ઘણા દૂર દૂર પડેલા ટાપુઓ કે દુનિયાના ભાગમાં કામ કરતા અનેક સેવાધર્મી પાદરી સાધુઓએ પોતાનો ધર્મનો સંદેશો મુંગી સેવાથીજ પ્રજામાં પહોંચાડયો છે. કદાચ વિશ્વ સમસ્ત આવી સેવાઓથી તેઓના મતને અનુસરતું બને તોપણ નવાઇ જેવું નથી. સેવાવૃત્તિના અભાવે આપણે આપણા હજારો ભાઇઓને હમેશાં ગુમાવીએ છીએ. મીરજની હૉસ્પિટલમાં બનેલો એક પ્રસંગ અહીં ટાંકું છું.

મીરજની હૉસ્પિટલમાં દગડુ સિંધે નામના એક દેશી ખ્રિસ્તી દર્દી સાથેની વાત દરમિયાન મેં તેને પૂછ્યું કે "ભાઈ! તને હિંદુધર્મમાં શું ખામી લાગી કે તું ખ્રિસ્તી થયો?" તેણે ઉંડો નિઃશ્વાસ મૂકી જવાબ દીધો કે "ધર્મની ખામી શોધવા જેટલી પાકી બુદ્ધિ મારામાં નથી; પરંતુ મને હિંદુ સમાજની નિષ્ઠુરતાથી તે તરફ ઘૃણાજ આવી. જ્યારે અમે દુષ્કાળથી અન્નપાણીવગર પાંચ ભાઇઓ, બે બ્હેનો અને એક વૃદ્ધ માતા પીડાતાં હતાં ત્યારે તો કોઇએ અમારી પ્રાર્થના તરફ નજ જોયું. ગમે તે રીતે પૂરૂં કર્યું, પણ અમારી માંદગીપ્રસંગે આભડછેટને બહાને આસપાસના ધનિક, દયાનાં પૂતળાં જેવા દેખાતા હિંદુ ભાઇ–બ્હેનોએ પોતાની લાગણીશૂન્ય આંખે મારા ત્રણ ભાઈ અને એક બ્હેનને ટગર ટગર જોયાં કર્યાં, પણ મરતાં મોઢામાં પાણીનું ટીપું મૂકવા જેટલી પણ દયા નજ બતાવી! અમેરિકન મિશનના પાદરીને ખબર પડતાં તેઓ અમારી મદદે આવ્યા, અમારી ચાકરી કરી અમને બચાવી લીધા. ત્યારથી અમે તે પ્રાણદાતા પાદરીના પંથે વળી ખ્રિસ્તી થયા અને આનંદથી મનુષ્યતરીકે રહીએ છીએ. તમે હિંદુઓએ તો અમને કાળના મુખમાં જવા દીધા, કોઇએ દયાની દષ્ટિ પણ કરી નહિ. હવે શામાટે વલોપાત કરો છો કે 'હાય! હાય! હિંદુધર્મનો લોપ થવા બેઠો છે! બધા વટલી જાય છે!' હું તો હજુ પણ માનું છું કે, બાકી રહેલા હિંદુઓ પણ કાળે કરી હિંદુધર્મ છોડશે; કારણકે હિંદુઓમાં ધર્મઘેલછા છે, સેવાભાવ નથી; પોતાનું હિંદુત્વ ટકાવી રાખવાની ઇચ્છા છે, પણ ભાઇઓપ્રત્યે સહાનુભૂતિ કે સહાય નથી. માત્ર ક્રિયાકાંડની–તાલાવેલી છે, પણ સામાન્ય ધર્મનો આદર નથી. અમારા ધર્મના થાંભલાતરીકે ગણાતા સાધુ મહારાજોમાં!"

આ જવાબથી હું સ્તબ્ધ થઈ ગયો. હિંદુઓની વકીલાત કરવાના મારા બધા મુદ્દા માર્યાં

ગયા. આવા હજારો દગડુઓ અત્યારે હડધૂત થઇ હિંદુત્વ છોડે છે તે તરફ શું કોઇની આંખ નહિ ઉઘડે?

× × × ×

મીરજની હૉસ્પિટલમાં ડૉકટર વૉનલેસ ઉપરાંત બીજા બે પાદરી ડૉકટરો ડૉ. વેઇલ્સ અને ડૉ. સ્ટિવન્સન કામ કરી રહેલા છે. ડૉ. વેઇલ્સ જે દિવસે ડૉ. વૉનલેસ આંખના ઑપરેશનમાં રોકાયેલા હોય છે, ત્યારે બીજા બધા ઑપરેશનોનું કામ સંભાળે છે; અને બીજી વખતે જ્યારે ડૉકટર વૉનલેસ જનરલ ઑપરેશનમાં હોય છે ત્યારે ડૉ. વેઇલ્સને આંખના ઑપરેશનમાં દર્દીઓ જુએ છે. એટલે બન્ને ખાતાંઓ એક સાથે ચાલે છે. અઠવાડીઆમાં ત્રણ ત્રણ દિવસ સવારે નવા દર્દીઓને બન્ને ડૉકટરો તપાસી, બીજે દિવસે તપાસનારજ ઑપરેશન કરે છે. ઑપરેશન પછી પણ સૌ પોતપોતાના દર્દીઓને હમેશાં સવારસાંજ તપાસે છે. ડૉકટર સ્ટિવન્સન પહેલાં વેંગુર્લા મિશન હાસ્પિટલમાં કામ કરતા હતા. હાલમાં થોડા સમય થયાં અહીં આવેલા છે અને બન્ને ડૉકટરોના મદદનીશતરીકે જનરલ ઑપરેશન વખતે મદદ કરે છે. "ઇલેકટ્રીક ક્લોરાઇડ લોશન" નામની જખમો ધોવાની એક દવાનો પહેલો ઉપયોગ હિંદમાં આ હૉસ્પિટલમાં તેણેજ શરૂ કર્યો છે અને પદ્ધતિસર પ્રયોગો હજુ પણ તેને વિષે ચાલે છે, એમ સાંભળ્યું છે.

અત્યારે તો યૂરોપ-અમેરિકાની છેલ્લામાં છેલ્લી પદ્ધતિસર સગવડો અને સાધનો આ પાદરી ડૉકટરો હિંદને ચરણે ધરી રહેલા છે. ડૉકટર વૉનલેસે આંખના ઑપરેશન માટે કેટલાંક નવાં ઓજારોની શોધ કરી વૈદકીય ખાતામાં નવો ઉમેરો કરી ઉંચી સેવા બજાવી છે.

દર વર્ષે લગભગ ૭૦૦૦ થી ૮૦૦૦ દર્દીઓ હિંદના જુદા જુદા ભાગમાંથી આવી લાભ લે છે. હવે મિશનને આર્થિક બાબતમાં અડચણ નહિજ આવતી હોય, કારણ કે ધનિક દર્દીઓ પાસેથી મળતી રકમનો ઉપયોગ હૉસ્પિટલમાં કરવા ઉપરાંત તે રકમમાં મેડીકલ સ્કૂલ તથા બીજાં કેટલાંક ખાતાંઓ ચલાવવામાં આવે છે. મેડીકલ સ્કૂલ હમણાં થોડા વરસ થયાંજ ચાલુ કરેલી છે. ત્યાંના વિદ્યાર્થીઓ દવાખાનાનું તમામ કામ ક્લોરોફૉર્મ આપવાથી ડ્રેસીંગ (જખ્મો પર પાટા બાંધવા) સુધીનું કામ કરે છે, જેથી હૉસ્પિટલને તે કામ માટે રોકવો જોઇતો સ્ટાફનો ખર્ચ નિભાવવો પડતો નથી. દર્દીઓની સંખ્યાના પ્રમાણમાં સેવિકા વગેરેનો સ્ટાફ બહુજ ઓછો કહેવાય, પણ આ ઉણપ મેડીકલ સ્કૂલ પૂરે છે.

× + × ×

અહીં એક બાબતની મારે સખેદ નોંધ લેવી પડે છે કે, અહીં કેટલાએક એવા પણ દર્દીઓ આવે છે, કે જે આવી ઉપયોગી સંસ્થાને પણ છેતરી જવા જેટલી હલકાઇ કરતાં અચકાતા નથી. આ સંથામાં પૈસાદાર દર્દીઓ માટે જૂદા જૂદા ભાડાની કોટડીઓ રાખવામાં આવી છે, જેનું ભાડું સગવડતાના પ્રમાણમાં હમેશનું ૦-૧૨-૦ થી રૂા. ૩-૮-૦ સુધી છે. આરામ થયા પછી ઘેર જતી વખતે ઑપરેશનના અને સ્થિતિના પ્રમાણમાં હૉસ્પિટલના દાનના ખાતામાં કેટલી રકમ ભરવી તે ડૉ. વૉનલેસ નક્કી કરી આંકડો આપે છે. અને પહેલી વખતે જોવાની ફીના શક્તિવાળા માણસો પાસેથી રૂા. પાંચ લેવામાં આવે છે. ગરીબો મફત સાધનો અને પાસ મેળવી શકે છે. આનો હેતુ એટલોજ છે કે, આ બહાને ધનિક પાસેથી સંસ્થાને આર્થિક મદદ મળે કે જેથી ગરીબો માટે અને સંસ્થા માટે થતા ખર્ચ સારૂ બીજે હાથ લંબાવવો ન પડે. ગરીબ દર્દીઓ માટે જનરલ વૉર્ડઝ (સામાન્ય વૉર્ડઝ) રાખેલા છે, જેનું ભાડું કંઇ પણ નથી. આનો લાભ લગભગ ૯૦ ટકા જેટલા દર્દીઓ લે છે. ભાડાની તથા દાનની નજીવી પચીસ પચાસ જેવી રકમ માટે કેટલાએક સારી સ્થિતિવાળા કે જેઓ બીજી રીતે હજારો રૂપીઆનો ખર્ચ નીભાવી શકે છે, તેઓ જનરલ વૉર્ડમાં આવી ગરીબ દર્દીઓના ખાટલા અને સગવડ પચાવી પાડે છે; એટલુંજ નહિ પરંતુ દવાખાનાનાં કપડાં, પાટાઓ વગેરે લઈ જનારા અને આંકડામાં જણાવેલી રકમ આપવાની કબૂલ કરી હોય તે આપ્યા વિનાજ છાનામાના નાસી જનારા દર્દીઓ પણ દવાખાનાને મળ્યા છે.

આપવાની રકમ નક્કી થયા પછી પણ જો દર્દી પોતાની સ્થિતિનો ખરો ખ્યાલ ડૉકટર

વૉનલેસ આપે છે તો રકમમાં સારી રીતનો ઘટાડો કરવામાં કે કદાચ તદ્દન જતો પણ કરવામાં આવે છે. ફતેહમંદ નહિ થયેલાં ઑપરેશનો માટે ગમે તે સ્થિતિના દર્દી હોય તોપણ કંઈ ચાર્જ લેવાતો નથી.

આ ભોળા ભલા પાદરીમાં પણ આવા સ્વાર્થી શખ્સોથી છેતરાઇ છેતરાઇ હવે કંઇક વ્યાવહારિક ઝીણવટ આવી હોય તેમ લાગે છે. લાંબા વખત સુધી દર્દીની વાતને એકદમ સત્ય માની લેનારો આ વૃદ્ધ ડૉક્ટર હવે એકદમ સાચી માનતાં અચકાય છે. મારા થોડા દિવસના વસવાટ-દરમિયાન તદ્દન ગરીબ નિરધારરૂપે હાજર થયેલા માણસો પાછળથી તપાસ કરતાં મને પોતાને સારી સ્થિતિવાળા માલૂમ પડ્યા છે. એક કાઠિયાવાડીને પોતાની માતાના આંખના ઑપરેશન વખતે ત્યાં પોતે દીકરાતરીકે જાહેર થાય તો પૈસા આપવા પડે તેટલા માટે ડોશીની દયા ખાઇ આવેલા પાડોશીતરીકે રજુ થતો મેં જોયો છે. આનું પરિણામ ખરા ગરીબનેજ સહેવું પડે છે. આ પ્રસંગને અનુસરતું એક દૃષ્ટાંત મને યાદ આવે છે. એક શાહ એક ફકીરનો વહાલામાં વહાલો ઘોડો ગમે તે કિંમતે કે શરતે જ્યારે ન મેળવી શક્યો, ત્યારે એક અપંગ ગરીબ ભીખારીનું રૂપ લઇ ફકીર પાસે આવી માગણી કરી કે "હે ભલા સાંઇ મૌલા! મને અપંગને થોડે દૂર જવા તારો ઘોડો આપ, તુરત પાછો પહોંચાડી દઇશ." ગરીબો માટે સર્વસ્વ આપી દેનાર ફકીરે તે અપંગ ગરીબને ઘોડો આપ્યો. ઘોડે ચઢી તેને એડી મારી દોડાવી જતાં જતાં તે ગરીબ અપંગરૂપે આવેલા બાદશાહે કહ્યું કે "ફકીર! હું ભીખારી નથી, પરંતુ બાદશાહ છું. તેં તારો ઘોડો રાજીખુશીથી ન આપ્યો તેથી આવી રીતે લઇ જાઉં છું. હવે ઘોડાની આશા રાખતો ના." આ શબ્દ સાંભળી ફકીર બોલ્યો કે "ઓ શાહ! ભલે મારો ઘોડો લઈજા. મને તેનું કંઇ લાગતું નથી; પરંતુ એક વિનતિ છે કે, તારા આ દગાની છેતરપીંડીની વાત તું ગુપ્ત રાખજે. જો કોઇ સાંભળશે તો ખરા ગરીબો તરફ પણ દયા કરતાં અટકશે. જા, ખુદા તારૂં ભલું કરે." આ સાંભળી શાહ શરમીંદો થઇ ગયો. એકદમ પાછો આવી ફકીરના પગમાં પડી બોલ્યો કે "ઘોડા માટે હું ગરીબોનાં ગળાં નહિજ કપાવું." આમ સ્થિતિવાળાઓ ગરીબોનાં ગળાં ન કપાવે એમ પ્રાર્થના છે. સગવડતાનો લાભ લઇ દર્દીઓ પોતાની સ્થિતિ પ્રમાણે સંસ્થાને મદદ કરે તો ગરીબોનો લાભ હાલમાં જેટલો સચવાય છે, તે કરતાં વધુ સારી રીતે સચવાશે, એમ મારી ખાત્રી છે. એક બે ઉદાર ગૃહસ્થોએ ઉપકારના બદલામાં હૉસ્પિટલને સારા વૉર્ડ્ઝ બંધાવી આપ્યા છે.

મુંબઇ કે એવાંજ સ્થળોએ ધંધો કરતા નામાંકિત ડૉક્ટરોની માફક આ ડૉક્ટર પણ ધારે તો એક બાદશાહી કમાણી કરી, નવાબી માણી શકે; ગાડી-બંગલા વસાવી શકે; શેર-સટ્ટાના બજારમાં વધઘટ કરાવી શકે કે શરતના મેદાનમાં ઘોડા દોડાવી હારજીતના પાસા નાખી શકે; પરંતુ તે તો સાધુ રહ્યો, તેની બાદશાહી તેની સેવામાં, તેના આત્માઓની જીવનમુરાદ સેવા સિવાય બીજી શી હોય?

ત્યાં કામ કરતા ડૉક્ટરો પોતાના ખર્ચ જેટલું વેતન સ્વીકારે છે.

'તે પાદરી વાર્ષિક ૪૦ પૌંડમાં બાદશાહી અનુભવતો.' (ગોલ્ડસ્મીથ)

આમ પોતાને મળતા વેતનમાં આ ડૉક્ટરો પણ બાદશાહી માણે છે.

ત્યાંનો હમેશાંનો કાર્યક્રમ નીચે પ્રમાણે છેઃ—

ડૉ૦ વૉનલેસ પોતાની ૬૫ થી ૭૦ વર્ષની ઉંમરે પણ સવારના પાંચ વાગે ઉઠી, પ્રાતઃક્રિયા અને પ્રાર્થના કરી, નાસ્તો લઇ, આઠ વાગે ઑફીસમાં આવે છે. ત્યાં હમેશનો પત્રવ્યવહાર તપાસી, ઉપયોગી કામની સૂચના કરી અઠવાડીઆમાં એક આંતરે ત્રણ વાર દર્દ તપાસવાનું કામ કરે છે. બાકીના ત્રણ દિવસ તો વેઇલ્સ દર્દી તપાસે છે. નવા તથા જૂના દર્દી તપાસવાનું કામ લગભગ ૧૨-૩૦ સુધી ચાલે છે...ત્યાર પછી એક વાગે જમીને બે અઢી વાગતાં ઑપરેશન માટે આવે છે. રવીવાર સિવાય બધા દિવસ ઑપરેશન ચાલે છે. આ કામ લગભગ સાંજના સાડાછથી સાત સુધીમાં ખલાસ કરી, દેવળમાં સામે પ્રાર્થના કરી નવ વાગે રાતનું ભોજન લે છે. પછી દશ વાગે પુનઃ વૉર્ડમાં દર્દીઓ

તપાસી બાર વાગતાં ઘેર જઇ સૂએ છે. આ કામ ઉપરાંતના ફાજલ પડતા વખતમાં મેડિકલ સ્કૂલમાં લેક્ચરો આપવા દર માસે ત્રણ ચાર દિવસ મુંબઇ આવી દર્દીને તપાસવાનું કામ પણ કરવું પડે છે.

રવીવારે સવારે ગાનતાન સાથે દરેક વૉર્ડમાં દર્દીની સામે ઈશ્વરપ્રાર્થના કરવામાં આવે છે. પ્રાર્થનાના અંતમાં "પિતા જીસસ! દૂરદૂરથી આવેલાં મારાં દર્દીઓને આરામ કરી તેમનાં પાપ માફ કરી તેઓને તેમનાં વહાલાંઓ પાસે ઘેર પાછાં મોકલી દે" આ યાચના હોય છે. જ્યારે દર્દી ઘુંટણ પડી પ્રાર્થના કરતા પોતાના દાક્તરના આ છેલ્લા શબ્દો સાંભળે છે ત્યારે તે આભાર નીચે દબાયલા દર્દીના જીગરમાં ખરી સેવાવૃત્તિ ઉદ્‌ભવી આ ઇશ્વરના બંદાઓ તરફ ગમે તેવા ચુસ્ત હિંદુઓને પણ પૂજ્યબુદ્ધિ આવી જાય છે. મનુષ્યના જીવનનો પલટો ખરા પ્રેમથી-સેવાથીજ થઇ શકે તેની પ્રતીતિ આ પ્રભુની પ્રાર્થના વખતે થાય છે.

મૂર્ખાઓ કે જેઓ માત્ર ટીકા કરવા આવતા તેઓ પણ આ પાદરીના પ્રાર્થનાના સરોદો સાંભળી ભક્તિમાં લીન થઈ જતા; તેમજ મેં કેટલાએક ચુસ્ત વૈષ્ણવનાં માથાં પણ આ વખતે લાગણી, ભાવ અને કોમળતાથી નમતાં જોયાં છે.

બૈરાંઓ અને બાળકોના વૉર્ડમાં હમેશાં બપોરે પ્રાર્થનામય સંગીત વાદ્ય સાથે સેવિકાઓ કરે છે, જેથી જખ્મોવાળા દર્દીઓ થોડા વખત માટે તો પોતાનું દુઃખ વિસરે છે.

રવીવારે સાંજને વખતે મેજિક લેન્ટર્નથી ઈસુ ખ્રિસ્તના જીવનના પ્રસંગો દર્દીઓને બતાવવામાં આવે છે.

આ પાદરીઓ પોતાનું એક મિશન પાર પાડવા માટે પોતાનું માનેલું સત્ય બીજાને સમજાવી મનાવવા માટે કેટલું કેટલું કામ કરી રહેલા છે, કેટલા કેટલા ઉંચી કેળવણી પામેલા માણસો કે જેઓ સંસારીતરીકે રહે તો નામના અને નાણું મેળવી બાદશાહી માણી શકે, તેઓ સ્વેચ્છાએ ફકીરી સ્વીકારીને મિત્ર, સંગાથ અને માતૃભૂમિથી દૂર-તદ્દન અજાણ્યા અંધારા પ્રદેશમાં-કામ કરી, પડેલાને ઉઠાડી, અંધારામાં પ્રકાશ લાવી, ભૂખ્યાને ભોજન આપી, ધર્મબોધ સંન્યસ્ત દીપાવે છે. આવા લોકો સમસ્ત વિશ્વને પણ પોતાના બાહુમાં સમેટી દે તો નવાઇ શી?

જ્યારે જ્યારે મને આ પાદરીઓનું કામકાજ યાદ આવે છે, ત્યારે ત્યારે કવિ ગોલ્ડસ્મીથે ત્યજાએલા ગામડામાં વર્ણવેલ પાદરી મારી આંખ સામે તરી આવે છે. હાલના જમાનામાં જેટલો સેવાભાવ ક્રાઇસ્ટના આ ભેખધારીઓ કેળવી શક્યા છે, તેટલો અન્ય ધર્મના અત્યારના આચાર્યો-મહારાજો નથીજ કેળવી શક્યા! વિશેષ્ય ધર્મના અનુષ્ઠાનમાં એટલે એક જાતીય ધર્મના ક્રિયાકાંડમાંજ જ્યારે આપણા આચાર્યો, ગોસાંઇનાં બાળકો અને બ્રહ્મદેવો પડ્યા રહી, સામાન્ય ધર્મ વિસરી રહેલા છે, ત્યારે આ વિદેશી પાદરીઓ આપણા ભાઇઓને સેવાથી, પ્રેમથી પોતાના કહીને જગતને બતાવી આપે છે કે, એમનો ધર્મ એક દિવસે વિશ્વ સમસ્તમાં વિજય મેળવશે.

અત્યારે કેટલાં કેટલાં ખાતાંઓમાં જેવાં કે રક્તપિત્તિયાંના દવાખાનામાં, અનાથાશ્રમો, અને ખુદ લડાઇના મેદાનમાં તથા તોપોના મોરચા સામે પણ આ પાદરીઓને જીવતા મરતા અને પીડાતા માણસોની સેવા કરવાનું મળે છે; ત્યારે આપણે ધનપ્રાપ્તિ, મોજશોખ, પરોપકારને નામે સ્વાર્થ-સાધના અને ઉંચ નીચના ઝઘડામાં રહીને ધર્મનો લોપ કરી રહેલા છીએ.

આ ખ્રિસ્તીઓ સામે તિરસ્કારની દૃષ્ટિથી જોનારા હિંદુ ભાઇઓએ અને સાધુ મહારાજોએ કે જેમની પાસે કરોડોનો ફાળો સેવકોમાંથી ઉભો થયેલો છે, તેમાંથી પોતાનાજ ભાઇઓ માટે આવા કામમાં ખર્ચવા વિચાર કર્યો છે ખરો?

કેળવણી પામેલા હજારો હિંદુમાંથી આમ ધર્મ-ફકીર બની, હિંદુઓને સેવાથીજ હિંદુત્વ બોધી હિંદુ રાખવાનો વિચાર સૂઝ્યો છે ખરો? ના, આપણે કાર્ય કરવું નથી! વાતોજ કરવી છે! હિંદુ ધર્મના પક્ષપાતીઓ, શા દુઃખે હિંદુઓ ખ્રિસ્તી થાય છે, તે શોધી કાઢી તેનો ઉપાય તે પાદરીઓ લે, તેની પહેલાંજ પોતે લઇ લે, તોજ કામ સરે. આમાં મુખ્ય ફાળો સાધુ આત્માઓજ આપી શકે. ખરો સાધુ-ચરિત આત્મા ધારે તો પોતાની સેવા, પવિત્રતા અને પ્રેમના બળથી, આખી પ્રજાની પ્રજાને નચાવી શકે-પોતાની પાછળ ગાંડી બનાવી શકે-તે મહાત્માજીના પ્રસંગમાં

આવેલા હિંદને કહેવાની જરૂર નથી !!—

કુતરા, બકરા કે ઘોડાને અડવાથી હિંદુઓ નથી વટલાતા, તેઓને ખવરાવી પુણ્ય માને છે; પરંતુ અફસોસની વાત છે કે, પોતાનાજ ભાઇઓ કે જે રામ-કૃષ્ણના પૂજારી છે, ગાય-બ્રાહ્મણને પવિત્ર માને છે અને સમાજના સારા સેવકો છે, તે અંત્યજ ભાઇઓથી અભડાય, તેઓને અસ્પૃશ્ય ગણી, પશુથી પણ અધિકતર હલકી રીતે માનીને, તેઓને હિંદુ રાખવા માગે છે. આથી વધારે મૂર્ખાઇ, સ્વાર્થવૃત્તિ કે નીચતા એક મનુષ્યની આવા પ્રગિતમાન યુગમાં શી હોઇ શકે?

વિશાળ અંતઃકરણ થવા દો, હૈયાની હુંફ પામવાનો અધિકાર દરેકને રહેવા દો અને વિશેષ્ય ધર્મ સાથે એક મનુષ્યતરીકેનો સામાન્ય ધર્મ આપણા સમાજમાં પ્રવર્તવા દો-એટલે હિંદુઓ હિંદુ રહેશે અને પ્રભુની દૃષ્ટિમાં આપણે મનુષ્ય બનશું.

× × × ×

જ્યારે સાધુઓ કે જેઓની સંખ્યા અત્યારે ભારતને ભારે પડી રહી છે, જેઓ પરાશ્રિત જીવન ગુજારી રહેલા છે, તેઓમાં આ રીતનો સેવાભાવ જાગશે, ત્યારે કંઈ અનેરો રંગ હિંદુ ધર્મમાં અને હિંદમાં આવશે અને ત્યારે સરખેસરખાં થતાં પૂર્વપશ્ચિમનાં મધુરાં મિલનનાં મંગળ પગલાં થશે.

× × × ×

ઉંચા નીચા ફરક વિસરી એક સાથે રમી લ્યો,
નોધારાને કરથી ઉંચકી રે! દિલાસા દઈ લ્યો;
સેવા કાજે પ્રિયજન બધાં દિવ્ય સંન્યાસ લેશે,
ત્યારે ઓહો! પરમદુઃખની જ્વાળ હોલાઈ જાશે. (વિલાપી)

× × × ×

(લે૦-શ્રી. વ્રજલાલ ધરમચંદ મેઘાણી."જાગૃતિ"ના ચૈત્ર-વૈશાખ ૧૯૮૪ના અંકમાંથી થોડા શોધન સાથે)

## ૭૯-बंबइ में भारतीय पार्लमेंट

### (એક સુંદર પ્રહસન)

બંબઈ પ્રાદેશિક નવયુવક લિગ ને ગત સપ્તાહ સર સી૦ જે૦ હૉલ મેં એક બડા ભારી જલસા કિયા. જલૂસ મેં બડે બડે ગણ્યમાન્ય વ્યક્તિ ઉપસ્થિત થે. ઉપસ્થિત વ્યક્તિયોં મેં સે નિમ્નલિખિત સજ્જનોં કે નામ ઉલ્લેખનીય હૈં:—મિ૦ ભૂલાભાઇ જે દેશાઇ, શ્રીમતી હીરાબાઇ ટાટા, શ્રીમતી બાપસી સાબાવાલા, શ્રીમતી એલ૦ કે૦ એમ૦ મુન્શી, શ્રીયુત બી૦ ટી૦ દેસાઇ, ઔર મિ૦ કે૦ એફ૦ નારીમન.

સ્વરાજપાર્લમેંટ કા એક પ્રહસન રચા ગયા થા, જિસકો લોગોં ને બડે ચાવ કે સાથ દેખા. નવયુવકોં ને કિતને હી અલગ પોર્ટફોલિયોં કે કામ કા વિભાગ બનાયા થા, જિનકી જિમ્મેવારી નેતાઓં કે ઉપર રખ્ખી ગયી હૈ. પં૦ જવાહરલાલ નેહરુ પ્રાઇમ મિનિસ્ટર કી અધ્યક્ષતા મેં ૧૦ આદમિયોં કા મંત્રીમંડલ બનાયા ગયા હૈ, જિસમેં નિમ્નલિખિત વ્યક્તિ હૈં:-મહાત્મા ગાંધી-શાંતિમંત્રી, શ્રીયુત કવીંદ્ર રવીંદ્ર શિક્ષામંત્રી, શ્રીયુત સુભાષચંદ્ર-હોમમેમ્બર, પંડિત મોતીલાલ નેહરુ-પરરાષ્ટ્રસચિવ, શ્રીમતી સરોજની નાઇડુ-મંત્રી સામાજિક ઉન્નતિ, મિ. કે૦ એફ૦ નારીમન, ઉન્નતિવિભાગ કે મંત્રી, મૌલાના શૌકતઅલી સ્વાસ્થ્ય ઔર શારીરિક ઉન્નતિ મંત્રી, શ્રીયુત અરવિંદ ઘોષ હવાઇ શક્તિ કે મંત્રી, મિ૦ જિન્ના કાનૂનસદસ્ય ઔર દિવાન ચમનલાલ મજૂરસદસ્ય. ("વિશ્વમિત્ર"ના એક અંકમાંથી)

# ૮૦–नूतन भारतना विधायक तिलक महाराजने स्मरणांजलि

લોકમાન્ય તિલક મહારાજની આઠમી સંવત્સરી વેળા, નૂતન ભારતના વિધાયક એ નરને સમગ્ર પ્રજા વંદના અર્પી રહી છે. તિલક મહારાજનું નામ સંભારવું એટલે સ્વરાજની સાધના કરવી; એના આત્મસમર્પણની સ્મૃતિઓ તાજી કરવી એટલે આત્મવિશુદ્ધિ આદરવી.

એ નરપુંગવના જીવનનો સર્વપ્રથમ સંદેશ સ્વાશ્રય છે. તમારી મુક્તિ તમે પોતેજ મેળવી લ્યો–આજેયે જાણે એનો એ સંદેશ કાન ઉપર અથડાય છે. સ્વદેશી એટલે આર્થિક સ્વાશ્રય; રાષ્ટ્રીય શિક્ષણ એટલે શિક્ષણવિષયક સ્વાશ્રય; સ્વરાજ એટલે રાજકીય સ્વાશ્રય–એ નેતાવરનાં એ જીવનસૂત્રો આજેએ હિંદી સ્વાતંત્ર્યયુદ્ધને પ્રેરણા આપી રહ્યાં છે.

કલકત્તાના એના પ્રખ્યાત ભાષણમાં એણે કહેલું કે "જો તમે સ્વાધીન બનવા ન ઇચ્છતા હો, તો તમે પતિત બનશો અને સદાને માટે પતિત રહેશો. આ સરકારને તમારી ઉપર શાસન કરવામાં સાથ ન આપવા પૂરતી પણ તમારામાં આત્મસમર્પણની અને અસહયોગની શક્તિ નથી! પડકાર કરો કે 'મહેસુલ એકઠું કરવામાં અમે તમને (સરકારને) મદદ નહિ દઇએ; હિંદી શોણિત અને હિંદી સમૃદ્ધિથી હિંદની બહાર અગર હિંદના સીમાડા ઉપર યુદ્ધ કરવામાં અમે તમને સાથ નહિ આપીએ; ન્યાયનો કારભાર ચલાવવામાં અમે તમને સહકાર નહિ આપીએ; અમે અમારી પોતાની અદાલતો સ્થાપીશું; અને સમય આવ્યે અમે કરવેરા પણ નહિ ભરીએ.' તમારૂં સંઘબળ જમાવીને તમે આટલું કરી શકો તેમ છો? જો તમે એ કરી શકો, તો તમે આવતી કાલથી સ્વાધીન છો."

એ સંદેશમાં શ્રદ્ધા, આશા અને વીરતા ધબકી રહ્યાં છે અને એનું જીવન એ પ્રાણવાન સંદેશના સદેહ પ્રતિનિધિરૂપ હતું. રાષ્ટ્રને નામે સારૂં જીવન સમર્પી દેનાર એ વીરનરને આપણે શી સ્મરણાંજલિ આપીએ? આપણા અર્ઘ્ય સાચા દિલની ભક્તિથી ભરપૂર હોય, ઉત્કટ માનભાવથી ઉભરાતાં હોય, તોયે એ તિલક મહારાજ સમા મહાન નરની સમીપ ઓછાં અધુરાંજ લાગશે.

વર્ષો પહેલાં હું કૉલેજનો વિદ્યાર્થી હતો, ત્યારે એ પુરુષવર પ્રત્યે મને આકર્ષણ થયું. હું પરીક્ષા માટે મુંબઇ ગયો. 'તિલક મહારાજ જેલવાસી થશે' એવા સમાચારથી વાતાવરણ ગંભીર બન્યું હતું. હું અને થોડા મિત્રો જેલમાં તિલક મહારાજનાં દર્શન માટે આતુર બન્યા. અમને જેલને દરવાજેથી પાછા વાળ્યા. એ પ્રસંગને વર્ષો વીતી ગયાં.

હું કલકત્તા ગયો. રાષ્ટ્રીય સ્વાધીનતાનાં સોણાં જોતો હું કૉલેજમાં તત્ત્વજ્ઞાન અને સાહિત્ય શીખવતો હતો. મારા પૂજનીય મિત્ર અને મુર્શીદ સ્વામી ઉપાધ્યાય બ્રહ્મબાંધવના નેતૃત્વ નીચે ચાલી રહેલી 'બંદે માતરમની હીલચાલ' પૂર જોશમાં હતી. તિલક મહારાજનો જન્મદિવસ આવ્યો. કલકત્તાએ એ ઉજવવાનો નિશ્ચય કર્યો. કલકત્તામાં મહારાષ્ટ્રના નરોત્તમને બંગદેશના પાટનગરને પાવન કરી જવા વિનતિ મોકલી.

અહો! કલકત્તાએ એ આરાધનીય દેવનું કેવું ભવ્ય સ્વાગત કરેલું! સમ્રાટો અને નરેંદ્રોને જેની ઇર્ષ્યા આવે એવું માન તિલક મહારાજને આપી બંગદેશે પોતાની કીર્તિ વધારી. તિલક મહારાજના માનમાં સ્વદેશી મેળો ગોઠવાયો. એ મેળો ચાર દિવસ ચાલ્યો. સાંજે એણે જાહેરસભાને પ્રેરણાસંદેશ આપ્યો. જાણે માનવસાગર ઘુઘવી રહ્યો હતો. સુરેન્દ્રનાથ અધ્યક્ષ હતા. ગગનના કડાકા થાય એવા હર્ષનાદ વચ્ચે એ બંને રાજદ્વારી પ્રતિસ્પર્ધીઓ એકબીજાને ભેટ્યા. એ ચિત્ર અવિસ્મરણીય છે. સાદા, શ્વેત, સ્વદેશી લુગડામાં શોભતા એ દેશભક્તે એક કલાક સુધી પોતાનો રાજકીય ધર્મ સમજાવ્યો. કેવો સાદો માણસ! અને છતાં કેવો બહુશ્રુત, કેવો વિદ્વાન, કેવો સાફદિલ, કેવો નિડર! બંગદેશ તિલક મહારાજની પ્રશસ્તિથી ગાજી રહ્યો.

પણ આજે તેના આ અસામાન્ય ગુણની અને બીજી વિશિષ્ટતાઓની વાત હું આટલેથી પડતી મૂકીશ. હું આજે તિલક મહારાજના જીવનના એકજ લક્ષણપ્રત્યે સારા ભારતનું લક્ષ્ય નિમંત્રીશ. તિલક મહારાજની ગુપ્ત શક્તિ તેની નિર્ભયતામાં–તેની માન્યતાઓને હિંમતપૂર્વક

જાહેર કરવામાં રહેલી છે. વર્ષો સુધી એનો પક્ષ જોરાવર નહોતો બની શક્યો; છતાં તે નરવીર તેની સ્વતંત્ર માન્યતાઓને મક્કમપણે વળગી રહેવાની હિંમત બતાવી શક્યો. અમલદારશાહીએ તેને જેલ મોકલ્યો અને વિજયી બનવાનો ઘડીભર આનંદ માણ્યો, છતાંયે તે તેની માન્યતાઓમાં ચુસ્ત રહેવાની હિંમત બતાવી શક્યો. તેના કાળના ઘણાયે રાજકીય અગ્રેસરો 'સુધારાની બક્ષીસો'થી સંતોષ માનવાને તૈયાર હતા; છતાંયે તે હિંમતભેર તેની માન્યતાઓમાં અડગ રહ્યો. તેના ઘણાયે દેશબાંધવો ધ્યેયની અસાધ્યતા જોઈ હતાશ બનતા; છતાંયે તે વીર તેની માન્યતાઓની સિંહગર્જનાઓથીજ આખા દેશને ગજાવતો; છતાંયે તેના હૃદયમંદિરમાં પૂર્વની પ્રજાઓમાં મહિષીસમી હિંદ માતાને તે સિંહાસનારૂઢ જોતો, તેનાં દર્શન કરતો અને 'સ્વાધીન હિંદ માતા'નો જયકાર ગજાવી તરુણોને પ્રેરણા આપતો. તિલક મહારાજ તેના આત્માની ગુહાઓમાં સ્વાધીન ભારતની આરાધના કરતા.

અને, એ અનંત શ્રદ્ધાની સાબીતી તરીકે, તિલક મહારાજે, જીવનની સર્વ ઋતુઓમાં, હિંદને એકજ પ્રાણસંદેશ આપ્યા કર્યો કે 'સ્વરાજ મારો જન્મહક્ક છે અને એ હું મેળવીશ.' તેણે ફરી ફરીને વાણીટંકાર કર્યા કર્યો: 'હિંદુસ્થાન સ્વાધીન બનવાની ઇચ્છા દાખવે તો તે જરૂર સ્વાધીન બની શકે છે.'

તિલક મહારાજ નિર્ભયતાની મૂર્તિ હતા. અમલદારશાહીનો રૂઆબ તેણે તોડ્યો. સ્વદેશી અને બહિષ્કારનો તેણે હિંદને મંત્ર આપ્યો. રાષ્ટ્રીય શિક્ષણ અને રાષ્ટ્રીય અદાલતોની તેણે ઘોષણા કરી. સત્તાના નશામાં ચકચૂર સરકારનાં પીડનો તેણે હસતે મોંએ સહ્યાં અને છતાં, વાદળાં ભેદીને સૂર્ય પ્રકાશે તેમ, સ્વાધીન ભારતનો તેનો આદર્શ હિંદભરમાં પ્રકાશી રહ્યો અને દેવદૂત દુઃખી માનવીને શાતા આપે તેમ હિંદી તરુણોને શાતા, પ્રેરણા અને સુખ આપી રહ્યો. અનેકાનેક પીડનોએ એને ભાંગી નાખવા મિથ્યા પ્રયત્નો કર્યા પછીયે તિલક મહારાજનું હૃદય સાબુત રહી શક્યું અને પોતાની માન્યતાઓને સાચવી શક્યું.

આજ શ્રદ્ધાથી એ યોદ્ધો ઝઝુમ્યો-જીવનના અંતસુધી અણીશુદ્ધ વીરત્વ જાળવીને. નિષ્ફળતાઓ એના પ્રબુદ્ધ આત્માને ન ડગાવી શકતી. લડવું અને પરાજય મેળવવો, એ નિષ્ક્રિયતા કરતાં બહુજ બહેતર છે-એ એનું જીવનસૂત્ર હતું; અને આજે આપણે જોઈએ છીએ કે, તિલક મહારાજનું જુદ્ધ નિષ્ફળ નથી ગયું; આજે આપણે જાણીએ છીએ કે, તિલક મહારાજ મરણ નથી પામ્યા; આજે આપણે નીરખીએ છીએ કે, તેનો આદર્શ જીવે છે, તેની પ્રેરણા હતાશોમાં પ્રાણ પૂરી રહી છે; આજે આપણે અનુભવીએ છીએ કે, તેની શ્રદ્ધાનો વિજય થઈ રહ્યો છે; આજે આપણે અનુભવીએ છીએ કે, તેના આપભોગોને પ્રતાપે હિંદ નવો અવતાર પામી રહ્યું છે-અને કૂચ કદમ આગળ ધપી રહ્યું છે. તિલક મહારાજ અમર છે. તિલક મહારાજને, તેમની આઠમી સંવત્સરીએ હિંદી પ્રજાના કોટિ કોટિ વંદન હો!

(સાધુ વાસવાણી-"સૌરાષ્ટ્ર" તા. ૧૧-૮-૧૯૨૮ના અંકમાંથી)

# ૮૧-२००० वर्ष पहेलां गुम थयेला एक शहेरनो आविष्कार

રગબી, ૩૧ અગસ્ત. પથ્થર યુગ અર્થાત્ આજ સે પ્રાયઃ ૨૦૦૦ વર્ષ પૂર્વ કા એક ગાંવ, જિસમેં બાકાયદા સડકેં, ગલિયેં તથા ઘર મૌજૂદ હૈં, ઓર્કનીજ મેં સ્કેલ ખાડી કે પાસ આવિષ્કૃત કિયા ગયા હૈ. એડિનબર્ગ વિશ્વવિદ્યાલય કે પ્રૉ૦ ગાર્ડન ચાઇલ્ડ, જિન્હોંને ઇસિ કાર્ય મેં બડી સહાયતા કી હૈ, કહતે હૈં કિ યહ આવિષ્કાર પશ્ચિમ યૂરપ કે લિયે બડા અદ્વિતીય હૈ. અબ તક ૬ ઝોંપડે મૌજૂદ હૈં, જિસકે આંગન પથ્થર કે બને હૈં. વહ પર આદિ ક્રિશ્ચિયન યુગ કે પિતૃજાતીય લોગ નિવાસ કરતે થે. સડકેં, જિનકે ઉપર પથ્થર થપ જડે હૈં ચાર ફીટ સે અધિક ઉંચે નહીં હૈં. એક સ્ત્રી કા પિંજર ૫ ફીટ ૬ ઇંચ ઉંચા મિલા હૈ. ઇસ ગાંવ કા પતા પહલે પહલ એક બડે ભારી તૂફાન આને પર લગા થા. ("વિશ્વમિત્ર"ના એક અંકમાંથી)

# ૮૨–શ્રાવણ માસ અને હિંદુ પર્વો

(૧)

શ્રાવણ માસને હિંદુઓ અતિ પવિત્ર માનતા આવ્યા છે. એ માસમાં જેટલા તહેવારો આવે છે તેટલા બીજા કોઇ મહિનામાં આવતા નથી. તહેવારો ઉજવવા અને જૂના ચિરસ્મરણીય વીરો, ધર્મધુરંધરો અને મહાપુરુષોની તિથિ ઉજવી તેમનાં સ્મરણો તાજાં રાખવાં આવશ્યક છે. આ ઉત્સવોમાં એક જાતનો કંઈક અદ્‌ભુત—અનેરો વેગ ઉત્પન્ન થાય છે, તેને સારે રસ્તે દોરવી સારાં સારાં કાર્યો કરવા તરફ વાળવો એ ઇચ્છનીય તેમજ આવશ્યક છે. ઉત્તમ ચારિત્રશીલ મહાપુરુષોના સ્મરણાર્થે એ સર્વ કરવું ઇષ્ટ છે તથા તેમના જેવા થતા, તેઓએ કરેલાં કાર્યોને સ્મરણમાં રાખી તેવાં કાર્યો કરવા તત્પર રહેવું એ હિંદુસમાજનું ભૂષણ છે; પરંતુ અફસોસ થાય છે કે, તેવું કાંઇ કરવાને બદલે મોટે ભાગે સૌ સામાન્ય જનસમાજ શ્રાવણ માસ એટલે જુગાર છૂટથી ખેલવાનું પર્વ એમજ ગણી, તેમાં વિશેષ પ્રવૃત્ત થઇ જાય છે; એ કોઈપણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. પુરુષોને જોઇને સ્ત્રીઓ પણ આ માસમાં એ વ્યવસાયમાં પડી જાય છે, તે કાંઇ સારૂં કહેવાય નહિ. જુગારનાં અનિષ્ટ પરિણામોનાં દૃષ્ટાંત ઇતિહાસપ્રસિદ્ધ છે. હિંદુપુરાણો વગેરેમાં તેનાં સવિસ્તર વર્ણનો કરેલાં છે, અને બહુજ થોડા હિંદુઓ તેથી અજ્ઞાત હશે. હવે તો **સમય વર્તે સાવધાન** કરી હિંદુસમાજે સમય ઓળખી, જમાનો બદલાયો છે તે જોઈ—જાણી, પોતાનાં આચરણો સમયાનુસાર સુધારવાની અને સાવધાનતાથી વર્તવાની ઘણીજ જરૂર છે. આ માસમાં થઇ ગયેલા પ્રાચીન મહાપુરુષોનાં ચરિત્રો વાંચવાં–સાંભળવાં–સંભળાવવાં એજ હિંદુઓનો પરમ ધર્મ છે, એમ સમજી તદનુસાર વર્તવું ઇષ્ટ છે. વળી આધુનિક પ્રાતઃસ્મરણીય દેશાભિમાની સત્પુરુષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ કરવો, તેમજ શ્રીમંતોએ તો એવાં ચારિત્રપુસ્તકોની લહાણી પોતાના ઇષ્ટમિત્રોમાં, પોતાની જ્ઞાતિમાં તેમજ શાળામાં ભણતા યુવકોમાં મફત વહેંચવાનો લહાવો લેવાની પ્રથા શરૂ કરવી આવશ્યક છે. આવા ચરિત્રોના શ્રવણ–મનન અને અભ્યાસથી મનુષ્યની બુદ્ધિ ખીલે છે, તથા તેમને તેવા થવાની હોંશ થાય છે, અને તેથી પોતાના ચારિત્રમાં પોતે જાતેજ અનેક ફેરફાર કરીને માણસ આખો બદલાઈ જાય છે.

આ માસનાં બે મુખ્ય પર્વ શ્રાવણ સુદ પૂર્ણિમા અને વદ આઠમને દિને આવે છે. પહેલો શ્રાવણી—બળેવ કે નાળીએરી પૂનેમ અથવા બારાપૂજા; અને બીજો જન્માષ્ટમી અથવા કૃષ્ણ-જન્મ–મહોત્સવ કહેવામાં આવે છે. શ્રાવણી અથવા ઉપાકર્મ એ વૈદિક સમયથી ચાલતું આવેલું પર્વ છે. જે જમાનામાં આખા આર્યાવર્તમાં કેળવણી મફત અને ફરજીઆત હતી, દરેક શહેરની બહાર ઉપવનમાં એક ગુરુકુલ હતું, તેવીજ રીતે ગ્રામ્ય વસ્તી માટે પાંચ–સાત કે દશ ગામ દીઠ ગુરુકુલ હતું. એવી રીતની ગુરુકુલ પદ્ધતિ તે સમયમાં પ્રચલિત હતી, તેથી ભાગ્યેજ કોઇ એકાદ ભૂલે-ચૂકે ભણ્યા વગર રહી જતો. બાલક છ કે સાત વર્ષનો થતાં ગુરુકુલના આચાર્ય તેનાં માવિત્રોને અગાઉથી ચેતવણી આપતા અને તે બાળકને ગુરુકુલમાં દાખલ થવાની યોગ્યતા માટે ઉપનયનસંસ્કાર વિધિપૂર્વક કરવામાં આવતો. ઉપનયન શબ્દજ સૂચવે છે કે, તેને હવે ગુરુઆશ્રમે મોકલવો. એવી પ્રથા પ્રાચીન આર્યાવર્તમાં ફરજીઆત હતી, તેથીજ ગુરુસંનિધ રહી વીસથી ચોવીસ વર્ષપર્યંત અખંડ બ્રહ્મચર્ય પાળી, અભ્યાસ કરી વેદપારંગત બનેલ બ્રહ્મચારીઓમાંથી અનેક મહાપુરુષો આ ભારતવર્ષમાં પેદા થતા. ભગવાન શ્રીકૃષ્ણ પણ સાંદીપની ઋષિના આશ્રમમાં ગરીબ બ્રાહ્મણ સુદામાની સાથે સાથે રહીનેજ ભણ્યા હતા, તેવીજ રીતે ભગવાન રામચંદ્ર પોતાના બંધુ લક્ષ્મણ સાથે વિશ્વામિત્ર ઋષિના આશ્રમે અભ્યાસાર્થ રહેલા. એથી સર્વ હિંદુઓ વિજ્ઞાત છે; તો હવે આ સમયમાં પણ એવા થોડાં ઘણાં સ્થાપિત થયેલાં ગુરુકુલો માટે હિંદુઓએ આ શ્રાવણ માસમાં ધ્યાન રાખીને તેને આશ્રય આપવાની આવશ્યકતા છે; અને આવાં ગુરુકુલ સારાં સુગઠિત અને સ્થાયી થાય તેમ કરવાના પ્રયત્નોમાં સહાયભૂત થવા પ્રત્યેક ભારતપુત્રની ફરજ છે.

આ માસનું પ્રથમ મહત્ત્વનું પર્વ શ્રાવણી છે, એને ઉપાકર્મ સંસ્કાર પણ કહેવામાં આવે

છે. કેટલાક તેને ઉત્સર્જન પણ કહે છે. શ્રાવણી પર્વ દ્વિજમાત્રને કરવું આવશ્યક છે. જે કોઇ પણ મનુષ્ય અભ્યાસ કરી લાયક બનીને યજ્ઞોપવીત ધારણ કરે છે, અને તેને અંગે કહેલા વૈદિક નિયમોનું યથાર્થ પાલન કરે છે તેને દ્વિજ કહી શકાય. એવા ઉપવીતધારી દ્વિજોએ એ દિને ઉપાકર્મ સંસ્કાર કરવો જોઇએ. ઉપવીત પહેરનાર દ્વિજ એક જાતનું બંધન પોતાને શિરે લે છે, એ બંધન તે ધર્મબંધન છે; એટલે તે ઋષિઋણ, પિતૃઋણ અને દેવઋણ પૂરું કરવાને બંધાયેલો છે. આ બંધન તો ધર્મરક્ષા કરવાની લીધેલી પ્રતિજ્ઞા સ્મરણ કરાવતું બંધન છે. એની બ્રહ્મગાંઠ આર્યોને પોતાની ધાર્મિક ફરજનું ભાન કરાવનાર ગાંઠ છે. આર્યોને માટે તો આ માસમાં **स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्** એ શિક્ષાને સ્મરણમાં રાખીને આર્યસમાજના ત્રીજા નિયમાનુસાર વેદોનું ભણવું અને ભણાવવું એનેજ પોતાનો પરમ ધર્મ માનવાનો છે. ઉપવીત સાથે અનેક જાતનાં ધાર્મિક બંધનો ઐહિક અને પારલૌકિક ઘડાયલાં છે; પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે, હાલના સુધરેલામાં પોતાને ખપાવનાર કેટલાક આગળ વધેલા હિંદુઓ, કે જેમનાં માવિત્રોએ હજારો રૂપિયાનો ખર્ચ કરીને તેમને પહેરાવેલ આ યજ્ઞોપવીત એક સૂતરનો તાંતણો ગણીને તેનો ત્યાગ કરી બેઠા છે-તેને કાઢી નાખીને ફેંકી દીધું છે; આ તેમની કેટલી મૂર્ખતા છે! આમાં એમનો દોષ નથી, પરંતુ તે માટેના ખરા દોષભાગી તેમનાં શ્રીમંત માવિત્રો છે, કે જેઓ પોતાની ગાડી, વાડી ને લાડીની મોજમાં આ તેમના સુપુત્રોને કોઇ પણ જાતનું ખરૂં ધાર્મિક જ્ઞાન ન આપ્યું, ખરો ધર્મ ન સમજાવ્યો કે તેના સંસ્કારો પોતાના પુત્રપરિવારમાં પાડવા પ્રયત્ન ન કર્યો; પરંતુ બીજે વિચાર કરતાં એમ દેખાય છે કે, બિચારાં એ માબાપો પણ લોભી અને દંભી ગુરુઓની લાલચુ જાળમાં ફસેલાં હોતાં તેમને પોતાને પણ ધર્મ એ કયી જાતનું પ્રાણી છે કે શું ચીજ છે, તેનું ભાન ન હોતાં અંધપરંપરાના ન્યાયે મેંઢાના ટોળામાં ભળેલા હોવાથી અને તેમના મતપંથના ગુરુઓ તો ઉપવીત ધારણ કરાવવા માટે પોતાની ફી સવા રૂપીઓ ઠરાવી રાખી બેઠેલ હોતાં તેવા ઠગારા-દંભી ધર્માચાર્યોનેજ શિરે આ કૃત્યનો દોષભાર રહેલ છે. તેવીજ રીતે યજ્ઞોપવીતનો સંસ્કાર કરાવનાર બ્રાહ્મણ કે જેણે તે આચાર્યતરીકેનું પોતાનું કર્તવ્ય બરાબર સમજી-સમજાવીને નહિ કરેલું તે પણ આ દોષનો ભાગીદાર બને છે. આવા બિચારા અનેક સુશિક્ષિત યુવાનો જનોઇનું મહત્ત્વ સમજી ન શકવાથી એકબીજાની નકલ કરીને જનોઇ કાઢી ફેંકી દેવાનું જે અધમ પાપ કરી રહ્યા છે, તેમણે અવશ્ય જરા વિચાર કરવો ઘટે છે કે, આ ઉપવીત ધારણ કરવાનું પ્રયોજન શું? તેમણે જાતે એનું રહસ્ય સમજવા જિજ્ઞાસા રાખી, એ વિષયના જાણકારોને મળી પોતાની શંકાનું સમાધાન કરવું ઘટે છે; પરંતુ આમ નકલી સાહસ કરીને તેમને હજારો રૂપિયાને ખર્ચે પહેરાવેલ ઉપવીતનો એકદમ ત્યાગ ન કરવો જોઇએ. જેને ધર્મ શું છે, અધર્મ શું છે, એ જાણવાની જિજ્ઞાસા છે એ તો અવશ્ય આવું સાહસ કરવા પહેલાં ખરો ધર્મ સમજવા પ્રયત્ન કરશે; પરંતુ જેઓ હાલમાં યૂરોપ, અમેરિકામાં ચાલી રહેલા જડવાદ, પૈસાધર્મ, પૈસાકર્મ, **पैसाही परमं पदम्** ને સાચો ધર્મ માની બેઠેલા છે, તેવાઓને માટે તો કાંઇ કહેવાપણું રહેતુંજ નથી. બની બેઠેલ પરમહંસો અને ધર્માચાર્યોની ફરજ છે કે, આ વિષયનું જ્ઞાન તેમના શિષ્યોને આપવું અને ધર્મના મહત્ત્વનો બોધ કરવો; પણ એ બિચારાઓને મંદિરોના દેવોનાં દર્શનો કરાવવા આઠ આઠ વખત દેવના દરવાજાની ઢાંક ઉઘાડ કરવા અને પ્રસાદની પાતલો તથા પાનનાં બીડાં ચાવતાં ફુરસદ કયાં રહે છે! વળી પોતાના એશઆરામમા અને મોજશોખ આદિમાં મશગુલ રહેતા હોવાથી આવા ઉપદેશો આપવાનો સમય ઓછો રહે છે; તેમજ તેમને ત્યાં હજારો અને લાખોની ભેટ કરનારા તેમનાં ભોળાં ભટાક સેવક-સેવિકાઓનો જે દરોડો પડે છે, તે આવાં જ્ઞાન આપવાનાં કામો કરવાથી તેમને મળતી હરામની આવક અટકી પડવા ભય રહે એ કુદરતી હોતાં, તેવા ધર્માચાર્યો ખરો ધર્મ સમજાવવા તજવીજ કરતા નથી અને કરશે પણ નહિ, એ ચોક્કસ છે. આથી એવા લોભીઓ ઉપર આધાર ન રાખતાં ખરો ધર્મ સમજાવનાર ઉદારવૃત્તિના વિદ્વાનોને મળીને ધર્મરહસ્ય સમજવું જોઇએ.

ઉપવીત એ ધર્મબંધન છે, એ ધારણ કરનારને તેના ધર્મની-ફરજની ભાવના જાગૃત

કરાવનાર બંધન છે. તે વૈદિક ધર્મના સિદ્ધાંતો પ્રેરનાર સંજ્ઞારૂપ પટો છે. ઉપવીત ધારણ કરનારે પોતાનાં નિત્યનૈમિત્તિક કર્મો યથાયોગ્ય રીતે કરવાં જરૂરી છે. ઉપવીત જેમ પુરુષો ધારણ કરે છે, તેમ સ્ત્રીઓને પણ ધારણ કરવા અધિકાર છે. **पुरा कल्पेषु नारीणां मौंजीबंधं विधीयते** એટલુંજ નહિ પણ તેઓએ ફરજીઆત ધારણ કરવું જોઇએ. લગ્નક્રિયાપ્રસંગે વરરાજાને બીજું ઉપવીત પહેરવાનું પ્રયોજન એજ કે, પોતે પોતાની પત્ની માટેનું ઉપવીત ધારણ કરીને બેવડી ધાર્મિક ફરજ પોતાને માથે વહોરી લે છે. આ સ્ત્રીસ્વાતંત્ર્યના જમાનામાં હવે સ્ત્રીઓને કરવાનાં કાર્યો તેમને હાથે કરાવવાં ઈષ્ટ છે, માટે સ્ત્રીઓને ધર્મકાર્યમાં પણ પોતાની ભાગીદાર બનાવવી એ દ્વિજમાત્રની ફરજ છે. આ શ્રાવણી ઉપાકર્મ સંસ્કારવિધિસહિત કેટલાક દ્વિજો કરે છે. યજ્ઞોપવીતનું નામ યજ્ઞ સાથે સબંધ ધરાવે છે, તે જાણતાં છતાં તેને કેટલાક સાર્થક કરે છે? નદીકિનારે, તળાવ-કૂવે, સમુદ્રકિનારે કે પછી નળ ઉપર ઘણાખરાઓ જ્યારે શ્રાવણી કર્મ કરે છે, ત્યારે અમારા આર્યસમાજી બંધુઓ યજ્ઞવેદી પાસે બેસી તેમાં ઘૃત આદિ સુગંધી દ્રવ્યોથી આહુતિઓ આપી વેદમંત્રોના ઘોષસહિત આ ક્રિયા વૈદિક પદ્ધતિથી કરે છે.

શ્રાવણીનો ધાર્મિક ભાગ ઉપર વર્ણવ્યો. હવે સામાજિક અને આર્થિક વિભાગને ન્યાય આપવો જોઇએ. એને બળેવ, નાળીએરી પૂનેમ કે બારાપૂજા પણ કહેવામાં આવે છે. બળેવમાં રક્ષાબંધનનું તત્ત્વ રહેલું છે. બહેન ભાઇને રાખડી બાંધી તેની રક્ષા ઇચ્છે, અને પોતાને માટે રક્ષા માંગી લઈ પોતાનું રક્ષણ કરવાનો ભાર ભાઇને શિરે નાખે છે. જૂના જમાનાનાં એવાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે કે ઘણી રજપૂત સ્ત્રીઓએ પોતાને માથે આવી પડનારી ભાવિ આપત્તિના નિવારણાર્થે અનેક શૂર અને ઉદાર વીરનરોને આવી રક્ષાઓ પાઠવી હતી અને તેથી તેમના શિયળની તેમજ શરીરની રક્ષા થઈ હતી.

નાળિયેરી પૂર્ણિમા અથવા બારાપૂજા કરવાની પ્રણાલી કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના કેટલાક ભાગોમાંજ પ્રચલિત છે. જ્યારે પ્રાચીન સમયમાં હિંદ સમૃદ્ધ હતું અને તેનો વેપાર-રોજગાર બહોળો હતો, ત્યારે વેપારીઓ પોતાની માલીકીનાં આઠ-દશ કે પંદર વહાણો ધરાવતા, તે વહાણોમાં અત્રેનો માલ ભરીને પરદેશ વેચવા લઇ જતા અને ત્યાંથી પાછો તે તે દેશનો માલ અત્રે લાવી તેનો વેપાર ખેડતા. ત્યારથી સમુદ્રસાંત્વનાર્થે આ ઉત્સવની કલ્પના ઉદ્ભવી સંભવે છે. ઘણુંખરૂં શ્રાવણ સુદ પૂનેમ બાદ ચોમાસુ શાંત પડતાં સમુદ્રનો વેગ નરમ પડે છે અને ત્યારથી પાછો વહાણવટાના ઉદ્યોગનો આરંભ થતો. હવે હાલના સુધરેલા જમાનામાં સ્ટીમરોની હરિફાઇને લીધે આ વહાણવટાનો ઉદ્યોગ લગભગ નાશ પામવા આવ્યો છે. કચ્છના માંડવી શહેરના બારાની નદીના મુખ આગળ સેંકડો વહાણો બંધાતાં હતાં. આજે હવે વર્ષમાં પાંચ-દશ મછવા પણ માંડ માંડ બંધાતા હશે. તેવીજ રીતે કાઠીઆવાડનાં બંદરોમાં પણ બંધાતાં વહાણો હવે તો નામશેષજ રહેલ છે. આથી હિંદુઓનો નૌકાઉદ્યોગ તદ્દન નાશ પામવાની અણી ઉપર છે. હજારો ખલાસીઓ, હજારો લુહારો અને સુથારો, સેંકડો વણકરો (જેઓ વહાણોના સઢમાટે કપડું વણતા તેઓ) વગેરે એ ઉદ્યોગ ઉપર આધાર રાખતા. અનેક ધંધાદારીઓ, આ ઉદ્યોગનો નાશ થતાં રોજીવગરના થઈ બીજા ધંધાની શોધમાં રવડતા રહ્યા છે. હવે આગળ વધેલા જમાનાને અનુસરી દેશમાટે સ્ટીમરોના વ્યાપારી કાફલા ઉભા કરવાની અગત્ય અને આ નૌકાઉદ્યોગની કેળવણીમાટેનાં સાધનો ઉભાં કરવાની પણ તેટલીજ જરૂર છે. સમુદ્ર ખેડનારમાં જે સાહસ, ધૈર્ય, સમયસૂચકતા અને શૌર્ય રહેલાં છે, તે સાધારણ ધંધા કરનારમાં આવે તેમ નથી. સમુદ્ર એ સ્વાતંત્ર્યનું પારણું છે, એ સૂત્ર આ ભારતવર્ષની પ્રત્યેક વ્યક્તિએ મનન કરવું જરૂરી છે; અને એ ધ્યેયને પહોંચી વળવાના દરેક પ્રકારના પ્રયત્નો આદરવા એ આ દેશની શિક્ષિત અને સમજુ વ્યક્તિની ફરજ છે. × × × × ×

(૨)

યદુકુલભૂષણ શ્રીકૃષ્ણના જન્મદિનતરીકે આ ઉત્સવ ઉજવવામાં સર્વ જાતિના હિંદુઓ જૂદી જૂદી રીત પ્રમાણે વર્તે છે. બાલબ્રહ્મચારી કૃષ્ણ કે જેણે સાંદીપની ઋષિના આશ્રમે રહીને

સર્વ વિદ્યાઓનો અભ્યાસ કર્યો, તેને તદ્દન જૂદો આલેખી ભાગવતકારે કૃષ્ણની સ્તુતિ નહિ પણ નિંદાજ કરી છે, એમ કહેવામાં કંઇ ખોટું નથી. કયાં મહાયોગી કૃષ્ણ અને કયાં ભાગવતકારના દશમ સ્કંધનો કૃષ્ણ! કયાં માખણ-દહીં-દૂધની ચોરી કરનાર કૃષ્ણ અને કયાં નવ લાખ ગાયોની માલેકી ધરાવતો કૃષ્ણ! આ પરસ્પર વિરોધી ભાવો મહાભારતના યુદ્ધકળાવિશારદ, રાજનીતિવેત્તા અને ધનુર્ધારી મહાબલી અર્જુનના સારથિ કૃષ્ણ માટે તો ન સંભવે. આવા મહાયોગી મહારાજ શ્રીકૃષ્ણ કે જેમણે મહાભારતના પાંડવ-કૌરવોના યુદ્ધપ્રસંગે પાંડવકુળદીપક અર્જુનને સખાભાવે સંબોધીને તેનો ધર્મ બજાવવા-તેની ફરજ અમલમાં આણવા જે બોધ આપ્યો છે, તેનું કાવ્યરૂપે વર્ણન વ્યાસમુનિએ ગીતામાં ગુંથ્યું છે.

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः** ક્યાં છે એવા યુદ્ધકલાવિશારદ, રાજનીતિજ્ઞ, મહાયોગી કૃષ્ણ અને કયાં છે એવા આજાનબાહુ, ધર્મધુરંધર, મહાબાણાવળી અર્જુનો! આ ભારત ભૂમિને તો હવે આવા કૃષ્ણો અને આવા અર્જુનોનીજ અગત્ય છે. કૃષ્ણ જેવા ઉત્તમ કોટીના રાજદ્વારીઓ અને અર્જુન જેવા ધર્મધુરંધર વીરોનીજ હવે જરૂર છે.

અત્યંત ખેદ સાથે લખવું પડે છે કે, આવા બાલબ્રહ્મચારી અને મહાયોગી પુરુષને ચોર અને વ્યભિચારી ચીતરનાર ભાગવતકાર પોપદેવની શું મતલબ હોવી જોઇએ? આ મહાપુરુષને આવો અધમ દેખાડવા એને કેમ સુઝયું હશે? જેવી રીતે ઘણાંખરાં પુરાણો મધ્યમ કાળના અંધકાર સમયમાં લખાયાં હતાં, તેજ પ્રમાણે ભાગવત પણ એજ અંધાધુંધીના સમયમાં લખાયેલ ગ્રંથ છે, અને તે ગ્રંથ મતલબી ધર્માચારીઓએ પોતાનો સ્વાર્થ સાધવા તથા ભોળા અને અજ્ઞાન લોકોમાં પોતાનો પગદંડો જમાવવા બોપદેવ શાસ્ત્રીને પ્રેર્યો હોય, એ બનવાજોગ છે. અને કૃષ્ણ અર્જુનને **कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् । अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥** એમ સંબોધીને કહે છે, તે શું ગોવાળોની સ્ત્રીઓ સાથે રાસ ખેલતો કૃષ્ણ હોય એ બનવા યોગ્ય છે? કદી નહિ. એમ માનવાવાળાઓ બિચારા મૂર્ખ અને ભોળા ભાવિકો છે, અને તેવું મનાવનાર દુષ્ટ, સ્વાર્થી, મતલબ સાધનારા ધર્માચાર્યો છે. ધિક્કાર છે એવા ધર્માચાર્યોને કે જેમણે આવા ક્ષત્રિય વીરયોગી પુરુષની નિંદા પોતાના મત-પંથનો ફેલાવો કરવા માટે કરી છે અને હજી પણ કરતા રહ્યા છે. આ મતપંથોના વાડાના મુખી કે જેઓ પોતાને ગુસાંઇ કહેવડાવે છે, તેઓ પોતે જાતે વાનતાસી સંન્યાસીના વંશજ હોઇ વટલેલા તેલંગી બ્રાહ્મણ છે, અને પોતેજ કૃષ્ણરૂપ બની ભાગવતના દશમસ્કંધમાં વર્ણન કરેલ કૃષ્ણની લીલાઓ કરી મંદિરોમાં ભ્રષ્ટાચાર આદરી બેઠા છે. કયાં એ મહાબલી શંખ-ચક્રધારી ક્ષત્રિયવીર કૃષ્ણ અને કયાં આ તેલંગણુ વટલેલા ભટજીઓ! પોતાના પંથની આટ આટલી પોલ ઉઘાડી પડવા છતાં પણ, હજી પોતાની ટંગડી ઉંચી રાખી પોતાને શુદ્ધ દેખાડવા ધમપછાડા મારી રહ્યા છે; અને બિચારા શ્રદ્ધાળુ ભકતો પાસેથી મેળવેલા હરામના ધનનાજ જોરે સત્ય વક્તા ગરીબોને સતાવી રહેલા છે. તેમનો ખરો ન્યાય તો ઇશ્વરના દરબારમાં થશે. આ બનાવટી કનૈયા અને નકલી નાટકીઓએ હવે સમજી જઇ આ બદલેલા જમાનાને ઓળખી પોતાની લીલા હવે સમેટી લેવામાંજ તેમનું ભલું રહેલું છે; કારણ હવે તેમનો છદ્મવેશ ઓળખાઇ ગયેલ છે, અને તેથી વામમાર્ગીઓની લીલા ત્યાગીને હવે કાંઇક જ્ઞાનમાર્ગ તરફ વળે તો બાકીના રહ્યા સહ્યા તેમના ભકતોમાં એમને માટે થોડી ઘણી શ્રદ્ધા રહેલી છે, તેથી પોતાનું ગાડું ગબડાવી, પોતાની આ ધર્મને બહાને ઉભી કરેલ વેપારી પેઢીઓ ચાલુ રહેશે નહિ. પછી તો દેવાળું ફુંકી ઇશ્વરી દરબારમાં નાદારીનો લાભ લેવા અરજી નોંધાવવા જવું પડશે.

મહાપુરુષોની જન્મતિથિઓ ઉજવવી, તેમના આદર્શ જીવનના યશોગાનનું શ્રવણ, વાંચન અને અભ્યાસ કરવો, એ હિંદુમાત્રની પરમ પવિત્ર ફરજ છે. મહાભારતના કૃષ્ણના જીવનચરિત્રનું બારીકીથી નિરીક્ષણ કરવું; તેવીજ રીતે જે જે અન્ય મહાપુરુષો અને ઋષિમુનિઓ થઈ ગયા તેમના જીવન આદર્શો સમજવા અને તે જીવનના ગૂઢ રહસ્યમાંથી તત્ત્વ શોધી આ ભારતવર્ષના સર્વ બંધુઓને તેનું પાન કરાવવું આવશ્યક છે. હાલને સમયે તો ભગવાન કૃષ્ણ જેવા

મહાચારિત્રશાળી અને રાજનીતિજ્ઞ પુરુષોની આ દેશને અગત્ય છે. બૌદ્ધ અને જૈન સિદ્ધાંતો આચરી રહેલા ઢીલા પોચા વણીકોએ આ યુગમાં તો આ બોધ આપવો મુલતવી રાખી કૃષ્ણ અને અર્જુન જેવા થવા ભારતના નવયુવકોને પ્રેરવાની અગત્ય છે. **कर्मण्येवाधिकारस्ते** મુજબ સૌને પોતાનાં કર્મ કરવા, આ પોતાની માતૃભૂમિ તરફની ફરજ બજાવવા પ્રેરવા અને કૃષ્ણ જેવા મહાબલી થવા સંબોધવા જરૂરી છે. જૈન તત્ત્વોના પાલન કરનારના બોધથી ભારત-ભૂમિ પોતાનું સ્વાતંત્ર્ય મેળવે એ આશા રાખવી ફોકટ છે. બ્રાહ્મણો અને ક્ષત્રિયોથીજ આ ભૂમિનો છેવટ ઉદ્ધાર થવો સંભવે છે. ભારતના દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય જેવા બ્રાહ્મણો તેમજ કૃષ્ણ, અર્જુન, ભીમ, યુધિષ્ઠિર જેવા ક્ષત્રિયોની હાલને સમયે વિશેષ આવશ્યકતા છે.

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥**

એવા પુરુષોથીજ આ ભારતવર્ષ વિજયશાળી બનશે. દેશનો ઉદ્ધાર કરવો આપણાજ હાથમાં છે, આપણે આપણાં પોતાનાં આચરણો સુધારી દેશના નવયુવકોને પોતાની ફરજ બજાવવા પ્રેરવા; અને તેમને માટે તો ભગવાન કૃષ્ણનો એકજ સંદેશ છે **उद्धरेदात्मनात्मानम्**, એજ નિર્દેષ-એજ આદેશ સર્વ કોઈ નાના મોટા, સ્ત્રી કે પુરુષ સૌ માટે સમાન છે. ઇત્યોમ્.

("આર્યપ્રકાશ" ના તા. ૯-૯-૨૮ તથા ૨૩-૯-૨૮ ના અંકમાં લેખકઃ-શ્રી. દામોદર સુંદરદાસ)

## ૮૩-धर्म की महत्ता

ઇસ લીલા તથા માયામય બ્રહ્મસૃષ્ટિ મેં ધર્મ ધર્મ તો સભી લોગ ચિલ્લાતે હૈં; પરંતુ ધર્મ હૈ ક્યા વસ્તુ? ઇસકા વિચાર બહુત કમ કિયા જાતા હૈ. અસ્તુ. સર્વપ્રથમ હમેં યહ જાનના આવશ્યક હૈ કિ ધર્મ ક્યા વસ્તુ હૈ? વેદ અનાદિ હૈં, ઇસી લિયે ઉનમેં વર્ણિત વૈદિક ધર્મ ભી અનાદિ હી હૈ; તસ્માત કારણાત્ યહી સનાતન ધર્મ ઔર સચ્ચા સનાતન ધર્મ હૈ. ધર્મ કી વ્યાખ્યા વૈશેષિક શાસ્ત્ર કે નિર્માતા પરમ પૂજ્ય કણાદ મુનિ ને ઇસ પ્રકાર સે કી હૈઃ-

**" यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः "**

અર્થાત્ જિસસે ઇસ લોક ઔર પરલોક દોનોં મેં સુખ મિલે વહી ધર્મ હૈ; અથવા યોં સમઝ લીજીયે કિ માનવજાતિ કે વિકાસ ઔર કલ્યાણ કે સાધનોં કા નામ ધર્મ હૈ. ઇસસે યહ બાત જાનને મેં આતી હૈ કિ જીતને ભી સત્કર્મ હૈં ઔર જિનસે હમકો સુખ તથા શાન્તિ પ્રાપ્ત હોતી હૈ વે સબકે સબ ધર્મ કે અંતર્ગત આ જાતે હૈં; પરન્તુ ઇસીકો આજ મજહબ યા સંપ્રદાય કે નામ સે પુકારા જાને લગા હૈ. સંસાર કા જનસમૂહ ઇસ દૃષ્ટિ સે અનેકોં ભાગોં મેં વિભાજિત હૈ, જિનમેં વૈદિક ધર્મ જનસમૂહપ્રધાન કહા જા સકતા હૈ. ઇસી વૈદિક ધર્મ જન-સમૂહ કા નામ આર્ય સમાજ હૈ. ઇસ વિભાગ કો પ્રધાન ક્યોં કહા જા સકતા હૈ, ઇસકા કારણ યહાં પર બતલા દેના આવશ્યક હૈ. વૈદિક ધર્મ સાર્વભૌમિક ધર્મ હૈ ઔર શેષ સબ ધર્મ વ્યક્તિ-ગત ધર્મ હૈં. યહી વૈદિક ધર્મ કી વિશેષતા હૈ ઔર ઇસી લિયે ઉક્ત વિભાગ પ્રધાન માના જા સકતા હૈ; પરન્તુ ઇસિ વર્તમાન સમય મેં વેદોં કી ઠેકેદાર બનનેવાલી આર્યસમાજ જિસે ધર્મ માને બૈઠી હૈ મૈં ઉસસે સહમત નહીં હૂં. સનાતનધર્મી કહે જાનેવાલોં તથા હિન્દૂ જનસમાજ કા તો મામલા ઇસ સમય બેઅન્ત હૈ હી; પરન્તુ અપને જીવન વૈદિક ધર્મ પર ન્યૌછાવર કરને કી ડીંગ મારનેવાલે હમ આર્ય સમાજી ભી કોરે ગપ્પ મારનેવાલે લોગોં સે અધિક મહત્ત્વ નહીં રખતે. યહ તો સરાસર અવૈદિકતા હી હૈ; કારણ કિ જિસમેં સમાનતા, સહનશીલતા તથા સહિષ્ણુતા કા અભાવ હૈ વહ ધર્મ વૈદિક ધર્મ હો હી નહીં સકતા. યહી નહીં, વરન્ ઉસે તો ધર્મ કહના ભી પાપ હૈ.

અબ હમેં જહાં પર યહ જાનના અત્યંત આવશ્યક હૈ કિ કિન કિન નિયમોં કે આચરણ કરને સે મનુષ્ય મેં ધાર્મિકતા આ સકતી હૈ ઔર કિન કિન નિયમોં કે આચરણ કરને સે ઘૃણિત અધાર્મિકતા; ઇસકી જાનકારી કે લિયે હમેં મનુસ્મૃતિ મેં વર્ણિત ધર્મ કે ઇન દશ લક્ષણોં પર ગંભીરતાપૂર્વક પૂર્ણ વિચાર કરના ઔર ઉન પર અમલ કરના ચાહિયે:–

**" धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः । धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ "**

મતલબ યહ કિ જિસ મનુષ્ય મેં ધૈર્ય હો, ક્ષમા હો, વિષયવાસના મેં લિપ્ત ન હો, પરાયે ધન કો ઠીકરી કે સમાન સમઝતા હો, ભીતર બહાર સે સ્વચ્છ તથા પવિત્ર હો, ઇંદ્રિયોં કો અપને વશ મેં રખતા હો, જ્ઞાની હો, વિદ્વાન હો, સત્યવાદી, સત્યમાની તથા સત્યકારી હો, ક્રોધ ન કરતા હો, ઉસીમેં ધાર્મિકતા આ સકતી હૈ; ઔર જિસમેં ઇનકા અભાવ હો ઉસી મેં અધાર્મિકતા. ધર્મ કે ઇન દશોં ગુણોં કા ધારણ કરનેવાલા મનુષ્ય સદા સુખ–શાંતિ મેં નિવાસ કરતા હૈ. ન કોઇ ઉસકો દુઃખ દે સકતા હૈ ઔર ન વહ સ્વયં હી કિસી કો દુઃખ દેતા હૈ.

ઇસ સંસાર મેં જો સત્ય કર્મ કિયા જાતા હૈ ઔર જો કુછ ભી ધર્મ સંચય કિયા જાતા હૈ, વહી ઇસ લોક મેં સાથ રહતા હૈ ઔર પરલોક મેં સાથ જાતા હૈ. કહાવત પ્રસિદ્ધ હૈ **"યશ અપયશ રહ જાયગા, ચલા જાય સબ ઠહુ."** ઇસી વિષય કો મનુ મહારાજ ને ભી અપની મનુસ્મૃતિ મેં ભલી ભાંતિ દર્શા દિયા હૈઃ–

**" मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ । विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ "**

સારાંશ યહ કિ મનુષ્ય કે મરને પર ઘર કે લોગ ઉસકે મૃત શરીર કાષ્ઠ કે ટુકડોં ઔર મિટ્ટી કે ઢેલે કી તરહ શ્મશાન મેં વિસર્જન કર વિમુખ લૌટ આતે હૈં, કેવલ ઉસકા સત્કર્મ ધર્મ હી ઉસકે સાથ જાતા હૈ. ઇસ લિયે હમેં ઉચિત હૈ કિ ધર્મ કો હાથ સે કભી ન જાને દેવેં. ધર્મ કી રક્ષા હમારી રક્ષા હૈ ઔર ધર્મ કા નાશ હમારા નાશ હૈ, ઐસા સમઝેં. દેખિયે, મનુજી ને ભી ઐસા હી કહા હૈઃ—

**" धर्म एवं हतो हन्ति धर्मो रक्षति रक्षितः । तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोवधीत ॥ "**

ઇસકા તાત્પર્ય યહી હૈ કી યદિ હમ ધર્મ કો માર દેંગે તો ધર્મ ભી હમ કો માર દેગા; ઔર યદિ હમ ધર્મ કી રક્ષા કરેંગે તો ધર્મ ભી હમારી રક્ષા કરેગા. ઇસલિયે ધર્મ કો મારના નહીં ચાહિયે, વરન ઉસકી રક્ષા કરની ચાહીએ. યદિ ધર્મરક્ષા મેં પ્રાણોં કી ભી બલિ દેની પડે તો ઉસકે લિયે હંસતે હંસતે બલિ–વેદી પર ચઢ જાના ચાહિયે; પરંતુ ધર્મ–રક્ષા કે મૈદાન સે પીછે હટના ઠીક નહીં. " રણ મેં ધર કર પૈર કદમ પીછે કો હટના ના ચાહિયે. "

અબ અંત મેં મેરા આર્ય–સમાજ તથા હિંદૂ સમાજ સે યહ વિનમ્ર નિવેદન હૈ કિ વહ અવૈદિક કુપ્રથાઓં કો જો ઉસકે અંદર વિશેષ સ્થાન પા ચૂકી હૈં સમૂલ નષ્ટ કર વૈદિક–ધર્માનુસાર અપને આચારવિચાર તથા વ્યવહારોં કો સુદૃઢ બનાવેં. ઇસીમેં હમારી પ્રાચીન આર્યજાતિકા ગૌરવ હૈ.

(ઑગસ્ટ–૧૯૨૮ના "સાર્વદેશિક"માં લેખકઃ–ઠા૦ માતાદીન સિંહ ગૌતમ 'વિશારદ' સરદારશહર)



# ૮૪–हिंदी नवजुवानो माटे तमाम द्वार बंध !

## એક ગ્રેજ્યુએટનું કરુણ સ્વપ્નદર્શન

પદવીદાનનો સમારંભ પૂરો થયો અને હું મુંબઈ વિદ્યાપીઠના વ્યાખ્યાનખંડમાંથી નીકળ્યો ત્યારે ગર્વથી મારી છાતી ગજગજ ફૂલતી હતી, આનંદની ઉર્મિઓથી મારૂં રોમેરોમ પુલકિત થઇ રહ્યું હતું.

કારણ, કુલપતિતરીકે ઇલાકાધિપતિએ અમને 'વર્તમાન યુગના પ્રકાશવાહકો' કહ્યા, અને વિદ્યાપીઠમાં અમે જે શિક્ષણ લીધું તેને "અમને કેવળ પેટની પૂજામાટે લાયક બનાવે છે એટલુંજ નહિ પણ માતૃભૂમિની સેવામાટે અમને સુયોગ્ય બનાવનારૂં છે." અને "વિદ્યાપીઠની અંદર અમને જે પ્રકાશ મળ્યો છે તે અમે ઘેરે ઘેર પહોંચાડીને અનુપમ દેશસેવા સાધી શકીશું" એવાં એવાં ઉમદા સૂત્રોના પડઘા હજીય મારા કાનને વિષે પડી રહ્યા હતા.

પરંતુ મારા હૃદયને વધુમાં વધુ અસર તો ઇંગ્લેંડના પેલા મુખ્ય શિક્ષકે એના વિદ્યાર્થીને આપેલી શિખામણથી થઈ કે, નીસરણીના છેલ્લા પગથીઆ આગળ ઉભા રહીને છેક ઉપલા પગથીએ જવા મથવું; સામાન્ય ટિકિટ કાપનારમાંથી એક છોકરો આખી રેલ્વે કંપનીનો ડિરેક્ટર થઇ શકે છે; એ વાત ઈલાકાધિપતિ જેવા પુરુષના મુખેથી સાંભળવાને લીધે મેં એમજ નક્કી કર્યું કે, બસ, મારે પોતાને તો એજ સાહસ કરવું.

એ નિશ્ચયની ખુમારીમાં, વર્તમાન યુગનો પ્રકાશવાહક બનવાની એ ગૌરવની ઘરીમાં, આવતી કાલથી શરૂ થનાર જીવનના નવીન ક્રમમાં નીસરણીના છેક નીચલા પગથીઆથી શરૂ કરી ઉન્નતિના શિખરે પહોંચવાનું સાહસ કરી બતાવવાના નિશ્ચયબલની ધગશમાં ચોપાટી ઉપર ફરવા નીકળ્યો.

રસ્તામાં એક મિત્ર મળ્યો. તેણે મારી મશ્કરી કરી.

"કેમ બી. એ. ની પદવી વરી આવ્યાને ?"

મેં હસીને કહ્યું:–"હા."

"હવેજ સંસાર શું છે તે સમજાશે. કૉલેજ–જીવનમાં જગતના વિદ્વાન પુરુષોનાં રચેલાં રસિક નાટકો અને નવલકથાઓ વાંચી વાંચીને જે સ્વપ્નાં રચ્યાં હશે, અને જ્યારે વ્યવહારૂ જગતમાં તેથી બધું ઉલટે ઉલટું જણાશે, ત્યારેજ તમને જગતનું બરાબર ભાન થશે." પણ મેં તેને હસી કાઢયો અને "જોજેને, જગતમાં હું કેવાં પરાક્રમ કરી બતાવું છું" એવું કહીને સ્વપ્નદ્રષ્ટાની માફક મનની અનેક મુરાદોનું વર્ણન કરી ગયો. × × × × × ×

એ રાત્રે મને ભવ્ય સ્વપ્નદર્શન થયું.

એક વિશાળ મેદાન હતું તેમાં અનેક નીસરણીઓ ઉભી કરી રાખી હતી. પ્રત્યેક નીસરણી આગળ નાનકડાં બારણાં ગોઠવ્યાં હતાં અને તેની ઉપર જૂદી જૂદી ટિકિટો ચોડવામાં આવી હતી. મેદાનમાં અનેક નવજુવાનોની દોડાદોડ થતી હતી; ગોરા, ઘઉંવર્ણા, પીળા, કાળા, રાતા–અનેક જાતના યુવકો ત્યાં હતા.

હું પણ એ ટોળામાંજ ઘૂમતો હતો.

મને એટલું સ્મરણ હતું કે, સીડીના છેક નીચલા પગથીઆ આગળથી શરૂ કરીને મારે તેના ઉપરના પગથીએ પહોંચવાનું છે.

તેથી એક છેડેથી શરૂ કરવાનો વિચાર કરીને હું ડાબી તરફ ગયો. બારણા આગળ લખેલું હતું:–લશ્કરખાતું. મને થયું કે, આ માર્ગ સારો છે. બહાદુરીથી સ્વદેશસેવા કરી શકાશે, પણ અંદર પગ મૂકવા જતો હતો ત્યાંજ એક જમાદાર અંગ્રેજે મને અટકાવ્યો. મેં કહ્યું–"મારે લશ્કરમાં છેલ્લી પંક્તિના સૈનિક બનીને મારા દેશના સેનાધિપતિ બનવું છે."

પેલાએ કહ્યું–"હિંદી છોકરાઓ માટે અહીં જગા નથી."

'કંઇ નહિ, બીજે જોઉં' કરતો આગળ વધ્યો. ત્યાં વિમાનખાતાની બારી આવી, ત્યાં પણ મારી

એજ દશા! ત્રીજી બારી નૌકા કાફલામાટેના પ્રવેશદ્વારની હતી, ત્યાં તો મને પગ પણ મૂકવા દીધો નહિ.

મને સહેજ નિરાશા તો થઇ; પણ તુરતજ હિંમત એકઠી કરીને હું આગળ વધ્યો.

પહેલી બારી વિદેશ તરફ જવાની આવી. મને એમ થયું કે ચાલો, આ બારીમાંજ પ્રવેશું, અહીં સુંદર તક છે. બસ અમેરિકા જઇને કયાંક સોનાની એકાદ ખાણ શોધી કાઢીશ, પરંતુ મને ત્યાં તો ડોકીઉંજ કરવા દીધું. ધોળી ચામડીના અનેક જુવાનીઆ ત્યાં ચઢ ઉતર કરી રહ્યા હતા. હું પણ એમની સાથે જવાની આશાથી આગળ વધ્યો, ત્યાં અમેરિકન દ્વારપાળે મને હસીને કહ્યું કે "ભાઇ! તમારે માટે ત્યાં જગા નથી." મેં હવે તો રકઝક કરવાનો વિચાર કર્યો હતો, એટલે જરાક દમામથી પૂછયું: "કેમ ભાઈ?"

"કારણ તમે હિંદી છો!"

"અરે, હિંદી છું એટલે શું થયું?" મેં દલીલ કરી.

"એ તો મને ખબર નથી, પણ હિંદીને અહીં પેસવા દેવો નહિ, એવું ફરમાન મને છે."

હું કંઇક નિરાશ થયો, છતાં આગળ ચાલ્યો; પણ મને ત્યાં જણાયું કે, સીડીના છેલ્લા પગથીઆ આગળ ઉભા રહેવાની પણ મારે માટે મનાઈ છે.

પછી તો હિંમત કરીને હું તો હિંદી સનદી નોકરીના બારણા આગળ ગયો. ત્યાં થોડાક હિંદીઓને જોયા ખરા, પણ સીડીની ટોચે તો કોઇજ નહોતું. બે ચાર કે પાંચ પગથીઆં સુધીજ માત્ર તેઓ જોઇ શકાતા હતા! અને અંદર જવા માટે મારે છેક વિલાયતસુધી જવાનું હતું. એટલા પૈસા મારી પાસે નહોતા!

આવોજ અનુભવ બીજી બધીજ બારીઓ આગળ મને થયો.

એટલે ધક્કામુકી કરતાં મેં રેલ્વેની બારીમાં પગ મૂકયો. એટલો પગ મૂકવા માટે પણ મારે બહુ માથાકૂટ કરવી પડી.

પેલા વિલાયતી શિક્ષકે કહ્યું હતું તેમ અહીં "ટિકિટ કાપનારમાંથી ડિરેકટર થવાની તક છે" એમ મેં માન્યું.

સ્વપ્ન આગળ વધ્યું. હું રેલ્વેમાં ટિકિટ કાપનારતરીકે દાખલ થયો. તેને વર્ષો વીતી ગયાં, છતાં પેલા પદવીદાનસમારંભ આગળ ઇલાકાધિપતિએ કરેલા ભાષણ પ્રમાણે ડિરેક્ટર થવાનું તો બાજુએ રહ્યું, પણ વધુ ઉંચે ચડવાનુંજ મને મળી શકયું નહોતું. ત્યાં તો બધા ગોરાઓ ચડી બેઠા હતા.

આથી હું સેક્રેટેરિયટમાં દાખલ થયો, ત્યાં પણ એજ દશા!

પછી મને ખબર મળી કે, મારા જેવા ઉત્સાહથી બીજા પણ મારા કેટલાયે સહાધ્યાયીઓ જૂદાં જૂદાં ક્ષેત્રોમાં દાખલ થયા હતા; પરંતુ સૌને મારા જેવોજ અનુભવ થયો હતો!

અમે બધાજ આમ નિરાશ થયેલા એક વખત મળ્યા, અને ખૂબ ચર્ચા પછી જીવનમાં મળેલા જૂદાં જૂદાં ક્ષેત્રોના અનુભવ પછી સૌનો એવોજ મત જણાયો કે, નીસરણીના છેલ્લા પગથીઆ આગળથી છેક ઉંચે ચઢવાનું શકય છે, પણ તે ગોરા જુવાનીઆઓનેજ સારૂ; હિંદી જુવાનીઆઓમાંથી તો ભાગ્યેજ કોઇ ફાવી શકે છે.

અને અમે અમારા યુગના પ્રકાશવાહકો છીએ એ વાત તો અમે બધા ભૂલીજ ગયા હતા, ભૂલી ગયા ન હોત તોપણ અમને પ્રકાશ ફેલાવવાનો અવકાશ નહોતો!

આથી દિલગીર થતા અને નિઃશ્વાસ નાખતા જતા હતા ત્યાં મારી આંખ ઉઘડી ગઈ!

સ્વપ્નદર્શનથી હું નિરાશ તો થયો હતોજ, પણ ખરી નિરાશા તો જૂદાં જૂદાં ક્ષેત્રોમાં સીડીનું છેલ્લું પગથીઉં મેળવવા માટે કરેલા તમામ પ્રયાસો નિષ્ફળજ જતા હતા તે જોયા પછી મને થઈ. મને પેલા મિત્રનો અભિપ્રાય ખરો લાગ્યો અને છેવટે હું એજ નિર્ણય ઉપર આવ્યો કે, પદવીદાનસમારંભનાં ભાષણો માત્ર ભાષણોતરીકેજ ઠીક છે. વ્યવહારમાં તો તે દિવાલ સામે માથાં પટકવાના પ્રયત્નજ થઈ પડે છે અને ખાસ કરીને તે હિંદી જુવાનો માટેજ.

(દૈનિક "હિંદુસ્થાન"ના તા—૨૯—૮—૨૮ ના અંકમાં લેખકઃ—શ્રી. સીતારામ શર્મા)

# ૮૫–मांदा पडवुं ते गुन्हो छे.

(૧)

આ વિશ્વમાં પરમાત્માની અનેક ચમત્કૃતિઓમાંની એક તે માનવ અંગ. આપણું શરીર તે આત્માને રહેવાનું મંગલ મંદિર છે, તે મંદિરને સદા નિરંતર સ્વચ્છ અને સશક્ત રાખવું તે દરેક મનુષ્યની ફરજ છે. શરીરમાં કોઇ જાતનો નાનો કે મોટો રોગ થાય તો આપણોજ વાંક સમજવો. કુદરતના કાનુનો પ્રમાણે જ્યાંસુધી વર્તીએ ત્યાંસુધી કંઇ દર્દ થતું નથી. તેજ સૂચવે છે કે, માંદા પડવું કે નહિ તે મનુષ્યના હાથમાં છે. દર્દ થાય તો તેની ચિકિત્સા વૈદકશાસ્ત્ર કરે છે. ઘણાં માણસો માંદા પડવું કે નહિ તે નશીબને આધીન ગણે છે; પરંતુ જો નશીબને લીધે તેમ થતું હોય તો વૈદકશાસ્ત્ર શામાટે આપણા પૂર્વજોએ રચ્યું ? વૈદકશાસ્ત્રની હયાતીજ કહી આપે છે કે, આપણા પૂર્વજો જે આપણા કરતાં વિશેષ ડાહ્યા હતા, તેઓ આ બાબતમાં નશીબ ઉપર આધાર રાખતા નહિ; તેથીજ વૈદકશાસ્ત્ર બનાવ્યું. વિધાતાને લીધે જો ઘડીએ ઘડીએ મનુષ્ય માંદું પડે તો શામાટે દવા–દારૂ કરવાં જોઇએ? જન્મ, લગ્ન અને મરણ જેવા મહાન પ્રસંગો માત્ર વિધાતાને આધીન છે, એમ માની લેવું જોઈએ; પરંતુ ઘડીએ ઘડીએ સાવ માંદા થવું તેમાં બીલકુલ વિધાતાનો વાંક નથી, પણ મનુષ્યનો પોતાનો છે. હાલતાંચાલતાં દરેક નજીવી બાબતમાં નશીબનો દોષ કાઢવો તે દેખીતી રીતે ભૂલભરેલું છે. જો દરેક બાબતમાં બાપડું મનુષ્ય પ્રાણી નશીબને આધીન હોય તો પુરુષાર્થ જેવી વસ્તુ હોતજ નહિ. પુરુષાર્થને લઇને મનુષ્યે વિજળી, વિમાન ઇત્યાદિ ચમત્કૃતિઓ શોધીને રચી કાઢી છે. જો દરેક બાબતમાં નશીબ હોત તો પંજાબમાં જનરલ ડાયરે જે ખુનામરકી ચલાવી હતી તેમાં જનરલ ડાયરનો દોષ ન હતો, પણ જુલમના ભોગ થઈ પડેલા મનુષ્યોના નશીબનો દોષ હતો.

ખરેખર, આપણા શરીર ઉપર આપણે પોતેજ અનેક અત્યાચારો કરીએ છીએ, રુચિ ન હોય તોપણ માત્ર સ્વાદ ખાતરજ અનેક જાતનાં ખાનપાન કરીએ છીએ, અનેક બુરી ટેવોને શરીરના હિસાબે ને જોખમે પોષીએ છીએ, અનેક જાતના અતિભોગ ભોગવીએ છીએ; તે ખરેખર શરમજનક બાબત છે.

જો કોઈ મનુષ્ય નીચે લખેલી પાંચ જરૂરીઆતો પ્રમાણે વર્તે તો રોગ–દર્દ બીલકુલ ન થાય; એટલુંજ નહિ પણ પોતાના શરીરનો બાંધો સ્વચ્છ અને સુદૃઢ રાખી શકે.

૧–નિર્મળ હવામાં અને સૂર્યપ્રકાશમાં રાતદિન રહેવું, ઘરનાં બારી–બારણાં તેટલા માટે ખુલ્લાં રાખવાં.

૨–જીવનશક્તિવાળો પથ્ય ખોરાક, રુચિ હોય તોજ, ખૂબ ચાવીને ખાવો; તેમજ જરૂર પડે ત્યારે એક બે દિવસના ઉપવાસ ખેંચી કાઢવા.

૩–શરીરના દરેકે દરેક સ્નાયુને નિયમસર કસવા.

૪–પૂરેપૂરી સ્વચ્છતા રાખવી; અને તે માટે સ્નાન કરવાં. ઠંડા જળનું સ્નાન શક્તિવર્ધક છે, ગરમ પાણીનું સ્નાન ચોકખાઇ કરનાર છે.

૫–સંપૂર્ણ આશાયેશ અને મનનું સાચું વલણ.

માત્ર આ પાંચ જરૂરીઆતો પૂરી પાડવામાં આવે તો અંગ હરહમેશ નિરોગીજ રહે. કુદરતના આ પાંચ મોટા કાયદા નહિ પાળવા તેજ ગુન્હો છે. તેની શિક્ષામાં કંઈ ને કંઇ દરદ થાય છે.

અમેરિકામાં કેટલાંક વર્ષો થયાં એક નવું શાસ્ત્ર નીકળ્યું છે તે દવા વિરુદ્ધ છે; એટલે ગમે તે રોગ દવા વગર મટાડી શકાય છે. આનું નામ "કુદરતી ઇલાજ" કહેવાય છે. આ શાસ્ત્ર પ્રમાણે દવા એક ધતીંગ છે; એટલુંજ નહિ પણ દવા શરીરને માટે વિરોધી વસ્તુ છે–અર્થાત્ ઝેર છે.

દવા પીવાથી રોગ મટતો નથી, પણ રોગની નિશાનીઓ મટે છે. રોગનાં કારણો મટાડવામાંજ ખરી ખુબી છે, અને તે દવાથી કદી મટતાં નથી, પણ માત્ર કુદરતી ઇલાજોથીજ મટે છે.

(૨)

આગળ જણાવી ગયા કે, દવા તે ઝેર છે. આ સૂત્ર પીવાની દવાને લાગુ પડે છે, પણ

ચોપડવાની–લગાડવાની દવાને લાગુ નથી તેનું કારણ કે, તે શરીરબહાર લગાડવાની હોવાથી ઝેરી હોય તોપણ કામે લઇ શકાય છે. ઘણુંખરૂં આ દવા જંતુનાશક હોવાથી પીવાને માટે તાત્કાલિક ઝેરી હોય છે. રસ્તામાં અકસ્માત્ થતાં જંતુનાશક દવા જખમી થયેલા અવયવને લગાડવી જરૂરી છે.

કંઇ શારીરિક રોગ થાય છે તો પીવાની દવા આપવામાં આવે છે. હવે પીવાની દવા તે કૃત્રિમ ઉપાય છે. પીવાની દવા માત્ર ઉપરની ટાપટીપ છે. દવા પીવી તે કુદરતથી વિરુદ્ધ છે, કુદરતનું અપમાન કરવા બરાબર છે. રોગ થાય તો તેનાં કારણો છેજ, તે શોધો અને તે અટકાવો.

શરીરમાં બે જાતની ક્રિયા થાય છે. હમેશાં નવા કોષ–અથવા પરમાણુઓનું બંધારણ થાય છે અને જૂના કોષ મરણ પામતા જાય છે; તેને શરીર બહાર કાઢવામાં આવે છે. આ કોષ લાખો–અસંખ્ય–હોય છે તે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ દેખાવા મુસ્કેલ છે. શરીરનો દરેક ભાગ–લોહી–હાડ–માંસ–ચામડી વગેરે અસંખ્ય કોષોથી બનેલો હોય છે. જયારે મરણ પામેલા કોષો શરીરબહાર જલદી નીકળી શકે નહિ ને અંદર એકઠા થાય ત્યારે કંઇ ને કંઇ રોગ થાય છે. હવે દવા પીવી તે શરીરમાં વધી પડેલી વિજાતીય વસ્તુઓ જે મરણ પામેલા કોષો છે તેમાં ઔષધરૂપી વિજાતીય વસ્તુનો વધુ ઉમેરો કરવા બરાબર છે.

આ મરણ પામેલા કોષોને તેમજ ખાવાપીવામાં નકામાં રજકણોને શરીર બહાર કુદરત ત્રણ રસ્તે કાઢે છે:–(૧) મળ–મૂત્રથી, (૨) પરસેવાથી અને (૩) ઉચ્છવાસથી. તેઓ શરીરમાં ભરાઇ રહેવાથી રોગ થાય છે.

(૧) બસ્તી–હવે મળમૂત્રવિષે ટુંકમાં કહીએ. દરેક રોગનું મૂળકારણ ઘણુંખરૂં કબજીઆત અથવા અધુરૂં પાચન હોય છે. નહિ પચેલો ખોરાકનો જથ્થો શરીરમાં એકઠો થાય છે અને દુર્ગંધ મારે છે; તે શરીરને માટે ઝેર છે. આ ઝેર શરીરની બહાર ન નીકળે ત્યાંસુધી ચાલુ નુકસાન કરે છે. આને માટે અતિ ઉપયોગી ઉપાય ખાસ કરીને પૂંઠપીચકારી લેવાનો છે. તે રૂ. ૧॥ માં મળે છે.× સાજામાં સાજા માણસે અઠવાડીઆમાં એક વખત પીચકારી ગરમ પાણીની લેવી જોઇએ, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓનું કહેવું છે, અને તે ખરૂં છે. જેમ આપણે ઘરની ચોકડી વગેરે ખૂબ પાણીથી સાફ કરીએ છીએ, તેમ પીચકારીવતી પુષ્કળ પાણીથી અંદરખાનેથી આંતરડાં ધોવાવાં જોઇએ. જુલાબ પીવો તે કૃત્રિમ ઉપાય છે. જુલાબ પોતેજ પરદેશી વસ્તુ હોવાથી શરીરબહાર કાઢવાની વસ્તુઓમાં તેનો ઉમેરો થાય છે. તાવ આવે ત્યારે પૂંઠપીચકારી લેવી, જેથી સાધારણ તાવ તરત ઉતરી જશે. કબજીઆતવાળા માણસે જેટલા બને તેટલા અપવાસ કરવા, સાજા–માંદા દરેક માણસે જેટલું પાણી પીવાય તેટલું પીધા કરવું, જેથી મળમૂત્ર અને પરસેવો વારંવાર થશે અને તે વારંવાર થવાની જરૂર છે. જેમ બને તેમ ઓછું ખાવું અને જેમ બને તેમ વધારે પાણી પીવું. જમણ-માટે જીવન નથી પણ જીવનમાટે જમણ છે.

(૨) પરસેવો—શરીરની ચામડીમાં અસંખ્ય કરોડો ઝીણાં કાણાં છે, જે વાટે પરસેવો નીકળે છે. પરસેવો થવાથી તાવ ઉતરે છે તેનું કારણ એ છે કે, વધી પડેલાં ઝેરી રજકણો શરીર બહાર પરસેવામાં નીકળી ગયાં તે છે. તે પરસેવો વારંવાર થાય તો સારૂં. કસરત કરવાથી પુષ્કળ પરસેવો થાય છે, ગરમ પાણીએ નહાવાથી ચામડી સાફ થાય છે.

(૩) ઉચ્છ્વાસ—શરીરમાં સ્વચ્છ લોહી હોય તો રોગ થાય નહિ. દરેક માણસમાં પોતાના વજન કરતાં માત્ર ૪૦ મા ભાગ જેટલું લોહી હોય છે. લોહી સ્વચ્છ રાખવાને જેમ બને તેમ ઓછું ખાવું અને જેમ બને તેમ ગામબહારની હવામાં ઉંડા શ્વાસ લેવા. જે શ્વાસથી અંદર લઇએ છીએ તે નિર્મળ હવા અમૃત છે અને જે ઉચ્છ્વાસથી હવા બહાર કાઢીએ છીએ તે ઝેર છે. જેમ નિર્મળ હવા ફેફસાંમાં વધારે લ્યો, તેમ લોહી વધારે નિર્મળ બને છે. લોહીમાં રહેલાં ઝેરી રજકણો ઉચ્છ્વાસ વાટે થઇને નીકળી જાય છે. ઉચ્છ્વાસ વાટે નીકળતી હવા એટલી બધી ઝેરી હોય છે કે માણસ કોઇ પેટીમાં માત્ર આઠ કલાક પૂરાઇ રહે તો પોતાના ઝેરી ઉચ્છ્વાસની હવા

× પીચકારી કરતાં ડૂશ વાપરવું એજ વધારે ફાયદાકારક છે. સંપાદક

પાછી શ્વાસમાં વારંવાર જવાથી મરણશરણ થાય છે.* ઇશ્વરે નિર્મળ હવા જે ઝવેરાતથી પણ કિંમતી વસ્તુ છે તે સર્વને માટે પુષ્કળ જથ્થામાં આપી છે, જેથી મફત મળે છે; છતાં ઘણાં મનુષ્યો તેનો ઉપયોગ બરાબર કરતાં નથી એટલે બેસવાની ડાળ પોતેજ કાપે છે. ખુલ્લી હવામાં હમેશાં કસરત કરવાથી લોહી શુદ્ધ થાય છે, કસરત કરવી ન બની શકે તો રોજ પાંચ કે વધુ માઇલ ગામ-બહાર ઝડપથી ચાલવું. શરીરમાં અસંખ્ય કાણાંઓ છે તે વાટે પણ શ્વાસ–ઉચ્છ્વાસ થાય છે; માટે જેમ બને તેમ કપડાં ઓછાં પહેરવાં અને જેમ બને તેમ ખુલ્લા શરીરે લાંબો વખત રહ્યા કરવું. આને હવાસ્નાન કહેવાય છે.

ખોરાક વગર માણસ બે માસ સુધી જીવી શકે છે, પાણીવગર બે દિવસ સુધી; પણ હવા-વગર બે મિનિટ પણ ચાલતું નથી. આ ઉપરથી સ્પષ્ટ થશે કે, માણસને ખોરાક કરતાં પાણીની ૩૦ ગણી વધારે જરૂરીઆત છે અને નિર્મળ હવાની ૮૬૪૦૦ ગણી વધારે જરૂરીઆત છે. ટુંકા શ્વાસ કરતાં ઉંડા શ્વાસ વધારે ઉપયોગી છે. ઉંડા શ્વાસનું શાસ્ત્ર યૂરોપીયનો અને અમેરિકનો હિંદુઓ પાસેથી શીખ્યા છે. પ્રાણાયામ કરવાનો એક હેતુ આમાં સમાયેલો છે. પ્રાણાયામને પશ્ચિમવાસીઓ ઉત્તમ પ્રાણપોષક સાધન ગણે છે. ઉંડા શ્વાસ લેવા માટે કસરત કરવી.

("લોહાણા હિતેચ્છુ"ના તા.૧૨–૭–૨૮ તથા ૨૩–૭–૨૮ના અંકોમાં લે૦ રા. રમણીકલાલ છોટાલાલ)

## ૮૬–इसाइओनी चालबाजी

### પ્રત્યેક હિંદુએ સાવચેત રહેવાની જરૂર

સવૌર ગામના એક દશ વર્ષના જગન્નાથ નામના હિંદુ બાળકની આ કથની બહાર પડી છે, જે ટુંકમાં અત્રે આપીએ છીએ:–

"ચૈત્ર મહિનામાં મને સવારે એક ખ્રિસ્તી જેવાએ બોલાવ્યો અને ગામ બહાર લઇ જઇ પાનમાં કંઇક ખવડાવી દીધું, જેથી મને ચક્કર આવવા લાગ્યા. ત્યાં મને કાંઇક ખવડાવ્યું. મને ચંપારણ લઇ જવામાં આવ્યો અને છુપી રીતે રાખવામાં આવ્યો. ત્યાં મારા શરીરમાં ઘણી જગ્યાએ લોઢું ગરમ કરી ડામો દેવામાં આવ્યા, જેથી મને કોઇ ઓળખી ન શકે, તેમજ હું નાસી ન જઇ શકું. ત્યાંથી મને વધુ ધમકાવીને કલકત્તા લઇ જવામાં આવ્યો. જ્યારે હું સ્ટેશન ઉપર પહોંચ્યો ત્યારે મને બંધ ગાડીમાં બેસાડી એક એવા મકાનમાં લઇ ગયા કે મારી ઉંમરનાં ત્યાં હિંદુ છોકરાંઓ લગભગ ૩૦ હતાં. એઓ ચોધાર આંસુએ રડતાં હતાં; અને એક સાહેબ અને મડમ છુરા બતાવી છાનાં રાખતાં હતાં. જો આ રૂમમાં ૫૦ છોકરાંઓ પૂરાં થતાં તો કોણ જાણે ક્યાં તેમને પહેરા વચ્ચે મોકલી દેવામાં આવતાં. ખાવામાં રોટી, તરકારી અને માંસ બળાત્કારે આપવામાં આવતું. બધાં બાળકો પાંચથી બાર વર્ષની ઉંમરનાંજ હતાં. મારા ઉપર સાહેબ અને મડમ ચોવીસ કલાક પહેરો ભરતાં. એક વાર સાહેબ જાજરૂમાં ગયા હતા અને મડમ સાહેબ બહાર ગયાં હતાં તે તકનો લાભ લઇ અમે પાંચ છોકરાંઓએ હિંમતથી બારણું ખોલ્યું અને એકદમ નાઠાં. રસ્તામાં મારો ઓળખીતો માણસ મળી આવ્યો. તેણે મને ભાગલપુર પહોંચતો કર્યો. પેલા ચારને સાહેબે પકડી લીધા કે કેમ તે મને ખબર નથી."

આ છોકરો ગુમ થયો ત્યારે તેના બાપે પોલીસમાં ફરિયાદ નોંધાવી હતી. તેને શોધવા ૨૦૦ રૂા. ખર્ચ્યા હતા. જ્યારે છોકરો મળી આવ્યો ત્યારે તે થાણદાર દરોગા પાસે ખબર કહેવા અને છોકરાને નસાડનાર પેલા ઘાતકી અંગ્રેજ ઉપર કામ ચલાવવા જણાવ્યું; ત્યારે દરોગાએ જણાવ્યું કે, તે હરણ કરનાર સાહેબ મોટા ખાનદાન કુટુંબના છે, તેમનો લાગવગ ભારે છે. તમે દાવો માંડશો તો ફાવશો નહિ, ઉલટા તમે દંડાઈ જશો.

પ્રત્યેક હિંદુઓએ મુસ્લીમ જાળની સાથે આવા છુપા ઇસાઇ અત્યાચારોથી પણ પૂરા ચેતી જઇ આવાં ભોપાળાં જેમ બને તેમ શોધી કાઢી બહાર પાડી દેવાં જોઇએ.

("હિંદુ"ના તા–૮–૭–૧૯૨૮ના અંકમાંનાં રા. અશરફી શુકલ–ભાગલપુર–એમના લેખપરથી)

---

* સૂતી વખતે જરૂરજ પડે તો માથા ને કાન પર ઓઢવું જોઈએ, અને નાક ઉપર નજ ઓઢવું જોઈએ; નહિ તો એ પણ કોઇ ને કોઈ રીતે નુકસાનજ કરે છે. સંપાદક

# ८७–हिंदुओमां बायलापणुं केम पेठुं?

હિંદુઓમાં બાયલાપણું એટલે બીકણપણું કેમ પેઠું, એની જો આપણે શોધ કરીએ તો જણાશે કે, એ ધર્મને નામે પેઠું છે! ધર્મ ડૂબવાના બહાના હેઠળ ધર્મહક્કોની અસમાનતા પેઠી અને અસમાનતાને કારણે એકબીજાની ઐક્યતાનો પાયો લુલો થઇ સંપ અને કજીઆએ સ્થાન લીધું. આગળ ચાલતાં અલગ અલગ દેવ અને અલગ અલગ દેવળો, અલગ અલગ જાત ને અલગ અલગ હક્કો અને પ્રતિબંધોએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. આથી એકબીજા સાથેનો સહકાર તૂટી સર્વત્ર અસહકાર જામ્યો. આથી એકબીજા પ્રત્યેની લાગણી ઓછી થઈ ગઇ, પ્રેમભાવનાં મૂળીઆં કપાઇ ગયાં, સંકુચિત દૃષ્ટિએ ઉગ્ર સ્વરૂપ લીધું, નાતજાતની પેલીમેર ડોકીયું કરવાનું વિસારે પડયું, ધર્મને ભૂલી જવાયો અને કેવળ ન્યાત ને જાતે ધર્મનું સ્થાન લઇ ધર્માભિમાનને પાણીચું અપાવ્યું. આજે જો ધર્માભિમાન જાગ્રત હોત તો આજની આવી કફોડી સ્થિતિ હિંદુની કદી થાત નહિ.

વર્તમાન સ્થિતિથી આપણે જોઇ શકીએ છીએ કે, આપણે મુસલમાનને નામે બ્હીએ છીએ. એક મુસલમાન એક સો હિંદુને ભારે થઇ પડે છે. આ સ્થિતિજ અસહ્ય અને હાસ્યાસ્પદ છે; પણ એમાં અતિશયોક્તિ નથી, એ વ્યાજબી છે. કેમકે એક મુસલમાન પોતાના બળપર ઝૂઝતો નથી; પરંતુ તેને ખાત્રી છે કે, તેની પાછળ સમગ્ર મુસલમાનના સંઘબળનું અઢળક સંઘબળ સદા–સર્વદા તૈયાર હાલતમાં પડયું છે. તેને ખબર છે કે, મારી વહારે મારા ભાઇઓ ધાશે અને મને મદદ કરશે–અને બને છે પણ તેમજ.

કેટલાક ધર્મધુરંધરો સંઘબળની કિંમત કળી ચૂક્યા છે અને તેઓ સંઘબળ જાગ્રત કરવાને ભિન્ન ભિન્ન સૂચના કરી રહ્યા છે; પણ હજુસુધી કોઇપણ રીતે તેમાં ફળીભૂત થયેલા જણાતા નથી. એમાંની કેટલીક સૂચનાનું નિરીક્ષણ કરવા જેવું છે. કેટલાકનું સમજવું એવું છે કે, માસાહારથી બળ આવે છે; માટે માંસાહાર કરવો અને બલીષ્ઠ બનવું યા બાયલાપણામાંથી મુક્ત થવું. પણ એ અનુમાન વ્યાજબી નથી. આપણે જો માંસાહારી અને શાકાહારી એમ બે વિભાગ પાડીએ તો માંસાહારીનો આંકડો ઘણો મોટો માલમ પડશે; છતાંપણ આપણા બાયલાપણાનું પલ્લું કંઇ ઉંચું ચઢતું નથી. આથી સાબીત થાય છે કે, એ અનુમાન ખોટું છે. એમ તો આઠ કરોડ જેટલા અંત્યજો ગોમાંસ પણ ખાય છે; છતાં તેમનું બાયલાપણું કયાં ઓછું છે? બીજું અનુમાન શુદ્ધિ અને સંગઠનનું છે. એ પણ બંધબેસતું નથી; કેમકે એ પ્રમાણે શુદ્ધિ કેટલાની કરીએ અને કયાંસુધી કરીએ? તેને કેટલા વધાવી લેશે? અંગબળની તાલીમ આપણે કેટલાને આપી શકવાના અને કેટલા તેનો લાભ લેવાના? આગળ આપણે જોઇ ગયા છીએ કે, એકલ–ડોકલનું બળ જો તેને સંઘબળનો ટેકો ન હોય, તો કશા ખપનું નથી. આપણે દરેક પહેલવાન ન બની શકીએ. કેટલાક સહભોજન કરવામાં સંઘબળની ગંધ જુએ છે; પરંતુ હકીકતમાં એમાંથી જરૂર સંઘબળ પ્રગટ પામે, પણ એ રસ્તો છેવટનો છે–આખરનો છે; એટલે હજી તો આપણે સંઘબળનો પાયો નાખવો છે. એ પાયો નખાય, મજબૂત થાય, તેના ઉપર દિવાલો ચણાય ને છાપરૂ નંખાય; ત્યારે તેના ઉપર જેમ નળીઆંની જરૂર છે, તેમ એ રોટી–બેટી વહેવારની જરૂર પડશે અને તે આપોઆપ એની મેળે પોતાનું કાર્ય કર્યે જશે. તેથી હાલમાં રોટીવહેવારની વાત કરવી એ પાયો ચણવા અગાઉ તે જગ્યા ઉપર નળીઆંનો ઢગ મારવા જેવી વાત છે. કેટલાક એમ ધારે છે કે, હિંદુમાત્રે માંસાહાર ત્યજવો જોઇએ અને તેમ થાય તોજ તેઓ સમાન હક્કનો દાવો કરી શકે તથા તોજ તેમને સમાન ગણવામાં આવે; પરંતુ આવું કોઈ દિવસ બને એવું છેજ નહિ. કેટલાક અત્યંજોને કહે છે કે, તમે સુધરો તો તમને હક્ક મળે, પરંતુ એ પણ મ્હોંના તડાકાજ છે. કેટલા સુધરશે, કોણ સુધારશે અને શું સુધારવા જેવું કે સુધરવા જેવું છે? કશુંએ નથી. એવા વિચારો રાખવા કે કરવા એ આપણા બાયલાપણાને સંઘર્યા સમાન છે. કેમકે કરોડોને આપણા જેવા થવા ઇચ્છવું ને તે આપણા જેવા થાય તોજ હક્ક આપવા કહેવું એમાં સારૂં

સમાયલું છે. એ સાટાપાટામાં આપણે વટાઈ ચાલ્યા છીએ અને હજીએ વટાઇશું. 'સંઘબળ કંઇ અમોલ વસ્તુ છે' એવું જો આપણે સમજતા હોઇએ, તો આપણી ચોખ્ખી ફરજ છે કે, તે સંઘબળ કયી રીતે પ્રગટ થાય, તે તરફ પૂર્ણ લક્ષ્ય આપવું તથા ગમે તે ભોગે આપણે તેને પ્રગટ કરવું અને તેમ કરવામાં આપણે જરૂર નમતું તો આપવુંજ પડે, એ સ્વાભાવિક વાત છે. જો આપણે નમતું ન આપીએ તો આપણું ધારેલું કાર્ય થતું નથી અને તે જો ન થાય તો આપણી સ્થિતિ કંઇ સુધરતી નથી; માટેજ આપણે સુધારાની, સુધરવાની કે સુધારવાની આશા છોડી દેવી જોઇએ છે. આપણી આશા-આપણું ધ્યેય-આપણી મહત્ત્વાકાંક્ષા કેવળ આપણું બાયલાપણુંજ કેમ દૂર થાય તે તરફ હોવી જોઇએ અને ધ્યેય પ્રાપ્ત કરવાને માટે સહેલામાં સહેલો ઉપાય-રસ્તો કે જે દરેકને પણ ઝાઝા પ્રમાણમાં-મોટા સમુદાયને અનુકૂળ પડે તેજ લેવો જોઇએ. એ રાજમાર્ગ તે બીજો કોઈ નહિ, પણ ધર્મહક્કોની સમાનતાને માટે સર્વ ધર્મમંદિરો, દેવળોનાં બારણાં દરેક હિંદુ ગણાતા સર્વ કોઇને માટે ખુલ્લાં મૂકાવાં જોઇએ. દેવળના બારણે ખાસ મુદ્રાલેખ હોવો જોઇએ કે "તમામ હિંદુને ન્યાત-જાતના બાધવિના આ દેવળ ઉઘાડું છે." એમાં કંઈ પૈસાની જરૂર નથી પડવાની અને ખરી ચાવી એજ છે. જો આપણે સંઘબળ જાગ્રત કરવું હોય, હિંદુધર્મ દીપાવવો હોય, હિંદુ હોવાની મગરૂરી દરેક હિંદુમાં જાગ્રત કરવી હોય, હિંદુ ધર્મની નિંદા થતી અટકાવવી હોય, તો દુનિયામાં એનાથી બીજો કોઈ રસ્તો છેજ નહિ. આ લેખ લખનારને પોતાને ખાતર તો દેવ-દેવળોની લેશમાત્ર જરૂર નથી, કેમકે લેખક મૂર્તિપૂજક નથી; છતાં મૂર્તિપૂજકોની સંખ્યા ઘણી મોટી હોવાથી આગ્રહ કરવામાં આવે છે અને તે પણ કેવળ સમાજસુધારણાની અને બાયલાપણાના પંજામાંથી મુક્ત થવાની ખાતરજ.

છતાં ભૂલ દેખાડવી એ મનુષ્યફરજ છે, એમ સમજી કેવળ આપણી ભૂલ ક્યાં થઈ રહી છે, તેને ભિન્ન ભિન્ન રીતે વિસ્તારીને જણાવવામાં આવે છે.

બીજાની ( મુસલમાનોની ) ભૂલ કાઢવા કરતાં આપણી ભૂલ આપણે સુધારીએ એ લાખ દરજ્જે બહેતર છે. શુદ્ધિ અને સંગઠનના કાર્યથી મુસલમાન ભાઇઓ ચીઢાય-છેડાય છે; કેમકે તેમાં તેઓ વેર વાળવાની ગંધ જુએ છે, પણ ઉપર સૂચવેલા ઉપાયને તેઓ આડે આવી શકે એમ નથી, કેમકે એમાં એવી ભાવનાને અવકાશજ નથી. એ કાર્યમાં જે આડે આવે છે તે કેવળ આપણું બાયલાપણું નંબર એકું છે.

આપણે જો ધડો લેવો હોય અને પાઠ શીખવો હોય, તો દુનિયાના બીજા ધર્મોના સંઘબળ તરફ દૃષ્ટિ નાખવી જોઇએ, તેનો અભ્યાસ કરવો જોઇએ, તેની ખોજ કરવી જોઇએ અને તેને એક વાર નહિ પણ એકવીસ વાર ચારણીમાં ચાળી જોવું જોઇશે તો આપણને ખબર પડશે. દાખલાતરીકે આપણા મુસલમાન ભાઇઓના સંઘબળનો વિચાર કરીએ. એમનું સંઘબળ જવાંમર્દીપણું એ એમનામાં ધર્મહક્કોની સમાનતાનું ફળ છે. જેઓ મુંબઇમાં વસે છે તેઓ ઇદને દિવસે તેમની સગી આંખે દરેક મસ્જીદ આગળ જઇને અને કોટના મેદાનમાં જઇને તેમની નિમાજની થતી ક્રિયાનું અવલોકન કરે. એમનામાં પણ જાતિ જેવું છે, નથી એમ નહિ; પણ ધર્મહક્ક દરેકના સમાન છે. પછી ભલે તે પૈસાદાર હોય કે ભીખારી, અમીર હોય કે ફકીર, ભીસ્તી હોય કે સોદાગર; પરંતુ બધા એકબીજાની પડખે પડખે મસ્જીદમાં કોઈ પણ જાતના પ્રતિબંધ વિના સરખા ને સામટા નિમાજ ગુજારે છે. એમનામાં ગુજરાતી, મરાઠી, મદ્રાસી, બંગાળી કે કાબૂલી એવા વાડા નથી. મસ્જીદ મુસલમાનમાત્રને માટે ખુલ્લી છે, તો પછી આપણે દરેક હિંદુને માટે આપણાં દેવ-દેવળો કાં નહિ ઉઘાડાં હોય?

ઈશ્વરોપાસના કરનારને, દેવદર્શન કરનારને, સેવા-પૂજા કરનારને અને તેને ભજનારને આપણે અટકાવનાર કોણ? આપણને શો અધિકાર છે? આપણે કેમ પ્રતિબંધ મૂકી શકીએ?

આપણી હાલની મનોવૃત્તિ તદ્દન વખોડી કાઢવા લાયક છે; કેમકે આપણે એમ કરી ધર્મને ધોકો-નુકસાન પહોંચાડયું છે. ધર્મના પ્રચારને બદલે આપણે તેના મૂળમાં મીઠું મૂક્યું છે. આપણે ખરૂં જોતાં ધર્મનું ગુમાન રાખતાં શરમાવું જોઇએ; નહિ તો ઢાંકણીમાં પાણી લઇને ડૂબી મરવું

જોઇએ. કેમકે આપણે ધર્મની સેવા નથી કરતા, પરંતુ ઉલટા તેને નષ્ટ કરી રહ્યા છીએ. આપણાથી તે પાપી બીજો કોણ હશે? બીજા ધર્મો આજે કરોડો રૂપીઆનો ધૂમાડો કરી પરધર્મીને પોતાના કરે છે, ત્યારે આપણે અક્કલના દુશ્મનો સહધર્મીને ધકેલી મૂકીએ છીએ અને તેમને માટે બારણું બંધ રાખીએ છીએ, એ આપણી કેટલી બધી મૂર્ખાઇ છે? અને જ્યારે બીજા ધર્મમાં ચાલી જાય છે-વટલી જાય છે, ત્યારે તે સામા ધર્મવાળા ઉપર રોષ ઠાલવીએ છીએ-દોષ દઇએ છીએ, આ આપણી કેવી મૂર્ખાઈ?!

આપણે ગમે તેટલા તવંગર હોઇએ, ગમે એટલી ઉચ્ચ મનાતી જ્ઞાતિના હોઇએ; પણ હિંદુ-ધર્મને નામે આપણું સ્થાન-આપણો ધર્મહક્ક એક તલભાર પણ આપણાથી જે ગરીબ હોય, નીચમાં નીચ જાતિના હોય કે ઉતરતી પંક્તિના કે ઉતરતી જાતિના હોય, તેઓનાથી ચઢીઆતો યા તો તેમનાથી વિમુખ કે જૂદો ન હોવો જોઇએ. આજે આપણામાં ખામી છે તે એજ છે. ધર્મની પડતીનું કારણ એજ છે. આપણે મોડા-વહેલા પણ આપણી ભૂલ તો જોઈશુંજ અને તે સુધારવી તો પડશેજ.

( "હિંદુસ્થાન"ના તા. ૧૧-૯-૧૯૨૮ ના અંકમાં લેખકઃ-શ્રી. ધર્મધુરંધર )

# ૮૮-શ્રી. बजाजनुं शुभ कार्य

આજે હિંદુ કોમને પક્ષાઘાત લાગુ પડ્યો છે. તેના શરીરના હિંદુજાતિના મુખ્ય અંગ-રૂપ ૭ કરોડ અંત્યજ પ્રજાનો આજે જે તિરસ્કાર કરવામાં આવે છે તે જોઈ સાચા હિંદુને દુઃખ થયા વગર ન રહે. મહાત્માજીના અને સ્વામી દયાનંદના તથા હિંદુ સભાના કાર્યકર્તા એ અસ્પૃશ્યતાનાં કલંકને ધોઈ નાખવા મથી રહ્યા છે, પણ અમારા ચુસ્ત રૂઢિપૂજકો દેશનો વિચાર કર્યા વગર બાપના કૂવામાં ડૂબી મરવાની મૂર્ખાઇ છોડતા નથી. વર્ધાના શ્રી. જમનાલાલ બજાજ આજે અંત્યજોમાટે ખૂબ શ્રમ લઈ રહ્યા છે. વર્ધામાં શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર છે અને બજાજ તેના ટ્રસ્ટી છે. પ્રભુના દરબારમાં ઉંચ-નીચ યા જાતિભેદ જેવી કોઇ વસ્તુ નથી. ધર્મશાસ્ત્રો પણ અસ્પૃશ્યતાનો કોઇ સ્થળે ઉલ્લેખ કરતાં નથી. આ સવાલ રાજકીય દૃષ્ટિએ પણ મહત્ત્વનો છે અને હિંદુઓને માટે તો જીવનમરણનો છે. શ્રી. બજાજે સાથેના ટ્રસ્ટીઓને ગળે એ વાત ઉતારી અને તેમણે ઠરાવ કર્યો કે, દેવદરબાર અંત્યજોને માટે ખુલ્લાં મૂકવાં. આ વાત ગામમાં વિજળીને વેગે પ્રસરી. ચુસ્તમાં ચુસ્ત તિલક-માળાધારી મારવાડીઓ વગેરેએ ખૂબ વિરોધ કર્યો. અંત્યજોનાં માથાં ભાંગી નાખવા સુધીની દમદાટી આપી. કેટલાક બજાજ પાસે ગયા, દલીલો કરવા માંડી; પણ દલીલમાં હાર્યા. કંઇ કંઇ બહાનાં કાઢ્યાં, પણ ફાવ્યા નહિ. છેવટ ગઈ તા. ૧૯-૭-૨૮ ને ગુરુવારે બીજા હિંદુઓની સાથે અંત્યજ બંધુઓએ પણ પોતાના પ્રભુનાં ધરાઈ ધરાઇને આ જન્મમાં પહેલીજ વાર દર્શન કર્યાં અને મનુષ્યદેહ પાવન થયો માનવા લાગ્યા. શ્રી. બજાજ સવારથી તે રાતના ૧૦ વાગ્યા સુધી મંદિરના દરવાજે ઉભા રહ્યા અને દરેકનો પ્રેમથી સત્કાર કરતા. મૂર્તિ-પૂજાના સંબંધમાં કોઇના વિચાર જૂદા હોય છતાં આ અપૂર્વ બનાવ નોંધી હરેક કાર્યમાં અંત્યજોને મનુષ્યોચિત હક્ક આપવાના દરેક પ્રસંગમાં હિંદુ જનતા પાછળ નહિ હઠે. એજ અસ્પૃશ્ય ઢેડ યા ભંગી કાલે ખ્રિસ્તી યા મુસલમાન બની તમારી પાસે આવે તો તમે તેને તમારી ગાદી-પર બેસાડો, તમારા ઘરમાં આવવા દો અને છૂટથી તેની સાથે વર્તો; તો શું તમારી સેવાનું આજન્મ વ્રત લીધેલી પ્રજાનો આવો ક્રૂર તિરસ્કાર કરવો એથી વધુ અધમતા અન્ય શું હોઇ શકે? જો હિંદુસમાજ હજુ પણ નહિ ચેતે, હજુ પણ નહિ વિચારે તો સમસ્ત હિંદુજાતિનું દુનિયાના પટપરથી નામનિશાન પણ ભૂંસાઇ જશે. આજે ધર્માચાર્યોની સ્વાર્થી વૃત્તિ હિંદુ પ્રજાનો નાશ નીહાળી રહી છે. દરેક ધર્મના અનુયાયીઓએ સૌથી પહેલાં પોતાના ધર્માચાર્યોને આવા કાર્યમાં રસ લેતા કરી આ ધાર્મિક ઉન્નતિનો પ્રશ્ન માની હિંદુત્વના ઉદ્ધારના કાર્યમાં યાહોમ ઝંપલાવે.

("હિંદૂ" તા. ૨૯-૧-૨૮ ના અંકમાંથી)

# ૮૧–માઇસોર રાજ્યની પ્રજાવત્સલતા

(૧)

(ચોદિશામાં જ્યારે હિંદી નૃપતિઓ અને હિંદી રાજસ્થાનોની કરુણ અવદશા નજરે પડી રહી છે અને અનેક રાજસ્થાની યુવકોના દિલમાં 'રાજસ્થાનોને એકજ સપાટે સાફ કરી નાખો–બસ સાફ કરી નાખો' એ ભાવનાના પડછંદા ગાજી રહ્યા છે, ત્યારે જાણે નૃપતિસંસ્થાના દીર્ધાયુને માટે સબળ દાવો નોંધાવનારા એક નમુનેદાર રાજતંત્ર અને નમુનેદાર નૃપતિની આ કટારેમાં પિછાન આપવાનું પ્રાપ્ત થાય છે. એ રાજતંત્ર તે માઈસોરનું રાજતંત્ર અને એ નૃપતિ તે માઇસોરના મહીપાલ શ્રીકૃષ્ણરાજ. 'ભારતવર્ષના ભવ્ય ભૂતકાળના અવશેષસમી નૃપતિસંસ્થા' આજના પ્રજાશાસનના યુગમાં પણ કેવા સન્માનપૂર્વક જીવી શકે છે અને કેવી ગૌરવભરી રીતે પોતાનું સ્થાન જાળવી શકે છે, તેનો કોઈ જીવંત નમુનો જોઇતો હોય તો તે માઇસોર છે. માઈસોરની જીવનપોથીમાંથી આપણા નૃપતિઓ મોડું થઈ જતાં પહેલાં સુયોગ્ય બોધપાઠ તારવી લે અને પોતાના પદને સાર્થક કરે એટલી વિનતિ છે. તંત્રી 'સૌરાષ્ટ્ર')

ગયા ઑગસ્ટ માસના પ્રથમ સપ્તાહમાં માઇસોરની પ્રજાએ એક મહોત્સવ ઉજવ્યો; પ્રજાહિત એજ જીવનનું પરમ કર્તવ્ય એવી કર્તવ્યભાવનાથી રાજકારભાર ચલાવતા પોતાના રાજાને રાજગાદીએ બેઠાં પચીસ વર્ષ પૂરાં થયાં તેનો એ રૂપેરી મહોત્સવ. એ મહોત્સવ માઇસોર રાજ્યને ગામે ગામ અને ગામડે ગામડે ઉજવાયો. ઠેર ઠેર પ્રજાકીય ઉત્સવ–ઓચ્છવની ધામધૂમ મચી રહી. મદ્રાસના પ્રખ્યાત 'હિંદુ' પત્રના પ્રતિનિધિને આ ઉત્સવ–સપ્તાહનો અહેવાલ લખતાં કહેવું પડયું કે "હું જરાયે અતિશયોક્તિવિના અને મારા પૂર્ણ અનુભવથી કહું છું કે, આ ઉત્સવ પ્રજાએ પોતાની મેળે, પોતાના અંતરના ઉમળકાથી માંડેલો સાચો પ્રજાકીય ઉત્સવ હતો. પ્રજાના અંતરમાં તેના મહારાજા માટે જે પ્રેમમય લાગણીઓ ઉછળતી જોઇ, તેનું તો વર્ણનજ ન થઇ શકે. માઇસોરના અતિ સુશિક્ષિત, અનુભવી અને નિડરપણે દિલ ઉઘાડી શકે એવા માણસો પણ પોતાના મહારાજાને 'રામરાજા'નું પ્રિય સંબોધન આપી રહ્યા છે. ગાંધીજી, માલવિયાજી અને મોતીલાલજી પણ માઇસોરના મહીપતિને 'આદર્શ રાજા' કહેવા સુધી તેના જીવનવ્યવહારથી પ્રસન્ન થયા છે." માઇસોરની પ્રજા ઉપરાંત માઇસોર રાજ્યની બહારના માઇસોરપતિના સંખ્યાબંધ પ્રશંસકોએ આ રૂપેરી મહોત્સવ ઉજવ્યો. 'હિંદુ' પત્રે તો પોતાનો ખાસ અંક પ્રગટ કરી, માઇસોરપ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શિત કરી અને માઇસોરની વિશિષ્ટતાઓ જગત સમક્ષ રજુ કરી. મદ્રાસ ઇલાકાનાં બીજાં માનનીય પત્રોએ પણ આ ઉત્સવમાં એટલોજ સક્રિય રસ લીધો.

દેશી રાજસ્થાનો સામે જ્યારે એક પ્રકારના અભાવનું વાતાવરણ સર્વત્ર જોવાય છે ત્યારે માઇસોર ઉપર ચોદિશામાંથી આવી પ્રીતિના, આવી મમતાના, આવી પ્રશસ્તિના વરસાદ વરસવાની પાછળ કયું તત્ત્વ ઉભું છે? માઇસોરના નરેશનો અને તેના રાજકારભારનો સર્વત્ર આવો ઉજ્જવળ યશ શામાટે ગવાઈ રહ્યો છે? એનો જવાબ આ નીચેની હકીકતો આપશે. નૃપતિઓએ પ્રજાકીય પ્રીતિનો સાચો અનુભવ કરવો હોય તો એનો માર્ગ અમુક અખબારોને ખરીદી લેવાનો કે અમુક આશ્રિતો પાસે પ્રશસ્તિઓ લખાવવાનો નથી. એનો માર્ગ માઇસોર મહારાજાએ ગ્રહણ કર્યો છે. એ એકજ માર્ગે–સુશાસન સ્થાપવાને અને યુગબળો પિછાનવાને માર્ગેજ–માઇસોરમહારાજા જેવા સન્માનને પાત્ર નીવડી શકયા છે.

સને ૧૮૮૪ના જુન માસની ચોથી તારીખે જન્મેલા અને માત્ર દશ વર્ષની કાચી વયે પ્રજાપ્રિય પિતાને ગુમાવી દેનારા શ્રી. કૃષ્ણરાજાની વય પૂરાં અઢાર વર્ષની પણ ન થઇ ત્યાં તો ૧૯૦૨ના ઑગસ્ટ માસમાં, તેમના હાથમાં, તે સમયના હિંદના ગવર્નર જનરલ લૉર્ડ કર્ઝને માઇસોર રાજ્યની લગામ મૂકી. કુમાર–મહારાજાના ખભા ઉપર એ ગંભીર જવાબદારી મૂકતાં, લૉર્ડ કર્ઝને શ્રીકૃષ્ણરાજાની પીઠ થાબડી અને તેમની હકુમત નીચેની પ્રજાને વધાઇ આપી કે "મહારાજાની સ્વાભાવિક ઉચ્ચ વૃત્તિઓનો ઉત્તરોત્તર વિકાસ થતો જોઇને અમને સંપૂર્ણ સંતોષ થયો છે કે, તેઓશ્રીએ મનુષ્યોના કારભારની પૂરેપૂરી જવાબદારી ઉઠાવવાની શક્તિ મેળવી લીધી

છે. તેઓએ તેમની પ્રજાની વચ્ચે વારંવાર મુસાફરીઓ કરી છે અને તેમની જરૂરીઆતોનો જાત-અનુભવ મેળવ્યો છે. એ અનુભવ–જ્ઞાન, આજથી તેમની પાસે રજુ થનારા રાજકારભારના વિધ-વિધ કોયડાઓનો ઉકેલ કરવામાં તેમને ખૂબજ ઉપયોગી થઇ પડશે......મને આશા છે કે, આ જ્ઞાનથી સજ્જ બનીને, પોતાની વ્યવહારદક્ષ અને આત્મવિશ્વાસભરી સ્વાભાવિક વૃત્તિઓના બળે મહારાજા જરૂર પોતાના માર્ગે વેગભરી અને સલામત મજલ કરી શકશે." અને આ બધાં વચનોને મહારાજાએ પોતાના પચીસ વર્ષના રાજકારભાર દરમિયાન બરાબર સાર્થક કરી બતાવ્યાં છે.

માઇસોરનો વિસ્તાર ૨૯૦૦ ચોરસમાઇલ, અને વસ્તી ૬૦ લાખ માણસોની; રાજ્યની વાર્ષિક ઉપજ સાડાત્રણ કરોડની. પચીસ વર્ષ પહેલાં એ બે કરોડની હતી. ઉપજ આજે આટલી વધી છે, તે નવા કરવેરાને લીધે નહિ, કે કોઇ બીજા પ્રકારની ચૂસણ–નીતિને કે જુલ્માટ-ને પરિણામે નહિ. એ રાજ્યની ઉત્તરોત્તર ખીલવણીનુંજ પરિણામ છે, ખેતીના અને વેપાર–ઉદ્યોગના વિકાસનુંજ પરિણામ છે.

આટલા પ્રસ્તાવ પછી હવે આપણે માઇસોરની એક પછી એક વિશિષ્ટતાએ જોઇએ.

### ૧—સ્વરાજ્યસંસ્થાઓ

માઇસોરમાં પ્રજાપ્રતિનિધિ સભા આજથી ૪૬ વર્ષ પહેલાં એટલે કે સને ૧૮૮૧માં દિવાન સી. રંગાચાર્લુના સમયમાં સ્થપાયલી. ત્યારે બહુજ મર્યાદિત મતાધિકારના ધોરણે આખા રાજ્ય-માંથી પ્રજાપ્રતિનિધિઓ ચુંટવાનું સ્વીકારવામાં આવેલું. એ રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓ પ્રજાની જરૂરીઆતો અને ફરિયાદો પરત્વે રાજ્યને નિવેદનો કરવાનો અધિકાર ભોગવતા.

૧૯૨૨ માં આજના મહારાજા સિંહાસનારૂઢ થયા ત્યાંસુધી માઇસોરમાં આ પ્રજાપ્રતિનિધિ સભા એ એકજ 'સ્વરાજ્ય સંસ્થા' હતી. સિંહાસન ઉપર પગ મૂકતાંજ મહારાજાએ ઉદ્‌ઘોષણા કરી કે "આ સભા રાજકારભારને એક કિંમતી સહાયકરૂપ નીવડી ચૂકી છે અને યોગ્ય સમયે પોતાની પ્રૌઢતા અને સ્વતંત્રતા માટે સુવિખ્યાત એવી દેશની અગ્રેસર રાજદ્વારી સંસ્થાઓમાં તે પોતાનું સુયોગ્ય સ્થાન જરૂર લેશે." અને મહારાજાના એ ઉદ્‌ગારો મુજબ આ પ્રજાપ્રતિનિધિ સભા પ્રતિષ્ઠા, લોકપ્રિયતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ વિકાસજ પામતી રહી છે.

૧૯૦૮માં મહારાજાએ પ્ર. પ્ર. સભા કરતાં વિસ્તારમાં નાની પણ સત્તા અને કાર્યપ્રદેશમાં વિશાળ એવી એક નવી સ્વરાજ્યસંસ્થાને જન્મ આપ્યો. એનું નામ 'માઇસોર ધારાસભા.'

૧૯૨૩માં મહારાજાએ તેમની પ્રજાને નવા સુધારાઓની નવાજેશ કરી અને બંને પ્રજા-પ્રતિનિધિ સંસ્થાઓને નવો અવતાર આપ્યો. આ સુધારાથી પ્રજાપ્રતિનિધિ સભાને રાજ્યના બંધા-રણમા કાયદેસર અચળ સ્થાન આપવામાં આવ્યું, મતાધિકારને ખૂબજ વિસ્તારવામાં આવ્યો. સ્ત્રીઓને પણ મતાધિકારની છૂટ આપવામાં આવી. બજેટના સામાન્ય સિદ્ધાંતો અને નીતિઓ સંબંધમાં ઠરાવો લાવવાની સત્તા બક્ષવામાં આવી. રાજકારભારસંબંધમાં ઠરાવો લાવવાની તેમજ પ્રજાની જરૂરીઆતો અને ફરિયાદો સંબંધમાં નિવેદનો કરવાની અને પ્રશ્નો પૂછવાની પણ સત્તા આપવામાં આવી. રાજ્ય તરફથી કંઇ નવો કર નાખવાનો હોય તો તે નાખતાં પહેલાં પ્રતિનિધિ સભાની સલાહ લેવામા આવે છે; તેમજ કોઇ નવા કાયદાનો ખરડો ધારાસભામાં રજુ થતાં પહેલાં તે પણ પ્રતિનિધિ સભા સમક્ષ રજુ થાય છે. આમ રાજકારભારમાં સબળ અવાજ ધરાવતી આ પ્રતિનિધિ સભા જબ્બર બીન–અમલદારી બહુમતિ ધરાવે છે, એ તો ભાગ્યેજ કહેવાની જરૂર રહે છે.

ધારાસભા પણ બીન-અમલદારી સભ્યોની સ્પષ્ટ બહુમતિ ધરાવે છે; તે ૨૦ અમલદારી અને ૩૦ બીન–અમલદારી સભ્યોની બનેલી છે. આજસુધી આ સભાને ગમે તે પ્રશ્નપરત્વે સવાલો પૂછવાનો, બજેટ ઉપર ચર્ચા કરવાનો અને રાજકારભાર સંબંધમાં ઠરાવો લાવવાનો અધિકાર હતો. હવે તેને પ્રત્યેક ખાતાની ગ્રાન્ટોની માગણીઓ ઉપર મત આપવાનો તેમજ સભ્યો તરફથી કાયદાઓના ખરડાઓ પેશ કરવાનો હક્ક પ્રાપ્ત થયો છે. આ ધારાસભાને પોતા તરફથી 'પબ્લિક એકાઉન્ટ કમિટિ' ચૂંટવાની પણ સત્તા મળી છે. આ કમિટિનું કર્તવ્ય કારભારના તમામ હિસાબોનું નિરીક્ષણ કરવાનું અને બજેટની ગ્રાન્ટો મંજુર કરતી વખતે ધારાસભાએ વ્યક્ત કરેલી

ઇચ્છાઓનું જ્યાં જ્યાં અપાલન થયું હોય તે બાબતો ધારાસભાના લક્ષ ઉપર મૂકવાનું છે.

આ ધારાસભાને બન્ને સંસ્થાઓના (ધારાસભા અને પ્રતિનિધિ સભાના) સભ્યોની બનેલી ત્રણ સ્થાયી કમિટિઓ નીમવાની પણ સત્તા છે. એક કમિટિ રેલ્વે તેમજ ઇલેકટ્રીકલ અને જાહેર બાંધકામ ખાતાને લગતી બાબતો સંબંધમાં પોતાના અધિકાર વાપરે છે, ત્યારે બીજી સ્થાનિક સ્વરાજ્ય, તબીબી અને જાહેર આરોગ્યનાં ખાતાંઓ ઉપર અને ત્રીજી નાણાંખાતું અને કરવેરા વિષયે પોતાની ફરજો બજાવે છે. આવી ત્રણ કમિટિઓ નીમવાનો રાજ્યનો હેતુ પ્રજાના બીન–અમલદારી પ્રતિનિધિઓને રાજકારભારની દૈનિક ઘટમાળમાં પણ પોતાનો અવાજ પહોંચાડવાની તક આપવાનો છે.

માઇસોરની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પણ સરસ પ્રગતિ કરી રહી છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં ગ્રામ્ય પંચાયતો, તાલુકા બોર્ડો અને ડિસ્ટ્રિક્ટ બોર્ડો તેમજ ગ્રામ્ય સંઘો અને શહેરસુધરાઇઓ મુખ્યત્વે કરીને છે. આ તમામ સંસ્થાઓની સત્તા અને કાર્યપ્રદેશ હમણાં હમણાંમાં સારી રીતે વિસ્તૃત બન્યાં છે. આ સંસ્થાઓમાંની ઘણીખરીમાં બીન–અમલદારી અધ્યક્ષ હોય છે. માઇસોર ધારાસભાએ હમણાંજ ગ્રામ્ય પંચાયતનો નવો કાયદો પસાર કરીને ગ્રામ્ય પંચાયતોને તેમના પોતાના ગામનો દિવાની, ફોજદારી તેમજ બીજો સર્વ પ્રકારનો સ્થાનિક કારભાર ચલાવવાની ઘણી મોટી સત્તા આપી છે અને તેમને સ્વરાજ્યની સાચી પાયારૂપ સંસ્થાઓ બનાવી છે.

આ સંસ્થાઓ ઉપરાંત, રાજ્યની આર્થિક સ્થિતિનું કાયમી નિરીક્ષણ કરવા એક આર્થિક સંસદ પણ અસ્તિત્વ ધરાવે છે; એ સંસદ અને તેની કમિટિઓ પ્રજાનાં આર્થિક હિતોના સંરક્ષણની તેમજ વિકાસની અહર્નિશ ચિંતા રાખ્યા કરે છે.

બીજાં કેટલાંય રાજ્યો પોતાનાં પાપોને છુપાવવા કે પોતાના ગેરકારભાર અને આપખુદીને પ્રજાની નજરે ચઢતાં અટકાવવાની દાનતથી વર્તમાનપત્રો સામે સખ્ત કાયદાઓ કરી રહ્યાં છે; ત્યારે માઇસોરે પ્રજામતના તંદુરસ્ત વિકાસને ઉત્તેજવા અને કારભાર ઉપર પ્રજાની આલોચના નિમંત્રવા, પોતાના જૂના પ્રેસ એકટમાં ઉદાર અને સંગીન સુધારા તાજેતરમાંજ કર્યા છે એનો પણ અહીંજ ઉલ્લેખ કરી લઇએ.

## ૨—શિક્ષણ

જેમ સ્વરાજ્ય સંસ્થાઓપરત્વે માઇસોર સર્વ રાજસ્થાનોમાં અગ્રપદે છે, તેમ શિક્ષણવિષયમાં પણ માઇસોર બીજાં રાજસ્થાનોને અને બ્રિટિશ હિંદના પ્રાંતોને મુકાબલે અગ્રપદજ ભોગવે છે. છેલ્લાં પચીસ વર્ષમાં માઇસોરે શિક્ષણમાં અજબ પ્રગતિ કરી છે. શહેરો અને ગામોને માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત તો ક્યારનું થઈ ચૂક્યું છે; હવે એ કાયદાનો ગામડાંઓમાં અમલ થઈ રહ્યો છે. નીચલા ધોરણોનું માધ્યમિક શિક્ષણ પણ મફત કરવામાં આવ્યું છે. હાઇસ્કૂલો અને કૉલેજોમાં વિદ્યાર્થીઓને મોટા પ્રમાણમાં વેતનો અને માશીઓ બક્ષવામાં આવે છે. આજે માઇસોર રાજ્યમાં શાળાઓનું પ્રમાણ એટલું બધું વધી ગયું છે કે રાજ્યના કુલ ક્ષેત્રફળના દરેક સાડાત્રણ ચોરસમાઇલે અને રાજ્યની વસ્તીના પ્રત્યેક ૭૨૬ માણસો દીઠ એક એક શાળા આવે છે.

૧૯૦૨માં માઇસોરમાં કુલ ૨૨૩૨ શાળાઓ હતી અને શિક્ષણની પાછળ રાજ્યકુલ રૂા. બાર લાખ ખર્ચતું. આજે માઇસોર રાજ્યમાં કુલ ૮૦૦૦ કરતાં વધારે શિક્ષણ–સંસ્થાઓ છે અને રાજ્યનું કુલ શિક્ષણખર્ચ ૬૦ લાખ રૂા. કરતાં વધી જાય છે. રાજ્યના શિક્ષણખર્ચનું પ્રમાણ કુલ ઉપજના ૧૫ ટકા આવે છે. આ પ્રમાણ બ્રિટિશહિંદના પાડોશી પ્રાંતો કરતાં પણ ચઢી જાય તેવું છે. બિહાર અને ઓરિસ્સામાં કુલ ઉપજના ૧૪ ટકા શિક્ષણ પાછળ ખર્ચાય છે; સંયુકત પ્રાંતોમાં સાડાતેર ટકા, મુંબઈ અને પંજાબમાં ૧૩ ટકા, બંગાળમાં લગભગ ૧૨ ટકા, આસામમાં ૧૦ ટકા, મધ્યપ્રાંતોમાં ૯॥ ટકા અને બર્મામાં ૯ ટકા ખર્ચાય છે. રાજ્યના શિક્ષણ લેવા લાયક ઉંમરના ૩૬ ટકા જેટલા છોકરા અને છોકરીઓ આજે શિક્ષણ લે છે.

રાજ્ય કન્યા–કેળવણી પ્રત્યે ખૂબ ધ્યાન આપે છે. કન્યા–કેળવણીએ હમણાંનાં વર્ષોમાં

પ્રગતિ પણ સરસ કરી છે. રાજ્યમાં બધી જાતની મળીને ૭૮૮ કન્યાશાળાઓ છે અને તેમાં આશરે ૩૯,૦૦૦ કન્યાઓ શિક્ષણ લઇ રહી છે.

આદિકર્ણાટકોને નામે ઓળખાતા દલિત વર્ગોનાં બાળકોનાં શિક્ષણ માટે તો ખાસ કાળજી રાખવામાં આવે છે. રાજ્યે તેમના માટે ૬૦૫ ખાસ શાળાઓ ઉઘાડી છે અને તેમાં ૧૬,૬૦૦ બાળકોમાં ૨૫૦૦ તો કન્યાઓ છે. આ કોમનાં બાળકોને રાજ્યની તમામ શિક્ષણ-સંસ્થાઓમાં પણ કશાજ ભેદભાવ વિના પ્રવેશ આપવામાં આવે છે. રાજ્ય તરફથી માઇસોર, બાંગલોર, તુમકુર અને ચીકામાંગલુરમાં આ બાળકોને માટે ખાસ મફત છાત્રાલયો પણ ચાલે છે. અંત્યજ બાળકોને આવી સામાન્ય કેળવણી આપવા ઉપરાંત બીજું ઔદ્યોગિક શિક્ષણ-વણકરી, સુથારી કામ, ગુંથણકામ, મોચીનું કામ, લુહારકામ વગેરેનું શિક્ષણ-આપવામાં આવે છે.

અંત્યજ બાળકોને અને તેમનાં માતાપિતાઓને શિક્ષણમાં રસ લેતા કરવા અર્થે માઇસોર રાજ્ય તરફથી અનેકવિધ અનુકરણીય પ્રવૃત્તિઓ થઈ રહી છે. અંત્યજ બાળકોને ખાસ સ્કૉલરશિપ આપવા ઉપરાંત કપડાં, પુસ્તકો અને તમામ જાતનાં શિક્ષણસાહિત્યોની લહાણી કરવામાં આવે છે. વિશેષમાં, એ કોમના મોટા છોકરાઓને, કમાણી તૂટી જાય એ બીકે તેમનાં માબાપ ભણવા મોકલતાં નહિ હોવાથી, રાજ્યે એ ખોટ પૂરી પાડવા માસિક વેતન બાંધી આપ્યાં છે.

આ શિક્ષણ-પ્રચાર ઉપરાંત, રાજ્ય આ કોમની બીજી જરૂરતોપ્રત્યે પણ સહાનુભૂતિભર્યું લક્ષ આપી રહ્યું છે. રાજ્યે આ કોમને પ્ર. પ્ર. સભામાં અને સર્વે પ્રજાકીય સંસ્થાઓમાં પ્રતિનિધિઓ મોકલવાના ખાસ હક્કો બક્ષ્યા છે અને તેમની દાદ-ફરિયાદને બહુજ માયાપૂર્વક સાંભળે છે. રાજ્યે તેમને શાહુકારોના ત્રાસમાંથી છોડાવવા સહાયકારી મંડળીઓ સ્થાપવા માંડી છે અને વિશેષમાં તેમના અભ્યુદયને માટે, તેમને મફત જમીનો આપી, સહાયકારી ધોરણ ઉપર તેમનું નવું સંસ્થાન વસાવવાનો પ્રયોગ માંડયો છે. આદિકર્ણાટકમાં સમાજ-સુધાર કરાવવા રાજ્યે ખાસ પ્રચારકોની પણ યોજના કરી છે. હમણાંજ માઇસોર પ્રજાપ્રતિનિધિ સભાની બેઠક વેળા પ્રારંભિક વ્યાખ્યાન આપતાં દિવાન શ્રી મીર્ઝાએ કહેલું કે 'આ દલિત કોમની નિર્બળ દશા, આ રાજ્યનીજ નિર્બળતા છે અને તે સબળ બને તેમાં રાજ્યનીજ તાકાત વધે છે.' માઇસોરના અંત્યજ-પ્રેમનું થોડું ઘણું પણ અનુકરણ આપણે આંગણે આપણા નૃપતિઓ આચરે તો એ ફૂટ પ્રશ્ન એકદમ સરળ બની જાય, દલિત કોમો હિંદુસમાજને આજે બેડીરૂપ છે તે થોડાજ સમયમાં આભૂષણરૂપ બની જાય.

મુસલમાનોમાં શિક્ષણ-પ્રચાર માટે પણ રાજ્ય ભારે શ્રમ લઈ રહ્યું છે. મુસલમાન વિદ્યાર્થીઓ માટે અંગ્રેજી-હિંદુસ્થાની શાળાઓ રાજ્યભરમાં ઠેર ઠેર સ્થાપવામાં આવી છે. મુસલમાન કન્યાઓને માટે ખાસ 'પરદા-શાળાઓ' પણ ચલાવવામાં આવે છે. મુસલમાન વિદ્યાર્થીઓને રાજ્યની તમામ શાળાઓમાં અને કૉલેજોમાં, શિક્ષણઉત્તેજન તરીકે, અર્ધી માફી બક્ષવામાં આવે છે. આમ અનેક પ્રકારની સગવડોને પરિણામે રાજ્યની મુસલમાન કોમમાં પણ શિક્ષણનું પ્રમાણ વેગથી વધતું જાય છે.

અને પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના આવા વિશાળ અને મજબૂત પાયા ઉપર માઇસોરના પ્રજાપ્રેમી નૃપાલે સંસ્કૃતિનું ભવ્ય મંદિર-માઇસોર વિદ્યાપીઠ-નું ભવન ખડું કર્યું છે. માઇસોર વિદ્યાપીઠની સ્થાપના ૧૯૧૬ માં થઈ. આજે માઇસોર વિદ્યાપીઠમાં સાહિત્ય, વિજ્ઞાન, ઇજનેરી (સિવિલ, મિલિટરી અને ઇલેક્ટ્રીક એંજીનિયરિંગ-એ ત્રણે શાખાઓ), તબીબી અને અધ્યાપન એટલા પ્રકારનું ઉચ્ચ શિક્ષણ આપવાનો પ્રબંધ છે. સાહિત્યનું, અને અધ્યાપનનું અને મહિલાઓનું, એમ ત્રણ મહાવિદ્યાલયો માઇસોરમાં છે; ત્યારે વિજ્ઞાન, ઈજનેરી અને તબીબીનાં મહાવિદ્યાલયો બાંગલોરમાં છે. આખી વિદ્યાપીઠની રચના આસ્ટ્રેલિયન વિદ્યાપીઠોને આદર્શ રાખીને કરવામાં આવેલી; પણ હવે તેનું પુનર્વિધાન થઇ રહ્યું છે.

(૨)

ઉપરના લેખમાં માઇસોરની સ્વરાજ્યસંસ્થાઓ અને શિક્ષણપ્રગતિનું અવલોકન કર્યું. માઇ-

સોરની અતિ ઉજ્જ્વળ શિક્ષણપ્રગતિનો પૂરતો ખ્યાલ આપે તેટલી હકીકતો તો એ લેખમાં અપાઇ ગઈ છે; પણ ઘણું કરીને આખા હિંદુસ્થાનમાં અજોડ એવું જે અંત્યજોદ્ધારનું કાર્ય માઇસોર રાજ્ય તરફથી અતિ ઉમંગથી થઇ રહ્યું છે અને તેનાં જે મનોહર પરિણામ આવી રહ્યાં છે તેનું જાત-અનુભવથી બયાન કરતો શ્રી. મહાદેવ દેસાઇની કલમમાંથી ટપકેલો એક ફકરો તે સાથે આપવો રહી ગયેલો તે અત્રે ઉતારી આગળ ચાલીએ:-

"આ ભાગોમાં અંત્યજોનું રૂડું નામ આદિકર્ણાટક, આદિઆંધ્ર, આદિદ્રાવિડ પડ્યું છે. સરકાર તો પોતાના 'અસ્પૃશ્યો'ને એજ રૂડા નામથી વર્ણવે છે, અને જેટલું રાજ્યથી થઇ શકે તેટલું કરવામાં બાકી નથી રાખતી. એની બ્રાહ્મણવર્ગ ઉપર બહુ અસર નથી એ સાચું, પણ ધીમે ધીમે અસર થશે. કેળવણીની અનેક સંસ્થાઓ તેમને માટે ખાસ બનાવવામાં આવી છે. બાળકોને શિષ્યવૃત્તિ મળે છે, મફત કપડાં મળે છે; મફત રહેવાનું મળે છે. બધી શાળાઓ તેમને માટે ખુલ્લી છે. ૬૦૫ ખાસ શાળાઓ છે. એ વર્ગોને માટે ખાસ સહકારી મંડળીઓ લગભગ સવાસો ઉપર સ્થાપવામાં આવી છે. તેમને જમીન ખરીદવાની, ઘરો બાંધવાની, ખેતીનાં હથિયાર ખરીદવાની ખાસ સગવડો આપવામાં આવી છે; અને હિંદુ રાજ્યજ નહિ, પણ દિવાન મુસલમાન છતાંયે તે પણ આ આદિકર્ણાટકોને શુદ્ધ પવિત્ર હિંદુઓ બનાવવાને મથી રહેલ છે. આ કોમનાં બાળકોનાં છાત્રાલયો સ્થળે સ્થળે છે, જ્યાં વિદ્યાર્થીઓને રહેવાની, ખાવાપીવાની, પુસ્તક, ફી, કપડાં આદિ તમામ વસ્તુની મફત સગવડ મળે છે; સરકાર દરેક બાળક ઉપર લગભગ ૨૦૦ રૂપિયા વર્ષે ખર્ચે છે. બાંગલોરના આવા છાત્રાલયના વિદ્યાર્થીઓ ગયે અઠવાડિયે ગાંધીજીને મળવા આવી ગયા. ઘણાના કપાળે ભસ્મ હતી, સૌ તેજસ્વી લાગતા હતા, સૌમાં સ્ફૂર્તિ લાગતી હતી અને તેમાંના કોઇ અસ્પૃશ્ય જાતિના હોય એમ કહેવું મુશ્કેલ હતું. કેટલાકે સંસ્કૃત શ્લોકો સંભળાવ્યા, કેટલાકે કાનડા, તામિલ, તેલુગુ અને હિંદીમાં ભજન સંભળાવ્યાં-એમના શુદ્ધ, સંસ્કારી ઉચ્ચાર અને મધુર કંઠ સાંભળી જે લોકો એમને અસ્પૃશ્ય ગણે છે, તેમનાં દુર્ભાગ્ય ઉપર દયા આવી. શ્રીરામાનુજે એમને માટે સાધુઓના પ્રબંધોનો બનેલો 'તામિલ-વેદ' રચેલો છે. તે આ વર્ગોમાં ખૂબ વંચાય છે. આ ઉપરાંત એક આભડછેટથી ન વટલાયેલો સંસ્કારી બ્રાહ્મણ આ બાળકોની વચ્ચે રહી તેમને હિંદુ ધર્મના બધા સંસ્કારોનું જ્ઞાન આપે છે. આટલા પ્રેમથી જ્યાં પાલન થતું હોય ત્યાં બાળકોમાં સ્વતંત્રતા કેળવાય એમાં નવાઇ શી ?"

## ૩-ખેતીવાડી

માઇસોર જેમ પોતાની પ્રજાના શિક્ષણની આટલી સરસ કાળજી રાખી રહ્યું છે, તેમ તેના ખેડુતની ખેતીવાડીની સુધારણા અને વિકાસ માટે પણ ભારે પરિશ્રમ લઇ રહ્યું છે. રાજ્યની ખેતીવાડીની ખીલાવટ માટે રાજ્યે ખાસ ખેતીવાડી ખાતું સ્થાપ્યું છે. આ ખાતું તેની સમર્થ વ્યવસ્થા અને ઉત્સાહભરી ઉદ્યમશીલતા તેમજ અગાધ સાધનવિપુલતાએ કરીને આખા હિંદુસ્થાનમાં અદ્વિતીયજ છે, એવો એના અવલોકનકારોનો અભિપ્રાય છે. આવા સમૃદ્ધ ખેતીવાડીખાતાની સ્થાપનાથી રાજ્યની ખેતી-પ્રગતિને ભારે વેગ મળ્યો છે. આ ખાતા તરફથી બાંગલોરમાં, એક નિષ્ણાત કૃષિવિષયક રસાયણશાસ્ત્રીના અધ્યક્ષપણા નીચે, ખેતીવાડીની એક જબ્બર પ્રયોગશાળા ચાલી રહી છે. આ ખાતા તરફથી રાજ્યનાં પાંચ જૂદાજૂદા સ્થળોએ પ્રયોગ-ખેતરોમાં ડાંગર, બટાટા, શેરડી વગેરે પાક ઉતારવામાં આવે છે અને દરેક જાતના પાકને નુકસાન કરનારાં જંતુઓનો નાશ કરવાનો પ્રયોગ ચાલે છે. જ્યાં કૉફીનોજ મુખ્ય પાક લેવામાં આવે છે એવા રાજ્યના એક મથકમાં, હમણાં કૉફી માટે એક નવું પ્રયોગ-ખેતર ચલાવવું શરૂ કરવામાં આવ્યું છે અને કૉફીનો પાક વધારેમાં વધારે કેમ લઇ શકાય તે, તેમજ કૉફીના પાકને નુકસાન કરનારા જંતુઓનો કેમ નાશ કરી શકાય તે, ખેડુતોને બતાવવામાં આવે છે. કૃષિ-શિક્ષણ માટે ખાસ એક કૃષિ-શાળા ચલાવવામાં આવે છે. એ શાળામાં વિદ્યાર્થીઓને ત્રણ વર્ષ સુધી ખેતીનું સપ્રયોગ શિક્ષણ અપાય છે અને પછી એ અભ્યાસક્રમ પૂરો કરનાર વિદ્યાર્થીને ખાસ ડિપ્લોમા એનાયત થાય છે. બીજાં ત્રણ પ્રયોગ-ખેતરો ઉપર પણ ખેડુતનાં બાળકો માટે ટુંકા અભ્યાસક્રમનો પ્રબંધ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત

ખેતીવાડી ખાતા તરફથી ખેતીના બળદો રાખવામાં આવે છે, પશુ–ઔષધાલયો ચલાવવામાં આવે છે અને રેશમના કીડાઓને ઉછેરવાનું ખાસ કામ કરવામાં આવે છે. આ ત્રણે કામ માટે તે કામના જાણકાર ખાસ અમલદારો રાખવામાં આવે છે અને તેમની દેખરેખ નીચે મદદનીશોનું જૂથ આખા રાજ્યમાં થાણાં નાખી કામ કરી રહ્યું હોય છે.

ખેતીની સુધરેલી અને વૈજ્ઞાનિક રીતોનો પ્રચાર કરવા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી આ અને બીજી અનેક સગવડો આપવામાં આવે છે તેને પરિણામે, તેમજ ખેડુતોને જોઇતા પ્રમાણમાં પાણી પૂરૂં પાડવાને રાજ્ય તરફથી થઇ રહેલી નહેરોની સંખ્યાબંધ યોજનાઓને પરિણામે, એક તરફથી માઇસોરના ખેડુતો સમૃદ્ધ બનતા જાય છે અને બીજી તરફથી રાજ્યની ખેતી–ઉપયોગી જમીનનું પ્રમાણ પણ વધતું જાય છે. ૧૯૦૨ માં મહારાજા ગાદી ઉપર આવ્યા ત્યારે ૫૫ લાખ એકર જમીન ખેતીના ઉપયોગમા લેવાતી; આજે તે પ્રમાણ વધીને ૬૨ લાખ સુધી પહોંચ્યું છે, એટલે કે છેલ્લાં પચીસ વર્ષમાં ૮ લાખ એકર જેટલી વિશેષ જમીન ખેડવા લાયક બની છે. આજે માઇસોરનો ખેડુત ખૂબ આબાદ છે અને ખેતીના ધંધામાં રસપૂર્વક મચ્યો રહે છે. આનું એક બીજું કારણ એ પણ છે કે, માઇસોરના ખેડુતને તે થોડી જમીન ખેડતો હોય કે ઝાઝી જમીન ખેડતો હોય તેનો કશો ભેદ કર્યા વિના,અતિ સરળ શરતોએ, તેને જોઈતી આર્થિક સહાય પૂરી પાડવામાં આવે છે.

રાજ્ય તરફથી ખેતી–ઉપયોગી જે મોટાં જળાશયો બાંધવામાં આવ્યાં છે, તેમાં બેની ખાસ નોંધ લેવા જેવું છે. માઇસોરની પાસેજ કૃષ્ણરાજ–સાગર નામનું મોટું જળાશય બનાવવામાં આવ્યું છે. એ વિષે નવજીવનમાં શ્રી. મહાદેવ દેશાઇ લખે છે કેઃ–"શ્રીરંગપટ્ટનથી દશ માઇલ અને માઇસોરથી છ માઇલ ઉપર કાવેરી નદીના પાણીને બાંધી લઇને આ કૃષ્ણરાજ–સાગર રચવામાં આવ્યો છે. આ સાગરનું પાણી ૧૦૯ ફુટ ઉંડું છે અને ૪૪ ચોરસમાઈલનું એનું ક્ષેત્રફળ છે. આમાંથી સેંકડો માઇલના ક્ષેત્રમાં ખેતરોને પાણી મળે છે. આવો જબરદસ્ત બંધ જગતમાં માત્ર મીસરમાં જ છે. આ બીજા નંબરનો બંધ કહેવાય."

આ કૃષ્ણરાજ–સાગરનો બંધ ૧૩૦ ફુટ ઉંચો છે–અને હિંદુસ્થાનમાં તો તે ઉંચામાં ઉંચો જ છે. આ સાગર, ચોક્કસ આંકડાઓમાં કહીએ તો, ૧૨૦,૦૦૦ એકર જમીનને પાણી પૂરૂં પાડે છે. વિશેષમાં આ સાગર, ખેતીવાડીને જે અગાધ લાભ કરી રહ્યો છે તે ઉપરાંત, શિવસમુદ્રના ધોધ આગળ રાજ્યે કાઢેલા વિજળીના કારખાનાને જબ્બર વિજળીક બળ પૂરૂં પાડી રહ્યો છે. આ કૃષ્ણરાજ–સાગર પાછળ રાજ્યને સાડાચાર કરોડ રૂપિયાનું ખર્ચ થયું છે અને તે મશહુર માઇસોરી ઇજનેર સર વિશ્વેશ્વરૈયાની કૃતિ છે.

રાજ્ય તરફથી ચિતલદુર્ગ તાલુકામાં, એક નદીને બાંધીને, વેણીવિલાસ–સાગર નામનું એક બીજું જળાશય પણ બાંધવામાં આવ્યું છે. આ જળાશય મનોહર સરોવરરૂપે ચાળીસ ચોરસ-માઇલના વિસ્તારમાં પથરાયેલું છે અને જબ્બર ખર્ચે આજથી પંદર વર્ષ પહેલાં રચવામાં આવ્યું છે. આ સાગરથી હજારો એકર જમીનને ખેતી–ઉપયોગી બનાવી શકાઇ છે.

આ બન્ને મોટા 'સાગરો' ઉપરાંત, રાજ્ય તરફથી આ પચ્ચીસીમાં બાંધવામાં આવેલાં બીજાં નાનાં સંખ્યાબંધ જળાશયો છે; અને તે બધાંનો રાજ્યની ખેતીવિષયક આબાદીમાં કાંઇ નાનોસુનો હિસ્સો નથી.

### ૪–ઉદ્યોગવિકાસ

આમ ખેતીની ખીલાવટથી તર–બ–તર બનેલી પ્રજાના અમુક વર્ગોને ઉદ્યોગપ્રિય બનાવવાને માટે પણ રાજ્ય તરફથી ખાસ મહેનત લેવાઇ રહી છે. હુન્નર-ઉદ્યોગ અને વેપારના વિકાસમાટે રાજ્ય તરફથી ખાસ ખાતું ચલાવવામાં આવે છે. એ ખાતા તરફથી છેલ્લાં પચીસ વર્ષમાં સંખ્યાબંધ નવા ઉદ્યોગો શરૂ કરવામા આવ્યા છે અથવા તો આશ્રય પામ્યા છે. રાજ્યની પ્રજામાંથી જેમની પાસે નવો હુન્નર શરૂ કરવાની સમજદાર યોજના હોય તેને દરેક પ્રકારે ઉત્તેજન આપવું, એવી રાજ્યની સામાન્ય નીતિ છે. તેવા પ્રજાજનોને રાજ્ય સરળ શરતોથી દ્રવ્ય ધીરે છે અને બીજી બધી જરૂરીઆતો પૂરી પાડવા સહાનુભૂતિભર્યું ધ્યાન આપે છે. આવા યોજનાવાળા માણસોને

રાજ્યના હુન્નર-ઉદ્યોગ ખાતા તરફથી જરૂર પડયે સલાહસૂચના પણ આપવામાં આવે છે. આ બધાંને પરિણામે વણાટનાં કારખાનાંઓ, તેલની મીલો, ચોખાની મીલો, દવાનાં કારખાનાંઓ, વાર્નિશ અને રંગનાં કારખાનાંઓ, સ્લેટ-પેન્સીલનાં કારખાનાંઓ વગેરે એટલી મોટી સંખ્યામાં ચાલી રહ્યાં છે કે તેમનો માત્ર નામોલ્લેખજ ઘણી જગ્યાને રોકી લે તેમ છે.

આ ખાતાની ખાસ વિશિષ્ટતા તો એ છે કે, કોઇ નવો હુન્નર શરૂ કરવા પ્રજાજનો આગળ આવતા ન હોય અગર અમુક કારણોને લીધે સંકોચાતા હોય તો આ ખાતું પોતે રાજ્ય તરફથી એ હુન્નર શરૂ કરે છે અને એ રીતે તેની ઉપયોગિતા, લાભકારકતા વગેરે લોકોને બતાવી, તે પરત્વે તેમનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરે છે. આ ઉદ્દેશથી રાજ્યે એક ધાતુકામનું કારખાનું, એક સાબુનું કારખાનું, એક બટનનું કારખાનું, એક વણાટનું કારખાનું અને એક ઔદ્યોગિક 'વર્કશૉપ' ચલાવવા માંડેલાં, તેમાંથી ધાતુકામનું કારખાનું અને બટનનું કારખાનું, સફળ પ્રયોગ પછી ખાનગી પ્રજાજનોને સોંપાઇ ગયાં છે અને આજે તે સંતોષકારક રીતે ચાલી રહ્યાં છે.

("સૌરાષ્ટ્ર" ના તા. ૨૪-૯-૨૭ તથા ૧-૧૦-૨૭ ના અંકોમાંથી)

# ૧૦—નાગપંચમી

જે સ્વભાવથીજ દુષ્ટ છે, જેનો નાશ કરવાને મહારાજ જનમેજયને સર્પસત્ર કરવો પડયો, દૂધ પીને પણ જે વિષનો ત્યાગ કરતા નથી, તે સર્પની પૂજાનો આ દિવસ છે. ઉપકારનો બદલો અપકારથી વાળનાર આ જીવની પૂજાને માટે એક ખાસ દિવસ આપણે શામાટે રાખ્યો હશે?

'સાપ' શબ્દ સાંભળતાંજ લોકો તેને મારવા માટે દંડો લઇ તૈયાર થઇ જાય છે. જનસમાજમાં જેવો ભૂતોવિષેનો વહેમ પ્રવેશેલો છે, તેવોજ આ સર્પનો પણ છે. દેશના કેટલાક ભાગોમાં સર્પની સંખ્યા વિશેષ છે; પરંતુ એથી વિશેષ તો તે વિષેના વહેમો છે. બ્રહ્મવિદ્યાની માફક સર્પવિદ્યામાં પણ પ્રત્યક્ષ પ્રમાણને બદલે શબ્દપ્રમાણને લોકો વધારે માને છે. બધાય સાપ કંઇ વિષયુક્ત હોતા નથી; અને જે સર્પો વિષવાળા હોય છે, તેમાં બધાય સરખા પ્રમાણના વિષવાળા નથીજ હોતા-અર્થાત્ દરેક જાતના સર્પના દંશથી માણસ મરણ પામતો નથી. આથી સાપના મંત્ર જાણનારાઓ વધી પડયા અને તેથી સર્પ પોતેજ ડરપોક બન્યા છે. આવી સ્થિતિમાં જ્યારે આપણે જોઇએ છીએ કે, સાપ નીકળતાંજ તેને મારવા માટે પાંચ-દશ માણસો દંડા લઇને નીકળી પડે છે, ત્યારે મનુષ્યના અજ્ઞાનપર અને તેના દીર્ઘદ્વેષ પર નિઃશ્વાસ છૂટે છે. સાપ તો વિષધર છેજ, પરંતુ મનુષ્યનું દીર્ઘદ્વેષરૂપ વિષ તેથી ઉતરે તેવું નથી હોતું. મનુષ્યનો દીર્ઘદ્વેષ સાપથી કેટલાયગણો તીવ્ર કહી શકાય.

નાગપંચમીનો ઉત્સવ આ દીર્ઘદ્વેષરૂપ વિષનો નાશ કરવાનો એક ઉપાય છે. વર્ષાઋતુનો મુખ્ય માસ શ્રાવણ છે. શ્રાવણની વર્ષાઝડીમાં સર્પ ખાસ કરીને બહાર નીકળે છે. તે બિચારા વરસાદના પાણીથી બચવાને માટે પોતાનાં દરોનો ત્યાગ કરી આશ્રયસ્થાન શોધતા શોધતા મનુષ્યનાં ઘરોમાં આવે છે. તે સિવાય તેમને અન્ય આશ્રય નહિ હોવાથી તેમને તે ઘરોનો આશ્રય લેવો પડે છે; પરંતુ એ તો એકાંતપ્રિય પ્રાણી છે. મુમુક્ષુઓને મનુષ્યોના ત્યાગનો ઉપદેશ દેતી વખતે સર્પનું ઉદાહરણ આપવામાં આવે છે. આમ સર્પ એ એકાંતમાંજ રહેનારૂં પ્રાણી છે; પરંતુ બિચારૂં લાચારીથી વરસાદની ઝડીઓમાંથી બચવાને માટેજ અતિશય સંકોચાતું અને ડરતું ડરતું તે મનુષ્યોના શરણે રક્ષણની ભિક્ષાર્થે તેનું અતિથિ થાય છે. હિંદુઓમાં માન્યતા છે કે, પરમેશ્વર અતિથિનાં રૂપો લઇને મનુષ્યની પરીક્ષા કરે છે, અને આથીજ હિંદુઓમાં અતિથિસત્કારનું ભારે મહત્ત્વ છે. જો અતિથિ દુષ્ટતાને માટે પ્રસિદ્ધ હોય તો ભક્તની સત્વપરીક્ષાનોજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. શું તે વખતે અમારે અતિથિની સાથે દુષ્ટતાનું વર્તન આચરવું? કદીજ નહિ. નાગપંચમીનો ઉત્સવ અમારી સમક્ષ એ આદર્શ રજુ કરે છે કે "અમારી પાસે ભલે દુષ્ટ મનુષ્ય

આવે તોપણ અમારામાં રહેલી સઘળી દયા અને સુજનતાને એકત્ર કરી તેનો સદુપયોગ કરવો, એજ ઇષ્ટ છે." અમારે અમારી સુજનતા કદી તજવી નહિ જોઇએ.

સેન્ટ ફ્રાન્સિસના સંબંધમાં કહેવાય છે કે, તે સાધુ પુરુષ એવા તો શાંત અને દયાળુ હતા કે સર્પ પણ તેમની ગોદમાં સુખપૂર્વક સૂઇ રહેતો! શું આ અહિંસાનું સર્વશ્રેષ્ઠ ઉદાહરણ નથી? એથી વધુ ઉદાહરણ જોઇએ તો ભગવાન શેષ નારાયણનું આપણી સમક્ષ કયાં નથી? ભગવાન વિષ્ણુ તો તેમની બનાવેલી શય્યા પર સૂતા હતા અને આ અહિંસાની પરમાવધિ! ભક્તનાં લક્ષણ વર્ણવતાં કહેવાયું છે કે "તેજ ભક્ત છે, કે જે કોઈની ઘૃણા કરતો નથી અને કોઈ તેની પણ ઘૃણા કરતું નથી!" ભક્તને ઓળખવાની એ બે કસોટી છે. પ્રથમ કસોટી અર્થાત્ લોકોની ઘૃણા ન કરવી, એ તો સરળ વાત છે; કારણ કે તે તો તેના પોતાના અધિકારનીજ વાત છે. પરંતુ બીજી કસોટી અત્યંત કઠિન છે. લોકો આપણા પર ઘૃણા ન દર્શાવે, એ કંઇ પોતાના હાથની વાત નથી. આથી આપણે એવી રીતે વર્તવું જોઇએ, કે લોકો આપણાપર પુષ્કળ પ્રેમ કરે; અને એ તો અતિશય કઠિનજ છે. સેન્ટ ફ્રાન્સિસનું ઉદાહરણ પહેલી કસોટીનું ઉદાહરણ છે; પરંતુ ભગવાન વિષ્ણુનું ઉદાહરણ તો બીજી કસોટીનું અત્યુત્તમ ઉદાહરણ છે. બન્ને ઉદાહરણોમાં નાગપૂજા છે. એકમાં નાગની પૂજા કરવામાં આવી છે અને બીજામાં નાગે પોતે પૂજા કરી છે. નાગપંચમીનું થોડા શબ્દોમાં વર્ણન કરવું હોય તો **शान्ताकारं भुजगशयनम्......**

કહે છે કે, જેના મસ્તક પર નાગ પોતાની ફણાની છાયા ધરે, તે ચક્રવર્તી બને છે. અમે કહીએ છીએ કે, કેમ ન થાય? સર્પની ફણાની છાયામાં શાન્તાકાર વૃત્તિથી શયન કરનાર વ્યક્તિ સાક્ષાત્ અહિંસાની મૂર્તિ છે. નાગપંચમીનો આ સદેશ છે. નાગપંચમીનો સંદેશ જેણે ઝીલ્યો, તેના હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય સ્થપાય છે. આથી એવો સનાતન સિદ્ધાંત છે કે, જેના હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય છે, તે સમસ્ત સંસારનો રાજા છે, તે **सर्वलोकैकनाथ** છે; કેમકે તે પોતે પોતાનો નાથ છે!×

જે કોઇ નાગપંચમીનું રહસ્ય સમજી વિચારપૂર્વક તેનું પાલન કરશે, તેના હૃદયમાંથી દ્વેષભાવ નાશ પામશે અને તેને સ્વારાજ્યસિદ્ધિ પ્રાપ્ત થશે. **इति श्रीभुजगशयनार्पणमस्तु ।**

("વૈદિક ધર્મ"પરથી શ્રાવણ–૧૯૮૪ના "પ્રબોધ" માંનો રા. રત્નશંકર પંડયાનો અનુવાદ)

# ૬૧–दांतना दुखावानो तात्कालिक इलाज

દર્દીને દાંતના ડાકટરની મદદ મળી શકે તે પહેલાં દુખતા દાંતોનું દર્દ અટકાવવાની ઘણી જરૂર છે. એ વખતનો તાત્કાલિક ઇલાજ ગરમ શેક છે. શરીરના લગભગ દરેક કીસમના દુખારા વખતે ગરમ શેક વેદનાને શાંત કરી શકે છે; કેમકે કુદરતના કાયદાની રૂએ ગરમીથી દુખાવો નરમ પડે છે. એજ મુજબ દાંતના દુખારા માટે પણ ગરમ પાણીની કોથળીનો શેક અથવા ગરમ રેતીનો શેક ઘણીક વાર રામબાણ થઇ પડે છે.

અગર જો આ ઇલાજથી દાંતોના દુખારાનું દર્દ નરમ પડે તો તે પછી દાંતને હવા અને શરદી ન લાગે તેને માટે ખાસ સંભાળ રાખવી જરૂરી છે.

કેટલાક નામાંકિત તબીબોનો એવો મત છે કે, ગરમ શેકથી અગર જો દાંતનું દર્દ નરમ ન પડે તો ગરમ પાણીથી પગ શેકવાથી તાત્કાલિક અસર થઇ શકે છે.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)

× આમા ભગવાન શંકરનું ઉદાહરણ પણ ઉમેરી શકાય. સેન્ટ ફ્રાન્સિસ જેમ તેમને સૂખપૂર્વક સૂવાડતા; ભગવાન વિષ્ણુ જેમ નાગપર શયન કરતા; તેમ એકાન્તનિવાસી ભગવાન શંકર તેમને પોતાના કંઠે ધારણ કરતા. અનુવાદક

# ૧૨–રુશિયામાં નવો બળવો અથવા ખેતી

## રુશિયામાં નવો બળવો !

મથાળું જરા ચમકાવનારૂં છે ! ખુશીની વાત એ છે કે, રૂશિયાનો નવો બળવો લોહી રેડવાવાળો કે ખુનામરકી ફેલાવનારો નથી ! રૂશિયામાં રાજ્યદ્વારી તેમજ સામાજિક બળવા થઇ ચૂક્યા પછી હવે ખેતીનો બળવો જાગ્યો છે; અને તે એકલા ખેડુતોનુંજ નહિ પણ આખા રૂશિયાનું કલ્યાણ કરે તેવો છે ! પરતંત્ર દેશોમાં ધામધૂમીયાં ખેતીવાડી કમીશનો પાછળ જ્યારે નાણાંનો વ્યર્થ ધૂમાડો કરવામાં આવે છે, ત્યારે રૂશિયામાં તો બળવા જેવી મોટી ઉથલપાથલ કરે તેવી ખરેખરી લાભદાયક ખેતીના સુધારાની યોજના હાથ ધરવાની તડામાર તૈયારીઓ ચાલી રહી છે ! રૂશિયાના નિંદકો ભલે પોતાની જીભ કે કલમ ઘસ્યા કરે, તેના હડહડતા દુશ્મનો ભલે તેનો ઘડો લાડવો કરવાનાં છુપાં કાવત્રાં કર્યા કરે; પણ રૂશિયા તો ગુલામીના ઉત્પાદકવાદોનો વિનાશ, ઇચ્છીને માનવજાતનાં સુખ અને કલ્યાણના માર્ગો પ્રતિ ત્વરિત ગતિથી પ્રયાણ કરી રહ્યું છે !

× × × ×

## લેનીનની ગંજાવર યોજના !

રૂશિયાના કિસ્મતમાં અજબ પલટો લાવનારા લેનીનના બળવંત ભેજામાં ખેતીસુધારણાની ગંજાવર યોજના જન્મી હતી, અને તેની ખાસ ખુબી ખેતીને ઔદ્યોગિક સ્વરૂપ આપવાની છે. આ યોજના અજોડ છે, અને જગતના ઇતિહાસમાં તેવી જંગી યોજનાનો કોઇએ કદી વિચાર સરખો કર્યો હોય એવો ઉલ્લેખ મળી શકતો નથી ! આ યોજના પ્રમાણે અનાજ પેદા કરવા માટે ૧૦૦,૦૦૦ એકરનું એક એવાં ૧૨૫ ખેતરો ઉભાં કરવાનાં છે. આ ખેતરોની પેદાશમાંથી રૂશિયન સરકાર ૨૦,૦૦,૦૦,૦૦૦ બુશલ અનાજ પરદેશ ખાતે મોકલી શકશે, એટલે પછી બીજા જમીનદારો પાસેથી અનાજ ઉઘરાવવાની કે મેળવવાની તેને કોઇ પણ જાતની ખટપટ કરવાની જરૂરજ રહેશે નહિ. આ યોજનાનો અમલ કરવા માટે આવતાં ત્રણ વર્ષ દરમિયાન યાંત્રિક હળો, સાંચાકામ વગેરે ખરીદવા પાછળ ૧૦,૦૦,૦૦,૦૦૦ પાઉન્ડ યાને દોઢ અબજ રૂપિયા ખર્ચવામાં આવનાર છે; અને ખેડુતોનાં મકાનો તથા તેમની રમતગમત માટેની કલબો વગેરે બાંધવાનાં ખર્ચનો પણ તેમાંજ સમાવેશ થઇ જાય છે.

× × × ×

આ યોજનાનો અમલ થતાં સંખ્યાબંધ ખેડુતો તેમાં કામે લાગી જશે, અને સવાસો ખેતરો જાણે કે સવાસો ઔદ્યોગિક કારખાનાં હોય એવાં બની જશે. ખેતી અને ઉદ્યોગ તેમજ ખેડુત અને મજુર એ બન્ને જાણે કે એકબીજાના પર્યાયવાચી શબ્દો (અધરવર્ડ) બની જશે. કહો કે, બન્ને વચ્ચેનો તફાવત ભુંસાઈ જશે. ખેતરોની વ્યવસ્થા કરનારી કમિટિઓમાં ખેડુત મજુરો વિરાજશે, અને અનાજની આપ–લે તથા વેચાણને અંગે શહેરોનાં મજુરમંડળોના સમાગમમાં પણ તેઓ આવી શકશે. ખરા સમાજવાદની આ રીતે સર્વાંગે સ્થાપના થશે, અને ખેડુતોના અઘરા પ્રશ્નોનો ફડચો કરવામાં રૂશિયા ગોથું ખાઇ જશે; અને તેનો બળવો નિષ્ફળ જશે, એવાં સ્વપ્ન જોનારાઓ હાથ ઘસતાં રહી જશે ! લેનીન એ રૂશિયાના ઉદ્ધારમાટે ઇશ્વરે મોકલેલી એક મહાન વિભૂતિ હતી. એ વાત સ્વીકારવાની હવે કોણ ના પાડશે ? આ યોજના ઉપરથી બ્રિટિશ હિંદ કે દેશી રાજ્યો કાંઈ બોધપાઠ શીખશે ? ("હિંદુસ્થાન"ના એક અંકમાંથી)

# १३-राजा प्रह्लाद का न्याय

પ્રાચીનકાલ મેં સ્વયંવર કી પ્રથા થી. જબ કિસી રાજા કી કન્યા વિવાહોચિત અવસ્થા કી હો જાતી થી તબ વહ સ્વયંવર રચાતા થા. સ્વયંવર મેં સભી રાજે આતે થે ઔર લડકી જિસકો પસંદ કર ગલે મેં જયમાલ ડાલ દેતી થી, ઉસીકે સાથ ઉસકા બ્યાહ હોતા થા.

એક સમય એક રાજા કી લડકી કા સ્વયંવર રચાયા ગયા. રાજા પ્રહ્લાદ કે પુત્ર વિરોચન તથા અંગિરા કે પુત્ર સુધન્વા દોનોં ઉસ સ્વયંવર મેં ગયે. વહાં અનેકો બ્રાહ્મણ, રાજા તથા રાજ-કુમાર ઉપસ્થિત થે, નિશ્ચિત સમય પર ઉસ રાજા કી કન્યા સ્વયંવર-ભવન મેં આયી. રાજકુમારી ને બ્રાહ્મણકુમાર સુધન્વા કે સાથ વિવાહ કરના સ્વીકાર કિયા; ઇસ પર વિરોચન ને ઉસ રાજ-કુમારી સે કહા-" તુમ કૌનસા ગુણ દેખ કર ઉસ બ્રાહ્મણકુમાર સે વિવાહ કરના ચાહતી હો ? વહ નિર્ધન હૈ, ઉસકે યહાં તુમ્હેં કષ્ટ હોગા. અચ્છા હોગા કિ તુમ હમારે સાથ સાદી કરો. મૈં રાજકુમાર હૂં ઔર ઉસસે શ્રેષ્ઠ હૂં." યહ સુન કર ઉસને કહા-" અચ્છા હોગા, કલ આપ લોગ દોનોં આદમી હમારે મહલ મેં આવેં, જો શ્રેષ્ઠ હોગા ઉસીકે સાથ મૈં શાદી કરૂંગી."

દૂસરે દિન દોનોં ઉસકે યહાં પહુંચે. પહલે વિરોચન પહુંચે, બાદકો સુધન્વા ભી આયે. રાજ-કુમારી કેશિની ને દોનોં કા અચ્છા આદરમાન કિયા. વિરોચન ને સુધન્વા સે અપને પાસ હી બૈઠને કો કહા; પરંતુ સુધન્વા ને કહા-" હમ તુમ્હારે પાસ નહીં બૈઠેંગે, ક્યોંકિ હમ તુમ સે શ્રેષ્ઠ હૈં."

વિરોચન ને પૂછા—" યહ કૈસે ?"

સુધન્વા ને ઉત્તર દિયા—"જબ કભી હમ તુમ્હારે પિતા કે યહાં જાતે હૈં તો વે અપના આસન છોડ કર ઉઠ જાતે હૈં ઔર પહલે હમ કો બિઠાકર તબ સ્વયં બૈઠતે હૈ."

વિરોચન ને કહા—" યહ નહીં; કિસી વિદ્વાન કે યહાં ચલ કર પૂછા જાય કિ હમ દોનોં મેં કૌન શ્રેષ્ઠ હૈ ? ઔર પ્રાણોં કી બાજી રહે."

સુધન્વા ને કહા—" બહુત અચ્છા ! પરંતુ દૂસરે કે પાસ જાને કી કૌન આવશ્યકતા હૈ ? ચલો ન તુમ્હારે પિતા મહારાજ પ્રહ્લાદ સે હી પૂછા જાય કિ હમ દોનોં મેં કૌન શ્રેષ્ઠ હૈ ? જિસકો શ્રેષ્ઠ બતા દેંગે વહી શ્રેષ્ઠ સમઝા જાયગા." અંત મેં યહી નિશ્ચય હુઆ કિ પ્રાણોં કી બાજી રખ કર મહારાજ પ્રહ્લાદ સે પૂછા જાય કિ દોનોં મેં કૌન શ્રેષ્ઠ હૈ.

યહ નિશ્ચય કર વે દોનોં મહારાજ કે યહાં પહુંચે. મહારાજ ને સુધન્વા કી બડી ખાતિર કર કે ઉનકે આને કા ઉદ્દેશ્ય પૂછા. સુધન્વા ને કહાઃ-

" હે રાજન્ ! હમમેં ઔર આપકે પુત્ર મેં ઇસ બાત કે લિયે પ્રાણોં કી બાજી લગી હુઇ હૈ કિ હમ દોનોં મેં કૌન શ્રેષ્ઠ હૈ. કૃપયા આપ ઇસ બાત કા ન્યાય કર દેં."

સુધન્વા કી યહ બાત સુન કર મહારાજ પ્રહ્લાદ બડે ધર્મસંકટ મેં પડે. યદિ સત્ય કહતે હૈં તો એકલૌતે પુત્ર કે પ્રાણોં સે હાથ ધોના પડતા હૈ ઔર યદિ પુત્ર કા મોહ કરતે હૈં તો અસત્ય કા આશ્રય લેના પડતા હૈ. રાજા ઇસી સોચ વિચાર મેં પડે થે. અંત મેં ઉન્હોંને નિશ્ચય કિયા કિ ચાહે પુત્ર સે ભલે હી હાથ ધોના પડે; પર અસત્ય નહીં બોલેંગે. અતએવ વે બોલે-" હે પુત્ર વિરો-ચન ! સુધન્વા કે માં-બાપ દોનોં હી તુમ્હારે માં-બાપ સે શ્રેષ્ઠ હૈં; ઇસ લિયે સુધન્વા તુમસે શ્રેષ્ઠ હૈ."

રાજા કા યહ ન્યાય સુન કર ચારોં ઓર સે 'ધન્ય ધન્ય' કી આવાજ આને લગી, સભી રાજા કે ન્યાય કી પ્રશંસા કરને લગે, સુધન્વા ભી બહુત પ્રસન્ન હુઆ-ઉસને કહા-" હે રાજન્ ! આપકી ન્યાયપ્રિયતા દેખ કર મૈં બહુત પ્રસન્ન હૂં, આપને પુત્ર કે પ્રાણ કા મોહ ન કર કે ભી સત્ય કી રક્ષા કી, ઇસલિયે મૈં આપકે પુત્ર કો પ્રાણદાન દેતા હૂં; પર ઉસે કેશિની કે પાસ ચલ કર મેરી શ્રેષ્ઠતા સ્વીકાર કરની પડેગી. વિરોચન ને પિતા કી આજ્ઞાનુસાર કેશિની કે પાસ જા કર સુધન્વા કી શ્રેષ્ઠતા કા સ્વીકાર કર લિયા.

પ્રાચીનકાલ મેં રાજા ઐસે ન્યાયી હોતે થે કિ એકલૌતે પુત્ર કે પ્રાણ કા મોહ છોડ કર ભી સત્ય કી રક્ષા કરતે થે. ("મનોરમા"ના એક અંકમાં લેખકઃ-શ્રી૦ બમ્મનપ્રસાદ સિંહ)

# ૧૪–ઉંદર કરડવાથી ઉપજતો તાવ

ઝેરી ઉંદરના કરડવા પછી જ્યાં તે કરડયો હોય ત્યાં સોજો આવી જગ્યા ફૂલી જાય છે અને થોડા દિવસો પછી તાવ થોડા થોડા વખતને અંતરે આવે છે. આને ઉંદર કરડવાથી ઉપજતો તાવ કહે છે.

આ તાવ હિંદુસ્તાનમાં પુષ્કળ છે. જાપાનના દાક્તરોએ ઘણાએ સૈકાથી આ તાવસંબંધી જ્ઞાન ધરાવેલું અને તેના જંતુ વગેરેની હવે બરાબર જાણ થઈ છે. ચાંદી, દુકાળીઓ તાવ વગેરેના જંતુને મળતાં આનાં જંતુઓ છે. મુંબઇના ડૉ૦ રાવે આ રોગસંબધી વધતા જ્ઞાનમાં સારો હિસ્સો આપ્યો છે. તેની દવા પણ તેમણે પોતાની મેળે ખાસ શોધી કાઢી છે. ઉંદર, કોલ, સસલાં, વાંદરાં, બિલાડીઓ વગેરેમાં આ રોગનાં જંતુઓ બહુ સારી રીતે વૃદ્ધિ પામે છે. એક વાર ઉંદર કરડયા પછી કાકાબળીઆની પેઠે જો દરદીને એક વાર ખરૂં મટે તો તે હમેશને માટે આ રોગથી મુક્ત થાય છે.

ઉંદર કરડયા પછી પાંચ દિવસે અને વધુમાં વધુ સાઠ દિવસે તાવ આવે છે. ડંખ આગળની જગ્યા સૂજી જાય છે અને ચામડી વખતે મરીને કાળી પણ પડી જાય છે. લસિકામાં પણ સોજો આવી જાય છે અને લસિકાગ્રંથિઓ સૂજી જાય છે, ટાઢ ભરાઇને તાવ આવે છે, કસમોડા પણ આવે છે. ત્રણ દિવસમાં તાવ ૧૦૩ં થી ૧૦૪ં સુધી વધી જાય છે, અને ત્રણ દિવસ વધુ તાવ રહીને એકદમ તે ઉતરી જાય છે. ઉતરતી વખતે પુષ્કળ પરસેવો થાય છે; પાંચ દશ દિવસ પછી કાંઇ થતું નથી. ત્યારપછીથી પાછો પહેલાંની માફકજ તાવ શરૂ થાય છે. વધારેમાં એ થાય છે કે, ચામડી ઉપર ઢીમડાં ઢીમડાં થઇ જાય છે, જે શીળસના જેવાં હોય છે. તે છાતી ઉપર અને હાથ ઉપર ખાસ થાય છે.

ઘણી વખત હાથપગના સાંધાના 'રિફ્લેકસીસ' બહુ વધી જાય છે, ચામડીની સ્પર્શેન્દ્રિય વધુ તીવ્ર થાય છે, સ્નાયુઓ અને સાંધામાં દુઃખાવો થાય છે અને ગોટલા ધાલે છે. મરણપ્રમાણ સોએ દશ ટકા જેટલું હોય છે. મરણ થતા પહેલાં સન્નિપાત થાય છે. છેવટે દરદી મરણની ઘડી વખતે શુંભ થઇ ગયેલો હોય છે.

તાવ હોય ત્યારેજ તેનાં જંતુઓ લોહીમાં મળી આવે છે, નહિ તો નહિ. શ્વેતરક્તકણ લોહીમાં ૧૫૦૦૦ સુધી વધી જાય છે અને "ઇઓસીનોફીલ" નામની જાતનાં શ્વેતરક્તકણ વધી જાય છે. આ દરદની ચિકિત્સા કરવાને "વાસરમન" નો પ્રયોગ થાય છે. જે દરદીઓ મરી જાય છે તેમાં માલૂમ પડયું છે કે, લસિકાગ્રંથિઓ ઘણી ફૂલી જાય છે, બરોળ પણ ફૂલી જાય છે, કલેજું લોહીથી ભરાઈ જાય છે, ફેફસાંમાં લોહીની નસો થોડી થોડી તૂટી પણ જાય છે, ધોળો ડોળો રાતો થઈ જાય છે.

**ઇલાજ:**—"સાલ્વર્ઝન" ની પીચકારીઓ ઘણુંજ સારૂં કામ કરે છે. "નોવાર્સાબીલોન"નું એકજ અંતરક્ષેપન ઘણું ખરૂં બસ થઇ રહે છે. જ્યાં ઉંદર કરડયો હોય ત્યાં હંમેશ કાર્બોલિક લોશનથી ધોઇ નાખી અગર "પોટેશિયમ પરમેન્ગેનેટ"થી ધોઇ નાખી ચોખ્ખું જલદ કાર્બોલિક એસિડ લગાડીને ડંખ બાળી દેવો જોઇએ.

("વૈદ્યકલ્પતરુ"ના એક અંકમાં લખનારઃ–ડૉ. ચંદુલાલ સેવકલાલ, વડોદરા.)



# १५-शुद्धि और अछूतोद्धार की विफलता

શબ્દ બહુત કડે હૈં-ઘોર નિરાશાપૂર્ણ હૈં-પરંતુ સચાઇ હૈ, ચાહે કડવી હૈ. બહુત સે ભાઈ પૂછેંગે—હમ સંવાદપત્રોં મેં રોજ શુદ્ધિ ઔર અછૂતોદ્ધાર કે સમાચાર પઢતે હૈં કિ આજ અમુક સ્થાન મેં ઇતને લોગ શુદ્ધ હુએ, ઔર આજ અમુક સ્થાન મેં ઇતને અછૂતોં કો યજ્ઞોપવીત દિયે ગયે; ફિર તુમ કૈસે કહતે હો કિ શુદ્ધિ ઔર અછૂતોદ્ધાર આન્દોલન સફલ નહીં ? ઉત્તર મેં હમારા નિવેદન હૈ કિ કિસીકો ઝૂઠા કહને કી આવશ્યકતા નહીં. પરમેશ્વર ને આપકો આંખેં દી હૈ. આપ સ્વયં દેખ સકતે હૈં કિ ઇસ સમય હિંદૂસમાજ મેં દૂસરે ધર્મોં સે શુદ્ધ હો કર આનેવાલે લોગોં કી સંખ્યા કિતની હૈ? આજ તક જિતને ભી લોગ મુસલમાનોં ઔર ઇસાઇયોં સે શુદ્ધ હો કર આયે હૈ, જિનકી શુદ્ધિ કે સમાચાર સંવાદપત્રોં મેં મોટે અક્ષરોં સે છપતે રહે હૈ, ઉનકી સંખ્યા કમ સે કમ પાંચસૌ તો હોગી; પરંતુ ઉનમેં સે મુઝે બીસ કે નામ તો ગિના દીજિયે, જો આજ ભી હિંદૂ હોં. ક્યા વે સબકે સબ વાપસ નહીં લૌટ ગયે? ગત દિસંબર માસ મેં લાહૌર મેં તીન-ચાર મુસલમાન શુદ્ધ હુએ થે. ઉનમેં સે એક પં૦ વિદ્યાનંદ-અરબી કે બહુત બડે મૌલવી કહે જાતે થે-ઉસ સમય ઉનકી શુદ્ધિ પર બડા હર્ષ પ્રકટ કિયા ગયા થા. સારે મુસ્લિમ જગત કો ચૈલંજ દિયા ગયા થા; પરંતુ આજ વહ વિદ્યાનંદ કહાં હૈ? 'તેજ' કે મુનશી પ્રેમચંદ, ભૂતપર્વ શેખ ઇન-આમુલહક, આજ કહાં હૈં? હમારી પ્રતિજ્ઞા હૈ કિ ૧૫ પ્રતિ સૈંકડા સે ભી અધિક લોગ પીછે લૌટ ગયે હૈં.

મલકાનોં કી શુદ્ધિ પર બડા ગર્વ કિયા જાતા હૈ. થી ભી વહ બડે ગર્વ કી બાત; પરંતુ ખેદ હૈ જો લોગ સચાઇ કો જાનતે હૈં વે બડે ચિંતાતુર હૈં. મલકાનોં કી શુદ્ધિ કી જો રિપોર્ટ સમય સમયપર સંવાદ-પત્રોં મેં છપતી રહી હૈ ઉસકે અનુસાર શુદ્ધ હોનેવાલોં કી ગિનતી ઢાઇ લાખ સે કમ નહીં પહુંચતી. પરંતુ મુઝે એક ભાઇ સે-જો શુદ્ધિ કે પ્રચારક હૈ-યહ જાન કર બડા દુઃખ હુઆ કિ જિન મલકાનોં કે સાથ હિંદુઓં કા ખાનપાન હૈ ઉનકી સંખ્યા ઇસ સમય બીસ હજાર સે અધિક નહીં. બાકી મલકાને પૂર્વવત્ અલગ કે અલગ હૈં. ન ઉનકી બેટી કોઈ હિંદૂ લેતા હૈ ઔર ન અપની ઉનકો દેતા હૈ. જબ વે શિકાયત કરતે હૈં તો ઉન્હોંને કહા યહ જાતા હૈ કિ તુમ આપસ મેં હી બ્યાહ-શાદી કર લિયા કરો. વે કહતે હૈ કિ યદિ હમેં મલકાનોં મેં હી બ્યાહ શાદી કરની થી તો ફિર તુમ્હારે સાથ મિલને કા ઢોંગ કરને કી આવશ્યકતા હી ક્યા થી? ફલતઃ ઈન લોગોં મેં સે બહુત સે કો અપની પૂર્વ અવસ્થા મેં લટકતે હુએ કિસી ઠોકર કી રાહ દેખ રહે હૈં.

કલકત્તે મેં હિંદૂ-મિશન નામ કી કોઇ સંસ્થા હૈ. ઉસકે પ્રમુખ કાર્યકર્તા એક સંન્યાસી માલૂમ હોતે હૈં. ઉનકે દ્વારા કી જાનેવાલી શુદ્ધિયોં કી જો રિપોર્ટ સમાચાર-પત્રોં મેં છપા કરતી હૈ વહ ઈતની અવિશ્વાસ્ય હોતી હૈ કિ પઢકર હંસી આતી હૈ. સ્વામીજી મહારાજ એક એક દિન મેં તીસ તીસ હજાર ઇસાઇયોં કો હિંદૂ બના ડાલતે હૈ. ઇસ મિશન કે કાર્ય કે વિવરણ કો પઢ કર મુઝે ભી બડા આશ્ચર્ય હોતા થા; પરંતુ જબ પતા લગાયા તો સારી બાતેં હવાઈ કિલે ઔર શેખચિલ્લી કી કહાનિયાં જાન પડી, જો ભોલે ભાલે હિંદુઓં ઔર વિશેષતઃ મારવાડિયોં કો પ્રસન્ન કર કે અપના સ્વાર્થ સિદ્ધ કરને કે લિયે ગઢી ઔર પ્રકાશિત કી જાતી હૈ. વાસ્તવ મેં બીસ હજાર તો દૂર રહે, બીસ કી ભી શુદ્ધિ નહીં હોતી. ક્યા ઐસે ખયાલી પુલાવ સે હિંદૂ સમાજ કા કુછ વાસ્તવિક હિત હો સકતા હૈ?

અબ જરા અછૂતોદ્ધારપર દૃષ્ટિ ડાલિયે,જિસકે લિયે બડે બડે ધન-કુબેર અપને ખજાને ખોલે રખતે હૈં.

ઇસ આદોલન કી વિફલતા કા એક બડા પ્રમાણ યહ હૈ કિ જિનકો અછૂત કહા જાતા હૈ ખુદ ઉનકે અંદર ઇસકે વિરુદ્ધ ભાવ ઉત્પન્ન હો ગયા હૈ. ઉનકા કહના હૈ કિ વર્ણધારી હિંદુ હમારે ઉદ્ધાર કે બહાને હમમેં ફૂટ ડાલ રહે હૈં ઔર હમેં અપમાનિત કરતે હૈં. વે હમેં સમાજ મેં સમતા કા અધિકાર દેને કો તૈયાર નહીં. સરકાર મેં કેવલ હિંદુઓં કી સંખ્યા અધિક દિખા કર હમારે રાજનીતિક અધિકાર આપ હડપ કર જાના ચાહતે હૈં. હમમેં સે જિન લોગોં કો યે

'શુદ્ધ' કર લેતે હૈં વે હમસે તો અલગ હો જાતે હૈં; પરંતુ યે ઉનકો કોઇ સામાજિક અધિકાર નહીં દેતે. ઇસ લિયે વે બિચારે ન ઇધર કે રહતે હૈં ઔર ન ઉધર કે.

અછૂત લોગ અબ અપને કો 'આદિધર્મી' યા 'આદિહિંદુ' કહને લગે હૈં. વે હિંદુઓંસે અલગ હો કર મુસલમાનોં ઔર સિકખોં કી ભાંતિ અપને રાજનીતિક અધિકાર સરકાર સે માંગ રહે હૈં, ક્યોંકી ઉનકો વિશ્વાસ હો ગયા હૈ કિ ઇસ સમય હિંદૂ અપના સ્વાર્થ સિદ્ધ કરને કે લિયે હી ઐસી ચાપલૂસી કર રહે હૈં; અન્યથા ઇનકી હમેં કુછ દેને-દિલાને કી ઇચ્છા બિલકુલ નહીં.

પિછલે દિનોં લાલા લાજપતરાય ને એસેમ્બ્લી મેં કહા થા કિ યદિ સરકાર હમેં એક કરોડ રૂપિયા દે દે તો હમ એક હી વર્ષ મેં અછૂતપન દૂર કર સકતે હૈં. ઉસકે ઉત્તર મેં અછૂતોં કે ગુરુમુખી પત્ર 'આદિડંકા' ને લિખા થા કિ સત્યુગ, ત્રેતા ઔર દ્વાપર મેં હિંદુઓં કા ચક્રવર્તી રાજ્ય થા. ક્યા ઉન તીન યુગોં મેં આપકો એક કરોડ રૂપયા નહીં મિલા? ઉસ સમય હમારા ઉદ્ધાર કરના તો દૂર રહા, હમેં શિક્ષા તક પ્રાપ્ત કરને કા અધિકાર ન થા. વેદ-મંત્ર કી ધ્વનિ સુન લેને સે કાન મેં પીઘલા હુઆ સીસા ભર દિયા જાતા થા. મંત્ર કા ઉચ્ચારણ કરને પર જીભ કાટ ડાલી જાતી થી. હિંદુઓં ને ઉસ સમય હમારા કુછ ન ઉદ્ધાર કિયા તો અબ એક કરોડ રૂપયા લે કર હમારા ક્યા કર દેંગે? યહ સબ ધોખા હૈ, હમ લોગોં કો દાસ બના કર દબાએ રખને કી ચાલેં હૈં.

હો સકતા હૈ કિ ઐસી જલી કટી બાતેં ઉનકો હિંદુઓં કે શત્રુઓં ને સિખાયી હોં; પરંતુ વિચારણીય વિષય યહ હૈ કિ ક્યા ઉનકે ઇસ કથન મેં કુછ સચાઇ નહીં? હમારી પ્રતિજ્ઞા હૈ કિ કોઇ ભી માતા કા લાલ છાતીપર હાથ રખ કર ઉનકે કથન કો જૂઠા સિદ્ધ નહીં કર સકતા. અછૂતોદ્ધાર કે લિયે હિંદુઓં કી ઓર સે જો ભી પ્રયત્ન હો રહે હૈં, ઉન સબકી તહ મેં એક ભાવ કામ કર રહા હૈ. હિંદૂ યહ તો ચાહતે હૈં કિ અછૂતો કી દશા પહલે સે અચ્છી હો જાય; પરંતુ વે યહ નહીં ચાહતે કિ વે હમારે બરાબર હો જાય. દૂસરે શબ્દોં મેં વે રહેં દાસ કે દાસ; હાં જરા સાફ સુથરે હો જાયં. એક મહામૂર્ખ વ્યભિચારી ઔર મદ્ય-માંસાહારી બ્રાહ્મણ ઔર બનિયા હિંદુઓં કી દૃષ્ટિ મેં એક સુશિક્ષિત, સદાચારી ઔર ધર્માત્મા ચમાર સે સદા અચ્છા હૈ. મુંહ સે એક ચમાર કો અપના ભાઇ કહતે હુએ ભી હિંદુ હૃદય મેં ઉસે નીચ ઔર જઘન્ય સમઝતા હૈ.

કોઈ પચ્ચીસ વર્ષ હુએ મહાત્મા મુન્શીરામ (જિનકા નામ બાદ કો સ્વામી શ્રદ્ધાનંદ હુઆ)ને કુછ રહતિયા પરિવાર શુદ્ધ કીયે થે ઉસ સમય લોગોં ને ઉનકે હાથ કા લે કર ખાયા ભી થા. પરંતુ આજ ઉનકી અવસ્થા ક્યા હૈ? વે ફિર અછૂત કે અછૂત હૈં. કોઇ હિંદુ ઉનકે સાથ ખાન-પાન નહીં કરતા. શુદ્ધ હુએ રહિતીયા બિરાદરી કે એક યુવક શ્રીયુત ઉદયચંદજી મેટ્રિકયુલેશન પાસ હૈ, મેરે મિત્ર હૈ. ઉન્હોંને મુઝે બતાયા કિ શુદ્ધ હો કર હમ બડી આફત મેં ફંસ ગયે હૈં. જિસ બિરાદરી કો હમ અશુદ્ધ સમઝ કર છોડ આયે હૈ ઉનસે તો હમ મિલતે નહીં, ઇધર હિંદુ લોગ હમેં લેતે નહીં. ઇસ લિયે બ્યાહ-શાદિ કે લિયે હમેં બડી દિક્કત રહતી હૈ. ઈતની દેર સે શુદ્ધ હો જાને પર ભી ક્રિયાત્મક રૂપ સે હમ અછૂત કે અછૂત હી હૈં.

ગુરુદાસપુર જિલે મેં ડોમ નામ કિ એક અછૂત જાતિ વસતી હૈ. કઈ વર્ષ હુએ ઉન્હેં શુદ્ધ કિયા ગયા થા; પરંતુ ઉનકો અપને શરીર કા એક અંગ બનાને કે સ્થાન મેં હિંદુઓં ને "મહાશય કૌમ" કે નામ સે ઉનકી એક અલગ જાતિ બના દી હૈ, જો પૂર્વવત્ અછૂત કી અછૂત હૈ. ઉસ જિલે મેં "મહાશય" શબ્દ અછૂત કા પર્યાયવાચી હો ગયા હૈ. ઈસલિયે વહાં કોઇ ભી હિંદુ આર્ય-સમાજી અપને નામ કે સાથ 'મહાશય' શબ્દ કા પ્રયોગ સહન નહીં કરતા.

અબ આપ સ્વયં ભી સોચિયે કિ યે બાતેં અછૂતોદ્ધાર કી સફલતા કી દ્યોતક હૈ યા વિફલતા કી? જિસ અછૂતોદ્ધાર પર આજ લાખોં રૂપયે ખર્ચ કિયે જાતે હૈ, ક્યા ઉસમેં કુછ સ્થાયીત્વ હૈ? ક્યા ચમાર કો 'ઋષિસંતાન' યા મેઘ કો 'ભક્ત' કહને સે અછૂતપન દૂર હો જાયગા?

મૌલાના મુહમ્મદઅલી ને ભાઈ પરમાનંદજી સે ઠીક કહા થા કિ આપકી શુદ્ધિ ઇસ્લામી 'તબલીગ' કા મુકાબલા નહીં કર સકતી. દેખિયે-મૈં આજ એક ભંગન કો મુસલમાન કર કે અપની બેગમ બના સકતા હૂં. મૈં કિસી ભી મુસલમાન બનનેવાલે યોગ્ય હિંદૂ કે સાથ અપની કન્યા કા

વિવાહ કર સકતા હૂં. ક્યા આપ યા માલવીયજી મેં યહ સાહસ હૈ? યદિ નહીં, તો ફિર આપ શુદ્ધિ કા શોર મચા કર હમેં ક્યોં ચિઢાતે હૈં? મૌલાના કો ભાઇજી ને ક્યા ઉત્તર દિયા સો હમ નહીં જાનતે, પરંતુ હમારી અંતરાત્મા કહ રહી હૈ કિ સારે હિંદુ-સમાજ કે પાસ ઇસકા કોઇ ઉત્તર નહીં.

કુછ વર્ષ કી બાત હૈ, જ્વાલાપુર (હરિદ્વાર) મેં એક મૌલવી સાહબ ઔર સ્વર્ગીય પં. મુરારીલાલ કા શાસ્ત્રાર્થ હો રહા થા. મૌલવી સાહબ આર્યસમાજી પંડિત કી પ્રબલ યુક્તિયોં કી તાબ ન લા સકે. વે બહુત ઘબરા ગયે. પંડિત કી વિજય પર હિંદુ જનતા ફૂલી ન સમાતી થી. અંત કો મૌલવી સાહબ ને ઉચ્ચ સ્વર સે કહા—પંડિતજી મહારાજ! મૈં કહતા હૂં, ઇસ્લામ સચ્ચા હૈ ઔર આપ કહતે હૈં વૈદિકધર્મ. મેરી ઔર આપકી યુક્તિયાં જનતાને સુન લી; પરંતુ દોનોં ધર્મોં મેં સે વાસ્તવ મેં કૌન સચ્ચા હૈ ઇસકા નિર્ણય અભી હો જાતા હૈ. મૈં; વૈદિક ધર્મ કો સચ્ચા સમઝ કર અભી ઇસ્લામ કો છોડતા હૂં ઔર હિંદૂ બનતા હૂં. મેરે લડકે ભી હૈ ઔર લડકીયાં ભી. આપ મેરી લડકીયાં લીજિયે ઔર મેરે લડકોં કો અપની લડકિયોં દીજિયે. તબ મૈં માનૂંગા આપકા ધર્મ સાર્વભૌમ ઔર આપકી યુક્તિ સચ્ચી હૈ. યદિ યહ સાહસ નહીં, તો આપ આઇયે ઇસ્લામ મેં આપ અપની લડકીયોં ભી ન દીજિયે, મૈં આપકે લડકે કો અપની લડકી દેતા હૂં.

મૌલવી સાહબ કે યે શબ્દ ક્યા થે? પંડિતજી કે લિયે નીલે આકાશ સે બિજલી કા ગિરના થા. પંડિતજી ચૂપ રહ ગયે, ઉનસે કુછ ભી ઉત્તર ન બન પડા. તબ મૌલવી સાહબ ને કહા-ક્યા ઇસી બલ પર ઇસ્લામ કે પ્રબલ પ્રવાહ કો રોકના ચાહતે હો? ઇસ્લામ એક જીવિત-જાગૃત ધર્મ હૈ. વહ તુમ્હારે ઇન વિતંડાવાદોં સે કુચલા નહીં જા સકતા.

આજ તક હિંદુ-સમાજ કે પાસ મૌલવી સાહબ કે ચૈલેંજ કા કોઇ ઉત્તર નહીં હૈ. આજ કલ જિતને ભી મુસલમાન પુરુષ શુદ્ધ હો કર આર્ય ધર્મ મેં આતે હૈં ઉનમેં સે અધિકાંશ મુફતખોર ઔર નિકમ્મે હોતે હૈં. ફિર મુસલમાન સ્ત્રીયોં તો કેવલ વહી શુદ્ધ હોતી હૈં, જિનકા કીસી કે સાથ પહલે હી આપાર બિગડ ચૂકા હોતા હૈ. કોઇ ભી સંભ્રાન્ત મુસ્લીમ પરિવાર શુદ્ધ નહીં હોતા. મેરે ઇન શબ્દોં સે કદાચિત્ શુદ્ધિ-સભા કે કાર્ય-કર્તા રુષ્ટ હો જાયેંગે, પરંતુ યહ એક અસી સચ્ચાઇ હૈ જિસકો ઉલટાયા નહીં જા સકતા.

ફિર, ક્યા કારણ હૈ કિ સંભ્રાન્ત મુસલમાન પરિવાર વૈદિક ધર્મ મેં નહીં જાતે? દો શબ્દોં મેં ઇસકા કારણ હૈઃ-હિંદુઓં કી જાત-પાંત. ઇસ જાત-પાંત કે કારણ હિંદુ ઉન નયે આનેવાલે ભાઇયોં કો પૂરે અધિકાર નહીં દે દેતે-ઉનકે સાથ રોટી-બેટી કા સંબંધ કરને કો તૈયાર નહીં હોતે. મનુષ્ય એક સામાજિક પ્રાણી હૈ ઔર બ્યાહ-શાદી કે બિના સારી આયુ વ્યતીત કરના ઉસકે લિયે કઠિન હૈ. ઇસ લિયે વે લોગ વૈદિક ધર્મ મેં આના પસંદ નહીં કરતે. દૂસરે હિંદૂ હો જાને પર ભી વે ક્રિયાત્મક રૂપ સે આજન્મ અહિંદુ નહી બને રહતે હૈં. ઉનપર સે મુસલમાન હોને કા કલંક સારી ઉમ્ર નહીં જાતા. ઉધર હિંદૂ ભી વિપક્ષ હૈં. ઇનકી બ્યાહ-શાદી સબ અપની તંગ જાત કે ભીતર હી હોતી હૈ; ક્યોંકિ નવાગંતુક ભાઇયોં કી કોઇ જાત નહીં હોતી, ઇસ લિયે કોઇ હિંદૂ ઉનકો અપની લડકી દેને કો તૈયાર નહીં હોતા. યદિ હિંદૂ જાત-પાંત કે ઢકોસલે કો છોડ કર ગુણ-કર્માનુસાર વિવાહ કરને લગ જાયેં તો થોડે હી કાલ મેં લાખોં મુસલમાન પ્રતિષ્ઠિત ઔર કુલીન પરિવાર વૈદિક ધર્મ કો ગ્રહણ કર લેંગે.

હિંદૂઓં કી જાત-પાંત ને કેવલ શુદ્ધિ ઔર અછૂતોદ્ધાર કો હી નિષ્ફલ નહીં કર દિયા; વરન્ ઇસકે કારણ હિંદૂ સંગઠન ભી અસંભવ રહા હૈ. ઇસ સમય પ્રત્યેક હિંદૂ ક્રિયાત્મક રૂપ સે કેવલ અપની જાત કો હી હિંદૂ ઔર અપના ભાઈ સમઝતા હૈ. બાકી હિંદૂ ઉસકે લિયે સબ અહિંદૂ હૈં. વહ ઉનકે સાથ રોટી-બેટી કા સંબંધ નહીં કર સકતા. ઇતના હીં નહીં, યે જાત એક-દૂસરે કો નીચ સમઝતી ઔર ઘૃણા કી દૃષ્ટિ સે દેખતી હૈ. ઇનકા આપસ મેં પ્રેમ તથા ભ્રાતૃ-ભાવ કે સૂત્ર મેં પિરોયા જાના અસંભવ હૈ.

પંજાબ મેં હાઇકોર્ટ કે ચીફ જજ સર શાદિલાલજી હૈ. એક દિન એક અજન્માભિમાની ખત્રી વકીલ કહ રહે થે કિ સર શાદિલાલ ચીફ જજ હો ગયે તો ક્યા હુઆ? હૈ તો વે બનિયે

હી. કોઇ ઇનસે પૂછે કિ ઇનકી ઇસ ઉક્તિ કા કુછ મતલબ હૈ? હૈ તો બનિયે હી, યહ બાત ક્યા હુઈ?

હમારે જાત-પાંત-તોડક-મંડલ મેં પ્રત્યેક જાત કે લોગ સભાસદ હૈં. એક બાર એક 'મહાજન' જાતિ કે સજ્જન કો અપની લડકી કે લિયે વર કી જરૂરત થી. ઉસને મંડલ કો લિખા કિ વર ઔર ચાહે કિસી જાતિ કા હો, પરંતુ સુનાર ઔર અરોડા નહીં હોના ચાહિયે. મૈંને પૂછા-ક્યોં? ઉત્તર મિલા—યે લોક બડે ગંદે ઔર કૌર કમીને હોતે હૈ. મૈંને કહા—કોઇ એક મનુષ્ય ગંદા યા નીચ હો સકતા હૈ, ન કિ સારી હી જાતિ. ઇસ પર ઉસને કહા—નહીંજી, જાતિ હી નિકમ્મી હૈ. દેખિયે, કૈસી બુરી ધારણા હૈ!

ઉપર કે ઇન કતિપય દ્રષ્ટાંતોં સે આપકો દૂષિત હિંદુ-મનોભાવ કા કુછ પતા લગ ગયા હોગા. ઐસી અવસ્થા હૈ! કૌન માન સકતા હૈ કિ હિંદૂઓં કા ભી કભી સચ્ચા સંગઠન હો સકતા હૈ?

હિંદૂઓં કે સારે અનિષ્ટ કા મૂલકારણ ઉનકે સમાજરૂપી શરીર કા રાજરોગ હૈ-જન્મ-મૂલક જાત-પાંત, અછૂતપન, સંગઠન કા અભાવ, શુદ્ધિ કી વિફલતા, પ્રેમાભાવ, મુસલમાનોંદ્વારા પીટાના યે સબ ઉસ મહારોગ કે બાહરી લક્ષણ હૈં. યે ખુદ રોગ નહીં, પરંતુ હમારે નેતાલોગ મૂલ રોગ કી ચિકિત્સા પર ધ્યાન ન દે કર ઉસકે બાહરી ચિન્હોં દૂર કરને કા યત્ન કર રહે હૈં. પરંતુ જબ તક શરીર કે ભીતર વિષેલા માદા મૌજુદ હૈ, જબ તક રોગ કી જડ નહીં કટતી, તબ તક બાહરી લક્ષણોં કી ચિકિત્સા કરને સે રોગી સ્વસ્થ નહીં હો સકતા. દૂસરોં કો સુધારના સુગમ હૈ, પરંતુ આત્મસુધાર કીસી ઉચ્ચ આત્મા કા હી કામ હૈ; ઔર અછૂતોદ્ધાર મેં કેવલ રૂપયે હી દે દેને પડતે હૈં. અપને પર કોઇ જિમ્મેદારી નહીં આતી. પરંતુ જાત-પાંત તોડના આત્મસુધાર હૈ. ઇસકે દ્વારા હમ ક્રિયાત્મક રૂપ સે યહ દિખલાના હૈ કિ હમારે અંદર જન્મ સે ઉંચ-નીચ કોઈ ભાવ મૌજુદ નહીં. હમ હિંદૂમાત્ર કો સચ્ચે અર્થોં મેં અપના બરાબર કા ભાઇ સમઝતે હૈં. હમારે લિયે હમારી તંગ બિરાદરી કે થોડે સે લોગ હી હિંદુ નહીં, વરન્ યહ સારા હિંદુસમાજ હમારી બિરાદરી હૈ. ઉસમેં હમ જહાં ચાહે ગુણ-કર્માનુસાર બ્યાહ-શાદી કર સકતે હૈં, ઇસલિયે આત્મશુદ્ધિ સે હિંદૂ ઘબરાતે હૈં; પર યહ બાત એક ધ્રુવ સત્ય હૈ કિ યદિ હિંદૂઓંને જાત-પાંત કો નષ્ટ ન કિયા તો યહ ઇનકો ખાતમા કર ડાલેગી.

("આર્યપ્રકાશ" તા. ૩૦-૯-૨૮ ના અંકમાં લેખક-શ્રી. સંતરામજી બી. એ.)

# ૯૬-ब्राह्मणनो पुत्र गोहत्यारो केम बन्यो ?

બંગાલ પ્રાંતના રાજશાહી જીલ્લાના 'વીરજાન' નામના ગામમાં નયનચંદરાય નામનો એક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ જમીનદાર રહેતો હતો. તેને કાલિચંદ રાય ( કાળો ચાંદ ) નામનો એક યુવાન અને અત્યંત સ્વરૂપવાન પુત્ર હતો. તેના મસ્તક ઉપર ઘુઘરીઆળા લાંબા કાળા કેશ, વિશાળ લલાટ અને મુખ ઉપર ઉગતી મૂછોની શ્યામ રેખાવડે તે પ્રાતઃકાલના ખીલેલા કમળસમાન અધિક દીપ્યમાન થઇ રહ્યો હતો. કાલિચંદ રાયનું આયુ લગભગ ૨૫-૨૬ વર્ષનું હતું. તે સંસ્કૃત, બંગાલી અને ફારસી ભાષાનો પ્રસિદ્ધ પંડિત ગણાતો હતો; એટલુંજ નહિ પણ તે સાથે તેની શરીરસંપત્તિ પણ એક પહેલવાન જેવી હતી અને તે તીરંદાજી તથા ઘોડેસ્વારી આદિ યુદ્ધવિદ્યામાં નિપુણ હતો.

હજી તો કાલિચંદ રાયનો વિદ્યાભ્યાસ સમાપ્ત થયો નહોતો, એવામાં તેના પિતા નયનચંદ રાયનો દેહાન્ત થઈ ગયો અને ઘરના કારભારનો સઘળો બોજો તેના ઉપર આવી પડયો. થોડા સમયથી જમીનની ઉપજ ઘટી ગયેલી હોવાથી તેને વિદ્યાભ્યાસ છોડી કોઇ ઉદ્યમ-ધંધો ખોળવાની ફરજ પડી.

એ સમયમાં બંગાલમાં મુસલમાન બાદશાહ 'સુલેમાન'નું શાસન હતું. 'ગૌડ નગર'માં તેની રાજધાની હતી. એક દિવસ રાજ્યના ફોજદારની જગા ખાલી પડવાથી બાદશાહે તે માટે એક સુયોગ્ય વ્યક્તિને શોધી કાઢવા વજીરને આજ્ઞા કરી. તે વખતે ત્યાં બેઠેલા હરીજુદ્દીન નામના એક વિદ્વાન મૌલવીએ બાદશાહને કહ્યું કે-" નયનચંદ રાયનો પુત્ર કાલિચંદ રાય મારી પાસે ફારસી

ભણેલો વિદ્વાન અને નેકચાલવાળો આદમી છે. તેના બાહુમાં ૧૦ યુવકો જેટલું બળ છે અને યુદ્ધકળામાં પણ તે એવો નિપુણ છે કે ભલા ભલા યોદ્ધાઓ તેની બરાબરી ભાગ્યેજ કરી શકે. માટે એ માણસનેજ તે જગાએ નિયત કરવો જોઇએ."

આ સલાહ પ્રમાણે બાદશાહે કાલિચંદ રાયને તેના ગામથી ગૌડ નગર બોલાવ્યો અને તેને ફોજદારની જગાએ નિયુક્ત કર્યો. કાલિચંદ રાય શાહી મહેલ પાસે એક મકાન રાખી રહેવા લાગ્યો અને અતિદક્ષતાપૂર્વક પોતાની નોકરી કરવા લાગ્યો.

તેને નિત્ય પ્રાતઃકાળમાં સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરવાનો નિયમ હતો. પશ્ચાત્ દરબારી વસ્ત્ર પહેરીને ઘોડેસ્વાર થઇ અથવા પાલખીમાં બેસીને દરબારમાં જતો.

કાલિચંદ રાય જ્યારે નિત્ય પ્રાતઃકાળે મહાનંદા નદીમાં સ્નાન કરવા જતો, ત્યારે તેને શાહી મહેલની નીચેથી પસાર થતા માર્ગ ઉપર થઇને જવું પડતું હતું. તે નદીસ્નાન કર્યા પછી શ્વેત વસ્ત્ર પહેરી ધીરે ધીરે પોતાના મકાન ઉપર આવતો. તેનું તેજસ્વી મુખ અને વિશાળ કપાળ ઉપર જળથી ભીંજાયેલા સુંદર કાળા કેશ અને અંગ ઉપર પવિત્ર શ્વેત ઉપવીત જોઇ માર્ગમાં સામા મળતા લોકો બાજુ ઉપર હટી જતા; પરંતુ આ સમયે એક વ્યક્તિ જેમ નયનાભિરામ ઘનઘટાને ચાતક જોઇ રહે, તેમ હંમેશાં તેના સુંદર સ્વરૂપસામું જોઇ રહેતી હતી. બાદશાહ 'સુલેમાન'ની પુત્રી દુલારી નિત્ય પ્રાતઃકાળે આ બ્રહ્મકુમારની મનોહર મૂર્તિનાં દર્શન કરવા માટે નિત્ય શાહી મહેલની અટારીમાં ઉભી રહેતી. કાલિચંદ રાયને મહાનંદામાં સ્નાન કરવા માટે જતાં આવતાં બંને સમય જ્યાંસુધી તે દૃષ્ટિમર્યાદામાં દેખાય ત્યાંસુધી એકીટશે તેની સામે જોઇ રહેતી અને તે દૃષ્ટિમર્યાદાથી દૂર-દેખાતો બંધ થઈ જાય એટલે લાંબો શ્વાસ ભરીને બેસી રહેતી. કાલાન્તરે આ બ્રહ્મકુમાર શાહજાદીનો આરાધ્ય દેવ બની ગયો.

એક દિવસ પ્રાતઃકાળે શાહજાદી નિત્યના નિયમ પ્રમાણે અટારીમાં બેઠી હતી, તેની બાજુમાં મોતી નામની દાસી બેઠેલી હતી. તે સમયે કાલિચંદ રાય ગંગાસ્તોત્રનો પાઠ કરતો કરતો ઘર તરફ ચાલ્યો આવતો હતો. દુલારી પોતાના આ આરાધ્ય દેવ તરફ એકધ્યાનથી જોઇ રહી હતી, તે જોઇ મોતીએ કહ્યું-"શાહજાદી ! શું જોઇ રહ્યાં છો ?"

**શાહજાદી**—"આ સામે ચાલ્યા આવે છે તેમને!"

**મોતી**—"એ તો કોઈ બ્રાહ્મણ જેવો નદીસ્નાન કરીને આવતો જણાય છે. તેમાં શું જોવાનું છે?"

**શાહજાદી**—"તારા માટે કંઇ જોવાનું નહિ હોય, પરંતુ મારા માટે તો તે દેવનું દર્શન સ્વર્ગસુખ સમાન છે."

**મોતી**—(આશ્ચર્યથી) "શું કહ્યું ? તેનું દર્શન સ્વર્ગસુખ સમાન ?"

**શાહજાદી**—"હા, એ મારા હૃદયનો અધિષ્ઠાતા-માથાનો મુકુટ અને શરીરનો સ્વામી છે."

**મોતી**—(વધુ આશ્ચર્યથી) "હેં ? એક હિંદુ બ્રાહ્મણ તે તમારો પતિ ? તમારૂં ચિત્ત તો ઠેકાણે છે ને ?"

**શાહજાદી**—"મારૂં ચિત્ત અને શરીર મેં તેનેજ અર્પણ કરી દીધાં છે !"

**મોતી**—"એ તો ઘણીજ બુરી વાત કહેવાય !"

**શાહજાદી**—"એમાં બુરી વાત શાની ? મનમાં જેની ઇચ્છા થઇ, તેને મન અર્પણ કરી દીધું !"

**મોતી**—"પણ શું તમારી ઇચ્છા સફળ થઇ શકશે ?"

**શાહજાદી**—"મોતી ! એક આકાશમાં બે સૂર્ય કદી રહેતાજ નથી. હવે આ શરીર અને મન કદી બીજાનાં થઈ શકવાનાંજ નથી."

**મોતી**—"પણ શાહજાદી ! માર્ગે ચાલનાર અજાણ્યા પુરુષની કંઈ પણ પરીક્ષા કર્યા વિના બાદશાહની પુત્રી તેને પોતાનો પતિ બનાવવા ઇચ્છે એ છોકરવાદ કે ઉતાવળ ન કહેવાય ?"

**શાહજાદી**—"મેં સઘળી પરીક્ષા કરી લીધી છે. એ પુરુષ મારા યોગ્ય-બલ્કે મારાથી પણ શ્રેષ્ઠ છે."

**મોતી**—"તે કેમ જાણ્યું ?"

**શાહજાદી**—" તેનું સુંદર મુખજ તેની યોગ્યતાની સાક્ષી આપે છે. કેવું સુંદર છે?"

**મોતી**—"શું કેવળ સુંદર હોવાથીજ કોઇ મનુષ્ય બાદશાહની પુત્રીનો પતિ થવાને લાયક ગણાય?"

**શાહજાદી**—"તું જરા આંખો ઉઘાડીને જો તો ખરી! તેની પાસે કેવળ સુંદરતાજ નથી!"

**મોતી**—" હું તો કંઇ દેખતી નથી, તેની પાસે બીજું શું છે?"

**શાહજાદી**—" પહેલવાન જેવી મજબૂત કાયા છે, ખીલતું યૌવન છે, શરીર ઉપર કોઇ ધનપતિ જેવા અલંકારો છે અને આગળ પાછળ બે સેવકો ચાલ્યા જાય છે. એથી જણાય છે કે, તે કોઈ મોટો અધિકારી અને લક્ષ્મીવાન છે. વળી તેના સુંદર શરીર ઉપર શ્વેત જનોઇ ધારણ કરેલું છે, તેથી તે કોઈ કુલીન બ્રાહ્મણ કે ક્ષત્રિયપુત્ર હોવાની ખાત્રી થાય છે. હિંદુઓમાં સર્વથી કુલીન બ્રાહ્મણ અને ક્ષત્રિય ગણાય છે. બોલ! આ સઘળું એક શાહજાદીના પતિ થવાને માટે થોડું છે?"

**મોતી**—" પણ તે હિંદુ હોવાથી તમારી સાથે વિવાહ કરશે? તે દેખાય છે તો બ્રાહ્મણ જેવો, અને તમે છો પઠાણની દીકરી!"

શાહજાદીએ આ વાતનો વિચારજ નહોતો કર્યો. તે મોતીના કથનમાં રહેલી સત્યતા જોઇ શકી અને એકદમ નિરાશામાં ડૂબી ગઇ. શાહજાદીની આ દશા જોઇને દાસીને દયા આવી. તેણે કહ્યું:- " શાહજાદી! જો તમે તે પુરુષનેજ પોતાના પતિતરીકે માની લીધો હોય તો તેમાં તમારી કંઇ ભૂલ નથી થઇ; પરંતુ નાતજાતની આ મુશ્કેલી ખરેખર વિચારવા જેવી છે. છતાં તમારા સમર્થ પિતાઆ વાતમાં સંમત થાય તો ચાહે સો કરી શકશે. શું હું આ હકીકતથી બેગમ સાહેબને જાણીતાં કરું?"

**શાહજાદી**—" બ્હેન! તારી વાત અક્ષરે અક્ષર સાચી છે. બ્રાહ્મણનો પુત્ર મુસલમાનની દીકરીને પરણવા તૈયાર થાય એ બનવું અશક્ય લાગે છે. પરંતુ તું બેગમ સાહેબને સમજાવે તો ખુદાની મહેરબાનીથી કદાચ મારૂં કાર્ય સફળ થાય ખરૂં. બ્હેન! આ વાતમાં જો તું મને મદદ કરીશ, તો હું તારો કદી પણ ઉપકાર નહિ ભૂલું."

મોતીએ સમય જોઇને એક દિવસ આ વાત બેગમ સાહેબને કહી. બેગમ સાહેબ પ્રથમ તો વિચારમાં પડી ગયાં; પરંતુ અંતે તેમણે પુત્રીની ઇચ્છા પૂરી કરવાનો નિર્ણય કર્યો.

એક દિવસ બાદશાહ આનંદમાં હતા, તે સમયે બેગમ સાહેબે તેમને પુત્રીની પ્રેમકથા સંભળાવી. તેઓ આ વાત સાંભળી ક્ષણ વાર સ્તબ્ધ બની ગયા; પરંતુ પોતાના યૌવનકાળ અને તે સમયની પ્રેમલીલા આદિનું સ્મરણ થઇ આવતાં આ વાત તેમને બિલકુલ સ્વાભાવિક લાગી. તેઓ થોડી વાર વિચાર કરી બોલ્યા-"કાલિચંદ રાય છે તો બહાદુર અને નેક આદમી; પરંતુ તે બ્રાહ્મણનો પુત્ર આપણી દીકરીનો સ્વીકાર કરવા તૈયાર થશે?"

**બેગમ**—" આપની ઇચ્છા હશે તો કોઇ વાત અશક્ય નથી."

**બાદશાહ**—" પરંતુ પ્યારી! મને આશ્ચર્ય થાય છે કે, બંગાળના બાદશાહની શાહજાદીએ એક હિંદુ બ્રાહ્મણને કેમ પસંદ કર્યો?"

**બેગમ**—" પ્રેમને વળી કોઇ જાતની મર્યાદા હોય છે? પ્રેમ નાત-જાત, ઉંચ કે નીચ એવું કંઇ જોતોજ નથી. તે માત્ર પોતાના પ્રેમપાત્રનેજ સર્વસ્વ સમજે છે. શું આ વાત આપ જાણતા નથી?"

**બાદશાહ**—" એ વાત બરાબર છે, પરંતુ આ મામલો બહુ ગુંચવણભર્યો છે; કારણકે વિવાહ કરવા માટે શાહજાદી કદી હિંદુ થઇ શકશે નહિ અને કાલિચંદ રાયને મારે બળાત્કારે મુસલમાન બનાવવો પડે તે પણ ઠીક નહિ. એથી લોકોમાં આપણી નિંદા થવાનો સંપૂર્ણ સંભવ છે."

**બેગમ**—" શહેનશાહ! આ વાતનો મેં ખૂબ વિચાર કરી જોયો છે. મારો એવો મત છે કે, કાલિચંદ રાય ભલે કાલિચંદ રાયજ રહે. તેને મુસલમાન બનાવવાની કશી જરૂર નથી. માત્ર તે શાહજાદી સાથે લગ્ન કરે એટલે બસ. પછી ભલે તે લગ્ન કોઇ મૌલવીના હાથે થાય કે કોઇ બ્રાહ્મણના હાથે થાય, તેમાં કાંઇ વાંધો છે?"

**બાદશાહ**—" બરાબર, એ વાત ઠીક કહી. બંને પોતપોતાનો ધર્મ સાચવી રાખે અને લગ્ન કરે તો કાંઇ વાંધો નથી."

આ પ્રમાણે વિચારણા થયા પછી બાદશાહે કાલિચંદ રાયને પોતાની પાસે બોલાવી તેને શાહજાદી સાથે વિવાહ કરવા માટે કહ્યું. કાલિચંદ રાયે કહ્યું કે:-" શાહનશાહ ! હું બ્રાહ્મણ છું, આપ મુસલમાન છો. આ વાત બનવી અશક્ય છે. વળી કદાચ હું પોતે લગ્ન કરવા તૈયાર થાઉં, પણ મારાં સગાંવહાલાં અને નાતજાતવાળા કદી આ વાત સ્વીકારશે નહિ; માટે મહારાજ ! મને ક્ષમા કરો. હું આપની આવી મહેરબાની માટે આપનો ઉપકાર માનું છું."

**બાદશાહ**—"મારી પુત્રી તારાવિના એક ક્ષણ વાર પણ જીવી શકે તેમ નથી. તેનું શું થાય?"

**કાલિચંદ રાય**—" તે ખરૂં મહારાજ ! પણ હિંદુધર્મમાં આવું લગ્ન કરવાની આજ્ઞા નથી; મારો ધર્મ જતો રહે અને મારી જીંદગી બરબાદ થઇ જાય."

**બાદશાહ**—" બંગાલના બાદશાહનો જમાઇ થવામાં જીંદગી બરબાદ થઈ જાય ?"

**કાલિચંદ રાય**—" મહારાજ ! માફ કરો."

બાદશાહે જોયું કે ! કાલિચંદ રાય મારૂં અપમાન કરી રહ્યો છે. તેણે ગુસ્સે થઇ કહ્યું-" કાલિચંદ! તું મારૂં અપમાન કરે છે. પરંતુ તેનું માઠું ફળ તારે ભોગવવું પડશે. તેનો કંઈ વિચાર કરીશ કે?"

કાલિચંદ રાયે અત્યંત નમ્રતાથી કહ્યું-"મહારાજ ! આ વાત મારાથી કદી બની શકે તેવી નથી."

કાલિચંદ રાય કોઇ રીતે સમજે તેમ નથી, એમ બાદશાહને લાગવાથી તેમણે ગુસ્સે થઇ બહાર ઉભેલા સિપાઇને હુકમ કર્યો કે "આ બેવકુફને એકદમ પકડીને જેલમાં પૂરી દો અને કાલે સવારે તેને ફાંસીએ લટકાવી દો."

કાલિચંદ રાયને જેલમાં પૂરી દેવામાં આવ્યો. સવારે તેને ફાંસી દેવાશે એ વાત વિજળીને વેગે આખા શહેરમાં ફેલાઇ ગઈ. શાહજાદી આ સમાચાર સાંભળીને કંપી ઉઠી. પોતાના પ્રિયતમનો પોતાના માટેજ વધ થશે તે પછી પોતે કેમ જીવી શકશે ? એ વિચારથી તે પાગલ જેવી બની ગઇ.

બીજી સવારે નિયત સમયે કાલિચંદ રાયને જેલખાનામાંથી બહાર કાઢવામાં આવ્યો. ફોજદારને ફાંસી દેવાતી જોવા માટે હજારો મનુષ્યો જેલખાના આગળ એકઠાં થઇ ગયાં. કાલિચંદ રાયને કોટડી બહાર કાઢી ખુલ્લા મેદાનમાં ઉભો કરવામાં આવ્યો હતો. ઘાતક હાથમાં તલવાર લઇને બાદશાહનો હુકમ આવવાની રાહ જોઇ રહ્યો હતો, એવામાં શાહજાદી પોતાના પ્રાણાધારનું રક્ષણ કરવા અને તેમ નહિ તો તેની સાથેજ પરલોકની યાત્રા કરવાના ઇરાદાથી ત્યાં આવી પહોંચી. કાલિચંદ રાયને બંદીવાન દશામાં જોઇ તે ભાન ભૂલી ગઈ અને લાજ-શરમ વગેરેનો કંઇ પણ વિચાર કર્યા વિના દોડીને તેના કંઠે વળગી પડી.

બસ, કાલિચંદ રાય શાહજાદીને હવે પરણી ચૂક્યો. બ્રાહ્મણોની દૃષ્ટિમાં તે પતિત થઇ ગયો. હજારો લોકો આ પ્રેમઘેલાં પંખી એક-બીજાને ભેટી પડેલાં જોઇ પ્રેમનો મહિમા ગાવા લાગ્યા. બાદશાહને આ સમાચાર મળતાં તે ખુલ્લી તલવારે ત્યાં આવી પહોંચ્યો, પરંતુ નજીક આવતાંજ કાલિચંદ રાય બોલી ઉઠયો.-" શાહનશાહ ! હું આપના હુકમ પ્રમાણે ચાલવા તૈયાર છું, આપની પુત્રી સાથે લગ્ન કરવા તૈયાર છું."

કાલિચંદ રાયનાં આ વચનો સાંભળી બાદશાહનો ગુસ્સો ઉતરી ગયો. સિપાઇને હુકમ થયો- "બંધન છોડી નાખો." શાહજાદી નીચું મુખ રાખી કાલિચંદ રાયની બાજુમાંજ ઉભી રહી હતી. તેને બાદશાહે કહ્યું—" બેટા ! મહેલમાં જાઓ. તારી ઇચ્છા પૂર્ણ થશે." લોકો જયજયકાર કરતા વીખેરાઇ ગયા; પરંતુ એક વાત ખૂબ ચર્ચાસ્પદ થઈ પડી. "કાલિચંદ રાય વટલાઈ ગયો."

બીજે દિવસે કાલિચંદ રાયે બાદશાહની સેવામાં હાજર થઇ પોતાનું લગ્ન કરાવવા બ્રાહ્મણોને સમજાવવા માટે થોડા દિવસની રજા માગી. પંદર દિવસ માટે કાલિચંદ રાયને નોકરીમાંથી રજા મળી.

કાલિચંદ રાયે મોટા મોટા પંડિતો અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોની એક સભા બોલાવી. તેમાં શાહજાદી દુલારીને શુદ્ધ કરવાનો પ્રશ્ન મૂક્યો. પંડિતોએ સઘળી વાત સાંભળી લીધી; પરંતુ તે સમયે એક પણ વેદોદ્ધારક ભગવાન દયાનંદ કે હિંદુજાતિનો રક્ષક શ્રદ્ધાનંદ નહોતો; એટલે અજ્ઞાનાંધકારમાં ડૂબેલા પોપટીઆ પંડિતોએ નીચે જણાવ્યા પ્રમાણે નિર્ણય આપ્યો:-

"મુસલમાન બાદશાહની પુત્રી દુલારી કોઇ રીતે હિંદુ બની શકતી નથી, તેમજ કાલિચંદ રાય હિંદુ રહીને તેની સાથે કોઇ પણ જાતનો સંસર્ગ રાખી શકે નહિ. જો આ નિર્ણય પ્રમાણે તે ન વર્તે, તો તેને જ્ઞાતિમાંથી દૂર કરી તેની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરી દેવો."

કાલિચંદ રાય આ નિર્ણય સાંભળી ઘણોજ ક્રોધિત થઈ ગયો. તેને ઇચ્છા થઇ આવી કે, ઘોડેસ્વારોને બોલાવી આ પંડિતોને પાંસરા કરૂં; પરંતુ તેમાં કેટલાક સ્વજનો તેમજ ગુરુજનો હોવાથી તે વિચાર તરતજ બદલાઇ ગયો.

મનુષ્ય સઘળું છોડી શકે છે, પરંતુ માતાપિતાદિ સ્વજનો, મિત્રજનો અને એવા નિકટનાં સગાં–વહાલાંથી સદાને માટે દૂર થવા તેની હિંમત ચાલતી નથી. આ સઘળાંનો સંબંધ જળવાઇ રહે અને શાહજાદી શુદ્ધ થાય એવો માર્ગ કાલિચંદ રાય શોધવા લાગ્યો. તેણે વિચાર્યું કે, જગન્નાથ પુરી જઇને ત્યાંના બ્રાહ્મણોની મારફતે શાહજાદીને શુદ્ધ કરવાની ગોઠવણ કરવી. એવી આશાથી તે જગન્નાથપુરી આવી પહોંચ્યો. અહીં તેણે વિદ્વાન બ્રાહ્મણોની સભા બોલાવી તેમની સામે પોતાનો પ્રસ્તાવ રજુ કરતાં જણાવ્યું કે–

"મહાશયો! દુનિયામાં આપણે કહીએ છીએ કે, સમસ્ત સંસારમાં વેદ એ સર્વથી અધિક પવિત્ર ધર્મગ્રંથ છે. વળી વેદવાણી પ્રભુપ્રેરિત છે. તેના પવિત્ર મંત્રો ગમે તેવા પતિતનો પણ ઉદ્ધાર કરવાની શક્તિ ધરાવે છે. કેવળ ગાયત્રીમંત્રથી મનુષ્યનાં પાપ દૂર થાય છે. આવી આવી આપણે અનેક વાર કથાઓ અને વાર્તાઓ સાંભળી છે, તો શું આ શાહજાદી જેવી એક નિર્દોષ મહિલાને પાવન કરવા જેટલી ગાયત્રીમંત્ર કે વેદના કોઇ મંત્રમાં શક્તિ કે પવિત્રતા છે કે નહિ? વેદ ઇશ્વરની વાણી છે અને શાહજાદી અન્ય પ્રાણીઓની પેઠે ઇશ્વરનુંજ બાળક છે. તેને શુદ્ધ કરવા માટે ઇશ્વરની વાણી આજ્ઞા આપે છે કે નહિ તેનો નિર્ણય હું આપની પાસેથી જાણવા ઇચ્છું છું."

પંડિતોએ કાલિચંદ રાયની વિનતિ સ્વીકારી નહિ અને તેને મંદિરની બહાર ચાલ્યા જવા કહ્યું. આથી કાલિચંદના હૃદયમાં બહુજ આઘાત થયો. તે મંદિરની બહાર ઓટલા ઉપર બેસીને વિચારમાં ડૂબી ગયો. તે હતો તો મૂર્તિપૂજક બ્રાહ્મણ! તેના હૃદયમાં હિંદુ દેવી–દેવતાઓ માટે અખૂટ શ્રદ્ધા ભરેલી હતી. તેણે જગન્નાથ દેવ પાસેથી શાહજાદીને શુદ્ધ કરવાની આજ્ઞા મેળવવાનો નિશ્ચય કર્યો અને પ્રાર્થના કરવા લાગ્યો:–"હે સર્વશક્તિમાન! હે સર્વાન્તર્યામિન્! હે જગતપિતા! તમારા દરબારમાં રાય અને રંક સરખાં છે. હે પ્રભુ! તારી પાસે ઉંચ નીચના કોઇ ભેદ નથી. તો આ શાહજાદીને આશીર્વાદ આપો."

આ પ્રમાણે ૭ દિવસસુધી અન્નજળનો ત્યાગ કરી કાલિચંદ રાય પ્રાર્થના કરતો મંદિરના ઓટલા ઉપર પડી રહ્યો, પરંતુ પેલા બ્રાહ્મણોએ બેસાડેલા દેવના મુખમાં જીભજ નહોતી. તેણે કંઇ પણ ઉત્તર ન આપ્યો. અનંતકાળપર્યંત બેસી રહેત તોપણ ઉત્તર મળત નહિ. કાલિચંદ રાયનું ભૂખ, ક્ષોભ અને અપમાનથી માથું ફરી ગયું. તેની નસોમાંથી હિંદુજાતિ અને હિંદુધર્મપ્રત્યે ક્રોધાગ્નિ સળગી ઉઠયો અને ક્ષણ વારમાં તે બ્રાહ્મણ મટી જઈ રાક્ષસ બની ગયો. આઠમા દિવસે આવેશમાં આવી જઇને મંદિરના ઓટલા ઉપર ઉભો થઈ તે બોલવા લાગ્યો:–

"જે ધર્મમાં પીડિત માટે આશ્રય નથી, સહાનુભૂતિ કે પ્રેમ નથી, તે ધર્મજ નથી; અને હે જગન્નાથના બ્રહ્મ! હું સમજી ગયો કે તું કેવળ લાકડાનું પૂતળુંજ છે! હું આજે પ્રતિજ્ઞા કરૂં છું કે, આ પાખંડ અને પ્રપંચનો ફેલાવો કરનારી મૂર્તિપૂજાનો, તેમજ તેના નામે પોતાનું પેટ ભરવાનો વેપાર કરનારા બ્રાહ્મણોનો સમૂળ નાશ કરવા માટે મારૂં તનમનધન હોમી દઇશ."

આ પ્રમાણે ક્રોધથી સળગી ઉઠેલો કાલિચંદ હિંદુધર્મનો ધ્વંસ કરવાની પ્રતિજ્ઞા લઇ ગૌડનગરીમાં આવી પહોંચ્યો. જે કાલિચંદ રાય ભગવાનની મૂર્તિ સામે તેનું ધ્યાન ધરીને હમેશાં લાંબો કાળ બેસી રહેતો, તે આજે મૂર્તિઓનો સંહાર કરવાને તૈયાર થઇ ગયો હતો. જે કાલિચંદ રાય બ્રાહ્મણ અને સાધુઓના ચરણની રજ પોતાના મસ્તક ઉપર ધારણ કરવામાં મોટું પુણ્ય સમજતો હતો, તે આજે બ્રાહ્મણજાતિનો કટ્ટો વૈરી બની ગયો અને જે કાલિચંદ રાય મ્લેચ્છોના

સ્પર્શથી દૂર ભાગતો હતો, તેણે બાદશાહ સુલેમાનની હાજરીમાં મૌલવીઓને બોલાવી, કલમો પઢી પોતાનું નામ "મહમદ ફર્મૂલી" (જેને બંગાલમાં કાળો પહાડ કહે છે) રાખ્યું અને શાહજાદી સાથે નિકાહ પઢીને કટ્ટર મુસલમાન બની ગયો.

વિવાહ પછી થોડા દિવસે તેણે ભારી સેના એકઠી કરી જગન્નાથ પુરી ઉપર ચઢાઇ કરી. ઓરીસાનો રાજા તલંગ મુકુંદદેવ તેની સામે થયો, પરંતુ કાલીચંદની ભયંકર સેના આગળ તેનું કંઇ પણ ચાલ્યું નહિ. આખા ઓરિસા પ્રાંતમાં હાહાકાર મચી રહ્યો. કાલિચંદ જગન્નાથ પુરી જઇ પહોંચ્યો. મંદિરની રક્ષા માટે પંડ્યાઓ તથા નગરનિવાસીઓએ થોડી વાર પ્રયત્ન કર્યો, પરંતુ તે સઘળા કપાઇ મુઆ. યવન સૈનિકોએ મંદિરને ધૂળભેગું કરી નાખ્યું અને અંદરથી જગન્નાથની કાષ્ઠની મૂર્તિઓ બહાર લઇ આવ્યા. સમુદ્રકિનારે એક મોટો અગ્નિકુંડ સળગાવવામાં આવ્યો, તેમાં 'કાલિચંદે' પોતાના હાથે જગન્નાથ, બળરામ અને સુભદ્રાની મૂર્તિઓને હોમી દીધી. આ પ્રમાણે મંદિરને લૂંટી અને ઓરિસાને જીતી પઠાણ સેના ગૌડનગરીમાં પાછી આવી.

હજી પણ 'કાલિચંદ' નો ક્રોધાગ્નિ શાંત પડયો નહોતો. તેણે થોડા સમય પછી આસામના 'કામાખ્યા' નામના પ્રસિદ્ધ મંદિર ઉપર હુમલો કરી તેનો નાશ કર્યો અને હજારો લોકોને મુસલમાન બનાવ્યા.

આ પ્રમાણે ઓરિસા અને આસામમાં રમખાણ મચાવીને તે આખા હિંદમાં અત્યંત પરાક્રમી યોદ્ધાતરીકે ખ્યાતિ મેળવી શકયો. હિંદુઓ તેના નામથીજ ધ્રૂજવા લાગ્યા. તેને 'કાળા પહાડ' ના નામથી લોકો ઓળખતા હતા.

છેવટે તેણે હિંદુઓના સર્વથી પવિત્ર ગણાતા કાશીક્ષેત્રનો વિધ્વંસ કરવાનો નિશ્ચય કર્યો અને એક મોટી સેના લઇ તેના ઉપર ચઢી ગયો. અહીં વિશ્વનાથ, ભૈરવ, હનુમાન આદિ અનેક દેવો નિવાસ કરતા હતા; પરંતુ કોઇએ 'કાળા પહાડ' સામે આવવાની હિંમત કરી નહિ. દેવળો ઉપર દેવળો તૂટવા લાગ્યાં. તેના સૈનિકોએ કાશીમાં પ્રલયકાળ જેવો હાહાકાર મચાવી દીધો. બે–ચાર મંદિરો સિવાય સઘળાં જમીનદોસ્ત થઇ ગયાં. તેણે પોતાના સેનાપતિ રહિમખાનને પૂછયું–"વિશ્વનાથની મૂર્તિનું શું કર્યું?" રહિમખાને સલામ કરીને ઉત્તર આપ્યો–"જી હજુર! તેને પણ તોડી નાખી."

આ રીતે બ્રાહ્મણોની આ ઐતિહાસિક ભૂલથી હજારો હિંદુઓ વટલાયા અને હજારો ગાયો કતલ થઇ ગઇ. અત્યારે હિંદુઓ કરતાં અધિક મુસલમાનોથી બંગાળ ખીચોખીચ ભરાઇ ગયો છે, તે આ ભૂલનુંજ પરિણામ છે.

હજી પણ જે હિંદુભાઇઓ શુદ્ધિના કાર્યમાં આર્યસમાજને મદદ નથી આપતા તેઓ ઉપલી વાતમાંથી કંઇ સાર ગ્રહણ કરશે કે? *

("આર્યપ્રકાશ"ના તા. ૩૧-૯-૨૮ ના અંકમાં લેખકઃ–શ્રી. અષ્ટાવક્ર)



* ઉપલી ઐતિહાસિક ઘટના 'શુદ્ધિસમાચાર' માં પ્રકટ થયેલી, તે ઉપરથી લેવામાં આવી છે.

# ९७–नामर्दोनी वाणी अमने मंजुर नथी.

કોણ કહે છે કે, આ બધા હિંદુમુસ્લીમ ઝઘડામાં આપણને કોઇ મારી જાય, આપણું ખૂન કરી જાય, તોયે આપણે એની સામે ગુસ્સે થવું નહિ? એમ કોણ કહે છે? કયો માનવી નામર્દાઇની, મનુષ્યત્વહીનતાની સલાહ આપવા નીકળે છે? પુરુષત્વહીન બનેલા આપણા આ દેશમાં નામર્દાઇનું આ ઝેર આજે આ કોણ રેડે છે? આપણા પવિત્ર ધર્મો અને શાસ્ત્રોને નામે, ધર્મના રક્ષણની શક્તિ ગુંગળાવનારી, ધર્મભાઇઓની ઇજ્જતઆબરૂને સુરક્ષિત રાખવાની તાકાત મારી નાખવાની આ સલાહ આપવાને આ અધર્મ આજે કોણ કરી રહ્યું છે? માણસની માણસાઇને જગાડનાર, રાખ નીચે છુપાઇ ગયેલ અગ્નિને ફરી સચેત કરનાર અત્યારે શરૂ થયેલ આ પાવક-યુગમાં પાણી રેડવાનું પાતક કોણ કરી રહ્યું છે?

પૂજનીય મહાત્માજીની આ સલાહ હોય તો અમે કહીએ છીએ, કે તે અમને માન્ય નથી; પણ અમને ખબર છે કે તે સલાહ તેમની નથી. તે તો એમ કહે છે કે, મરીને તમે તમારૂં, તમારા સ્નેહીસંબંધીઓનું, તમારી બહેન દીકરીનું, તમારી માલમીલ્કતનું, તમારી પ્રતિષ્ઠાનું, તમારા દેશબંધુઓનું તમે રક્ષણ કરી શકતા હો, તો એ સૌથી સરસ માર્ગ છે. મહાત્માજી ફરમાવે છે કે, પોતે મરવું અને મરીને બીજાનું રક્ષણ કરવું. મહાત્માજી વિશેષ ફરમાવે છે કે, તેમ થવું અશક્ય હોય તો સામાને મારીને પણ જેનું રક્ષણ કરવાનું છે તેનું રક્ષણ કરવું; પરંતુ કોઇ પણ કિસ્સામાં 'રક્ષણ કરવાની' ફરજ માનવી ચૂકી શકે નહિ. રક્ષણ કરવું એ એનો ધર્મ છે. પ્રથમ દરજ્જે, સામાને ઇજા કર્યા સિવાય, પોતે મરીને એ રક્ષણ કરે; એ આત્મભોગનો માર્ગ છે–એ દૈવી માર્ગ છે. એ માર્ગનો અનુયાયી 'દેવમાનવ' બને છે; પણ માણસ 'દેવમાનવ' ન બની શકે, તો તેણે 'માણસ' તો અવશ્ય બનવુંજ જોઇએ. તેણે સામે આવનારને–પોતાની અને બીજાઓની આબરૂ–પ્રતિષ્ઠા–માલમીલ્કત લૂંટવા આવનાર લૂંટારૂને–પોતાના હાથનો ચમત્કાર બતાવવોજ જોઇએ. એ રક્ષણકાર્ય માટે હિંસાના હથિયારથી પણ સામાવાળા સામે ઝુઝવું જોઇએ. માણસમાત્રનો એ ધર્મ છે. એ ધર્મ ચૂકે વે મર્દ નથી, નામર્દ છે. રક્ષણ ન કરવું, ચૂપ બેસી રહેવું, માર ખાઇને મુંગા મરી રહેવું, પોતાની અને પોતાનાં બૈરાંછોકરાંની આબરૂ લૂંટાવા દેવી, એમાં સામા માણસના હાથે થતી હિંસામાં નપુંસકતાભરી મદદગારી કરવાનું મહાપાતક છે. એ માણસ નથી, એ હેવાન છે; એ નાચીઝ જીવજંતુ છે; એ મરવાને લાયક, રગદોળાઇ જવાને લાયક, શરમનો, નામોશીનો અવતાર કોઇ કહેવાતો માણસ છે. એવો માણસ સમાજને શરમરૂપ છે, તેની કોમને શરમરૂપ છે, તેના કુટુંબને શરમરૂપ છે. એવા માણસો વહેલા લૂંટાઇ જાય, વહેલા મરી ફીટી જાય, વહેલા રગદોળાઇ જાય, જગતનો ભાર વહેલો ઓછો થઇ જાય, એમાંજ જગતનું કલ્યાણ છે. મહાત્માજીનો સિદ્ધાંત અમે એ રીતે સમજીએ છીએ. એજ એમનો સિદ્ધાંત છે એવી અમને ખાત્રી છે. આજે કે ભવિષ્યમાં તેમ ન હોય તો અમને તે નામંજુર છે.

કહે છે કે, કોઇ જૈન સાધુજીનાં એ વચન છે કે 'આપણને મારનાર તરફ પણ આપણે ક્રોધ ન કરવો, એની સામે ન થવું, આપણે અખાડા ઇત્યાદિની પ્રવૃત્તિ ન કરવી.' એ સાધુજી કોણ છે એ જાણવાની શી જરૂર છે? જે હોય તેને આપણે કહી લઇએ કે, આપ જે માર્ગ પ્રબોધો છો તેને આપશ્રી મહાવીરનું સમર્થન ટાંકો છો. મહાવીરને તપશ્ચર્યા અને યાતનાએજ પ્રભુ બનાવ્યા, એ અમે જાણીએ છીએ. એવી યાતનાઓ વીરત્વપૂર્વક સહન કરનારનેજ જૈનોએ તીર્થંકર માન્યા છે. આજે પણ એ માર્ગે પળનારને તીર્થંકર નહિ તો મહાન તપસ્વી સાધુપુરુષતરીકે વંદન કરવા અમે તૈયાર છીએ; પણ મહારાજશ્રી! આપને એ કયાં માલૂમ નથી, કે એ સઘળાં સિંહનાં સાધનો છે? એ સાધનો માત્ર બોધવાથી માણસ સિંહ નથી થઇ જતા; એ આપને માલૂમ છે કે નહિ? અને આજે આપણામાં એક લાખે એક સિંહ પણ નથી; અને આપ ઇચ્છો છો એવો સિંહ થવાનો નથી એ પણ જાણો છો ને? તેમ, આપ એ પણ જાણો છોને કે, માનવીમાં

નબળાઇઓ ભરી છે, જગતમાં ચોમેર દંભ વ્યાપ્યો છે, મેંદાથી પણ ગરીબ, જલ્લાદની છુરી પણ મુગે મોંએ સહન કરી લેવાની ગુલામી મનોદશા ધરાવનાર પણ પોતે સંહમાં ખપવા ખુશી છે ? આપ જાણો છોને કે, આપે બતાવેલા સિંહના સદ્‌ગુણના બહાના નીચે પોતાની પુરુષત્વહીનતા છુપાવવા આજ હિંદુમાત્ર તૈયાર થઈ જાય છે? મહારાજશ્રી! આપ દંભને ઉત્તેજન આપી રહ્યા છો, આપ પોતે આત્મવંચના કરી રહ્યા છો. આપના કાનમાં ખીલા મારવા આવનારની સામે મહાવીરના ગુણ મહાવીરના ભાવે બતાવવાની આપના પોતામાં તાકાત છે કે નહિ, એ કહેવાની જરૂર નથી; પણ આપના લાખો જૈનોમાં તો સામાન્યપણે એ તાકાત નથીજ, એ અમે જાણીએ છીએ. એ મહાવીર નથી થઇ શકતા; એટલેજ એમને માણસ બનાવવા પ્રયાસ ચાલે છે. આપને એમને માણસ રહેવા દેવા છે કે નહિ? કે આપ એમને દંભી નામર્દો રાખવા માંગો છો? આ ચાલ્યા આવતા જીવનકલહના યુદ્ધમાં આપ જૈન કોમને સાફ કરી નાખવા માગો છો? કોઈ પણ જૈન બહેન-દીકરીની આબરૂ કોઈ ગુંડાને હાથે નાશ પામે તેમાં આપ રસ અને આનંદ લેશો?

મહારાજથી તો વૈરાગ્યનોજ બોધ થઇ શકે, તેનાથી તો એકાંત અહિંસાજ પ્રબોધી શકાય, એ અખાડાઓની પ્રવૃત્તિઓને શી રીતે સમર્થન આપી શકે? વગેરે દલીલોનું પાંડિત્ય અમે જાણીએ છીએ-અને એથી પણ ઘણું વધુ જાણીએ છીએ. પગલે પગલે, શબ્દે શબ્દે અને ક્ષણે ક્ષણે શુદ્ધ સાધુતાના કેટલા ભંગ થઇ રહ્યા છે? એવી લાખ વાતો બતાવી શકાય, પણ તે જવા દઇએ; પરંતુ મહારાજોને એટલું તો કહીએ કે, તમે મર્દાઇ સિંચનારી પ્રવૃત્તિઓનું સમર્થન ન કરી શકો, સહાય ન કરી શકો, તો રહેવા દો; પણ મૂંગા તો રહી શકો કે નહિ? તમારી સલાહ કોણ લેવા આવે છે? તમે કૃપા કરીને તમારૂં શુદ્ધ કાર્ય કર્યા કરોને! અગર આપ પધારી જાઓ, આપના વિચારવાળાઓનો સંઘ કાઢી કોઈ જંગલ તરફ પ્રયાણ કરી જાઓ; અમારૂં જગત આપના વિના ચલાવી લેશે. અમારાં કાર્યોમાં અમારે આપનાં વિઘ્ન નથી જોઈતાં. ગુજરાતના જૈનોએ વસ્તુપાળ-તેજપાળો ઉત્પન્ન કર્યા છે, ગુજરાતના જૈનોએ મુંજાલ ઉપજાવ્યો છે, ગુજરાતના જૈનોએ શુદ્ધ સ્વરાજ્યો ચલાવ્યાં છે, લશ્કરો એકઠાં કર્યાં છે, યુદ્ધો ખેડયાં છે. આજે આબુજીના તીર્થ ઉપર લડવૈયાના પોશાકમાં અશ્વારૂઢ વસ્તુપાળની મૂર્તિ જૈન દેરાસરજીમા ઉભી છે. એ લડવૈયાને, એના લડાયક ગુણોને, એનાં હથિયારને, એના અશ્વને જૈનો પૂજે છે. આ વસ્તુપાળ-તેજપાળ, એ મુંજાલસમા વીરોના વારસદાર જૈનો આજે તો હિંદુસ્થાનનું નામર્દમાં નામર્દ અંગ છે! એ નામર્દ અંગ મર્દ બને, હિંદુસ્થાન સ્વરાજ્ય મેળવવા પ્રયત્ન કરે, હિંદુસ્થાન આત્મરક્ષણ માટે તૈયાર થાય, ત્યારે આ અંગ પણ કૂચમાં સાથે હોય, એવું નવજીવન જનકોમની નાડીમાં રેડવાની પ્રત્યેક હિંદીનો ફરજ છે. આજે તો, જૈનો જે રીતે દયાપાત્ર જંતુજીવન જીવે છે એમાં અને સૌ કોઇ અમે જૈન છીએ એટલે વિશેષ કરીને-જૈનોનો કાળ નજીક આવતો જોઇએ છીએ. એ છતાં, અમે આશાવાદી છીએ; અમને ગુજરાતની જૈન વીરતાનાં સ્વપ્નો આવે છે; અમે વસ્તુપાળ અને તેજપાળની મૂર્તિઓ જોઈ જૈન જુવાનોમાંથી નવયુગના વસ્તુપાળો-તેજપાળો નીપજવાની કામના સેવી રહ્યા છીએ. એવા વીરપુત્રોજ જૈન કોમને અમર નામ, અમર કીર્તિ, અમર જીવન અર્પી શકશે. જૈન કોમનો ઉદ્ધાર વીરત્વની સાધનામાં છે-સાધુજીની પેલી વંચક વાણીના સેવનમાં નહિ.

("સૌરાષ્ટ્ર" તા. ૧૩-૧૦-૨૮ ના અંકનો અગ્રલેખ)

# ૯૮–भगवान जीसस क्राइस्टनी जयंति*

ભગવાન જીસસ ક્રાઇસ્ટની જયંતિમાં હિંદુભાઇઓ શા કારણથી ઉત્સાહ અને આનંદ દર્શાવે છે? હિંદુધર્મ અને ખ્રિસ્તધર્મ વચ્ચે એવો કયો સગાઇ સંબંધ છે કે જે વડે જન્મે હિંદુ છતાં ખ્રિસ્ત બંધુઓ સાથે આત્મભાવે જોડાય છે? પ્રાણીપદાર્થો સાથે એવો કોઈ સામાન્ય બુદ્ધિથી અગમ્ય અધ્યાત્મ સંબંધ હોય છે કે જે વડે ગમે તે દેશ, કાળ અને વસ્તુસ્થિતિમાં તે પ્રાણીપદાર્થો હોય તોપણ પરસ્પર આકર્ષાય છે. કવિ ભવભૂતિ કહે છે કે, પદાર્થોનો અધ્યાત્મ સંબંધ બાંધનારાં નિમિત્તો અગમ્ય આંતર ભૂમિકાનાં હોય છે. જો તેમ ન હોય તો કેટલો મોટો અને બળવાન સૂર્ય અને કેટલું નાનું અને કોમળ કમળ, એ બેની વચ્ચે સ્નેહાકર્ષણ શી રીતે થાય? ચંદ્રમા ઉગે અને ચંદ્રકાન્ત શાથી ઝરે? ઉત્તર એટલોજ છે કે, બાહ્ય ઉપાધિ કરતાં આંતર સ્નેહનાં આકર્ષણનાં નિમિત્તો ઘણાં ઉંડાં હોય છે, અને તે જ્યારે સ્નેહના પરિણામને પ્રકટ કરે છે ત્યારે તેના ઉંડા બળનું માપ મનુષ્ય કાઢી શકે છે.

ધર્મના વિશાળ વિષયના અભ્યાસમાં મને એવું સમજાયું છે કે, આપણે ધર્મના શુદ્ધ રૂપને ભૂલી અશુદ્ધ અંશને વળગી પરસ્પર વિગ્રહ અને ક્લેશ કરીએ છીએ. ધર્મભાવના આપણી સાચી "સૂઝ" વાળી હોય તો આપણા ધર્મના બાહ્યાચારો ગમે તેટલા દેશકાળ અને નિમિત્તોને લઇ જૂદા હોય તોપણ અંતરવિચારવડે પરસ્પરના ધર્મની ભાવનાની કદર કરી શકીએ; એટલુંજ નહિ પણ અપધર્મમાં તણાતાં આપણે બચી શકીએ.

ધર્મભાવના મનુષ્ય પ્રાણીમાં આગંતુક નથી, પણ સાહજિક છે. જેમ ક્ષુધા અને તૃષા દેહ સાથેજ પ્રકટ થાય છે, અને દેહ સાથેજ લય પામે છે; તેમ અલ્પજ્ઞ અને પરતંત્ર જીવચેતનને સર્વજ્ઞ અને સ્વતંત્ર પરમેશ્વર ચેતન સાથે અનુસંધાન કર્યાવિના સંતોષ થતો નથી. ધર્મભાવના એ એક જાતની અધ્યાત્મ ભૂખ છે. ભૂખ એ સ્વાભાવિક છે. વિકારી દેહમાં ભૂખ વિકારી થાય છે. અજીર્ણ વ્યાધિવાળાને ભૂખનું વિકૃત દુઃખ ભોગવવું પડે છે; પરંતુ સ્વસ્થ દેહમાં ભૂખ એ આરોગ્ય અને બળને પ્રકટ કરનાર છે. તેવી રીતે જ્યાંસુધી જીવને પરમેશ્વર સાથે જોડાવાની ઉંચી વાસના ન જાગે, ત્યાંસુધી ધર્મભાવના વિકૃત રૂપ પકડે છે; પરંતુ ભૂખ જેવી રીતે સ્વતઃ દોષરૂપ નથી, તેમ ધર્મભાવના પણ ક્લેશરૂપ નથી. નીરોગ શરીરમાં ભૂખ એક ગુણ છે, તેમ નીરોગ મનમાં ધર્મભાવના પણ ગુણરૂપ છે.

મનુષ્ય પ્રાણીને જ્યાંસુધી અલ્પજ્ઞતા, પરતંત્રતા, અપૂર્ણતા વગેરે જણાયાં કરશે ત્યાંસુધી સર્વજ્ઞ, સ્વતંત્ર અને પૂર્ણ પરમેશ્વરને મળવાને તે તલસ્યાજ કરશે. ધર્મની આવી સાચી ભૂખ ઉઘડવી તેનું નામ ધર્મજિજ્ઞાસા છે. હિંદુજાતિના મહર્ષિઓ ધર્મભાવનાનાં બે રૂપો માને છે–(૧) પ્રાકૃત એટલે પ્રકૃતિના વિકાસક્રમથી સમજણમાં આવતું જેને અંગ્રેજીમાં 'નેચરલ રીલિજીયન' એવી સંજ્ઞા મળે છે. (૨) અપ્રાકૃત એટલે પ્રકૃતિદ્વારા સમજાય તેવું નહિ, પણ અન્ય દ્વારથી સમજાય તેવું. અપ્રાકૃત ધર્મ ઐતિહાસિક મહાપુરુષોથી સમજાય તેવો હોય છે, અને પ્રસંગે પ્રતિભાવાળા દર્શનથી સંસ્કારી સ્ત્રીપુરુષોને પરમેશ્વરદ્વારથી જાણે ઉતરી આવતો હોય એવો અપૌરુષેય વર્ગનો હોય છે. હિંદુઓ અપૌરુષેય વર્ગના ધર્મને વેદમાં સમાયેલો માને છે; ખ્રિસ્તીઓ પવિત્ર બાઇબલમાં ગ્રથિત થયેલો માને છે, મુસલમાન ભાઇઓ કુરાને શરીફમાં સમાયેલો માને છે.

પૌરુષેય ધર્મ એટલે મહાપુરુષોના ઉપદેશ અને સદાચારથી સમજાતા ધર્મના મૂળનો સ્વીકાર હિંદુઓએ કર્યો છે. શ્રુતિને એટલે વેદને તેઓ અપૌરુષેય ધર્મનું મૂળ માને છે અને સ્મૃતિ તથા સદાચારને પૌરુષેય ધર્મનું મૂળ માને છે. તે ઉપરાંત હિંદુઓ પોતાનું પ્રિય અથવા કલ્યાણ શામાં રહ્યું છે અને શુદ્ધ સંકલ્પવડે જે ઇપ્સાઓ અથવા કામના પ્રકટ થાય તેવડે પણ ધર્મતત્ત્વનો નિર્ણય થઇ શકે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે સઘળા યમોની ધર્મ-

* તા. ૨૪–૧૨–૧૯૨૭ ના રોજ 'ખ્રિસ્તજયંતિ' ના પ્રસંગે પ્રમુખપદેથી શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ આપેલા ભાષણનો સંક્ષેપમાં સાર છે.

મયતા, પોતાનું જેવું હિત તેવું અન્યનું હોય છે, તે ધર્મો આપણને જેવા પ્રિય છે તેવા અન્યને પણ પ્રિય છે; એવા બુદ્ધિવડે થતા નિર્ણયથી સમજાય છે. આ કારણથી પોતાના પ્રિયપણાના ભાનથી અને અમુક વાસના સાચા સંકલ્પથી ઉત્પન્ન થઇ છે એવા અવલોકનવડે જે ધર્મતત્ત્વનો નિર્ણય થાય છે તેને પ્રાકૃત ધર્મ એટલે પ્રકૃતિના જ્ઞાનથી સમજાય તેવો ગણવામાં આવે છે. આ પ્રકારે હિંદુધર્મના વિચારકોએ (૧) પ્રાકૃત ધર્મનું દ્વાર, પ્રિયપણાનું ભાન અને સત્ય-સંકલ્પવડે ઉદય પામતી કામનાને માન્યું છે અને (૨) અપ્રાકૃત પૌરુષેય ધર્મનો આધાર, આપ્ત પુરુષના ઉપદેશ અથવા વાક્ય ઉપર અને તેમના સદાચાર ઉપર રાખ્યો છે અને (૩) અપ્રાકૃત અપૌરુષેય ધર્મનો આધાર શ્રુતિ અથવા વેદ ઉપર રાખ્યો છે.

હિંદુધર્મ એવો તો સંગ્રાહક છે કે તે સર્વને પોતામાં શમાવી દે છે. ભારતવર્ષે બ્રાહ્મણધર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મને પોતાની મર્યાદામાં પ્રકટ કરી પોતાના કર્યા છે, તે સાથે ખ્રિસ્તી અને મુસલમાન ધર્મને આવાહન કરી તેણે નોતર્યા છે, અને તેમનો અતિથિતરીકે સત્કાર કર્યો છે. અતિથિતરીકે આપણે ખ્રિસ્તી ધર્મનો સત્કાર પ્રથમ દક્ષિણાપથમાં કર્યો છે. આર્યપ્રજા કરતાં દ્રાવિડ પ્રજાએ તે ધર્મનું આતિથ્ય વહેલું કર્યું જણાય છે. મલબારકિનારા ઉપર ખ્રિસ્તી સંપ્રદાયનો સીરીઅન પંથ ઇ. સ. ના લગભગ છઠ્ઠા સૈકાથી પ્રવેશ પામેલો છે. સીરીઅન, જેકોબાઇટ અને રિફોર્મ્ડ એટલે સુધરેલા સીરીઅન એ રીતે ત્રણ મુખ્ય વર્ગમાં એ પંથ ચાલે છે. હિંદુધર્મની બે મુખ્ય શાખાઓ છે. (૧) વેદવાદની અને (૨) આગમવાદની. સઘળા મહાપુરુષોથી પ્રબોધાયલા ધર્મસાહિત્યને હિંદુઓ આગમ વ્યૂહમાં ગણે છે. જેમકે જૈનગમ, બૌદ્ધગમ, વૈષ્ણવ અથવા સાત્વત આગમ, શૈવાગમ. દ્રાવિડદેશમાં વેદનું જેટલું પ્રામાણ્ય છે તેટલું આગમોનું પણ છે. તામીલ દેશમાં જે શૈવ સિદ્ધાન્તના નયનાર અને શિવાચાર્યો થયા છે તેમણે “વેદાન્ત સિદ્ધાંત સમરસ” એવા ભાવથી નિગમ અને આગમની એકવાક્યતા કરી છે અને તેમાં શિવસિદ્ધાન્તનાં મૂળતત્ત્વો સાથે ખ્રિસ્ત સંપ્રદાયનાં મૂળતત્ત્વોનો સજાતીય સંબંધ છે. વેદાન્તદર્શનના બ્રહ્મવાદ કરતાં શૈવ સિદ્ધાન્તના પરમેશ્વરવાદ સાથે ખ્રિસ્તધર્મના પાયાના સિદ્ધાન્તો ઘણા મળતા આવે છે. શૈવસિદ્ધાન્ત પ્રમાણે ત્રણ મુખ્ય તત્ત્વો છે અને તેને શૈવો (૧) પતિ એટલે પરમેશ્વર, (૨) પશુ એટલે જીવ અને (૩) પાશ એટલે પશુને બંધન ઉત્પન્ન કરનાર નિમિત્તો એવાં નામો આપે છે.

જેવી રીતે ખ્રિસ્ત સિદ્ધાન્ત પ્રમાણે પરમેશ્વર જગતના અંતર્યામી છે, અને જીસસ ક્રાઇસ્ટમાં દેવનો આત્મા પૂર્ણપણે પુત્રભાવે પ્રકટ થઈ મનુષ્યપ્રજાને પ્રભુ સાથે સંયોજન કરાવે છે એવું મંતવ્ય છે; તેવીજ રીતે શૈવ સિદ્ધાન્તમાં પણ સ્વતંત્ર પતિ અથવા શિવ ગુરુદ્વારથી પશુ એટલે જીવનું સમુદ્ધરણ કરે છે, અને એવી એક પણ જીવકલા નથી કે જેમાં શિવકલા પેઠેલી ન હોય, એવું માનવામાં આવે છે. જીવ શિવને ઝંખે તેના કરતાં શિવ જીવને પોતામાં સાયુજ્ય ભાવ પમાડવા અત્યંત કરુણાથી શક્તિપાત કરી ખેંચે છે. જેમ પરમેશ્વર અને પતિત મનુષ્યના આત્માનું સંયોજન ભગવાન જિસસ ક્રાઇસ્ટના તારક અવતારી આત્માથી થાય છે એવું ખ્રિસ્તી સંપ્રદાયનું મન્તવ્ય છે, તેમ શૈવ સિદ્ધાન્તમાં પણ શિવચેતન કોઇ દિવ્ય સિદ્ધ અથવા મનુષ્યયોનિના શરીરમાં ઉતરી આવી પશુ એટલે જીવોના પાશને તોડે છે. પશુપાશવિમોચનમાં જીવો પોતાના પ્રયત્નથી જેટલા સફળ થાય છે તેના કરતાં ઇશ્વિરનો પ્રસાદ વધારે ઉપકારક થાય છે. જ્યારે સામાન્ય વેદાન્ત સિદ્ધાન્તમાં જીવ તે અવિકૃત બ્રહ્મજ છે અને તેનું ભિન્ન અસ્તિત્વ નથી, ત્યારે શૈવ સિદ્ધાન્તમાં એવું માનવામાં આવે છે કે, જીવમાત્રનો વિખૂટો પડેલો અંશ તે શિવ સાથે પાપ અથવા સ્વભાવચળ દૂર થતાં સાયુજ્ય પામે છે. વેદાન્તનો મોક્ષ કૈવલ્યમાં છે. શૈવ સિદ્ધાંતનો મોક્ષ ઇશ્વિરસાયુજ્યમાં છે. કૈવલ્યમાં જીવાત્માનું ભિન્ન અસ્તિત્વ નથી. સાયુજ્યમાં જીવનું સ્વગત ભિન્નાસ્તિત્વ પરમેશ્વરમાં વિદ્યમાન રહે છે અને શવના સાયુજ્ય સંબંધથી શિવના સર્વ કલ્યાણગુણોવાળો તે જીવ મોક્ષ અવસ્થામાં બને છે. ખ્રિસ્ત સિદ્ધાંતનું સરખાપણું શૈવ સિદ્ધાંત સાથે ઘણું બંધબેસતું આવે છે.

વેદાન્તશાસ્ત્ર કરતાં શૈવ સિદ્ધાંત ખ્રિસ્ત સંપ્રદાય સાથે જીવના સ્વભાવ પણ સંબંધમાં

વધારે મળતો આવે છે. જ્યારે વેદાન્તશાસ્ત્ર પાપ એ અજ્ઞાન અથવા અવિદ્યાથી જીવમાં ઉભું થયેલું છે એવું માને છે, ત્યારે શૈવ સિદ્ધાંત એવું માને છે કે, જીવનો સ્વાભાવિક "અણુમલ" નામનો દોષ, જેમ ધાતુમાં કાટનો સ્વભાવ દોષ હોય તેમ, જીવત્વ સાથે લાગેલો હોય છે એટલે પાપ એ જીવનો ભાવમય દોષ છે. વેદાન્તના કહેવા પ્રમાણે અજ્ઞાનથી ઉભો થયેલો દોષ નથી. શૈવ સિદ્ધાંતનું મંતવ્ય છે કે, જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયા છતાં મનુષ્યો પાપાચરણ કરે છે અને તે જીવના સ્વભાવમલ અથવા અણુમલને લીધે થાય છે. અજ્ઞાને કરીને મનુષ્યો અશુભ કર્મ કરે છે એ વાત ખરી છે; પરંતુ સમજણ અથવા જ્ઞાનનો ઉદય થયા છતાં પણ જીવ અણુમલથી જ્યાંસુધી હણાયેલો રહે છે ત્યાંસુધી સર્વાંશ પાપ પ્રવૃત્તિથી તે અટકતો નથી. જીવના આ આરંભના સહજ દોષ અથવા અણુમલની નિવૃત્તિ પરમેશ્વરના શક્તિપાત અથવા અનુગ્રહથીજ થઇ શકે છે. જીવના માયાદોષથી પ્રકટ થતાં પરિણામો અને કર્મવડે થતા સંસ્કારો પ્રયત્નવડે દૂર થઇ શકે છે; પરંતુ સ્વભાવમલ અથવા અણુમલ તો પરમેશ્વરની કરુણા અથવા પ્રસાદથીજ દૂર થાય છે. આ મુદ્દામાં ખ્રિસ્ત સિદ્ધાંત અને હિંદુઓનો શૈવ સિદ્ધાંત અત્યંત મળતો છે.

ત્રીજું વ્યાપક અને નિરાકાર પરમાત્મા સાથેનો જીવનો સંબંધ દેહધારી અને સાકાર પરમેશ્વરના પુત્રમાં શ્રદ્ધાભક્તિવડે જીવાત્મા સાધી શકે છે. આ ખ્રિસ્ત સિદ્ધાંતમાં મુક્તિનું દ્વાર "ગુરુ-ઇશ્વર" છે એ શૈવસિદ્ધાન્તનું પ્રતિબિંબ હિંદુઓને સારી રીતે સમજાય તેવું છે. હિંદુઓ ખ્રિસ્ત-ચર્ચના ખ્રિસ્ત ધર્મને કદાચ ભિન્ન દેશકાળમાં ઉછરેલ હોવાથી ન માને તોપણ જિસસ ક્રાઇસ્ટના જીવનમાં ગુંથાયેલી ધર્મભાવનાને તો પોતાનીજ કરી માની શકે એમ છે. પરમેશ્વરવાદના નીચે પ્રમાણે પાંચ મુદ્દાઓમાં ખ્રિસ્તીઓ હિંદુઓના સમાનગોત્રવાળા ગણાય તેમ છેઃ-

(૧) પતિ અથવા પરમેશ્વરનું અસ્તિત્વ બન્નેને સંમત છે.

(૨)પરમેશ્વર દેહધારી થાય છે અને પુરુષોત્તમભાવ જીસસ ક્રાઇસ્ટમાં જેવો મૂર્તધારી થયાનું ખ્રિસ્તીઓનું પવિત્ર મંતવ્ય છે, તેમ પરમેશ્વર નાનામોટા અવતારી થાય છે અને જીવોનો ઉદ્ધાર કરવા તે મથે છે-આ ભુમિકા હિંદુઓની પાયામાં એક છે. જો કે બન્ને મત ઉપર બંધાયેલી ઇમારત ભિન્ન દેશકાળને લઇને ભિન્ન ભાસે છે.

(૩) પરમેશ્વરનું જગત્કર્તૃત્વ ખ્રિસ્તીઓને અને સેશ્વરવાદી હિંદુઓનું સમાન કક્ષાનું છે.

(૪) પરમેશ્વર અથવા ભગવાન અનેક કલ્યાણગુણોના આધાર છે એ નિર્ણય જેવો ખ્રિસ્તીઓનો છે તેવો હિંદુ શૈવો અને ભાગવતોનો પણ છે.

(૫)પરમેશ્વર મનુષ્યના આત્માનો પ્રેમ અને કરુણાથી જીસસ ક્રાઇસ્ટના દ્વારવડે ઉદ્ધાર કરે છે. મંતવ્ય જેવું ખ્રિસ્તીઓનું છે, તેવું પરમેશ્વર-ગુરુદ્વારથી શક્તિપાત અથવા અનુગ્રહ કરી જીવને શિવસાયુજ્ય આપે છે. આ હિંદુઓનો સમાન કક્ષાનો સિદ્ધાન્ત છે.

હિંદુ ધર્મની ઉંડી સમજણવાળા સજ્જનો આ પાંચ મુદ્દામાં ખ્રિસ્ત સંપ્રદાય સાથે એકમતવાળા હોવાથી ભગવાન જિસસ ક્રાઇસ્ટની જયંતિમાં મુદિતા ભાવનાથી જોડાઈ પોતાના ધર્મજ્ઞાનની વિશુદ્ધિ કરી શકે એમ છે. ધર્મના આચરણનાં બાહ્યરૂપોમાં અનેક ભેદો છતાં હિંદુઓ અને ખ્રિસ્તીઓનો પરમેશ્વરમાં અનન્ય શરણુતાનો ભાવ બન્નેના ધાર્મિક આત્માઓનું સંયોગીકરણ કરનાર હોવાથી ખ્રિસ્તીઓના આવા જયંતિપ્રસંગે હિંદુઓને સ્વાભાવિક રીતે આનંદ થાય એમાં આશ્ચર્ય નથી.

ખ્રિસ્ત સિદ્ધાન્તના તત્ત્વત્રયો-પરમેશ્વર પિતા, તેમના પુત્ર અને તેમનો અંતર્યામી આત્મા, પ્રાચીન અધિદૈવ, અધિભૂત અને આધ્યાત્મિક, એવા ત્રણ ઔપનિષદ વ્યૂહ સાથે, તથા પરાપ્રકૃતિ વાસુદેવમાંથી કાર્ય વ્યૂહરૂપે સંકર્ષણ એટલે જીવવ્યૂહ પ્રદ્યુમ્ન એટલે અંતઃકરણવ્યૂહ અને અનિરુદ્ધ એટલે અહંકારવ્યૂહ એવા ત્રણ ભાગવત મતના ત્રણ કાર્યવ્યૂહો સાથે, અને શૈવોના પરશિવમાંથી પ્રકટ થનારા શક્તિતત્ત્વ, સદાશિવતત્ત્વ અને ઇશ્વરતત્ત્વ નામના તત્ત્વત્રયો સાથે તેમના સ્વભાવ ધર્મોને લક્ષમાં લઇએ તો મળતાં આવે છે. જેવી રીતે ખ્રિસ્તીઓમાં 'બેપ્ટીઝમ' નામનો ધર્મસંસ્કાર છે, તેવો શૈવોમાં શૈવી દીક્ષાનો ક્રમ મુક્તિમાર્ગમાં આવશ્યક મનાયો છે.

જેવી રીતે મૂળનો સાદો બૌદ્ધ ધર્મ હીનયાનમાં ગુંથાયેલો રહી મહાયાનમાં તેણે સાર્વભૌમ રૂપ પકડયું છે; જેવી રીતે બ્રાહ્મણોનો ત્રૈવર્ણિક સનાતન ધર્મ યજ્ઞકાંડમાં મર્યાદિત રહી બ્રહ્મકાંડ-માં સાર્વભૌમ બન્યો છે; તેવી રીતે આરંભમાં એક વ્યક્તિએ પ્રાચીન યાહુદી ધર્મની સુધારણા કરી જે શુદ્ધ અને સાદું નૈતિક ધર્મનું સ્થાપન કર્યું તેવા ભગવાન ઇસુખ્રિસ્તનો ધર્મ પણ પાછળની ગ્રીક–રોમન પ્રજાના તાત્ત્વિક સિદ્ધાંતોથી વિપુલ બની હવે સાર્વત્રિક ધર્મ બન્યો છે. હાલના ખ્રિસ્તી ધર્મની આપણે વ્યાખ્યા આપીએ તો એવી થઇ શકે કે "ભગવાન જીસસ ક્રાઇસ્ટ-ના અવતારી પુરુષે મનુષ્યના આત્મા અને પરમાત્માનો સંબંધ શી રીતે પુનઃ સિદ્ધ થાય તેવા નીતિતત્ત્વનું વિવેચન કરનારો સર્વ ભૂમંડળમાં મનુષ્યોને ઉપયોગી થઈ પડે તેવો સંસારના દુઃખથી ભીતરની નિવૃત્તિ કરાવનારો એકેશ્વરવાદવાળો ઐતિહાસિક ધર્મ." આ ધર્મ એક પુરુષના મૂળવચન ઉપર બંધાયેલો પૌરુષેય ધર્મ છતાં તેમાં સાર્વભૌમ ધર્મતત્ત્વના અંશો ગુંથાયેલા હોવાથી તે એકદેશી ધર્મ નથી, પરંતુ સાર્વત્રિક ધર્મ બનેલો છે. આ સાર્વત્રિક ધર્મભાવનામાં ભગવાન જીસસ ક્રાઇસ્ટના આલંબન ઉપર ભક્તિનું બળ છે. જેવી રીતે રામકૃષ્ણની મૂર્તિના આલંબન ઉપર હિંદુઓની એકેશ્વર ભાવના રચાઇ છે, તેવી રીતે જીસસના મૂર્તરૂપ ઉપર ખ્રિસ્તીઓની એકેશ્વર ભાવના છે. ભજનીય વસ્તુ અથવા પરમેશ્વર એક અને તેનાં રૂપો અનેક હોઇ શકે. ભક્તિ અથવા પરમેશ્વરસંબંધી પરમ પ્રીતિનું રૂપ એક અને ભજનના પ્રકારોમાં અને ઉપાસનાની પદ્ધતિમાં ભેદ આવો પરમેશ્વરવાદનો સિદ્ધાંત જેઓ સમજી જાણે તેવા હિંદુઓ સમાનભાવથી ખ્રિસ્તી બંધુઓની ભાવનાની વાસ્તવ કદર કરી શકે. જેઓને ભજનીયના રૂપભેદમાં મિથ્યા આગ્રહ છે, તેઓ એકેશ્વરવાદના સમરસને ઓળખી શકે તેમ નથી.

એવા જયંતિના પ્રસંગે ખ્રિસ્તી બંધુઓ હિંદુઓને પ્રેમભાવથી બોલાવી ખ્રિસ્ત ધર્મના મર્મો સમજીને અને હિંદુઓ પોતાના વ્યાપક ધર્મતત્ત્વને ખ્રિસ્તી ભાઇઓને સમજાવે તો "હું અને તમે" એવા ભેદવાન ભાવો કરતા "આપણે" એવા ભાવથી શુદ્ધ ધર્મરસ મનુષ્યના આત્મા-ને કેવું સંતર્પણ આપી શકે છે તે આપણે સિદ્ધ કરી શકીએ. જેને પરમેશ્વરની ભક્તિ સાચી લાગી છે તેઓ પોતાના ઇષ્ટ જ્ઞેય–ધ્યેયમાં પારકાના ઇષ્ટ જ્ઞેય–ધ્યેયની એકવાકયતા કર્યાવિના નહિ રહે.

## ૧૧–बालक की वीरवाणी

પઢ અંગરેજી હોના ચાહતા ગુલામ નહીં,
માતૃ–ભાષા સંસ્કૃત મુઝકો પઢા દો માં.
કોટ હેટ આદિક મેં ધન વ્યર્થ ફૂંકના હૈ,
ખદ્દર કી ધોતી ઔર કુરતા બના દો માં.
હૌવા કનકટ્ટા કી ગપોલિયાં હૈં ઝૂઠી 'દત્ત'
બલશાલી અભિમન્યુ કી કથા સુના દો માં.
લેકે નામ ભૂતોં કા સપૂતોં કો ડરાતી હો કયા,
જૂતોં–માર દૂંગા ઉસે કહીં જો દિખાદો માં.

("વિશ્વમિત્ર"ના એક અંકમાં લેખકઃ–શ્રી ઉમાદત્ત સારસ્વત 'દત્ત'.)

# ૧૦૦–इसुखिस्तनी वाणी

૨૫ મી ડિસેમ્બર–એ તો આશા અને નવીન ચૈતન્યને તહેવાર. પ્રત્યેક દેવળ અને ખ્રિસ્તી કુટુંબમાં આજે આનંદની ઉર્મિઓ ઉછળી રહી છે. મહાન ઉત્સવને દિવસ છે. આજે તેમની જન્માષ્ટમી છે–એકહજાર નવસો સત્તાવીસ વર્ષની વાત છે. એજ દિવસે પાપ, દુરાચાર, દંભ–પાખંડ અને અનીતિમાં ડુબેલા યહૂદી સમાજને ઉદ્ધાર કરવા માટે મહાત્મા ઇસુખ્રિસ્ત આ સંસારમાં અવતર્યા હતા. જ્યારે તેમણે પોતાના સાર્વભૌમ ધાર્મિક સિદ્ધાંતોનો પ્રચાર કરવા માંડ્યો, ત્યારે પોતાના વિલક્ષણ વિશ્વપ્રેમ અને સાધુતાથી સમસ્ત સામ્રાજ્યમાં ખળભળાટ મચાવી દીધો હતો. સમ્રાટનું સિંહાસન ડોલી ઉઠયું હતું અને ધર્માંધ, દંભી, પાખંડી ધર્માધિકારીઓના બાર વાગી ગયા હતા.

પ્રત્યેક મહાપુરુષ એજ પ્રમાણે ભુલવણીમાં ભટકતા સંસારને જગાડવાને આવે છે અને તેના ચાલ્યા ગયા પછી તેના અનુયાયીઓ તેના શબ્દોના મનગમતા અર્થ કાઢીને ફરીથી એક નવી ધર્મ–જાળ ખડી કરી દઇ મૂળ વાતોને ભૂલાવી દે છે. આત્મા નીકળી જાય છે અને તેઓ શરીરને પકડીને બેસી રહે છે. આજે કૃષ્ણ, ખ્રિસ્ત અને મહમ્મદને અવાજ ફરીથી વાયુમંડળમાં ગુંજી રહ્યો છે અને ભટકતા સમાજને સન્માર્ગે બોલાવી રહ્યો છે. આજે ખ્રિસ્તને જન્મદિવસ છે. આજથી બે હજાર વર્ષ પહેલાં સંસારની જેવી સ્થિતિ હતી તેવીજ સ્થિતિ આજે પણ છે. તેથી તેમના ઉપદેશ આજે પણ તે વખતના જેટલાજ ઉપકારક છે.

ખ્રિસ્તનું સૌથી પ્રસિદ્ધ અને મહત્ત્વપૂર્ણ પ્રવચન તો તેમણે પોતાના બાર શિષ્યોને દીક્ષા આપ્યા પછી તેમને પર્વત ઉપર લઈ જઇને સમજાવેલું તેજ છે. તેમણે એ પ્રવચનમાં પોતાના જીવનનું સંપૂર્ણ રહસ્ય ભરી દીધેલું છે. જરા એકાગ્રચિત્તે એ યુગનિર્માતાની વાણી સાંભળો.

"તેઓ સાચેજ ધન્ય છે કે જેઓ આ સંસારમાં દીન–દુઃખી, નમ્ર, સ્વધર્મ સમજવા આતુર, દયાળુ, શુદ્ધ હૃદયવાળા અને શાંતિ તથા એકતાના ઉપાસક છે. કેમકે **તેઓજ મોક્ષના સાચા અધિકારી છે**, તેઓજ સાચી શાંતિ પ્રાપ્ત કરી શકશે, તેઓજ પ્રભુના પુત્ર બનવા યોગ્ય છે અને તેઓજ ધર્મરાજ્યમાં રહી શકશે."

"જેમને સ્વધર્મપાલનમાં અત્યાચાર સહન કરવા પડ્યા છે તેમનું જીવન ધન્ય છે. કેમકે તેઓજ સાચા ઇશ્વરી **સ્વારાજ્યના અધિકારી છે.**"

"ભાઇઓ! જ્યારે લોકો તમારી નિંદા કરે, તમારા ઉપર જુલ્મ ગુજારે અને મારે રસ્તે ચાલવા ખાતર તમારા ઉપર જુઠા આરોપો મૂકે ત્યારે તમારી જાતને ભાગ્યશાળી સમજજો. કેમકે તેથી તમારૂં કલ્યાણજ થશે. સંસારમાં જેટલા જેટલા સંતો થઈ ગયા છે તેમણે તિરસ્કાર અને કષ્ટો સહીનેજ સાધુતા પ્રાપ્ત કરી છે."

"ભાઇઓ! તમને દુનિયાઇસંપત્તિ સુખ આપી શકશે નહિ. એનું અભિમાન ના કરશો. એ જ્યારે જશે (કે જ્યારે મરશો) ત્યારે તમને એનાથી સુખ નહિ થાય."

"આ લૌકિક સુખથી તમે તમને ભાગ્યશાળી સમજશો નહિ. કેમકે એ સુખ તો તમને એક દિવસ રડાવશેજ, કે જે વખતે એ સુખને હાલને અનુભવ તમારા દુઃખને કોઇ પણ પ્રકારે ઘટાડી શકશે નહિ."

"પોતાની પ્રશંસા સાંભળીને કદીપણ ફૂલાઈ જશો નહિ. કેમકે એથી તમને સાધુતા નહિ મળે."

"ભાઇઓ! તમે પોતાને દીન અને દયાપાત્ર માનશો નહિ. **તમે તો આ સંસારનું નિમક–પ્રાણ છો.** નિમકજ સૌ રસોના સારરૂપ છે; પરંતુ જો તે સ્વાદરહિત થઈ જાય તો તે કોઇપણ કામનું નહિ રહે–માટી થઈ જાય માટે તમે પણ તમારૂં સત્ત્વ ખોઇને તમારા મૂલ્ય અને મહત્ત્વને ગુમાવી દેશો નહિ."

"તમે તો આ દુનીઆનું નૂર છો. જેમ પર્વત ઉપર વસેલું શહેર છુપાઇ શકતું નથી અથવા મીણબત્તીને ઢવરથી ઢાંકી રાખી શકાતી નથી, તેને તો ઉંચે સ્થાને અથવા હાંડીમાંજ રખાય છે; એજ

પ્રમાણે તમે તમારા નૂરને જગતમાં ફેલાવો અને તેને ઉજ્જ્વળ કરો-કે જેથી જનતા તમારાં સત્કર્મો જોઇને તમારા સરજનહારનાં યશોગાન ગાય."

"ભાઇઓ! એમ ના સમજશો કે, હું પ્રાચીન શાસ્ત્રોનો ઉચ્છેદ કરવા આવ્યો છું. હું તો તેનું રહસ્ય સમજાવી તેમાં છુપાયલાં તત્ત્વોને આપની પાસે વિશેષ પૂર્ણતાપૂર્વક પળાવવા ઇચ્છું છું."

"ખચિત માનજો કે, જ્યાંસુધી પૃથ્વી અને સ્વર્ગ છે, ત્યાંસુધી પરમાત્માના નિયમોથી છૂટવું અસંભવિત છે. જે તેનો સહેજ પણ ભંગ કરશે તે તેના આગળ તુચ્છ અણુ જેવોજ રહેશે, અને જે તેનું પાલન કરશે અને બીજાઓને શીખવશે તે માલિકને ત્યાં પણ મહાન ગણાશે. શિષ્યો ! યાદ રાખો કે, **જ્યાંસુધી તમે સતિસ્ત્રીઓના કરતાં વધારે શીલવાળા (અને અનન્ય ભક્ત) નહિ બનો ત્યાંસુધી પ્રભુના ધામનો દરવાજો તમારે માટે ઉઘડશે નહિ.**"

"તમે એ તો જાણો છો કે, કદી કોઇનો પણ ઘાત કરવો નહિ. તમે એ પણ જાણો છો કે, હત્યારો અધોગતિને પામે છે; પણ હું તો કહું છું કે, માત્ર હત્યાજ હિંસા નથી કહેવાતી; પણ તમારા ભાઈ ઉપર ગુસ્સે થશો તોપણ તમે નર્કના અધિકારી થશો; અને તમારા ભાઇને ગાળ દેશો તોપણ અધોગતિ પામશો. તમે તેને માત્ર મૂર્ખ કહેશો તોપણ તમને સજા થશે. યજ્ઞની વેદી ઉપર ઉભા રહીને બલિદાન આપતી વખતે પણ જો તમને એમ લાગે કે તમારા ચિત્તમાં તમારા ભાઇપ્રત્યે જરાપણ ગુસ્સો છે (અથવા તમારાપર તેનો ગુસ્સો છે) તો હું કહું છું કે તમે રોકાઇ જાઓ, અને પહેલા એ ભાઇ પાસે જઇને તેને સંતોષ આપો; ત્યારપછીજ બલિદાન ચઢાવો. તમારા વિરોધી સાથે નિવેડો લાવવામાં કદીપણ વિલંબ કરશો નહિ."

"એ તો તમે જાણો છો કે, વ્યભિચાર એ શાસ્ત્રની આજ્ઞા વિરુદ્ધ છે; પણ હું કહું છું કે જો કોઇ પરસ્ત્રી તરફ કુદૃષ્ટિ કરશે તો પણ તે માનસિક વ્યભિચારનો પાપ-ભાગી થશે. **જો તમારી જમણી આંખ ચંચળ થઇને કોઈના તરફ પાપદૃષ્ટિથી જોવા લાગે તો તેને તેજ વખતે ફોડી નાખજો.** જો તમારો જમણો હાથ કદી તમારી પાસે નહિ કરવાનું કાર્ય કરાવે તો તેને પણ તમે તેજ સમયે કાપી નાખજો; કેમકે તમારા સત્વની હાનિ થાય તેના કરતાં તો તમારૂં એક અંગ ઓછું થઈ જાય એજ બહેતર છે. કેમકે એથી બહુ ભારે નુકસાન નથી."

"ભાઇઓ! "જેવા સાથે તેવા" એ તો સામાન્ય લોકોનો ન્યાય છે; પણ હું તો (જો તમે સત્ય સુખદાયક પ્રભુના પ્રેમી હો તો તમને એમજ) કહું છું કે **દુષ્ટની સાથે પણ દુષ્ટતા ન કરો.** બલ્કે જો કોઇ તમારા જમણા ગાલ ઉપર લપડાક મારે તો તેની સામે ડાબો ગાલ પણ ધરી દેજો. અને જો કોઇ તમારી સાથે લડવા આવે અને તમારૂં ખમીસ માગે તો તેને તમારો ડગલો પણ આપી દેજો."

"મિત્ર સાથે પ્રેમ રાખવો અને શત્રુ સાથે દ્વેષ કરવો, એ તો લૌકિકદૃષ્ટિ કહેવાય છે. મારી તો સલાહ છે કે, તમે તમારા **શત્રુ ઉપર પણ પ્રેમ કરો, અને દ્વેષ તો કોઈનો પણ ના કરો.** જે તમને શાપ દે તેનું પણ તમે ભલુંજ ચાહજો અને તમને હેરાન કરે, તેના ઉપર પણ ઉપકાર કરજો. પ્રભુપ્રાપ્તિનો એજ ઉત્તમ માર્ગ છે."

"જેમ સૂર્ય સજ્જન અને દુર્જનને સરખો પ્રકાશ આપે છે અને મેઘ ન્યાયી-અન્યાયીનો વિચાર નહિ કરતાં સૌ ઉપર એકસરખી વૃષ્ટિ કરે છે, તેજ પ્રમાણે હે ભાઇઓ ! સૌની સાથે સરખી સદ્વૃત્તિથી વ્યવહાર કરજો. જો તમને ચાહે તેનેજ તમે ચાહો તો એમાં તમારી વિશેષતા શું? એમ તો સ્વાર્થી મનુષ્ય પણ વર્તે છે. ભલાઇને બદલે ભલાઇ કરી તો એમાં શી મોટી વાત છે? એ તો જંગલી લોકો પણ એમ કરે છે. કોઇની ચીજને પાછી આપવાનું (કે ઉપકાર-નો બદલો આપવાનું કોઇને કહેવું પડતું નથી; કેમકે એવું તો એક પાપી પણ કરે છે. સાચું દાન-સાત્વિક દાન તો એ છે કે, જ્યારે આપણે પાછી ન વાળી શકે એવી વ્યક્તિને સહાય આપીએ. આ ઉપરાંત **કૃતઘ્ન ઉપર પણ દયા રાખજો.** કેમકે પ્રભુ દયામય છે. વળી હે ભાઇઓ! તમે પૂર્ણ બનો. કેમકે તે પરમાત્મા પૂર્ણ છે. તે સમસ્ત શુભ ગુણોનો ભંડાર છે."

" કોઇના આંતરિક ઉદ્દેશો વિષે કલ્પના નહિ કરતાં સૌનાપ્રત્યે ઉદાર બુદ્ધિજ રાખજો."

"ભાઇઓ! શું કોઈ આંધળો બીજા આંધળાનો માર્ગદર્શક થઈ શકે છે? શિષ્યે શિષ્યો કરવા એ પણ એવુંજ છે. જ્યાંસુધી શિષ્ય શિષ્ય છે ત્યાંસુધી તે ગુરુથી આગળ વધી શકતો નથી. જ્યારે તે પૂર્ણ થશે ત્યારેજ તે ગુરુની બરાબરી કરી શકશે."

"જ્યાં સુધી તમારી આંખમાં મોતીઓ છે ત્યાંસુધી બીજાની આંખમાંની રજ જોવાનો પ્રયત્ન ના કરો. પહેલાં પોતાનાજ દોષને દૂર કરજો."

"સારા વૃક્ષનું ફળ કદી ખરાબ થઇ શકતું નથી અને ખરાબ વૃક્ષ ઉપર કદી સારૂં ફળ લાગતું નથી. વૃક્ષની જાત તો તેના ફળ ઉપરથી જાણી શકાય છે. તે પ્રમાણે તમારાં કર્મ અને વાણીથી તમારા હૃદયનો પરિચય થાય છે."

"તમે મને તમારો ગુરુ કહો છો, પણ જ્યાંસુધી તમે મારા શિક્ષણ પ્રમાણે તમારૂં આચરણ નહિ કરો ત્યાંસુધી તમે મને ગુરુ કહો એ મિથ્યા છે. જે મારા શિક્ષણનો અમલ કરશે, તેનાજ કામનો પાયો ઉંડો અને મજબૂત નંખાશે. જે તેનો અમલ નહિ કરે તેઓ તો માત્ર પાયા વિનાની ઇમારત ઉભી કરવાનો પ્રયત્ન કરે છે. (અને તેના પરિણામે) તેમનો સર્વથા નાશજ થશે."

ભાઇઓ ! તમારાં સત્કર્મોને ગુપ્ત રાખજો. જમણા હાથે કરેલાં દાનની ખબર ડાબા હાથને પણ પડવા દેશો નહિ. તમારી પૂજા અને પ્રાર્થનાનો કદી પણ આડંબર કરશો નહિ. રસ્તા ઉપર અને મંદિરમાં તમારી ભક્તિનું કદી પ્રદર્શન કરશો નહિ. તમારા હૃદયના એકાંત ખૂણામાં બારણાં બંધ કરીને પ્રભુને યાદ કરજો. પ્રાર્થનામાં નકામી ડીંગ મારવાની જરૂર નથી. ઘણા શબ્દોના ઉપયોગથી પ્રભુને કોઇ રાજી કરી શકશે નહિ. તમે પ્રભુની આ પ્રમાણે પ્રાર્થના કરજો:–હે દિવ્યધામવાસી પિતા! તારો જયજયકાર હો, તારૂં ધર્મરાજ્ય સર્વત્ર ફેલાઓ, સ્વર્ગ અને પૃથ્વીમાં પણ તારી આજ્ઞાઓનું પાલન થાઓ. તું અમને અમારી રોજી હમેશાં આપ. અમને વિકારોમાં ન લલચાવ. જેમ અમે અમારા ગુન્હેગારોને માફ કરીએ છીએ, તેજ પ્રમાણે તું પણ અમને ક્ષમા કર; કેમકે તારૂંજ ધર્મરાજ્ય, પ્રભુતા અને યશ સર્વત્ર ફેલાયલાં છે."

"ભાઇઓ! તમે ઉપવાસ કરો ત્યારે તમારૂં મુખ પ્રસન્ન રાખજો, કે જેથી કોઇ ન જાણી જાય કે તમે ઉપવાસ કર્યો છે."

"ભાઇઓ! તમે શેતાન અને ઈશ્વરની એકસાથે સેવા નહિ કરી શકો. તેથી ધન અને કીર્તિની લાલસા રાખતાથકા, અન્ન અને પ્રાણની ચિંતા કરતાથકા, તમે પ્રભુનાં દર્શન પામી શકશોજ નહિ. શરીરની ચિંતા કરીને તમે તમારા શરીરને એક ઇંચ પણ પુષ્ટ કરી શકશો નહિ. દિલમાં દઢ શ્રદ્ધા રાખો કે, જે ચરાચર સૃષ્ટિની રક્ષા કરે છે; પશુ, પક્ષી અને વૃક્ષોને જે પોષણ આપે છે, તેજ તમારૂં પણ પોષણ કરશે."

"હે શ્રદ્ધાહીન લોકો! તમે શ્રદ્ધાનો મહિમા નથી જાણતા; તેથીજ અન્ન, પાણી અને વસ્ત્રની ચિંતા કરો છો. શુદ્ધ બનશો, એટલે તમને સર્વ કાંઈ આપોઆપ મળી જશે.

"શ્રદ્ધાપૂર્વક માગવાનીજ વાર છે; શોધવાનીજ વાર છે; અને અંદર દાખલ થવા માટે પ્રભુનો દરવાજો ખખડાવવાનીજ વાર છે. શું તમારામાં કોઇ પણ એવો છે કે જે રોટી માગનારા પોતાના પુત્રને પથ્થર આપે? તો પછી જ્યારે તમે પ્રભુ પાસે કલ્યાણકારી વસ્તુ માગશો, ત્યારે શું તે તમને અનિષ્ટકારી વસ્તુ આપશે?"

પરંતુ પ્રભુના ધામનો માર્ગ સાંકડો છે, નર્કનો માર્ગ પહોળો અને પ્રસિદ્ધ છે. પરંતુ ઇશ્વરના ઘરનો રસ્તો સાંકડો અને મુશ્કેલ છે.

("ત્યાગભૂમિ"ના માઘ ૧૯૮૪ ના અંકમાંથી શ્રી. વૈજનાથજી મહોદયના લેખનો અનુવાદ)

# ૧૦૧–धर्मना इजारदारोने

ઓ હિંદુધર્મના સ્વાર્થી, દુરાચારી, બેજવાબદાર અને ઠગ ઇજારદારો! તમારા અત્યાચારોની હવે પરાકાષ્ઠા થઇ ચૂકી છે, તમારી છેતરપંડીઓથી હિંદુધર્મ આજે ખળભળી ઉઠયો છે, તમારી અકર્મણ્યતા અને અસાવધતાને લીધે અમારી જાતીયતા શિથિલ અને અમારી ધાર્મિકતા બુઠ્ઠી થઈ ગઈ છે. તમારી સ્વાર્થ અને દૂષિત મનોવૃત્તિઓને લીધે આજે હિંદુસમાજ અશાંત, જકડાયલો અને મરવા પડેલો છે!

તમે ધર્મનું રક્ષણ કરવાનું અને ધર્મમાર્ગના માર્ગદર્શક થવાનું વચન આપ્યું હતું. આ પુણ્ય સંકલ્પના ઝળહળતા પ્રકાશમાં હિંદુજાતિએ તમારે ચરણે પોતાનાં ધન, જન અને સર્વસ્વ વૈભવ ન્યોછાવર કરી દીધાં હતાં. તે તમને પોતાના આગેવાન ગણતી અને તમે તેના ભાગ્યનિર્માતા, તેના રાજકીય ઐશ્વર્યના મુકુટમણિ હતા. તમારા પ્રત્યે તેની આ સુંદર મનોવૃત્તિ જોઇને તમે પણ મુગ્ધ થઇ ગયા અને સેવાની તમારી નિઃસ્પૃહ ભાવનાઓ વધારે પ્રબળ વેગથી ખીલી નીકળી. પછી તો શી વાત? તમારી પાવનકારી-સેવા અને તમારી નિસ્પૃહતાનું સૌંન્દર્ય જોઇને રાજા પોતાનો રાજવૈભવ, પ્રજા પોતાની ભક્તિ અને તમારા ધર્મના અનુયાયીઓ તમારે ચરણે સર્વસ્વ ન્યોછાવર કરવાને અધીરા થઈ ગયા. મંદિર અને મઠો સ્થપાયાં. આ મંદિરોનાં દર્શન કરવાં તથા ત્યાં પૂજા ચઢાવવી, મઠોને માટે રાજ્યની આવકનો અમુક ભાગ આપવો એ રાજા અને પ્રજાને માટે એક ધાર્મિક બાબત બની ગઇ. લોકકલ્યાણ, સાર્વજનિક શિક્ષણ વગેરે નિમિત્તે તથા તમને પણ આર્થિક મુશ્કેલીઓથી મુક્ત કરવાને માટે તીર્થસ્થાનોની બધી આવક તમારાં પૂજ્ય ચરણોમાં ચઢાવવામાં આવી. તમે હજારો વર્ષસુધી તમારી આ મહત્ત્વપૂર્ણ જવાબદારી આદર્શ રીતે સંભાળી. તમારો અતુલ ત્યાગ, તમારી અદ્‌ભુત નિઃસ્પૃહતા, તમારૂં અજોડ મનોબળ અને તમારી અજેય સાધના જોઇને સંસાર દિંગ થઇ ગયો. હિંદુજાતિનો હજારો વર્ષનો ગૌરવભર્યો ઇતિહાસ તમારા બલિદાનના અતુલનીય તેજથી ઝગઝગે છે. તમારી નિષ્કામ સેવાનો સુંદર અને જ્વલંત ઇતિહાસ અમારી દૂર દૂરની જ્યોતિનો ઝાંખો પ્રકાશ દર્શાવી રહ્યો છે. તમારી કૃતજ્ઞતાના ભાર નીચે દબાયલી હિંદુજાતિ આજ પણ તમને પોતાના માર્ગદર્શક માને છે અને તમારો સહેજ ઇશારો થતાંજ પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર છે. તમારી એ અતીત સ્મૃતિઓને યાદ લાવીને પ્રત્યેક હિંદુબાળક આજ પણ તમારી સમક્ષ પોતાનું ગૌરવભર્યું મસ્તક નીચું નમાવે છે અને તમારી શઠતા, તમારી છેતરપંડી અને તમારા હજારો અવગુણો દેખતાં છતાં અંધવિશ્વાસ અને અંધભક્તિથી તમારી સેવા-પૂજા કરે છે; પરંતુ તેના બદલામાં તમે તેમને શું આપી રહ્યા છો? જાતીયપતન, વિધર્મીઓથી થતાં અપમાન અને ધાર્મિક મૃત્યુ!!!

તમારી કૃતઘ્નતા, તમારી નિષ્ઠુરતા, તમારા અત્યાચાર અને વ્યભિચારની તમારી દૂષિત મનોવૃત્તિઓને લીધે આજે હિંદુજાતિ મરવા પડી છે. આજે એ સતી હિંદુ મહિલાઓ કે જેઓ તમારા ઉપર અંધભક્તિ રાખે છે અને જેમનીદ્વારા તમારી પેટપૂજા થાય છે, તેઓ ગુંડાઓદ્વારા ભ્રષ્ટ અને અપમાનિત બની રહી છે. આજે હિંદુઓનાં નાનાં નાનાં બાળકોને ગુંડાઓ ઉઠાવી જઇને વટલાવ્યે જાય છે, મંદિરોનાં અપમાન થઇ રહ્યાં છે અને તમે તો તમારૂં વ્યક્તિત્વ, તમારી મર્યાદા અને તમારા અધિકારનું ભાન ભૂલી જઇને પગ ઉપર પગ ચઢાવીને નિરાંતે બેસી રહ્યા છો! વળી એટલુંજ નહિ પરંતુ સુધારાસંબંધી તમારી સલાહ લેવામાં આવે છે અને તમારી સમક્ષ કોઈ કાર્યની યોજના રજુ કરવામાં આવે છે, તો તમે તો ઉલટા તે ઠરાવ લાવનારાઓને ગાળો ભાંડો છો, તેમને નાસ્તિક, અધર્મી વગેરે નામોથી અપમાન આપો છો! ધાર્મિકતાની આથી વિશેષ મશ્કરી બીજી શું હોઇ શકે? કોઇ પણ જાતિની અધાર્મિકતાનો આથી વિશેષ પૂરાવો શું મળી શકે? અને તેની જવાબદારી તમારા સિવાય બીજા કોની ઉપર છે?

પરંતુ આ સમય કયાંસુધી રહી શકશે? હિંદુજાતિના ભૂતપૂર્વ ગૌરવ આગળ વર્તમાનનું આ

કલંક કયાંસુધી ટકી શકશે ? અમારા પ્રાચીન ઇતિહાસના જ્યોતિર્મય અધ્યાયોને અમારી આધુનિક અકર્મણ્યતા, અમારી આધુનિક કલુષિત મનોવૃત્તિઓ કયાંસુધી મલિન કર્યા કરશે ? સંસારની બીજી જાતિઓ, સંસારના બીજા ધર્મોના અનુયાયીઓ-કે જેમનું અમારા ઉન્નતિના જમાનામાં કંઇ અસ્તિત્વજ નહોતું. તેઓ અમારા આ ભીષણ પતનને જોઇને અમારી જાતિયતા અને ધાર્મિકતાની કયાંસુધી મશ્કરી કરી શકશે ? આ સભ્યતાના યુગમાં અમારી અસભ્યતાનો અંધકાર કે જેને તમે બળપૂર્વક અમારા શિર ઉપર ઠોકી માર્યો છે, તે કયાંસુધી અમને પથભ્રષ્ટ કર્યા કરશે ? એનો જવાબ સુંદર અને કલ્યાણકારી છે. સંસારનો ઇતિહાસ અમારી શુભ આકાંક્ષાઓને બહુ કાળથી પુષ્ટિ આપે છે. આજે અમારી ધાર્મિક સંસ્થાઓનું જે પ્રમાણે ધાર્મિક પતન થયું છે, બરાબર તેના જેવુંજ મધ્ય યૂરોપના ઐતિહાસિક સમય( મિડલ એજ )માં રોમન કેથોલિક સંપ્રદાય અને તે સંપ્રદાયની ધાર્મિક સંસ્થાઓનું થયું હતું. આજે જે પ્રમાણે અમારા ઘણાખરા પંડયા-પૂજારી અને મહંતોનું નૈતિક અને આધ્યાત્મિક પતન થયું છે, તેના જેવુંજ તે સમયના રોમન કેથોલિક પાદરીઓનું પણ થયું હતું. આજે જેમ પંડયા, પુરોહિત અને મહંતોને વૈતરણી પાર કરાવવાનો અને પાપનો નાશ કરાવવાનો ઇજારો મળી ગયો છે, તેમ તે સમયમાં પાદરીઓ પણ અભણ લોકોને સ્વર્ગની ટીકીટો વેચાતી આપીને સ્વર્ગનું દ્વાર ઉઘાડી આપતા હતા. તાત્પર્ય એ છે કે, હાલમાં જેમ હિંદુજાતિની ધાર્મિકતા ઉપર અંધારાં છવાયાં છે, તેજ પ્રમાણે મધ્ય યૂરોપના એ ઐતિહાસિક સમયમાં રોમન કેથોલિક ધર્મનું વાતાવરણ ભયંકર અંધકારથી છવાયલું હતું. પરિણામે લોકોના હૃદયમાં પોપ સામ્રાજ્યની વિરુદ્ધના ભાવો પેદા થવા લાગ્યા અને તે પ્રથમ વ્યક્તિગત રૂપમાં પ્રગટ થયા. ત્યારબાદ વ્યકિતરૂપમાંથી સમષ્ટિરૂપમાં ફેરવાઇ ગયા અને લોકોના હૃદયમાં પોપ તથા રોમન કેથોલિઝમની વિરુદ્ધમાં હીલચાલ ચાલવા લાગી. આ હીલચાલની સાથેજ લ્યૂથરના પ્રોટેસ્ટંટ-સમાજનો આવિર્ભાવ થયો અને આજે યૂરોપનો મોટો ભાગ પ્રોટેસ્ટંટ ધર્મને માને છે. હિંદુધર્મના પતનનો ઇતિહાસ તે સમયના રોમન કેથોલિક ધર્મના ઇતિહાસને બરાબર મળતો આવે છે. એ પ્રોટેસ્ટંટ ધર્મ એક સુધારક સંપ્રદાય હતો. હિંદુધર્મની પતિત દશામાં પણ આર્યસમાજ-બ્રહ્મસમાજ વગેરે સુધારક સંપ્રદાયોની ઉત્પત્તિ થઈ છે. જો નિષ્પક્ષભાવે કહીએ તો આજે હિંદુજાતિની જાગૃતિનાં જે ચિહ્નો દેખાય છે તેનું ઘણુંખરૂં શ્રેય આર્યસમાજનેજ છે. અમારા અંતરમાં આર્યસમાજપ્રત્યે શ્રદ્ધા છે; કેમકે તેનામાં ત્યાગ, સાહસ, પુરુષાર્થ, વીરતા અને જીવન છે.

અમે ઉપર કહી ચૂકયા છીએ કે, અમે મંદિરોના વિરોધી નથી. અમે સાથે સાથે એ વાત પણ કહીએ છીએ કે, અમે મૂર્તિપૂજાને ખરાબ માનતા નથી. આ સ્થળે અમે એ પણ કહી દેવાનું અમારૂં કર્તવ્ય સમજીએ છીએ કે, અમે પુરોહિતો, પંડયાઓ અને મહંતોના એટલેસુધી વિરોધી નથી કે જયાંસુધી તેમના ભુંડા સ્વાર્થોમાં હિંદુજાતિનાં સાર્વજનિક હિત અને હિંદુધર્મનો નાશ ન થાય. અમે હરગીજ નથી ઇચ્છતા કે મહાધિપતિઓ, પંડયાઓ અને પૂજારીઓને કોથળામાં બાંધીને હિંદી મહાસાગરમાં ડૂબાવી દેવામાં આવે. પરંતુ અમે એ પણ નથી ઇચ્છતા કે આજે ધાર્મિકતાને નામે વ્યભિચારનાં તાંડવનૃત્ય ખેલાય; હિંદુધર્મની અનંત છાયામાં અસામ્ય, ઘૃણા, તિરસ્કાર અને અપમાનનાં દારુણ દશ્યો ખડાં કરવામાં આવે; ભગવાનને ભક્તિપૂર્ણ અંજલિ ચઢાવવા ઇચ્છતા અંત્યજ કહેવાતા હિંદુઓ લંપટ અને ગુંડા જેવા પંડયા-પૂજારીઓને લીધે પોતાની ધાર્મિક ઉત્કંઠા પૂર્ણ કરી ન શકે. અમે એ પણ કદી સહી શકીશું નહિ કે, એક બાજુ અમારાં મંદિરો લૂંટાય, તેમાંની મૂર્તિઓ ગુંડાઓને હાથે ભંગાય, પૈસાને ખાતર સંગઠનનું કાર્ય કરનારાઓ અને ધાર્મિક પ્રચારકોનો અભાવ રહે અને બીજી બાજુ હિંદુજાતિ અને હિંદુસમાજના પૈસાનો મોટો ભાગ પંડયા-પૂજારી અને મહાધિપતિઓ મોજશોખમાં ઉડાવે તથા સમાજમાં વ્યભિચાર ફેલાવીને તેને ભયંકર પતનના ખાડામાં નાખી દે. અમે તો આજે બ્રાહ્મણસમાજ તથા હિંદુધર્મના પુરોહિતો, પંડયાઓ અને મહંતો વગેરેનું ધ્યાન હિંદુજાતિના આ ભીષણ પતન તરફ ખેંચીએ છીએ અને સાથે સાથે તેમને વિશ્વાસ આપીએ છીએ કે, આપ આપની સુધારણા કરો; નહિ તો હિંદુજાતિની ભાવિ ક્રાન્તિમાં આપનું અસ્તિત્વ નાબુદ થઇ જશે. આજસુધી હિંદુજાતિના ઉત્થાન-

ની દોરી આપના હાથમાં હતી; પરંતુ આપે આપની જવાબદારીને ભયંકર રીતે ઠોકરે મારી છે અને આજે તેનાં ભુંડાં પરિણામો અમારી સમક્ષ મોજુદ છે. હવે આપના અત્યાચારોની અવધિ આવી રહી છે. આપના પાપનો ઘડો ભરાઇ ગયો છે. હિંદુજાતિ હવે પોતાના જીવન-મૃત્યુના સવાલને તમારી ઉપર રાખી શકે તેમ નથી. તે આજે જાગૃત થઇ છે. તેની છાતી ઉપર શત્રુઓના લત્તાપ્રહારોના ઘા હજુ તો તાજા અને લીલા છે. પોતાની સતી-સ્ત્રીઓનાં અપમાન તેણે બહુ જોયાં અને હવે તેની આંખોમાં પ્રતીકારનો અગ્નિ સળગી રહ્યો છે. હવે તે પોતાની અંધશ્રદ્ધા, અંધભક્તિ આપને ચરણે ભેટ કરી શકે તેમ નથી. તેની સમક્ષ આજે બેજ સવાલ ઉભા છે—જીવન અથવા તો મૃત્યુ ! જો તેને જીવવું છે તો તે અપમાન, તિરસ્કારભર્યાં કલુષિત અને બહિષ્કૃત જીવનને ધારણ કરી શકે તેમ નથી. તેના કરતાં તો મૃત્યુજ હજાર દરજ્જે સારૂં છે. કુતરાંઓના જેવા જીવન કરતાં તો એ લાખ દરજ્જે સારૂં છે કે જે પોતાના જાતીય અને ધાર્મિક અસ્તિત્વને મિટાવી દે. તેથી આજે તે જાગૃત થઇ છે અને મરવા જીવવાને માટે તત્પર છે. સ્વતંત્રતા-કલુષિત ધાર્મિકતાની પરાધીનતાથી મુક્ત થવાને યુદ્ધ મંડાશેજ. એ સમય હવે દૂર નથી કે જ્યારે હિંદુસમાજ પાખંડવાદ અને આડંબરોના સ્વેચ્છાચારોથી સ્વતંત્ર થવાનો અવિરલ પ્રયત્ન કરશે. તે પ્રયત્નનું મુખ્ય અંગ તીર્થસ્થાનોની સુધારણાજ હશે, અને જ્યારે ધર્મ ઉપર બલિ ચઢાવનારા નવયુવકો અને નવયુવતીઓનાં રણદુંદુભી વાગવા માંડશે, જ્યારે હિંદુજાતિ પોતાના વ્યક્તિત્વને સમજીને પોતાની ધાર્મિક અને સામાજિક પરતંત્રતાની બેડીઓ તોડવાને તત્પર થશે, જે વખતે સમસ્ત હિંદુસમાજ પોતાનાં માન અને મર્યાદાને ખાતર જીવન સમર્પણ કરવાના ગગનવેધી સંગીતથી બલિવેદીનું આવાહન કરશે અને જે ક્ષણે હિંદુધર્મના સઘળા અનુયાયીઓ પોતાના જાતીય અને ધાર્મિક ચૈતન્યની ઝગઝગતી ઉત્તેજનામાં યુદ્ધનો ઝંડો હાથમાં લઇને સમરાંગણમાં કૂદી પડશે; તે વખતે ભગવાનનું સિંહાસન પણ ડોલી ઉઠશે; તે વખતે આ પૃથ્વી ઉપરની કોઇપણ શક્તિ ધર્મને ખાતર ઉત્સુક બનેલા હિંદુઓની સાચી ધાર્મિકતાને રોકી શકશે નહિ; તે વખતે વિજય તેમનાં ચરણોમાં આળોટશે અને હિંદુજાતિ, હિંદુસમાજ અને હિંદુધર્મના સઘળા શત્રુઓ કંપી ઉઠશે. એ પુણ્યપ્રકોપમાંથી એક નવીન જીવનનો પ્રાદુર્ભાવ થશે. તે જીવનમાં વિરોધી શક્તિઓ ઉલટા પ્રવાહમાં વહેવા લાગશે અને તે પ્રવાહમાંથી એક આશામય ભાવિ પ્રગટશે. તે વખતે સમસ્ત હિંદુજાતિનું વાતાવરણ ચેતનાના અંબારથી ઝગમગી ઉઠશે અને તે પ્રકાશમાં હિંદુસમાજ પોતાનું ખાસ વ્યક્તિત્વ સ્થાપવામાં અવશ્યજ શક્તિવાન બનશે. તે વિશાળ વ્યક્તિત્વની સમક્ષ, તે નવચેતનાના પ્રકાશમા અંધકારનું આવરણ સદાને માટે નાબુદ થઇ જશે અને પ્રત્યેક હિંદુ પોતાની માતાઓ અને બહેનોના સંરક્ષણની પરમ પુનિત જવાબદારી ગૌરવપૂર્વક ઉઠાવશે અને એક પ્રલયકારી જયઘોષથી ગર્જી ઉઠશે કે:—“ **કોણુ કહે મા અબળા ત્હને !** ”

('ચાઁદ' ના સપ્ટેમ્બર ૧૯૨૭ ના અંકમાંના અગ્રલેખનો અનુવાદ.)



# ૧૦૨–योगी हरिदास ४० दिवस भूमिमां दटाया हता.

## આલમમાં મશહુર અજાયબી

એક નજરોનજર જોનાર સાધુ હરિદાસના આ હેરતભર્યા અખતરા બાબત લખે છે કે, હિંદમાં હજી પણ યોગની સાધના સાબીત થઈ શકે છે. કેમકે પૂર્વના ઋષિમુનિઓ હજારો વર્ષોસુધી તપ કરતા અને પોતાના પ્રાણને રૂંધી રાખતા. તેવી જાતનો પ્રયોગ સાધુ હરિદાસે ૧૮૩૭ માં ૪૦ દિવસસુધી જમીનમાં દટાઇને કરી બતાવ્યો હતો. લાહોરના મર્હુમ મહારાજા રણજિતસિંહ કે જેને પંજાબનો કેસરી કહી શકાય, તેના આ દરબારમાં આ બનાવ બન્યો હતો. મહારાજાની સમક્ષ હરિદાસને દાટવામાં આવ્યા. આ સમયે ત્યાંના દરબારના તમામ અધિકારીઓ હાજર હતા, ઉપરાંત અંગ્રેજ અને ફ્રેંચ ડૅાકટરો પણ આ બનાવ જોવા આવ્યા હતા.

સાધુ હરિદાસે બેઠક લગાવી. પછી તેમને લુગડાંવડે ઢાંકી દીધા અને સીવી લીધા–એટલે કે જે પ્રમાણે ઇજીપ્તમાં મમીના પૂતળાને દાટતા તેવી રીતે અત્રે દાટવામાં આવ્યા. પછી લાકડાની પેટીમાં નાખી તેને મજબૂત ખીલાથી ઠોકી અને તે ઉપર કેટલીક જગ્યાએ મહારાજાની સીલ–મહોર કરી.

આ પછી પેટીને ઇંટોનું બનાવેલું ભોંયરૂં હતું તેમાં ઉતારી અને ઉપર મટોડી તથા રેતી નાખી અને જેમ સાધારણ રીતે કબરો ચણે છે તેવી રીતે તે ચણી લીધી. આ જમીન ઉપર દાણા વાવ્યા અને તેમાંથી સાધુના અંદર પૂરાવા પછી છોડ ઉગી નીકળ્યા.

આ કબરની દેખરેખ રાખવા સાવચેતી માટે એક ખડેપગે હથિયારબંધ લશ્કર ગોઠવવામાં આવ્યું અને તે રાત્રિદિવસ ચોકી–પહેરો કરતું હતું. ૪૦ દિવસ વીત્યા બાદ મહારાજાની સમક્ષ એ કબર ખોદી અને સાધુને બહાર કાઢયા અને તે વેળા પણ અંગ્રેજ અને ફ્રેંચ ડૅાકટરો હાજર હતા. બહાર કાઢયા તે વખતે સાધુની કેવી સ્થિતિ હતી તે નજરોનજર જોનાર એક અંગ્રેજ "વર્લ્ડ" નામના પત્રમાં નીચે મુજબ જણાવે છેઃ–

૪૦મે દિવસે હું મહારાજા રણજિતસિંહની સાથે જ્યાં ફકીરને દાટયો હતો તે સ્થળે ગયો. લાહોરના એક મહેલની નજીક કબરમાં આ સાધુને દાટયો હતો, તેની આસપાસ ખુલ્લી ઓસરી હતી અને તેમાં વચલા ઓરડામાં સાધુની સમાધિ હતી. હાથીની સ્વારીમાં બધા દરબારીઓ સાથે મહારાજા નીચે ઉતરી મને બધા ઓરડા તપાસવા કહ્યું અને જેવી સ્થિતિમાં તે મૂકયા હતા તેવા અનામત મને માલૂમ પડયા. પેટીની ત્રણ બાજુઓ મજબૂત સીલના ખીલા ઠોકીને જેવી રીતે મૂકી હતી, તેવીજ આબેહુબ માલમ પડી. તાળાં ઉપર મટોડી ચોંટી ગઈ હતી, હવા આ ઓરડામાં મુદ્દલ દાખલ થતી નહોતી, ઉપરાંત સાધુને ખોરાક આપી શકાય તેવી મુદ્દલ સગવડ નહોતી. વળી તે ઉપરાંત દિવાલો કે ઓરડામાં કોઇ દાખલ થયું નહોતું. એ જાળાં બાઝવાથી જોઇ શકાતું હતું.

મહારાજા રણજિતસિંહે, પોતે સીલ કરી હતી તે આબેહુબ છે એમ ચોક્કસ જણાવ્યું અને પોતે અંગ્રેજની માફક આ અખતરો ફતેહમંદ થશે નહિ એમ ધારતા હતા; તેથી ખડેપગે રાત્રિદિવસ ચોકી–પહેરો રાખ્યો હતો. ઉપરાંત દરરોજ રાજ્યનો અધિકારી આવીને બરોબર બંદોબસ્ત છે કે નહિ તે જોઈ જતો હતો.

આ પ્રમાણે ત્યાંની સ્થિતિ જોયા પછી અમે સામે ખુરશીપર ઓસરીમાં બેઠા અને મજુરોએ ખોદવાનું શરૂ કર્યું. એક અધિકારીએ સીલ તોડી અને તાળું ખોલ્યું. જ્યારે ઓરડાનો દરવાજો ખોલવામાં આવ્યો, ત્યારે અંદરથી અંધારૂં દેખાતું હતું. મહારાજા અને હું એ ઓરડામાં દાખલ થયા અને એક બત્તી સાથે લીધી. ત્રણ ફૂટ નીચે ભોંયરામાં ઉતરી, જ્યાં ત્રણ ફુટ પહોળી અને ૪ ફુટ લાંબી લાકડાની પેટી પડી હતી ત્યાં પહોંચ્યા. આ પેટીને તાળું લગાવ્યું હતું અને સીલ મારી હતી. આ પેટી ખોલ્યા પછી અમે શણના કપડામાં વિંટેલું માનુષી શરીર જોયું, તેને સાથે દોરી બાંધી હતી અને તે ખોલતાં તોપોની સલામતી આપવામાં આવી હતી. આસપાસ ઓરડા

થયેલા લોકોની ઠઠ જોવાને ધસી આવી. લોકોની મનોભિલાષાને સંતોષ આપ્યા પછી એ સમૂહને દૂર કરવામાં આવ્યો અને ફકીરના શિષ્યે એ શરીરને બહાર કાઢી પેટીને અઢેલીને મૂક્યું; અને જેમ હિંદુઓના દેવોની મૂર્તિ સમાધિ અવસ્થામાં બેઠેલી હોય તેમ રાખી. અમે પછી ભોંયરામાં ઉતર્યા. ભોંયરૂં એટલું તો નાનું હતું કે માંડમાંડ બેસી શકાતું હતું અને હાથપગ અન્નેના અડોઅડ લાગતા હતા.

પછી શિષ્યે તે શરીર ઉપર ગરમ પાણી છાંટવા માંડ્યું, પરંતુ મને છળભેદની ભ્રાંતિ થઇ; તેથી મેં મહારાજાને આ શરીર કોથળામાંથી બહાર કાઢવા કહ્યું. અમે કોથળો ખોલ્યો તો ભીનો થયેલો માલૂમ પડ્યો. સાધુના હાથપગ ચીમળાઇ ગયેલા અને ઠંડા લાગતા હતા, મ્હોં સીધું અને ડોકું વળી ગયેલું મુડદા જેવું હતું. મેં આ પછી ડૉકટરોને બોલાવી એ મુડદાની તપાસ કરાવી; પરંતુ તેઓ નાડીના ધબકારા સાંભળી શક્યા નહિ અને હાથ કે છાતીમાં કશી હીલચાલ નહોતી. માત્ર મગજમાં થોડી ગરમી માલૂમ પડી અને બીજે સ્થળે કંઇ જીવનના સંચારનાં ચિહ્નો જણાયાં નહિ.

શિષ્યે ગરમ પાણીથી સાધુને નવરાવ્યા અને હાથપગને લાંબા-ટુંકા કરવા માંડયા. શિષ્યે મોટો ગરમ રોટલો સાધુના માથે મૂક્યો અને એ પ્રમાણે ગરમ રોટલાને બે ત્રણ વખત ઉથલાવીને મૂક્યો. કાન તથા નાકમાનાં મીણ તથા રૂ તેણે કાઢી નાખ્યાં અને છરીવડે મહામુશ્કેલીએ મ્હોં ઉઘાડ્યું અને હાથવડે જડબા પકડી રાખી જીભ ખેંચી; પરંતુ વારંવાર તે પાછી ચાલી જતી, તોપણ તેમાં પાછું સજીવનપણું મેળવવા લાગટ પ્રયાસ કર્યો.

આ પછી તેની આંખોનાં પોપચાં ઘીથી મસળ્યાં. પછી તે ઉઘાડયાં તો માલૂમ પડ્યું કે ડોળામાં મુદ્દલ જીવનનો સંચાર નહોતો. ત્રણ વખત ગરમ રોટલો પાછો મૂક્યા પછી શરીરમાં હીલચાલ શરૂ થઈ, શ્વાસને ગતિ આવી અને કુદરતી રીતે સજીવનપણાની નિશાની જણાવા માંડી. હાથની નાડીમાં ધીમે ધીમે ધબકારા શરૂ થયા અને તે પછી શિષ્યે ઘી જીભ ઉપર મૂક્યું અને ગળાવી દીધું.

થોડી મિનિટ પછી ડોળા ઉઘડ્યા અને સામે મહારાજા રણજિતસિંહને જોયા. પછી ધીમે અવાજે સાધુએ કહ્યું કે "કેમ મહારાજા સાહેબ ! હવે મારી યોગક્રિયાને માન્ય કરો છો કે નહિ ?"

મહારાજાએ હા પાડી અને સાધુને મોતીની અમૂલ્ય માળા ભેટ આપી. તે ઉપરાંત બે સોનાનાં કડાં અને એક ખેલાતનો લેબ અર્પણ કર્યો, કે જે માત્ર રાજકુમારોનેજ આપવામાં આવે છે.

આ પ્રમાણેની ક્રિયામાં માત્ર અર્ધો કલાક વહ્યો હતો અને બીજા અર્ધા કલાકમાં સાધુ સૌની સાથે છૂટથી વાતો કરવા મંડયા. માણસ જીવતો દટાય અને પાછો જીવતો રહે એ બાબત કદી હું માનતો નહોતો અને તેમાં પણ ૪૦ દિવસસુધી દટાય, એ તો અસંભવિતજ માનતો હતો. પરંતુ આ પ્રત્યક્ષ પૂરાવાથી મારા મનની સમાધાની થઇ છે અને આ હેરતભર્યો પ્રયોગ કદી પશ્ચિમમાં કોઈ કરી શકશે નહિ એતો પૂર્વનેજ સાધ્યું છે અને દુનિયામાં હમેશાં પૂર્વજ વિજ્ઞાનમાં ચઢિયાતું છે એમ ચોક્કસ માનું છું.

(દૈનિક "હિંદુસ્થાન"ના તા. ૨૨-૯-૧૯૨૮ ના અંકમાંથી)



# ૧૦૩–जोइ लो आ जादु छे के मानसिक बळ?

હિંદુ સાધુઓ અને મિસરના ફકીરો જે અનેક પ્રકારના યોગ વગેરેના ચમત્કારો બતાવે છે, તેવા થોડાક ચમત્કારો વિલાયતી દુનિયાને બતાવવા માટે અને જો વૈજ્ઞાનિકોથી બને તો એ ચમત્કારોનાં મૂળ તે લોકો શોધી કાઢે એટલા માટે રહેમાન બે નામનો એક ફકીર યૂરોપ અને અમેરિકાના જૂદા જૂદા દેશોમાં ફર્યો હતો. એ ચમત્કારોનું સચિત્ર વર્ણન ૧૯૨૬ના સપ્ટેમ્બરના 'પોપ્યુલર મિકેનિક્સ' નામના અમેરિકન માસિકમાં આપ્યું છે. તેનો સાર નીચે પ્રમાણે છે:–

રહેમાન બેના પ્રયોગોથી ઇંગ્લૅંડ અને ફ્રાન્સના સાયન્ટિસ્ટો છક્ક થઇ ગયા હતા. તેણે લંડનમાં ૨૭ ડૉક્ટરોને ભેગા કરીને પોતાના ગાલમાં મોટા મોટા સોયા ઘોંચ્યા અને ડૉક્ટરોને પણ પોતાના શરીરના ગમે તે ભાગમાં સોયા ઘોંચવાની પરવાનગી આપી. તેણે અગાઉથીજ જણાવી દીધું હતું કે, કોઇ પણ જખમમાંથી લોહી વહેવાનું નથી અને ડૉક્ટરોએ જોયું તો રહેમાન બેના હુકમ પ્રમાણે ઠેકઠેકાણે સોયા ઘોંચવા છતા કોઇ પણ જખમમાંથી લોહી નીકળ્યું નહિ; પણ એક ડૉક્ટરે માગણી કરી કે એક જખમમાંથી લોહી વહેવા દેવું, અને તે પ્રમાણે રહેમાન બેની રજાથી એક જખમમાંથી લોહી નીકળ્યું. જ્યારે સોયા ખેંચી લેવામાં આવ્યા, ત્યારે તે જગાએ કોઈ પણ જાતની નિશાની જણાઇ નહિ.

રહેમાન બે કહે છે કે **"જો દરેક માણસ પોતાની ઇચ્છાશક્તિ ઉપર પૂરતો કાબુ મેળવે તો તે પણ મારા જેવા ચમત્કાર કરી શકે."**

રહેમાન બેના અનેક ચમત્કારો પૈકી એક ચમત્કાર એ છે કે, તીક્ષ્ણ અણીવાળા ખીલાઓની બાણશય્યા ઉપર તે સૂઇ જાય છે અને પોતાની છાતી ઉપર મોટો પથ્થર મૂકાવી મોટા મોટા હથોડાઓથી તે ભંગાવે છે. વિજ્ઞાનના નિયમ પ્રમાણે મોટો પથ્થર હોય તો તેના ઉપર હથોડો મારતાં છાતીને કશી અસર થાય નહિ, પણ બાણશય્યા ઉપર સૂઇને આવો ખેલ કરવો એ ચમત્કારિક છે. જ્યારે બાણશય્યા ઉપરથી રહેમાન બે ઉઠયો, ત્યારે ખીલાનાં નિશાન તેના શરીર ઉપર સ્પષ્ટ દેખાયાં હતાં, પણ થોડીજ વારમા એ નિશાન અદૃશ્ય થયાં હતાં.

ડૉક્ટરોની હાજરીમાં રહેમાન બેએ પોતાની નાડીનો વેગ મરજી મુજબ ઓછોવત્તો કરી બતાવ્યો. એક હાથની નાડી ધીમે ધીમે વધારે વેગથી ચાલતી જણાઇ, જ્યારે બીજા હાથની નાડી તેજ વખતે ઓછા વેગવાળી થતી ગઇ. ત્યાર પછી તેણે પોતાની ગરદન દબાવી અને મુડદા જેવો થઇ પડયો અને ડૉક્ટરોને કહેવડાવ્યું કે, તેઓ પોતાના શરીરમાં કોઇ પણ ઠેકાણે જીવ છે કે કેમ તે ખોળી કાઢે. ડૉક્ટરોએ ખાત્રી કરી લીધા બાદ, તે પાછો જીવતો થયો. તેની નાડી પાછી ચાલવા માંડી, શ્વાસોચ્છવાસ ચાલવા માંડયો અને ફકીર પાછો પહેલાં જેવો જાગૃત થઇને ઉભો થયો.

આના કરતાં પણ, વધારે ચમત્કારિક ખેલ તેણે એ કર્યો કે, પોતે પેટીમાં સૂઇ ગયો અને બીજા માણસોએ તેની ઉપર રેતી ભરી અને દાટી દીધો. પ્રેક્ષકોના કહેવાથી ડૉક્ટરો પાંચ મિનિટ થોભ્યા; પછી એ ફકીરને રેતીમાંથી બહાર કાઢતાં તે જીવતો થયો!

'પોપ્યુલર મિકેનીક્સ' કહે છે કે "સાયન્સને હજીસુધી આના યોગ્ય ખુલાસા મળ્યા નથી. સાયન્સની અત્યાર સુધી થયેલી પ્રગતિ પ્રમાણે તો જે એમ માનવામાં આવે છે કે, કુદરતી નિયમ પ્રમાણે અમુક થવુંજ જોઇએ અને અમુક વગર તો જીવાયજ નહિ" વગેરે સિદ્ધાંત પૌરસ્ત્ય સાધુઓના કહેવા પ્રમાણે ખોટાજ છે. તેઓ કહે છે કે, આત્મસંયમથી થોડા વખતસુધી બધું બની શકે છે. જીવને ઉંચો પણ મૂકી શકાય છે અને મરજીમાં આવે ત્યારે પાછો બોલાવી શકાય છે.

ચાર્લ્સ બર્ટ્રમ નામનો એક અંગ્રેજ જાદુગર પચાસેક વર્ષ પહેલાં આખી દુનિયામાં ફર્યો, ત્યારે જોગીઓ અને ફકીરોના આવા ચમત્કારો શીખવા માટે તેણે ઘણી મહેનત કરી હતી અને અમેરિકન જાદુગર કેલરની માફક તેણે પણ કહ્યું હતું કે, જાદુગરતરીકે પ્રખ્યાત થયેલા હિંદુસ્તાની જાદુગરોમાં તો કંઇ દમ નથી, અને ફકીરોના ચમત્કારો તો કોઇ રીતે સમજી શકાય તેમ નથી. એક સાધુ એક હાથ ઉંચો રાખીને ફરતો હતો. તેણે બર્ટ્રમના સવાલના જવાબમાં કહ્યું કે, એ હાથ ૭ વર્ષ થયાં ઉંચો ને ઉંચોજ છે અને હજી બીજાં ૭ વર્ષસુધી ઉંચોજ રહેશે. ત્યારપછી એ

હાથ નીચો કરીને એજ મુજબ બીજો હાથ ઉંચો રાખવામાં આવશે. તેનો હાથ નિર્જીવ જેવો થઇ ગયો હતો અને બર્ટ્રામને તપાસ કરતાં સાધુનું કહેવું ખરૂં જણાયું હતું. બીજો એક ફકીર હમેશાં બાણશય્યા ઉપર બેસી રહીનેજ જીવન વીતાવતો હતો-જ્યારે એક ફકીર ત્રીસ વર્ષ થયાં બીલકુલ બેઠો નહોતો. બર્ટ્રામને બીજા બે સાધુઓ મળ્યા હતા. તે પોતાના બંને હાથને કેટલાંય વર્ષોથી આકાશમાં ઉંચાજ રાખી ચાલતા હતા અને તેનો પૂરાવો તેની આંગળીઓના નખ, હથેળી વિંધીને આરપાર નીકળી જઇને વધ્યા હતા તે ઉપરથી મળતો હતો. તે સાધુઓ કહેતા કે, આ બધામાં આશય માત્ર એટલોજ છે કે, શરીર કરતાં મનને વધારે શક્તિવાળું બનાવવું, ઇંદ્રિયો ઉપર જય મેળવવો, એજ તેમના ધર્મનું ફરમાન હતું.

ઘણાં વર્ષોથી વિલાયતી જાદુગરો અને વૈજ્ઞાનિકો આ ચમત્કારોના ખુલાસા મેળવવા મગજ કસી રહ્યા છે. આગ ઉપરથી ચાલવાના પ્રયોગો વિલાયતી જાદુગરો ફતેહમંદીથી કરી શક્યા છે, જ્યારે દેવતા ચાવવો અને ઓગળેલી ધાતુ ખાઇ જવી, એ તો હવે જુની વાત ગણાય છે.

આગ ઉપર ચાલવાના જે પ્રયોગો અંગ્રેજ જાદુગરો કરી બતાવે છે તેનું વર્ણન ત્રણેક વર્ષ ઉપર "માઇ મેગેઝિન" નામના માસિકમાં આવ્યું હતું. તેનો આશય એવો હતો કે, દેવતા ઉપર ચોક્કસ જાતનું ખનીજ પાથરી દેવાથી તે ગરમીને લીધે લાલચોળ થઇ જાય છે, છતાં ઉપરથી ટાઢુંજ રહે છે. આવું ખનિજ પાથરીને દેવતા ઉપર ચાલવાથી પગને કશી ઇજા આવતી નથી; પણ હિંદુસ્તાનના સાધુઓ દેવતા ઉપર આવું ખનીજ પાથરીને ચાલતા હોય અને પ્રેક્ષકોની આંખમાં ધૂળ નાખવા ફરતા હોય એ ન માની શકાય એવું છે.* ઓગળેલી ધાતુ ગળી જવાની સાધુઓ અને ફકીરોની ચમત્કારિક રીતની નકલ વિલાયતના સરકસવાળાઓ કરે છે, તેમાં પણ બહુ ભેદ છે. કેટલીએક ધાતુનાં મિશ્રણો એવાં બને છે, કે જે ગરમ અથવા ઉકળતા પાણીની મદદથી પણ ઓગળી જાય. મોટા કારખાનાંઓમાં અકસ્માત્ આગ લાગે ત્યારે કોઇ પણ માણસની મદદવગર આગ ઉપર પોતાની મેળે પાણી છંટાવા માંડે. એટલા માટે 'ઓટોમેટિક સ્પ્રિંકલર્સ' રાખવામાં આવેલા હોય છે. તેમાં ઉપર કહી તેવી મિશ્ર ધાતુ વાપરેલી હોય છે અને એ ધાતુ સાધારણ ગરમીથીજ ઓગાળી શકાય એવી હોવાથી ઓરડામાં કે 'ગોડાઉન'માં ગરમી વધતાંજ ઓગળી જાય છે અને પાણીના નળનું ઢાંકણું ખુલ્લું કરી દે છે. આવી ધાતુ ઓગળતાં બહુ ગરમ થતી નથી, તેથી જાદુગર એવી ધાતુ ઓગાળીને મોઢામાં નાખે તો દાઝવાનો સંભવ રહેતો નથી, પણ "એશિયાટિક" સાધુઓ અથવા ફકીરો ધાતુઓનાં આવાં 'લો મેલ્ટિંગ પોઇન્ટ'નાં મિશ્રણો વાપરતા હશે કે કેમ, એ મોટો સવાલ છે. વિલાયતી જાદુગરો નકલ કરી પ્રેક્ષકોને ભલે, ફસાવે પણ અસલ તે હજી અસલજ છે.

શ્રીસ્વામી શ્રદ્ધાનંદના હરદ્વાર ગુરુકુળના બે ત્રણ બ્રહ્મચારીઓ રહેમાન બે જેવાજ પ્રયોગો કરે છે અને એક તો ગયે વર્ષેજ પોતાના પ્રયોગોથી વિલાયતી ડૉક્ટરોને આશ્ચર્યચકિત કરવા માટે ગયો છે.

વાચકોને યાદ હશે કે, મુંબઇમાં પ્રો૦ રામમૂર્તિ સાથે આવેલા એક સંન્યાસીએ છએક મહિના પહેલાંજ દુનિયામાં કાતીલમાં કાતીલ ઝેર 'એસિડ હાયડ્રો સાયનિક' (પ્રુસિક એસિડ) એક ડૉક્ટરની હાજરીમાં એક્સેલસિયર થિયેટરમાં હજારો પ્રેક્ષકોની વચ્ચે પી બતાવ્યું હતું અને છતાં તેને કશી પણ અસર થઇ નહોતી. સ્ટ્રોંગ સલ્ફ્યુરિક, હાઇડ્રોક્લોરિક અને નાઇટ્રિક એસિડ પણ તેણે પી બતાવ્યો હતો, છતાં પણ કશું નુકસાન થયું નહોતું. સીસું ઓગાળીને એ સાધુ પીતો હતો. તે મેલ્ટિંગ પોઇન્ટવાળું એલોય વાપરતો નહિજ હોય.

વિજ્ઞાન આવી તો હજારો બાબતોના ખુલાસા આપી શકે એવી સ્થિતિમાં હજી આવી શક્યું નથી અને તેથીજ ગુંચવાયેલા વૈજ્ઞાનિકોની એક મંડળીએ પોતાના બધા ગુંચવાડાઓનો ભેગો સંગ્રહ પુસ્તકરૂપે છાપી નાખ્યો છે અને તેના ઉકેલની રાહ જોતા બેઠા છે.

("ગુજરાતી"ના ખેતીવાડી અને ઉદ્યોગહુન્નરના અંકમાં લેખક:-શ્રી. મોહનલાલ માણેકલાલ ઝવેરી.)

---

* **उदानजयाज्जलपङ्ककंटकादिष्वसंगे : उत्क्रांतिश्च** પાતંજલ યોગદર્શનમાં આગ, પાણી, કાદવ, કાંટા વગેરેપર ચાલવામાટે ઉદાનવાયુપર જય મેળવવાનું લખ્યું છે. ઉદાન આપણા શરીરમાંનો એક વાયુ છે. આવીજ બીજી અનેક સિદ્ધિઓ અહિંસા, સત્યવાદીપણું વગેરેની હકીકત પણ એ શાસ્ત્રમાં જણાવી છે.

# ૧૦૪–मेडम लेनिनकी महत्त्वाकांक्षा

## આઝાદ દેશભાઈઓની સેવા

### રશિયાના રાષ્ટ્રવિધાયક સાથેના તેના પરિચયની કહાણી, બળવાખોર શિક્ષિકાના હાથ નીચે અભ્યાસ, ખૂબ ફાંફાં માર્યા હતાં જેને એક પત્રકાર મળી શકી નહિ તેનો તેને અચાનક મેળાપ ક્યાં અને કેવી રીતે થયો?

(જાહેરજીવનમાં આગેવાની લઈ કીર્તિનો મોહ નહિ રાખનારા રશિયાના તારણહાર મહાન લેનિનની વિધવા ક્રાઉપ્સકાની કે જે કોઈ પણ પત્રકારને કદીએ મુલાકાત આપતી નથી, તેને એની હવેન્સેલ નામની એક સ્ત્રીપત્રકાર કેવી રીતે અચાનક મળી અને તે મુલાકાત દરમિયાન મેડમ લેનિને રશિયાના શિક્ષણપ્રચારના કાર્યની, પોતાના બાલ્યકાળની, લેનિન સાથેના પ્રથમ પરિચયની ને બીજી અનેક વાતો કેવી રોમાંચક રીતે કહી સંભળાવી, તેનું રસિક બ્યાન આ લેખમાં તે પત્રકાર આપે છે.)

બોલ્શેવિઝમના પ્રણેતાતરીકે રશિયાની ભૂમિમાં ને પરદેશોમાં લેનિનની કીર્તિ ચોમેર ગવાઈ છે, પણ તેની પત્ની તેના જેટલી હજી જાહેરમાં આવી નથી. અત્યારસુધીમાં તેણે માત્ર એકજ વાર જાહેરમાં સ્થાન લીધું હતું ને તે માત્ર લેનિન અવસાન પામ્યો ત્યારે લેનિનના હજારો ભક્તો તેના શબપર ફૂલો ચઢાવીને પસાર થયા હતા ત્યારે છ દિવસોસુધી અખંડ રાત્રિના ઉજાગરા કરીને તે શબની સમક્ષ તે પૂતળાની પેઠે બેઠી હતી. રશિયાનું ભાવિ સંગીનપણે ઘડવામાં વર્ષો-સુધી લેનિન જહેમત ઉઠાવતો હતો ત્યારે, તેમજ તેના અવસાન પછી તેની પ્રિયતમાએ જાહેરમાં આગળ આવવાનો વિચારસરખો પણ નથી કર્યો. રશિયાનાં બજારોમાં જાણીતા બળવાખોરો–લેનિન ને ટ્રોટસ્કી તથા સ્ટોલીન ને કેમેનેફની છબીઓ સસ્તા ભાવે વેચાતી મળી શકશે, પણ મેડમ લેનિનની છબી જોઈતી હોય, તો તેને માટે ભટકી ભટકીને થાકી જઈએ, તોપણ તેની છબી ભાગ્યે મળે. એ પરથીજ ખાત્રી થશે કે, જાહેરમાં આવવાની તેને બીલકુલ ઉત્કંઠા છેજ નહિ.

તેણે બહાર આવી આગેવાની લેવી હોત, તો તે તેને માટે બહુ સહેલું હતું. રશિયાના રાષ્ટ્ર-વિધાયક લેનિનની સાથેજ તે રશિયામાં કાર્ય કરી પોતાના પતિના જીવતાંજ આગળ પડતું સ્થાન લઈ શકત ને તેના અવસાન પછી પતિવ્રતા રાણીતરીકે રશિયામાં પોતાની કીર્તિ ફેલાવી શકત; પણ લેનિનની પત્ની કે જેનું નામ એન. કે. ક્રાઉપ્સકાની આઇજ્ઝનોવા છે, તે શાંતિ ચાહે છે ને પોતાના કાર્યમાં નિશદિન મશગુલ બની બહારની ધાંધલને અવગણે છે. લેનિનની પત્નીતરીકેના તેના જીવનમાં દુનિયાને રસ પડશે, એ ખ્યાલ તેને આવતોજ નથી ને તેથીજ દુનિયાના અનેક દેશોનાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ કે જેઓ રશિયા જાય છે અને તેની મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવે છે, તેને તે સાફ સાફ ના કહેવરાવી દે છે.

#### અચાનક મેળાપ

પણ હું તેને અચાનકજ મળી શકી. રશિયામાં અભણતા ટાળવા માટે થતા ઉપાયો વિષે ખબરો મેળવવાનો મેં પ્રયાસ કર્યો અને તે વિષે સત્તાવાર વિગતો મને કોણ પૂરી પાડશે તે વિષે મેં ખબર કાઢી, ત્યારે સોવિયેટ સરકારના કેળવણી ખાતામાં તપાસ કરવા માટે મને જણાવવામાં આવ્યું; એટલે કેળવણીખાતાના મકાન પાસે હું ગઈ. ત્યાં મેં ગેલેરીઓમાં ને ઑફીસોમાં આંટા માર્યા, પણ મારે જોઈતી ખબર મને ક્યાં મળશે તે હું જાણી શકી નહિ. કેમકે તે વખત બપોરનો હતો ને ઑફિસમાંના અમલદારો ને બીજા માણસો મોટે ભાગે ન્હા–નારતો લેવા બહાર ગયા હતા; એટલે હું ખૂણેખાંચરે તપાસ કરીને આખું મકાન ફરી વળી, ત્યારે છેવટે એક પ્રૌઢ સ્ત્રી એક ઑફીસમાં શાંતિથી કામ કરતી હતી તેને મળી. મારે જે કામવિષે પૂછવું હતું, તે તેને જણાવ્યું. મેં તો જર્મન–ફ્રેંચ ને રશિયન ભાષાનો શંભુમેળો કરીને ગાડું હાંક્યું, પણ તે એ બધું કેમ સમજી શકી તે હજી હું જાણી શકી નથી; પરંતુ મારા સવાલો સાંભળીને તે તરતજ પાસેની રૂમમાં ગઈ ને થોડી વારે પાછી ફરી તથા મને એ રૂમમાં લઈ ગઈ. તે રૂમના

મુખદ્વાર આગળ મેડમ લેનિન એ નામની પટી ચોંટાડેલી જોઇ હું તો ચકિતજ બની ગઇ!

મેડમ લેનિન–અરે જેને મળવા માટે મેં ખૂબ ફાંફાં માર્યાં, રશિયાના મારા પ્રવાસદરમિયાન જેની મુલાકાત લેવાનો મેં પહેલો ને મક્કમ કાર્યક્રમ ઘડેલો તોપણ તે વ્યર્થ ગયો હતો અને ચારે પાસ ચળવળ જગાવી તેની મુલાકાત માટે આકાશ–પાતાળ એક કરવા હું મથી, તે મેડમ લેનિન–આમ અચાનક રીતે મળી ગઇ એ જોઇ મને નવાઇ લાગે નહિ!

એક પળ હું ગભરાઇ, મને લાગ્યું કે મારે ત્યાંથી તરતજ તેની માફી માગી ચાલ્યા જવું જોઇએ; પણ તેના મમતાળુ મુખ સામે મેં જોયું તો તેની સ્નેહાળ આંખમાં હેતભાવ નીરખ્યો એટલે મને હિંમત આવી અને હું ધીમે રહીને તેની પાસે ગઇ. હું કેળવણીને લગતી જે ખબર મેળવવાને આવી હતી તે માટે મેં તેને વિગતવાર કહ્યું. તેને મારી વાતમાં રસ પડ્યો; કેમકે તેના પોતાનાજ ખાતાનું આ ક્ષેત્ર હતું. આ કામ માટે મેં કેવી રીતે ત્રાસજનક પ્રયાસ કર્યો તેની કહાણી મેં એને સંભળાવી એટલે એનું હાસ્ય તેનાથી રોક્યું રોકી શકાયું નહિ. મેં તેની સામે ફરી વાર જોયું. તેનું સ્મિતભર્યું મુખ, શાંત સૌમ્ય નયનો, ભુરખા વાળોની લટ ને વિશાળ ભાલ–એ પળવારમાં મેં જોઇ લીધાં અને તેની છબી ઉપરથી તેને કલ્પી હતી, તેના કરતાં તે તદ્દન જૂદી લાગી. તેના મુખના એક ખૂણાપર સહેજ કરચલી પડી હતી, તે જોતાં તેને થોડો જખમ થયો હોય એમ લાગ્યાવિના નહિ રહે. તેણે સાદો કાળો ગાઉન પહેર્યો હતો. શરીરપર કાંઇ ઝવેરાત હતું નહિ. તેની વાતો કરવાની કળાપરથી અને હલન–ચલનપરથી તે સુશિક્ષિત અને સંસ્કારી બાઇ છે, તેની ખાત્રી થયાવિના રહે નહિ અને અગાધ કાર્યશક્તિ–જેને પ્રતાપે લેનિનની સેક્રેટરી-તરીકે રશિયાના કપરા સમયમાં તેણે કામ કર્યું–તેનું ભાન થાય. તેના જીવન અને કાર્યવિષે ટુંક હકીકત જણાવવાને માટે મેં એને કહ્યું ત્યારે તેણે સ્વાભાવિક સ્મિત કર્યું ને જવાબ આપ્યો કે "નવા રશિયામાં અમે જૂદા વ્યક્તિત્વથી કામ કરતાંજ નથી, પણ સર્વે જણાં સામટાં મળીને કામ કરીએ છીએ ને દરેક જણ જાહેરસેવામાં જીવન સમર્પણ કરે છે. હું ધારૂં છું કે, પશ્ચિમ યુરોપમાં આ દૃષ્ટિબિંદુ સમજાતું નથી–" ને તોપણ પોતાના રોમાંચક જીવનના કેટલાક પ્રસંગો તેણે કહેવાનો પ્રયાસ કર્યો.

### બાળપણ અને અભ્યાસકાળ

તેનું બાળપણ સેંટ પિટર્સબર્ગમા–જ્યાં તે જન્મી ત્યાં–વીત્યું; ને ત્યાં એક બળવાખોર સ્ત્રીશિક્ષિકાના હાથ હેઠળ શાળામાં શિક્ષણ મેળવ્યું. આમ બાળપણથીજ બળવાની ભાવના તેના હૃદયમાં વિકાસ પામી. શિક્ષણના ક્ષેત્રમાં તેનું જીવન વીતાવવાની પ્રેરણા આપનાર પણ આજ શિક્ષિકા હતી; એટલે અભ્યાસ પૂરો થતાં તેણે શિક્ષિકાની પદવી મેળવી અને અઠવાડીઆમાં ચાર દિવસોએ અને રવિવારે પીટર્સબર્ગની ઉદ્યોગશાળામાં તે શીખવવા જતી.

એ વિખ્યાત શાળામાં રશિયન ભાષા, સામાન્ય ઇતિહાસ અને ગણિતનું શિક્ષણ તે આપતી. એ નિશાળ મહાન છે અને હજારો વિદ્યાર્થીઓ ત્યાં આવતા હોવાથી તેને ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવી હતી. તેમાંનો એક વિભાગ સ્ત્રીઓ માટે ને બે પુરુષો માટે હતા.

### લેનિન સાથે પરિચય

પણ શાળામાં શીખવતી વખતે તેને રાજકારણમાં રસ પડવા માંડ્યો અને નવી સંસ્થાઓના બંધારણમાં તેણે ધ્યાન આપવા માંડ્યું. વૉલ્ગાને કિનારે આવેલા ઉલ્જાનોવક્સ ગામનો કાયદાના વિષયનો અભ્યાસ કરતો એક જુવાન આવી સંસ્થાનો એક આગેવાન કાર્યકર્તા હતો. એ એ યુવાન સાથેનો વર્ષોનો સહવાસ અને ધીખતી ચળવળમાં ભાગ લેવાના અપૂર્વ ઉત્સાહનાં રોમાંચક વર્ણનો મેડમ લેનિને કર્યાં, ત્યારે જાણે તે બધું સ્વપ્નામાં બોલતી હોય એવું લાગ્યું. તેના મુખપર પ્રેમની ઝલક ફેલાઇ ને લાલાશભરી અપૂર્વ સુંદરતા તરી આવી. તેણે કહ્યું કે "હા, એજ સમયમાં હું મારા પતિને ઓળખી શકી–પણ એ ઇતિહાસ લાંબો છે." એમ કહી તેણે વાત ટુંકાવી નાખી.

### રશિયામાં શિક્ષણપ્રચાર

રાજદ્વારી શિક્ષણના કમીશનના પ્રમુખપદનો હોદ્દો મેડમ લેનિન શોભાવે છે અને ૧૯૨૦થી

સરકારી વૈજ્ઞાનિક શિક્ષણવિભાગની પણ તે પ્રમુખ છે, પણ પોતાના એ હોદ્દાનુસાર ફરજ બજાવતાંની સાથે તેણે રશિયાની અભણતા ટાળવાના કાર્યમાં રચનાત્મક ભાગ લીધો છે. તેનું દિલ સતત એ કાર્યમાં રોકાયેલું રહે છે. તેણે મને પૂરા સંતોષથી જણાવ્યું છે કે "ઝારની સત્તા વખતે રશિયાની ૧૪૦૦ લાખની પ્રજાનો અર્ધો ભાગ અભણ હતો; પણ તે પછી વધુ ૯૦ લાખ માણસો લખતાં-વાંચતાં શીખી ગયાં છે. લશ્કરમાં તો ભાગ્યે એક પણ માણસ અભણ હોય. શરૂઆતમાં તો પ્રજાને ભણવાનું જણાવવું એજ બહુ મુશ્કેલ કાર્ય હતું; ને તેમને શિક્ષણ લેવાના કાર્યમાં રસ લેતા કરવા માટે તેમની અનેક સગવડતા અમે સાચવતા અને તેમને મફત ખાણાંઓ આપતા. આજે સમગ્ર રશિયામાં અભણતા ટાળવા માટે ૪૦,૦૦૦ મથકો મારફત પ્રયાસો થાય છે. છેલ્લાં બે વર્ષમાં સરકારે ૧૦૦ લાખ રૂબલો એ પાછળ ખર્ચ્યા છે. રશિયામાં આને પ્રતાપે જ્ઞાન મેળવવાની પિપાસા વધતી જાય છે અને બધાં ગામડાંઓને પૂરતા પ્રમાણમાં સાહિત્ય-પુસ્તકો અને છાપાંઓ-અમે પૂરાં પાડી શકતાં નથી. આજે પણ સરહદનાં એવાં અનેક ગામડાંઓમાં જૂના છાપાની એક પ્રત ખેડુતોનાં પાંચ કુટુંબોમાં વંચાય છે!" આ બધી નવી ખબરો આપતાં મેડમ લેનિનના મુખપર સંતોષની ને સુખની રેખાઓ દેખાઇ.

### રખડેલ છોકરાઓ

પરંતુ રખડેલ છોકરાઓને કામે લગાડવાના ને સુધારવાના પ્રશ્નવિષે મેં પૂછ્યું, ત્યારે તેના દિલમાં નિરાશા ઉદ્દભવી. તેણે કહ્યું કે "તે પ્રશ્ન બહુજ વિષમ છે, પણ અમારે તેનો નિવેડો લાવ્યેજ છૂટકો છે, અને અમે ધીમે ધીમે એમાં સારી પ્રગતિ કરી છે. સેંકડો કુટુંબોના રઝળતા છોકરાઓને અમે સમજાવીને કામે લગાડયા છે અને તેમને અમે યોગ્ય પગાર આપીએ છીએ. આ પ્રશ્નનો નિવેડો લાવવા માટે બીજા અનેક ગંભીર સવાલોની માફક પૈસાની મોટી જરૂર રહે છે; પરંતુ જો નૈતિક બંધન હોય તો બહુ વેગવાન પ્રગતિ થશે, એમ હું માનું છું. તમે જોયું હશે કે, અમે રશિયામાં કામ કામ ને કામજ કર્યે જઇએ છીએ-નવું કામ પૂરું થાય તો જૂનું પાછું હાથ ધરીએ છીએ અને જયારે લેનિન-મારા પતિ-જીવતા હતા, ત્યારે અમે દેશપાર થયેલાં ને તે વખતે લંડનમાં કે પેરિસમાં, જીનિવામાં કે મુનચેનમાં-જ્યાં જઇએ ત્યાં અમને એક દિવસ આ કાર્ય કરવું પડશે એની ઝંખનાજ થયા કરતી હતી અને સૈબીરિયાના એ એકાંત દિવસોમાં આશાના તંતુપર ધીરજ રાખી કેમ જીવવું તે પણ અમે શીખ્યાં."

### તેની આકાંક્ષા

આ સુશીલ બાઇની વાગ્ધારા એકસરખી વહેતી ગઇ. કાર્ય કરવાનો ઉત્સાહ કેટલો હોઇ શકે, તે તેના મુખપરથી હું જોઇ શકી. મેં તેને પૂછ્યું કે "રશિયા છોડીને તમે પરદેશમાં જવાનાં છો, એવી વાત કેટલાક વખતપર છાપાંઓમાં આવી હતી એ ખરી છે?"

"જરા પણ નહિ" તેણે કહ્યું "મારા દેશને હું ખૂબ ચાહુ છું ને અહીંજ હું સુખી છું. મારા પતિની મરજીથી હું રશિયા કદીયે છોડવાની નથી. મારી જીંદગીમાં મેં ખૂબ-ખૂબ પર્યટન કર્યું છે ને હવે મારા જીવનમાં મને માત્ર એકજ આકાંક્ષા છે ને તે એ કે, મારા આઝાદ થયેલા દેશભાઇઓના હિતમાટે મને સોંપાયલું કાર્ય કરવું."

મેડમ લેનિનની મુલાકાત લઇ હું મારે મુકામે આવી ને તરતજ ટેલિફોનની ઘંટડી વાગી. મેં ટેલિફોન હાથમાં લીધો. મોસ્કોમાંની મારી એક સ્ત્રીમિત્ર, કે જેને મેં મેડમ લેનિનની મુલાકાત કોઇ પણ ભોગે ગોઠવવાનું જણાવ્યું હતું, તેનો એ ટેલીફોન હતો. તેણે મને ખોખરે અવાજે જણાવ્યું કે "બહેન! મેડમ લેનિન સાથે તમારી મુલાકાત ગોઠવવાના વારંવાર અનેક પ્રયાસ કર્યા છતાં પણ મારાથી તે બની શકયું નથી; હું નથી ધારતી કે તમે તેને મળી શકશો." પરંતુ તેને કયાં ખબર હતી કે, મેડમ લેનિનને હું મળી આવી હતી!

(તા. ૩૧-૭-૧૯૨૮ ના દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# ૧૦૫–व्यायामप्रेमीओनुं यात्रास्थान–अमरावती

## હિંદુસ્થાનની એક અજોડ વ્યાયામસંસ્થા

### હનુમાન વ્યાયામપ્રસારક મંડળનો પરિચય

સૌરાષ્ટ્રમાં યુવકપ્રવૃત્તિ અને વ્યાયામપ્રેમ પ્રસારવાનાં સ્વપ્નાં સેવનારાઓને, એ કાર્ય કયી રીતે થઈ શકે તેનું દૃષ્ટાંત પૂરું પાડનારૂં એક વ્યાયામપ્રસારક મંડળ આજે વરાડના પાટનગર અમરાવતીમાં અસ્તિત્વ ધરાવે છે. એ મંડળનું પૂરું નામ શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળ છે. **नायमात्मा बलहीनेन लभ्यः** એ એનું ધ્યેયસૂત્ર છે. જેટલો અદ્‌ભુત તેનો જન્મઇતિહાસ છે તેટલીજ તાજુબ કરનારી તેની આજસુધીની નાની આવરદાની સિદ્ધિઓ છે. હિંદભરમાં એ અજોડ સંસ્થા મનાય છે. લાલાજી સમા નેતાવર તેને 'વિસ્મય' કહે છે. મહાત્માજી તેના મુખ્ય વ્યાયામમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા અમરાવતી દોડ્યા જઈ તેના ઉપર શુભાશિષો વર્ષાવે છે. પ્રત્યેક હિંદી નેતા, જેને આ વ્યાયામપ્રસારક મંડળના અસ્તિત્વનું જ્ઞાન છે તે તેનાપ્રત્યે પૂર્ણ આદર અને પ્રેમથી જુએ છે. આજે વરાડમાં દોઢસો કરતાં વધારે શાખાઓ ધરાવતી અને વરાડની બહાર એટલીજ બીજી પ્રશાખાઓ પાથરનારી, હિંદભરમાં પોતાના બાહુઓ ફેલાવતી આ અદ્‌ભુત સંસ્થાના જન્મ અને જીવનવિકાસનો ઇતિહાસ જાણવા જેવો છે.

* * * *

વરાડ રાષ્ટ્રીય લડતમાં સદા અગ્રેસર સ્થાન રાખવાનો અને બીજા કોઇ પ્રાંતથી ઉતરતો નહિ એવો હિસ્સો આપતું હોવાનો દાવો કરે છે. હિંદુસ્થાનમાં વીસમી સદીનું પ્રભાત ઉગ્યું અને તેના પ્રથમ દશકના ઉત્તરાર્ધમાં બંગાળાએ સ્વદેશીની ચળવળ શરૂ કરી અને તેની પાછળ સ્વાધીનતા અને શરીરબળની જમાવટના સંદેશ છૂટ્યા ત્યારે વરાડમાં પણ એ આંદોલન મચેલું. વરાડ અભિમાન લે છે કે, ૧૯૦૮ની સાલમાં તેને ગામે ગામ અખાડો નંખાયો હતો અને એ અખાડાઓમાં ગામના તમામ જુવાનો બલધર્મનો મહિમા સમજવાને આવતા. ગામેગામ જુવાનોમાં સ્વદેશીની અને શરીરજમાવટીની ઝંખના જાગી હતી; શસ્ત્રની તાલિમ લેવાની, સ્વાધીનતાના લડવૈયા બનવાની તાલાવેલી પ્રગટી હતી. વરાડના વૃદ્ધો ૧૯૦૮ નો એ જુવાળ જોઇ હર્ષઘેલા બની જતા. પણ પછી ૧૯૦૯ થી એ જુવાળ ઉતરવા માંડ્યો. બ્રિટિશ શાસકોએ દમનનાં ચક્રો ગતિમાં મૂક્યાં. ગામેગામ સરકારના લોખંડી મુક્કાએ અખાડાનો ભુક્કો કરી નાખ્યો. પાણીદાર જુવાનો જેલમાં ગયા. સ્વદેશી, અખાડો, બજરંગ-ઉપાસના, એ બધું બંધ પડી ગયું. ૧૯૧૪સુધી એ સ્થિતિ રહી.

* * * *

૧૯૧૪ની સાલમાં વરાડના પાટનગર અમરાવતીના એક નાના મકાનમાં ત્રણ ચાર જુવાન છોકરા ભેગા થયા. તેમને થયું કે, આજનું બધું દૌર્બલ્ય ખંખેરી નાખવા આપણે કંઇક સંગીન પ્રવૃત્તિ આરંભવીજ જોઇએ. દેશના જુવાનોમાં પ્રાણ આવે, ઢીલી પાટલીએ અને સ્રૈણ ચાલે ચાલવાના મોહમાંથી તેઓ છૂટે, તેઓ દેશદાઝથી સળગતા સશક્ત જોધમલ્લો બને, એ અર્થે અખાડા-પ્રવૃત્તિ એજ સાચી પ્રવૃત્તિ છે એમ તેમને થયું; અને તેમણે વૈદ્યબંધુઓના અગ્રેસરપણા હેઠળ એક ખાનગી અખાડો શરૂ કર્યો.

૧૯૧૪ થી ૧૯૧૭સુધી એ અખાડો ખાનગી રહ્યો. તેમાં થોડા જુવાનો નિયમસર હાજરી આપતા અને શરીર કસવાને માટે કસરત કરતા. અખાડાનો જે મામુલી ખર્ચ આવતો તે, તેનો લાભ લેનારા શ્રીમંત છોકરાઓ તેમની પાસેની વધારાની વસ્તુઓના વેચાણમાંથી પૂરો કરતા. વૈદ્યબંધુઓનો આ અખાડો આ રીતે ચૂપકીથી આગળ વધતો ગયો અને ચાર વર્ષમાં તો અમરાવતીમાં મશહૂર બની ગયો.

* * * *

૧૯૧૭માં વૈદ્યબંધુઓનું જાહેર વ્યાયામમંડળ બન્યું. શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળતરીકે

તેની જાહેર સ્થાપના થઇ. વિદર્ભ દેશના તરુણ વૃન્દોમાં વ્યાયામનો પ્રેમ ઉત્પન્ન કરી તેમને બળવાન, તેજસ્વી અને નિર્ભય બનાવવાનો તેનો ઉદ્દેશ રખાયો. શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળે 'રાજકીય, સામાજિક અગર ધાર્મિક બાબતોમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યક્ષ સંબંધ ન રાખવાની અને જાતિ, ધર્મ, મત, પંથ ઇત્યાદિ ભેદભાવોમાં ન માનવાની' નીતિ નક્કી કરી પોતાનું કામ આરંભ્યું. એને પરિણામે આજ દશ વર્ષમાં આ મંડળ વરાડને ગામડે ગામડે જાણીતું થઇ ચૂક્યું છે. ૧૯૨૭ની આખરસુધીમાં તેની ૧૪૭ શાખાઓ સ્થપાઈ છે અને દિવસે દિવસે એ સંખ્યા વધતી જાય છે. મંડળના સંચાલકોનો નિરધાર વરાડમાં કમમાં કમ પાંચસો વ્યાયામશાળાઓ સ્થાપવાનો છે. આજે આ હનુમાન વ્યાયામપ્રસારક મંડળની વરાડમાં જેટલી શાખાઓ છે, તેમાંની પ્રત્યેક સંસ્થામાં અમરાવતીની મુખ્ય સંસ્થામાં તૈયાર થયેલા વ્યાયામ-શિક્ષક કામ કરી રહ્યા છે. આ બધી સંસ્થાઓમાં મળીને કુલ ચાર હજાર જેટલા જુવાનો હમેશાં વ્યાયામ કરી બલધર્મનો મહિમા ગાઇ રહ્યા છે. આ બધી સંસ્થાઓની માતૃસંસ્થા—અમરાવતી હનુમાન વ્યાયામમંદિરમાં અત્યારે ૬૦૦ વિદ્યાર્થીઓ પ્રતિદિન તાલીમ લઇ રહ્યા છે.

હનુમાન વ્યાયામપ્રસારક મંડળની આટલી વરાડની શાખાઓ ઉપરાંત, વરાડની બહાર પણ તેની શાખાઓ પથરાઈ છે. પૂના, મીરજ, સોલાપુર, જબલપુર, નાગપુર, નાશિક, ત્ર્યંબકેશ્વર, યવતમાળ, અમલનેર, વડોદરા, જંજીરા વગેરે સ્થળોએ તેની શાખાઓ છે; જેની સંખ્યા પચાસ સુધી પહોંચે છે. એ ઉપરાંત જ્યાં ખાસ શાખા ન નંખાઇ હોય, પણ સ્થાનિક શાખાની સાથે અગર બીજી રીતે, આ મંડળમાં તૈયાર થયેલો વ્યાયામશિક્ષક અખાડો ચલાવી રહ્યો હોય એવાં સાઠ જેટલાં સ્થળો છે.

* * * *

હિંદભરમાં વ્યાયામનો વધારે ને વધારે પ્રચાર થઈ શકે તે ઉદ્દેશથી શ્રીહનુમાન વ્યાયમપ્ર-સારક મંડળ તરફથી સને ૧૯૨૪ થી ઉનાળાની રજાઓમાં શારીરિક તાલીમનો વર્ગ ચલાવવામાં આવે છે. એ વર્ગ આ ચાર વર્ષમાં બહુજ લોકપ્રિય નીવડયો છે. સને ૧૯૨૪ માં એ વર્ગમાં ૩૨ વિદ્યાર્થીઓ આવેલા; ૧૯૨૫માં ૫૦, ૧૯૨૬માં ૨૫૦, ૧૯૨૭માં ૪૭૫ અને ૧૯૨૮માં ૫૦૩; એ પ્રમાણે વિદ્યાર્થીસંખ્યા થયેલી. આ વર્ગમાં હિંદુસ્થાનના દરેક ભાગમાંથી વિદ્યાર્થીઓ જાય છે. આ વર્ષે કાઠિયાવાડમાંથી અમરેલીથી ભાઇ ભગવાનજી મહેતા અને રાજકોટથી ભાઇ છોટાલાલ માકડ ગયેલા. તે બન્ને વ્યાયામપ્રેમી બંધુઓ ઉપર આ મંડળની અને તેના આ વર્ગની સરસ છાપ પડી છે. શ્રી. માકડ એક પત્રમાં એક મિત્ર ઉપર લખે છે કે, 'હિંદુસ્થાનના જૂદા જૂદા પ્રાંતોમાંથી આવતા પાંચસો જેટલા ભાઇઓ છાવણીઓ નાખીને લશ્કરી ઢબે દોઢ માસ સુધી સાથે રહે અને દરરોજ ઘડીઆળના કાંટાની નિયમિતતાની સાથે હરિફાઈ કરે એવી નિય-મિતતા અને નિયમબદ્ધતાથી કવાયત કરે એ દૃશ્ય અદ્દ્ભુત બની રહે છે. એકજ ઉદ્દેશથી, એકજ વિચારના અને એકજ વિષયનું સેવન કરનારા પાંચસો હિંદી જુવાનો લશ્કરી ઢબ સાથે વ્યાયામની તાલીમ લે અને સાથે ભારતોદ્ધારનાં સ્વપ્નો સેવે, એ વાતાવરણનો ખ્યાલ શબ્દોમાં હું ન આપી શકું. એ જાતે જોવું જોઇએ અને અનુભવવું જોઇએ....કાઠિયાવાડમાં આવું પવિત્ર અને મર્દાન-ગીભર્યું જીવન જીવતા વ્યાયામપ્રેમીઓની છાવણીઓ નંખાઇ હોય એવો દિવસ ક્યારે આવશે?'

* * * *

આ શારીરિક તાલીમના વર્ગમાં આવનારાઓ માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રખાયો છે. ત્રણ ઉનાળાની રજાઓ આ મંડળની વ્યાયામશાળામાં ગાળી કોઇ પણ ભાઇ સરસ વ્યાયામ-શિક્ષક બની શકે છે. આ સંસ્થામાં પૂર્વ અને પશ્ચિમની બન્ને વ્યાયામપદ્ધતિઓના જૂદા જૂદા ત્રીસ વિષયોનું જ્ઞાન અપાતું હોવાથી, એ શિક્ષક કોઇ પણ અખાડામાં વ્યાયામવિશારદ-તરીકે દીપી નીકળે છે. આ સંસ્થામાં મુખ્યત્વે સ્વરક્ષણની તાલીમ અપાય છે. એ ઉપરાંત તલવાર, લાઠી, ભાલા, લકડી, જમૈયા, પશ, પટ્ટા તેમજ બોકસીંગ, જુજુત્સુ વગેરેનું ખાસ જ્ઞાન આપવામાં આવે છે, એ તેની ખાસ વિશિષ્ટતા છે. આવી તાલીમનું એક વર્ષ પૂરું

કરનારને 'વ્યાયામપ્રવેશ'ની, બે વર્ષ પૂરાં કરનારને 'વ્યાયામપટુ'ની અને ત્રણ વર્ષ પૂરાં કરનારને 'વ્યાયામવિશારદ'ની પદવી અપાય છે. આ શારીરિક તાલીમના ઉનાળાના વર્ગનો ખાસ ઉદ્દેશ વ્યાયામના શિક્ષકો તૈયાર કરવાનો છે અને તેના પહેલાં ચાર વર્ષમાં બારસો ભાઇઓને તે લાભ અપાઈ શક્યો છે. શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળનો આત્મા કોણ છે? મંડળના મૂળ-સ્થાપક વૈદ્યબંધુઓમાંના એક ભાઇ અંબાદાસ પંત વૈદ્ય એ મંડળના આત્મા છે. એમની વય માત્ર ૨૭ વર્ષની છે. જેને આ જમાનાના નમુનેદાર યુવક કહી શકાય તેવા, નિરભિમાની, આદર્શઘેલા, દિવસરાત સંસ્થાની પાછળ તનતોડ પરિશ્રમ કરનારા આ બાંધવને જોઇને કોઇ એમ ન માને કે, તે શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળ જેવી હિંદની અનોખી વ્યાયામસંસ્થાનો આત્મા છે. ભાઇ અંબાદાસ પંતે આ સંસ્થાની પાછળ જીવન અર્પી દીધું છે. તેણે હિંદુસ્થાનના પ્રાંતે પ્રાંતમાં ભમીને, જોવા જેવી વ્યાયામ સંસ્થાઓની મુલાકાત લઇને એ અનુભવ મેળવ્યો છે અને બીજી બાજુ દશ વર્ષસુધી વ્યાયામનો બધી દૃષ્ટિએ શાસ્ત્રીય અભ્યાસ કરી એ વિષયમાં પારંગત બન્યા છે. એ જ્ઞાનસંચય પછી તેમણે વ્યાયામશિક્ષકો માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ યોજ્યો છે અને તે પ્રમાણે સંસ્થામાં શિક્ષણ અપાઇ રહ્યું છે.

× × × × ×

શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળના આત્મા અંબાદાસ પંત વૈદ્યની સાથે નાના મોટા દોઢસો કાર્યકર્તાઓ કામ કરી રહ્યા છે. બધાજ ૧૬ થી ૩૦ વર્ષ વચ્ચેની ઉંમરના, નવલોહીયા, દેશદાઝથી સળગતા જુવાનો છે. બધાની વચ્ચે વર્તતો એકરાગ તાજુબ કરી નાખે તેવો છે. નાના-મોટા, શ્રીમંત-ગરીબ વગેરે કોઇ પણ પ્રકારના ભેદવિના બધાજ ભાઇઓ વ્યાયામમંદિરમાંનું બધુંજ કામ હાથે કરે છે.

આ દોઢસો એકલોહીયા નવજુવાન દેશભક્તો, અંબાદાસ પંત પછી તેના મુખ્ય સહાયકોમાં અમરાવતીના પ્રસિદ્ધ ડૉ. શિવાજી ગણેશ પટવર્ધન, લક્ષ્મણ કોકર્ડેકર, હરિહર દેશપાંડે, ખેડકર, પાટીલ, પેંડકે અને સબકાળ વગેરે આવે છે. ડૉ. પટવર્ધનને માસિક હજાર-દોઢ હજારની તખીબી કમાણી છતાં, તે નિયમિત વ્યાયામશાળામાં હાજરી આપે છે અને તેની વિચારણાઓને દોરે છે. ડૉ. પટવર્ધન તેની કમાણીમાંથી પણ તેની પ્રિય સંસ્થાને સારો હિસ્સો આપે છે. ભાઇ હરિહર વામન દેશપાંડે તિલક વિદ્યાપીઠના સ્નાતક છે અને તે 'ફિઝિકલ કલ્ચર ઇન્ફોર્મેશન બ્યુરો' (શરીરવિકાસની માહિતી પૂરૂં પાડનારૂં ખાતું) અને સંસ્થાનો સંપાદકીય વિભાગ સંભાળે છે; અને શ્રીઅંબાદાસ પંત વૈદ્ય તથા ડૉ. પટવર્ધનના અનેક સહાયકોમાંના હાલ કાઠિયાવાડમાં ભ્રમણ કરી રહેલા ભાઇ લક્ષ્મણ કોકર્ડેકર પણ સંસ્થાનું હરેક કામ સંભાળે છે. ભાઇ હારહર દેશપાંડે અને ભાઈ લક્ષ્મણ કોકર્ડેકરે આ સંસ્થાને જીંદગી અર્પણ કરી છે.

શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળનું તંત્ર તેના કાર્યકારી મંડળના હાથમાં છે. તેના અધ્યક્ષ ત્યાંના લોકપ્રિય ડૉ. પટવર્ધન છે.

આ સંસ્થાના મુખ્ય વ્યાયામમંદિર-શ્રીહનુમાન વ્યાયામમંદિરમાં નાના મોટા કુલ ૬૦ તો અધ્યાપકો છે. આ બધા અધ્યાપકોની ખાસ વિશિષ્ટતા એ છે કે, તેમાંનો દરેક વ્યાયામ-વિદ્યાના એક એક વિભાગનો ખાસ નિષ્ણાત (સ્પેશિયાલિસ્ટ)જ હોય છે. બધાજ અધ્યાપકો કશું વેતન લેતા નથી.

આ સંસ્થા તરફથી બીજી જે પ્રવૃત્તિઓ થઈ રહી છે તેમાં (૧) ફિઝિકલ કલ્ચર ઇન્ફોર્મેશન બ્યુરો, (૨) વ્યાયામ વસ્તુભંડાર, એ મુખ્ય છે. આ સંસ્થાને અમરાવતીની મ્યુનિસિપાલિટિ રૂા. ૪૦૦ ની વાર્ષિક ગ્રાન્ટ આપે છે.

× × × × ×

શ્રીહનુમાન વ્યાયામપ્રસારક મંડળના ભાવનાભક્ત અને ઉત્સાહભર્યા જુવાન ચાલકોને તેમના પરિશ્રમનો આવો સુંદર પરિપાક આવેલો જોઈ, મંડળને માટે એક પ્રમુખ વ્યાયામમંદિર હોવાનો મનોરથ જાગ્યો. તેમણે એ મનોરથને સિદ્ધ કરવા કમર કસી. તેમનું કામ તો ક્યારનુંયે વરાડભરમાં

મશહુર થઇ ગયું હતું, એટલે તેમના વ્યાયામમંદિરના ભંડોળમાં વગરમાગ્યા પૈસા આવવા લાગ્યા. અમરાવતીની મ્યુનિસિપાલિટિએ મકાનભંડોળમાં સાત હજાર રૂપિયાની મદદ આપી, ૧૯૨૬ ની સાલમાં પંદરેક હજારને ખર્ચે ભવ્ય વ્યાયામશાળા તૈયાર થઇ. સાતસો વિદ્યાર્થીઓ સાથે કસરત કરી શકે એટલાં વ્યાયામસાધનો તેમાં વસાવ્યાં અને ૧૯૨૬ના ડિસેમ્બરમાં મહાત્માજી ગૌહતી-મહાસભામાં હાજરી આપવા જતા હતા ત્યારે તેઓશ્રીએ અમરાવતી ઉતરી એ વ્યાયામ-મંદિરને ખુલ્લું મૂકવાની ક્રિયા કરી.

આ વ્યાયામમંદિરની પાછળ તેના સંચાલકોનાં અનેક સ્વપ્નોની સૃષ્ટિ ઉભી છે. આ વ્યાયામમંદિરમાંથી હિંદભરમાં વ્યાયામપ્રવૃત્તિ બનાવવાના, હિંદની પ્રત્યેક ભાષામાં વ્યાયામનું સાહિત્ય પ્રગટ કરવાના, હિંદની યુવકપ્રવૃત્તિની લગામો હાથમાં લેવાના અને વ્યાયામમંદિરને હિંદને માટે વ્યાયામ મહાવિદ્યાલય બનાવવાના તેના સંચાલકોના અભિલાષ છે.

પણ ગયા પહેલાંના મહિનામાં દૈવયોગે તેમના માર્ગમાં એક જબ્બર અંતરાય આવ્યો છે. જુન માસમાં અમરાવતીમાં મેઘરાજાએ દારુણ તોફાન મચાવ્યું. તેમાં તેમના પ્રાણસમા આ વ્યાયામ-મંદિરને પણ ભારે જફા પહોંચી છે. પંદર હજારને ખર્ચે બેજ વર્ષ પહેલાં તૈયાર કરેલા એ મંદિરનો ઉપરનો માળ વરસાદના તોફાને તારાજ કરી નાખ્યો, તેમજ મકાનમાંનાં તમામ વ્યાયામસાહિત્યો અને વ્યાયામગ્રંથોનું સત્યાનાશ વાળી નાખ્યું. મંડળને પંદરથી વીસ હજારનું નુકસાન થયું.

કાઠિયાવાડી નૃપતિઓ અને શ્રીમંતોનો, હિંદુસ્થાનની આવી અજોડ સંસ્થાના પ્રમુખ વ્યાયામ-મંદિરના પુનરુદ્ધાર માટે યથાશક્તિ ફાળો આપવાનો ધર્મ છે.

× × × × ×

હિંદુ મહાસભા પણ આ મંડળપ્રત્યે બહુજ આદર ધરાવે છે. હિંદુ મહાસભા તરફથી હિંદમાં જ્યાં જ્યાં અખાડાઓ સ્થાપવાના હોય ત્યાં ત્યાં આ મંડળના વ્યાયામશિક્ષકોનેજ મોકલવા-માં આવે છે. આજસુધીમાં બંગાળ, મધ્યપ્રાંત, મહારાષ્ટ્ર, બિહાર, સંયુક્ત પ્રાંત, કર્ણાટક, ખાનદેશ વગેરે પ્રાંતોમાં આ મંડળના ભાઇઓ કામ કરી આવ્યા છે અને વરાડની તમામ મ્યુનિસિપલ શાળાઓમાં આ સંસ્થામાં તાલીમ પામેલા ભાઇઓનેજ કસરતશિક્ષક તરીકે લેવામાં આવે છે.

આ મંડળ તરફથી થોડાજ માસ પહેલાં રૂા. દશહજારના ખર્ચે એક છાપખાનું ખરીદવામાં આવ્યું છે. મુદ્રણાલય વસાવવાનો મુખ્ય હેતુ વ્યાયામનું વાઙ્મય પ્રસિદ્ધ કરવાનો છે. મંડળ તરફથી વ્યાયામ સર્વસંગ્રહ પ્રસિદ્ધ કરવાની પણ યોજના છે. તેને અંગે કેટલુંક લખાણ તૈયાર પણ થઇ ગયેલું; પણ ગયા તોફાનમાં વ્યાયામમંદિર તારાજ થયું તેની સાથે એ બહુમૂલ્ય લેખો પણ નાશ પામ્યા. હવે તો વ્યાયામમંદિર ફરી વાર ઉભું કરી, મંડળના સંચાલકો તેમનાં સ્વપ્નોની સિદ્ધિની દિશામાં **पुनश्चहरि ॐ** કરશે.

× × × × ×

વ્યાયામપ્રેમનું આંદોલન આજે હિંદુસ્થાનભરમાં પૂર્ણવેગથી પ્રસરી રહ્યું છે. ઠેરઠેર બજરંગ-ઉપાસનાનો બલધર્મ સ્વીકારનારા જુવાનો નજરે ચઢે છે. સૌરાષ્ટ્ર પણ બજરંગ-ઉપાસનાનો બલધર્મ સમજતો જાય છે. તેના જુવાનોમાં શરીરજમાવટનો શોખ વધતો જાય છે. તેનાં પાટનગરો-માં વ્યાયામમંદિરો ઉઘડી રહ્યાં છે. ભાવનગર, અમરેલી, રાજકોટ, પોરબંદર, ધોરાજી વગેરે શહેરોમાં નિષ્ણાત વ્યાયામપ્રેમીઓ અખાડાઓ ચલાવી રહ્યા છે. બીજાં સ્થળોએ અખાડાની માગણી થઈ રહી છે. આમ સૌરાષ્ટ્રમાં અખાડાવૃત્તિ વિસ્તરતી જાય છે, ત્યારે તેને એક શિસ્ત નીચે લાવવા, બધા અખાડાઓમાં એકજ ધોરણ દાખલ કરવા, સૌરાષ્ટ્રની વ્યાયામપ્રવૃત્તિનું નેતૃત્વ હાથ લેનારી અમરાવતીના આ હનુમાન વ્યાયામપ્રસારક મંડળ જેવી કોઇ મધ્યસ્થ સંસ્થાનો જન્મ નહિ થાય? સૌરાષ્ટ્રના સ્વામી રાવ, માંકડ, ભગવાનજી વગેરે એ જરૂરતનો વિચાર કરે અને આ વ્યાયામમંડળના અહેવાલમાંથી પ્રેરણા લઇ એકાદ મધ્યસ્થ સંસ્થા સ્થાપી સૌરાષ્ટ્રભરમાં વ્યાયામ પ્રચારે એવી આશા સાથે આ પરિચય-લેખ સમાપ્ત થાય છે.

('સૌરાષ્ટ્ર' તા-૧૧-૮-૧૯૨૮ ના અંકમાંથી)

# १०६–पंजाबकेसरी लाला लजपतराय

નિશ્ચેતનોમાં નવચેતના સંચારનારી રણભેરીનું રણગાન પૂરૂં થયું...... પણ એના પ્રેરક સૂરના દિગન્તવ્યાપી પડઘા ગિરિઓ ને ગવ્હરો, અરણ્યો ને વનરાઇઓ, નદીતીરો ને જનપદો મધ્યે હજી આજીજ રહ્યા છે! હજી એ રણભેરી બજે છે! નવચેતનાનો મંત્ર ગુંજે છે! એ રણભેરી અમર છે!

× × × × × ×

હિમાલયના હિમશ્વેત ગૌરીશંકર સમા ઉન્નત ગિરિશૃંગ ઉપર ઉભીને, પચાસ પચાસ વર્ષ સુધી, એકજ સૂરે અવિરામ રણભેરી બજાવનાર એ જોદ્ધો પડયો. નરોમાં નરોત્તમ, પુરુષોમાં પુરુષસિંહ, યોદ્ધાઓમાં યોદ્ધાવર, શહીદોમાં શહીદ–શિરોમણિ નરકેસરી લજપતનો દેહ પડ્યો.

આજથી ત્રેસઠ વર્ષ પૂર્વે પંજાબના એક અજાણ્યા ગામમાં જન્મેલા એ હિંદી પુત્રમાં એવું કયું અદ્દભુત તત્ત્વ હતું કે આજની જુવાન પેઢીનો જ્યારે જન્મ પણ નહોતો થયો તે કાળમાં, સને ૧૯૦૫–'૦૬ના કાળમાં, જ્યારે 'વંદે માતરમ્'નો ઉચ્ચાર એ ભયંકર ગુન્હો ગણાતો અને હિંદી રાષ્ટ્રવાદનાં કિરણો હજી મુંબાઇ–કલકત્તાસમાં નગરોની મોટીમોટી મહેલાતોની અટારીઓનેજ અજવાળતાં હતાં ત્યારે, કાઠિયાવાડનાં નાનાં નાનાં ગામડાંઓમાં ચુસ્ત સનાતની બ્રાહ્મણો પણ પ્રતિદિન પ્રભાતે શિવપૂજાની સાથે આ નરવીરની અને તિલક મહારાજની છબીની અનન્ય ભક્તિભાવપૂર્વક પૂજા કરતા? પંજાબના એ નરે હિંદુસ્તાનના ખૂણેખૂણાના ગામગામડાંમાં વસતા સામાન્ય ગામડીઆઓનાં દિલ ઉપર, આજથી એક આખી પચ્ચીસી પહેલાં એવું કયું કામણ કર્યું હતું કે આ વિદેશી સરકારના વહીવટદારો તેને પકડીને માંડલેના કિલ્લાને માર્ગે લઇ જતા હતા ત્યારે–

'લાલાજી હીરો હિંદુસ્તાનનો, પાપીએ નાખ્યો કેદજી!'

એવી પુણ્યપ્રકોપથી ભભુકતી લોકકવિતામાં લોકહૃદયની પ્રેમલાગણી આવો પારદર્શક આવિર્ભાવ પામતી? દેશને ચરણે જીંદગીની પળેપળ અર્પી દઇ નરસિંહ લજપતરાયે નિજના ચારિત્ર્યબળથી, નિજની નિર્ભયતાથી, નિજના સિંહ–સ્વભાવથી, હિંદની પ્રજાનાં માન આજસુધી કદાચ કોઇ પુરુષે જીત્યાં નથી એવાં જીત્યાં હતાં.

સત્તાવન–અઠ્ઠાવનનો બળવો બુઝાયા પછી સાત વર્ષે, એ બળવા વેળા પ્રગટેલા હિંદના આત્મતત્ત્વના અવતારસમો લજપત, ઇ. સ. ૧૮૬૫માં પંજાબના લુધિયાણા જીલ્લાને ખૂણે જગરાન નામના નાનકડા ગામમા મુનશી રાધાકૃષ્ણ લાલાને ત્યાં જન્મ્યો. ગરીબ પણ જૂના ને ખાનદાન અગ્રવાલ વણિક કુટુંબના એ લાલા રાધાકૃષ્ણ સરકારી હાઇસ્કૂલમાં ઉર્દૂના શિક્ષક હતા અને તેમની ટુંકી કમાણીમાંથી એમનાં પત્ની ઘણીજ ત્રેવડથી સુખપૂર્વક ગુજરાન ચલાવતાં. માતાની એ વ્યવસ્થાશક્તિ, ત્રેવડ અને કુટુંબવાત્સલ્યનાં લજપતરાયે ધરાઇ ધરાઇને વખાણ કરતાં અનેક વખત કહ્યું છે કે 'મોટો થયે મારી આવક જ્યારે હજારોની થઇ ત્યારે પણ એ શરૂઆતની કરકસરવાળી જીંદગીના કરતાં લેશમાત્ર વધુ સુખકર આબાદી અમે જાણી નથી; એટલો મારી માતાનો હાથ એ ટુંકી આવકમાં પણ બરકત ને રસ પૂરતો.'

બાર વર્ષની બાળવયે લજપતે મહર્ષિ દયાનંદનાં પ્રવચનો સાંભળેલાં અને તેમાં ભારતરાષ્ટ્રનો પુનરુદ્ધાર કરવાની પ્રેરણાનું પાન કરેલું. બાળક લજપતને પિતા રાધાકૃષ્ણે પણ એ માર્ગે યોગ્ય ઉત્તેજન આપ્યાજ કર્યું અને પૂરાં પંદર વર્ષનો ન થયો ત્યાં તો પોતાના આ પરાધીન દેશના ઉદ્ધારનાં સ્વપ્નાં સેવતો, દેશોદ્ધારની અનેક યોજનાઓ ઘડતો એ કટ્ટર દેશભક્ત બન્યો.

એકવડા બાંધાના, નબળી તબિયતવાળા એ કુમારનું અભ્યાસજીવન તીવ્ર અને તેજસ્વી બુદ્ધિના ચમકારથી ઝળકતું હતું. સહવિદ્યાર્થીઓમાં સદા મોખરે રહીને લાલાએ અઢાર વર્ષની કોમળ વયે કાયદાની પરીક્ષા પસાર કરીને વકીલાત માંડી.

પણ, 'મારો આ પ્રિય દેશ હિંદુસ્તાન આજ પરાધીન દશામાં છે, એની પ્રજા આજે પતિત છે, એનાપર પરદેશી સત્તાનો પંજો ચોંટેલો છે અને એની સમૃદ્ધિ ને નૂર સતત ચૂસાયે જાય છે', એ દર્દભરી વસ્તુસ્થિતિનું ભાન એના મગજપર સદા ધમકારા કર્યાંજ કરતું હતું.

એટલે અભ્યાસ દરમિયાનજ એણે મહર્ષિ દયાનંદના ઝુંડા નીચે દેશના સૈનિકતરીકે પોતાની ભરતી કરી દીધી. ૧૮૫૭ના ગદરના પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધમાં આકરો પરાજય મળ્યા પછી હિંદી પ્રજા નિરાશ ને ભગ્નહૃદય બની હતી; અંગ્રેજી કારભારીઓની અસર નીચે હિંદુસ્તાનના મનુષ્યત્વનો ધીમે ધીમે પણ સ્થિરગતિએ નાશ થઈ રહ્યો હતો; ખડિયામાં ખાપણ લઇને ભમનાર શૂરા યોદ્ધાઓની અને સ્વાધીનતાના પ્રેમમાં દુનિયામાં કોઇથી ઉતરે નહિ એવા બહાદૂર સ્વાતંત્ર્યપ્રેમીઓની કોમ કારકુનો અને મહેતાઓની કોમ બની રહી હતી. એ જોઇ જેમ દયાનંદ ઉકળી ઉઠ્યો ને એ વિનાશક્રિયાને અટકાવવા કમર કસી; તેમ તેનો અનુયાયી લજપત પણ ઉકળી ઉઠ્યો, ને જો જીંદગીની કુરબાનીથી આ ક્રિયા અટકી પડતી હોય તો તે રીતે પણ તે અટકાવવા કટિબદ્ધ થયો.

લજપતરાયના એ જુવાનીના દિવસોમાં પંજાબમાં આર્યસમાજનું પરિબળ હતું. લડાયક જુસ્સાથી ઉભરાતા આર્યસમાજીઓ દયાનંદના બોધ મુજબ ભારતીય પ્રજાના નવવિધાનના કાર્યમાં એકાગ્ર બન્યા હતા. એ કાર્યની ત્રણ પંજાબી જુવાનોએ સરદારી લીધી. લાલા હંસરાજ, ગુરુદત્ત વિદ્યાર્થી અને લાલા લજપતરાય, આર્યસમાજના આ ત્રણે સરદારો, જેમને પૂરાં વીસ વર્ષ પણ નહોતાં થયાં, જેમના મ્હોં ઉપર મૂછનો દોરો પણ નહોતો ફુટયો એવા ભાવનાભિખ્ખુ જુવાનો હતા. ‘ જુવાન ! જગતનું પુનર્વિધાન કરવાની જુમ્મેદારી તારે શિરે છે; નૂતન જગતનું સર્જન તારે હાથે થવું જોઇએ ’ એ યુગાદેશને લજપત, હંસરાજ અને ગુરુદત્તની ત્રિપુટિએ બરાબર ઝીલ્યો અને પંજાબમાં પ્રથમ સામાજિક અને ધાર્મિક સુધારણાનું કામ હાથ લીધું.

નવયુગના સંદેશવાહક સરખા એ ત્રણે જુવાનોએ, મુડદાઓમાં પ્રાણ પૂરતી, સ્વાધીનતાને માટે શોણિત માગતી એ અજબ પ્રેરણાવંત વાણીના બળે પંજાબીને ખડો કરી દીધો. ત્રણે જુવાનો અભ્યાસ કરતા, વિદ્યાલયમાં મોખરે રહેતા, ભાષણો કરવા ભટકતા, વેદાર્થના વાદવિવાદ કરતા અને આજે લાહોર તો કાલે હીસાર એમ સર્વત્ર ભટકીને આગામી જંગને માટે જનસમુદાયને ઢંઢોળતા. હંસરાજ યોજનાઓ યોજતા, ગુરુદત્ત પ્રેરણા અર્પતો અને લજપતરાય કર્મવીરના વેગથી એ યોજનાઓને સ્થૂલાકાર આપતા. આમ સ્વામી દયાનંદ પછી આર્યસમાજની સંસ્થા અને પ્રવૃત્તિને આ ત્રણે જણે એટલી ચેતનવંત ને પ્રબળ બનાવી મૂકી કે એ સંસ્થાના સર્જનહારતરીકે મહર્ષિ દયાનંદ પછી કોઇનું નામ મૂકી શકાય તો એ ત્રિપુટીનુંજ. પોતાની ભાવનાના રંગ, અંતરનું જોમ, અંગનું ચેતન અને કમાણીનું સઘળું ધન એ પ્રવૃત્તિ પાછળ રેડી રેડીને એ ત્રણે જુવાનોએ પંજાબમાં સામાજિક, ધાર્મિક અને કેળવણીનાં નવસર્જન માંડયાં. એમના અદમ્ય ઉત્સાહ ને અથાક પરિશ્રમે ૧૮૮૬ના જુનની પહેલી તારીખે લાહોરમાં ‘દયાનંદ ઍંગ્લો વૈદિક કૉલેજ’નો પાયો નંખાયો. હિંદી ભાષાનો પ્રચાર કરવો, સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાન ફેલાવવું તથા ઔદ્યોગિક જ્ઞાનપ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવો–એવા ઉદ્દેશથી પંચનદોના મુલકમાં મંડાયેલી આ કૉલેજ તે કાળે તો પંજાબમાં એક અને અદ્વિતીય હતી અને આજે પણ વિદ્યાર્થીસંખ્યા અને શિક્ષણની ઉત્તમતામાં તે સૌથી પહેલી ઉભી છે. લજપત, હંસરાજ ને ગુરુદત્તની ત્રિપુટિએ તો આ કૉલેજ સરકારી શિક્ષણખાતાથી સ્વતંત્ર રહીને રાષ્ટ્રપ્રેમના પાઠ શીખવતા રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરવા કાઢેલી; પણ આ ભાવના પૂર્ણપણે પાર ન ઉતરી. આજે એ કૉલેજ પંજાબ યુનિવર્સિટિ સાથે જોડાયેલી છે; પણ એ છતાં, ત્રણ જુવાનિયાઓ એક કૉલેજ સ્થાપે અને તેના પાયા આવા સુદૃઢ નાખે, એ વસ્તુ તો દુનિયાના ઇતિહાસમાં પણ વિરલ છે. લજપતનું ઘડતર એવાં જબ્બર કામો આરંભી શકે અને પાર ઉતારી શકે એવી અસામાન્ય ધાતુનું હતું.

દરમિયાન પંજાબ યુનિવર્સિટિની કાયદાની પદવી લઇને લજપતરાયે હીસારમાં વકીલાત માંડી દીધી હતી. કુનેહભરી વેધકબુદ્ધિ અને તેજસ્વી વક્તૃત્વશક્તિને પ્રભાવે તેણે પોતાના ધંધામાં સારી પ્રતિષ્ઠા જમાવી અને હીસારના વકીલોમાં અગ્રણીપદ મેળવ્યું; પણ ધંધો કરતાં તેને બીજી ઉચ્ચતર વસ્તુઓની પરવા-લગની વધુ હતી, એટલે સમૃદ્ધિની છોળો ઉડાડતી વકીલાતના ધંધાની મહત્ત્વાકાંક્ષા તજીને તેણે પ્રાંતના સમુદ્ધારના કાર્યમાંજ જીવનશક્તિ ઠાલવવા માંડી. અહીં પણ

તેને અનુકૂળ અને સહૃદયી મિત્રો તથા સહકારીઓ મળી રહ્યા. તેમાં પોતાની આખી જીંદગીની કમાણી શિક્ષણ અને બીજાં ક્ષેત્રોમાં અર્પણ કરી દેનાર દાનવીર પંડિત લજપતરાય તથા 'પંજાબી-પત્ર'ના આદ્યસ્થાપક લાલા જસવંતરાયના પિતા લાલા ચૂડામણિ એ બે મુખ્ય હતા. લાલા ચૂડામણિએ ભટકતા કંગાલો અને કામધંધાવગરના રખડુઓ માટે સ્થાપેલી પંજાબની ઉદ્યોગ-શાળા તો પ્રખ્યાત છે.

આ બધા મિત્રોની સાથે કેવળ પ્રગતિમાન પંજાબનાંજ નહિ, પણ સ્વાધીન ભારતનાં સ્વપ્નાં સેવતા જુવાન લજપતને હવે હીસારનું ક્ષેત્ર સંકુચિત લાગવા માંડ્યું. વળી દયાનંદ કૉલેજ-ની સ્થાપના કર્યાં પછી લજપતરાયનું બધું લક્ષ એ કૉલેજને સુદૃઢ બનાવવા અને વિસ્તારવા તરફ વળ્યું, એટલે તેણે ૧૮૯૨ના પ્રારંભમાં લાહોરમાં જઇ અખાડો નાખ્યો. પોતાની અસામાન્ય બુદ્ધિપ્રતિભા, સંસર્ગમાં આવનારની અંદર ચેતનની ચીનગારી, દેશદાઝ, સરળ અને નિખાલસ સ્વભાવ તથા મોહક વ્યકિતત્વના પ્રભાવે, જુવાન લજપતરાયે જોતજોતામાં લાહોરમાં પોતાને માટે માનવંતું સ્થાન કરી લીધું અને પંજાબની વડી અદાલતના ધારાશાસ્ત્રીઓમાં મોખરે પ્રકાશવા લાગ્યા. લક્ષ્મીદેવીએ તેમનાપર સમૃદ્ધિનાં હાસ્ય વેર્યાં, પણ હમેશાં સાદી રહેણીના ચાહનાર લાલાજી-એ પોતાનું કુટુંબ ગરીબ હતું છતાં, પોતાની વકીલાતની આવકમાંથી ખર્ચજોગી રકમ રાખી બાકીની દયાનંદ કૉલેજના દ્રવ્યકોષમાં ભરવા માંડી; અને એ ઉપરાંત પંજાબનાં અન્ય ગામો અને શહેરોમાં શારદામંદિરો-કુમારો અને કુમારીઓ માટેની શાળાઓ-સ્થાપવા અપાર જહેમત લેવા માંડી. આજે આર્યસમાજ વાર્ષિક દશ લાખ રૂપિયા ખર્ચી સંખ્યાબંધ સંસ્થાઓ ચલાવે છે, જેમાંનો મોટો ભાગ પંજાબમાંજ છે. પંજાબની એ સંસ્થાઓમાંની ઘણીયેની ઇંટો ઉપર લજપતનું નામ અમર અક્ષરે લખાયેલું છે. દલિતોનાં દુઃખ હરવા અને પીડિતોની પીડા હરવામાટે પોતાનો જન્મ છે, એવી પ્રબળ અસ્મિતાની પ્રેરણા નીચે દેશકાર્ય કરી રહેલા લજપતરાયની જુવાનીનો પ્રથમ દશકો આર્યસમાજની પતાકા નીચે આવું રચનાત્મક કાર્ય કરવામાં વ્યતીત થયો અને તેમનું નામ જોતજોતામાં પંજાબભરમાં ગવાવા લાગ્યું.

પણ સ્વાધીનતાની ઝંખના ઝંખતા જુવાન લજપતરાયને આયસમાજનું ક્ષેત્ર હવે સંકુચિત પડ્યું. દિનરાત દેશહિતનું ચિંતન કરતા લજપતરાયને સૂઝ્યું કે, આ બધી પ્રવૃત્તિઓ ઠીક છે. દુષ્કાળપીડિતોને અન્ન આપવું, અનાથોને આશ્રય આપવો, શિક્ષણસંસ્થાઓ સ્થાપવી, સમાજ-સુધારો કરવો, જુવાનોને દેશપ્રેમપ્રેરિત બનાવવા-એ બધું સુકાર્ય છે; પણ જ્યાંસુધી દેશની રગેરગમાં પ્રસરી ગયેલું પરાધીનતાનું ઝેર મારી શકાય નહિ; જ્યાંસુધી હિંદી પ્રજાજનો તેના ઘરમાં ગુલામ મટી માલિક બને નહિ, ત્યાંસુધી ધ્યેય તો દૂરજ રહેશે. ઉંડા અભ્યાસ અને અવલોકન પછી લાલાજીએ અગ્નિના અક્ષરોએ પોતાની જીવનપોથીમાં સિદ્ધાંત લખ્યો કે 'પ્રત્યેક હિંદીએ સૌથી પ્રથમ હિંદની રાજકીય પરાધીનતા મિટાવવા મથવું જોઇએ; રાજકીય પરાધીનતા-ના નાશની સાથે બીજી બધીયે પરાધીનતાઓનો નાશ થશે.' અને આમ લાલાજીએ રાજકીય યોદ્ધાના રણસાજ સજ્યા. તે દિવસથી-વીસમી સદીના આરંભવર્ષના તે દિવસથી તે આ નવે-મ્બર માસની ૧૭મી તારીખના શનિવારે એમણે બ્રિટિશ સામ્રાજ્યની બર્બરતાના પ્રતિનિધિ બ્રિટિશ સિપાઈની લાઠીના મારને પરિણામે છેલ્લી સોડ તાણી ત્યાંસુધી-બ્રિટિશની છાતીને કંપાવતા, હિંદના આત્માની વેદનાને ગરવી વાણીમાં વ્યક્ત કરતા, હિંદની સ્વાધીનતાની ઝંખનાનો ઢંઢેરો પીટતા, સિંહની ત્રાડે ત્રાડતા લાલાજી રાજકીય અને સ્વદેશીય લડવૈયાજ રહ્યા.

જીવનભર સ્વાધીનતાના રણાંગણમાંજ ઝુઝવાનો નિરધાર કર્યાં પછી લજપતરાયે દેશદેશના સ્વાતંત્ર્યવીરોની દોસ્તી કરવા માંડી અને ઇતિહાસની કિતાબોમાં કોઇ સમાનધર્મીની રાહ જોતા પડેલા મૅઝિની અને ગેરીબાલ્ડી, વૉશિંગ્ટન અને લિંકન વગેરે વીરોની મૈત્રી સાધી. લજપતરાયે એમના જીવનની પારાયણ કરી. ખાસ કરીને છેલ્લી શતાબ્દિના ઇટાલિયન શહીદો-મૅઝિની અને ગેરીબાલ્ડીએ એનાપર ભારે અસર કરી અને પોતાના આત્માના અમર રસની શાહીમાં લેખિની બોળીને લજપતરાયે એ બંને વીરોની પ્રેરક જીવનકથાઓ લખી. હિંદી ઇતિહાસમાંથી પણ લજપત-

રાયે 'અમર મહાજનો'નો પરિચય કર્યો અને તેમની પણ બિરદાવલી લખી. એમની લખેલી એ અશોક અને શિવાજી, દયાનંદ અને કૃષ્ણચંદ્રની જીવનકથાઓ આજસુધી પંજાબના જુવાનો વાંચે છે અને અવનવી પ્રેરણા અનુભવે છે.

મૅઝિનીસમી દેશદાઝની જ્વાળાથી પ્રજ્વલિત બનીને, મૅઝિનીના હિંદી અવતારસમા લજપતરાય રાજકીય ક્ષેત્રમાં ઉતર્યા અને ૧૮૮૮ની સાલથી મહાસભામાં ભાગ લેવો શરૂ કર્યો. એ વર્ષની અલાહાબાદની મહાસભા વેળા તેણે સર સૈયદ અહમદને ઉદ્દેશીને લખેલા પત્રો હજીયે મશહૂર છે. એ પત્રોમાં લજપતરાયે સર સૈયદ અહમદની મનોદશાના પલટા ઉપર–રાષ્ટ્રવાદી સર સૈયદ કોમીવાદી સર સૈયદ બન્યા તે પરિવર્તન ઉપર–સખ્ત ફટકા લગાવ્યા છે. લજપતરાયના એ પત્રોથી એ કાળમાં દેશભરમાં સનસનાટી થયેલી. જુવાન લજપતરાયનો અભ્યાસ, તેની કલમની શક્તિ, દેશદાઝ અને સૌથી વિશેષ નિર્ભયતાએ તે કાળના રાજકીય કાર્યકરોના દિલ ઉપર ઊંડી અસર કરી.

આ અરસામાં ૧૮૯૭માં હિંદમાં દુષ્કાળ પડ્યો. લાલાજીએ પોતાના દુષ્કાળપીડિત દેશબાંધવોની વહારઅર્થે જબ્બર રાહતપ્રવૃત્તિ આદરી. ૧૮૯૯–૧૯૦૦માં પડેલા બીજા દુષ્કાળ વેળા પણ એ માનવતાની મૂર્તિએ હિંદુસ્તાનના પ્રાંતોમાં ભમીને ભૂખ્યાંઓની ભૂખ ભાંગી અને વસ્ત્રહીનોને વસ્ત્રો પૂર્યાં. મધ્યપ્રાંત, બંગાળ, રાજપૂતાના વગેરે સ્થળોએ અસંખ્ય હિંદુ અનાથોને લજપતરાયે પોતાની રક્ષા નીચે લીધાં. એ વેળા વિદેશી પાદરીઓ હિંદુ અનાથ બાળકોને ભરમાવી તેમને ઈસાઈ ધર્મમાં વટલાવવાની પ્રવૃત્તિ ચલાવતા જોઈ, લજપતરાયે પાદરીઓની એ વટાળપ્રવૃત્તિની સામે ત્રાડ પાડી અને હજારો હિંદુ બાળકોનો હિંદુત્વનો વારસો કાયમ રાખ્યો. લજપતરાયના ઉગ્ર રાજકીય પ્રચારકાર્યની સાથોસાથ, જનસમૂહના સુખદુઃખમાં હમદર્દીભર્યો ભાગ લેનારી તેમની આ પ્રવૃત્તિએ તેમને પ્રજાના સાચા નાયક બનાવ્યા. લજપતરાય તેમની પાંત્રીસ વર્ષની વયે અખિલ હિંદમાં નામના ધરાવતા નેતાવર બન્યા.

૧૯૦૫ની બનારસ મહાસભામાં પંજાબના એ કેસરીએ સૌથી પહેલી રણગર્જના કરી, જેનાં આંદોલનોએ ઘડીભર બ્રિટિશ સામ્રાજ્યના પાયા ડોલાવ્યા. લૉર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા પછી બરાબર સિત્તેરમે દિવસે લાલાજીએ બનારસની એ મહાસભાની વ્યાસપીઠ ઉપરથી આગામી નૂતન રાષ્ટ્રીય હીલચાલની રૂપરેખા બતાવી. લાલાજી આગામી બળવાના મુખનાદ બન્યા. બંગભંગના એ કારણે બંગાળાની પ્રજા ખળભળી ઉઠી, હિંદુસ્તાનના રાષ્ટ્રીય ઉત્થાનના ઇતિહાસમાં નવો તબક્કો મંડાયો.' હિંદ આમાર, જનની આમાર, ધાત્રી આમાર, આમાર દેશ'ના જયનાદોથી ભારતનું ગગન–અને સાથેસાથે બ્રિટિશ સામ્રાજ્યવાદીઓની છાતી ભેદાઈ રહ્યાં. લાલાજીએ બંગાળની એ બળવાપ્રવૃત્તિના આગેવાનોમાં સ્થાન લીધું. બ્રિટિશ હાકેમના આ કાર્યની સામે, બંગાળમાં બીપીનચંદ્ર પાલે, દક્ષિણમાં તિલક મહારાજે અને પંજાબમાં લાલા લજપતરાયે ઉગ્ર વિરોધની ત્રાડો દીધી અને એની ગર્જનાના પડઘાથી દેશભરની દિશાઓ ગાજી ઉઠી. લાલ, બાલ અને પાલની એ ત્રિપુટીએ આખી હિંદની પ્રજામાં નવચેતન મૂક્યું. એ ચેતનની ફૂંકે હિંદનો જુવાનવર્ગ ખડો થઈ ગયો અને જાણે 'બળવો થશે? ક્રાંતિ થશે? સામ્રાજ્યનો અસ્ત થશે?' એવી ભીતિથી બ્રિટિશ કારભારીઓ ધ્રૂજી રહ્યા. લાલ, બાલ અને પાલની ત્રિપુટિએ નવો ઇતિહાસ રચ્યો, નવી પ્રજા ઘડી, નવું ભારતવર્ષ સર્જ્યું.

સ્વદેશ અને દેશબાંધવો માટેની તેમની આ લાગણીની જ્વાળાઓ જોઈ, તેમની સહૃદયતા ને ફનાગીરીથી મુગ્ધ થઈ, ૧૯૦૫ની મહાસભાએ વિલાયતમાં પ્રચારકાર્ય કરવા માટે ગોપાલકૃષ્ણ ગોખલેની સાથે સર્વાનુમતે તેમની પસંદગી કરી અને ગોખલે ને લજપતરાયનું પ્રતિનિધિમંડળ યૂરોપને પ્રવાસે ઉપડ્યું.

પંજાબનો સિંહ ગોખલેજીની સંગે વિલાયત પહોંચ્યો અને બ્રિટિશ સામ્રાજ્યવાદે હિંદી પ્રજાનું કેવું કચ્ચરઘાણ વાળી નાખ્યું છે, એ પંજાબકેસરીએ તેની જ્વાળાઝરતી વાણીમાં વિલાયતી પ્રજાને સમજાવ્યું. લજપતરાયે સંખ્યાબંધ સભાઓ સમક્ષ ભાષણ કર્યાં ને વિલાયતના

સર્વ પક્ષના અગ્રેસરોના મનપર ઉંડી છાપ પાડી ખબર કરી કે 'હિંદી પ્રજા હવે જાગી છે અને પોતાપરની સામ્રાજ્યવાદની ઝુંસરી ફગાવી દેવા માગે છે.'

ઇગ્લૅંડનો પ્રવાસ પૂરો કરીને લજપતરાય યૂરોપના બીજા દેશોની મુસાફરીએ નીકળ્યા અને પછી અમેરિકાનું નિરીક્ષણ કરવા ઉપડયા. એમણે ત્યાંની શિક્ષણસંસ્થાઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને હિંદમાં શિક્ષણકાર્ય કરતી સંખ્યાબંધ આર્યસમાજી સંસ્થાઓમાં કયી કયી દિશામાં સુધારા-વધારા થઇ શકે તે જોયું. ઉઘાડી આંખોએ બધું જોતા અને સ્વાધીનતાની ધગશથી સળગતા લજપતરાય ઉપર યૂરોપ-અમેરિકાના આ પ્રવાસે ઉંડી અસર મૂકી, તેને નવી દષ્ટિ આપી અને બેવડા ઉત્સાહની ભરતીથી ઉભરાતા હૃદયે લજપતરાય હિંદ આવ્યા.

આ અરસામાં પંજાબમાં સરકારે વધારેલી જમીનમહેસુલ અને નહેરના પાણીના દરસંબંધી સરકારી નીતિની સામે લોકોનો પોકાર ઉઠયો. 'પંજાબી' પત્રની કટારોમાંથી લજપતરાયની લેખિનીએ અંગ્રેજી મહેસુલવહીવટ સામે વજ્રના પ્રહારો કરવા માંડયા. પંજાબના ગોરા કારભારીઓને આ બળવાખોર, બ્રિટિશ સામ્રાજ્યના પાયા હચમચાવતો લાગ્યો; એટલે તેને ઠેકાણે પાડવા પોતાના રાક્ષસી ભાથામાંથી ૧૮૧૮ના રેગ્યુલેશન થ્રી નામનું શસ્ત્ર કાઢયું અને એ કાયદાની રૂએ ૧૯૦૭ના મે મહિનાના એક દિવસે લજપતરાયને પંજાબની સરકારે અચાનક એમના ઘરમાંથી ગુપ્ત રીતે ઉઠાવીને બ્રહ્મદેશમાં માંડલેના કિલ્લામાં પૂર્યા. હિંદમૈયાની સેવા કરવાનો-સ્વદેશપ્રેમ આચરવાનો 'ગુન્હો' કરનાર દેશભક્તોની જીંદગીની મજલદરમિયાન વચમાં માંડલેની તુરંગો આવે છે એ આપણે અત્યારે જાણીએ છીએ; પણ જે કાળે જેલ જવું એ આજની પેઠે લ્હાવ નહોતો ગણાતો તે સમયમાં એ દેશપારી ને કારાવાસને મર્દાનગીથી ભોગવી લઇને તેનો ડર કાઢી નાખનાર લાલાજી પ્રથમ હતા.

લજપતરાયની આ અચાનક દેશપારીથી આખો દેશ ખળભળી ઉઠયો. અખબારોએ, જાહેરસભાઓએ, જાહેર સંસ્થાઓએ, વિદ્યાર્થીમંડળોએ-ચોમેરથી સરકારના આ હીચકારા કૃત્યસામે વિરોધનો મારો ચલાવ્યો. હિંદમાં કોઇ અજબ જાગૃતિ આવી. લજપતરાય થોડા મહિના માંડલેમાં સરકારની મહેમાનગતી ભોગવી પાછા આવ્યા અને 'મારી દેશપારીની કથની' માં એ વીતકની આખી કથા હિંદી પ્રજા પાસે મૂકી. લજપતરાયની ચૈતન્યદાયી લેખિનીએ લખાયેલી એ કથની વાંચી હિંદી પ્રજાએ નવી પ્રેરણા મેળવી; આજેયે હિંદી જુવાન એ પુસ્તકના વાચનથી નવપ્રેરણા મેળવે છે.

દેશને નામે અપૂર્વ ત્યાગ અને અનન્ય તપશ્ચર્યાના કરવૈયા સમરવીર તરીકે, તરુણ હિંદીઓના પૂજાસ્પદ રાષ્ટ્રીય અસ્મિતાના અવતારતરીકે, માંડલેથી પાછા પધારીને લાલાજીએ ફરી એટલીજ ઉગ્રતાથી દેશકાર્યની ધુરા હાથ ધરી અને ૧૯૦૭ ની સુરતની ઐતિહાસિક મહાસભામાં ભાગ લીધો. તિલક મહારાજ, અરવિંદ ઘોષ, ખાપર્ડે વગેરેના જહાલ પક્ષના નેતાવરતરીકે સુરતે એ પંજાબકેસરીનું અદ્‌ભુત સ્વાગત કર્યું અને ત્યાર પછી લજપતરાય, રણમેદાનમાં સાચો રણવીર પહેલી હરોળમાં ઉભે તેમ, દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં મોખરે રહેવા લાગ્યા. હિંદુસ્તાનમાં તિલક—લજપતયુગ બેઠો, તે છેક ૧૯૨૦માં ગાંધીયુગનો આરંભ થયો ત્યારે એ યુગ પૂરો થયો. જો કે લજપતરાય તો ગાંધીયુગમાં પણ તેમના અનેરા પ્રકાશેજ પ્રકાશતા રહ્યા; એ યુગના નવા સૂર્યમંડળમાં પણ તેમનું સ્થાન અવિચળ રહ્યું.

માંડલેના કારાવાસ પછી લાલાજીના જીવનમાં એથીયે વધારે આકરા મહત્ત્વનો એવોજ બીજો પ્રસંગ આવ્યો સને ૧૯૧૪માં. એ વેળા યૂરોપીય મહાયુદ્ધનો આરંભ થયો હતો. લાલાજી અમેરિકાના પ્રવાસે ઉપડ્યા હતા અને પ્રવાસ પૂરો કરી હિંદ પાછા ફરવાની તૈયારી કરતા હતા, એવામાં અચાનક બ્રિટિશ વહીવટદારોએ એ નરસિંહના હાથમાં ફરમાન મૂક્યું:-'યુદ્ધ ચાલે ત્યાંસુધી તમને હિંદમાં પ્રવેશ કરવાની મનાઇ છે.' લાલાજી ક્રાંતિવાદી છે, મોકો મળ્યે ગદરની સરદારી લે તેવા છે, તેની સરદારી નીચે બૉમ્બનાં કારખાનાં ચાલે છે, એવી એવી માન્યતાઓ સરકારી મંડળોમાં પ્રવર્તતી; એટલે વિગ્રહદરમિયાન લાલાજીને હિંદમાં પાછા આવવાની મના થઇ. લાલાજીને ફરજિયાત દેશપારી ભોગવવી પડી. લગભગ આઠ લાંબાં વર્ષોસુધી હિંદુસ્તાનથી બાર

હજાર માઈલ દૂર, કુટુંબપરિવારથી ત્યજાઈને, આર્થિક મુંઝવણમાં, અજાણ્યા જનસમુદાયની વચ્ચે લાલાજીને પૂરાઈ રહેવું પડયું; પણ એ ફરજિયાત દેશનિકાલીના દિવસે દિવસનો ઉપયોગ લાલાજીએ સ્વદેશની સેવાઅર્થે કર્યો. લેખિનીથી અને જીહ્વાથી હિંદની પરાધીન હાલત સંબંધમાં એમણે અમેરિકામાં અને યૂરોપમાં અદ્દભુત પ્રચારકાર્ય કર્યું. આઠ વર્ષના એ અમેરિકાવાસ દરમિયાન લાલાજીએ, હિંદની દુર્દશા પૂરવાર કરતા આંકડાઓ અને હકીકતોથી ભરેલી દશ લાખ વિધવિધ પત્રિકાઓ, પુસ્તિકાઓ ને અખબાર-લેખો પ્રગટ કર્યા, 'યંગ ઇંડિયા'(તરુણ ભારત)નામનું એક પુસ્તક લખ્યું-જે પુસ્તકને હજી છેક ગયા વર્ષ સુધી હિંદમાં લાવવાની મનાઈ હતી—અને હિંદુસ્તાનમાં રહી જેટલું ન થઈ શકે તેટલું હિંદુસ્તાનની બહાર રહીને કરી હિંદી પ્રજાને અને અમેરિકન રાષ્ટ્રને તાજુબ કરી દીધાં.

છતાં પોતાના દેશબંધુઓની વચ્ચે વસવા અને તેમની પ્રત્યક્ષ સેવા ઉઠાવવા તલસતા લાલાજીને એથી સંતોષ નહોતો. સ્વદેશના વિજોગથી એમને અપાર વેદના થતી. મહાયુદ્ધ બંધ થયું, પણ એમના દેશનિકાલની અવધ આવી નહિ. અહીં દેશમાં રૌલેટ કાયદા સામે સત્યાગ્રહ પોકારાયો, પંજાબમાં જલિયાંવાલા બાગની કત્લ થઇ. એ ગોઝારા સપ્તાહના સમાચાર લાલાજીને અમેરિકા પહોંચ્યા અને એ દેશભક્તે મહાત્માજીના 'યંગ ઇંડિયા' પત્રમાં એક પત્ર લખી પોતાની એ વેદના ઠાલવી:-'અત્યારે, જ્યારે મારા દેશબંધુઓ જબ્બર અંતરાયોની સામે મહાન વિગ્રહ આરંભી રહ્યા છે ત્યારે, મારો હિસ્સો પૂરવાને હું હિંદમાં નથી એ વિચારે હું બહુ અકળાઉં છું; હું કોઈ ભારે અપરાધ આચરી રહ્યો હોઉં એમ મને લાગે છે...' આખરે શહેનશાહના ઢંઢેરાએ લાલાજીને માટે પોતાના પ્રિય વતનમાં પાછા ફરવાનું શક્ય બનાવ્યું અને ૧૯૨૦ ના ફેબ્રુઆરી માસની ૨૦ મી તારીખે લાલાજીએ હિંદમાં પગ મૂકયો.

આઠ વર્ષના વિજોગ પછી લાલાજીએ મુંબાઇના કિનારે ઉતરી હિંદ ઉપર પહેલી નજર કરી તો હિંદની સારી શિકલ બદલાઇ ગઈ હતી. નૂતન હિંદ, નૂતન પ્રજા, નૂતન ભાવનાઓ અને મનોરથોની વિરાટ મૂર્તિઓ પ્રગટ થતી જોઇ એ પુરુષવરનો આત્મા પ્રસન્ન બન્યો. હિંદને કિનારે પગ મૂકતાં એણે નવું હિંદ સર્જાતું જોયું; સ્વરાજ્યને માટે અધીરો બનેલો જનસમાજ જોયો; અધિકારો અને હક્કોની અસ્મિતાથી દેદીપ્યમાન નવી પ્રજા જોઇ. જલિયાંવાલા બાગની કત્લની સામે હિંદ અભૂતપૂર્વ રોષથી સળગી રહ્યો હતો, ગાંધીજી અસહકારની—સેતાની સરકારની જડ ઉખેડી નાખવાની—વિપ્લવવાણી ઉચ્ચારી રહ્યા હતા અને એના પડછંદાઓથી હિંદની દિશાઓ ગાજી રહી હતી. આવી વેળાએ લાલાજીસમા જીવનભરના અઠંગ બળવાખોરનું સ્થાન ગાંધીજીની પડખેજ હોય; અને લાલાજીએ એ સ્થાન તત્કાળ લઈ લીધું.

દેશે ૧૯૨૦ની કલકત્તાની ખાસ મહાસભાવેળા લાલાજીને પ્રમુખપદે પધરાવ્યા. લાલજીએ એ માનવંત આસનેથી પંજાબના હત્યાકાંડપરત્વે બ્રિટિશ સરકાર ઉપર માનવતાના દેવાળાનો, શયતાનિયતનો, રાક્ષસીપણાનો, બર્બરતાનો—એમ અનેક આરોપો મૂકયા અને જીવનભર સિંહની ત્રાડે વિદેશી વહીવટદારોની છાતી વિંધનારા એ કેસરીએ સિંહત્રાડ નાખી કે 'જે અમલદારોએ મારા દેશના જુવાનો પાસે નાકલીટીઓ ખેંચાવી છે, જે અમલદારોએ મારા દેશબંધુઓને ફટકા માર્યા છે, જે અમલદારોએ અનેક રીતે હિંદી પ્રજાને અપમાની છે તે અમલદારો સાથે મહોબ્બત કેળવવા હું હરગીઝ તૈયાર નથી. મારા હૃદયમાં કારી જખ્મ થયો છે; હું હતાશ બન્યો છું. અસહકારનો ઝંડો ફરકાવવો એજ અમારે માટે ધર્મ્ય વસ્તુ છે.' ત્યાર પછી નાગપુર મહાસભા થઇ અને હિંદી પ્રજાએ અસહકારનો નિરધાર પોકાર્યો. તે દિવસથી લાલાજી અસહકાર-જંગમાં મહાત્માજીની જમણી ભુજા બન્યા. બંગાળમાં દેશબંધુ ચિત્તરંજન અને પંજાબમાં લજપતરાય એ બંને નેતાવરોએ અસહકારને અજબ જોર આપ્યું.

અસહકાર-જંગના એ દિવસોમાં લાલાજીની અવસ્થા થતી જતી હતી, પંજાબનો એ સિંહ વૃદ્ધ બનતો જતો હતો; પણ તેનું શૌર્ય વૃદ્ધ નહોતું બનતું જતું. શૌર્ય અને સાહસ, નિર્ભયતા અને નિશ્ચયબળમાં તો એ લાલાજી દયાનંદ કૉલેજ સ્થાપનાર જુવાન લજપતજ રહ્યા હતા. જુવાનના ઉત્સાહથી લાલાજી અસહકારના કાળમાં બબ્બે વાર જેલ ગયા અને બીજી જે જે આપદાઓ

ને યાતનાઓ સહેવી પડે તે પ્રસન્નચિત્તે સહી.

અસહકારનો જુવાળ ઉતર્યો; લાલાજી જેલમાંથી પાછા ફર્યા; દેશબંધુએ સ્વરાજ્યપક્ષ સ્થાપ્યો; ધારાસભાઓ સર કરવાનો કાર્યક્રમ યોજ્યો. લાલાજી એ નવા સંગ્રામમાંયે મોખરે રહ્યા. વળી ધારાસભામાં બેઠા પછી, ત્યાં પણ જીંદગીની છેલ્લી ઘડીસુધી લાલાજી સદા દેશહિતાર્થે સિંહની મિસાલે ગર્જ્યાજ છે.

દેશને કાજે જેનું જીવન જીવંત કુરબાની સમું હતું એવા લાલાજીના જીવનનો છેલ્લો પ્રસંગ પણ એ નરસિંહના ઉન્નત મસ્તક ઉપર સાચી શહીદીનો યશમુકટ પહેરાવનારો બની ગયો. આ દેશનું કિસ્મત ઘડવાને માટે દરિયાપારના બ્રિટિશ ટાપુઓમાંથી આવેલા સાત પરદેશીઓના બનેલા 'સાયમન કમિશન'ને તેના લાહોરના આગમન વખતે જાકાર આપવાને પંજાબી પ્રજાનું સરઘસ લાહોર સ્ટેશને ગયેલું. એને મોખરે લાલાજી, માલવીયજી અને બીજા સ્થાનિક વિખ્યાત નેતાઓ હતા. સરકારી પોલિસથી એ સરઘસની પ્રચંડતા અને 'સાયમન પાછો જા'ની ગગનભેદી ગર્જનાઓ ન સાંખી શકાઇ. તેણે માથું ગુમાવીને લાઠી ઉછાળી. લાલાજીના હૃદયભાગ ઉપર લાઠીના પ્રહાર થયા. લાલાજીની પડખે ઉભેલા નેતાઓએ આડા ઘા ઝીલી લાલાજીને ઉગાર્યા; એમ ન થયું હોત તો લાલાજી ત્યાંજ ઢગલો થઇ પડ્યા હોત એમ લાલાજીએ સ્વમુખે ઉચ્ચાર્યું છે. એ પ્રહાર લઇને લાલાજી પાછા ફર્યા ૩૦મી ઑક્ટોબરે અને પછી ૧૭ મી નવેમ્બરે તેમનું હૃદય બંધ પડી ગયું; પંજાબનો સિંહ પોઢી ગયો. લાલાજીના ડૉક્ટરો કહે છે કે, એ લાઠીનાજ હુમલાને પરિણામે લાલાજીનું મૃત્યુ થયું છે. લાલાજીના દોસ્ત દિવાન ચમનલાલ કહે છે કે "લાલાજીએ મને કહ્યું હતું કે તેમનો ઇરાદો મારૂં ખૂન કરવાનો હતો." લાલાજીની સાથે તે વેળા સરઘસના મોખરે ઉભેલા પ્રતિષ્ઠિત પુરુષો પોકારે છે કે, લાલાજી ઉપરનો એ હુમલો જીવલેણ હતો. આ બધાં વચનો એમ પૂરવાર કરે છે કે, લાલાજીનું મૃત્યુ સરકારી પોલિસની લાઠીના ઘાથી નીપજ્યું છે; સાયમન કમિશને લાલાજીનો ભોગ લીધો છે; અર્ધી સદીસુધી બ્રિટિશ વહીવટદારોને હંફાવનાર વીર લાલાજીની આખરે બ્રિટિશ કિન્નાખોરીએ કત્લ કરી છે; અને આગાહી કરવામાં ખોટું ન હોય તો, બ્રિટિશ વહીવટદારો ભલે જાણે કે લાલાજીના ખૂનથી તૃપ્ત થનાર એ શયતાની બ્રિટિશ તત્ત્વની જડ ઉખેડ્યા પછીજ હિંદનો પ્રબુદ્ધ આત્મા નિરાંત અનુભવશે. લાલાજી પોતેજ, એ લાઠીના ઘા પડયા પછી અમર આગાહી કરી જાય છે કે "એ ઘા અમારા આત્મામાં ઉંડો ઉતરી ગયો છે... હું આ સરકારને ચેતાવવા માગું છું કે, આ દેશમાં રક્તપાતભરી રાજ્યક્રાન્તિ થાય તો એવો દિવસ લાવવાની જવાબદારી આજના જેવું વર્તન કરનારા તેના યૂરોપીયન અમલદારોને શિર રહેશે... સરકાર અને તેના અમલદારો આજની રીતેજ વર્તવા માગતા હોય તો અમારા જુવાનોને અમારો કાબુ ફેંકી દેતા અને તેમના સ્વદેશની સ્વાધીનતા સર કરવા મરજી મુજબનો માર્ગ લેતા જોઇને હું તાજુબ નહિ થાઉં... એ દિવસ જોવાને હું જીવતો હોઇશ કે નહિ તે હું નથી જાણતો; પણ હું જીવતો હોઉં કે ન હોઉં તોયે સરકાર મારા દેશના જુવાનોને તે માર્ગ લેવાની ફરજ પાડશે તો તો મારો આત્મા અંતરિક્ષમાંથી તેમના એ યુદ્ધમાં વિજય મળો એવી આશિષો વર્ષાવશે."

રાજકીય રણાંગણમાં સદા શહીદનાં સાહસ, શૌર્ય, આવેશ અને નિર્ભયતાથી ઝઝૂમનાર લાલાજીના જીવનની બીજી બાજુએ પણ એટલીજ જ્વલંત છે. દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં-વિઘાતક ને વિધાયક એવી સર્વ પ્રવૃત્તિઓમાં-એ નરવીર સદા અગ્રેસર હતો. એ રાજકીય લડવૈયો, શિક્ષણશાસ્ત્રી, ઇતિહાસકાર, સમાજસુધારક, દલિતોદ્ધારક, અખબારનવેશ-અને શું શું ન હતો? એ નરપુંગવનું જીવન સંપૂર્ણ હતું-એનું હૃદય યોદ્ધાનું અને એનો આત્મા સંતનો હતો. એની લેખિની તલવારસમી હતી અને જીહ્વા જ્વાળાનાં તત્ત્વોની બનેલી હતી. દેશને કાજે ભોગ ધરવાની એની શક્તિ અજોડ હતી. એણે આજ દિવસસુધીમાં હિંદી સરકારે અંત્યજોના ઉદ્ધારને માટે નથી કર્યું એટલું એકલે હાથે કર્યું છે. એણે એનું દેશકાર્ય એના મૃત્યુ પછીયે અવિરત ચાલુ રહે એટલા માટે ગોખલેજીની હિંદસેવકસમાજ જેવી 'હિંદ-લોકસેવક-સમાજ' સ્થાપી;

દો પંખ હૈ, જિનકે સહારે કવિ ઉડતા-ઉડતા ઈતને દૂર ચલા જાતા હૈ કિ સ્વર્ગ કી સારી સંપદા કો વહ હેય સમઝને લગતા હૈ. ઉસ સમય વહ અપની આત્મા કે અનંત મેં અપની સૃષ્ટિ પાતા હૈ, ઔર ઉસ નવીન સૃષ્ટિ મેં વહ જીવન ઔર મૃત્યુ, દોનોં સે હી ઉંચા ઉઠ જાતા હૈ. અંગ્રેજી-સાહિત્ય મેં ભી શેલી, કિટ્સ, વ્હિટ્મૈન તથા ઇમરસન કી વાણી મેં જો અમરત્વ હૈ, ઉસકા મુખ્ય કારણ યહી હૈ કિ ઇન કવિયોં કી કલ્પના ચિંતન એવં સાધના સે પ્રસૂત એવં પરિષ્કૃત હૈ. કલ્પના કો ઉચ્છૃંખલ હોને સે ચિંતન બચાતા હૈ, ઔર સાધના ઉસકો પરિમાર્જિત એવં સંસ્કૃત બનાતી હૈ. કલ્પના મેં ચિંતન ઔર સાધના કા યહી સ્થાન હૈ. ચિંતન મસ્તિષ્ક કો જાગ્રત કરતા હૈ, ઔર સાધના કે દ્વારા ભાવના તીવ્ર હોતી હૈ.

અબ પ્રશ્ન યહ ઉઠતા હૈ કિ ચિંતન, ભાવના ઔર કલ્પના કે તીન વિભિન્ન ક્ષેત્ર હોતે હુએ ભી કયા કારણ હૈ કિ વે એક હી વ્યક્તિ-વિશેષ મેં આ મિલતે હૈં? કવિ કે અંતર્જગત કી કૌન-સી પરિસ્થિતિ હૈ, જિસકે દ્વારા પ્રેરિત હો કર વહ કલ્પના કા સમ્રાટ્ હોતે હુએ ભી ભાવના ઔર ચિંતન કી ઉપેક્ષા કરતા હૈ? કયોં ભાવના ઔર ચિંતન કે વિના કલ્પના પંખ-કટે પક્ષી કી ભાંતિ, જિહ્વા-વિહીન કોકિલા કી તરહ, પત્તિયોં કે વિના લતા કી ભાંતિ લંગડી દીખતી હૈ! સંસાર મેં એક હી ઐસી ચીજ હૈ, જિસમેં સ્વર્ગીય સુધા ઔર સૌંદર્ય કા પ્રચ્છન્ન મહોદધિ હૈ. વહી એક પદાર્થ હૈ, જિસકે દ્વારા ધરા વસુંધરા કહલાતી હૈ, સંસાર મેં મધુરતા ઔર સરસતા દીખતી હૈ ઔર જિસકે દ્વારા જીવન ધારણ કરતે રહને કી અભિલાષા બની રહતી હૈ—વહ હૈ પ્રેમ! પ્રેમ સંગીતમય જીવન કી એક ગહરી ચલતી ધારા હૈ, જિસમેં અવગાહન કરનેવાલે કો દિવ્ય માધુર્ય કે અતિરિક્ત ઔર કહીં કુછ નહીં દિખાઇ પડતા. ઇસકી રમ્યસ્થલી કા પુષ્પ હૈ શૃંગાર, જો વિપ્રલંભ મેં ખિલ ઉઠતા હૈ. સંયોગ-શૃંગાર મેં ભાવ-શાંતિ પ્રાપ્ત હોતી હૈ ઔર વિપ્રલંભ મેં ભાવતીવ્રતા! સંભોગ સે હૃદય કી અભિલાષાએં, લાલસાએં તથા આશાએં નિર્વાણોન્મુખ હો જાતી હૈં; અનંત કા સાંત મેં પર્યવસાન હો જાતા હૈ. સંયોગ-શૃંગાર મેં પ્રેમ વ્યક્તિબદ્ધ હો જાતા હૈ, એકોન્મુખ હો જાતા હૈ, સંકુચિત હો જાતા હૈ; પ્રકૃતિ કે નાના રૂપોં મેં પ્રેમ કી વ્યાપકતા કા ધ્યાન હમેં નહીં રહતા ઔર હમારી વૃત્તિયોં તીવ્ર ન હો કર શાંત હો જાતી હૈં.

જબ હમ અપને પ્રિય કે બિછોહ મેં ઉસસે દૂર હો જાતે હૈં, તબ હમારી સભી રાગાત્મિકા વૃત્તિયોં જગ જાતી હૈં. હમારે ભીતર એક પ્રકાર કી ક્રાંતિ મચ જાતી હૈ. અપને સભી કર્મોં મેં, સૃષ્ટિ કે સારે વ્યાપારોં મેં, પ્રકૃતિ કે નિખિલ વિલાસ મેં હમ પ્રણય કી દિવ્ય જ્યોતિ કા અવલોકન કરતે હૈં. હમારી આંખોં કે ચારોં ઓર પ્રેમ-હી-પ્રેમ દૃષ્ટિગોચર હોતા હૈ. હમારે ભીતર મિલન કી જો 'ઉત્સુકતા' હોતી હૈ, વહી હમારી વૃત્તિયોં કો અનુરાગ કે લાલ રંગ મેં રંગ દેતી હૈ; જિસસે હમ જો કુછ સુનતે હૈં, સભી પ્રેમી કા સંદેશા લાનેવાલા બન જાતા હૈ; ઔર હમ જો કુછ દેખતે હૈં, વહી હમારે પ્રેમી કે રંગ મેં, ઉસીકા પ્રતિરૂપ બન કર હમારી આંખોં કો ચંચલ બના દેતા હૈ. તાત્પર્ય યહ કિ સંયોગ મેં જિન-જિન ભાવનાઓં કા ઉપશમન હો જાતા હૈ, ઉન્હીં-ઉન્હીં ભાવનાઓં કા વિપ્રલંભાવસ્થા મેં તીવ્રીકરણ ઔર ઉત્તેજન હોતા હૈ. બિછોહ મેં હમારે હૃદય કો એક પ્રકાર કી ઠેસ લગતી હૈ; એક ટીસ ઉઠતી હૈ ઔર ફફોલા ફૂટ બહતા હૈ. યહી ટીસ યા ઠેસ હમારે અંતર્જીવન કી પૂર્ણ અભિવ્યક્તિ હૈ, ઔર યહી હૈ કાવ્ય કા યથાર્થ વિષય. 'કાવ્ય કા વિષય' સે હમારા અભિપ્રાય કિસી પ્રકાર કા પ્રતિબંધ ખડા કરને કા નહી હૈ; ઔર ન કાવ્ય કે સુવિસ્તૃત ક્ષેત્ર કો સંકુચિત કરને કા. ઇસ કથન સે હમારા તાત્પર્ય કેવલ ઇતના હી હૈ કિ સંયોગ-શૃંગાર કી અપેક્ષા વિપ્રલંભ-શૃંગાર મેં હમારી રાગાત્મિકા વૃત્તિયોં કે લીન હોને કા અધિક ઉપકરણ પ્રાપ્ત હોતા હૈ. કરુણરસ મેં હમારા હૃદય ઔર રસોં કી અપેક્ષા અત્યંત શીઘ્ર હી ઓતપ્રોત હો જાતા હૈ, ઔર ઇસકા પ્રાબલ્ય હમારે હૃદય પર ઔર રસોં કી અપેક્ષા અધિક દેર તક રહતા હૈ. હમારે ઇસ કથન કી પુષ્ટિ ભવભૂતિ કે

**एको रसः करुण एव निमित्तभेदात्, भिन्नः पृथक् पृथगिवाश्रयते विवर्तान् ॥**

અથવા શૈલી કે "હમારે સબસે મધુર કાવ્યોં કરુણારસિક વિચાર હી દર્શાનેવાલે હૈ" આદિ કથનોં સે હોતી હૈ. આદિકવિ મહર્ષિ વાલ્મીકિ કે કાવ્ય-કાલ સે કવીંદ્ર રવીંદ્ર કે કાવ્ય-કાલ તક જિન જિન કવિયોં કી વાણી મેં હમેં અમરત્વ કા રસ મિલતા હૈ, સભી કી કૃતિયોં મેં, મૂલ સૂત્રરૂપ સે હમ ઇસ એક રહસ્ય કા ઉદ્‌ઘાટન કરતે હૈં કિ વે હી કવિ અમર હો ગએ, જિનકે જીવન મેં કભી-ન-કભી ટીસ ઉઠી થી, ઔર જિન્હોંને જીવન કી અભિવ્યક્તિ કે સૂક્ષ્મ વિશ્લેષણ મેં કરુણ-રસ કા સહારા લિયા થા!

દો પહર કા સમય થા. બ્રહ્મર્ષિ વાલ્મીકિ મધ્યાહ્નિક સંધ્યા કરને કો તમસા-તટ પર ખડે થે. વહાં ઉન્હોંને ક્રૌંચ કે એક જોડે કો દેખા. વ્યાધ ને ઉસ જોડે મેં સે કામમોહિત એક ક્રૌંચ કો માર ડાલા. ઋષિ કે હૃદય મેં કરુણા કા સમુદ્ર ઉમડ પડા. અકસ્માત્ વાણી ફૂટ પડી, સહસા અનુષ્ટુપ છંદ મેં ઉનકે હૃદય કી ધારા બહ ચલીઃ-

**मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः। यत्क्रौञ्चमिथुनादेकमवधीःकाममोहितम् ॥**

હમ કાવ્ય મેં ઇસીકો અમરત્વ કહતે હૈં. આદિકવિ કી ઇસ વાણી મેં 'નૂતનચ્છંદસ્તમવતાર' હી નહીં હૈ, ભાવના કી પૂર્ણ અભિવ્યક્તિ કે અર્થ ઉપયુક્ત સાધન ભી હૈ. ઇસી મનોવેગ ને રામાયણ-જૈસે મહાકાવ્ય કા પ્રજનન કિયા. ઋષિ કે હૃદય મેં ઠેસ લગી, દિલ કા દરિયા ઉમડ પડા, કરુણા કા જલ કવિ કે હૃદય મેં હલચલ મચાને લગા. કવિતા કી રચના મેં અંતરતલ કી ઇસ નિગૂઢ પ્રેરણા કા હી નામ અમરત્વ હૈ. કવિ કા સામ્રાજ્ય હૃદય હૈ, મસ્તિષ્ક નહીં; ઉસકા નંદન-વન કલ્પના એવં મનોવેગ હૈ, બુદ્ધિ નહીં; કવિ તન્મયતા કા ઉપાસક હોતા હૈ, જિગીષા કા નહીં; કવિ અવતાર લેતા હૈ, બનાયા નહીં જાતા; કાવ્ય કી પ્રવૃત્તિયોં જો ઉસકે હૃદય કે અનુભૂતિ-ખંડ મેં પ્રચ્છન્ન ભાવ સે વિદ્યમાન રહતી હૈં, વે અનુકૂલ કાલ, ઘટના એવં પરિસ્થિતિ પા કર જાગ જાતી હૈં, ઉનકા સ્ફુરણ હો જાતા હૈ ઔર તાદાત્મ્ય કી સંગીત લહરિ મેં વે અલાપ ઉઠતી હૈં!

વૈદિક યુગ કે મહર્ષિયોં મેં ભી ઈસી સત્ય કા પ્રસાર મિલતા હૈ. ધ્યાન ઔર ધારણા કે અનંતર જબ વે સમાધિ મેં પ્રવિષ્ટ હોતે થે, ઔર અપને ઉપાસ્ય દેવ કે સાક્ષાત્કારદ્વારા સંસાર કે અણુ-અણુ મેં બ્રહ્મ કી સત્તા કા વિકાસ દેખતે થે, તબ આત્મા કા પરમાત્મા મેં લય હો જાતા થા, એક મેં અનેક કા ઔર અનેક મેં એક કા બિંબ-પ્રતિબિંબ આભાસ હોને લગતા થા, જ્ઞાતા ઔર જ્ઞેય મેં કોઇ અંતર નહીં રહ જાતા થા. પરંતુ ધીરે-ધીરે સમાધિ ટૂટને લગતી થી, ઉપાસ્ય દેવ કે સમીપ કી ભાવના ધીરે-ધીરે હટને લગતી થી ઔર ઋષિયોં કે અંતરતલ સે કરુણ વિનય નિકલ કર ગગન-ભેદન કરને લગતા થા—

**यच्चिद्धि ते विशो यथा प्रदेव वरुण व्रतम्, मिनीमसि द्यवि द्यवि।**

**मा नो वधाय हत्नवे जिहीळानस्य रीरधः मा हृणानस्य मन्यवे॥**

વરુણ કા સ્થાન વૈદિક યુગ કે દેવતોં મેં સબસે ઉંચા હૈ. પ્રજાપતિ બ્રહ્મા કી ઉપાસના ભી ઋષિ-મહર્ષિયોં મેં પ્રચલિત થી. "**कस्मै देवाय हविषा विधेम ?**" મેં વિક્ષુબ્ધ આતુર હૃદય કી કોમલ એવં કરુણ પુકાર કે અતિરિક્ત સચ્ચી લગન એવં મિલન કી તીવ્ર ઉત્સુકતા ભી હૈ. કાવ્ય મેં યહી અમરત્વ હૈ.

ઉલ્લાસ ઔર વિષાદ, દોનોં કાવ્ય કે વિષય હો સકતે હૈં. ઉલ્લાસ મેં કવિ ઉપર ઉડતા હૈ, ઔર વિષાદ મેં અપને ભીતર હી ડૂબતા હૈ. ઉલ્લાસ મેં વહ સમીર-સા સ્વચ્છંદ હો જાતા હૈ, કામના કી તરહ ઉસકી કલ્પના પરમ મધુર હો જાતી હૈ ઔર ઉસકે મનોવેગ મેં તીવ્ર ચપલતા કેલિ કરને લગતી હૈ. વહ પ્રકૃતિ કે નાના રૂપોં મેં આનંદ તથા હર્ષ કી હી માત્રા પાતા હૈ. ઉસકે સમ્મુખ પ્રકાશ-હી-પ્રકાશ રહ જાતા હૈ. વિષાદ કી દશા મેં હમ અપને હી ભીતર ડૂબ જાતે હૈં. હૃદય મેં એક પ્રકાર કી ઘોર ક્રાંતિ મચ જાતી હૈ. હમારા મન તનિક ભી બાહર નહીં લગતા. હમ 'પીર' સે વ્યાકુલ હો જાતે હૈં, વ્યથા સે વિહ્વળ હો જાતે હૈં, ઔર ઇસી અવસ્થા

મેં હમેં અપની વ્યથા-કથા દૂસરોં પર પ્રકટ કર હૃદય કો હલકા કર લેને કી ઇચ્છા સ્ફૂરિત હોતી હૈ. વિષાદ સે આક્રાંત હૃદય કીં કરુણ અભિવ્યક્તિ મેં હી અમર કાવ્ય કા બીજ સન્નિહિત હૈ.

અબ યહાં પર યહ જાન લેના પરમાવશ્યક હૈ કિ ક્યા કારણ હૈ જો શૃંગાર, બીભત્સ, વીર આદિ રસોં કી અપેક્ષા કરુણ કા પ્રભાવ હમારે હૃદય પર શીઘ્ર હી પડ જાતા હૈ, ઔર સભી રસોં કી અપેક્ષા યહ દેર તક ઠહરતા હૈ? યહ મનોવિજ્ઞાન કા પ્રશ્ન હૈ. સચ તો યહ હૈ કિ સંસાર મેં હમ સુખ કી અપેક્ષા દુઃખ કા અનુભવ અધિક કરતે હૈં. ઈશ્વર ને હી સંસાર મેં સુખ કી અપેક્ષા દુઃખ અધિક બનાયા-યહ કહના સર્વથા અનુચિત તથા અવિશ્વસનીય હૈ. બાત ઐસી હૈ કિ બહુધા હમ સુખ સે રહતે હુએ ભી અપને કો દુઃખાવૃત માનતે હૈં; પરંતુ ઐસા કભી-કભી હી હોતા હોગા કિ દુઃખ મેં રહતે હુએ ભી હમ અપને કો સુખમય માનેં. દુઃખ ઔર સુખ સાપેક્ષિક અથ-ચ પ્રતિદ્વંદ્વી ભાવ હૈં. સુખ ઔર દુઃખ રાત-દિન કી ભાંતિ એકદૂસરે કે વિપરીત ભાવ હૈં. બાહ્ય ઉપકરણોં કા હમારી ચિત્ત-વૃત્તિઓં પર જો પ્રભાવ પડતા હૈ, વહ કિસી-ન-કિસી રૂપ મેં પ્રકટ હોતા હૈ. ઇસી પ્રકટીકરણ કા નામ સુખ-દુઃખ હૈ. સુખ-દુઃખ, દોનોં ક્ષોભ ઉત્પન્ન કરનેવાલે હૈં, શાંતિ-ભંગ કરનેવાલે હૈં. યહી કારણ હૈ કિ દુઃખ કી અવસ્થા મેં દુઃખ સહ લેના તો સ્વાભાવિક હી હૈ; પરંતુ સુખ કી અવસ્થા મેં ભી પ્રાયઃ હમારા જીવન દુઃખમય હી પ્રતીત હોતા હૈ. જિસ અવસ્થા મેં હમ રહતે હૈં, ઉસી અવસ્થા મેં દૂસરે કો દેખકર હમેં આશ્વાસન મિલતા હૈ, વિશેષતઃ દુઃખ કી દશા મેં. કરુણ-રસ માનવવ્યાપાર કી સબસે અધિક પ્રવૃત્તિયોં કા અભિષિંચન એવં અનુશાસન કરતા હૈ. હમારી વૃત્તિયોં કો ભિગો રખને મેં કરુણ કા હાથ બહુત અધિક હૈ. હમ દુઃખ સે ઘિરે હુએ હૈં, હમારે ભીતર કરુણા કી ધારા બહા કરતી હૈ ઔર ઇસીકી અભિવ્યક્તિ હમ સર્વત્ર દેખના ચાહતે હૈં. ક્ષણિક મિલન કે અનંતર વિયોગ કી જો અપાર વેદના હૈ, અધરોં પર ક્ષણિક મુસકાન મેં જો અસીમ વિષાદ છિપા હુઆ હૈ, જીવન કે વિલાસ અથ-ચ વૈભવ કી તહ મેં મૃત્યુ કી જો ક્રીડાએં વર્તમાન હૈં, વહી કાવ્ય કા વિષય હૈ. વહ હૃદય કી સચ્ચી અભિવ્યક્તિ હૈ, વહ કરુણા કા નિર્ઝર હૈ! ઋગ્વેદ મેં ઉલ્લાસ એવં વિષાદ, દોનોં કી વ્યંજના હૈ. અનાદિ-કાલ સે હી ઉલ્લાસ તથા વિષાદ, દોનોં કાવ્ય કે વિષય માને ગએ હૈં. ઋગ્વેદ કે ઉષાછંદોં મેં તો ઉલ્લાસ એવં ઉમંગ ઇતની અધિક માત્રા મેં વિદ્યમાન હૈં કિ હમારી 'રોમેંટિક પોએટ્રી' ઉસકી છાયા-માત્ર પ્રતીત હોતી હૈં; વહ સજીવતા ઔર સરસતા ઇસમેં હૈ હી કહાં?

ઇસ સંસાર મેં યોગ્યતમ કો હી વિજયશ્રી મિલતી હૈ-અર્થાત્ જીવનધારણ કી પ્રતિદ્વંદ્વિતા ઔર ઉસમેં યોગ્યતમ કા વિજયી હોના યહ નિયમ ચાર્લ્સ ડાર્વિન ને પહલેપહલ ખોજ નિકાલા થા, યદ્યપિ અનાદિ-કાલ સે યહ વિશ્વ કે સભી પ્રાણિયોં મેં વ્યાપ્ત થા. વિજ્ઞાન મેં હી નહીં, કલા મેં ભી યહ વ્યવહૃત હૈ. હાં, ઇસમેં કોઇ સંદેહ નહીં કિ વિજ્ઞાન મેં જો યોગ્યતમ હૈ, વહ કલા મેં નહીં; ઔર જો કલા મેં હૈ, વહ વિજ્ઞાન મેં નહીં. હિમાલય ઔર ગંગા કો દેખ કર એક વૈજ્ઞાનિક પર્વત કી ઉંચાઈ ઔર નદી કી ગહરાઇ તથા પથ્થર કે ભેદ ઔર જલ કે રંગ કે 'વિશ્લેષણ' મેં લગ જાયગા; પરંતુ એક કલાવિદ્, એક કવિ હિમાલય કી ગગનચુંબી શિખરમાલાઓં કો દેખ ઉલ્લાસ સે ભર જાયગા, ઔર ઉસમેં ઈશ્વર કી મહત્તા કા અનુભવ કરેગા. ગંગા કો દેખ વહ અપને અહંભાવ કો ઉસમેં નિમજ્જિત કર દેગા, ઉસમેં માતૃમૂર્તિ દેખ ગદ્ગદ હો જાયગા. વિજ્ઞાન કા મૂલ હૈ વિશ્લેષણ, કિસી ચીજ કા અલગ-અલગ કર કે દેખના ઔર ઉસકે ભૌતિક રહસ્ય કો સમઝના. જિગીષા વૈજ્ઞાનિક કી સ્વાભાવિક વૃત્તિ હૈ; પરંતુ કલાવિદ્ કી પ્રવૃત્તિ સંશ્લેષણ કી ઓર હોતી હૈ-કિસી ચીજ કો પૂર્ણરૂપાત્મક દૃષ્ટિ સે દેખના ઔર ઉસકે સૌંદર્ય પર મુગ્ધ હો જાના, ઉસકે વૈભવ દેખ વિસ્મય એવં ઉમંગ સે ઉલ્લસિત હો ઉઠના હી સંશ્લેષણ હૈ. તાદાત્મ્ય કવિતા કા પ્રાણ હૈ. ઉપનિષદોં મેં હમારે હૃદય કી સભી વૃત્તિયોં કે પૂર્ણ રૂપ સે લીન હો જાને કા કૌન-સા ઉપાદાન હૈ? ઉપનિષદોં મેં દાર્શનિકતા લબાલબ ભરી હૈ, જો હમારે બુદ્ધિ-તત્ત્વ કો જાગ્રત એવં ઉદ્બોધિત કરતી હૈ. અખિલ લોક કે ચક્ષુસ્વરૂપ સૂર્ય કી પ્રભા કે સમાન,

વાયુ કી વિશ્વવ્યાપકતા કે સમાન હમેં બ્રહ્મ કી વ્યાપકતા કા આભાસ પાને કો ઉપનિષદોં ને હમેં અવશ્ય ઇંગિત કિયા હૈ; પરંતુ સાથ હી સાથ યહ ભી કહ દિયા કિ **शरवत्तन्मयो भवेत्।** અદ્વૈતવાદ ચિંતન કી પરાકાષ્ઠા દ્વારા હી પ્રાપ્ત હો સકતા હૈ. ઉસમેં હમારી વૃત્તિયોં કો અનુરંજિત એવં પ્રસૃત કરને કી ક્ષમતા નહીં. ધારણા કી પૂર્ણ યોજના હી અદ્વૈતાવાદ કી સીઢી હૈ. કુછ દેર કે લિયે ભલે હી હમ સર્વાત્મભાવ સે આત્મા ઔર પરમાત્મા કી એકત્વ–ભાવના કા અપને હૃદય કે અનુભૂતિ–ખંડ મેં આવાહન કર સકેં; પરંતુ ખાતે–પીતે, સોતે–જાગતે, ઉઠતેબૈઠતે–અર્થાત્ જીવન કી પ્રત્યેક ક્રિયા મેં, આનંદ કી પુટ દેને કે લિયે દ્વૈત–ભાવ લે કર હી ચલના પડેગા. વિદ્યા ઔર વિનય સે સંપન્ન બ્રાહ્મણ, ગૌ, હસ્તી, કુત્તે ઔર શ્વપચ મેં સમાન રૂપ સે વિશ્વાત્મા કા નિવાસ હૈ–ઇસ ધારણા મેં પૂર્ણ વિશ્વાસ કે લિયે જરા કઠિનતા કા સામના કરના પડેગા; પરંતુ—

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्। यत्तपस्यसि कान्तेय तत्कुरुष्व मदर्पणम्॥**
**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु। मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः॥**

આદિ ભગવદ્વચનોં મેં હમારે હૃદય કી જિજ્ઞાસા–વૃત્તિ તુષ્ટ હો જાતી હૈ; હમ જાન જાતે હૈં કિ વિશ્વ કા મંગલ ભગવાન કા મુખ્ય કર્મ હૈ. શિવ, કલ્યાણ કા અવતાર ભગવાન કા પ્રધાન સ્વરૂપ હૈ. વહ હમારે સભી કર્મોં કા પ્રસાર એવં પરિષ્કાર, સંવર્દ્ધન એવં અનુશાસન કિયા કરતા હૈ. ઉપનિષદોં મેં ઐસે વાક્ય અધિક હૈં, જિનમેં દ્વૈત–ભાવ કો લે કર હમારે ઔર પરમેશ્વર કે બીચ મધુર સંબંધ કા સૂક્ષ્મ વિવેચન હૈ. વિશ્વ કે કોલાહલ સે હમારે પ્રાણ ઇતને ઉબ–સે જાતે હૈં કિ હમેં શાંતિ ઔર શીતલતા કી અપેક્ષા હોતી હૈ. પ્રેમ કે બાહર શાંતિ એવં શીતલતા હૈ હી કહાં? ઈસી મધુર પ્રેમ કા વર્ણન ઉપનિષદોં મેં ભરા પડા હૈ. સદાચાર પ્રેમ કી મધુર જ્યોતિ હૈ, જિસકી વિશદ વ્યાખ્યા ઉપનિષદોં મેં વિદ્યમાન હૈ. ઉપનિષદોં મેં હમારે હૃદય કી નિરંતર શાંતિ એવં પ્રચૂર શીતલતા કા અપાર સાધન હૈ. યહી કારણ હૈ કિ આજ હજારોં વર્ષ બીત ગએ, આજ ભી ઉત્સુકતા એવં ઉલ્લાસ કે સાથ હમ ઉપનિષદોં કી મધુર ધારા મેં અવગાહન કરતે હૈં, ઔર હમારા હૃદય અમરત્વ કા પાન કર કૃતકૃત્ય હો જાયા કરતા હૈ! શંકરાચાર્ય કે જ્ઞાન–પ્રધાન અદ્વૈતવાદ મેં હમારે હૃદય કા અનુરંજન નહીં હોતા. ઉસ વિશદ મહત્તા સે હમ ચકિત હો જા સકતે હૈં, કિંતુ ડૂબ નહીં સકતે. પરંતુ રામાનુજ કે ભક્તિ–પ્રધાન વિશિષ્ટાદ્વૈત મેં હમારી જિજ્ઞાસા–વૃત્તિ કો તુષ્ટિ મિલતી હૈ, હમારે હૃદય કો એક વિશેષ પ્રકાર કા આશ્વાસન અથ–ચ આનંદ પ્રાપ્ત હોતા હૈ. જો હમારે હૃદય કો અપને રંગ મેં રંગ દેતા હૈ ઔર ઉલ્લાસ તથા ઉમંગ કા ઉદ્રેક કરતા હૈ, વહી કાવ્ય હૈ; ઉસીમેં અમરત્વ કા રસ હૈ, ઉસીમેં વહ પાવનત્વ તથા શીતલતા હૈ, કિ જિસે પાને કે લિયે હમારા હૃદય સદૈવ લાલાયિત રહતા હૈ. ઇસીકો હમ કાવ્ય મેં અમરત્વ કહતે હૈં.

રામાયણ ઔર મહાભારત, દોનોં મહાકાવ્ય જીવનપૂર્ણ આલોચના હૈં. ઉનમેં જીવન કી પ્રત્યેક દશા કા વિશદ વિવેચન હૈ. વાલ્મીકિ ઔર વ્યાસ, દોનોં અપને કાવ્ય મેં ડૂબ ગએ હૈં, ઉન્હોંને અપની આશા નિમજ્જિત કર દી હૈ. ઉનકે કાવ્યોં કે નામ તો અતિવ્યાપી હૈં. દોનોં મહર્ષિ ઉસીમેં લુપ્ત હો ગએ હૈં. દોનોં કાવ્યોં મેં ક્રાંતિદર્શી મહર્ષિ–કવિયોં ને અપને હૃદય કી બાત કહી હૈ, જિસસે હમારી અંતરાત્મા કો ઇન કાવ્યોં મેં સંતુષ્ટિ કી ઉપલબ્ધિ હોતી હૈ. સીતા કા સતીત્વ ઔર દ્રૌપદી કી ક્રિયાશીલતા કિસકો મુગ્ધ નહીં કર લેતી? રામ–સા આદર્શ મર્યાદા–પુરુષોત્તમ તથા યુધિષ્ઠિર–સા સત્યવાદી બનને કી લાલસા કિસકે હૃદય મેં નહીં જગતી હોગી? ભરત–સા ભ્રાતૃ સંસાર કે કિસ સાહિત્ય મેં મિલેગા? સચ તો યહ હૈ કિ ઇન મહાકાવ્યોં કો પઢતે સમય હમારી ભૌતિકતા નષ્ટ હો જાતી હૈ, હમ સ્વર્ગ કા આનંદ લૂટને લગતે હૈં. કવિ અપને રંગ મેં હમેં રંગ દેતા હૈ. કાવ્ય મેં યહી અમરત્વ હૈ.

માઘ ઔર ભારવિ મેં પ્રચૂર પાંડિત્ય થા, અગાધ વિદ્વત્તા થી. ઉપમા, અર્થ–ગૌરવ તથા પદ-લાલિત્ય, સબ કુછ ઇનમેં હૈં; પરંતુ ક્યા કારણ હૈ કિ જિસ ઉત્સાહ કે સાથ હમ કાલિદાસ ઔર ભવભૂતિ કે ગ્રંથોં કા અધ્યયન કરતે હૈં, ઉતના માઘ, દંડી ઔર ભારવિ કે નહીં? સમા-

સોક્તિ ઔર શ્લેષ કે સહારે માઘ ને એક હી શ્લોક મેં કઈ બાતેં કહ દી હૈં. ચમત્કાર કા ઉત્કૃષ્ટ ઉદાહરણ સંસ્કૃત–સાહિત્ય કે ઇન પિછલે ખેવે કે કવિયોં મેં પ્રચૂર પરિમાણ મેં મિલતા હૈ. ઇનકે અધ્યયન મેં હમારે મસ્તિષ્ક કા પૂરા વ્યાયામ હો જાતા હૈ; પરંતુ કાલિદાસ ઔર ભવભૂતિ મેં જો રસાત્મકતા હૈ, જો ભાવ-પ્રવણતા હૈ, જો રમણીયાર્થ–પ્રતિપાદક શબ્દોં કી પ્રચૂરતા હૈ, વહ અન્યત્ર દુર્લભ હૈ. કાલિદાસ કા જીવન શૃંગારમય થા; શૃંગાર કે દોનોં પનોં કી મધુરતા સે ઉનકા હૃદય ઓતપ્રોત થા. મેઘદૂત વિપ્રલંભ–શૃંગાર કા ઉત્કૃષ્ટ નમૂના હૈ. વિરહ જૈસી મધુર કહાની કિસી ઔર કવિ ને નહીં કહી. હંસદૂત, પવનદૂત, મયૂરદૂત આદિ દૂતકાવ્યોં મેં હમેં વૈસી ભાવુકતા તથા સરસતા નહીં મિલતી. યે તો મેઘદૂત કે અનુકરણ–માત્ર હૈં. અનુકરણ મેં સજીવતા કહાં? રઘુવંશ–મહાકાવ્ય મેં હમ કવિ કો માનવજીવન કા સૂક્ષ્માતિસૂક્ષ્મ વિશ્લેષણ કરતે પાતે હૈં. બાહ્ય પ્રકૃતિ ઔર અંતઃપ્રકૃતિ, દોનોં કે સાથ કવિ કે હૃદય કા પૂર્ણ સામંજસ્ય હૈ. કહીં–કહીં તો હમ કવિ કો પ્રકૃતિ કી સ્વચ્છંદ સુષમાઓં મેં કોકિલા કી ભાંતિ કૂકતે હુએ પાતે હૈં, ઔર કહીં–કહીં માનવ–હૃદય કી મૂલ અભ્યંતર ભાવનાઓં કે બીચ ભ્રમર–સા ગુંજાર કરતે હૈં. કુમારસંભવ ઔર શાકુંતલા તો સ્વર્ગ કી ચીજ હૈં. વે તો કામના કી તરહ સુંદર ઔર કલ્પના કી તરહ મધુર તથા ભાવના કી તરહ કોમલ હૈં. સાધના ઔર તપસ્યા દ્વારા હી સચ્ચી ઉપલબ્ધિ હો સકતી હૈ–યહી દોનોં કાવ્યોં કા વિષય હૈ. પ્રેમ મેં મોહ, આસક્તિ તથા બાહ્ય સૌંદર્ય કા કોઇ સ્થાન નહીં–ઇસી સત્ય કો કવિ ને કુમારસંભવ ઔર શાકુંતલ મેં પ્રદર્શિત કરને કા પ્રયત્ન કિયા હૈ; ઔર ઇસ પ્રયત્ન મેં વહ ખૂબ સફલ હુઆ હૈ. ભગ્નમનોરથા સતી પાર્વતી કી કઠિન તપશ્ચર્યા પઢ કર કિસકા હૃદય કરુણા કે જલ સે પરિપ્લાવિત નહીં હો જાતા? ભગવાન મારીચ કે આશ્રમ મેં—"**वसने परिधूसरे वसाना नियमक्षाममुखी धृतैकवेणिः**" શકુંતલા કો દેખ કિસકા હૃદય પિઘલ નહીં જાતા? મહર્ષિ કણ્વ કે આશ્રમ મેં રૂપ, યૌવન ઔર લાવણ્ય સે પરિપૂર્ણ શકુંતલા હમારે હૃદય પર અપના પ્રભાવ અમિટ રૂપ સે નહીં ડાલ સકતી; પરંતુ યહાં વેદના, પ્રતાડના તથા પ્રત્યાખ્યાન સે વ્યથિત–હૃદયા શકુંતલા હમારે હૃદય કા ભૂષણ બન કર, સમ્રાજ્ઞી બન કર હમારે હૃદય કો તપોવન બના કર, મારીચ કે આશ્રમ મેં હમારી અંતરાત્મા પર અપની અમિટ છાયા ડાલતી હૈ, ઔર હમ સદા કે લિયે ઉસકે પક્ષપાતી બન જાતે હૈં. હમારા હૃદય કરુણાર્દ્ર હો જાતા હૈ. યહીં કવિ ને અમરત્વ બિખેર દિયા હૈ.

ભવભૂતિ કી રચનાઓં મેં કવિ કા શબ્દો પર અપાર અધિકાર ઝલકતા હૈ. સચ પૂછીએ, તો ભવભૂતિ કે સમાન કિસી ભી સંસ્કૃત–કવિ મેં શબ્દોં પર અધિકાર હૈ હી નહીં. ભવભૂતિ કી રચનાઓં મેં શબ્દ–માધુર્ય ઇતની અધિક માત્રા મેં હૈ કિ ઉનકે શ્લોકોં કો તનિક જોર સે પઢિએ, ઐસી ધ્વનિ નિકલેગી કિ માલૂમ હોગા, જૈસે આપકે સમ્મુખ ચિત્ર ખડા હો. શ્લોકોં મેં ચિત્ર ખીંચને કી કલા મેં ભવભૂતિ સર્વશ્રેષ્ઠ કવિ કહે જા સકતે હૈં. '**क्वणत्कनककिंकिणीं झणत्झंकारिणं धनुः**' જૈસે વાક્ય ભવભૂતિ મેં ભરે પડે હૈં, જિસસે વર્ણ્ય વિષય કા જીતા–જાગતા ચિત્ર હમારી આંખોં કે સામને ખિંચ જાતા હૈ, ઔર હમ કવિ કી પ્રખર પ્રતિભા દેખ વિસ્મયાભિભૂત હો જાતે હૈં. પરંતુ ઇસસે હમારા અભિપ્રાય યહ નહીં કિ ભવભૂતિ અપને શબ્દ-કાવ્ય યા ચિત્ર–કાવ્ય કે કારણ હી અમર હો ગએ. ઇસકે વિપરીત કહના વાસ્તવિકતા પર પર્દા ડાલના ઔર વિદ્વાનોં કી આંખ મેં ધૂલ ઝોંકના હોગા. હમારે આચાર્યોં મેં ભલે હી 'કાવ્ય ક્યા હૈ?' ઇસ વિષય મેં વિવાદ હોતા રહા હો; ઔર ભલે હી કોઇ ધ્વનિ કો, કોઇ અલંકાર કો ઔર કોઈ રસ કો કાવ્ય કી આત્મા માનતા હો; પરંતુ ઇસ વિષય મેં સભી આચાર્ય સહમત હૈં કિ કાવ્ય કા પ્રધાન વિષય પ્રભવિષ્ણુતા હૈ–હમારે હૃદયપર અપના પ્રભાવ ડાલ કર હમારે હૃદય કો અપને રંગ મેં રંગ લેના હી કવિ કી અપૂર્વ સફલતા કહી જાતી હૈ. ભવભૂતિ મેં, અધિકાંશ સ્થલોં મેં, વે હી બાતેં મિલતી હૈં, જિન્હેં મૈથ્યૂ આરનાલ્ડ જીવન કી આલોચના કહતે હૈં, ઔર વર્ડસવર્થ જ્ઞાન કી મૂલ–અભ્યંતર જ્યોતિ બતલાતે હૈં. ભવભૂતિ કો 'હૃદય કી બાત' કહ દેને મેં બડી સફલતા મિલી હૈ. ઉનકી રચનાએં હમારે હૃદય કો સ્પર્શ કરનેવાલી

હોતી હૈં. કાલિદાસ કી અપેક્ષા ભવભૂતિ મેં વાસ્તવિકતા કી માત્રા અધિક હૈ. અભિજ્ઞાન-શાકુંતલ કે ચતુર્થ અંક મેં શકુંતલા કા તપોવન સે બિદા લેના, અપની પ્રાણપ્યારી સખિયોં સે બિદા હોના ઔર લતા-પુષ્પોં કી સુષમા સે હૃદય કા મધુર સંબંધ વિચ્છિન્ન હોના-યહ સભી કરુણ-રસ કે ભીતર હૈ; ઔર કરુણા કા સ્ફૂરણ-માત્ર કરા કર કવિ ઉસકે પરિપાક કે લિયે હમેં સ્વતંત્ર છોડ દેતા હૈ. પરંતુ ઉત્તર-રામચરિત મેં ભવભૂતિ ને તીસરે અંક મેં તો કરુણ કા ઈતના ગાઢા રસ બહાયા હૈ કિ પાઠક સ્વયં ફૂટ-ફૂટ કર રોએ બિના રહ હી નહીં સકતા. કાલિદાસ હમારે હૃદય કો પસીજતે હુએ દેખના ચાહતે હૈં; પરંતુ ભવભૂતિ તો હમારી આંખોં મેં આંસૂ દેખ કર હી સંતુષ્ટ હોતે હૈં. ઉત્તર-રામચરિત કે કવિત્વ મેં દાર્શનિકતા કહીં-કહીં ઇતની બઢ ગઇ હૈ, જીવન કી આલોચના ઇતની અધિક હો ગઈ હૈ કિ દાર્શનિકતા કી બૂ ફૂટ નિકલતી હૈ, ઔર પરિણામવાદ તથા વિવર્તવાદ કી ઉલઝનોં મેં હમારા હૃદય લગ જાતા હૈ. કહીં-કહીં તો અપૂર્વ-બાત કહ દી ગઇ હૈ, જિસે સંસ્કૃત કે અન્ય કવિયોં મેં પાના દુર્લભ હી હૈ-

न किंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति। तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः॥

ભવભૂતિ અપને ચિત્રકાવ્ય કે લિયે ભલે હી સંસ્કૃત-સાહિત્ય કે અદ્વિતીય કવિ માને જાયં; પરંતુ વહ અપની ઉન્હીં રચનાઓં કે દ્વારા અમર હો ગએ હૈં, જિનમેં 'હૃદય કી બાત' કહી ગઇ હૈ, જિનસે હમારા હૃદય ઉદ્વેલિત ઔર ઉલ્લસિત હો જાતા હૈ-

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः। न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते॥

તથા પ્રેમ કી વહ પરિભાષા, જિસમેં કવિ ને અપના હૃદય ખોલ કર રખ દિયા હૈ, કવિ કો ઉસકે ચિત્ર-કાવ્ય કી અપેક્ષા અમર બનાને મેં અધિક સફલીભૂત હુઆ હૈ, વહ હૈ-

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः।

પિછલે ખેવે કે સંસ્કૃત કવિયોં ને કવિતા-કામિની કો અલંકારોં સે ઇતના લાદ દિયા કિ બસ અલંકાર-હી અલંકાર રહ ગએ, કાવ્ય કા સ્વાભાવિક સૌંદર્ય છિપ ગયા ઔર હમારા હૃદય ભી ઉનકી ઓર સે એક પ્રકાર વિરક્ત-સા હો ગયા. હૃદય તો સંસાર મેં સબસે અધિક સ્વાર્થી પદાર્થ હૈ. જહાં ઇસકે અનુકૂલ દશ્ય મિલે, અનુકૂલ બાતેં મિલીં, વહાં વહ ચટ ઉન્હેં અપને ભીતર છિપા લેતા હૈ, સ્વીકાર કર લેતા હૈ; પરંતુ જહાં વિપરીત ભાવ દીખે કિ ચટ વહ અપના દ્વાર બંદ કર લેતા હૈ. સંસ્કૃત-સાહિત્ય મેં એક કવિ ઔર હૈં, જિન્હેં ભારતવર્ષ હી નહીં, યોરપ તક ઉલ્લાસ એવં આનંદ કે સાથ પૂજતા હૈ-વહ હૈં મહાકવિ જયદેવ. ગીતગોવિંદ મેં જો મિઠાસ હૈ, વહ અન્યત્ર કિસી ભી સાહિત્ય મેં દુર્લભ હૈ. સંગીત કી ઉસ મધુર ધારા કા, જો ગીતગોવિંદ મેં બહી હૈ, રસ-પાન કરને કે લિયે કૌન નહીં લાલાયિત રહતા? અબ ભી જબ હમારે જીવન મેં ઉદાસીનતા બઢને લગતી હૈ ઔર સરસતા તથા મધુરતા અદશ્ય કે ગર્ભ મેં વિલીન હોને લગતી હૈ, તો અંતરાત્મા કો કેવલ ગીતગોવિંદ સે પરિતોષ મિલતા હૈ! જીવન કો આનંદ એવં પ્રેમ સે ભર દેને કે લિયે ગીતગોવિંદ કા એક પદ ભી પર્યાપ્ત હૈ. જયદેવ કી દેવવાણી કી સ્નિગ્ધ પિયૂષધારા મેં અવગાહન કર આજ ભી હમ જન્મ સફલ કરતે હૈં, ઔર કવિ કી મધુર વાણી કી મિઠાસ કા આસ્વાદન કર અમર પદ પ્રાપ્ત કરતે હૈં. દેખિયે, કિતની મિઠાસ હૈઃ-

ललितलवंगलतापरिशीलनकोमलमलयसमीरे। मधुकरनिकरकरंबितकोकिलकूजितकुंजकुटीरे॥
विहरति हरिरिह सरसवसंते; नृत्यति युवतिजनेन समं सखि विरहिजनस्य दुरंते॥

તથા-रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेषम्; न कुरु नितंबिनि! गमनविलम्बनमनुसर तं हृदयेशम्।

धीरसमीरे यमुनातीरे वसती वने वनमाली; गोपीपीनपयोधरमर्दनचंचलकरयुगशाली।ध्रुव।

ગીતગોવિંદ મેં આદિ સે અંત તક ઐસી હી મધુરતા લબાલબ ભરી પડી હૈ. ઇસ વિષય પર અગલી સંખ્યા મેં ઔર ભી કુછ લિખા જાયગા. ઇસ બાર ઇતના હી.

("સુધા"ના શ્રાવણ સં૦ ૧૯૮૪ ના સંપાદકીય લેખમાંથી.)

# ११૧-दारु पीनाराओ

(ગઝલ)

પિતા ત્રિકાલની સંધ્યા કરે ભસ્મ ટીલાં તાણી, પુત્ર પરદેશમાં આવી પીએ છે દારૂનાં પાણી;
વિદેશે પુત્રને મૂકે ઉંચી આશે બિચારાઓ, થતાં અંકુશથી અળગા બને દારૂ પીનારાઓ!
નઠારાંની નકલ કરવા અમારા લોક શૂરા છે, વિદેશીના ગુણો ગ્રહવા હમેશાં જે અધુરા છે!
હતા સાંજે સવારે જે પ્રભુમંદિર જનારાઓ! પધારે છે પીઠાંઓમાં અહીં દારૂ પીનારાઓ.
દીસે તિલાંજલિ આપી જુની નિજ સંસ્કૃતિ છોડી, રહ્યા છે મૃગજળ સરિખા સુધારા પાછળે દોડી.
સુધારો શું સુખી કરશે અકલહીણા ખટારાઓ, અહીં પરદેશમાં આવી બને દારૂ પીનારાઓ.
બની વિશ્વાસઘાતી નિજ બંધુ છેતર્યે શૂરા! સડેલાં નિજ મંતવ્યો બધામાં વર્તવે પૂરા!
દીસે છે સિવિલીઝેશન તણા લીધા ઈજારાઓ! જરૂર નિજ દેશને દારિદ્ર દીએ દારૂ પીનારાઓ!
બીચારા દેશબંધુને નથી જુવાર ખાવાને, મળે છે ભાઇને પાગલ થવા પૈસા ઉડાવાને.
પરંતુ ચાર દિવસ ચાંદનીના છે જનારા હો! નક્કી નાલાયકી મળશે જરૂર દારૂ પીનારાઓ.

(તા. ૨૩-૯-૨૮ ના 'ગુજરાતી'માં લખનાર-શ્રી. દેવકૃષ્ણ પીતાંબર જોશી)

# ११२-महामाया को जगाओ

"જિસ દેશ અથવા રાષ્ટ્ર મેં નારી-પૂજા નહીં, વહ દેશ યા રાષ્ટ્ર કભી મહાન અથવા ઉન્નત નહીં હો સકતા. નારીરૂપી શક્તિ કી અવગણના કરને સે હી આજ હમારા અધઃપતન હુઆ હૈ. જહાં સ્ત્રિયોં કા આદર ન હો, જહાં સ્ત્રિયેં દુઃખ મેં સમય બીતા રહી હોં, ઉસ સમાજ અથવા દેશ કી ઉન્નતિ કી આશા રખના દુરાશા માત્ર હૈ. ઇસ લિયે, સ્ત્રિયોં કો જાગૃત કરના ચાહીએ. સ્ત્રિયોં મહામાયા કી પ્રતિમા હૈં. જબ તક ઉનકા ઉદ્ધાર ન હોગા, હમારે દેશ કા ઉદ્ધાર હોના અસંભવ હૈ."

—સ્વામી વિવેકાનંદ



# ૧૧૩–વૌઠાનો મેળો
## લોકોની અસાધારણ ભીડ

એક ખબરપત્રી લખે છે કે, ચાલુ સાલે વૌઠાના મેળામાં આવેલાં મનુષ્યોની સંખ્યા અસાધારણ હતી. લગભગ સવાલાખ ઉપરાંત મનુષ્યો ભેગાં થયાં હતાં. આ વખતે આ મેળામાં યાત્રાળુઓ માટેની સગવડ કરવાનું–એટલે કે બજાર ગોઠવવું, રસ્તા રાખવા, જાજરૂ બાંધવાં, ઢાળ કરવા, ઘાસ વગેરેનાં ઝાંખરાં ખોદી કઢાવવાં, ઠેર ઠેર દીવાબત્તીઓ રાખવાં વગેરેની વ્યવસ્થા કરવાનું જે કાર્ય અત્યારસુધી રેવન્યુ ખાતાને હસ્તક હતું તે અમદાવાદ જીલ્લા લોકલબોર્ડે હસ્તક લીધું અને તે બોર્ડના પ્રતિનિધિતરીકે ધોળકા તાલુકા લોકલ બોર્ડના પ્રમુખે તે બધી સગવડો કરવાની હતી; પણ દિલગીરી સાથે જણાવવું પડે છે કે, ગઇ સાલ કરતાં આ સાલનો વહીવટ વધુ અસંતોષકારક હતો. જાજરૂ આગળ કે ત્યાં જતાં રસ્તાઓમાં બત્તીઓ પણ મૂકવામાં નહોતી આવી. નદીના પટમાં ઉગેલાં કાંટાળાં ઝાંખરાંના વેલા કાઢી નખાયા નહોતા; તેથી લોકોને ઉતરવાની ભારે મુસ્કેલી નડતી હતી. સૌથી મોટી અડચણ તો વૌઠે જવાની ધોળકા–સઇજની સડક ઉપર અર્ધો માઇલ ઉપરાંત મેટલ પાથરી તે રસ્તો વાહનોના અવર–જવર માટે મુશીબતભરેલો ને ત્રાસદાયક બનાવી દીધો હતો. આથી તાલુકા સમિતિએ જે રસ્તો ચોથા વર્ષ ઉપર કાઢયો હતો તે રસ્તો પાછો આ વખતે સમિતિએ દુરસ્ત કરાવ્યો હતો. જાજરૂને કંતાનથી બંધાવવામાં આવ્યાં હતાં તે અતિશય જીર્ણ ને પાતળાં હોવાથી અંદરના મનુષ્યોની ક્રિયા બહારના માણસો જોઇ શકે તેવી હોવાથી સ્ત્રી–પુરુષ વચ્ચેની મર્યાદા જળવાતી નહોતી. નદીની ધારો કેટલેક સ્થળે ઉંચી ભેખડ જેવી હતી અને નહાનારાઓ પડે ને લપસી જાય તથા હેરાન થાય તેવી હતી; તેથી આ કામ, દુકાનોનાં ભાડાંની લગભગ બે હજારની આવક ખાનાર બોર્ડનું હતું; છતાં તે તાલુકા બોર્ડે કરાવ્યું નહિ. એટલે સ્વયંસેવકવિભાગે આખી રાત ગાળી નદીની ધારો સરખી કરી ઢાળ ઉતારી લોકોને નહાવાની સગવડ કરી આપી હતી. દૂર દૂર ભાવનગર ને બારડોલી જેટલા છેટેથી આવનારા તમામ સ્વયંસેવકો વગેરેની સંખ્યા ૧૫૦ ઉપરાંતની હતી. આખી રાત ને દિવસ તેમણે ફરતા રહી ચોકી કરી, તમામ પ્રકારનો બંદોબસ્ત જાળવી જેને તેને સહાય કરી હતી; અને ખુદ મામલતદાર સાહેબના તંબુ આગળનો ઉંચો ઢાળ કે જ્યાં બળદો ગાડું ચઢાવતાં બેસી જઈ હેરાન થતા તે ઢાળ તથા બીજા અનેક ઢાળો તેમણે સરખા કરાવ્યા હતા. વળી આ ઉપરાંત ભૂલાં પડેલાં બાળકો સ્વયંસેવકોના પડાવે આવ્યાં હતાં અને બીજાં તેથીએ વધુ રસ્તામાં ભૂલાં પડતાં તેમને ઓળખીતાની જોડે જઇ તેમનાં માબાપ ને વાલી વગેરેને જણસો સાથે સોંપ્યાં હતાં. ભીલ સેવામંડળવાળા વૈદ ઇશ્વરલાલ અને ભાલેજના ડૉક્ટર કમળાશંકરે સેંકડો દરદીઓની સારવાર કરી હતી; જ્યારે સરકારી દવાખાનું કયાં છે તેની લોકોને ખબર પણ નહોતી. શ્રી. આનંદપ્રિયજી તેમની ટુકડી સાથે સ્વયંસેવકોને સહાય કરવા આવ્યા હતા. તેમના કાર્યકર્તાઓ ભાઈ ભૂલાશંકર ને કાલિદાસ કે જેઓ, આ મેળામાં ધાંધલ મચાવી તોફાન કરી તથા ત્રાગાં કરીને દુકાનદારોને ત્રાસ આપી બે આના ઉઘરાવતા ફકીરોનો સખ્ત વિરોધ ઉઠાવવામાં દુકાનદારોને સહાયભૂત થયા હતા; તેના બદલામાં એસિસ્ટંટ સુપ્રિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસે તેમને પકડી પોલીસના પહેરામાં કલાકોસુધી બેસાડી રાખ્યા હતા અને કયા પ્રકારનો આરોપ મૂકવો તે નિર્ણય થઇ શકયો નહિ; અને જામીન ઉપર છૂટવાની આ ભાઇઓએ ના પાડી ત્યારે આખરે થાકીને ઓળખાણ લઇ તથા જાતજામીન લઇ છોડી મૂકયા હતા. ફોજદારનું વલણ સારૂં હતું, પણ આ સાહેબલોક કે જેમને ગુજરાતના મેળાની ખાસિયતોનું કાંઇ જ્ઞાન હોય નહિ તેમનું વર્તન પસંદ કરવા યોગ્ય નહોતું. છેલ્લાં બે વર્ષ થયાં ધારાળાઓ તોફાન કરે છે તેવું તોફાન ચાલુ સાલ પણ થવાની તૈયારીમાં હતું, પણ ખંભાત તરફના એક બાહોશ જમાદાર, ધોળકાના ફોજદાર, ભાવનગરવાળા સ્વામી રાવ, મી૦ ડાહ્યાભાઇ પટેલ, વસંતરાવ, શિવાનંદજી અને અન્ય સ્વયંસેવકોના એકત્ર પ્રયાસથી તે કાબુમાં આવ્યું હતું. આવાં તોફાનો જાણી જોઇને કોઇ ગુંડાઓ કરાવે છે તેની ખાત્રી તે ટોળામાં પેઠેલા

એક મુસલમાન ગુંડાને સ્વામી રાવ અને મી૦ ડાહ્યાભાઇએ ખેંચી બહાર કાઢયો ત્યારે જણાયું, આ ગુંડો તે ટોળામાં દાખલ થઇ દારૂ પીનાર છાકટાની માફક લથડીઆં ખાઇ વઢાવવામાં મદદ કરતો હતો. ખંભાત બારાની એક હોડી ઉંધી વળી જતાં એક બાળકનો જાન ગયો હતો. એક બળદ પાણી પીને આફરો ચઢતાં અને તેનું માથું નદીના ચીકણા કાદવમાં પેસી જવાથી મરણ પામ્યો હતો. સ્વયંસેવકો તરફથી પુષ્કળ સાહિત્ય મફત વહેંચાયું હતું. ભાવનગરના શ્મશાનગૃહ-નાં સ્વર્ગનરકનાં ૧૯ ચિત્રોનો એક ખંડ અલગ કાઢયો હતો, જેનો લાભ હજારો લોકોએ લીધો હતો. જાદુઈ ફાનસથી ગૌસેવાનાં તેમજ રામાયણ વગેરેનાં ચિત્રો બતાવવામાં આવ્યાં હતાં, મર્દાનગીના ખેલો કરી બતાવ્યા હતા, ભજન-કીર્તન ગવાયાં હતાં, હિંદુધર્મ વિષેના ખેડુતોના કામનાં અનેક વ્યાખ્યાનો થયાં હતાં. અંધકવિ હંસરાજભાઇએ બંને દિવસ પોતાનાં કાવ્યો ગાઇ-ગવરાવી જનતાનાં મનરંજન કરી ખાદીના સંસ્કારો રેડ્યા હતા. લાલાજીના અવસાનનિમિત્તનું સ્વરચિત હૃદયદ્રાવક કાવ્ય ગાઈ સંભળાવી તેમણે લાલાજીવિષે વિવેચન કર્યું હતું. શિવાનંદજીએ બારડોલીની લડતનો ખ્યાલ ખેડુતોને આપી તેમને એકઠા કરવા ને નિડર થવા સમજાવ્યું હતું. સ્વયંવકોની છાવણીનો દેખાવ અતિશય આકર્ષક હતો. એક પરિષદના ભવ્ય મંડપ જેવી વ્યવસ્થા હતી. તે છાવણી ઠીક શણગારાઇ હતી.

આ પ્રમાણે આખા મેળામાં સ્વયંસેવકોનું સુંદર કામ આ વખતે જેટલું સ્પષ્ટ તરી આવતું હતું તેટલુંજ તેમના કાર્યમાં વિઘ્ન આણવાનું લોકલબોર્ડના પ્રેસિડેન્ટ સાહેબ તથા કેટલાક પોલીસ અધિકારીઓનું વિરોધી કાર્ય પણ તરી આવતું હતું અને સ્વયંસેવકોની છાવણીમાં જે થોડા ભાગમા નાના પ્રદર્શનરૂપે ખાદી ગોઠવી હતી અને તે જમીન ઇજારી હતી છતાં તેનું કોઇથી ના આકારી શકાય તેટલું બધું ભાડું રૂા.૭૪-૪-૦ સવા ચુંવોતેર લેવાનો તુમાર ઉપસ્થિત કરીને રકમ અનામત લેવરાવી સ્વયંસેવકોને હેરાન કરવામાં આવ્યા હતા. રેવન્યુ ખાતા હસ્તકના છેલ્લા સાત વર્ષના વહીવટમા જે સરકારી ધોરણપર કામ ચાલતું હતું તે સરકારી ધોરણ તોડી નાખી સ્વયંસેવકોની સુંદર સેવા, તેમનો સહકાર એ બધાના પરિણામમાં ઉપલો શિરપાવ હાલની વ્યવસ્થા કરનાર બોર્ડે આપ્યો.

રામાયણનાં જે ચિત્રો જાદુઇ ફાનસથી બતાવાયાં હતાં તે ચિત્રો સરકારી કેળવણી ખાતાએ મોકલી આપ્યા હતાં અને ઢોરના ડૉક્ટરોએ પણ ઢોરના રોગસંબંધી ચિત્રો બતાવી થોડુંક વિવેચન કર્યું હતું.

( "મુંબઇ સમાચાર" તા. ૯-૧૨-૧૯૨૮ ની અઠવાડિક આવૃત્તિમાંથી )

## ११४–प्रकीर्ण बाबतो

**સળગાવવા માટે કાકડી**–સળગેલી મીણબત્તીનો વહી ગયેલો રસ ઉપયોગમાં લેવાના અનેક રસ્તા છે. એક તો એ કે, એનો ભૂકો એક વાસણમાં ફરી ઓગાળી તેમાં વાંસની થોડી સળીઓ પલાળી સૂકવી રાખવી. દેવતા સળગાવવા માટે કાકડીને બદલે એ સળીઓ કામમાં લઈ શકાય.

**સાપ માટે**–ડુંગળી પાસે રાખવાથી સાપ નાસી જાય છે એમ કહેવાય છે. એક અનુભવીનો મત છે કે, કારબોલિક ઍસિડની વાસથી પણ સાપ દૂર નાસે છે.

**ડાઘમાટે**–કપડાપર બળવાથી પડેલા લાલ ડાઘપર તરતજ ડુંગળીનો રસ ચોપડી દેવામાં આવે તો તે નીકળી જાય છે એમ કહેવાય છે.

**ભેજમાટે**–ભેજવાળા કબાટ કે તાકામાં થોડો કોરો ચૂનો મૂકી રાખવાથી ભીનાશ ચૂસી લેશે.

( "કુમાર" ના એક અંકમાંની માધુકરીમાંથી)

# ११५–सत्यनो अवधूत

"**उन्नीसवीं सदीका महर्षि**" ખરેખર એક અદ્દભુત આત્મા હતા. તેમના પ્રગાઢ ભક્તો અનેક વર્ષોના અવિરત શ્રમસાધ્ય ઋષિ-જીવન-ચર્યાલોચન કરતાં છતાં તેમના ગુણોની માલિકા આટલીજ છે એમ કહી શકતા નથી. દિનપ્રતિદિન સૂર્ય ઉગે છે અને ઋષિનાં તપઃપ્રધાન સદ્દગુણાવલિનાં એ નવનવીન કિરણો વિચારકના હૃદયમાં સ્થાન લેતાં જાય છે, અને તેના વિચાર કરતાં કરતાં ભક્તોને આનંદસમાધિમાં ડૂબતા મેં અનુભવ્યા છે. તેમના માટે દયાનંદ એ નામ કોઈ ચમત્કારપૂર્ણ અને લોકોત્તર ગૌરવભર્યું ભાસે છે; અને એ શબ્દોચ્ચાર થતા સાંભળતાં તેમનાં બાહ્ય નયનો મીંચાઇ જઇ અંતશ્ચક્ષુઓ વિકસિત કમળનીપેઠે ખુલી જાય છે, હૃદય આનંદ-સાગરને હિલોળે ચઢે છે અને જાણે કે એ આનંદસાગરનેયે ભરતી-ઓટ હોય તેમ તેમનાં ઉન્નત મસ્તકો આપોઆપ નમી પડે છે. કદાચ આવા આનંદના સુખાનુભવને ઉદ્દેશીનેજ ઉપ-નિષદ્કારે આમ ગાતાં ગાતાં તેને વાણીમાં ઉતારવાની અશક્તિ વર્ણવી છે કેઃ—

**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदन्तःकरणेन गृह्यते ॥**

× × × ×

કોઇ તેને મહાન સુધારકતરીકે ઓળખે છે, કોઇ તેને મહાન યોગીતરીકે પીછાને છે; કોઇ તેને બ્રહ્મવેત્તાતરીકે નમે છે તો કોઇ તેને આદર્શ સમર્થ સંન્યાસી કહી વંદે છે; કોઇ તેના બ્રહ્મચર્ય ઉપર લટ્ટુ છે તો કોઇ તેની તર્કપટુતા અને વાગ્મિતા ઉપર ફિદા છે; કોઇ તેના સંયમ-નો પ્રશંસક છે તો કોઇ તેના વૈજ્ઞાનિક સિદ્ધાંતો ઉપર આફ્રિન છે; કોઈ તેના રાક્ષસી બળવાળા સુંદર અને સુડોલ શરીરથી અંજાય છે, તો કોઇ તેનાં પ્રખર માનસિક બળ અને ઉદ્દીપ્ત આત્મિક બળને ઉપાસે છે; કોઈ તેને રાષ્ટ્રનિર્માતાતરીકે, કોઇ તેને દેશભાષાના પ્રચારકતરીકે, કોઇ તેને '**बहुपाय्य स्वराज्ये**' ના આદિ ઉદ્દઘોષકતરીકે તો કોઈ તેને સર્વ-સામ્ય-વાદના ફિરસ્તાતરીકે પ્રણમી પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરે છે. દરેક પોતાની શક્તિ-રુચિ અનુસાર તેનાં ચરણોમાં પોતાનાં ભાક્તસૂત્રોને આનંદાશ્રુ સાથે સમર્પે છે. દયાનંદ એ અર્વાચીન ભારતનો રાષ્ટ્ર-દેવ છે એમ સમજી હું હૃદયની ભાવનાઓથી તેનું આરાધન કરૂં છું અને એ રાષ્ટ્રદેવનાં સિંહાસન સત્ય-ઉજ્જ્વલ સત્ય-તીખાં સત્યનાં છે એમ સમજી તેની સત્ય-નિષ્ઠા ઉપર જગતનાં સામ્રાજ્યો હું ઓવારી નાખું છું. એ અલૌકિક અને અદ્દભુત, એ તપસ્વી અને સત્યના અડગ પૂજારીની સત્ય નિષ્ઠાવિષેજ આજે અહીં લખીશ, અને તે પૂર્વે તે પરમ પિતા પ્રભુને વિનવીશ કે, દીપાવલિના આ અવસરે આજથી ૫૨ વર્ષ પહેલાંની દીપમાલાઓ વચ્ચે, કેવળ સત્યને ખાતર પોતાનો જીવન-પ્રકાશ બુઝાવી નાખી જે યતિવરે મહાપ્રયાણ આદર્યાં, તેની કલ્યાણપ્રદ સ્મૃતિથી અમારા વ્યવહાર-જીવનમાં તેનાં સત્યનાં તેજકિરણોમાંનાં થોડાં ઘણાં પણ પ્રગટે એવી હે નાથ! કૃપા કરો. અસ્તુ.

× × × ×

સત્યનો એ પરમ ઉપાસક હતો, જન્મથી તે સત્યને વરી ચૂકયો હતો, સત્ય તેના જીવનનો મંત્ર હતો અને સત્યમય તેનું આદ્યોપાન્ત જીવન હતું.

ચૌદ વર્ષના જીવનપ્રભાતની સુરભી સાથે તેના માનસ-સરમાં સત્યનું સહસ્રદલ-કમલ પાંખડીઓ ઉઘાડવા લાગ્યું અને પ્રભુએ તેનાં કમલનયનોમાં તેજના અંબાર આંજ્યા, અને સત્યના આ જાગ્રત પૂજારીએ મૃદુસ્વરે શિવાલયમાં શિવ-પિંડી પાસે સૂતેલા પિતાજીને ધીરેથી જગાડી એક શિવરાત્રિની અર્ધરાત્રિએ, મૂર્તિની સત્યતાવિષે કાયા પલટાવી નાખતો **वज्रादपि कठोर** અને **कुसुमादपि मृदु** પ્રશ્ન પૂછીજ નાખ્યો!

સત્યનો રસિયો બાલ પિતાની ધમકીથી સમસમી ગયો; પણ તેનું હૃદય મૂર્તિની સત્યતા-વિષે જ્વાલામુખીની જ્વલંતતાથી પ્રજ્વલિત થઇ ઉઠયું અને આત્માનો અવાજ પારખ્યો કે, જે શિવ "**मान्यः स मे स्थावरजंगमानां सर्गस्थिति प्रत्यवहारहेतुः**" હોવાનું કહ્યું છે તે એક મૂષકથી-ઉંદરથી પોતાનું રક્ષણ કરી ન શકે એ ત્રિકાળમાં નજ બને તે નજ બને! એ નિર્ધાર કરી સત્યના બાલપૂજારીએ ધ્રુવની સમાન **सत्यं शिवं सुन्दरम्**નાં દર્શન કરવા માનસિક આરાધના આદરી.

કેવળ આજ સત્યપ્રાપ્તિ માટે તેને ગૃહનાં બંધન શતશત વૃશ્ચિકવેદનાસમ સાલ્યાં અને એક સંધ્યા-સમયે માતપિતાનાં આશા, લાડ, સંપત્તિ અને વિલાસને છોડી, એકાકી સત્યની અહાલેક જગાવવા કમનીય યૌવનના પ્રભાતે ૧૯ મા વર્ષે માયાના પાશો તોડી વછોડી ચાલી નીકળ્યો, તે આમરણાંત પાછાં પગલાં નજ ભરવાની ભીષ્મપ્રતિજ્ઞાએ એ ગયો.

× × × ×

સિદ્ધપુરના મહામેળા વખતે એક શિવાલયમાં બાવાઓ અને જોગીઓની ઠઠ જામી છે. કોઇ ભાંગમાં તો કોઇ ગાંજામાં ચકચૂર છે, કોઇ સાફીમાં રત છે તો કોઇ ચરસમાં બેફામ છે, તો કોઈ શરીરે રાખોડી રમાવી, જટાજૂટ વધારી ચીમટા અફાળતા 'અહાલેક બમ ગિરનારી'ની બૂમો પાડતા સાધુતાનો વેશ ભજવે છે તો કોઇ ગૃહસ્થીને પણ શરમાવે તેવાં વસ્ત્રાભૂષણોથી સજ્જ થઇ ભક્તજનોને સંન્યાસનું માહાત્મ્ય સમજાવે છે. જ્યાં ત્યાં મોટા મોટા અખાડાઓ અને ધૂણીઓવાળા સંન્યાસના લીલામનું એ પ્રચંડ બજાર ભરાયું હતું. તેમાં એક લંગોટીમાત્ર સંપત્તિ-શાળી યુવક બ્રહ્મચારી અખાડે અખાડે અને ધૂણીએ ધૂણીએ રખડે છે અને સત્યને જાણવાની તેની આત્મતૃષાને છીપાવે તેવા હૃદયના ગુરુદેવની શોધમાં લાંઘણો કરતો ફરે છે અને એક જગ્યાએ વેદાંતની ચર્ચા સાંભળવા લલચાઇ ત્યાં બેસે છે. ત્યાં તો દુર્વાસા મુનિને પણ બાજુએ મૂકે તેવા રૌદ્રસ્વરૂપ પિતૃદેવનાં દર્શન થાય છે, અને કુપિત થયેલાં પિતૃ-નેત્ર-દ્વયમાંથી ઝરતા અંગારાઓને પોતાની દયાભીની આંખમાં સમાવી લે છે અને યથેચ્છ પ્રહારોને પુષ્પ ગણી વધાવી લે છે.

તરુણ બ્રહ્મચારી બંદીવાન બને છે અને પિતાજીને ઘેર પાછા ફરવા સ્વીકૃતિ આપે છે. આખા જીવનની આ એકજ પળ છે, જ્યાં દયાનંદને-હાં હાં દયાનંદને-જૂઠું બોલવું પડે છે! અને લાગ મળતાં પુનઃ જેને ખાતર અસત્ય બોલેલ તે અનંત સત્યની શોધમાં છટકી જાય છે!

× × × ×

પણ આથી કોઇ સત્યવક્તા ઋષિને અસત્ય બોલ્યાનો આરોપ ના કરજો; રે એ પાપમાં કદી ના પડજો! એ અનૃતને તેણે કદી છુપાવ્યું નથી, એ અનૃતથી તેને કોઈ પાર્થિવ લાભો હાંસલ કરવાના ન હતા. આ પ્રસંગને તેમણે પોતાના આત્મચરિતમાં સ્પષ્ટવાદિતાથી આપ્યો છે, એટલે તેમના ઉપર જૂઠનું આળ લાગી શકતું નથી. મને તો એ પ્રસંગથી તેની સત્યવાદિતા વધુ સ્પષ્ટ થતી લાગે છે અને કદાચ તેને કોઇ ક્ષુદ્ર અપરાધ ગણે તોયે કવિવર કાલિદાસ કહે છે તેમ—

**एको हि दोषो गुणसन्निपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः।**

અનંત ગુણરાશિમાં આ અતિક્ષુદ્ર દોષનું અસ્તિત્વજ ક્યાં ભાસે છે? ક્ષીરસાગરમા એક ક્ષુદ્ર લવણ-કણિકાનું અસ્તિત્વ ક્યાં છે?

"**नरो वा कुंजरो वा**" ની પેઠે આ પ્રસંગ હતો; ધર્મ અને અધર્મનું ત્યાં પાર્થિવ યુદ્ધ હતું, મોહ-પાશનાં માનવી બંધનો અને સત્યની શોધમાં નીકળેલ આત્માની આરાધનાનું અહીં દૈવી યુદ્ધ હતું; છતાં યુધિષ્ઠિરને સંસારધર્મનો વિચાર કરતાં **ધર્મરાજ** કહી સંબોધે છે તેમ હુંય અમરતાનો વિચાર કરતાં ઋષિરાજને સત્યાવતાર કહું તો જરાય અનુચિત હોવાની કોઇને આશંકા સરખી ન આવજો.

કેમકે ઋષિ પોતાના દોષોને સ્વયં ખુલ્લા કરવાનું પસંદ કરે છે કે, એક વખતે તેમને ભાંગ પીવાની પણ આદત પડી ગયેલી. હુક્કાપાનની પણ લહેજત તેમણે ભોગવ્યાનું સ્વીકાર્યું છે; પણ સત્યને છોડવાનું કદી વિચાર્યું સરખુંયે નથી. ભલા! આવી આદતો ન લખતે તો કોણ જાણવા ગયું હતું? પણ ના, એ તો સત્યનો પૂજારી છે, અને જ્યારે આત્મચરિત્ર લખે છે, ત્યારે પોતાના દોષોનો સ્વીકાર કર્યેજ છૂટકો. તેને એ તમા હોતી નથી કે, લોકો એથી તેના વિષે કેવું બોલશે? જે માણસ પોતાની જાત ઉપર સત્યને ખાતર આટલો તીવ્ર થઇ શકે છે, તેને બીજાઓ ઉપર તીવ્રતર થવાનો નૈસર્ગિક હક્ક છે; અને એ તીવ્રતા જ્યારે સત્યની સરાણપર ચઢે છે ત્યારે તીવ્રતમ થઇ જાય છે. જર્મનીના મહાન વિચારક કવિ નીટ્શેએ એટલા માટેજ કહ્યું છે કે, તમામ સંસારના નવયુગપ્રવર્તકો કઠોરજ હોય છે અને કઠોર થવું તેમને માટે આવશ્યક પણ છે.

('પ્રચારક'ના સપ્ટેંબર-૧૯૨૭ ના અંકમાં લેખકઃ-સ્નાતક સત્યવ્રત)

# ૧૧૬–भाइ के कसाइ ?

........૧૯૨૧ નો એ જમાનો હતો. સ્વાધીનતાનો અહિંસક રણજંગ મંડાયો હતો! હિંદની તેત્રીસ કરોડની પ્રજા હિંદુઓના તેત્રીસ કોટિ દેવના અવતારસમ થઇ ગઈ હતી! જીવતા–સદેહે–મૃત્યુવશ રહેવા કરતાં મરીને જીવવાનો અણમૂલ પાઠ તેણે અંતરથી વધાવી લીધો હતો. જનની સરખી જન્મભૂમિ ઉપર બલિદાન દેવાને માટે પોતાનાં શરીરો તેણે છાઇ દીધાં હતાં. એ અભૂત અને અશ્રુતપૂર્વ રણક્ષેત્ર ઉપર વામનસ્વરૂપે બલિને પાતાળમા ચાંપવા ઉત્પન્ન થયેલા ભગવાન વામનના દ્વિતીય સ્વરૂપરૂપ મહાત્માજી પોતાનાં વિરાટ પગલાં ભરતા હતા. જગત થંભી ગયું, ઈતિહાસ થંભી ગયો, માનવભક્ષી કાળ પણ ઘડી એક થંભી ગયો, ચોરાસી જેટલાં ગામડાંનાં પાદર પોતાના ગર્ભમાં સાંકળી લેતા બારડોલીના બહાદુર તાલુકા ઉપર જગતમાત્રની આંખો મંડાઈ હતી! ઘડીભર તો મહાસાગરનાં ગર્જતાં પાણીયે થંભી ગયાં! મોક્ષની એ અમર ઘડી ઇતિહાસના અંધારામાં પણ હજી તેજસ્વી ઓજસથી ભભૂકી ઉઠે છે!

એકાએક નિર્મળા આકાશમાં મેઘનો કડાકો થાય એમ ચોરીચોરાનું રમખાણ ફાટી નીકળ્યું, અને સર્વત્ર ઝેરનાં બીજ વેરાયાં! જેમ એક રક્તબીજના લોહીના બુંદેબુંદમાંથી અનેકશઃ રક્તબીજો પેદા થાય એમ ઠામઠામ કોમી વેર, કોમી દ્વેષ અને કોમી ઈર્ષ્યાનો સળગતો દાવાનળ સર્વ પ્રગતિ, સર્વ પ્રવૃત્તિ, સર્વ ચેતન અને સર્વ ઉત્સાહને જલાવી દેતો, આગળ અને આગળ મોતની કૂચ કરતો વધતો ચાલ્યો!

એ હળાહળ ઝેર આપણા કોઇ ભયંકર પાપે આજ ગુજરાતમાં મૃત્યુધારે ઉતરે છે! ભૂલાઇ જાય છે એ કાળજૂનો મિત્રપ્રેમ, ભૂલાઇ જાય છે એ બધાં સ્નેહનાં સૌમ્ય અને કાચા સૂતરનાં મજબૂત બંધનો કે જેથી એક માણસ બીજાને પોતાનું સર્વસ્વ સમર્પી દેવા તૈયાર થાય છે! આજ તો હિંદુ પોતાના રક્ષણને માટે અરજી કરી, કલેક્ટરનાં ચરણ ચૂમી સરકારી મિલિટરીની માગણી કરે છે, કચેરીમાં કેસો ચલાવવા નાણાં વેરવા તૈયાર થયો છે, છાપાંમાં પોતાની નિર્બળતાને છાપરે ચઢાવવા વાણીના ખેલ કરી રહ્યો છે, મુસલમાન પોતાના દીન, પોતાના યકીન અને પોતાના ભાઇ સામો ઉભો થઈ ગયો છે. જે પોતાના દેશને માટે મરી શકતો નથી, જે પોતાના અધિકાર માટે પરદેશીઓ પાસે માત્ર ભીખજ માગે છે, જે માતૃભૂમિને માટે મરી શકતો નથી, મરવાની તાકાત પણ ધરાવતો નથી, તે આજ મસ્જીદના પથ્થરો માટે મૂર્તિપૂજક સમો બની હિંદુઓ ઉપર તરવાર તાણી ગુંડાશાહી ખેલી રહ્યો છે! હિંદુઓ એક હાકોટો પડતાજ પોતાના દેવની પાલખીઓને રસ્તામાં મૂકી પલાયન થઇ જાય છે, અને પોતાના દેવની એ પથ્થરપૂજા માટે વિદેશી ગૌભક્ષકોની અદાલતોને આંગણે ભાઇઓ વિરુદ્ધના મુકર્દમાના સફેદ હાથીઓ બાંધે છે! મુસલમાનો પણ પોતાની જાહોજલાલીના નંદનવનને ઉખેડી નાખનારાઓને ભૂલી જાય છે. પોતાના બાદશાહોના શિકાર કરનારાઓ પાસેથી ભિક્ષા માગે છે!

કોઇ જાણતું નથી કે, આ કોમી કલહ શામાટે થાય છે? હિંદુઓને પોતાના દેવોનાં અભિમાન હોય તો એ દેવોને માટે મરી ફીટવા તૈયાર થવું જોઇએ; પરંતુ હિંદુઓ તો પોતાના દેવની પાલખીને સૌથી પહેલાંજ રસ્તામાં ફેંકી દે છે! મુસ્લીમોને જો પોતાની મસ્જીદનું ખરૂં અભિમાન હોય તો તો એ ભાઇઓએ યાદ કરવું ઘટે છે કે, તેઓ જાતેજ તેમના પોતાના તહેવારોમાં મસ્જીદો આગળ ચોવીસે કલાક ધોંધાટ કરે છે અથવા તો તેને નામે પોતાના બંધુઓનાં લોહી રેડી તેને તો પ્રથમજ અપવિત્ર કરે છે! આ કારણો એ ખરાં કારણોજ નથી. એ તો માત્ર અથડામણનાં બહાનાંજ છે, બંને પક્ષનો એ ચોખ્ખો દંભ છે, નર્યું મિથ્યાભિમાન અને ગર્વ છે અને એ સિવાય એમાં કાંઇજ સાર કે સત્ય નથી!!

*મુસ્લીમ અધિપતિના આધિપત્ય નીચે પ્રકટ થતું આ સામ્યવાદી સાપ્તાહિક પહેલાં મુસ્લીમો-

* આ લેખ એક ઈસ્લામી બંધુના તંત્રીપણા નીચે રાણપુરથી પ્રકટ થતા "સૌરાષ્ટ્ર પ્રકાશ" તા. ૨૧-૧૦-૨૮ ના અંકમાં લેવાયલો તેમાંથી લીધો છે.

ને એ બોલ કહેવાનો જે કોમી અધિકાર ધરાવે છે તેનો ઉપયોગ આ સ્થાને અમારેમાટે અયોગ્ય નથી.

બિરાદરો ! તમારા મગજનું સમતોલપણું ગુમાવો ના ! તમારૂં ભાન ભૂલો ના ! પારકાની આંખે અને પારકાની બુદ્ધિએ ગતાનુગતિકની માફક દોરાવ્યા હવે દોરાઓ ના ! જે હિંદુઓ સામે તમે જંગ માંડી બેઠા છો, જે વિદેશીઓનાં શરણો શોધી રહ્યા છો, તે ઉપર કાંઇક વિચાર કરો !

તમારીજ બાદશાહી અને સત્તાની જાહોજલાલીની વાડી વેડફી નાખનારા, તમારા એ વૃદ્ધ અને કવિવર બાદશાહના શાહજાદાઓનો શેરીએ શેરીએ શિકાર કરનારા વિદેશીઓ સામે રંગુનની નામભૂલાયેલી કબરમાંથી તમારા એ શહીદ બાદશાહનો કરુણ આર્તનાદ તમે સાંભળી શકતા નથી ? નવાબ સુરાજુદ્દૌલા સામે કાળાં કાવતરાં શું કોઇ હિંદુએ કર્યાં હતાં ? બંગાળાની એ મુસ્લીમ સલ્તનતના નામને ખાતર ખુદાનું નામ લઇ ફાંસીને માંચડે હસતાં હસતાં ચઢી જનાર મહારાજા નંદકુમાર શું કોઇ ફીરંગીને પેટે જન્મ્યો હતો ? નિરાધાર હરણની પછવાડે શિકારી વરૂઓનાં વિફરેલાં ટોળાં ગાજતાં હોય તેમ ખુદ મુસ્લીમ શિકારીઓજ-અફઘાનો જેની પછવાડે કાળના ડાબલા ગજાવતા પડયા હતા, તે તમારા ભલા અને દીનપ્રેમી બાદશાહ હુમાયૂનો જ્યારે તેના ભાઇઓએજ તિરસ્કાર કર્યો, ત્યારે તેને આશરો આપી શાહી ગુસ્સો પોતાને માથે ખેંચી લેનાર મેવાડનો એ મહારાજ અંગ્રેજ નહોતો, ફીરંગી કે વિદેશી ન હતો ! એ તો હિંદવાણીના રત્નગર્ભમાંથી હિરણ્યગર્ભના પરિપાકરૂપ એક ક્ષત્રિય-એક હિંદુ હતો !

બિરાદરો ! એ જુગજૂનો ઇતિહાસ તો વિચારો ! ! હજારો હજારો વર્ષનાં વહાણાં જે ભાઈચારા ઉપર તપ્યાં છે, તે તમે કેમ ભૂલો છો ? દીનપ્રેમી મુસ્લીમોને આશ્રય આપનારા મેવાડ, રણથંભોર, જેસલમીર આદિ રજપૂત રિયાસતોમાં તમારા માન-તમારા સ્વમાનને ખાતર હસતે મુખડે જળહળતા અગ્નિની પાવકજવાલામાં હોમાઇ જતી હિંદવાણીઓના જોહરની જ્વાલાઓની સુવર્ણજ્યોત, જે બંધુત્વ ઉપર પ્રકાશી રહી છે; જે બંધુત્વ ક્ષત્રિયોનાં કેસરિયાં લોહીના પવિત્ર માર્જનથી પોષાયું છે, તેને તમે વિસારી શકવા જેટલું તમારૂં ભાન ભૂલ્યા છો ? તમારો ધર્મ પેટને ખાતર વેચી તમારા યકીનનાં હાસ્યજનક લીલામ કરાવવાં છે ?

અને અમારે હિંદુભાઇઓને પણ કહેવું પડે છે-તમે છવીસ કરોડના જોરવાળા હો તોપણ અમને સાત કરોડને જરાય ઇજા કરી શકવાના નથી ! તમારામાં અંદર અંદરજ એટલો કુસંપ, એટલો અઘોર અત્યાચાર અને અન્યાય પ્રવર્તી રહ્યો છે કે, તમારા ક્રોધની ઠંડી જવાળાઓથી અમારી મસ્જીદના મિનારાઓ ડગમગવાના નથી. તમારી ગાયો માટે શહીદ થયેલા પીરોની દરગાહો આજ ઠેર ઠેર વેરાઇ છે ! તમને નાદીરશાહના ક્રોધમાંથી ઉગારી લેનાર મુસ્લીમ શાહજાદી આજ પોતાની ઇરાની કબરમાંથી બોલી ઉઠે છે કે 'આટલા ખાતર મારો ભોગ !'

મુસ્લીમો ! હિંદુઓ ! એકજ ખુદાનાં ખુદાઇ બાળકો ! તમારા સ્નેહ ઉપર આજ દિવસ સુધી સ્વાર્થનાં આવરણ છવાયાં નહોતાં ! તમારા ભાઇચારા માત્ર વાણીમાંજ સમાયા ન હતા ! જગન્નાથ પંડિતને વરનારી એ મુસ્લીમ નાજનીન કે મોગલોના જનાનખાનાને ઓજસ આપનારી હિંદુ રમણીઓ એ ભાઇચારાનાં બંધનો વધારે મજબૂત અને સ્થાયી બતાવે છે ! પરંતુ આજ વીસમી સદીના યુગમાં અન્યોન્યની ધર્મઘેલછા અને ધર્મપ્રેમ એટલો બધો શું વધી ગયો, તમારા અંગત સ્વાર્થનાં મૂળ શું એટલાં ઉંડાં રોપાયાં કે બંધુત્વથી પ્રાપ્ત થતી સનાતન શાંતિ, પરસ્પર વિશ્વાસ અને તજ્જન્ય ઉલ્લાસભરી-અરસ્પરસ વિશ્વાસભરી સલામતી એ સર્વને ભૂલી જઇ, ચોવીસે કલાક તમારાં સ્વજનો અને બાળબચ્ચાં તથા ફૂલની કળીથી સુકુમાર સ્ત્રીઓને પ્રતિક્ષણ સળગી ઉઠનારા જ્વાલામુખીના અહોનિશ ભયમાં રાખવાનું તમે સારૂં સમજો છો ?

મસ્જીદ અને મંદિરના ઝઘડામાં મચેલા ગાંડાતુર માનવીઓ ! જરી તો થોભો ! અને જરા વિચાર કરો કે, આ કલહનું શું અંતિમ અંજામ આવશે ? જે ધર્મની ઘેલછાએ, જે અંધશ્રદ્ધા અને ખુદાને નામે ખેલાતી પિશાચતાએ તરસ્યાંને પાણી પીતાં અને ભૂખ્યાંને અન્ન પામતાં અટકાવ્યાં છે, તેને એકબીજાનો રહેલો વાણી અને અન્ય વ્યવહાર પણ અટકાવવા શા માટે ઉશ્કેરો છો ?

મહાભારતનો સંગ્રામ જેણે વાંચ્યો અને વિચાર્યો છે, શિયા અને સુન્નીના, દિલ્હી અને દક્ષિણના કજીયાઓ જેણે વિચાર્યા છે તે જાણે છે કે, કલહ એ તો કોલસા સમો છે. બીજાને તો ગરમી આપે પણ પોતાને બાળે તેવો! દુર્યોધનને હાંકી કાઢનાર યુધિષ્ઠિરને પણ એ રુધિરપ્રદિગ્ધ રાજ્ય ન પચ્યું. દક્ષિણની બાદશાહીના પાયા ખોદી નાખનાર દિલ્હીથી પણ મુગલાઈની જાહોજલાલી ન પચાવી શકાઇ! આમ કોમી કુસંપ એ ખુદ કોમના પાયા પહેલાંજ ખોદી કાઢે છે. ઈશ્વરી ન્યાય એવોજ છે કે, બીજાનું બૂરૂં ઇચ્છનાર બીજાનું બૂરૂં તો કરી શકે કે નાયે કરી શકે; પણ પોતાનું તો બૂરૂં કરે છેજ! ખાડો ખોદનાર જો તેમાં પહેલાં પડતો ન હોત તો તો હજારો વર્ષોથી ચાલી આવતી આ સૃષ્ટિ ક્ષણભર ટકી ન શકે એવી રીતે સ્વાર્થી મનુષ્યો તેને ચગડોળે ચઢાવી શકત!

આ કોમી કલહનો અંત એકજ આવવાનો. આખર જતાં હિંદુઓ મુસ્લીમ સાથે સંબંધ નહિ રાખે-કોઇ પ્રકારનોયે અને મુસ્લીમોએ સંબંધ નહિ રાખે હિંદુ સાથે કોઇ પ્રકારનો. એકજ પ્રજાના બે પક્ષના અંદર અંદરના દરેકે દરેક બાબતમાં સચોટ બહિષ્કારનું ફળ શું આવશે? જીવતાં જાગતાં અલસ્ટરો પોતાની સનાતન આડખીલીની વજ્રમેખ શેષનાગના માથા ઉપરજ ચોંટાડશે અને હિંદના ભાગ્યહીન કપાળે ચિરંજીવ ગુલામીની લોખંડી જંજીરોજ રહેવાની છે.

જે હિંદુ અને મુસ્લીમ બદમાશો ઝગડે છે તેઓ તો નથી માનતા મસ્જીદને કે નથી માનતા મંદિરને! એમને નમાઝની પણ દરકાર નથી, સંધ્યા કે ધર્મધ્યાનની પણ પરવા નથી. માત્ર મૌખિક દીન કે ધર્મને આગળ કરી બે કોમો આગળ 'દીન ઉપર આફત' કે 'ધર્મના રસાતાળ' જવાના ગયબી ગોળાઓ ગબડાવી પોતાનું કામ તેઓ કાઢી લે છે! બે ભાઇઓ અથડી મરે છે, કજીયાદલાલો રાજી થાય છે; કારણ કે કજીયા થાય તોજ એ કજીયાદલાલોની રોજી ચાલી શકે છે!

હિંદુઓ અને મુસ્લીમો વચ્ચેના કોમી કલહને વધુ સ્વરૂપ આપી, તેવી ખબરોને વધારે પ્રાધાન્ય આપી એંગ્લો-ઇંડિયન પત્રો આ કોમી કલહનો એટલો તો પ્રચાર કરે છે કે આપણે તટસ્થતાથી વિચારતાં સમજી શકીએ છીએ કે, આપણી કોમી એકતા તેઓને જરાપણ રૂચતી નથી. "હું કરૂં" એમ અજ્ઞાનથી શકટનો ભાર ખેંચવાની મિથ્યાભિમાની મનોવૃત્તિ જો વિસારી દઇએ તો આપણને એમ ભાસ્યા સિવાય નહિ રહે કે, આપણે એ એંગ્લો-ઈન્ડિયન પત્રોની આંગળીને ઇસારે નાચનારા મર્કટોથી સહેજ પણ વધારે નથી; તેમને મન આપણી એટલીજ કિંમત છે કે જેટલી કિંમત મદારીને મન માંકડાની હોય છે.

બાહ્ય જગતને છેતરવાને લડાઇના વખતમાં તેમને કોમી એકતાનો આડંબર જોઇએ છીએ; અને ૧૯૧૬માં લખનૌમાં કોલકરારો થાય છે. આજ તેમને એ એકતા અણગમતી છે, તેમના સ્વાર્થથી વિરુદ્ધ લાગે છે અને આપણે લડીએ છીએ. આપણી પામરતા અને ગુલામી એટલી તો અધમ અને ભયંકર રીતે મજબૂત છે કે, જો હિંદના એ રક્તશોષક સત્તાશાળીઓ આવતી કાલ આપણને એક ભાણે બેસાડી ખવરાવવા ધારે તો એકસામટા હજાર બ્રાહ્મણો અને હજાર મૌલવીઓ વેદ અને કુરાનમાંથી અરસપરસ ભોજનવ્યવહાર અને બેટીવ્યવહારની આવશ્યકતા બતાવ્યા સિવાય રહે નહિ. આપણા અર્વાચીન દધિચીઓના અવતારસમા નેતાઓ આપણે માટે સર્વસ્વનો હોમ કરી ફકીર થઈ જનારા નરશ્રેષ્ઠોની નિંદા ખુદ આપણેજ હાથે જે કરાવી શકે છે તેની શક્તિની બહાર કશુંએ હોઇ શકવાનો સંભવ નથી.

જે સુવર્ણસિંહાસન ઉપર પૃથ્વીરાજ, અકબર, ઔરંગઝેબ, આદિ બેઠા છે; તે અત્યારે તો ભ્રષ્ટ સુવર્ણાસનના અંગ્રેજી પાયા ખુદ આપણાજ લોહી અને માંસથી સ્થિર અને વધુ સ્થિર થતા જાય છે.

રાજાઓજ રાજવટ માટે લડી શકે અને રાજવટને માટે રાજને ત્યાગી પણ શકે! પરંતુ ગુલામો તો રોટલાના ટુકડા માટેજ લડી શકે. શ્વાનોજ માત્ર ચૂસાઇ ગયેલા હાડકાના ટુકડા માટે લડે! આપણે પણ જે ગુલાબની સુંદર સુવાસનો સંપૂર્ણ ઉપભોગ તેઓ કરે છે તેની કરમાયલી

પાંખડી અને કાંટામાટેજ લડી શકવા સમર્થ છીએ; જ્યારે હજારો રૂપીઆની અમલદારી અને નવાબીની જાહોજલાલી તથા સત્તા તો દેવના મોટા પુત્રસમ અંગ્રેજો વગરહરકતે, વગરવાંધાએ ભોગવી શકે. ત્યારે આપણે દશ દશ-પંદર પંદર રૂપીઆની આઠ કલાકની વેઠ એકજ કોમમાંથી વધારેને મળે, યુનિવર્સિટિના કારખાનામાંથી ઉત્પન્ન થતા માનસિક મજુરોને વધારે પ્રમાણમાં તે વેઠ કે બહુ તો તેની મુકાદમી મળે તેટલા માટે એકબીજાનાં ગળાં કાપીએ છીએ! અરે શું એજ હિંદુધર્મ હોય! એજ ઇસ્લામ હોય! રે હિંદુ! રે મુસ્લીમ!

પામર હિંદી! તારી ગુલામીની માનસિક જંજીર આજ તરછોડી નાખ! આજસુધી તું જે શીખ્યો હો તે ભૂલી જા! જગતના, તારા ભાઇઓના લોહીથી ખરડાયેલા ચોકમાં ઉભીને તારી આસપાસ એક નજર નાખ! જો પેલા ભવ્ય હિમાલયની પેલે પાર સ્વાધીનતાના મહાસાગરનો ઘેરો ઘુઘવાટ સાંભળ! એ દેશો સ્વતંત્ર છે, એનાં બાળબચ્ચાં સલામત છે, ત્યાં ખેડુતો રજવાડા જેટલું સુખ ભોગવે છે. જ્યાં માણસ સુખી અને સ્વતંત્ર છે, ત્યાં તારી નજર ફેરવ અને વિચાર કર! એ દેશો સુખી છે, સંતોષી છે, આબાદ છે, ત્યાં અન્નવગર ભૂખ્યાંઓ, વસ્ત્રવગર નાગાંઓ અને અલંકારવિહોણી સ્ત્રીઓ તારી નજરમાં આવશે નહિ. સંતોષી અને આબાદ માતપિતાની આસપાસ તેનાં ફૂલસમાં સુકુમાર બાળકો ઘુઘવાટ કરી સિંહના બચ્ચા સામે ગાજે છે; એ બાળકોના ભવિષ્યની ચિંતા પણ એ માબાપનાં હૈયાં તલભારે નથી કરતાં. કારણ એ કે, ત્યાં ભાઇઓ-ભાઇઓ લડતા નથી—ત્યાં ધર્મ ખુદાની બંદગીમાં સમાય છે, ત્યાં પાડોશી-ભાઇઓનાં દિલ દુઃખાવી વાજાં વગાડવામાં આવતાં નથી!

સાગર જેને મોતીએ વધાવે છે તેને પેલેપાર આવેલા દક્ષિણ આફ્રિકામાં નજર કરો! તમારાથી આબાદ થયેલા એ દેશમાં, તમારાજ લોહીથી જીતાયેલા એ દેશમાં, આજ તમને ઉભવા દેવામાં આવતા નથી. જે મુલક ત્રિકાલબાધિત આપણો અને આપણોજ છે, જેના જંગલે જંગલે હિંદીઓના લોહીનાં તર્પણ થયાં છે, ત્યાંથી આજ ઢોરની માફક હિંદીઓ હંકાય છે! શાસ્ત્રીજી જેવો ગોખલેનો શિષ્ય મારીપત્રોની યોજનાથી રાચે છે! ખુદ ખુદા આકાશમાંથી રડી ઉઠે, જ્યાં ખુદાઈ નૂર પણ ક્લેશથી શ્યામ બની જાય, ત્યાં આપણે સહરાના શાહમૃગની માફક રેતીમાં માથું નાખી આપણા હાથો ચલાવી જાણ્યા છે અને જો એ ઝૂલતા-ગુંગળાટના સન્નિપાતના પરિણામરૂપ વિંઝાતા હાથોની વચ્ચે પરધર્મી કે પરકોમી માણસ આવી જાય તો ખુદાના શુકર ગુજારીએ છીએ!

છેવટે એ વખત આવશે, કે જેવી સ્થિતિ અમેરિકાના રેડ ઇન્ડિયનોની કે આફ્રિકાના સીદીઓની થઈ! અત્યારે ચાલતી ગીરમીટીઆ પદ્ધતિ આગળ વધીને જ્યારે શ્વેત બજારમાં ગુલામોતરીકે આપણાં લીલામ થશે, જ્યારે રેડ ઇન્ડિયનોની માફક આપણા શિકાર થશે અને જ્યારે એ ભાનભૂલેલા રેડ ઇન્ડિયનો અને સીદીઓની માફક આપણે પણ એક કોમ વિરુદ્ધ બીજાને એ શિકારમાં મદદ કરશું, ત્યારે આપણે જંગલે જંગલ ઘરવિહોણા બારવિહોણા નીલા આસમાનનાં પક્ષીઓ 'વૉન્ડરીંગ જ્યુ'ની માફક ભટકીશું ત્યારે ઘુંટણીએ પડી આસમાનને પૂછશું:- 'આ તે ભાઈ કે કસાઇ?' અને પવનથી ધ્રૂજતી વૃક્ષરાજીઓના ખડખડાટ અટ્ટહાસ્ય વચ્ચે એ આસમાન જવાબ દેશે:-આપણા મોતની સજા ફરમાવતું હોય તેમ-"કસાઈ-કસાઇ-કસાઇ!"

પૃથ્વીનો ભાર પણ એમજ ઉતરે! સ્વતંત્રતાથી થતો અત્યાચાર એ પાપ છે-એનું પ્રાયશ્ચિત્ત પણ છે; પરંતુ પરાધીન અત્યાચાર એ અધર્મ છે-મોત એ એની સજા છે! આપણે આજ અધર્મ આચરી બેઠા છીએ. સમસ્ત જાતિના વિનાશની ભયંકર ખુદાઇ સજા આપણા માથે ગાજે છે! પૃથ્વી ઉપર ગુલામોને સ્થાન નથી. ખાસ કરીને-માનસિક ગુલામોને તો નહિજ. પૃથ્વી ઉપરનો એ અધર્મનો ભાર ઉતારવાનો સમય હવે આવ્યો છે. કાં તો ભાઇ બની સ્વતંત્ર થઇને, અને કાં તો કસાઇ બની એકબીજાનાં ગળાં કાપીને!

# ११७–संगीतनी असरविषे गांधीजीना विचार

સંગીતથી મને શાન્તિ મળી છે. એવા પ્રસંગોનું સ્મરણ છે કે, જ્યારે હું કંઇ કારણથી ઉદ્વેગ પામ્યો હોઉં ત્યારે સંગીત સાંભળતાં મન શાન્ત થયું છે. સંગીતથી ક્રોધ શમે છે એવો પણ અનુભવ થયો છે. એવાં તો કેટલાંયે સ્મરણો છે, કે જેમને વિષે એમ કહી શકું કે, ગદ્યમાં લખાયેલી વસ્તુઓની અસર નથી થઈ ત્યારે તેજ વસ્તુવિષેનાં ભજનો સાંભળતાં થઇ છે. મેં જોયું છે કે, બદસૂરૂં કે બેસૂરૂં ભજન ગવાયું છે ત્યારે તેના શબ્દોનો અર્થ જાણતાં છતાં તે ન સાંભળ્યા બરોબર લાગ્યું છે; અને તેજ ભજન જ્યારે મધુર સૂરમાં ગવાયું છે, ત્યારે તેમાં રહેલા અર્થની અસર મારા મન ઉપર બહુ ગંભીર થઇ છે. ગીતાજી જ્યારે મધુર સૂરમાં એકઅવાજે ગવાય છે, ત્યારે તે સાંભળતાં હું થાકતોજ નથી; અને ગવાતા શ્લોકના અર્થ હૃદયમાં વધારે ને વધારે ઉંડા ઉતરે છે. મધુર ગવાયેલું રામાયણ બચપણમાં સાંભળ્યું તેની અસર આજ લગી ચાલુ છે. એક વેળા 'હરિનો મારગ છે શૂરાનો' એ ભજન એક મિત્રે જ્યારે ગાયું ત્યારે તેના અર્થની જે અસર મારી ઉપર થઇ તે આગળ ઘણી વાર તે સાંભળેલું તેના કરતાં બહુ વધારે ગંભીર થઇ. સન ૧૯૦૭માં ટ્રાન્સવાલમાં મારી ઉપર માર પડ્યો હતો, જખમને ટાંકા દઇને દાકતર ચાલ્યો ગયો હતો, હું પીડાતો હતો. પોતે ગાઇને કે મનન કરીને જે દુઃખને શમાવી નહોતો શકતો તે દુઃખ ઓલિવ ડોકની પાસેથી એક પ્રખ્યાત ભજન સાંભળીને હું શમાવી શક્યો. આ વાત આત્મકથામાં લખાઇ ગઈ છે.

આમ મારા લખવાનો કોઇ એવો અર્થ ન કરે કે, મને સંગીત આવડે છે. સંગીતનું મારૂં જ્ઞાન શૂન્યવત્ છે, એમ કહી શકાય. સંગીતની પરીક્ષા હું કરી શકું છું એમ પણ ન કહી શકાય. કેટલુંક સંગીત મને સારૂં લાગે છે, અથવા સારૂં સંગીત ગમે છે એ મારે સારૂ એક કુદરતી બક્ષીસ છે.*

મારી ઉપર સંગીતની અસર આમ બિનઅપવાદ સરસજ થઇ છે તે ઉપરથી હું એવો સાર કઢાવવા નથી ઇચ્છતો કે, બધાની ઉપર એવીજ અસર થાય છે અથવા થવીજ જોઇએ. ઘણાઓએ ગાયનોવડે પોતાના વિષયવિલાસને ઉત્તેજન આપ્યું છે, એ હું જાણું છું. એ ઉપરથી એમ સાર કાઢી શકાય કે, જેવી જેની ભાવના તેવું તે પામે. તુલસીદાસે ઠીકજ ગાયું છે કેઃ–

**जडचेतन गुणदोषमय विश्व किन्ह करतार, संत हंस गुण गहहिं पय परिहरि वारि विकार।**

પરમેશ્વરે તો જડ, ચેતન–બધાને ગુણદોષવાળા સર્જ્યા છે; પણ વિવેકી હોય તે કથામાંથી હંસ જેમ દૂધમાંથી પાણી છોડી મલાઈ લઈ લે છે, તેમ દોષને છોડી ગુણને આરાધશે.

("નવજીવન" તા. ૨૫–૧૧–૧૯૨૮ ના અંકમાં લેખકઃ–મહાત્મા ગાંધીજી)

---

* આ કુદરતી બક્ષીસ પામર મનુષ્યોમાં અને હરણ, સર્પ ઇત્યાદિમાં પણ હોય છે. અલબત્ત, સંગીતનો વિષય ખરાબ હોય તો અસર પણ ખરાબ થઇ અધોગતિ થાય છે અને સારો હોય તો સારી થઈ ઉન્નતિ થાય છે–અર્થાત્ સદુપયોગ અને દુરૂપયોગ એજ સારા કે નરસા ફળનું કારણ હોય છે. આવું છતાં વેશ્યાદિદ્વારા હલકટ વિષયો ગવાતા હોવાથી અનેક માણસો ગાયનમાત્રને હલકું ગણે છે. તેઓ સદુપયોગને દુરૂપયોગની સમજણ ધરાવતા નથી. દેવર્ષિ નારદે યોગના એક સત્વર સિદ્ધિના સાધનરૂપે તેની રચના કરી છે; બ્રહ્મવિદ્યા વિષે અને કર્મયોગ, ભક્તિયોગ તેમજ વીરત્વવિષે પણ સંગીત કેટલું બધું અસરકારક છે, તે જો સર્વ કોઇ જાણે તો બને ત્યાંસુધી સંગીતદ્વારાજ દરેક પ્રકારનું શિક્ષણ અપાય, એવી આ હકીકત છે. બનારસી ઉપરાંત મહાત્મા નઝીરની પણ અનેક ગઝલો એકદમ દિલને ડોલાવે અને અનુભવીને અંતર્મુખ પણ કરી દે એવી છે. આ સેવક તો ગાયન તરફના આકર્ષણને લીધે બચપણથીજ ખરાબ ગણાતો. **ભિક્ષુ–અખંડાનંદ**

# ११८–रांदेरमां एक मासनो उपवास

## ફક્ત પાણી ઉપર રહેવા છતાં શક્તિ જેવી ને તેવીજ

રાંદેરના રહીશ ભાઇશ્રી ગણપતરામ અમૃતરામ જોષી( જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ )એ ગયા અધિક શ્રાવણ માસમાં ૨૯ ઉપવાસ ફક્ત પાણી પીને કરેલા છે. આ ઉપવાસોમાં એઓશ્રીએ તદ્દન અન્નનો તેમજ ફળનો ત્યાગ કરેલો હતો. પોતે આકાશમાંથી બારોબાર ઝીલેલું વરસાદનું પાણી હમેશ ત્રણથી ચાર શેર જેટલું ફક્ત લેતા હતા.

કોઇ કહેશે કે, શ્રીયુત જોષીએ તો ફક્ત ૨૯ ઉપવાસ કર્યા છે, પણ તેના કરતાં વધારે પણ ઉપવાસ કરનારા માણસો છે. દાખલાતરીકે ઘણાખરા શ્રાવક લોકો પર્યુસણના તહેવારોમાં લગભગ ચાલીસ-બેતાલીસ ઉપવાસો કરે છે, અને તે પણ એકલા પાણીથીજ કરે છે; તો પછી શ્રીયુત જોષીએ ૨૯ ઉપવાસ કર્યા તેમાં શી નવાઇ છે?

આ શંકાના સમાધાનમાં મારે જણાવવું જોઇએ કે, શ્રીયુત જોષીના ઉપવાસોમાં તથા શ્રાવક લોકોના ઉપવાસોમાં નીચે મુજબ ઘણોજ ફેર છે અને તેથીજ આ લેખ લખવાનો હેતુ છે. શ્રાવક તથા અન્ય સાધારણ પુરુષ જ્યારે ઉપવાસો કરવા લાગે છે, ત્યારે જેમ જેમ ઉપવાસ વધતા જાય છે, તેમ તેમ ઉપવાસ કરનારની માનસિક તથા શારીરિક શક્તિ ઓછી થતી જાય છે; અને છેવટે તે એટલી બધી નબળી પડી જાય છે કે, ઉપવાસ કરનારને પથારીવશ થઇ જવું પડે છે. શરીર તદ્દન અશક્ત અને પાતળું પડી જાય છે. હાલવા-ચાલવાની બીલકુલ શકિત રહેતી નથી. અરે છેવટે પોતે પોતાની મેળે પાણી પણ પી શકે તેટલી તાકાત તેનામાં રહેતી નથી. તેને પાણી પાવાને માટે ખાસ એક માણસની જરૂર પડે છે અને જેમ કોઇ ઘણીજ લાંબી માંદગીમાં પડેલ માણસની સારવાર કરવા એક બીજા માણસને ખાસ તેની પથારી પાસે રહેવું પડે છે, તેવીજ રીતે તેની પણ સ્થિતિ થઈ જાય છે.

આથી તદ્દન ઉલટું શ્રીયુત જોષીની બાબતમાં બન્યું છે. આખા મહિના સુધી પોતે ફક્ત પાણીથી ઉપવાસ કર્યા છતાં પોતાના ઉપવાસ પહેલાં જેટલી શક્તિ હતી, તેટલીજ શકિત ઉપવાસના અંતસુધી કાયમ રહી હતી-એટલે કે, પથારીવશ ન થતાં ગમે ત્યાં એક સશક્ત માણસની પેઠે હરીફરી શકતા હતા. આ બાબત તેમના ઉપવાસમાં ખાસ મહત્ત્વની છે. તેમની કાયમ રહેલી શકિતના થોડા દાખલા નીચે આપું છું:-(૧) ઉપવાસ ચાલતા હતા તે દરમિયાન તે હમેશાં તાપી નદીએ ચાલીને નહાવા જતા હતા. (૨) ઘરનાં તથા બહારનાં બધાં કામકાજ જરાપણ નબળાઇ તથા બેચેની અનુભવ્યાવગર હમેશાં તે કરતા હતા. (૩) પંદરમે ઉપવાસે તો તે ત્રણ માઇલ સુધી ફરવા માટે ચાલીને જતા હતા. (૪) છવ્વીસમે ઉપવાસે અધિક માસની ઉજાણીમાં પોતાને ઘેર જ્ઞાતિભોજન તેમણે કરાવ્યું હતું તે વખતે સવારથી સાંજસુધી જરાપણ વિશ્રામ લીધાસિવાય પોતાના અસલના આનંદી સ્વભાવથી સઘળું કામકાજ કરવામાં મચ્યા રહ્યા હતા.

આ દાખલાઓ ઉપરથી કોઇને જાણવાની ઉત્સુકતા થાય કે, આટલા બધા ઉપવાસો પછી પણ આટલી પોતાની અસલ શક્તિ કેવી રીતે શ્રી. જોષીએ જાળવી રાખી હશે? આ રીતે જનસમૂહને જણાવવા તથા જેને ઉપયોગી થાય તેના લાભાર્થેજ આ લેખ પ્રગટ કરવાનો મુખ્ય ઉદ્દેશ છે.

શ્રી. જોષી અન્ડરગ્રેજ્યુએટ છે. તેમની ઉંમર અત્યારે ૪૭ વર્ષની છે. ઉપાવાસ પહેલાં તેમનું વજન ૩ મણ ૭ શેર હતું; અને ૨૯ ઉપવાસ પછી તેમનું વજન ૨ મણ ૨૪ શેર રહ્યું છે. જ્યારે શ્રી. જોષીને પૂછવામાં આવ્યું કે, આવા લાંબા વખતના ઉપવાસ કરવાનો તમને ક્યાંથી વિચાર આવ્યો અને તમો તમારી અસલ શ ત તેટલાજ પ્રમાણમાં ઠેઠસુધી જાળવી રાખવામાં કેવી રીતે ફતેહ પામ્યા?

તેના જવાબમાં શ્રી. જોષીએ કહ્યું કે, મેં હિંદુશાસ્ત્રોમાં અનેક ઠેકાણે ઉપવાસના ફાયદાઓ વાંચ્યા છે. તેની સાથે અમેરિકામાં શારીરિક શક્તિનું જ્ઞાન ધરાવનાર મહાન બર્નાર્ડ મેકફેડનનાં સઘળાં પુસ્તકોનો બારીકીથી અભ્યાસ તથા અવલોકન મેં કરેલું હોવાથી અને તે પુસ્તકોમાં પણ

ઉપવાસનું અતિશય માહાત્મ્ય વર્ણવ્યું હોવાથી તથા આખા અમેરિકામાં ઉપવાસવિષે જનસમૂહનો સારો અભિપ્રાય છે, એમ મેં જાણેલું હોવાથી મને પણ તેઓના નિયમોને અનુસરીને ઉપવાસ કરવાની ઇચ્છા થઇ આવી. ઉપવાસના દિવસોમાં પોતાની અસલી શક્તિ જાળવી રાખવાને સાધારણ રીતે નીચેના મુખ્ય નિયમો ખાસ પાળવાની જરૂર છે.

(૧) "એનીમા–ડુશ" ના પ્રયોગથી સહેજ ગરમ પાણીવડે શરીરની અંદરનાં આંતરડાંઓ એ દિવસમાં એક વખત તો સાફ કરવાંજ જોઇએ. "એનીમા–ડુશ"નો પ્રયોગ દરેક ડૉક્ટરનો જાણીતો છે; માટે જેને જાણવાની ઇચ્છા હોય, તેમણે તે કેમ કરવો તે ડૉક્ટરને પૂછી માહિતગાર થવું. જે લોકો આ પ્રયોગથી આંતરડાં સાફ કરતા નથી, તેઓને બેચેની તથા નબળાઇ જણાય છે.

(૨) લોહીને પ્રવાહી રાખવા માટે ઉપવાસના દિવસોમાં પાણી વારંવાર પીવું જોઇએ. વરસાદનું અદ્ધરથી ઝીલેલું પાણી અથવા તો ઉકાળેલું પાણી પીવું.

(૩) શુદ્ધ તથા ખુલ્લી હવામાં સાદી કસરત હમેશાં થોડી કરવી જોઇએ અથવા તો શરીરને થોડી વાર ચોળીને ગરમ બનાવવું જોઇએ.

(૪) કેટલીક વખત શારીરિક ગરમી શરીરના કોઇ ભાગમાં અત્યંત વધી જાય છે અને તેથી બેચેની ઉત્પન્ન થાય છે. આ શાંત કરવાને દિવસમાં બે–ત્રણ સ્નાન કરવાં તે ભલામણકારક છે.

(૫) ઉપવાસના દિવસોમાં દરેક માણસે સ્વેચ્છાથી પોતાનું મન પોતાના ઇચ્છિત વિષયમાં રોકવું જોઇએ.

આંતરડાંમાં ચોંટી રહેલો મળ મુખ્યત્વે કરીને બેચેની તથા અશક્તિ ઉત્પન્ન કરે છે તેના ઉપાયતરીકે "એનીમા–ડુશ"ના પ્રયોગોથી આંતરડાં ખાસ સાફ કરવાં જોઇએ. સત્તાવીસમે ઉપવાસે પણ શ્રી. જોષીએ જ્યારે ઉપરના પ્રયોગથી આંતરડાં સાફ કર્યાં ત્યારે સાધારણ પ્રમાણમાં કઠણ મળ નીકળી આવ્યો હતો. શ્રી. જોષીને પોતાના ઉપવાસ દરમિયાન એવો અનુભવ મળ્યો છે કે, જેમ જેમ ઉપવાસ વધતા જાય છે, તેમ તેમ શારીરિક શક્તિનો ઘટાડો થવાને બદલે સંચય થતો જાય છે અને શરીરમાંથી માત્ર નકામો મળ તથા ચરબી બળી જાય છે.

શ્રી. જોષીને શારીરિક તથા માનસિક નિયમોનું એટલું સારું જ્ઞાન અને પાકો અભ્યાસ છે કે, તે પોતે હિંમતથી કહેતા કે "અમુક નિયમ પાળીને હું ઓગણત્રીસ ઉપવાસ પછી પણ ત્રીસમે દિવસે ભારેમાં ભારે ખોરાક ખાઇને પચાવવાને શક્તિમાન છું."

જે લોકો ધાર્મિક દૃષ્ટિથી અથવા શારીરિક શક્તિઓ સંચય કરવાને ઉપવાસ કરવાની ઇચ્છા રાખે છે, તેમની જાણ તથા લાભાર્થેજ આ લેખ પ્રગટ કરવામાં આવ્યો છે. આ બાબતમાં જેને કંઇપણ પૂછવું હોય, તે જો શ્રી. જોષીને પૂછશે તો તે ખુશીથી તે બાબતનો ખુલાસો કરશે.
( તા. ૧૬–૯–૨૮ ના અઠવાડિક "મુંબઇ સમાચાર"માં લેખકઃ–શાહ ગંગાદાસ વ્રજવલ્લભ બી. એ. )



# ૧૧૯–બૈરાંનું પંચ

"ઓ કાકી! ઓ કાકી! સાંભળતાં કેમ નથી? હું ક્યારની તમને બોલાવ બોલાવ કરું છું. નવરાત્રિની શરૂઆત થઈ ગઇ છે. આપણે બેચરા માતાના મંદિરે ગરબા ગાવા જઇશું કે નહિ?"

"કેમ નહિ? માતાજીનાં દર્શન થાય ને ગરબા ગવાય, ગરબા ના ગાઇએ તો માતાજી ગુસ્સે થાય." એમ કહી ચંચળ કાકીએ પોતાના ઘરની છોકરીઓને તથા વહુઓને મંદિર જવા તૈયાર કરી.

નવરાત્રિમાં દુર્ગાની પૂજા ને ગરબાઓની ધમાલ ખૂબ જામી; રંગબેરંગી સાલ્લાઓમાં ગામની ભામિનીઓ ગરબા ગાવા જાય છે, એટલે તમાશા જોવાની ઇચ્છાવાળા લહેરી લાલાઓ ગુંડા પ્રકૃતિવાળા કેટલાક ફાટેલાઓ પણ બની-ઠની ત્યાં પહોંચવા લાગ્યા.

માતાજીને રાજી કરવાની ધૂનમા-ગરબાની ધમાલમાં સ્ત્રીઓ ગુલ્તાન બને એટલે પેલા લોકો જાત જાતની મશ્કરીઓ અને ઠઠ્ઠા કરવા મંડી પડે. વધારે ભીડ જામે તો ગુંડા લોકો આમતેમ હાથ નાખવાની પણ કોશીશ કરે.

ગરબા ચાલતા હતા, એટલામા ચંચળ કાકી પોતાની વહુઓ, છોકરીઓ સાથે રેશમી સાડીઓમાં રમઝમ કરતાં આવી પહોંચ્યા. ત્યાં ભેગા થયેલાઓની નજર તે તરફ જતી. એકે પોતાના સાથીદારને ધક્કો માર્યો ને તે ચંચળ કાકીની દીકરી સુવીરા ઉપર પડ્યો. બધા હસવા લાગ્યા ને ચંચળ તથા તેની વહુ અને દીકરીઓ પેલાને ગાળો દઇને છેવટે ગરબો ગાવા ગયાં. એટલામાં કૉલેજમાં ભણનાર રમણદેવ બાજુ થઇને જતો હતો ત્યાં ગુંડાઓએ ફરી મશ્કરી શરૂ કરી તે બીજી બાઇ ઉપર પડ્યા. રમણદેવથી આ સહન ન થયું. તેણે તો તરતજ પેલા ગુંડાને મેથીપાક જમાડી તેમની રેવડી દાણાદાણ કરી નાખી. મેથીપાકનો સ્વાદ ચાખી ગુંડાઓ ચાલતા થયા એવામાં રમણ બહેનોને ઉદ્દેશી બોલ્યો-'બહેનો ! આ શુ કરો છો?'

ચંચળ બોલી:-'નવરાત્રિમાં માતાજીના ગરબા ગાઇએ છીએ.'

'કયી માતાજીના?' રમણે પૂછ્યું.

દીવાળી બોલી ઉઠી:-'અંબા માતાજી, દુર્ગા માતાજી.' દુર્ગાની છબી સામેજ હતી તેને બતાવી રમણે ગંભીરતાપૂર્વક પૂછ્યું-'જુઓ છો? જુઓ છો?'

'શું ભાઇ? શું છે?' સ્ત્રીઓ બોલી.

'માતાજીના હાથમાં શું છે?'

એકસ્વરથી બધાં બોલી ઉઠ્યાં-'કેમ, માતાજીના હાથમાં ત્રિશૂલ, શંખ, ભાલો, તલવાર, ફૂલ વગેરે હોય છે.'

'ઠીક, દુર્ગા માતાજીને રીઝવવાં હોય તો તમે પણ તલવાર, શંખ, ભાલો, ત્રિશૂલ રાખતાં શીખો; કદી આવા ગુંડા તમારી મશ્કરી કરે તો ત્રિશૂલ, ભાલો અને તલવારથી તેમને ઉડાવી દો; એકલાં હો તો શંખ ફૂંકી તમારી સહચરોને બોલાવો જેથી બધાં તલવાર-ભાલાવડે દુષ્ટોનો નાશ કરે; અને સારા માણસોનું પુષ્પોથી સ્વાગત કરો. આમ કરશો તોજ માતાજી રાજી રહેશે.'

રમણનો આ ઉપદેશ સાંભળી બધાં બૈરાં અચરજ પામી બોલી ઉઠ્યાં કે 'હાય, બાપ! બૈરાંઓથી હથિયાર રખાય કે?'

રમણ હસી પડ્યો 'ના રખાય તો સ્ત્રી થઇ માતાજી આઠ જાતનાં હથિયારો કેમ રાખે?'

'જુઓ, તમારા ઉપર પેલા ગુંડા પડાપડી કરતા હતા તમારે તે વખતે દુર્ગામાતાનું અનુકરણ કરી તેમને પ્રસાદ આપવો હતો ને!'

'નવરાત્રિના ગરબા વર્ષોવર્ષ આવે છે. દુર્ગાની પૂજા કરવી હોય તો કેડે હથિયાર રાખો, એજ ખરી પૂજા છે. બાકી તાળીઓ પાડી પાડી જગતમાં તમારી હાંસી કરાવો એમાં શું મજા છે?' રમણની આ વાત સાંભળી બધાં બૈરાં વિચારમાં ને વિચારમાં ઘેર ગયાં. કહે છે કે, તે દિવસથી પછી તે ગામનાં બૈરાં કમ્મરે છુરા ને કિરપાણુ રાખતાં થયાં ને તે દિવસે અંબાજી ખરી રીતે તે ગામમાં જાગ્યાં. ("પ્રચારક"ના એક અંકમાં લેખકઃ-શ્રી. આનંદપ્રિય આત્મારામ પંડિત)

# ૧૨૦–वामन अवतारनो संदेश

"સ્વકીય સ્વરાજ્યની ભૂખ પરકીય સુરાજ્યથી શાંત થઇ શકે નહિ."

## નિંદકોનો મત

વામન અવતારના વિષયમાં ઘણાક વિદ્વાનો શંકા કરે છે કે, એને અવતારજ શામાટે માન્યો છે? આ વામને એવું કયું મોટું કાર્ય કર્યું છે, કે જેથી એને આટલો બધો પૂજ્ય માન્યો છે? બલિરાજા મોટો ધર્માત્મા હતો. તે યજ્ઞયાગ ને દાન–ધર્મ કરવામાં ભારે હતો. એવા ધર્માત્મા રાજાને દાન લેવાના બહાને જઇ વામને પોતાના પગ તળે દબાવ્યો, એમાં તેણે શી બડાઈ કરી? આ વામનના કામમાં તો બહુ કપટ ને છળ દેખાય છે. બલિની યજ્ઞશાળામાં વામન બટુકના વેષમાં જાય છે, રાજા પાસે દાન માગે છે, રાજા તેને દાન આપવા લાગે છે. એવી અવસ્થામાં બલિના માથા ઉપર પગ મૂકી, વામન એને ધોખો દઇ, એને પોતાના પગ નીચે દબાવે છે. શું આ ધર્મ છે? આમ ધોખો દેનાર કપટી વામનને અવતાર માનવો, એ તો બહુ આશ્ચર્યની વાત!

વામન અવતારના સંદેશને નહિ સમજનાર વિદ્વાન આવી રીતે વામનના કામને વખોડે છે અને બલિનીજ પ્રશંસા કરે છે. એમનો પક્ષ જુઓઃ—

૧–બલિરાજા અસુર હો, દેવ હો અથવા આર્ય હો; ભલે ગમે તે હો, પણ એટલું તો સ્પષ્ટ છે કે, તે ઉત્તમ ધર્માત્મા ક્ષત્રિય હતો;

૨–બલિરાજા નક્કી ઉત્તમ ન્યાયી, કીર્તિવાળો અને પુણ્યશાળી રાજા હતો;

૩–બલિ અને ઇંદ્ર, એ બેઉ ક્ષત્રિય હતા;

૪–બલિનું ખાનગી અને રાજકીય ચરિત્ર પૂર્ણ નિર્દોષ હતું; પ્રજામાંથી કોઇએ પણ બલિની નંદા કરી નથી; એના રાજ્યમાં બધી ભૂમિ ઘણા આનંદમાં મગ્ન હતી;

૫–બલિના રાજશાસનની સર્વેએ પ્રશંસાજ કરી છે; એના રાજ્યમાં પ્રજા આનંદમાં હરતી-ફરતી હતી અને ખૂબ યજ્ઞયાગ થતા હતા;

૬–આવા ધર્માત્મા રાજાને ધૂર્ત, ભિખારી વામને લાત મારી અને કપટથી એનું રાજ્ય લઈ લીધું;

૭–રાજા બલિએ વામનનું કંઇપણ બગાડયું ન હતું, છતાં પણ વામને બલિને પગ નીચે દબાવ્યો;

૮–વામને ક્ષત્રિયની હત્યા કરી, વિશ્વાસઘાત કર્યો અને લોકકલ્યાણકારી રાજ્યનો નાશ કર્યો;

૯–બલિનો નાશ કરવામાટે વામને એવું શું મોટું પરાક્રમ કર્યું, કે જેથી એની અવતારમાં ગણના કરવામાં આવે?

વામનને અવતાર માનવાવાળા માણસો આ વિધાનો ઉપર જરૂર વિચાર કરે. જો આ વિધાનો કોઇ નિષ્પક્ષ માણસ આગળ રજુ કરવામાં આવે, તો એ પણ એમજ કહેશે કે, વામને રાજા બલિને લાત મારી, એના શિર ઉપર પગ મૂકયો, ક્ષાત્રહત્યા કરી, એનો પરાભવ કર્યો, એ સત્ય છે; પરંતુ બલિ પણ રાજ્ય કરવાવાળો મોટો રાજા હતો–અર્થાત્ વામને અવશ્ય કંઇ અસાધારણ પરાક્રમ કર્યું હશે, કારણ કે કોઇ પણ રાજ્યકર્તા રાજા પોતાના માથા ઉપર એક સાધારણ માણસના પગથી કચરાવા પોતાની ઇચ્છાથી કદી તૈયાર હોય નહિ; તેથી કરીને વામને કંઇ વિશેષ પરાક્રમ કર્યું હશે, એમાં શંકાજ નથી; પરંતુ આ પ્રશ્નનો સદાને માટે જવાબ હોવો ઘણોજ જરૂરનો છે; તેથી પ્રથમ વામન અવતારના પૂર્વની સર્વ રાજકીય સ્થિતિની પરીક્ષા કરવી જોઇએ.

## પ્રાચીન દેશવ્યવસ્થા

ત્રિવિષ્ટપ એટલે તીબેટમાં દેવજાતિનું રાજ્ય હતું, ભારતવર્ષમાં આર્યોનું રાજ્ય હતું, હિમાલયના મધ્યઢાળ ઉપર ગંધર્વોનું રાજ્ય હતું, હિમાલયની પૂર્વબાજુએ ભૂતજાતિનું રાજ્ય હતું-જેને હાલ ભૂતાન કહે છે; હિમાલયની પશ્ચિમમાં પિશાચજાતિનું રાજ્ય હતું, તીબેટ તથા ભરતખંડની પશ્ચિમદિશામાં અસુર, દૈત્ય, દાનવ તથા રાક્ષસોનું રાજ્ય હતું. એ અસુર રાજ્ય ઇરાનથી રશિયાસુધી ફેલાયલું હતું. મહારાષ્ટ્રના જે ભાગને હાલ દેશ કહે છે તે અગાઉ

**महीपृष्ठ** કહેવાતો અને કોંકણનું નામ **महीतल, रसातल, भूतल** વગેરે **तल** વા **ताल** પ્રત્યયાંત હતું. એ નામોમાં **पाताल** એ એક નામ છે.

તીબેટ, ભરતખંડ અને સમુદ્રકિનારે આવેલા દેશને સાધારણ રીતે ત્રિવિષ્ટપ, ભૂલોક અને પાતાલ કહેતા. ત્રિવિષ્ટપ સંપૂર્ણ ઇંદ્રને અધીન હતું. અતિપ્રાચીન કાળમાં અસુર, દૈત્ય, દાનવ અને રાક્ષસોને ત્રિવિષ્ટપના દેવો સાથે જે યુદ્ધો થયેલાં, તે બધાં દેવોનું રાજ્ય હરી લેવાને માટે થયેલાં હતાં. પછી ભારતીય આર્ય પોતાની ચાતુર્વર્ણ્ય સંસ્થાની અને યજ્ઞસંસ્થાની સાથે પ્રબળ થયા અને ગંધર્વાદિ પડોશી જાતિઓ નિર્બળ થઈ. જે વખતે ભરતખંડમાં દેવોનું રાજ્ય હતું અને આર્યોનો વિશેષ ઉદય થયો ન હતો તે સમયની રાજા બલિની કથા છે. બલિરાજાની કથાનો પૂર્વાપર સંબંધ સમજવાને આટલી હકીકત બસ છે.

## રાજા બલિની જાતિ

રાજા બલિ આર્ય સંતાન ન હતો, તેમ તીબેટની દેવજાતિનો પણ ન હતો. અતિપ્રાચીન સમયમાં હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ નામના **दैत्य** જાતિના બાદશાહ હતા. ખરી રીતે તે ઇરાન-ની ઉત્તરના પ્રદેશોના બળવાન રાજા હતા. અમે કહી શકીએ છીએ કે, આજકાલ જેવા પઠાણ છે, તેવાજ તે હતા. જેમ મુસલમાનોએ વખતોવખત હિંદુસ્થાનપર ચઢાઇઓ કરી હતી, તેમ એ દૈત્યોએ પણ કરી હતી. હિરણ્યકશિપુનો પુત્ર પ્રહ્લાદ હતો. તેનો પુત્ર વૈરોચન હતો અને તેનો પુત્ર બલિ હતો. જેમ હિરણ્યકશિપુનો ભારતીય આર્ય ક્ષત્રિયોની સાથે બીલકુલ સંબંધ ન હતો, તેમ રાજા બલિનો પણ ન હતો; કારણ કે તે અસુરજાતિનો હતો. રાજા બલિ અસલ ક્ષત્રિય હતો એમ કહેવું તે તદ્દન ગાંડપણ છે, જેમ મહમૂદ ગજનીને અસલી ક્ષત્રિય કહેવો તેમ. બીજા દેશોમાં શૂરવીરો ભલે હો, પણ એમને ભારતીય આર્ય ક્ષત્રિયોની પેઠે ક્ષત્રિય કહેવા, એ ઇતિહાસનું અજ્ઞાનપણું કહેવાય. જે માણસો મહમૂદ ગજનવીને અસલ ક્ષત્રિય માનવાને તૈયાર હોય, તે બલિને પણ અસલ ક્ષત્રિય કહી શકે; કારણ કે તે બેઉ ભરતખંડની બહારના નિવાસી હતા અને ભારતીય આર્યોની સાથે શત્રુતા રાખનારા અસુરજાતિના હતા. જેમ હિરણ્યકશિપુ દેવોનો અને આર્યોનો શત્રુ હતો, તેમ બલિ પણ હતો. બેઉમાં ઔરંગઝેબ અને અકબરના જેટલો ભેદ હતો. એટલે તે ભેદ કેવળ રાજશાસનની પદ્ધતિમાં હતો, શત્રુતામાં ન હતો.

ઇરાનથી રશિયા સુધી અસુર, દૈત્ય, દાનવ અને રાક્ષસોનો દેશ હતો. એ બધાઓનો એક-માત્ર ઉદ્દેશ તીબેટના દેવરાજાને હરાવવાનો અને ભારતવર્ષમાં મનમાન્યો ઉપદ્રવ મચાવવાનો હતો. કારણ સ્પષ્ટજ છેઃ–ભારતવર્ષમાં ઉત્પન્ન થતા ધાન્યની જેમ તીબેટની દેવજાતિને જરૂર હતી, તેમજ અસુરજાતિને પણ હતી. એ કારણથી આ સુવર્ણપુરીપર અધિકાર જમાવવા માટે પ્રાચીનકાળમાં દેવ અને અસુરો વચ્ચે યુદ્ધ થયા કરતાં હતાં. પંદરમી તથા સોળમી શતાબ્દિમાં જેવો પ્રયત્ન અંગ્રેજ, ફ્રેંચ, પોર્ટુગીઝ વગેરે ભારતવર્ષમાં કરતા હતા, તેવોજ પ્રયત્ન અસુરાદિ તીબેટને માર્ગે થઇને કરતા હતા. બેઉની કોશીશોમાં ઘણીજ સમાનતા છે.

## બલિની પ્રથમ ચઢાઇ

બલિ દેવજાતિનો ન હતો તેમ તે ભરતખંડનો નિવાસી પણ ન હતો. તે તીબેટની પશ્ચિમ બાજુના અસુર પ્રદેશનો નિવાસી હતો. તેણે દેવોને હરાવીને ભરતખંડપર રાજ્ય કરવાને તીબેટ ઉપર ચઢાઈ કરી. એની પહેલી ચઢાઈનું વર્ણન શ્રીમદ્‌ભાગવતના આઠમા સ્કંધના દશમા અધ્યાયમાં છે.

એ વખતે બલિ, નમુચિ, યાતુધાન, વૈરોચન, જંભ આદિ સર્વ અસુર, દૈત્ય, દાનવ અને રાક્ષસ એક થઇને દેવો ઉપર ચઢાઇ કરવા લાગ્યા હતા. દેવોનો મુખ્ય રાજા ઇંદ્ર હતો અને એને મદદ કરનાર મરુત, વરુણ, હયગ્રીવ આદિ અનેક દેવવીર હતા.

એ યુદ્ધ બહુ દિવસો સુધી ચાલ્યું. એમાં બધા દેવોએ અદ્વિતીય સંઘશક્તિથી કામ કર્યું, તેથી બલિ હારી ગયો. એનું વર્ણન ભાગવતમાં (૮–૧૧–૪૭) આમ છેઃ—

**येऽवशिष्टा रणे तस्मिन्नारदानुमतेन ते । बलिं विपन्नमादाय अस्तं गिरिमुपागमन् ॥**

યુદ્ધમાં બલિ મૂર્છિત થયો હતો. એના થોડાજ વીરો બચી ગયા હતા. ત્યારે નારદે તેમને કહ્યું કે, હવે તમે લોકો અહીંથી જતા રહો, નહિ તો તમારો નાશ થશે. નારદનું કહેવું એમને ઠીક લાગ્યું અને તે અસુર સૈનિકો મૂર્છિત બલિને લઇને પશ્ચિમના પર્વત પાછળ ભાગી ગયા.

બલિએ તીબેટ ઉપર હુમલો કર્યો તે પણ પશ્ચિમદિશાએથી અને અસુર સિપાઇઓ બલિને લઇને નાસી ગયા તે પણ પશ્ચિમ દિશામાં; તેથી સ્પષ્ટ છે કે, બલિનો દેશ તીબેટની પશ્ચિમમાં હતો. વર્તમાન રશિયા, તુર્કસ્તાન અથવા એની પાસેનો બીજો કોઈ દેશ બલિનો દેશ હશે. પોતાના દેશમાં પાછા જતાં રસ્તામાં ભૃગુઋષિના આશ્રમમાં તે કેટલાક માસ રહ્યો અને ત્યાં દવા-પાણી કરવાથી તે સારો થઈ ગયો. આ વિષયમાં ભાગવતમાં (૮–૧૫–૩) કહ્યું છે કેઃ—

**पराजित श्रीरसुभिश्च हापितो हीन्द्रेण राजन् भृगुभिश्च जीवितः।**
**सर्वात्मना तानभजद् भृगून् बलिः शिष्यो महात्मार्थनिवेदनेन ॥**

ઇંદ્રે બલિને પૂરો હરાવ્યો. એની સ્થિતિ મરી જવા જેવી થઇ હતી. ભૃગુના આશ્રમે પહોંચવાથી ત્યાં તેની સારવાર થયાથી તે જીવતો રહ્યો. તેથી તે ભૃગુને માન આપવા લાગ્યો.

મરવાની અણી ઉપર આવેલા તે બલિ ઉપર ભૃગુઋષિએ ઉપકાર કર્યો અને એના પ્રાણ બચાવ્યા; પણ એણે ભરતખંડ ઉપર ફરીને ચઢાઇ કરવાનો વિચાર છોડયો નહિ. શું, આ અસુરોના મનની પ્રવૃત્તિ વિચાર કરવા લાયક નથી? જેનો પ્રાણ પૃથ્વીરાજે બચાવ્યો હતો, તેજ મહમદ ગોરીએ પૃથ્વીરાજનો નાશ કર્યો!! અમારી સૂચના છે કે, વાચકગણ ઉપરની આ ઐતિહાસિક વાતની સાથે પૌરાણિક વાતની તુલના જરૂર કરે.

દીનદુઃખી ઉપર દયા લાવી તેને સહાય કરવાના વિચારથી ભૃગુઋષિએ ઘાયલ થયેલા બલિને પોતાના આશ્રમમાં રાખી એની સારવાર કરી, પણ એજ બલિએ આગળ ઉપર ભૃગુઋષિનું એવું અપમાન કરેલું, કે જેથી ઋષિની આંખ એકદમ ખુલી ગઇ અને એમણે બલિને શાપ દીધો. અહીં સ્પષ્ટ દેખાય છે કે, અસુર દૈત્યાદિ કેવી રીતે પોતાની જાતપર જાય છે. બલિ પોતાને દેશ ગયો અને એણે ફરીને દેવરાજ્ય ઉપર હુમલો કરવાની તૈયારી કરી.

## બલિની બીજી ચઢાઈ

પહેલી ચઢાઇ નિષ્ફળ ગયેલી છતાં બલિએ ફરીને નવા ઉત્સાહથી બીજી ચઢાઇ કરવા માટે તૈયારી કરી. પહેલાં કરતાં વધારે સારી તૈયારી થઇ એટલે બલિએ દેવોના દેશ ઉપર બીજીવાર ચઢાઇ કરી.

**वृतो विकर्षन् महतीमासुरीं ध्वजिनीं विभुः। ययाविन्द्रपुरीं स्वृद्धां कंपयन्निव रोदसी ॥**

ભાગવતના (૮–૧૫–૧૧) આ શ્લોકમાં એમ કહ્યું છે કે, બલિએ મોટી ભારે સેના સાથે લઇને ઇંદ્રપુરી ઉપર ચઢાઇ કરી; પણ આ વખતે દેવોના સૈન્યની બિલકુલ તૈયારી ન હતી, તેથા બલિની આસુરી સેનાને હરાવવાનું ઇંદ્રને અસંભવ લાગ્યું. જેમકે ભાગવત (૮–૧૫–૨૫)માં કહ્યું છે કે

**भगवन्नुद्यमो भूयान् बलेर्नः पूर्ववैरिणः। अविषह्यमिमं मन्ये केनासीत् तेजसोर्जितः ॥**

ઇંદ્રે કહ્યું કે, અમારા જૂના શત્રુ બલિએ હુમલો કર્યો છે. અમારી તો બીલકુલ તૈયારી નથી, તેથી એ હુમલાને પાછો હઠાવવો અસંભવિત લાગે છે.

ગયા યૂરોપના મહાયુદ્ધમાં ફ્રાંસની તૈયારીના અભાવમાં જેમ જર્મનીએ હુમલો કર્યો હતો, તેમ દેવવીર અપ્સરાઓની સાથે નાચમાં મગ્ન હતા અને બલિની આ ચઢાઇની બાબતમાં સાવ અસાવધાન હતા, એવે વખતે બલિએ ઘણી ચપળતાથી હુમલો કર્યો. દેવો એનો પ્રતિકાર કરી શકયા નહિ, તેથી દેવવીરો પોતપોતાનું ગામ છોડી જીવ બચાવવાને ભાગી ગયા અને જ્યાં છુપાઇ રહેવાની જગા મળી ત્યાં છુપાઇ રહ્યા.

**देवेष्वथ निलीनेषु बलिर्वैरोचनः पुरीम्। देवाधीनमधिष्ठाय वशं निन्ये जगत् त्रयम् ॥**

"દેવવીરો ભાગી ગયા, એમ જાણીને બલિએ ઇંદ્રની રાજધાનીમાં પ્રવેશ કર્યો અને ત્રિવિષ્ટપ, ભરતખંડ અને પાતાળ, એ ત્રણે સ્થાનો પોતાને તાબે કર્યાં." (શ્રી. ભાગ૦ ૮–૧૫–૩૩)

આ પ્રમાણે યુદ્ધ કર્યા વગર બીજાઓની અસાવધાનતાનો લાભ લઇને બલિ દૈત્ય આવા મોટા પ્રદેશનો સ્વામી બની બેઠો. બલિ જાણતો હતો કે, એના દાદા હિરણ્યકશિપુ ક્રૂર નીતિથી કામ લેતો હતો, તેથી એનું રાજ્ય લોકપ્રિય ન થયું અને એનો વધ થયો; તેથી કરીને બલિએ સૌમ્ય નીતિનો આશ્રય લીધો. એણે અમલ કરવામાં એવો પ્રબંધ કર્યો કે, કોઇને દુઃખ દેવું નહિ અને બધા વશ રહે. આવી નીતિ અખત્યાર કરવામાં એનો ઉદ્દેશ એવો હતો કે, કોઇ દેવરાજા અથવા આર્યરાજા બળવો કરે નહિ અને પોતાનું રાજ્ય જાય નહિ. બલિની બાહ્ય નીતિ સૌમ્ય હતી, પણ એણે સારા સારા અધિકારની જગાઓ દૈત્યોનેજ આપેલી હતી. એનો અંદરનો પ્રબંધ એવો સખત હતો કે, દેવો અથવા આર્યોમાંથી કોઇપણ અમુક હદથી આગળ વધી શકે નહિ. બલિના રાજ્યમાં બહાર શાંતિ જણાતી હતી. કોઇને ખુલ્લેખુલ્લું કષ્ટ આપવામાં આવતું ન હતું. સર્વને એકસરખો ન્યાય મળતો હતો, એટલે આર્ય અને દેવની વચ્ચેના ઝગડામાં એ બરાબર ન્યાય આપતો, કોઇના ધર્મકર્મમાં આડે આવતો નહિ. કોઇ પણ દૈત્ય અગાઉની પેઠે આર્યોને હેરાન કરતો નહિ, તોપણ એની રાજનીતિનું ફળ એવું આવતું જતું હતું કે, ભારતીય આર્ય, તીબેટના દેવ અને પાતાલવાસી સર્પ આદિ જાતિઓ દિનપ્રતિદિન નાકૌવત અને બાયલી-કાયર થતી જતી હતી અને એમનામાં ફરી માથું ઉંચું કરવાની હિંમત અને શક્તિ હતી નહિ. એની નીતિજ એવી હતી કે, એ જાતિઓનો તેજોભંગ સદા થતો રહે અને તે સદા તાબે રહે.

હમેશ તેજોભંગ થતો હોવાથી તે તાબેદાર જાતિઓની સર્વ શક્તિઓ નિર્બળ થવા લાગી. એમને પુરુષાર્થ દેખાડવાનો અવસર નહિ રહેવાથી એમનું જીવન ઉત્સાહરહિત રહેવા લાગ્યું. કોઇને અમુક મર્યાદાથી આગળ કાર્યક્ષેત્ર મળતું હતું નહિ, તેથી એમની ચઢતી રોકાઇ ગઇ હતી અને ઉપભોગ પણ અટકી ગયો હતો. બલિ દૈત્યના કપરા બંદોબસ્તને લીધે અને એની અસાધારણ શક્તિને લીધે કોઇપણ આર્યવીર અથવા દેવવીર ઉઠી શકતો ન હતો. સર્વ વીરો ઘરમાં છુપાઇને બેઠા હતા અથવા જંગલોમાં નાસી ગયા હતા. સ્ત્રીઓ ઘરમાજ બેસી પ્રાચીન વૈભવનું સ્મરણ કરી વિલાપ કરવા લાગી હતી.

### પુરુષોના વિચાર

બલિથી પરાજિત દેવવીર અને આર્યવીર નિરુત્સાહ થઇ ગયા હતા. "બલિનું સુરાજ્યજ સારૂં છે, આપણને પણ અધિક ઉપભોગની શી જરૂર છે? દૈત્ય કર્તાકારવતા છે, એમના જેવું કર્તાકારવતાપણું આપણામાં ક્યાં છે? દેવોનું આર્યો ઉપર રાજ્ય હોય અથવા આર્યોનું દેવો ઉપર રાજ્ય હોય, એથી લાખ દરજ્જે આજ સારૂં છે કે, જે આર્ય નથી તેમ દેવ પણ નથી એવા દૈત્યનું રાજ્ય એ બેઉ ઉપર હોય; કારણ કે દેવોનું રાજ્ય થાય તો દેવવીરો આર્યોપર જુલમ કરશે અને આર્યોનું રાજ્ય થયું તો આર્યવીરો દેવો ઉપર અત્યાચાર કરશે. એ બેઉ સ્થિતિ બુરી છે; તેથી એ બેઉ જાતિઓ ઉપર જે બલિનું સુરાજ્ય છે તેજ ઠીક છે. બલિના રાજ્યમાં અમને કંઇ કષ્ટ નથી. બલિએ જાતે યજ્ઞયાગ ચલાવ્યા છે, તે અમારા યજ્ઞોમાં કંઇ હરકતકર્તા નથી. એનો એવો પ્રયત્ન છે કે, અમારી ધીરે ધીરે ઉન્નતિ થાય, તેથી ઠીક તો એ છે કે, બલિનું રાજ્ય સદાય રહે."

એ સમયના પુરુષોના વિચારો એવા હતા, તેથી કરીને બલિનું સુરાજ્ય સ્થાપિત થઇ ગયે કોઇ દેવવીરે અથવા કોઇ આર્યવીરે બલિનું રાજ્ય નષ્ટ કરવાને પ્રયત્ન કર્યો નહિ; પરંતુ દેવસ્ત્રીઓ અને આર્યસ્ત્રીઓ પૂર્વકાળના વૈભવનું સ્મરણ કરી કરીને અશ્રુપાત કરતી હતી આ જોઇને કેટલાકો કહેતા હતા કે આ તો જૂની પુરાણી રીતો પસંદ કરનારી મૂર્ખ અને પાગલ સ્ત્રીઓ છે. પણ કેટલાક તો એ સ્ત્રીઓના હૃદયમાં ધધકતા સ્વતંત્રતાના અગ્નિને જાણતા હતા.

### સ્ત્રીઓનો શોક

માતાના હૃદયમાં જે વિચારો તીવ્ર હોય છે, તેજ વિચારો બાળકના હૃદયમાં જડ જમાવે છે. જો માતાના હૃદયમાં રાજ્યક્રાંતિના વિચારો તીવ્રતાથી વાસ કરે છે, તો બેએક પેઢીમાં ખચિત રાજ્યક્રાંતિ થયા વગર રહેતી નથી; પરંતુ જો સ્ત્રીઓ જાતેજ પારકા રાજ્યને ભૂષણ સમજે, તો રાજ્યક્રાંતિ થવી અસંભવ છે.

પરાજિત દેવોની અને આર્યોની સ્ત્રીઓ પૂર્વવૈભવનું સ્મરણ કરી મનમાં કેવી તલસતી તથા શોક કરતી હતી, તે માટે નીચેનો ભાગવત (૮-૧૬-૧) નો શ્લોક જુઓઃ—

**एवं पुत्रेषु नष्टेषु देवमाताऽदितिस्तदा । हृते त्रिविष्टपे दैत्यैः पर्यतप्यदनाथवत् ॥**

અર્થાત્ દૈત્યોએ અમારૂં રાજ્ય લેઇ લીધું અને અમારા પુત્રોનો સર્વનાશ થયો. આ વિચારથી અનાથની પેઠે દેવમાતાઓ મનમાં ને મનમાં બળતી હતી. એ સ્ત્રીઓ એમ વિચાર કરતી હતી કે, અમારો પૂર્વનો વૈભવ ફરીને પ્રાપ્ત થાઓ; અમારા પુત્રોની યોગ્યતા રાષ્ટ્રીય દૃષ્ટિએ વધે; એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાઓ, કે જે સંપત્તિનો ઉપભોગ દૈત્ય આદિ આ વખતે કરે છે તે સંપત્તિનો ઉપભોગ અમારા પુત્રો કરે. સારાંશ એ કે, માતાઓના હૃદયમાં દિવસરાત આ વિચાર તીવ્રતાથી રહેતા હતા કે, અમારો ગત વૈભવ અમને ફરીને પ્રાપ્ત થાય.

આક્ષેપક કહે છે કે, બલિના રાજ્યમાં પ્રજા ઘણી સુખી હતી. અમે એને કહીએ છીએ કે, તે સ્ત્રીઓના હૃદયમાં જે આગ સળગતી હતી તે ઉપર ધ્યાન આપે; પણ આ આગ એ કેવી રીતે જોઇ શકવાનો? દેવમાતાઓના હૃદયની વ્યથા શી હતી અને કેટલી તીવ્ર હતી? એ વાત તેઓજ જાણી શકે, કે જેઓ સ્વરાજ્યના જીવનના તરસ્યા હોય. અન્ય એશઆરામી લોક તો એમજ કહેવાના કે, દૈત્યોનું રાજ્યજ ચિરકાલસુધી ભલે રહે. જો કદાચિત્ એ લોકોનો આત્મા બલિના રાજ્યમાં શરીર ધારણ કરી આવ્યો હોત તો સંભવ છે કે, તેઓ ઉપર કહેલી રાજદ્રોહી માતાઓનો શિરચ્છેદજ કરત. અમે માતાઓના વિશેષણતરીકે રાજદ્રોહી શબ્દ એટલા માટે વાપર્યો છે કે, તે માતાઓ પ્રતિદિન ઇશ્વર પાસે રાજદ્રોહીજ પ્રાર્થના કરતી હતી.

### સ્ત્રીઓની ઇચ્છા

પૂજા કરીને તેઓ રાતદિવસ ઇશ્વર પાસે એવું માગતી હતી કે, અમારી લઇ લીધેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત થાઓ. જેમકેઃ—

**तस्मादीश भजन्त्या मे श्रेयश्चिन्तय सुव्रत । हृतश्रियो हृतस्थानान् सपत्नैः पाहि नः प्रभो ॥**
**परैर्विवासिता साऽहं मग्ना व्यसनसागरे । ऐश्वर्यं श्रीर्यशः स्थानं हृतानि प्रबलैर्मम ॥**
**तथा तानि पुनः साधो प्रपद्येरन् ममात्मजाः । तथा विधेहि कल्याणं धिया कल्याणसत्तम ॥**

આ ભાગવત (૮-૧૬;-૧૫,૧૬,૧૭) ના શ્લોકોમાં એમ કહ્યું છે કે, હે ઇશ્વર! હું તમારી ભક્તિ કરૂં છું. તેથી એવું કરો, કે જેથી મારૂં કલ્યાણ થાય. હે પ્રભુ! બળવાન શત્રુએ અમારી સઘળી સંપત્તિ હરી લીધી છે અને અમને સ્થાનભ્રષ્ટ કરી દીધાં છે, અમને વૈભવના શિખરપરથી દુઃખના સાગરમાં ફેંકી દીધાં છે, અમને શહેરમાં ફાવે ત્યાં હરવા ફરવાની સ્વતંત્રતા નથી. બળવાન શત્રુએ અમારાં ઐશ્વર્ય, સંપત્તિ, યશ અને સર્વ સ્થાનો હરી લઇને અમને નિરાશ્રિત બનાવી દીધાં છે. અમારા નવજવાનોને પ્રાચીન વૈભવ મળો, તેઓ અગાઉની પેઠે ઐશ્વર્યસંપન્ન થાઓ, એમની ધવલ કીર્તિ ચારે દિશાઓમાં ફેલાય અને એમના સઘળા અધિકાર એમને પાછા મળો.

બલિના રાજ્યમાં પરાજિત દેવમાતાઓની પ્રતિદિનની આ પ્રાર્થના સર્વને માટે વિચારણીય છે. આ પ્રાર્થનાનો દરેક શબ્દ બતાવે છે કે, બલિદૈત્યે કેવો મોટો અનર્થ દેવરાજ્યમાં કર્યો હશે અને એણે પરાજિત લોકોને કેવી અધમ દશાએ પહોંચાડયા હશે. આ વિષયમાં નીચે લખેલા શબ્દોનું મનન કરો—

**૧-हृतश्रियः ॥** દૈત્યે એમની સર્વ સંપત્તિ હરી લીધી હતી, તેથી દૈત્ય હમેશાં ધનવાન થતા હતા અને દેવો ધનહીન થતા હતા.

**૨-हृतस्थानाः ॥** દેવરાજ્યનાં સારા સારા હોદ્દાઓ અને અધિકારો દૈત્યોએ લઇ લીધા હતા, તેથી દેવયુવકોને તાબેદારીનું કામ કરવું પડતું.

**૩-विवासिताः ॥** દૈત્યોએ દેવોને દેશમાંથી કાઢી મૂકયા હતા.

**૪-व्यसने मग्नाः ॥** સર્વને દુઃખસાગરમાં ફેંકી દીધા હતા.

**૫-ऐश्वर्य, संपत्ति, यश અને स्थान ॥** આ બધી વસ્તુ દેવોને મળતી ન હતી, પણ તે

બધું દૈત્યોનેજ મળતું હતું.

(હાલની આપણી સ્થિતિને આ વર્ણન આબેહૂબ મળતું આવે છે કે કેમ, તે દરેકે વિચારી જોવું.)

આ ઉપરથી જાણવામાં આવશે કે, બલિના સુરાજ્યમાં દેવરાજ્યની અને આર્યરાજ્યની કેવી દશા થઇ ચૂકી હતી અને નવયુવકોની સાથે દૈત્યોનો કેવો વ્યવહાર હતો.

દેવમાતાઓને તો ધગશ લાગી હતી કે, અમારો ગયો વૈભવ અમને પાછો મળે. ધગશ લાગવાથી ઈશ્વરસાક્ષાત્કાર થાય છે. દેવમાતાઓને પણ ઈશ્વરસાક્ષાત્કાર થયો. જુઓ ભાગવત (૮-૧૨-૧૫):-

**देवमातर्भवत्या मे विज्ञातं चिरकांक्षितम् । यत् सपत्नैः हृत श्रीणां च्यावितानां स्वधामतः ॥ तान् विनिर्जित्य समरे दुर्मदान् असुरर्षभान् । प्रतिलब्धजयश्रीभिः पुत्रैः इच्छस्युपासितुम् ॥ इन्द्रज्येष्ठैः स्वतनयैः हतानां युधि विद्विषाम् । स्त्रियो रुदन्ती आसाद्य द्रष्टुमिच्छसि दुःखिताः ॥ आत्मजान् सुसमृद्धान् त्वं प्रत्याहत यशःश्रियः । नाकपृष्ठमधिष्ठाय क्रीडतो द्रष्टुमिच्छसि ॥**

હે દેવમાતા! તમારા મનની બહુ દિવસની ઇચ્છા મેં જાણી છે. દૈત્યોએ તમારાં બાળકોનું સંપૂર્ણ રાજ્ય હરણ કર્યું છે અને એમને પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂક્યા છે. તમારી એવી ઇચ્છા છે કે, તમારા જુવાન પુત્રો લડાઇમાં દૈત્યને હરાવે અને તેઓ ગયેલો વૈભવ પુનઃ પ્રાપ્ત કરે. તમારી ઇચ્છા છે કે, તમારા ઈંદ્રાદિ પુત્ર લડાઈમાં શત્રુને મારી નાખે અને એ દુઃખથી દુઃખી દૈત્યોની સ્ત્રીઓને રોતી તમે જુઓ. તમારી ઇચ્છા છે કે, તમારા તરુણ પુત્ર ગયેલો વૈભવ ફરીને મેળવે અને પોતાના દેશમાં પહેલાંની માફક ઐશ્વર્યનો ઉપયોગ કરતા એમને તમે જુઓ.

આ સાક્ષાત્કારના શબ્દથી એ જણાય છે કે, બલિનું રાજ્ય કેવા પ્રકારનું હતું અને જીતાયલા લોકોના વિચાર આ બલિના સુરાજ્યમાં કેવા હતા. આ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે, બલિના અમલદરમિયાન સંપૂર્ણ દેવજાતિ અને આર્યજાતિ પૂરી નિઃસત્ત્વ થઇ ગઇ હતી. આવી પરાધીનતાની બેડીમાં રહેનાર કોઇ કહે કે, બલિના રાજ્યમાં પ્રજા સુખી હતી, તો પછી રાષ્ટ્રીય આપત્તિ બીજા કયા પ્રકારની હોઇ શકે, તે સમજાતું નથી. એવા બલિરાજાને બાલબ્રહ્મચારી વામન નામના બ્રાહ્મણકુમારે લાત મારી તેમાં વામને શું ખોટું કર્યું છે?

### વામનની કર્તુત

જે વખતે વામન અવતાર થયો, તે વખતે રાજકાજ ઘણું વિકટ થઇ ગયું હતું. તીબેટની દેવજાતિ, ભરતખંડની આર્યજાતિ અને બીજી નાની નાની જાતિઓમાં ફાટફુટ પડી ગઇ હતી. અનેક વર્ષો સુધી એ લોકો પરાધીન રહ્યા હતા, તેથી એમનામાં કંઇ વ્યવસ્થા રહી ન હતી. હરેક જણ પોતાના સ્વાર્થની ફીકર કરતો હતો. સંઘશક્તિ ઉત્પન્ન થવાની સંભાવનાજ હતી નહિ. સઘળા લોકો હૃદયથી માનતા હતા કે, ચારે બાજુ ફેલાઇ ગયેલું બલિનું રાજ્ય ઉથલાવી પાડવું ખરેખર અસંભવિત છે. દેવોનો રાજા ઇંદ્ર ધોળે દિવસે સરીઆમ રસ્તે જઇ શકતો નહિ. સ્ત્રીઓનાં નેત્રોમાંથી વહેતી દુઃખની આંસુધારાઓ બંધ થતી નહિ. બધી રીતે આવી મહાભયંકર સ્થિતિ હતી. સ્વતંત્રતાની પ્રાપ્તિનો સરળ માર્ગ કોઇની નજરે દેખાતો ન હતો અને કોઇ પણ એની આશા પણ રાખતો નહિ. આવી પૂરેપૂરી નિરાશામય સ્થિતિમાં વામનનો જન્મ થયો હતો, તેથી એના કાર્યની મહત્તા સહેજમાં જણાઇ આવતી હતી.

એ વખતની વીરાંગનાઓની આકાંક્ષાઓ વામનના અંતઃકરણમાં એકઠી થઇ હતી. બલિદૈત્ય અસાધારણ વ્યક્તિ હતો. તે ઘણો ધૂર્ત તેમજ નીતિજ્ઞ હતો. એણે જાતે વૈદિક ધર્મની દીક્ષા લીધી હતી. તે પોતે યજ્ઞયાગ કરાવતો હતો. આ પ્રમાણે એ એમ દેખાડતો હતો કે, અમે સર્વ રીતે પ્રજાનાજ છીએ; પરંતુ તે ત્રણે દેશના લોક પોતાનું મસ્તક ઉંચું ન કરી શકે, એ હેતુસર જે કરવું જરૂરનું હતું, તે કરવાનું તે કદી પણ ભૂલતો નહિ. ભારતીય લોક પ્રથમથીજ ધર્મની બાબતમાં ભોળા છે. બલિરાજા યજ્ઞ કરતો તેથી તેઓ તેની બડાઇ ગાતા હતા; પણ ઘણા થોડા લોકો એવા હતા, કે જેઓ તેનો અંદરનો હેતુ પૂરેપૂરી રીતે સમજતા હતા. આ ઉપરથી આપણને એક શિક્ષા મળે છે કે, જો પરદેશી રાજનીતિજ્ઞ માણસ પરાજિત લોકોનાં ગુણવર્ણન કરે અને

ધર્મસ્વીકાર કરે, તો આપણે વિચાર કરવો જરૂરનો છે કે, એઓના આ કાર્યમાં રાજનૈતિક ઉદ્દેશ શો છે? વામન બધું જાણી ગયો હતો કે, આ સ્વાંગ કેવળ એટલા માટે છે કે, તીબેટ વગેરે ત્રણે દેશ ઉપર પોતાની સત્તા જારી રહે; તેથી જે સમયે બલિનો યજ્ઞ ચાલુ હતો અને સોમનો રસ કાઢવાની તૈયારી હતી, તેજ સમયે વામને યજ્ઞમંડપમાં પ્રવેશ કર્યો અને જઇને બલિની સામે ઉભો રહ્યો. યાજકો સોમરસ કાઢવાની તૈયારીમાં હતા, તેજ સમયે વામનની તેજસ્વી મૂર્તિ યજ્ઞના મંડપમાં આવી ઉભી રહી.

## વામનની પૂર્વ તૈયારી

વામન નાનો હતો, પણ રાજનીતિમાં નિપુણ હતો. એના શરીરનું બળ કંઇ કમ ન હતું. અવસર આવ્યે તે લડવાને તૈયાર રહેતો. યુદ્ધના દાવ, મલ્લયુદ્ધના પેચ અને ચઢાઇની યુક્તિઓથી પૂરેપૂરો માહિતગાર હતો; તેથી વામન બટુ યજ્ઞમંડપમાં એકલો આવ્યો ન હતો. એની અગાઉ ગુપ્ત વેષમાં સેંકડો દેવવીર અને આર્યવીર બ્રાહ્મણનો વેષ ધારણ કરીને મંડપમાં હાજર થઇ ગયા હતા. તે સર્વ પોતપોતાનાં અસ્ત્રશસ્ત્ર દર્ભમાં, ધોતીમાં, છાતીમાં, કૃષ્ણાજિનમાં સંતાડી લાવ્યા હતા. તેઓ બ્રાહ્મણોના ભેગા જઈ બેઠા હતા. એવી તૈયારી કર્યા પછી વામન જાતે બ્રહ્મચારીના વેશમાં દંડ-કમંડલુ હાથમાં લેઇ લંગોટી પહેરેલો મંડપમાં આવી બલિની આગળ હાજર થયો. ઉંમર નાની પણ તેજસ્વી, દેખાવમાં ઠીંગણો પણ બુદ્ધિમાં ભારે, થોડા પણ ગંભીર શબ્દો બોલનાર વામન જેવો બ્રાહ્મણકુમાર બલિદૈત્યે અગાઉ કદી જોયો ન હતો. એનું અસામાન્ય તેજ જોઇને બલિ સ્તબ્ધ થઇ ગયો. એણે વામનનું સ્વાગત કર્યું અને કહ્યું કે, આપને જે ઇચ્છા હોય તે માગો. વામને ત્રિપાદ ભૂમિ માગી. બલિએ એને ઘણો સમજાવવાનો પ્રયત્ન કર્યો કે, બીજી કોઇ મોટી ચીજ માગો, પણ વામન એકનો બે ન થયો

આના જેવી એક કથા મુગલ પાદશાહના વખતમાં બની હતી. દિલ્હીના એક મુગલ પાદશાહની પુત્રી બિમાર થઇ હતી, એને એક યૂરોપીયન દાકતરે સાજી કરેલી; તેથી બાદશાહે દાકતરને કહ્યું કે, તમારી ઇચ્છા હોય તે માંગો, હું તે આપીશ. એટલે દાકતરે કહ્યું કે, જહાંપનાહ! બકરાના ચામડાની બરાબર જમીન મને આપો. આ વાત સાંભળીને બાદશાહને ખૂબ હસવું આવ્યું અને બીજું કંઇ માગવાને ડૉક્ટરને સમજાવવા લાગ્યા; પણ તેણે કંઇ માન્યું નહિ. પછી બાદશાહે બકરાના ચામડાની બરાબર જમીન આપવાનું ફરમાન કાઢ્યું; એટલે એ ધૂર્ત ડૉક્ટરે એ ચામડાના બારીક તંતુ કાઢ્યા અને તે એકબીજા સાથે જોડી લીધા, તેથી એની લંબાઇ માઇલો સુધી થઇ અને એટલીજ જમીન માગી. બાદશાહ એની બુદ્ધિમત્તા ઉપર ખુશ થઇ ગયો અને એથી બમણી જમીન એને બક્ષીસ આપી.

ઇતિહાસમાં આવી અનેક કથાઓ પ્રસિદ્ધ છે. આવી વિપરીત જણાતી વાત માગનારના કહેવામાં શ્લેષ રહે છે. જો એ શ્લેષ જાણવામાં આવે, તો કંઇ ડર રહેતો નથી; પણ તે ન સમજી શકાય, તો સમૂળો નાશ થાય છે. વામનના 'ત્રિપાદ ભૂમિ' શબ્દોમાં શ્લેષ સ્પષ્ટજ હતો. તીબેટ, ભરતખંડ અને પાતાલ-એ ત્રણ દેશ માગવાની એની મતલબ હતી; પણ એ વાત બલિના ધ્યાનમાં આવવી અસંભવિત હતી, કારણ કે બલિને ખબર ન હતી કે, બ્રાહ્મણોએ પોતાની વિરુદ્ધ કોઇ ષડયંત્ર રચ્યું છે અને એમાં અનેકાનેક દેવવીર પણ ભળ્યા છે, તેથી કરીને બલિદૈત્ય અસાવધાન હતો.

જોકે બલિ પોતે અને એના સર્વ વીરો અસાવધાન હતા, તોપણ તે મોટો સમ્રાટ હોવાથી એ યજ્ઞમંડપની આસપાસ અને અંદર પણ સેંકડો રાક્ષસ સૈનિક તૈયાર હાજર હતા. તેઓ કંઇ આપત્તિ આવે તે વખતે બલિની રક્ષા કરવાને હાજરજ હતા, પરંતુ એમાંના કોઇને પણ ક્રાંતિની શંકા સરખી હતી નહિ. એવી ગુપ્ત રીતે વામને કાવત્રું રચ્યું હતું. વામને આવી સાવધાનતા ન રાખી હોત તો તે બલિનું રાજ્ય ઉથલાવી શકત નહિ.

જ્યારે વામને જોયું કે, શત્રુના વીરો અસાવધાન છે અને પોતાના પક્ષના વીરો અસ્ત્રશસ્ત્રસહિત ત્યાંજ પૂરેપૂરી રીતે તૈયાર છે, ત્યારે એ સમજી ગયો કે, આજ અવસર અનુકૂળ છે; ત્યારેજ

એણે "ત્રિપાદ ભૂમિ"નું દાન માગ્યું. તે જાણતો હતો કે, યજ્ઞના સોમનું સવન જ્યાંસુધી થયું નથી, ત્યાંસુધી પોતાને અનુકૂળ પરિસ્થિતિ છે.

બલિ અને વામન વચ્ચે દાન માટે થોડો વિનોદ થયો, તે પછી વામન બલિના સંમુખ દાન લેવાને બેસી ગયો. આ વખત સુધી બલિના મનમાં કોઇ પ્રકારની શંકા ઉઠી ન હતી. બલિના પુરોહિતને વામનની બાબતમાં સંદેહ થયો. કદાચિત્ વામનના ષડયંત્રના સંબંધમાં કંઇ વાત એના જાણવામાં પણ આવી હશે, તેથીજ તેણે બલિને ચેતવવાને યત્ન કર્યો; પણ બલિએ એના કહેવા ઉપર કંઇ લક્ષ આપ્યું નહિ. જો બલિ પોતાના પુરોહિતનું કહેવું સમજી ગયો હોત, તોપણ હવે એ વામનના પંજામાંથી છૂટે એ અસંભવિત થઇ ગયું હતું.

યોગ્ય અવસર જોઇને વામને બલિને નીચે નાખ્યો અને એના માથા ઉપર પોતાનો પગ મૂકયો. આ ઘટના એવી ચાલાકીથી અને સ્ફૂર્તિથી બની કે પ્રથમ તો કોઈના સમજવામાં પણ આવ્યું નહિ કે, આ શું થયું? ઋત્વિજ લોકો યજ્ઞ કરવામાં મગ્ન હતા, બીજા બ્રાહ્મણો વેદઘોષમાં લીન હતા અને પ્રેક્ષક લોકો વાર્તાલાપમાં લાગેલા હતા. એવે સમયે વામને બલિદૈત્યને જમીન ઉપર પછાડયો. આ ઘટના પ્રથમ પહેરેદાર સૈનિકોએ જોઇ, એટલે તેઓ એકદમ બૂમ પાડી ઉઠયા. જેમકે

**अनेन याचमानेन शत्रुणा वटुरूपिणा । सर्वस्वं नो हृतं भर्तुः न्यस्तदंडस्य बर्हिषि ॥**
**तस्मादस्य वधो धर्मः भर्तुः शुश्रूषणं च नः । इत्यायुधानि जगृहुः बलेः अनुचरा सुराः ॥**
**ते सर्वे वामनं हन्तुं शूलपट्टिशपाणयः ॥**

આ ભાગવત (૮-૨૧) ના શબ્દોમાં એ કહ્યું છે કે "અહો, આ યાચના કરનાર બટુરૂપી બ્રાહ્મણ શત્રુ વિશ્વાસઘાત કરી અમારા રાજાનું સર્વસ્વ હરણ કરી ગયો છે. અમારે રાજાની રક્ષા કરવીજ જોઇએ; તેથી આ બ્રાહ્મણકુમારનો વધ કરવો એ અમારો ધર્મ છે. એમ બોલીને બલિના દૈત્ય સેવકોએ શૂલ, પટ્ટિશ આદિ પોતાનાં આયુધો હાથમાં લીધાં અને તેઓ તુરત તૈયાર થઇને વામનનો વધ કરવા માટે તેની તરફ દોડ્યા."

આ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે, વામને "રાજ્યની ભિક્ષા" માગી અને બલિએ ખુશીથી આપી, એ વાત સાચી નથી. વામન પણ સંપૂર્ણ ભવિષ્ય પહેલેથીજ જાણતો હતો. ચતુર વામન સમજતો હતો કે, રાજ્યની ભિક્ષા કોઇ કોઇને આપે નહિ અને ભીખ માગીને મળેલું રાજ્ય કોઇ ચલાવી પણ શકે નહિ; તેથી તો એણે મંડપમાં પોતાના વીરોને અગાઉથીજ મોકલ્યા હતા અને આ રીતે કઠિન પ્રસંગમાં પોતાની રક્ષાને માટે અને પોતાના વિચારની સફળતાને માટે જોઇતી સહાયતાનો પ્રબંધ પહેલેથીજ કરી રાખ્યો હતો. એના અનુમાન મુજબજ એની તૈયારી એ વખતે એને સહાયકારી નીવડી.

**तान् अभिद्रवतो दृष्ट्वा दितिजानीकपान् नृप । प्रहस्यानुचरा विष्णोः प्रत्यषेधन्नुदायुधाः ॥**

આ ભાગવત(૮-૨૧)ના શ્લોકમાં કહ્યું છે કે, દૈત્યો પોતાના નેતા વામનપર હુમલો કરે છે, એ જોઇને કંઇક હસીને પોતાનાં આયુધો ઉપાડી વામનના અનુયાયીઓએ દૈત્યસૈનિકોને રોક્યા.

જો વામન પ્રથમથીજ પૂરેપૂરો તૈયાર ન હોત, તો આજ સમયે એનો અંતજ આવી ગયો હોત. વામને આ પ્રસંગનું અનુસંધાન પૂરી રીતે કર્યું હતું, અને પોતાની તૈયારી યોગ્ય દિશામાં કરી હતી. બલિદૈત્ય અને એના સેવકો પૂરા અસાવધાન હતા. વામનના અનુયાયીઓ પણ જાણતા હતા કે, આવો હુમલો જરૂર થવાનો; તેથી વામનનો વિજય ઘણી જલદીથી થયો. વામને દૈત્યોને સંપૂર્ણ તાબે કર્યા પછી બલિને પકડી રસીથી બાંધી કેદ કર્યો. ભાગવત (૮—૨૧) માં પણ કહ્યું છેઃ—

**बबन्ध वारुणैः पाशैः बलिं सौत्येऽनि क्रतौ । हाहाकारो महानासीद् रोदस्योः सर्वतो दिशम् ॥**
**गृह्यमाणेऽसुरपतौ विष्णुना प्रभविष्णुना ॥**

"સોમરસનો હવન કરવાને દિવસે બલિને વરુણપાશવડે કસીને બાંધ્યો. બલિ જેવા મહા-

રાજાને વામન નામના બ્રાહ્મણકુમારે કેદ કર્યો, એ જોઇને ચારે દિશામાં ભારે ગડબડ મચી ગઇ.

આવી ગડબડ થવી એ સ્વાભાવિક વાત હતી; કારણ કે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ કે, બલિનું રાજ્ય બે ચાર કલાકમાં જતું રહેશે. સર્વ લોક યજ્ઞમાં મગ્ન હતા. બલિના અધિકારીઓ એશઆરામમાં લીન હતા. ક્યાંયે ખબર ન હતી કે, ક્ષત્રિયોએ ચઢાઈ કરી છે. કોઇને સ્વપ્ને પણ વિચાર આવતો નહતો કે, બ્રાહ્મણ આ રીતે ક્રાન્તિનું ષડયંત્ર રચી શકે છે; પરંતુ જે વાત કોઇના ખ્યાલમાં ન હતી, તે વાત બે ચાર કલાકમાં પ્રત્યક્ષ બની ગઇ. આ ઘટનાથી સંપૂર્ણ દેશમાં ગડબડ મચે તો તેમાં આશ્ચર્ય શું? જ્યારે કોઇ પણ કાળે આવી મોટી રાજ્યક્રાન્તિ એકાએક થાય છે, ત્યારે લોકો કંઇક ભયને લીધે અને કંઇક કર્તવ્યમોહને લીધે ગભરાય, એ પણ સ્વાભાવિક છે.

બલિને કેદ કરી રહ્યા પછી આખા રાજ્યમાં દૈત્યોને પકડવાનું શરૂ કરવામાં આવ્યું. કોઇ કોઇ સ્થળે તેઓએ સામા થવાને યત્ન કરેલો, પણ તેઓનો રાજાજ કેદ થઇ ચૂક્યો હોવાથી એમનામાંથી ઉત્સાહ ઉડી ગયો હતો. સર્વ દૈત્ય આદિ ગભરાઇ ગયા હોઇ, વામનના અનુચરો સાવધાન હોવાથી પોતાનું કામ ઘણી સહેલાઈથી કરી શક્યા. છેવટે બલિએ જાતેજ તમામ દૈત્યોને વામનને તાબે થઇ જવાનું કહ્યું, જેથી દૈત્યોનો નાહકનો સંહાર થાય નહિ; તેથી સર્વત્ર શાંતિ પસરી. પછી વામને ઢંઢેરો પીટાવ્યો કે, દૈત્યનું રાજ્ય ગયું છે અને દેવોની તથા આર્યોની સ્વતંત્રતા થઇ છે. પછી ઇંદ્રનો વાવટો અમરાવતી નગરીપર ફરીને ફરકવા લાગ્યો.

તે પછી કેટલાક લોકોએ વિનતિ કરી કે, બલિને વધારે કષ્ટ આપવું નહિ. બલિએ જાતે પણ સર્વ જાતની ક્ષમા માગી, તેથી બલિને તેના અનુચરોસહિત છોડી મૂક્યો.

**इत्युक्त्वा हरिमानम्य ब्रह्माणं स भवं ततः । विवेश सुतलं प्रीतो बलिर्मुक्तः सहासुरैः ॥**

બલિએ વામનની બધી શરતો કબૂલ કરી અને પછી વામનને નમસ્કાર કર્યા અને પોતાના અનુચરો સાથે તે સુતલ દેશમાં જઇ વસ્યો, આમ ભાગવત(૮-૨૩-૩)માં કહ્યું છે.

આ સુતલ દેશ કોંકણનો એક ભાગ હતો. કોંકણના ચૌદ તાલ છે. પ્રત્યેક તાલનાં અતલ, વિતલ, સુતલ આદિ નામ છે. જો સમસ્ત કોંકણના ચૌદ ભાગ કરવામાં આવે, તો ત્રીજો ભાગ સુતલ તે જગા ઉપર આવે છે, કે જ્યાં હાલ રાજાપુર અને રત્નાગિરિ છે. આ સ્થળે બલિ દૈત્યે પોતાની બાકીની જીંદગી પૂરી કરી હતી. આમ વામને બલિને સુતલમાં મોકલીને, ત્યાં રાખીને ઘણું ડહાપણનું કામ કર્યું હતું. જો બલિ પહેલાંની માફક પોતાના સાથીઓને લઇને પોતાના દેશમાં ગયો હોત, તો તે જરૂર ફરીને ચઢાઇ કરત, અને પુનઃ રક્તપાત થાત. પૂર્વ-ઇતિહાસની પુનરાવૃત્તિ ન થાય, તેટલા માટે વામને બલિને મુક્ત કર્યો; પણ કોકણમાં એને નજરકેદમાં રાખ્યો. બલિના એક પણ અનુયાયીને દૈત્યના દેશમાં વામને પાછો જવા દીધો નહિ. એની આ વાત ખરેખર વખાણવાજોગ છે.

પ્રથમ યુદ્ધમાં બલિએ હાર ખાધેલી, તે વખતે જો ઇંદ્રે પણ એમ કર્યું હોત, તો દેવોને પરાધીનતાના સંકટમાં આવવાનો સમય આવત નહિ. ઇંદ્રે તે વખતે ભૂલ કરી, તેનું ફળ એને ઘણું વેઠવું પડયું. વામન ઇંદ્રની આ ભૂલનું ભયંકર પરિણામ પૂરી રીતે જાણતો હતો, તેથી એણે કોઇ પણ અસુરને અસુરના દેશમાં પાછો જવા દીધો નહિ; પણ તે સર્વને કોંકણમાં નજરકેદમાં રાખ્યા અને ત્યાં એણે એમના આરામ માટે યોગ્ય વ્યવસ્થા કરી. એ પછી ઇંદ્રનું રાજ્ય ઇંદ્રને સોંપ્યું અને આર્ય રાજામહારાજાઓને પોતપોતાના રાજ્યમાં મોકલી દીધા. વામને સર્વને જીવંત રાજનીતિનો ઉપદેશ કર્યો અને પોતે તો તપસ્યા કરવા ચાલ્યા ગયા, પોતે રાજ્યનો ભોગ કર્યો નહિ. વામનનો આ સ્વાર્થત્યાગ અપૂર્વ છે. તાત્પર્ય એ છે કે, ઇતિહાસની દૃષ્ટિએ અમે વિચાર કરીએ છીએ, ત્યારે અમારે આ સ્પષ્ટ કહેવાની જરૂર પડે છે કે, વામનના આ મહાન કાર્યની સાથે બીજા કોઇના કાર્યની તુલના થઈ શકતી નથી. સત્ય ઇતિહાસ આ પ્રમાણે છે. જેવું ખરી રીતે બન્યું હતું તેનું વર્ણન ઉપર આપેલું છે. વામનમાં શૌર્ય, વીર્ય, પરાક્રમ, તેજ આદિ

અનેક ગુણ હતા. એનું જેટલું વર્ણન કરાય તેટલું ઓછુંજ હશે. એટલા માટે અમે કહીએ છીએ કેઃ—

**વામનાવતારનો સંદેશ**

"સ્વકીય સ્વરાજ્યની ભૂખ પરકીય સુરાજ્યથી શાંત થતી નથી અને શાંત થવી જોઇએ નહિ." આવો રાજનીતિનો અત્યંત મહત્ત્વનો સિદ્ધાંત અતિપ્રાચીન કાળમાં આખા સંસારને વામનાવતારે દેખાડયો છે. વામનની પૂર્વે બીજા કોઇએ પણ આ સિદ્ધાંત જગતને દેખાડયો ન હતો. આ મહાન સિદ્ધાંતને કારણેજ, જ્યાંસુધી સંસારની હયાતી છે ત્યાંસુધી રાજનીતિજ્ઞ પુરુષો વામનના ગુણોનું ગાન અવશ્ય કરશેજ.

જે સમયે દેવવીર અને આર્યવીર બલિના રાજ્યમાં તાબે રહેવામાં ભૂષણ માનતા હતા, તે સમયે વામન બટુએ કહ્યું કે, પોતાનું સ્વરાજ્ય ગમે તેવું ખરાબ હોય, તોપણ તે પરકીય રાજાના સુવ્યવસ્થિત રાજ્યથી કંઇગણું અધિક લાભકારી છે. જે પાઠકો મૂળકથા વિસ્તારથી જાણવા ઇચ્છતા હોય, તેઓ ભાગવતમાં જુએ અને વામનાવતારનો આ સંદેશ જાણી એનું મનન કરે.*

("બુદ્ધપ્રકાશ"ના ઑગસ્ટ-સપ્ટેમ્બર ૧૯૨૮ના અંકમાંથી)

# ૧૨૧—वर्धाने पगले चाली अंत्यजोने न्याय आपो.

## હિંદુ કાર્યકર્તાઓને અરજ

શ્રી રતનબહેન મહેતા નીચે પ્રમાણે લખી જણાવે છે કેઃ—

પ્રિન્સીપાલ પ્રમથનાથ તથા ભૂષણશર્મા અને બનારસ યુનિવાર્સિટિના ઓરિએન્ટલ કૉલેજના બીજા ચાર પ્રૉફેસરો કે જે મશહુર પંડિતો છે, તેઓએ લેખિત જાહેરનામું બહાર પાડયું છે કે, વર્ધા ખાતે આવેલા લક્ષ્મીનારાયણના મંદિરમાં અંત્યજોને દાખલ કરવાનું શેઠ જમનાલાલ બજાજે જે પગલુ ભર્યું છે, તે હિંદુ શાસ્ત્રાનુસાર છે. બનારસ યુનિવર્સિટિના પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવે અને ધર્મચુસ્ત ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાએ શેઠ જમનાલાલ બજાજની ચળવળને અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો છે; તો અહીં મુંબઈ શહેરમાં—માધવબાગમાં લક્ષ્મીનારાયણના મંદિરમાં અંત્યજોને દાખલ કરવાનું શુભ પગલું તેના કાર્યકર્તાઓ ભરશે?

અંત્યજો હિંદુધર્મ પાળે છે; રામજયંતિ, કૃષ્ણજયંતિ અને તુલસીવિવાહ વગેરે આપણાં સઘળા તહેવારો હિંદુ પ્રમાણે પાળે છે અને તે પ્રમાણે વર્તે છે; તો હિંદુધર્મ પાળનારાઓને આપખુદીથી પોતાનાં જાહેર મંદિરોમાં દેવનાં દર્શન કરતા અટકાવવા, એ તેમના તરફ એક મોટો અન્યાય થાય છે. દેવોનાં મંદિરો ભક્તજનોને સારૂ ખુલ્લાં મૂકાય છે, જે દેવની મૂર્તિને તેમના કાર્યકર્તાઓ પોતે બાંધી લે છે. હિંદુના દેવનાં દર્શન કરવાનો અધિકાર હિંદુધર્મ પાળનારાઓનો બધાનો છે; પરંતુ દેવનાં દર્શનમાં પણ ભિન્નતા અને ખોટા ઉંચ-નીચનો ખ્યાલ પેસી ગયો છે. દેવનાં દર્શન કરવામાં કોઇ ઉંચ કે નીચ છેજ નહિ. આપણી અજ્ઞાનતાને લીધે ઉંચનીચપણું માની બેઠેલા છીએ; અને તેને લીધે આપણે સાતકરોડ હિંદુધર્મ પાળનારાઓને આપણાં દેવસ્થાનોમાં દેવનાં દર્શન કરવાનો અટકાવ કરી અન્યાય કરી રહ્યા છીએ; હિંદુઓમાંથી કેટલીક જાતો ક્યાં માંસ કે મદિરાનો ઉપયોગ કરતી નથી? જેવા કે પરભુ, ક્ષેણવી, બંગાલી વગેરે. આપણા હિંદુધર્મ પાળનારા રાજા—રજવાડાઓ છડે ચોક તાજમહાલ હોટેલમાં રહી બબરચી અને અન્ય હલકી વર્ણોના હાથનું ખાવાનું ખાઇને આપણાં દેવાલયોમાં જવાનો હક્ક ધરાવી શકે છે; ત્યારે ધર્મપર એનાથી પણ વધારે પ્રેમ રાખનારા શ્રદ્ધાળુ અને નીતિવાન અત્યંજોને શા સારૂ દેવસ્થાનોમાં દર્શન કરવાની છૂટ નથી મૂકતા? આશા છે કે, અહીં મુંબઇ શહેરમાં દેવસ્થાનોના કાર્યવાહકો આ કામને સારૂ છૂટ મૂકી તેઓ તરફનો અન્યાય થતો દૂર કરશે અને શેઠ જમનાલાલ બજાજને પગલે ચાલી અહીં દેવસ્થાનોમાં અત્યંજોને દાખલ કરવાની છૂટ આપશે.

(દૈનિક " હિંદુસ્થાન "ના તા. ૨૮-૮-૧૯૨૮ ના અંકમાંથી)

* " વૈદિકધર્મ " માસિકમાંથી.

# ૧૨૨–સ્વામી વિવેકાનંદજી

ભારતનરશ્રેષ્ઠ સ્વામી વિવેકાનંદના નામથી કોણ અજાણ્યું હશે? એઓ ધર્મપ્રચારક હતા, સમાજસુધારક હતા, મહાપુરુષ હતા. એમના મુખમાંથી આર્ય ઋષિમુનિઓએ યુગયુગાંતરમાં સંચિત કરેલો જ્ઞાનરાશિ સરિતાનાં સ્રોતની માફક વહેતો હતો. ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસજીની શક્તિનો તેમનામાં સંચાર થતાં જે કોઇ અપૂર્વ ચારિત્ર્યસૃષ્ટિ ઉત્પન્ન થઇ હતી તે વિચારતાંજ શરીરે રોમાંચ ખડાં થાય છે! તેમના મુખમાંથી જ્યારે ગૌમુખીની જળધારાની માફક વેદ, વેદાંત, ઉપનિષદ્ અને સકળ વિશ્વના ધર્મશાસ્ત્રનો સાર બહાર નીકળતો ત્યારે ખરેખર સૌ કોઈ આશ્ચર્યચકિત બની જતું. ધર્મનિષ્ઠા, કઠોર બ્રહ્મચર્ય અને ગુરુકૃપાનું સંમેલન થતાં તેઓ તેજોગર્ભ વજ્રસમાન બની ગયા હતા. એમના જેટલું વક્તૃત્વ અને લેખનશક્તિ ભાગ્યેજ બીજાનામાં હશે. તેઓ જ્યારે અમેરિકામાં ભારતવર્ષના પ્રતિનિધિસ્વરૂપે ગયા ત્યારે 'મેકિસમ' બંદુક બનાવનારા અમેરિકનો એ અપૂર્વ તેજોમય સંન્યાસીને જોઇ વિસ્મિત થઈ ગયા હતા.

"જ્યારે વિવેકાનંદજી ઉદયા ત્યારે તેઓએ જોયું કે, તેમને નેપોલિયનની સાથે કામ લેવાનું હતું. તે સમયનો તે સિંહ હતો. ઉંદરની સાથે બિલાડી રમે તેમ તેઓ તેમની સાથે ખેલતા હતા."

સત્યસંધ સ્વામીજીની વાણી ઘણી વાર ભવિષ્યકથનતરીકે માનવામાં આવી છે. વર્તમાનયુગમાં તેમનાં કથનો વિશેષ પ્રમાણમાં પ્રત્યક્ષ માલૂમ પડે છે; અને તે સર્વ વિચારણીય થઇ પડયાં છે. વિવેકાનંદ જેવા એક યુગપ્રવર્તક મહાપુરુષ, ભારતવર્ષના વિશેષ સદ્ભાગ્યે આપણી આ પતન પામેલી જાતિમાં જન્મ પામ્યા હતા. તેમની વજ્રગર્ભ ભક્તિદ્વારા તેમણે સમસ્ત જગતને જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો હતો. સ્વદેશપર તેમને કેટલો પ્રેમ હતો તેનું પ્રમાણ આંકી શકાય એમ નથી! 'સ્વદેશપ્રેમ, સ્વદેશપ્રેમ'ની બૂમો મારવાથીજ કાંઈ સ્વદેશપ્રેમ વ્યક્ત થતો નથી. સ્વદેશના પ્રેમને માટે શું કરવું જોઇએ, તે સ્વામી વિવેકાનંદના ચરણોમાં બેસીને તેમના વિચારોનું મનન કરીને યુગોપર્યંત શીખવા જેવું છે. તેઓને આ દેશની ધૂળની એક રજકણ પણ પ્રિય હતી. આ દેશનું જે કાંઇ ઉતરતું હોય તેને તે ઉચ્ચપદે લાવતા. આ દેશને જગતમાં કોઈ મહત્ સ્થાન આપવાને માટેજ જાણે તેઓ ઉછર્યા હતા! આ દેશના ગુણદોષ તેમણે જેવી રીતે ભારતવર્ષમાં બતાવી આપ્યા છે, તેવી રીતે કોઇએ કદી પણ બતાવ્યા હશે કે કેમ એ શંકાસ્પદ છે. તેમનો સ્વદેશપ્રેમ અંધ ન હતો. તેઓએ સ્વદેશને જગતની સભાઓમાં શ્રેષ્ઠ, વરેણ્ય, ગરીયાન્ કરવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમ કરવામાં કેવળ મોટે અવાજે દેશનાં જયદુદુંભી વગાડયે ચાલે એમ ન હતું. આપણે આપણી મેળે આપણી જાતને મોટા કહેવાથી આપણે મોટા છીએ એમ ચોક્કસ મનાય નહિ; પરંતુ તેઓ વિદેશીઓ આગળ આપણો આધ્યાત્મિક આદર્શ નિર્ભયતાથી કહેતા, તેજ પ્રમાણે આપણી આગળ આપણા દોષસંબંધી પણ વધારે ભારપૂર્વક કહેવા ચૂકતા નહિ. તેઓ સત્ય કહેતાં કદી સંકોચ પામ્યા નથી. તેઓ કહેતા કે, જેઓ સત્યનો આશ્રય કરે તેજ **વિગતભીઃ** છે—અર્થાત્ તેમને કશાનો ભય નથી. તાળીઓ પડાવવાના લોભે તેઓ અપ્રિય પણ સત્ય બોલતાં અચકાયા નથી. ઉલટું જયાં દોષ, ત્રુટી, અભાવ, વગેરે આંગળી કરી બતાવી આપવાની જરૂર હોય ત્યાં તેઓ ફટકા લગાવવામાં પણ કાંઈ કસર રાખતા નહિ. હજારો વર્ષથી જડતા અને આળસે આપણી જાતિનું હૃદય અડકાવી નાખેલું જોતાં સ્વામીજીએ વિચાર કર્યો કે, એ જડતા ટાળવી હોય તો મુક્તહસ્ત આઘાત કરવાજ પડશે, ત્યારેજ તેમાં પુનઃ ચૈતન્ય આવી શકશે; પરંતુ આપણી જડતા, એ ચાબુકના પ્રહારથી ટળી શકી નહિ, એ આપણું દુર્ભાગ્ય! તેમાં સ્વામીજીનો કંઇ દોષ નથી. તેઓ જે ખરાબ માનતા હતા—જેને કુસંસ્કાર કહેતા હતા તેનો મૂળમાંથી ઉચ્છેદ કરવામાં તેમણે સહજ પણ પાછી પાની કરી નથી! જગતની સભાઓમાં ઉભા રહી તેમણે ભારતવર્ષના પ્રતિનિધિતરીકે ભૂતકાલીન સંસ્કૃતિનું ગૌરવ હૃદયમાં રાખી આર્ય ઋષિમુનિઓના આદર્શોથી ઉભરાતા હૃદયે જણાવ્યું હતું કે "ભારતવર્ષમાં ધર્મપ્રાણતા છે, આધ્યાત્મિકતા છે, ભક્તિનું પ્રસ્રવણ છે, જ્ઞાનનો

અખૂટ ભંડાર છે, હિમાલય જેટલી સ્થિર અટલ શ્રદ્ધા છે...એ સર્વ બીજે ક્યાં છે?" વિશ્વના વિવિધ લોકો મૌનપણે વિસ્મયથી આ ઉદ્‌ગાર સાંભળી રહ્યા હતા; પરંતુ તેવીજ રીતે આ દેશના લોકોને તેમણે કહ્યું હતું કે "આ કેવો તમારો ધર્મ કે જેના અસ્તિત્વમાં દેશના ગરીબો, કંગાલો, નારાયણહરિ કરનારા ભિક્ષુકો ભૂખે મરે? એવો કેવો તમારો ધર્મ કે જેમાં લોકો આઠ વર્ષની કન્યાનું લગ્ન કરી આનંદમાં મગ્ન બને છે? એવો કેવો તમારો ધર્મ, કેવો ઈશ્વર કે જેના બહાના હેઠળ એક જાતિ બીજી જાતિના મોં સામે અવજ્ઞાથી નજર કરી, તેને ખાવાને અન્ન પણ ન આપી શકે? જુઓ, પાશ્ચાત્ય જગત તરફ એક વાર દૃષ્ટિપાત કરો! તેઓ દારિદ્ર, ગરીબાઈ, ભૂખમરો વગેરે આપત્તિઓ પોતાના દેશમાંથી ટાળવા માટે હમેશાં તત્પર રહે છે. તેઓ સ્ત્રીજાતિને પગતળે કચડતા નથી, ત્યારે તેઓ ત્રિભુવનવિજયી થયા છે!"

સ્વામીજીએ જે સર્વ વાતો કરી છે તેમાંથી ત્રણ બાબત મનપર અજબ અસર કરે છે. એક તો દારિદ્રશોચન, બીજું જાતિભેદનું કઠોર બંધન અને ત્રીજું જાતિનો શારીરિક ઉત્કર્ષ; અને એ ત્રણ બાબતનો અત્યારે બરાબર વિચાર કરવા જેવો છે. મનુષ્ય ગમે તે કોટિનો હોય, પરંતુ તેને જીવન ટકાવી રાખવાને અન્નનું સાધન અને શારીરિક બળની તો ખાસ આવશ્યકતા છેજ. આપણે મોજશોખમાં લાખો-કરોડો રૂપિયા ગુમાવી દઈએ છીએ, આપણાં દેવમંદિરો અખૂટ ધનભંડારથી ભરેલાં છે, મોટાં શહેરોના શ્રીમંતો હૉસ્પિટલો બાંધવામાં હજારો રૂપિયાની હોળી કરે છે; પરંતુ પોતાના પાડોશીઓ ભૂખે મરી જાય છે તે પર કોઈ લક્ષ આપતું નથી. સ્વામીજીએ આપણાં દુઃખ-દારિદ્ર દૂર કરવાને સચોટપણે જે પ્રયત્નો કર્યા છે, તે ઘણા જણ જાણે છે; પરંતુ જો આપણે આપણા દેશભાઈઓની સ્થિતિ તરફ નજર ન કરીએ તો આપણો સ્વદેશપ્રેમ કેવો કહેવો? સ્વામીજીના ઉપદેશ સાંભળી, વાંચી એ તરફ જો સર્વેએ દૃષ્ટિ ઠેરવી હોત તો ભારતવર્ષની સ્થિતિ અત્યારે અનેક રીતે સુધરી જાત એમાં શંકા નથી; પરંતુ હાય! આપણે નિર્બળ છીએ, આપણે કષ્ટ સહન કરવાને અશક્ત છીએ, આપણે આત્મરક્ષણ કરવા અસમર્થ છીએ, આપણે સ્વામીજીનું રક્ષણ કરવા શક્તિમાન નથી! શી આ સર્વનાશક નિર્બળતા આપણી હિંદુજાતિનો ગ્રાસ કરી રહી છે? સ્વામીજી કહેતા કે **वीरभोग्या वसुंधरा**-બળવાન થાવ, વીર બનો! 'સ્વતંત્રતા, સ્વતંત્રતા' કરી બૂમો પાડવાથી સ્વતંત્રતા કદી પણ આપોઆપ હાથમાં આવવાની નથી! સ્વતંત્રતા પ્રાપ્ત કરવા જેટલું અને આત્મરક્ષણ કરવા જેટલું બળ જે પળે આપણામાં આવશે તેજ પળે સ્વતંત્રતા આપણા કંઠમાં વિજયવરમાળા આરોપશે, પછી એવી કોઈની શક્તિ નથી કે જે આપણને પછાત રાખી શકે!

ઋષિઓસંબંધી વાત કરતાં તેઓએ કહેલું કેઃ—

"**नायमात्मा बलहीनेन लभ्यः** જાગો, ભાઈ! જાગો, એક વાર આત્મબળથીજ ઉઠીને ઉભા થાવ, અને મનવાંચ્છિત ફળ મેળવો." આપણે સ્વામીજીનો ઉપદેશ સાંભળવા છતાં કર્મમાર્ગમાં પ્રવૃત્તજ થઈ શકતા નથી. યુગયુગાન્તરની એ જડતાએ આપણને બહેરા બનાવી મૂક્યા છે. સ્વામીજીની અમોઘ વાણી આપણા કર્ણમાં ઠેઠ પહોંચી શકતી નથી. મોંએ આપણે સામ્યવાદ કરી બૂમો મારીએ છીએ, આપણે એકજ બ્રહ્મની પેદાશ છીએ, આપણામાં ભેદ નથી વગેરે વાતો કરીએ છીએ; પરંતુ આપણા પેટમાં અન્નનો અભાવ છે અને બાહુમાં બળનો અભાવ છે, એટલે સામ્યવાદ મુખમાંથી નીકળી પાછો તેમાંજ લય પામે છે.

ત્યારે હવે મુસલમાનો તરફ નજર કરો! તેમનામાં કેવો અપૂર્વ સામ્યવાદ બંધાઈ ગયેલો જણાય છે! એક માણસપર આપત્તિ આવતાં સેંકડો મુસલમાનો કમર કસી તેની મદદે આવી પહોંચે છે, જીવનની તેઓ દરકાર કરતા નથી, સ્ત્રીપુત્રાદિનો તેઓ વિચાર કરતા નથી; ઉલટા તેઓ તો એમ માને છે કે, જાતભાઈઓ આફતમાં હોય તેવે વખતે આપણે ચુપકી પકડી બેસી રહેવું બરાબર નથી. આપણા બાહુમાં બળ નથી તો રહ્યું, આપણે યુદ્ધમાં નિપુણ નથી તો રહ્યું; પણ આપણે તેની મદદે જવુંજ જોઈએ. અને આપણે?...?

સ્વામીજી આંખો ફાડીને કહે છે કે, ફેંકી દો તમારાં ધર્મકર્મ! પહેલાં બળવાન થાવ, આત્મરક્ષણ માટે સમર્થ બનો! પરંતુ આ મહાનુભાવ રાજનીતિજ્ઞ યુગપ્રવર્તક મહાત્માની વાત

આપણે સાંભળી ન સાંભળી કરીએ છીએ; આજ તેનું પ્રાયશ્ચિત્ત વેઠવા ભારતવર્ષ ખુલ્લે વાંસે ઉભું છે! આપણે મોઢેથી ફાવે તેટલો સામ્યવાદનો પ્રચાર કરીએ; પરંતુ જાતિભેદ આપણને ભેદભાવની પ્રખર અવસ્થામાં ઘસડી જાય છે. આપણે મોઢે **શિવોઽહં** કહીએ, **સોઽહં** કહીએ; અને કાર્ય કરતી વખતે આપણા શિવ અનેક બની જાય છે. બ્રાહ્મણ શિવ, વાણિયા શિવ, કાયસ્થ શિવ, મોચી શિવ–સો શિવ! આપણને હજી બરાબર ખ્યાલ પણ નથી કે, આ જાતિભેદ ગામડામાં કેટલો વિકટ થઈ પડ્યો છે! એવાં અનેક સ્થળ છે કે જ્યાં શૂદ્રની કાળી ઝુંપડીઓ આગળ થઈને બ્રાહ્મણ પસાર થતાં પણ અચકાય છે, અભડાય છે! આપણો જાતિભેદ દેવતાઓપર્યંત પહોંચી ચૂક્યો છે; તો પછી બીજી બાબતોની તો વાતજ શી? જે જાતિની આવી સ્થિતિ હોય તેની ઉન્નતિ થવાની આશા ક્યાંથી રાખી શકાય? ધ્યાન ધરો, સ્વામીજીના તે તેજ:પુંજ કલેવરનું ધ્યાન ધરો. આ પતિત જાતિના પરસ્પર દ્વેષ અને ઝેરવેર જોઇ તેમનાં ચક્ષુઓમાંથી અગ્નિની જ્વાળાની માફક કેટલાં ઉષ્ણ ચક્ષુઓરૂપી તણખા ઝરે છે! એ સર્વ છતાં આપણે તેમની વાત ગ્રાહ્ય કરતા નથી. સ્વામી વિવેકાનંદજીના સ્વદેશપ્રેમની તુલના શી રીતે થઈ શકે? એ અનુરાગ, એ સત્ય સંકલ્પનિષ્ઠા, એ સેવાનું ગૌરવ અન્યત્ર ક્યાંયે જોવામાં આવતું નથી. આપણે ત્યાં તો એ સ્વદેશપ્રેમનો છાંટો પણ નથી, આપણામાં જેઓ સ્વદેશપ્રેમી છે તેમાંના ઘણાને પરદેશી વસ્તુઓ અનિવાર્ય થઇ પડી છે. પરદેશી પાણીવિના તેમના આધિવ્યાધિ મટતા નથી; પરદેશી ભાવના, પરદેશી પોશાકવિના એક દિવસ પણ તેઓ ટકી શકતાં નથી; અને એવા લોકો દેશના મુખ્ય નેતાતરીકે આગળ પડે છે! આ બાબત કદાચ કોઇકને ખુંચશે; પરંતુ તે કહ્યાવિના નથી રહેવાતું. વળી સરકારી નોકરીનો સ્વીકાર કરવા ઉપરાંત ખિતાબની બેવડી ગુલામગીરી વહોરી લેવી એ પોતાની ઇચ્છાપર અવલંબે છે; આ વાત જો આપણા ચિત્તમાંથી ખસી ગઇ હોય તો સ્વામીજીના આદર્શ વિચારી જોવાની જરૂર છે; અને આપણે જો હજી પણ એ આદર્શ નહિ ગ્રહણ કરીએ તો ઉન્નતિની કોઈ પણ કાળે આશા રાખવી વ્યર્થ છે. દેશનું દારિદ્ર–દુ:ખ–નિવારણ કરવા જતાં આપણે જો એમની વાણીનું અનુસરણ કરીએ તો વિવેકાનંદજીનો આ દેશમાં જન્મ લેવો સાર્થક છે, નહિ તો વ્યર્થ! સ્ત્રીઓની સ્થિતિને જો આપણે ઉન્નત ન કરીએ, શિક્ષણના વિષયમા વિસ્તૃત પ્રમાણમાં પ્રયત્ન ન કરીએ, આપણે જો દુષ્ટ રૂઢિરિવાજોની જાળમાં જકડાઇ જઇ આપણાથી ઉતરતી જાતિને અસ્પૃશ્ય રાખી મૂકીએ તો સ્વામીજીનું શિક્ષણ, એમનો ઉપદેશ, આદર્શ એ સર્વ મહોદધિના મધ્યજળમાં ગુમ થઈ જશે, એમાં શંકા નથી! ભારતવીર! જાગો! જાગો!!

("જ્ઞાનપ્રચાર"ના એક અંકમાં લેખક:–શ્રી. "જ્યોતિ")



# ૧૨૩–हिंदना उद्धारनी चावी

## રાષ્ટ્રીય કેળવણી

દરેક દેશના ઉદ્ધારની ગુરુ ચાવી રાષ્ટ્રીય કેળવણી છે; અને રાષ્ટ્રીય કેળવણીનો આરંભ દેશનાં બાળકોથી થવો જોઇએ. બાલ્યાવસ્થામાં સારા-નરસા સંસ્કારો જેટલી સહેલાઇથી ઘર કરી શકે છે તેટલી સહેલાઇથી તે મોટી વયે દાખલ થઈ શકતા નથી. આથી જો દેશનો ઉદય કરવો હોય તો નાનાં બાળકોને પ્રથમથીજ રાષ્ટ્રીય કેળવણી આપવી જોઇએ.

જાપાનમાં અભ્યાસની શરૂઆતમાંજ શિક્ષક નીચેના સવાલ-જવાબો વિદ્યાર્થીઓ જોડે કરે છે.

સ–તમે ક્યાં જન્મ્યા છો ?

જ–જાપાનમાં.

સ–તમારૂં શરીર ક્યાંના અન્નપાણીથી પોષાય છે ?

જ–જાપાનનાં.

સ–તો પછી જાપાન તમારી માતા થઈ કે નહિ ?

જ–જરૂર, જાપાન અમારી માતા છે.

સ–એ માતાના રક્ષણમાટે તમારે પ્રાણ પણ આપવા પડે તો આપો કે નહિ ?

જ–ખચિત, માતૃભૂમિની ખાતર પ્રાણ પણ આપવાને અમે તૈયાર છીએ.

આનું નામ ખરી રાષ્ટ્રીય કેળવણી! જાપાનનાં કુમળાં મગજવાળાં એ બાળકોની નસેનસમાં પોતાના દેશપ્રત્યે આવી સુંદર ભાવના પ્રસરેલી હોય તો પછી કયો પરદેશી એ દેશનો વાળ પણ વાંકો કરી શકે ?

× × × ×

હિંદની અર્વાચીન સ્થિતિ રાષ્ટ્રીય કેળવણીની બાબતમાં ખરેખર શોચનીય છે. હજી તો આપણે ત્યાં જાગૃતિકાળ શરૂ થાય છે. રાષ્ટ્રીય કેળવણીના ગણેશ આપણા દેશમાં હજી હમણાંજ મંડાયા છે. વળી તેની પ્રગતિમાં એટલાં બધાં વિઘ્નો નડવા લાગ્યાં છે કે, તેનું ભાવિ અત્યારથી કલ્પવું મુશ્કેલ છે.

બ્રિટિશ સરકાર તરફથી હિંદનાં બાળકોને તથા યુવકોને જે શિક્ષણ આપવામાં આવે છે, તે તેઓને નિર્માલ્ય અને નિઃસત્ત્વ બનાવી મૂકે છે, એ વાત તો નિર્વિવાદ છે. હિંદના અનેક મહાપુરુષોએ પોકારી પોકારીને સરકારી શિક્ષણપદ્ધતિ સામે વિરોધ બતાવ્યો છે. થોડાજ સમયપર મુંબઇમાં ભાષણ આપતાં આચાર્યશ્રી પ્રફુલ્લચંદ્ર રાયે નીચેના સ્મરણીય ઉદ્દગારો કાઢ્યા હતા.

"કેટલાક હિંદી વિદ્યાર્થીઓ સિવિલ સર્વિસની પરીક્ષા આપવાને અને બીજા કેટલાક બેરીસ્ટરો થવાને વિલાયત જાય છે અને હજી આપણા લોકોમાં વિલાયતી ડીગ્રીઓનો મોહ રહ્યો છે, એ ખરેખર શોચનીય દશા છે. સિવિલ સર્વિસ અને કાયદાની ડીગ્રીઓ આપણા દેશને કયી રીતે ઉપયોગી છે?"

"યુનિવર્સિટી એ તો સંશોધનો કરવાનું ધામ હોવું જોઇએ; પણ હાલની શિક્ષણપદ્ધતિમાં જેટલો સમય ગાળવામાં આવે છે તેથી યુવકોની શક્તિનો ભયંકર દુર્વ્યય થઇ રહ્યો છે."

"કાયદાના ગ્રેજ્યુએટોના તો રાફડા ફાટવા લાગ્યા છે અને હવે તો વકીલોની સંખ્યા કરતાં, તેઓના કુળોની સંખ્યા વધી પડી છે. જો મને ચોવીસ કલાક માટે સરમુખત્યાર બનાવવામાં આવે તો હું બધી કાયદાની કૉલેજોને જમીનદોસ્ત કરી નાખું."

### 'ચીનાઇ વિદ્યાર્થીઓનું અનુકરણ કરો.'

આચાર્યશ્રી રાય ચીનાઈ વિદ્યાર્થીઓનું દૃષ્ટાંત આપી, હિંદી વિદ્યાર્થીઓનો જ્ઞાન મેળવવાનો એકમાત્ર હેતુ, એ જ્ઞાન દેશની સ્વતંત્રતા મેળવવામાં દેશની સેવાર્થે વાપરવાનો હોય છે. હિંદી વિદ્યાર્થીઓએ પણ આ હેતુ પોતાની દૃષ્ટિસમક્ષ રાખીને શિક્ષણ લેવું જોઇએ. ચીનાઇ વિદ્યાર્થીઓએ સામાન્ય જનતામાંથી અભણપણું દૂર કરવાને મંડળો સ્થાપ્યાં છે અને તે મંડળોનો

હજારો ચીનાઓ લાભ ઉઠાવી રહ્યા છે. સરકાર આપણી મદદે આવે ત્યાંસુધી રાહ જોવાથી હિંદીઓનું કશું વળવાનું નથી; કારણ કે એમ રાહ જોવામાં તો યુગોના યુગો વહી જશે. આપણે આમવર્ગમાં કેળવણીનો પ્રચાર કરવાની બાબતમાં ચીનાઇ યુવકોને પગલે ચાલવું જોઇએ. ચીનાઓએ તો મંદિરોજ શાળાઓ બનાવી દીધી છે અને મંદિરનાં ચોગાનોને રમતગમતનાં મેદાનો બનાવ્યાં છે.

હાલના હિંદી ગ્રેજ્યુએટોની દુર્દશા તરફ સહાનુભૂતિ બતાવતાં આચાર્યશ્રી રાય બોલ્યાઃ—

## હિંદી ગ્રેજ્યુએટોની દુર્દશા

"હિંદી યુનિવર્સિટિઓના એક સામાન્ય ગ્રેજ્યુએટ કરતાં વધારે દયાજનક પ્રાણી શોધવું એ મુશ્કેલ છે. તેઓની પંડિતાઇ અને મિલ્ટન તથા શેક્સપિયર વિષેનું જ્ઞાન ઑફિસમાં ચાલતા પત્રવ્યવહારમાં વપરાય છે અને તેઓને બદલામાં માત્ર આજીવિકા જેટલી કમાણી મળે છે."

"શિક્ષણની ચાલુ પદ્ધતિ પોકળ છે. શિક્ષણ પરદેશી ભાષામાં અપાય છે અને જે વખતે વિદ્યાર્થીઓ સત્યાસત્ય હકીકતોનું સંશોધન કરતા હોવા જોઇએ તે વખતે તેઓ શબ્દો શીખવાને મથી રહ્યા હોય છે. આધુનિક કેળવણીનો માર્ગ, વિદ્યાની કબર ભણી દોરી જનારો છે."

ધગધગતી ભાષામાં રજુ થયેલા હૃદયના આ ઉદ્‌ગારો, સરકારી શિક્ષણપદ્ધતિની અસંગીનતા સારી રીતે ઉઘાડી પાડે છે અને રાષ્ટ્રીય કેળવણી માટેની આવશ્યકતા પણ એટલાજ સચોટપણે પૂરવાર કરી બતાવે છે.

## રાષ્ટ્રીય કેળવણી કેવી હોવી જોઇએ?

રાષ્ટ્રીય કેળવણીની ઘણી યોજનાઓ આજે આપણા દેશ સમક્ષ પડેલી છે, પણ એ બધીનો વિચાર અત્રે થઇ શકે તેમ નથી. આપણે તો ટુંકમાં રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ નિરખી જઇશું. પ્રથમ તો રાષ્ટ્રીય કેળવણીનો મુખ્ય હેતુ, બાળકોમાં દેશભક્તિ ઉત્પન્ન કરવાનો હોવો જોઇએ. રાષ્ટ્રીય કેળવણી એવી રીતની અપાવી જોઇએ, કે બાળકો નિર્માલ્ય અને નિઃસત્ત્વ ન બનતાં તેજસ્વી, બુદ્ધિમાન અને નિડર બને. આજકાલના સરકારી કેળવણી પામેલા યુવકો નોકરી કરવામાંજ જીવનની સાર્થકતા માને છે. રાષ્ટ્રીય કેળવણી પામેલો યુવક નોકરીના મૃગજળ પાછળ ફાંફાં ન મારતાં સ્વાવલંબી બનવો જોઇએ. સ્વાવલંબન એ મનુષ્યજીવન અને રાષ્ટ્રજીવનના ઉદયનું મુખ્ય પગથીઉં છે. સરકારી કેળવણીમાં ધર્મશિક્ષણ અને શરીરરક્ષણના વિષયો-પ્રત્વે ભારે અવગણના જોવામાં આવે છે. આ ખામી રાષ્ટ્રીય કેળવણીમાં ન હોવી જોઇએ. બળવાન શરીરવગર યુવક કશું કરી શકવાનો નથી અને સત્ય ધર્મની તેને ઝાંખી પણ નહિ હોય તો તે પોતાનો કર્તવ્યમાર્ગ બરાબર ઓળખી શકવાનો નથી; માટે રાષ્ટ્રીય કેળવણીમાં આ બે વિષયોપરત્વે ખાસ ધ્યાન અપાવું જોઇએ. બાળકોને બ્રહ્મચર્યનું મહત્ત્વ સારી પેઠે સમજાવવું જોઇએ અને તેના કડક પાલનમાટે ખાસ પગલાં લેવાવાં જોઇએ. બ્રહ્મચારી યુવકો અને યુવતીઓની નાની સંખ્યા પણ જો દેશોદ્ધાર અર્થે બહાર પડે તો પચીસ વર્ષનું કાર્ય એક વર્ષમાં કરી શકે. અખંડ બ્રહ્મચારીઓ ભગવાન ઇસુ ખ્રિસ્ત, ભગવાન શંકરાચાર્ય અને આધુનિક મહાપુરુષ સ્વામી વિવેકાનંદજી બ્રહ્મચર્યના પ્રતાપે કેટલું બધું કાર્ય કરી શકયા એ તો સૌને વિદિતજ છે. આ ઉપરાંત રાષ્ટ્રીય કેળવણી માતૃભાષામાંજ અપાવી જોઇએ. સરકારી કેળવણી અંગ્રેજી ભાષામાં અપાતી હોવાથી વિદ્યાર્થીઓના મગજપર જે બોજો આવી પડે છે તે અસહ્ય હોય છે. આટલા ખાતર માતૃભાષાદ્વારાજ બાળકોને શિક્ષણ મળવું જોઇએ, જેથી તે પોતાને મળતા જ્ઞાનનું સ્વરૂપ સંપૂર્ણ રીતે સમજી શકે.

આ રાષ્ટ્રીય કેળવણીની ટુંકી રૂપરેખા છે. તેમાં મુખ્ય મુખ્ય મુદ્દાઓ રજુ કરેલા છે. બીજા ઘણા અગત્યના નાના મોટા મુદ્દાઓ રહી ગયેલા હશે; પરંતુ એ બધાનો વિચાર કરવાનો આ લેખનો ઉદ્દેશ નથી.

છેવટે સરકારી શિક્ષણપદ્ધતિની મોહજાળમાં ફસાયેલાં માબાપોને એટલીજ વિનતિ કરવાની કે, એ મોહજાળને ફગાવી દઇ બહાર નીકળો અને તમારાં બાળકોને દેશભક્તિના પાઠો શીખવો;

તેઓને પરાવલંબી નોકરો-ગુલામો ન બનાવતાં, માતૃભૂમિના સાચા સેવકો બનાવો.

માતાઓ! તમે જાગ્રત થાઓ, તમે ધારો તો ઘણું કરી શકો. તમે ઘરમાંજ તમારાં બાળકોને દેશભક્તિના પાઠો શીખવો અને દેશાભિમાનનાં સૂત્રો સમજાવો તો તમે દેશોદ્ધારની બાબતમાં ઘણું કાર્ય કરી શકશો.

અને શિક્ષકો! યાદ રાખજો કે, તમારા હાથમાં દેશનું ભાવિ છે. તમે જો બાળકોને અત્યારથી માતૃભૂમિની સેવાના મંત્રો શીખવશો તો મોટા થતાં તેઓ જરૂર સ્વદેશના સાચા સેવકો બનશે. સરકારી નોકરી ન છોડી શકો તોયે બાળકોને સાચી સ્વદેશસેવા શીખવવા જેટલું કર્તવ્ય તો તમે જરૂર બજાવી શકો છો.

અને હમણાંજ જાગ્રત થયેલા યુવકો! તમે આ દિશામાં ઘણું કાર્ય કરી શકો છો. આમ-વર્ગની નિરક્ષરતા દૂર કરવામાં, ચીનાઇ વિદ્યાર્થીઓને પગલે ચાલો અને આપણા અભણ ભાઇ-ઓને જાગૃત કરો.

આ રીતે આપણે બધા આ એક મહાન રાષ્ટ્રકાર્યની પાછળ મંડીએ તો કોની તાકાત છે કે હિંદને સ્વતંત્રતા મેળવતો અટકાવી શકે?

(તા. ૨૩-૧૨-૨૮ ના "બે ઘડી મોજ"માં લેખકઃ- શ્રી. યોગેશ)

## ૧૨૪-નવા જમાનાના જુવાનોને

દરિદ્રોની સેવા કરવી એ 'નારાયણ'ની પૂજા કરવા બરાબર છે; પણ હું કહું છું કે, જેઓ આજ બીજાઓના અત્યાચારના ભોગ બની પશુઓની જેમ પીડાય છે તેમની સેવા કરવી એ ખરેખર! સાક્ષાત્ 'પુરુષોત્તમ'ની પૂજા કરવા બરાબર છે.

એ સેવાનાં મહાવ્રતનું અનુષ્ઠાન કરવાની જવાબદારી ઉઠાવી કર્મક્ષેત્રમાં ઝંપલાવનાર પૂજારી મંડળને આશીર્વાદ આપવા કરતાં તો તેમની સેવા કરવાનો અવસર જો મને મળે તો હું મારી જાતને વધારે કૃતાર્થ થયેલી ગણું.

ભારતની ભૂમિ હિંદુપ્રધાન છે, ભારતનો ધમ સનાતન છે, દેશધર્મની વિજયધ્વજા હિંદુઓ-જ ફરકાવશે. ધર્મનો વિજયધ્વજ ફરકાવવાના અધિકારમાંથી જો કોઇપણ હિંદુને-પછી તે ગમે તે કોમનો કેમ ન હોય-બાદ રાખવામાં આવે તો આપણે આત્મઘાત કરનારા ગણાઇએ.

આજે આપણે અસંખ્ય હિંદુઓને અસ્પૃશ્ય ગણી, તેમને દેવમંદિરોથી પણ દૂર રાખી અધઃ-પતનની છેલ્લી સીમાપર પહોંચ્યા છીએ. ભગવાન વાસુદેવનો પાંચજન્ય ફુંકાયો છે. હિંદુજાગૃતિના આ પ્રભાતસમયમાં દરેક હિંદુને જગાડવા જોઇએ. પછી તે હિંદુ અસ્પૃશ્ય હોય કે દલિત હોય તોય શું? દેશધર્મની સાધના વખતે ભેદની દિવાલ ખડી કરી રાખવાથી કામ નભી શકશે નહિ; અને આ ધર્મના મંદિરમાં જાતિભેદ કે સ્પૃશ્યાસ્પૃશ્યનો ભેદ વિનાશકારક નીવડશે.

તેથી આજે જગન્નાથના મંદિરનો પાયો નાખવા ઉભા થયેલા નવીનયુગના મનીષી યુવકો! હું તમને નમસ્કાર કરૂં છું, એ નવીન ધર્મની વેદીપર તમે હિંદુમાત્રને આમંત્રણ આપો; તેમને દૃઢ આલિંગન આપી તમારી છાતી સાથે ચાંપો અને વળી તેમાંય જેઓ અતિનીચ ગણાતા હોય, હજારો વર્ષના તિરસ્કાર, બેદરકારી અને ઘૃણાના ભારથી જેમના મેરુદંડ ઝુકી ગયા છે, જેઓ પોતાને અસ્પૃશ્ય માનીને મનુષ્યત્વના અધિકાર સુદ્ધાં ભૂલી જઇ આજે ધૂળભેગા થઇ જવાની તૈયારીમાં છે તેમને હાથ પકડી ઉઠાડો, તેમના કાનમાં મનુષ્યત્વનો મંત્ર આપો, હિંદુત્વના ઉદાર વક્ષઃસ્થળ-પર તેમને પણ પોતાનું સ્થાન મેળવવા દો! ભારતની અખંડ હિંદુજાતિના કંઠથી આજે મિલનનો સૂર ઝંકૃત થવા દો, એ મહાન ધર્મમાં તમારૂં પોતાનું આત્મદાન પ્રભુ સફળ કરો; એજ મારી આન્તરિક પ્રાર્થના છે!

શ્રી. મોતીલાલ રૉય

(તા ૨૮-૯-૨૬ ના "દલિતકોમ"નું મુખપૃષ્ઠ)

# ૧૨૫–કસર શી વાતની છે ?

દેશની વર્તમાન અવસ્થાથી કોઇને સંતોષ નથી. જો કે દશ વર્ષ પહેલાંના કરતાં આજે દેશમાં જીવન અને બળ બહુ વધારે છે; પણ તે દેશનું દુર્દૈવ ફેરવી નાખે–સ્વરાજ્યને જલદી લાવે–એવા કાર્યમાં નથી રોકાયાં. એ જીવન અને એ બળ આજે મારી સમજ પ્રમાણે દેશને ઉંચે ચઢાવવાને અને આગળ ધપાવવાને વપરાવા કરતાં વધારે તો દેશને પાડવામાં અને પાછો હઠાવવામાં વપરાય છે. એ તો નિઃસંશય વાત છે કે, આ જે કંઇ થયે જાય છે તે સારાને માટેજ છે; અને કોઇને કોઇ દિવસ આપણે એ સારાપણાને સ્પષ્ટરૂપે જોઈ પણ શકીશું. પણ એક બેચેન હૃદય કે જેને પરાધીનતા કાંટાની પેઠે ખુંચે છે, જેને સ્વરાજ્ય વિના કંઈપણ સારૂં લાગતું નથી, તે આ સ્થિતિથી શી રીતે સંતોષ પામી શકે? જ્યારે દેશમાં કોઇ પણ કામ ઉત્સાહ, દૃઢતા, કાળજી અને ગંભીરતાપૂર્વક થતું દેખાતું નથી, જ્યારે પ્રસંગ જોઇને રંગ બદલવાની નીતિ કોઈ પણ કામનાં મૂળ નાખવા દેતી નથી, જ્યારે ભાઇ ભાઇઓમાં–ઘરમાં–ખુનામરકી તો રોજની વાત થઇ પડી હોય, ત્યારે આ વ્યાકુળ હૃદય અધીરતા અને આતુરતાથી ફાટી પડવા લાગે તો શું આશ્ચર્ય ?

આ તોફાન અને અરાજકતાના યુગમાં ધન્ય છે એ માનવોને કે જેઓ દેશની મૂળભૂત નબળાઇઓને દૂર કરવાના કામમાં પોતાની જાતને ખપાવી રહ્યા છે. સ્વરાજ્યસંગ્રામમાં વિજય મેળવવાની દૃષ્ટિથી જ્યારે અમે અમારા દેશ અને સમાજની દશા ઉપર વિચાર કરીએ છીએ, ત્યારે અમને અનેક ભૂલો અને ઉણપો દેખાઇ આવે છે. જ્યાંસુધી આપણે તેને પૂરતા પ્રમાણમાં દૂર કરી શકીશું નહિ, તેનું મૂળ સ્વરૂપ સમજી શકીશું નહિ, ત્યાંસુધી આપણા બળનો પૂરેપૂરો ઉપયોગ થશે નહિ. આપણી ધર્મભાવનાઓ હજી દોષવાળી છે, આપણી સમાજવ્યવસ્થા વિશૃંખલ અને સામાજિક જીવન છિન્નભિન્ન છે. અમારી રાજનૈતિક કાર્યપદ્ધતિ પરાવલંબી છે. તેમાં સુધારો કરવાની ભારે જરૂર છે; વિધવાઓ અમારા ઉપર શાપ વરસાવી રહી છે, સાત કરોડ અસ્પૃશ્યો રાત્રિદિવસ અમારા ઉપર નિસાસા નાખે છે, વળી આળસ અને અકર્મણ્યતા અમારો અમૂલ્ય સમય બરબાદ કર્યે જાય છે; એ બધાના ઉપાય કરવા જરૂરના છે. આ દિશાઓમાં દેશની સમક્ષ હજુ કામ તો અથાગ પડેલું છે. લોકોની ભ્રમભરી ધારણાઓ અને કુકલ્પનાઓ સાથે લઢીને તેમને સાચા અને અમલી કામ તરફ પ્રેરવાના છે. સરકાર સાથે લડાઇ લડવાનું છોડી દઇને હાલમાં તો આપણે આપણાજ સમાજ સાથે–તેની બૂરાઇઓ સાથે–લડવાની જરૂર ઉત્પન્ન થઇ છે.

પણ આને માટે ખામી શી બાબતની છે? મારી બુદ્ધિ પ્રમાણે તો આ પાંચ–છ વર્ષના સાર્વજનિક જીવનનો અનુભવ મને જે સમજાવે છે, તે ઉપરથી માલમ પડે છે કે, આ કામ જેટલું યોગ્ય, પ્રમાણિક, મહેનતુ અને ધગશવાળા કાર્યકર્તાઓની ઓછપથી અટકી રહ્યું છે, તેટલું પૈસાને ખાતર અટકી રહ્યું નથી. બીજા શબ્દોમાં કહીએ તો ત્યાગ અને તપોમય જીવન ગાળનારા, વિદ્યા અને તપશ્ચર્યા બન્નેનો મેળ પોતાના જીવનમાં મેળવનારા દેશસેવકોની ખોટ છે. વ્યાખ્યાન આપનારા, માન અને મોટાઇ ઇચ્છનારા જેટલા કાર્યકર્તાઓ મળે છે તેટલા ધીરજ, દૃઢતા અને ધગશપૂર્વક કોઇ એક કામમાં પોતાની જાતને અર્પણ કરનારા સાધુચરિત અને સત્યાચરણી કાર્યકર્તાઓ ઓછા મળે છે. ગમે તો ખાદી કે ખાદીદ્વારા જનતાનું સંગઠન હોય, અસ્પૃશ્યોદ્ધાર હોય, અનાથો અને વિધવાઓની બાબત હોય, શારીરિક અવનતિનો પ્રશ્ન હોય કે સ્ત્રીસુધાર અને આત્મરક્ષણની બાબત હોય; પણ જ્યાંસુધી દેશમાં ત્યાગી અને તપસ્વી, જ્ઞાની અને શૂરવીર, વિવેકી અને કરકસરીઆ અને દેશની પરતંત્રતા જેના અંતરમાંથી રાતદહાડો આંસુ વહાવતી હોય એવા દેશસેવકો નહિ પાકે ત્યાંસુધી દેશની દશા જલદી સુધરી શકવાની નથી. કામ ત્યારેજ સારૂં થાય છે કે જ્યારે કામ કરનારાઓ સારા હોય છે. સારા કામ કરનારાઓને ધનની મુશ્કેલી નથીજ રહેતી. દેશને જો આજે વધારેમાં વધારે જરૂર હોય તો તે મુંગો સમર્પણધર્મ બજાવનારા ત્યાગી કાર્યકર્તાઓની છે. મને તો દેશમાં આજે આ બાબતનીજ ભારે ઉણપ દેખાઈ આવે છે. લોકો કહે છે કે, પૈસા ઓછા

છે. હું કહું છું કે, સારા કાર્યકર્તાઓની ઓછપ છે. કેટલાય નવયુવકો કામ અને રોટીની શોધમાં ઘેરેઘેર ઘૂમે છે, પણ તેઓ પોતાને દેશની સેવાને લાયક બનાવતા નથી. જેમણે સેવાનું વ્રત લીધું છે તેઓ પણ જેટલી સેવાના ફળ તરફ દૃષ્ટિ રાખે છે તેટલી સાચા સેવકની યોગ્યતા વધારવાનો પ્રયત્ન કરવા તરફ રાખતા નથી. યોગ્યતા અને ગુણની કદર સૌ જગાએ થાય છે; તેથી કાર્યકર્તાઓએ પોતાની યોગ્યતા અને ગુણોની વૃદ્ધિ કરવી જોઇએ અને નવયુવકોએ પોતાની જાતને દેશસેવાને લાયક બનાવવા માટે રાતદિવસ કડીતોડ પ્રયત્ન કરવો જોઇએ.

× × × ×

('ત્યાગભૂમિ'ના માગશર ૧૯૮૪ના અંકમાંનો શ્રી. જમનાલાલજી બજાજના લેખનો અનુવાદ.)

---

# १२६–पोल पत्रिका

"ધાર્મિક સડાઓ નાબુદ કરવા, વ્યવસ્થિત ચળવળ ઉપાડવાના" અભિલાષથી 'પોલ પત્રિકા'નો શ્રી. નાગરદાસ ગઢીઆ નામના નવજુવાન લેખકે આરંભ કર્યો છે. ધર્માચાર્યો અને ધર્મગુરુઓના ડોળ, ઢોંગ તેમજ બીજાં ધતીંગોપ્રત્યે ધિક્કાર વરસાવવા તૈયાર થયેલ 'પોલ પત્રિકા'ના જુવાન તંત્રી જનતાને ખાત્રી આપે છે કે "કોઇ પણ ધર્મ કે ધર્મગુરુ પ્રત્યે અમારે દ્વેષ કે ઝેર નથી." "વ્યક્તિગત નિંદા કે બીભત્સ ટીકાઓથી" દૂર રહેવાની પણ એમની એટલીજ તૈયારી છે અને માત્ર પ્રજા એમને 'જરૂર સાંભળે' એટલીજ એમની માગણી છે.

ધર્મને નામે હિંદુસમાજમાં પારાવાર પાખંડ ચાલી રહેલાં છે. તેને તોડી ફાડીને છિન્નભિન્ન કરી નાખ્યા વિના સમાજનો છૂટકો કે ઉદ્ધાર નથી; એટલે અમે 'પ્રવાસી પાગલ'ને પગલે ચાલીને આ પત્રિકા પ્રકટ કરવા તૈયાર થયેલા ભાઇ નાગરદાસને ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે, આવા યુવાનો ગુજરાતમાં અને હિંદુસ્થાનમાં ઘણાજ નીકળો.

પ્રવાસી પાગલના હેતુને માટે અમને માન હતું; પરંતુ તે હેતુની સિદ્ધિ માટે એમણે ધારણ કરેલી શૈલી સાથે અમે જરાયે મળતા થતા નહોતા. અલબત્ત, ઘણા જમાનાના જામી ગયેલા કચરાને સાફ કરવા અને અંધશ્રદ્ધાના જૂનાં જાળાંને ઉસેટી નાખવા માટે કડક ભાષાની જરૂર અમે સ્વીકારીએ છીએ; પરંતુ કડક અને જોશભરી ભાષા બીભત્સ બનવી જોઇએ એવો કશોજ નિયમ નથી અને 'પોલ પત્રિકા'ના હાલના તંત્રી એ વાત અગાઉથી સમજી ગયેલા લાગે છે. એથી અમારી ખાત્રી છે કે, એમને ધારેલા કાર્યમાં સારી સફળતા અને સંગીન સહાય ચારે તરફથી મળશેજ.

'પોલ પત્રિકા'ની સર્વાંગે સફળતા ઇચ્છતા તેના તંત્રીને અમે ધન્યવાદ આપીએ છીએ અને પ્રત્યેક હિંદુને અને ખાસ કરીને નવજુવાન હિંદુને આ પત્રિકાને અપનાવી, તેણે ઉપાડેલા સુયોગ્ય કાર્યમાં મદદ કરવા અમે ભલામણ કરીએ છીએ.

(દૈનિક "હિંદુસ્થાન"ના તા. ૧–૯–૧૯૨૮ના અંકમાંથી)



# ૧૨૭–विधर्मीओना प्रचार

ગુજરાતના હિંદુઓમાં હવે હિંદુત્વની ભાવના જાગૃત થઇ છે, એ જોઈ અમને આનંદ થાય છે; પણ આ ભાવના મોટેભાગે હજી શબ્દોમાંજ રહી છે. સંગઠનનાં ભાષણોમાં હાજરી આપવી અને એક–બે હિંદુસંગઠનનાં વર્તમાનપત્રોના ગ્રાહક થઇ જવામાંજ અમારૂં કર્તવ્ય પૂરૂં થઇ ગયું, એમ અમે માનીએ છીએ. શુદ્ધિ ને સંગઠનમાં અમે પૂરી સહાનુભૂતિ દર્શાવીએ છીએ; પણ કંઇ કરવાનું આવતાં અમે સાડાબાર ગણી જઇએ છીએ, અને જાણે અમને હિંદુસંગઠન સાથે કંઇજ લાગતુંવળગતું ના હોય એવી અમારી વલણ થાય છે. અમે જ્યારે બોલીએ છીએ ત્યારે 'હિયર, હિયર'ના પોકારોથી આકાશ ગુંજાયમાન કરી દઇએ છીએ. ત્યારે જુઓ! વિધર્મીઓ બીજી બાજુ પોતાનો પ્રચાર આગળ ધપાવવા શાંતપણે એકીટસે કામ કરતા હોય છે.

ખ્રિસ્તીઓ વ્યવસ્થિત રીતે જે પ્રચારનું કામ કરે છે, તેનાં વખાણ તો હિંદુઓ પણ કરે છે; પણ જે સગવડો અને સાધનો તેમને હોય છે, તે પોતાના હિંદુસંગઠનના પ્રચારકોને કરી આપવાની માગણી થતાં કંઇ કરતા નથી.

હિંદુસંગઠનમાં પૈસા આપવાની વખતે અમારાં ગજવાં ખાલી થઇ જાય છે અને અમે તો બધી વાતોના નિરીક્ષક બનીને કહીએ છીએ કે, ઓહો! તમે બહુ સારૂં કર્યું. ના, આ તમે બહુજ ખરાબ કર્યું. અને પછી ગપાટા મારી બેસી રહીએ છીએ અને કંઇજ કરતા નથી.

ખ્રિસ્તી મિશનોના કામના આંકડા અમે રજુ કરશું. હિંદમાં થતા પ્રચારની બધી હકીકત અમારી પાસે છે. એટલે પત્રિકાના વાચકો જાણી શકશે કે, તેમણે શું કરવું જોઇએ ?

ખ્રિસ્તીઓનું કામ મોટે ભાગે ઢેડવાડામાં છે. તેમણે પોતાની જાળ ત્યાંજ પાથરેલી છે. આ વખતે અમે નડીઆદ તાલુકાની સમાલોચના કરીશું. ખ્રિસ્તીઓ એક તાલુકામાં જેટલું કામ કરે છે તેટલું અમે આખા હિંદુસ્તાનમાં કરતા નથી.

નડીઆદ તાલુકામાં ૯૫ ગામ છે તેમાં અંત્યજોની વસ્તીવાળાં ૯૩ ગામ છે, જેમાં ૧૩૭૯૦ અંત્યજો છે. કુલ વસ્તીના ૯ ટકા અંત્યજો છે.

ધર્મવાર આંકડા જુઓઃ—

| | પુરુષ | સ્ત્રી | બાળક |
|---|---|---|---|
| હિંદુ અંત્યજો | ૨૦૯૦ | ૨૨૦૯ | ૩૧૦૨ |
| ખ્રિસ્તી અંત્યજો | ૧૭૦૫ | ૧૭૪૪ | ૨૬૫૦ |
| ખોજા અંત્યજો | ૯૬ | ૯૦ | ૧૦૪ |

એટલે એકંદરે ૬૦૯૯ હિંદુ અંત્યજો ખ્રિસ્તી થઈ ગયા છે. ૨૯૦ હિંદુ અંત્યજો મુસલમાન–ખોજા થઇ ગયા છે. રોમનકેથોલિક, મુક્તિફોજ, મેથોડિસ્ટ અને આઇ. પી. મિશન એ ચાર મિશનો તેમાં કામ કરે છે. આ મિશનો શાળાઓ, દવાખાનાં અને પ્રચારકો રાખી કામ કરે છે, તાલુકામાં ૫૦ ખ્રિસ્તી શાળાઓ છે અને સંખ્યાબંધ ખ્રિસ્તી ઉપદેશકો છે. ખોજાની શાળા પણ છે. અંત્યજ સેવામંડળની ૩ શાળાઓ છે. તે ઉપરાંત બીજી એકે હિંદુસંસ્થાની શાળા નથી. એકજ તાલુકામાં ખ્રિસ્તીઓ કેટલું સંગીન કામ કરી રહ્યા છે તે આથી સમજાશે.

હિંદુઓ આ સ્થિતિ સુધારવા કંઇ મદદ કરશે કે પછી શુદ્ધિઓના સમાચાર વાંચી ફૂલાયાં કરશે? ઉપલા વર્ણનમાં તેમના સાહિત્યપ્રચારનું વર્ણન કર્યું નથી.

આવા પ્રચારથી એકલા અંત્યજોજ વટલાતા નથી. બીજા ઉચ્ચ ગણાતા હિંદુઓ પણ સપાટામાં આવી જાય છે.

માટે હિંદુરક્ષાના ઉપાયો યોજવામાં ક્રિયાત્મકરૂપે બહાર પડો.

("પ્રચારક"ના એક અંકમાં લેખકઃ–શ્રી. આ. પંડિત)

# ૧૨૮–मि. हेन्री फॉर्डना मननीय विचारो

અમેરિકાના ઉદ્યોગવિકાસના એક આગેવાન મિ૦ હેન્રી ફૉર્ડે એક વર્તમાનપત્રકાર સાથે વાતચીત કરતાં પુનર્જીવનવિષે બહુજ સુંદર અને સ્પષ્ટ વિચારો દર્શાવ્યા હતા.

વિદ્વત્તાના જરાએ આડંબર કે અભિમાનવિના તેમણે કહ્યું કે "વિશ્વમાં કયાંઇક એક એવી વિભૂતિ છે, જે આપણને-પૃથ્વીપરના મનુષ્યોને પ્રેરણા આપે છે."

પોતાના આ વિચારોને વધારે સ્પષ્ટ રીતે સમજાવતાં તેમણે કહ્યું કે "આજના સુધારા પહેલાં લોકોમાં સત્યનો અંશ વધારે હતો. દાખલાતરીકે અમેરિકાના મૂળ વતનીઓ કોઈ અદૃશ્ય દૈવી શકિતને પૂજતા અને એવી દૈવી શકિતનું અસ્તિત્વ તો જરૂર છેજ. ભલે તમે તે શકિતને ઈશ્વર કહો, વિભૂતિ કહો, ઉત્પાદક શકિત કહો કે બુદ્ધિનિધિ કહો; પરંતુ એ અદૃશ્ય આત્મા-પરમાત્મા-જ આપણા વિચારો અને કાર્યોનો પ્રેરક છે."

"ત્યારે શું આપણે આપણા આત્માના સુકાની નથી?" પત્રકારે પ્રશ્ન કર્યો.

મિ૦ ફૉર્ડે તદ્દન સરળ ભાવે કબૂલ કર્યું કે "નહિ, મને પોતાને તો એમ લાગે છે કે મેં કશું કામ મારી પોતાની ઇચ્છાથી નથી કર્યું. મારી અંદર તેમજ બહાર રહેલી કોઇ અદૃશ્ય શકિતની પ્રેરણાથીજ હું તો દોરવાયો છું."

પોતાની આવી અટલ શ્રદ્ધાવિષે ખુલાસો કરતાં તેમણે કહ્યું કે "શ્રદ્ધા એ તો પૂર્વના જ્ઞાનનું અવશેષમાત્ર છે. આપણા પૂર્વજોને જ્ઞાન હતું. તેઓને એવું જ્ઞાન હતું, કે જે આજે આપણે તો ગુમાવી બેઠા છીએ. આપણને તો સ્મરણમાત્ર રહ્યું છે. આપણે આજે તો એટલુંજ કહી શકીએ છીએ કે 'અમને શ્રદ્ધા છે' અથવા 'અમે માનીએ છીએ;' પરંતુ એક કાળ એવો હતો કે જ્યારે આપણે કહી શકતા કે 'અમે જાણીએ છીએ.'"

"પુનર્જીવનનો સિદ્ધાંત એ જ્ઞાનનો અવશેષ છે?" પત્રકારે પ્રશ્ન કર્યો.

"પુનર્જીવન એ તો સર્વ જ્ઞાનનું સત્ત્વ છે" મિ૦ ફૉર્ડે ઉત્તર વાળ્યો "હું છવ્વીસ વર્ષનો થયો ત્યારથી મેં એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે. ઓરલેન્ડો સ્મિથના પુસ્તક ઉપરથી મને એ સિદ્ધાંત હાથ લાગ્યો. એ સિદ્ધાંત જાણ્યા પહેલાં હું તદ્દન બેચેન હતો. આ વિષયમાં ધર્મમાં કાંઈ નહોતું. છેવટ મને તો ન જણાયું. કામથી પણ મને સંતોષ ન થયો. જો એક જીવનમાં મળેલો અનુભવ બીજા જીવનમાં કામ ન લાગે તો કામ કરવાનો પણ કાંઇ અર્થ નથી. પરંતુ જ્યારે મને પુનર્જીવનનો સિદ્ધાંત સમજાયો ત્યારે કેમ જાણે મને કોઇ વિશ્વવિશાળ યોજના હાથ લાગી હોય એવું લાગ્યું. મને લાગ્યું કે, મારા વિચારોનો અમલ કરવા માટે હવે તક છે. હવે મારે મન સમય અમર્યાદિત બની ગયો. હવે હું ઘડિયાળના કાંટાઓનો ગુલામ રહ્યો નહોતો. જગતમાં યોજનાઓ ઘડવા અને કાર્ય કરવા માટે હવે જોઇએ એટલો સમય હતો."

"ધંધામાં તો હું છેક ચાળીસમે વર્ષે પડયો-એટલે કે 'ફૉર્ડ યંત્ર' રચવાનું મેં તે વખતે શરૂ કર્યું; પરંતુ તે પહેલાં બધો સમય હું એની તૈયારીજ કરી રહ્યો છું. વિશાલ દૃષ્ટિબિંદુથી એજ લાભ થાય છે કે તે માણસને તૈયારી કરવાનો સમય આપે છે. મારૂં ઘણું ખરૂં જીવન તૈયારી કરવામાંજ ગયું છે; કેમકે હું જાણું છું કે, મારી સામે ભાવી અનંત છે."

આમ વાતચીત તત્ત્વજ્ઞાનમાં ઊંડી ઉતરતી જતી હતી અને પત્રકાર તો પુનર્જીવનના સિદ્ધાંતના સ્પષ્ટીકરણ માટે ઉત્સુક હતો; એટલે તેણે પ્રશ્ન કર્યો "મી. ફૉર્ડ! હું અહીં તમને મળવા આવતો હતો ત્યારે તમે સરકાર પાસેથી ખરીદેલાં વહાણો જોયાં કે જેમાંથી તમે હવે ફૉર્ડનાં યંત્રો બનાવી રહ્યા છો. શું આ વહાણોનું પુનર્જીવન છે? અથવા રૂપાંતર થયેલા ફૉર્ડયંત્રોને સ્મરણ પણ હશે કે તે એક વખત વહાણો હતાં?"

આ બાલીશ પ્રશ્નથી મિ. ફૉર્ડથી સહેજ હસી જવાયું. તેમણે ખુલાસો કરતાં જણાવ્યું કે, "પુનર્જીવનનો મારો ખ્યાલ એવો નથી."

પત્રકારે ફરી પૂછ્યું "પણ જેમ વહાણો ભાંગીને તેમાંથી 'ફૉર્ડયંત્ર' બને છે તેમ જીવન-શક્તિઓ ભાંગી તૂટીને ફરી પાછી એકઠી થાય છે એમ તમે કહો છો?"

મી૦ ફૉર્ડે સમજાવ્યું "તમારી સરખામણી ખોટી છે. આપણો દેહ ખરી વસ્તુ નથી. આપણું ચારિત્ર્ય એ ખરી વસ્તુ છે. પછી એ ચારિત્ર્યને તમે જીવનશક્તિ કહો કે આત્મા કહો. એ ખરી વસ્તુનો—આત્માનો નાશ થતોજ નથી."

"પણ કમનસીબે હજુસુધી કોઇ વિજ્ઞાનશાસ્ત્રી આત્માને દેહથી અલગ પાડીને બતાવી શક્યો નથી. ગમે તેવા સૂક્ષ્મદર્શક યંત્રથી તે દેખાતો નથી કે ગમે તેવા ત્રાજવાથી તે તોળી શકાતો નથી." પત્રકારે પોતાની મુંઝવણ દર્શાવી.

"એક વસ્તુ અદૃશ્ય છે—આપણે તેને જોઇ શકતા નથી એનો અર્થ એવો નથી કે, તે વસ્તુનું અસ્તિત્વજ નથી." મિ૦ ફૉર્ડે ખુલાસો કર્યો "જેમ પ્રભુ અદૃશ્ય છે, વિજળી અદૃશ્ય છે અને છતાં એ બન્નેનું અસ્તિત્વ છેજ; તેવી રીતે આત્મા અદૃશ્ય છે, છતાં તેનું અસ્તિત્વ તો છેજ. કયી શક્તિ તમને અહીં ખેંચી લાવી એ તમે જોઇ શકતા નથી; છતાં એ શક્તિના અસ્તિત્વનો તમે ઇન્કાર કરી શકશો નહિ."

"તમે કહેશો કે પવનનું વજન કરી શકાય છે અને વિજળીનું પણ માપ કાઢી શકાય છે. તેનો મારો જવાબ એ છે કે, કોઇક દિવસ આપણે આત્માનું પણ માપ કાઢી શકીશું; એટલુંજ નહિ પણ મારી તો એવી શ્રદ્ધા છે કે, એક કાળે આત્માનું માપ થઇ શકતું હતું. આપણી અત્યારની 'શ્રદ્ધા' એ જૂના ભૂતકાલીન અને ગુમાયેલા જ્ઞાન ઉપરજ રચાયેલી છે."

તત્ત્વજ્ઞાનની આવી ઝીણી માથાકૂટમાં રમુજ ઉમેરવા પત્રકારે કહ્યું કે "મારા તત્ત્વજ્ઞાનના પ્રૉફેસર એમ કહેતા કે, જડ એટલે શું? જેમાં આત્મા ન હોય તે; અને આત્મા એટલે શું? જે જડ નથી. આપ આ દ્વંદ્વમાં માનો છો?"

જડ-ચેતનના આ દ્વંદ્વનું ખંડન કરતાં મિ૦ ફૉર્ડે કહ્યું "નહિ, વિશ્વની વસ્તુમાત્રમાં ઐક્ય છે. જડ અને ચેતન એકજ વસ્તુ છે અથવા વધારે સ્પષ્ટ કહીએ તો એકજ વસ્તુનાં બે સ્વરૂપો છે. વસ્તુમાત્ર દેખાવમાં જડ છે. પરંતુ તેનું બારીકમાં બારીક પૃથક્કરણ કરો અને એમાંની ચેતનશક્તિ દેખાશે. આમ જડ એ ચેતનનું ભિન્ન સ્વરૂપ છે અને ચેતન એ જડનું ભિન્ન સ્વરૂપ છે. મૂળમાં બન્ને એક છે."

"પરંતુ જેમ આ 'ફૉર્ડયંત્ર'ને સ્મરણ નથી કે પહેલાં તે વહાણ હતું, તેમ આપણને પણ આપણા આગલા જન્મનું કશું સ્મરણ રહેતું નથી; અને એવા સ્મરણવિના આત્મા અમર છે, એમ કેમ માની શકાય? જો જડ વસ્તુ અવિનાશી હોય—તેનો કદી નાશ ન થતો હોય તોજ દેહ અમર બની શકે." પત્રકારે પોતાની શંકા રજુ કરી.

"તમે ભૂલો છો" મિ. ફૉર્ડે કહ્યું "શરીરને પોતાની વૃત્તિથી અને આત્માને પોતાની ઉર્મિથી આગલા જીવનના અનુભવોનું સ્મરણ રહે છે અને તેનો ઉપયોગ કરે છે."

"ત્યારે તમને તમારા આગલા જન્મોનું સ્મરણ છે?" પત્રકારે પૂછ્યું.

"મને તો શું પણ આપણને સૌને આપણા આગલા જન્મોનું ઝાંખું સ્મરણ તો હોયજ છે. આપણને ઘણી વખત આગલા જન્મમાં જોયેલા કોઇ દૃશ્યનું કે અનુભવેલા બનાવનું સ્મરણ થઇ આવે છે, પરંતુ તે બહુ અગત્યનું નથી; પણ એ અનુભવોનું સત્ત્વ, તેનું રહસ્ય, તેનાં પરિણામો કિંમતી છે અને તેની આપણા જીવનમાં ઉંડી ઉંડી છાપ હોય છેજ."

"ભૂતકાળની ઘણી વાતો આપણે ભૂલી જઇએ છીએ, પરંતુ તેની ઝાંખી આપણા અંતરાત્માને હોય છે. કોઇક રોમાંચક બનાવ બનતાં પહેલાં ઉંડે ઉંડે રહેલાં સ્મરણો ઉપર તરી આવે છે; વસ્તુતઃ તે હયાતીમાં તો હોય છેજ અને આપણા જીવનમાં તે અગત્યનો ભાગ ભજવે છે." મિ. ફૉર્ડે કહ્યું.

"ત્યારે તમારો આત્મા આગલા અનેક જન્મોમાં દુનિયાના સઘળા ભાગોમાં ફરી આવ્યો હશે તે બધા દેશો જોવા જવાની તમને ઇચ્છા નથી થતી?" પત્રકારે પૂછ્યું.

"નહિજ. એ દેશોની મને કશીજ કિંમત જણાતી નથી. મને તો મનુષ્યોમાં રસ પડે છે,

કેમકે મનુષ્યો પૃથ્વી ઉપરની છેલ્લામાં છેલ્લી અને નવામાં નવી વસ્તુ છે અને સૌથી નવી વસ્તુ હોય તેમાં મને રસ પડે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધ પ્રમાણે મનુષ્યજીવન ૨૩ અબજ વર્ષથી પૃથ્વીપર છે; અને એટલા કાળમાં તો આત્મા અનેક અનુભવો મેળવે છે."

"ત્યારે તમારા અભિપ્રાય પ્રમાણે જીવનનો હેતુ શો છે?" પત્રકારે પૂછ્યું.

"મારા માનવા પ્રમાણે જીવનનો હેતુ અનુભવ મેળવવાનો છે. મનુષ્ય ખોરાક અને શારીરિક સુખ–સગવડ કરતાં કાંઇ વધુ શોધે છે. માત્ર ખોરાક અને આરામથી મનુષ્યને સંતોષ થતો હોય તો તેટલું તો તેને સહેજે મળી રહે છે. બહુ થોડા માણસો માત્ર દેહની જરૂરીઆતો મળી રહેવાથી તૃષ્ણારહિત થઈ મોક્ષ પામે છે. આપણે બધાય પુનર્જીવન પામ્યાજ કરીએ છીએ, દરેકની પાછળ કંઇક હેતુ રહેલો હોય છે અને તેથી જીવન–પરંપરા ચાલુ રહે છે."

"દરેક જીવનના અનુભવોથી આપણે શીખતા જઇએ છીએ. સફળતા અને નિષ્ફળતા, બન્નેમાંથી આપણે કંઇક શીખીએ છીએ, બલ્કે સફળતા કરતાં નિષ્ફળતાથી વધારે શીખીએ છીએ. ફાંસીને માંચડે જતાં જતાં એક માણસે કહ્યું હતું કે, 'મારે માટે આ બહુ સારો પાઠ છે.' તેનું આ કથન ખોટું નહિ હોય. ફાંસીએ લટકીને પણ માણસ કંઇક અનુભવ મેળવે છે. આત્મા ખોટનો નહિ પણ નફાનો હિસાબ રાખે છે. આત્માના ચોપડામાં ખોટ પણ અનુભવરૂપી નફામા ગણાય છે."

"સંત ફ્રાંસિસની માફક તમે પણ એમ માનો છે કે, પશુઓમાં આત્મા છે?"

"જરૂર, શામાટે નહિ!"

"પણ, મિ. ફૉર્ડ! જો તમે બીજે જન્મે પણ મનુષ્યજીવન પામો તો તમે તમારૂં જીવન જૂદુંજ ઘડવાનો પ્રયત્ન કરો કે નહિ?"

"પણ તેમાં સવાલજ 'જો'નો છે. 'જો'નો હું વિચારજ કરતો નથી. મારા માનવા પ્રમાણે પ્રત્યેક જીવનમાં લેવાના અનુભવો પણ ભાવીએ નિર્માણ કરી મૂકયા હોય છે. આપણે આપણું જીવન ઘડતા નથી. આપણને કદાચ અગાઉથી ભાન થાય છે, પરંતુ નિર્માણ આપણે કરી શકતા નથી."

"ત્યારે શું રાષ્ટ્રોને પણ એજ નિયમ લાગુ પડે છે?"

"એમાં જરાયે શંકા નથી."

"તો જગતનાં મહાયુદ્ધોની ભયંકર આફતો માટે તમે અમુક રાષ્ટ્રને દોષ આપો નહિ ને?"

"બીલકુલ નહિ."

"જીવનમાં તમને શા કામમાં સૌથી વધુ આનંદ આવે છે?"

"અમુક કામ મને આનંદ આપે છે તેટલા માટે હું કાંઇ કરતો નથી પણ અમુક કામ કરવાની જરૂર છે, તે માટેજ કરૂં છું. હું સહેલો માર્ગ પસંદ કરતો નથી, પરંતુ કઠિન માર્ગ પસંદ કરૂં છું. આપણને મનગમતું કામ કરીએ એમાં આપણે કાંઈ ભલું કરતા નથી."

"ત્યારે તમે કામમાંથી નિવૃત્ત થવા ઇચ્છતા નથી?"

"મને ભય રહે છે કે, તદ્દન કામવગરના બેસી રહેવાનું દુઃખ હું કદી સહન કરી શકીશ નહિ. કંઇક ને કંઇક કામ કરવાનું તો હોયજ છે. યુવાની એ જીંદગીની દોલત છે, પરંતુ અનુભવવિના યુવાનો જગતનો કારભાર ચલાવી શકે નહિ. જો માણસો ૩૦–૫૦ વર્ષે કામ કરવું છોડી દે તો કદાચ સંસ્કૃતિની અવદશાજ થાય. અનુભવીઓ જગતના વ્યવહારને નિયમમાં અને સુયોગ્ય ગતિમાં રાખે છે. ૫૦ વર્ષ નીચેના માણસોમાં દુનિયાનો વ્યવહાર ચલાવવા જેટલો અનુભવ હોતો નથી, એટલે જો ૫૦ વર્ષ ઉપરના માણસો કામ કરવું છોડી દે તો દુનિયાનો વ્યવહાર કદાચ બંધ પડે."

"તમને સાહિત્યમાંથી કાંઈ જાણવાનું મળ્યું?"

"વિજ્ઞાનનાં પુસ્તકોમાંથી ઘણું જાણવાનુ મળ્યું; તેમજ 'ઈન ટયુન વિથ ધી ઇન્ફિનિટ'.*

* આ સંસ્થા તરફથી ગુજરાતીમાં સ્વતંત્રાનુવાદરૂપે આ પુસ્તક **પ્રભુમય જીવન** એ નામથી ત્રીજી વાર હમણાં નીકળ્યું તે આગલી આવૃત્તિ કરતાં વિશેષ સંશોધનપૂર્વક અને સરલ ભાષામાં તથા માત્ર ચાર આનામાં (પાકા પૂંઠા સાથે છ આનામાં) નીકળ્યું છે. **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

માંથી પણ મને જાણવાનું મળ્યું છે."

"બાઈબલને તમે ધાર્મિક ગ્રંથ ગણો છો?"

"બાઇબલને હું અનુભવોની નોંધપોથી માનું છું. બાઇબલ વાંચતાં આપણને એટલું આશ્વાસન મળે છે કે, જીવનમાં આપણે જેવી ઠોકરો ખાધી છે તેવી બીજાઓને પણ ખાવી પડી છે; એટલે બાઇબલ અનુભવોનું ખરૂં પુસ્તક છે."×

"તમે માનો છો કે તમારા જીવનને અંતે તમને તમારી મહેનતોનો બદલો મળશે?"

"જીવનના અંતવિષે હું કાંઇ જાણતો નથી. અંત તો બહુ દૂર છે, પરંતુ આપણે જેને માટે લાયક હોઇશું તેટલું આપણને મળે છેજ અને મળ્યાજ કરશે."

("બે ઘડી મોજ" તા. ૨-૧૨-૨૮ના અંકમાંથી)

## ૧૨૬–बगीचामां मजुर मोकलनार एजंट

સાહેબ! થોડા વખતપર સરકારી કામને અંગે સુરત જીલ્લાના કીમ સ્ટેશને જવાનું થયું હતું. ત્યાં મજુર પૂરા પાડનાર મિ૦ સેન્ડર્ફોર્ડ નામના એક યૂરોપીયન સાથે થયેલી વાતચીતનો સાર નીચે પ્રમાણે છેઃ–

"હું આયર્લાન્ડનો વતની છું. મારૂં નામ સેન્ડર્ફોર્ડ. લશ્કરી નોકરીમાંથી ફારગત થઇ હાલ હું આસામના મ્હાના બગીચામાં મજુર મોકલનાર એજંટતરીકે કામ કરૂં છું. ત્યાં મોકલવામાં આવતા દરેક કુટુંબ દીઠ મને રૂ. ૬૦ કમીશન મળે છે. તમે જો એક સ્ત્રી ને એક પુરુષ એવું કુટુંબ મેળવી આપો તો હું તમને દરકુટુંબ દીઠ વીસ રૂપીઆ આપું.

ત્યાં કામ કરનાર મજુરો સુખી છે કે દુઃખી એ સવાલ તમે પૂછો છો તો ઇશ્વરને હાજર જાણી જણાવું છું કે, અત્રેથી મોટી આશા આપી મોકલવામાં આવતા મજુરો ત્યાં ગયા પછી બહુજ પસ્તાય છે. 'રોજનો રૂપિયો–દોઢ રૂપિયો કમાશો' એવી લાલચ આપી લઇ ગયેલા મજુરોને ચારથી પાંચ આના પણ રોજ પડતો નથી. મફત બળતણ મળશે એનો અર્થ એવો કે, મજુરોએ જંગલમાં જઇ ખપ પૂરતાં લાકડાં જાતે કાપી લાવવાં. પેટને ખાતર અજ્ઞાન લોકોને ઉંધું સમજાવીને ફસાવવાનો ધંધો હું લઈ બેઠો છું, પણ તેના બદલામાં ઇશ્વરનો ક્રોધ અને ગરીબોના શાપ મારા ઉપર ને મારા કુટુંબ ઉપર વર્ષી રહ્યા છે.

મારા બે દીકરા ગામોગામ ફરી ખરી હકીકત ગરીબ લોકોને સમજાવી મારી વિરુદ્ધ પ્રચાર-કામ કરી રહ્યા છે; અને એવી રીતે તેઓ પગે ચાલી મહાત્મા ગાંધીજીને મળી બધી હકીકત રૂબરૂ નિવેદન કરવા જવાના છે અને તમને પણ હું પરવાનગી આપું છું કે, જાહેર છાપાદ્વારા આ હકીકત જેમ બને તેમ વધારે લોકોને જાહેર કરવી. આસામમાં મ્હાના બગીચામાં જનાર મજુરને કોઈ પણ પ્રકારનું સુખ મળતું નથી. ઘણા ખરા ત્યાંજ મરણ પામે છે. મહાત્મા ગાંધીએ ચંપા-રણ્યમાં જે સહેજ ચળવળ ચલાવી તેથી પણ મજુરોને ઘણો લાભ થયો ને તેમના માલીકને રૂપિયા દશ લાખને આશરે વધારે ખર્ચ કરવું પડયું. આસામમાં પણ મહાત્માજી જેવાની ચળવળની ખાસ જરૂર છે."

આટલી વાતચીત થયા પછી વિશેષ ખાત્રીમાટે મેં મિ૦ સેન્ડર્ફોર્ડના હસ્તાક્ષર માગ્યા, જેમણે ઉપર જણાવેલી કેટલીક હકીકતની નોંધ મારી ડાયરીમાં પોતાને હાથે કરી.

("ગુજરાતી"ના તા. ૨૩-૧૨-૨૮ના અંકમાં લખનાર ડૉ૦ મોતીરામ હરિશંકર ભટ્ટ–વેટનરી સર્જન–ઓલપાડ)

---

× આપણી ભગવદ્ગીતા બાઈબલથી પણ કેટલી બધી ચઢિયાતી છે તે સંસ્કારી સજ્જનોને કહેવું પડે તેમ નથી.

# १३०–भयानक राक्षसी

હાયરે, મૃતવત્ ભારતવાસી હિંદૂ! ઇસ ઉભયોન્નતોદર રાક્ષસી કો અપને પાર્શ્વ મેં અવલોકન કર ભી તુમ્હારે હૃદય મેં જાગૃતિ કા કોઇ ભી લક્ષણ દૃષ્ટિગોચર નહીં હોતા. તુમ્હારા પ્રતિક્ષણ ભીષણ હ્રાસ હો રહા હૈ; પર તુમ ઇસિકા પ્રતીકાર કરને કે બદલે ઉલટે પૂર્ણ રૂપ સે ઇસિસે સહયોગ કરતે જા રહે હો. ઇસકા કુપરિણામ પ્રત્યક્ષ હૈ; નાશ અવસ્યંભાવી હૈ; પતન નિશ્ચિત હૈ; ઇસ વિસ્તૃત મેદની કે વક્ષસ્થલ પર સે તુમ્હારા નામ મિટના ધ્રુવ હૈ. તુમ્હારે ચક્ષુદ્વય પર અબ અજ્ઞાન–અંધકાર કી યવનિકા નહીં; તુમ્હારા હૃદય–ગગન અબ અનભિજ્ઞ–ઘન સે આચ્છાદિત નહીં. તુમ્હારે સમ્મુખ કર્તવ્ય–પથ ભી લુપ્ત નહીં. હમારે કતિપય પ્રકાંડ વીરોં ને અપને અલૌકિક પ્રકાશ સે હૃદય પ્રકાશિત કર દિયા તથા અપને સિંહનાદ સે સારે અંધેરે કો ફાડ કર તુમ્હારા કર્તવ્યપથ સ્વચ્છ કર દિયા. શોણિત–સિંચન કર કઠિન માર્ગ સુલભ કર દિયા હૈ. ઇતિને પર ભી યદિ તુમ કર્તવ્ય–પથ સે વિચલિત હોતે હો તો તુમ્હારા પતન રાક્ષસી કે ઉભયોન્નતોદર મેં હોના હી અનિવાર્ય હૈ. તુમ દો ભાગોં મેં વિભક્ત હો કર ઉસ રાક્ષસી કે ઉદર કે દોનોં ઓર ઉલટે ટંગે હો. તબ ભી તુમ અપના અનુચિત હઠ ત્યાગ નહીં કરતે. હાય! ઇસ પાપિની કી ઉદરપૂર્તિ કે લિયે કૈસે કૈસે દારુણ પરિણામસ્વરૂપ કાર્ય સ્વયં ભારતવાસી હિંદુ કરતે હૈં, જિનકે સ્મરણમાત્ર સે રોમાંચ હો જાતા હૈ, હૃદય તપ્ત હો જાતા હૈ—ગ્લાનિ, નિરાશા તથા ભય કી ઉષ્ણ આહોં સે શરીર ભસ્મીભૂત હુઆ જાતા હૈ; પર હમારે ધર્મ કે ઠેકેદારોં કી નિદ્રા ભંગ નહીં હોતી ઔર સંભવ હૈ કિ નિકટ ભવિષ્ય મેં હી ઉનકી યહ નિદ્રા મહાનિદ્રા મેં સદા કે લિયે વિલીન હો જાયે !

સંસાર કો તીવ્ર–ગતિ સે ઉન્નતિ કી ઓર અગ્રસર હોતે અવલોકન કર ભી તુમ નહીં ઉઠતે. રે હિંદુ સમાજ! તેરે ઇસ નિર્મમ અત્યાચાર સે ઊબ કર લાખોં હિંદૂ નામધારી આજ ઇસા મહાપ્રભુ યા દીને ઇસ્લામ કી શરણ મેં જા કર નિર્ભય હો રહે હૈં ઔર ઇસ ક્રમ સે સનાતન ધર્મ કો તિલાંજલિ દે પર–ધર્મ મેં જા ઉન્હી હિંદૂઓં સે અપના પદત્રાણ ભી સ્પર્શ મેં હિચકતે હૈ, જો તિલકધારી ઉસે હિંદૂ ધર્માવલંબી હોને પર અપને સે પચાસ ફીટ કી દૂરી પર ભી ફટકને નહીં દેતે થે.

તુમ અપને કો બડે ગર્વ કે સાથ પુરુષોત્તમ શ્રીરામચંદ્ર તથા યોગીરાજ આનંદકંદ શ્રીકૃષ્ણચંદ્ર કી સંતાન બતાતે હો. આદર્શ મહાપુરુષોં કા અપમાન કરને કા તુમ્હેં કોઇ અધિકાર નહીં હૈ ઔર યદિ અધિકાર ભી હૈ, તો ઇસે કહતે તુમ્હેં લજ્જા સે સિર નત કર લેના હી ઉચિત હૈ. ક્યોં? ક્યોંકિ નરરત્ન વીરકેસરી શ્રીરામચંદ્ર ને એક ભિક્ષની કે જૂઠે બેર ઔર શ્રીકૃષ્ણચંદ્ર ને વિદુર કા શાક બડે પ્રેમ સે ભોજન કિયા થા; ઔર તુમ તો રામ–કૃષ્ણ કે કુછ ભક્તોં કો અછૂત કહ કર ઉનસે સ્પર્શિત ભોજન કરને કી કૌન કહે, શરીર તક સ્પર્શ હોના ઘોર પાપ સમઝતે હો. યહી નહીં ઉસકે શરીર કી છાયા ભી શરીર પર પડના રૌરવ નરક મેં પડને તુલ્ય સમઝતે હૈં. યદિ એક પથ સે એક તિલકધારી વો એક હિંદૂ જિસે તુમ અછૂત કહ કર સંબોધિત કરતે હો, અકસ્માત્ આ પડે, તો ઉસે વહીં ધરાશાયી હોના પડેગા, ચાહે ઉસે સર્પ યા બિચ્છૂ તમરેણુકા યા કીચ, પત્થર યા પાની પર હી ક્યોં ન પડના પડે, ચાહે વહ કિતને હી મૂલ્યવાન વસ્ત્રોં સે સુસજ્જિત ક્યોં ન હો, ઉસે પ્રાણ તક ક્યોં ન વિસર્જન કરના પડે; પર ઉસે વૈસા કરના હી પડેગા. વહ ઉસકે લિયે સામાજિક હથકડી સે બંધા હૈ, મુક્ત નહીં. ઓફ, કૈસા હૃદયવિદારક દૃશ્ય હૈ! એક બાબાજી એક કુંએ પર જલ ખીંચ રહે હૈં, ઔર એક અછૂત પ્યાસ સે વ્યાકુલ હો કર છટપટા રહા હૈ. હાથ મેં જલપાત્ર ઔર ખીંચને કી રસ્સી ભી ઉસકે પાસ વર્તમાન હૈ; પર બાબાજી કી આજ્ઞા નહીં. બાબાજી ઉસે કુંએ કે પાસ ફટકને તક નહીં દેતે, ન જલ પિલાતે હૈં; ન ઉસે સ્વયં જલ ખીંચ લેને કા આર્ડર હી દેતે હૈં; પર

વહી અછૂત યદિ રામ-કૃષ્ણુ સે ઘૃણા કર ઇસા યા મુહમ્મદ કા મંત્ર ઉચ્ચારણુ કરતા હૈ, તો એકસાથ જલ ખિંચને કો કૌન કહે, ઉસસે શેક-હેંડ યા આદાબ અર્જ કરને મેં અપના અહો-ભાગ્ય માનતે હૈં, પૂર્વજન્મ કા સુસંસ્કાર માનતે હૈં. ઇસકા કુપરિણામ જો હુઆ હૈ, વહ સંસાર કે સામને હૈ. જિસ સમય મોપલાઓં ને હિંદૂઓં પર અમાનુષિક અત્યાચાર કિયા થા, વહ કૈસા ભયાનક થા! એક બાલિકા કે સાથ પાશવિક અત્યાચાર હોતા હૈ ઔર ઉસકે માત-પિતા કો વહ અપ્રાકૃતિક દશ્ય દેખને કો વાધ્ય કિયા જાતા હૈ ઔર કુછ દૂરી પર અછૂત ભી ખડે ખડે યહ દારુણુ દુઃખ સહ રહે હૈં. મુઠ્ઠીભર મોપલોં કે લિયે યે અધિક થે, પર વે બિચારે ક્યા કરતે? ઉન્હેં તો બાબાજી લોગોં કે પાસ જાને કા પાસપોર્ટ હી ન થા. ઇજહાર કે સમય જબ મૈજિસ્ટ્રેટ ને ઇન લોગોં સે પૂછા કિ તુમ લોગોં ને પંડિતોં કી ક્યોં ન રક્ષા કી? તો ઉન લોગોં ને ઉત્તર દિયાઃ—"ધર્માવતાર! હમ લોગોં કો ઉનકે પાસ જાને તક કી આજ્ઞા ન થી. અન્યથા હમ લોગ મુઠ્ઠીભર અત્યાચારિયોં કો પૈર સે હી કુચલ ડાલતે."

હિંદૂ સમાજ કે ઇસ અહર્નિશ અનિયમિત અત્યાચાર કા પ્રતિફલ ઉન્હેં પતન તથા વિનાશ કે ગહરી ગદર મેં ઢકેલે લિયે જા રહા હૈ; પર તુમ્હેં અપને હઠ પર અડે રહને કે સિવા ઔર કુછ નહીં બન પડતા. ઇસકે ફલસ્વરૂપ આજ કેવલ કલકત્તે નગરી હી મેં પચ્ચીસ સહસ્ત્ર સ્ત્રિયોં ને વેશ્યાવૃત્તિ ગ્રહણુ કી હૈ. યદિ તુમ ઇસપર ક્ષણુમાત્ર ભી વિચાર કરતે તો ઇસકા કારણુ પ્રત્યક્ષ પ્રતીત હોતા.

ઇધર તુમને અપના આદર્શ તો ગગનચુમ્બી બના લિયા હૈ, પર ઉસકી સાધના ઠીક ઉસકે પ્રતિકૂલ પતાલગામી હૈ, તૌ ભી અપ્રાપ્ત વસ્તુ કો પાને કી અભિલાષા નહીં ત્યાગ કરતે. તુમ્હારી યહ મુક્ત કૈસી હાસ્યપૂર્ણ હૈ! પંગુ હો કર હિમાલય કા ઉત્તુંગ શિખારોહણુ કરના ચાહતે હો, બૌના બન કર આકાશસ્થિત ચંદ્ર કો પકડના ચાહતે હો, બાલ-વિધવા બહિન બેટી કો તો આજન્મ બ્રહ્મચર્યવ્રત પાલન કર કે પવિત્ર જીવન વ્યતીત કરને કી શિક્ષા દેતે હો ઔર સ્વયં ઉનકે સંમુખ પ્રબલ કામવાસના કી પ્રતિમૂર્તિ બન કર પ્રકટ હોતે હો. એક ઓર વૃદ્ધ, ષોડષી યુવતી કો લે કર સાયંકાલ સે હી ક્રીડા-કક્ષા મેં પ્રવેશ કર અટ્ટખેલિયાં કરતે હૈ, તો દૂસરી ઓર વિધવા-બાલવિધવા નિર્જન કોઠરી મેં અપને વિષમય વિચારોં કી જ્વાલા સે જલતી રહતી હૈ. એક ઓર શિક્ષા કા પૂર્ણ અભાવ, દૂસરી ઓર દૂષિત સંસર્ગ કા બુરા પ્રભાવ!

એક ઓર ઘર કે સારે લોગ વિલાસિતા કે સમુદ્ર મેં સિખાપર્યંત ડૂબકી લગાવે ઔર દૂસરી ઓર અવિદ્યા તથા અશિક્ષા કે કારણુ સદૈવ કે દૂષિત વિચારોં કા આક્રમણુ હો; તબ ભલા ઇસ ઉઠતી હુઇ યુવાવસ્થા કી તરંગ મેં બ્રહ્મચર્યપાલન કૈસે સંભવ હો સકતા હૈ? ઇસ પ્રકાર પ્રાચીન ઋષિમુનિયોં કે પવિત્ર વાક્યોં પર ચલને કા ઢોંગ કરનેવાલે પતિત હિંદૂઓં! તુમ સ્વયં ઉન ચિરદુઃખિની વિધવાઓં કે આદર્શ વૈધવ્યવ્રત કો ખંડિત કરને કા આયોજના કરતે હો! રે સ્વાર્થી અંધપક્ષપાતી સમાજ કે વ્યવસ્થાપક! રે નિર્મમ નિયમ કે નિષ્ઠુર પરિપાટી કે નિયામક! દેખો, આંખેં ખોલ કર દેખો, આજ તુમ્હારે અનિયમિત અત્યાચારોં સે ઉબ કર કિતની ભારતીય લલનાયેં બીભત્સ વ્યાપાર મેં લગાયી જા કર અપને સત્ય સનાતન ધર્મ કો તિલાંજલિ દે કર રાક્ષસી કે ઉદર કી પૂર્તિ કર રહી હૈં; તુમ્હારે ધર્મ મેં ઉનકે લિયે સ્થાન નહીં!

ઓફ! તુમ્હારા યહ મમતા-શૂન્ય વ્યાપાર કિતના ભયંકર હૈ. એક કોમલ સુકુમાર કિશોરી કો એક જીર્ણ શીર્ણ વૃદ્ધ કે હાથ આજીવન સંબંધ કરને કા પ્રતિફલ દેખ કર ભી પ્રકૃતિ વિરુદ્ધ કાર્ય સે નહીં હટતે! ઇસી અત્યાચારમયી અનીતિ કે કારણુ હી ઉભયોન્નતોદર કા પેટ ભરા જા રહા હૈ ઔર ઉસકે ઉદરદ્વય પરિપૂર્ણ હોતે હોતે તુમ્હારા નામ સદા કે લિયે ઇસ પૃથ્વી સે ઉઠ જાયગા. શાયદ તુમ્હારી ચર્ચા કથા-કહાનિયોં મેં કુછ સમય તક મિલે. તત્પશ્ચાત્ વહ ભી સમય કે ગર્ભ મેં સદા કે લિયે વિલીન હો જાયગી. સમ્હલો, સમ્હલો અબ ભી સમય હૈ.

("મનોરમા"ના એક અંકમાં લેખિકાઃ—શ્રીમતી વિમલાદેવી)

# १३१-मुस्लीम भाइओने एक समजु मुस्लीमनी खास सूचना

જે કોમ પોતાના ધર્મગુરુઓને કતલ કરે તે જુલમી કહેવાય. પછી તે ગમે તે હોય-હિંદુ હોય, મુસલમાન હોય કે ખ્રિસ્તી હોય. હિંદુ તેમજ ખ્રિસ્તી એ બેઉ કોમોને હું બાતલ કરૂં છું; કારણ તેમના ધર્મ અને ઇતિહાસની મને પૂરેપૂરી માહિતી નથી. એટલે તેમના વિષે કંઇ લખવું એ વાસ્તવિક નથી; પરંતુ હું મુસલમાન છું. મુસલમાની ધર્મ અને ઇતિહાસની મને કંઇક માહિતી છે તે આધારે ઇસ્લામી ધર્મ બાબત, ઇસ્લામી ઇતિહાસ બાબત અને મુસલમાનોએ પોતાના ધર્મગુરુઓ ઉપર ગુજારેલાં મહાજુલમી, મહાક્રૂર, મહાનિર્દય અને મહાપાપી કૃત્યો બાબત જે લખું તે અલબત્ત વાસ્તવિકજ કહેવાશે; તેમ છતાં હાલના જમાનાના મુસલમાનો જ્યારે તેમના વડીલોનાં અતિ ઘોર અને મહાપાપી કૃત્યો મારી કલમથી છાપાંઓમાં પ્રસિદ્ધ થતાં જુએ છે ત્યારે મારા પ્રત્યે તેમના ગુસ્સાનો પ્રવાહ જોસભેર ઉભરાઇ આવે છે. તેમના ક્રોધનો અગ્નિ ઉછાળા મારતો મારા તરફ દોડે છે અને તેમના જુલ્મની ખૂની તલવાર મારા નિર્બળ અને નાજુક દેહ ઉપર ચમકારા મારે છે; તેમ છતાં નિર્ભયતાથી હું મારૂં કર્તવ્ય કરીશ. તેમની ધમકીઓ મને જે સત્ય સ્થાન અને ઉપદેશનું લક્ષ્યબિંદુ મેં પકડેલું છે ત્યાંથી ડગાવે એ વાત કોઇ પણ કાળે બનવાજોગ નથી. ઇસ્લામના મહાન ધર્મગુરુઓ ઉપર મુસલમાનોએ પોતેજ ગુજારેલા બેહદ જુલમના હૃદયભેદક વૃત્તાંતો લખવા એજ મારૂં કર્તવ્ય છે અને એમાંજ મારી જીંદગીનું સાર્થક અને કલ્યાણ છે, એમ હું માનું છું. હવે હું ચોક્કસ નિર્ણય ઉપર આવી ગયો છું અને ખાત્રીથી કહું છું કે, જે વખતે માંબવીઆનો હરામી દીકરો યઝીદ દમાસ્કસ શહેરમાં ખીલાફતની ગાદીએ બેઠો ત્યારે સઘળી ઇસ્લામી દુનિયાની હકુમત તેના કબજામાં આવી અને સઘળા મુસલમાનોએ તેની તાબેદારી સ્વીકારી; પરંતુ જે મુસલમાનો ખરા ઇમાનદાર એટલે ધર્મી હતા તેઓએ તેની ઇસ્લામના ધર્મગુરુ હોવાની પાત્રતાનો અસ્વીકાર જાહેર કર્યો. તે ખરા ધર્મી પુરુષોના સરદાર શાહજાદા હઝરત હુસેન હતા, જેઓ ઇસ્લામના મહાન પેગંબરની પવિત્ર અને પૂજ્ય દીકરીના દીકરા થાય. આ બહાદૂર અને ધર્મી પાર્ટીમાં ફક્ત ૭૨ પુરુષો હતા, જેમને કરબલાના રણમાં અન્ન અને પાણીવગર રોકી રાખવા, એવો યઝીદ પલીદે તેના લશ્કરીઓને હુકમ આપેલો. આ ધર્મિષ્ટ પાર્ટી ભૂખ, તરસ અને ઉનાળાના સખ્ત તાપનું દુઃખ વેઠી એ રણ દરમિયાન તંબુઓમાં પોતાનાં બાલબચ્ચાંઓ સાથે પડાવ કરી વસેલા હતા. યઝીદ પલીદે તેમને માટે અન્નપાણીની નહેરો અને નદીઓ નાળાંઓ ઉપર પહેરો મૂકેલો. નાનાં બાળકો તરસ્યાં ને તરસ્યાં મરણ પામ્યાં, મોટા માણસો ભૂખ-તરસથી મરવા કરતાં બહાદૂરીથી દુશ્મનો સાથે લડી શહીદ થયા. ઇસ્લામી દુનિયામાં અંધકાર વ્યાપ્યું. ત્યારથી ઇસ્લામની બાજી જુલમીઓના હાથમાં આવી; એટલે ઇસ્લામ જે ખરો ધર્મ હતો તે મટી અધર્મ થયો. અધર્મી આગેવાનોએ ઇસ્લામના નામે અધર્મનો પ્રચાર કર્યો અને જુલમગારીનો પાયો રચ્યો. ત્યારથી ઇસ્લામ ઇસ્લામ ન રહ્યો. ખરા ઇસ્લામીઓની સાથે ઇસ્લામે પણ દુનિયા ત્યાગ કરી, પણ ઇસ્લામને ઠેકાણે જુલ્મ સ્થપાયો તે અત્યાર સુધી ચાલ્યો છે અને ચાલશે. હવે ઇસ્લામ એ ધર્મ નથી, પણ જુલમ એ ધર્મ રહ્યો છે. એ ધર્મમાં પૈસો એજ ખુદા, પૈસો એજ પેગંબર અને પૈસો એજ ધર્મગુરુ. પૈસાને માટે ખુદાને પણ મારે, પેગંબરને પણ મારે અને ધર્મગુરુને પણ મારે. જો એમ ન હોત તો મુસલમાનોએ પોતેજ હઝરત હુસેન અને તેમના ૭૨ સાથીઓને દુઃખી અવસ્થામાં શહીદ કર્યાજ ન હોત; માટે મુસલમાનોનો ઇસ્લામ ત્યારથી ગુમ થયો-મને તેનો પત્તો લાગતોજ નથી. હું તો બધા મુસલમાનોને એમજ કહું છું કે, હવે જો ઇસ્લામ પાછો મેળવવો હોય તો તમો હઝરત હુસેનની પાસે માગણી કરો; કારણ ઇસ્લામ તો તેઓશ્રીની સાથેજ ગયો. હવે ઇસ્લામ અહીં ક્યાંથી મળે ? માટે નાહક ફાંફાં મારો નહિ.

(તા. ૨૮-૧૦-૧૯૨૮ના "હિંદુ" માં લેખક-શ્રી. સૈયદ ઇનાયતઅલી બાકરઅલી કાદરી.)

# १३२-शक्ति का रहस्य

બ્રહ્મચર્ય હી પ્રાચીન ભારતીય સભ્યતા કા આધાર હૈ. સંસાર કી ઉંચી ઉંચી સભ્યતાયેં ભોગ-વિલાસ મેં પડ કર નષ્ટ હોતી રહી હૈં; પરંતુ હિંદૂ સભ્યતા કે આચાર્યોં ને ઇસ બાત કો ભલી પ્રકાર સમઝ લિયા થા કિ ઇંદ્રિયસંયમ હી ઉન્નતિશીલ સભ્યતા કા એકમાત્ર આવશ્યક સિદ્ધાન્ત હૈ. મેરી સંમતિ મેં પ્રાચીન બ્રહ્મચર્ય શબ્દ કા અથ હી અત્યંત ભાવપૂર્ણ હૈ. સંસ્કૃત કે અનેક શબ્દોં મેં આશ્ચર્યજનક સૌંદર્ય હોતા હૈ ઔર ઉનકે અંદર અત્યંત ગંભીર રહસ્ય ભરે હોતે હૈં." "બ્રહ્મચર્ય" શબ્દ કે ધાત્વર્થ પર જરા વિચાર કીજીએ. યહ દો શબ્દોં કે મેલ સે બના હૈ. બ્રહ્મ ઔર ચર્ય. ઇસકા અર્થ હૈ, "બ્રહ્મ કે સાથ ગતિ." બ્રહ્મ કા અર્થ હૈ-વૃદ્ધિ યા વિકાસ. બ્રહ્મ શકિત કા સ્રોત હૈ. ઐ નવયુવકો! તુમમેં ભી ઉસ પ્રજાપતિ કી દૈવી શકિત કા અંશ મૌજુદ હૈ. કયા તુમ ઉસકે સાથ સહયોગ કરતે હો, યા ભોગવિલાસ તથા ક્ષણિક સુખોં ઔર સ્વાર્થોં કે લિયે ઉસકા દુરુપયોગ કરતે હો? બ્રહ્મચર્ય હી સભ્યતા ઔર સદાચાર કા મૂલ હૈ. યહી રાષ્ટ્રીયતા કા મૂલમંત્ર હૈ. યહી શક્તિ કા રહસ્ય હૈ. સંસાર કે સારે ડૉકટરોં કી સારી દવાયેં સ્વાસ્થ્ય કી ઇતની રક્ષા નહીં કર સકતી, જિતની એક બ્રહ્મચર્ય દ્વારા કી જા સકતી હૈ. પુરુષત્વ કી શકિત ઇંદ્રિયસંયમ સે હી પ્રાપ્ત હોતી હૈ. હિંદૂ-સમાજ ઔર હિંદૂ-સભ્યતા કા પ્રાણ બ્રહ્મચર્ય હી થા. હિંદૂ-સભ્યતા કે પ્રાણુસ્વરૂપ બ્રહ્મચર્ય કા હમને અપમાન કિયા હૈ, ઇસી લિયે હમારા હર તરહ સે અધઃપતન હો ગયા હૈ. મુઝે પૂરા નિશ્ચય હૈ કિ ભારતસંબંધી સારી સમસ્યાયેં નવીન પુરુષત્વ ઔર નવીન શક્તિ કે સંચાર સે હલ હો સકતી હૈ. જો જાતિ સ્વતંત્ર હોના ચાહતી હૈ, ઉસે પહલે બલિષ્ઠ બનાના ચાહીએ. સચ તો યહ હૈ કિ દુર્ભાગ્ય સે આધુનિક પ્રચલિત શિક્ષા-પ્રણાલી ને બ્રહ્મચર્ય પર કુછ ભી ધ્યાન નહીં દિયા; પર હમેં ઇસ બાત પર હૈરાન નહીં હોના ચાહીએ કિ સ્કૂલોં ઔર કાલિજોં સે ખૂબ ચાલાક વ્યક્તિ પૈદા હોતે હૈં. **દેશ કો ચાલાકોં કી નહીં, કિન્તુ સરલ લોગોં કી આવશ્યકતા હૈ, જો કિ બલિષ્ઠ હોં ઔર દેશ કી સેવા મેં અપને આપકો બલિદાન કર સકેં. એક બાત મૈં સાફ-સાફ કહ દેના ચાહતા હૂં કિ પાશ્ચાત્ય સભ્યતા કી નકલ કરને સે હિંદુસ્થાન કા કુછ નહીં બન સકતા. ભારતમાતા કો તો ઉન બ્રહ્મચારિયોં કે સમૂહોં સે હી આશા હૈ, જો કિ કોને-કોને મેં જા કર ધર્મ-પિપાસુ લોગોં કો ઋષિયોં કા પુનિત સંદેશ સુના સકે.**

આધુનિક શિક્ષા કે પ્રભાવ સે હમારે દિમાગોં મેં એક નશા પૈદા હો ગયા હૈ. નકલ કરના કમજોરી હૈ. વિચાર તથા જીવન કે હર ક્ષેત્ર મેં એક વસ્તુ કી આવશ્યકતા હૈઃ-શકિત-બલ; પરંતુ બલ કા રહસ્ય યહી હૈ કિ નકલ ન કરકે સ્વયં અપને પૈરોં પર ખડા હુઆ જાય. વૈદિક સભ્યતા કા યુગ ન માલૂમ કિતના પુરાના હૈ. એક આધુનિક ઐતિહાસિક કા કહના હૈ કિ ૨૦,૦૦૦ યા ૨૫,૦૦૦ વર્ષ પહલે વૈદિક સભ્યતા કા યુગ થા. ઇસ યુગ કે વિષય મેં મૈં જિતના અધિક વિચાર કરતા હૂં ઉતના હી ઇસકી ઔર સરલતા પર મુગ્ધ હોતા જાતા હૂં. આધુનિક સભ્યતા કી અપેક્ષા પ્રાચીન સભ્યતા મેં અધિક સરલતા થી. સરલતા હી સભ્યતા કી કુંજી હૈ. અકસર હમ લોગ પ્રજાતંત્ર રાજ્ય પર વિચાર કિયા કરતે હૈં. મેરી રાય હૈ કિ વૈદિક પ્રજાતંત્ર અધિક ઉચ્ચ થા. રાજા સદા જનતાદ્વારા ચુના જાતા થા. મેરી રાય મેં પ્રાચીન રાજવ્યવસ્થા કા મુખ્ય તત્ત્વ પ્રજાતંત્રવાદ હી થા. જનતા કી ઇચ્છા કો સન્માન દિયા જાતા થા. પ્રજાતંત્રવાદ પ્રાચીન આર્યોં કો અજ્ઞાત ન થા. ધર્મ કા સ્થાન સદૈવ રાજા કે ઉપર રક્ખા જાતા થા. વૈદિક રાજવ્યવસ્થા કા આધાર આત્મનિયંત્રણ ઔર આત્મસન્માન થા. આજકલ દુનિયાદારી ઔર વ્યવહારકુશલતા પર અધિક જોર દિયા જાતા હૈ. પાન કે પત્તોં કી તરહ ચાલાક લોગોં કી સર્વત્ર હી અધિકતા હૈ. ઐસે આદમી ભારત કો સ્વતંત્રતા નહીં દિલા સકતે. આર્યોં કા જોર સદૈવ આત્મા કી ઉન્નતિ પર થા. માનસિક ચતુરતા દ્વારા સફલતા તથા સ્વાર્થ-સાધન મેં કુછ સહાયતા તો મિલ સકતી હૈ; પરંતુ સફલતા કી પ્રાપ્તિ વસ્તુતઃ આત્માદ્વારા હી હોતી હૈ. જો કુછ સ્થાયી હૈ, ઉસકા નિર્માતા આત્મા હૈ.

આત્મા કો હી અપને સ્વાધ્યાય તથા જીવન કા વાસ્તવિક નિર્માતા સમઝો. **આત્મિક શક્તિ હી ભારત કો સ્વરાજ્ય દિલાયેગી.** અગર ભારત મેં આત્મિક શક્તિ કી ન્યૂનતા હોગી, તો હમ ઉંચે-ઉંચે ઉદ્દેશ્યોં તક નહીં પહુંચ સકતે. **હમારે જાતીય આન્દોલન યદિ આત્મિક શક્તિ સે શૂન્ય હોંગે, તો વે ગર્વ, વિષયસુખ, ઘૃણા ઔર ઝગડોં કો હી પૈદા કરનેવાલે હોંગે!**

આધુનિક જમાને કા ખતરા યહ હૈ કિ આજકલ આત્મા કો પરાધીન કર દિયા ગયા હૈ. દૈવી શક્તિયોં કો મશીન કા ગુલામ બનાયા જા રહા હૈ. **આત્મા કે અધિકારોં કો શક્તિ-મદોન્મત્ત સભ્યતા પર કુરબાન કિયા જા રહા હૈ.**

ઋષિયોં કી બુદ્ધિમત્તા કા અનુસરણ કરના આપકા પ્રયત્ન હોના ચાહીએ. આજકલ કી સ્પર્ધા ઔર પેચીદગિયોં ને મનુષ્યોં કે જીવનોં કો બિલકુલ પાગલોં કી તરહ બાહ્ય સુખોં કે પીછે ભાગના સિખા દિયા હૈ. ઇસી લિયે આન્તરિક શક્તિયોં કો વિકસિત કરને કી બહુત અધિક આવશ્યકતા હૈ. આધુનિક શિક્ષા સર્વથા અસફલ રહી હૈ, ક્યોંકિ ઇસને વિદ્યાર્થિયોં કી આન્તરિક શક્તિયોં કો વિકસિત નહીં કિયા. અભી કુછ દિન હુએ કિ જર્મની કે એક મહાન વિચારક ઔર રાજનીતિજ્ઞ મહાપુરુષ કી મૃત્યુ હુઈ હૈ, ઉનકા નામ 'રૈથિનો' થા. ઉન્હોને અપની એક કિતાબ મેં લિખા હૈ કિ **"આત્મા કો વિકસિત કરો."** યહ તો પ્રાચીન ઋષિયોં કે સિદ્ધાંતોં કા એક અનુવાદમાત્ર હૈ. મૈં આધુનિક સ્કૂલોં, કાલિજોં, યુનિવર્સિટિયોં ઔર સંસારભર કી સરકારોં સે એક પ્રશ્ન પૂછના ચાહતા હૂં, કિ આપ અપને નવયુવક વિદ્યાર્થિયોં કી આત્માઓં કો વિકસિત કરને કે લિયે કયા યત્ન કર રહે હૈં? ક્યોંકિ, મુઝે દૃઢ નિશ્ચય હૈ, આત્મા કો વિકસિત કરને સે હી વાસ્તવિક નવજીવન કા વિકાસ હોતા હૈ.× **ટી. એલ. વસ્વાણી**

# ૧૩૩–लखाणो ए भलां जेथी ज्ञानतेज रहे वधी.

અનુષ્ટુપ છંદ

સંસારે સાર વસ્તુ તો એક ઈશ્વર જાણવો, એના વિના વૃથા કર્મો વૃથા જન્મજ માનવો. ૧
અલ્પ સુખોજ દે એવાં સંસારે સાધનો ઘણાં, પરંતુ પૂર્ણ શાંતિ તો પ્રભુના નામ–કામમાં. ૨
લોખંડે ઉષ્ણતા ઠંડી ગુણો એ અગ્નિ ટાઢના, મહત્તા મંદતા ગુણો જ્ઞાન ને અજ્ઞાનના. ૩
જીવ્યા કાજેજ ખાવાનું ખાવા કાજે ન જીવવું, જીવે જે ફક્ત ખાવાને ધિક્ક એનુંજ જન્મવું. ૪
વણેલું વસ્ત્ર તાણેથી તૂટી તુર્ત જતું નથી, સુસંપેથી રહેતાં કો' હંફાવી શકતું નથી. ૫
બને તો હિત બીજાનું સદાયે કરતા ફરો, બને ના જો કશુંયે તો પીડા ના અન્યને કરો. ૬
પોતાનું વિશ્વ માનીને વિશ્વપ્રેમીજ જે બને, કદી પીડે નહિ કોને ધન્ય એનાજ જન્મને. ૭
લખાણો કામનાં શાં જે બ્હેકાવે ઇંદ્રિયો બધી? લખાણો એ ભલાં જેથી જ્ઞાનતેજ રહે વધી. ૮

પ્રભુપિછાન આપવાવાળી બ્રહ્મવિદ્યાને ભૂલાવવામાં આજકાલના સ્વચ્છંદી શિક્ષણનો જેવો તેવો ફાળો નથી. આજનું શિક્ષણ શાન્તિ આપનાર નથી પણ ચગડોળે ચઢાવનાર છે. × ×

**सेवा धर्मः परम गहनो योगिनामप्यगम्य**-કઠણ તપશ્ચર્યાઓ કરનારા યોગીઓ પણ સેવા-ધર્મનો મર્મ પૂરેપૂરો એકદમ નથી જાણી શકયા. એ સૂત્રના એ ભાવાર્થમાં ઉંડું રહસ્ય છુપાએલું છે એવું જે જાણી શકે છે, તેજ શ્રેય સાધી શકે છે. એ સૂત્ર નકામું લખાયું નથી. કોઈ પણ કાર્યને ઝીણવટથી તપાસતાં ન આવડે ત્યાંસુધી ખરૂં સાધ્ય સાધી શકાતું નથી. × × ×

**"એટલે શું ?" એ પ્રશ્ન આજે તો સેંકડે નવ્વાણું ટકા જેટલા લોકોમાં ચર્ચાઇ રહ્યો છે.** અધુરા શિક્ષણનો આ પ્રતાપ છે. એટલે શું? એનો અર્થ જેને સમજાય અગર તો જેને એ કહેવાપણું મટી જાય તેનાં અહોભાગ્ય સમજવાં. ('પ્રગતિ' સાપ્તાહિકમાં લેખકઃ–શ્રી. મંગળદાસ ચતુર્ભુજ કવિ)

× ગુરુકુલ–કાંગડી કે દીક્ષાન્ત ભાષણ સે.

# १३४–वीर लाटुर डोवर्न

નેપોલિયન બોનાપાર્ટ કા નામ કિસને નહીં સુના હોગા ? ઈન્હોંને અપને બાહુબલ સે અનેક દેશોં કો જય કર કે અંત મેં, કિસ પ્રકાર ફ્રાંસ કે રાજ્યસિંહાસન કો હસ્તગત કિયા થા, ઇસે ભી બહુતેરે જાનતે હોંગે. ઇનમેં એક યહ ભી અસાધારણ ગુણ થા કિ જિસ પ્રકાર યે સ્વયં વીર થે, વૈસે હી અપને અધીનસ્થ સૈનિકોં કે અંદર ભી વીરતા કા ભાવ ભર સકતે થે. ઇસકે દૃષ્ટાંતસ્વરૂપ 'લાટુર ડોવર્ન' નામક એક સૈનિક કી વીરતા કી કહાની લિખી જાતી હૈ. લાટુર ડોવર્ન નેપોલિયન કે અધીન એક સાધારણ ગ્રિનેડિયર* સૈનિક કા કામ કરતે થે. યહ આજ સે બહુત પહલે કી બાત હૈ.

ડોવર્ન લડકપન હી સે બહુત સાહસી થા. ઇસીસે ઉસકે માતાપિતા ને ઉસકે લિયે યુદ્ધ-વિદ્યા કી શિક્ષા કા પ્રબંધ કર દિયા થા. વહ અપને અધ્યવસાય ઔર બુદ્ધિ કે બલ સે થોડે હી સમય મેં અપની શિક્ષા સમાપ્ત કર કે સૈનિક કા કામ કરને લગા. લોગ પહલે ઉસે ઉતના પહચાનતે ન થે, કિન્તુ તીક્ષ્ણ દૃષ્ટિવાલા નેપોલિયન થોડે હી સમય મેં ડોવર્ન કો પહચાન ગયા. ઇસીસે ઉસકી પદોન્નતિ હોને મેં અધિક સમય ન લગા; કિન્તુ ડોવર્ન પદોન્નતિ નહીં ચાહતા થા. વહ કહા કરતા થા–"મૈં ગ્રિનેડિયર હૂં, મૈં ગ્રિનેડિયર રહ કર હી માતૃભૂમિ કી સેવા કરૂંગા." નેપોલિયન ને ઉસકી પ્રાર્થના માન લી. ડોવર્ન ગ્રિનેડિયર દલ કા અધિનાયક બનાયા ગયા; કિન્તુ ક્રમશઃ જિસ સમય ભિન્ન ભિન્ન ગ્રિનેડિયર દલ એકત્ર મિલ ગયે, ઉસ સમય ડોવર્ન ને દેખા કિ ઉસકી આજ્ઞા કે અધીન આઠ હજાર ગ્રિનેડિયર સૈનિક બિના મીનમેખ કિયે મરને કો તૈયાર હૈં ઔર ડોવર્ન હી ઉનકા અધ્યક્ષ હૈ. ઈતની ભારી સેના કા ભાર લેને પર ભી વહ કપ્તાન હી રહા, ઔર કોઇ ઉચ્ચ પદ નહીં ગ્રહણ કિયા. 'ફ્રાંસ કા પ્રધાન ગ્રિનેડિયર' નામ સે વહ સર્વત્ર પ્રખ્યાત હો ગયા.

ડોવર્ન કી અવસ્થા જિસ સમય ૪૭ વર્ષ કી હુઇ, ઉસ સમય વહ કુછ દિનોં કી છુટ્ટી લે કર એક બાર અપને મિત્ર કે સાથ સાક્ષાત્ કરને કો ગયા થા; કિન્તુ મિત્ર કે ઘર મેં વિશ્રામ કે લિયે જાને પર ભી ડોવર્ન એક ચતુર સૈનિક કી આંખ સે ઉસ સ્થાન કી દેખ ભાલ કરને લગા. શાયદ કિસી દિન ઇસ દેશ મેં ભી યુદ્ધ કરને કી નૌબત આ જાય. ભાગ્યવશાત્ ઉસકી ઇસ અયાચિત અભિજ્ઞતા ને ભી ઉસે સમય પર બડા કામ દિયા થા.

ઉસ સમય આસ્ટ્રિયા કે સાથ ફ્રાંસ કા યુદ્ધ હો રહા થા. લાટુર ડોવર્ન ને સુના કિ વહ જિસ સ્થાન પર અવસ્થાન કિયે હૈ, ઉસીકે પાસ એક છોટે સે પહાડી કિલે કો દખલ કરને કે લિયે એક આસ્ટ્રિયન સેના–દલ, બડે વેગ સે, સબ બાધાઓં કો પાર કરતા હુઆ બઢતા આ રહા હૈ. વહ એક બહુત મામૂલી કિલા થા. ઉસે એક છાવની કહને મેં ભી કોઇ હર્જ નહીં; કિન્તુ વિશેષ ઘટના કે કારણ વહ છોટી છાવની ભી ઐસે મૌકે પર થી કિ ઉસકે હાથ સે નિકલ જાને પર ફ્રાંસ કી બહુત ભારી ક્ષતિ હોને કી સંભાવના થી. આસ્ટ્રિયન સેના કે ઉસ ગુપ્ત આક્રમણ કી બાત કો નેપોલિયન નહીં જાનતા થા. ઇસીસે સદા કી ભાંતિ ઉસ દુર્ગ કી રક્ષા કે લિયે કેવલ ૩૦ સૈનિક વહાં નિવાસ કરતે થે. ડોવર્ન ને સ્થિર કિયા કિ ઈસ દુર્ગ મેં જા કર ખબર દે દૂં ? ક્યોંકિ કુછ હી ઘંટોં કી દેરી હોને સે આસ્ટ્રિયન સેના ઉસ પહાડી કિલે કે દ્વાર પર પહુંચ જાયગી. યહ સોચ કર વહ પ્રાણપણ સે રાસ્તા ચલને લગા.

ઉસ સમય સંધ્યા હો ચલી થી. પહાડી કે અગલ બગલ સે અસ્તગામી લોહિત સૂર્ય કી

* જિસ પ્રકાર ભિન્ન ભિન્ન તોપોં ઔર બન્દૂકોં કે ભિન્ન ભિન્ન નામ હોતે હૈં–કોઈ 'લંટેમ' કોઇ 'મેકિસમ ગન' કોઇ 'મજાર રાઇફિલ' કહા જાતા હૈ, વૈસે હી ભિન્ન ભિન્ન પ્રકાર કે ગોલે–ગોલિયોં કે નામ ભી ભિન્ન ભિન્ન હોતે હૈં. જૈસે કિસીકા નામ 'ડેલાઇટ' કિસીકા નામ 'મિતિ' કિસીકા નામ 'દમ દમ' હોતા હૈ. ગ્રિનેડ ભી ઐસા હી એક પ્રકાર કા ગોલા હૈ. નેપોલિયન કા જો સૈનિક દલ યુદ્ધ કે સમય, ઇસ ગોલે કો કામ મેં લાતા થા, વહી ઉસ સમય 'ગ્રિનેડિયર' કે નામ સે પ્રખ્યાત થા. ઈનકે અતિરિક્ત ગ્રિનેડ ગોલે કો ઔર કોઈ વ્યવહાર મેં નહીં લા સકતા થા.

મ્લાન રશ્મિયોં બીચ બીચ મેં દિખાઇ પડતી થી. ઠીક ઇસી સમય પસીને સે તર, થકા માંદા ડોવર્ન કિલે કે દરવાજે પર જા પહુંચા. પહુંચને પર દેખા કિ દરવાજા ખુલા પડા હૈ. જિનકે હાથોં મેં કિલે કી રક્ષા કા ભાર થા, સભી ભાગ ગયે હૈં! ઉસ સ્તબ્ધ નિર્જન પરિત્યક્ત પહાડી કિલે કે મસ્તક કે ઉપર ફ્રાંસ કી જાતીય પતાકા માનો અસ્તગામી સૂર્ય કી ઓર નિહાર કર ઉડતી હુઇ રો કર કહ રહી થી:–"આજ તુમ ડૂબ રહે હો, તુમ્હારે સાથ મેં ભી ડૂબનેવાલી હૂં."

ડોવર્ન કા વીર હૃદય કાંપ ઉઠા.

કિન્તુ ઔર સમય નહીં થા. એક એક મુહૂર્ત કે સાથ સાથ માનો ઉસકે જીવન કા એક એક વર્ષ બીતા જા રહા થા. દૃઢપ્રતિજ્ઞ ડોવર્ન ને ઉસ શૂન્ય દુર્ગ કે ભીતર પ્રવેશ કરકે ઉસકા દરવાજા બન્દ કર દિયા. ઉસને સોચા, ચાહે જિસ તરહ સે હો, અંતતઃ ૨૪ ઘંટે તક ઇસ દુર્ગ કી રક્ષા કરની હી હોગી.

ડોવર્ન ને જીવન કી બાજી લગા દી.

દુર્ગ મેં પ્રવેશ કરકે ઉસને દેખા કિ કેવલ ૩૦ બન્દૂક ઔર કુછ ગોલે-ગોલિયાં હૈં. ડોવન કો ઉસ સમય મરને કી ભી ફુર્સત ન થી! દુર્ગ કે દ્વાર કો ઔર ભી દૃઢ કરને કે લિયે, જહાં જો કુછ પાયા, ઉસે હી લે આ કર દ્વાર કે સામને રખને લગા. ઉસકે બાદ ઉન ૩૦ બન્દૂકોં કો ભર કર કિલે કી દીવારોં કે છિદ્રોં કે મુંહ મેં એક એક કરકે રખને લગા ઔર ફિર બાકી બચે હુએ બારૂદ કો અપને નિકટ મેં લા કર રખ્ખા.

ઇતનેમેં ડોવર્ન એક વાર હંસા. વહ હંસી મરણભયરહિત વીર કી હંસી થી!

કિલે કે ભીતર ખાનેપીને કી કાફી સામગ્રી થી. શ્રાન્ત ડોવર્ન ભૂખ સે બહુત વ્યાકુલ હો રહા થા. વહ ક્ષણભર કી ભી દેરી ન કરકે ચટપટ ખાને કો બૈઠ ગયા.

કૌન કહ સકતા હૈ કિ યહી ઉસકે જીવન કા અન્તિમ ભોજન નહીં હૈ?

સંધ્યા કે વ્યતીત હો જાને પર ઇસ સમય રાત્રિ હો આઇ હૈ. ચારોં તરફ ઘના અન્ધેરા છાયા હુઆ હૈ ઔર ઉસી અંધકારપૂર્ણ છોટે સે કિલે મેં અકેલા ડૉવર્ન હૈ. ભય કિસે કહતે હૈ, ઇસે વહ જાનતા તક નહીં. ઉસ સમય તક આસ્ટ્રિયન સેનાદલ નહીં પહુંચા હૈ. ડોવર્ન કો ઔર વિલંબ હોના નહીં સહા જાતા હૈ. દૂરી પર કોઇ સાધારણ શબ્દ હોને પર ભી વહ સમઝતા હૈ કિ વહ આ રહે હૈં. ઇસ તરહ બહુત સમય બીત ગયા. ઉસ સમય ભી શત્રુ કે આને કા કોઇ ચિહ્ન ન દેખ ડોવર્ન ને સોચા કિ સંભવ હૈ કિ ઉન લોગોં ને ઇધર આને કા ઇરાદા છોડ દિયા હો.

થોડી દેર મેં એક પ્રકાર કા શબ્દ સુનને મેં આયા. ડોવર્ન કે શિક્ષિત સાવધાન કાનોં ને સમઝ લિયા કિ દૂર કે પર્વત કે ઉપર ઘોડોં કે ખુર કા શબ્દ હો રહા હૈ. વહ ઔર સમય નષ્ટ ન કરકે અપના સાંસ રોક કર મેજ કે ઉપર કાન દે કર લેટ ગયા. ઇસ બાર કુછ ભી સંદેહ ન રહા. ડોવર્ન કો અચ્છી તરહ સે સુનાઇ પડ રહા થા કિ વહ શબ્દ ક્રમશઃ ધીરે ધીરે નિકટતર આ રહા હૈ.

ક્રમશઃ વહ આસ્ટ્રિયન સેના કિલે કે પાસ કી પહાડી કે સામને આ પહુંચી.

ડોવર્ન ને ચટપટ ઉઠ કર અપની સબ બન્દૂકોં કો એક વાર અચ્છી તરહ પરીક્ષા કરકે દેખા.

ઇસકે બાદ ઉસ શાન્ત આકાશ, નિસ્તબ્ધ અંધકાર સે સમાચ્છન્ન પાર્વત્ય પ્રદેશ, ઉસ ક્ષુદ્ર પહાડી કિલે કો કંપિત કરતા હુઆ શબ્દ હુઆ, ગુડમ ગુડમ ગુડમ! વહ ભીષણ આવાજ બહુત દૂર તક ફેલી હુઇ પહાડી મેં ગુંજતી રહી. દૂસરે શિખર સે ભી કંપિત કરતી હુઇ ડોવર્ન કી બન્દૂક ફિર ગર્જ ઉઠી, "ગુડમ ગુડમ ગુડમ"

કુછ દેર કે બાદ સભી દૃશ્ય નિસ્તબ્ધ હો ગયા.

આસ્ટ્રિયન સેના કે નાયક ને સમઝ લિયા કિ હમારી સેના કે આને કા હાલ દુર્ગવાસિયોં કો માલૂમ હો ગયા. ઉન્હોંને જિતની આસાની સે કિલે કો અધિકાર મેં કર લેને કા બિચાર કિયા થા, વહ ન હુઆ. પર્વત કે ઉસ ઉન્નત દુર્લંઘ્ય અભેદ્ય પ્રાચીર કો ભેદન કરને કી શક્તિ ઉનકી

તોપ–બન્દૂક મેં ન થી. ઇસિ પર રાસ્તા ભી ઇતના તંગ થા કિ દો આદમી સે અધિક એકસાથ નહીં પ્રવેશ કર સકતે થે. ઇસ કારણ ઉસ રાત કો લડાઇ બન્દ રહી. આસ્ટ્રિયનોં ને કુછ પીછે હટ કર ઉસ રાત કો આરામ કિયા.

દૂસરે દિન સબેરે શત્રુપક્ષ સે એક આદમી શાન્તિ કી સફેદ પતાકા ઉડાતા હુઆ ઉસ કિલે કે પાસ આ કર બોલાઃ–હમ લોગોં કે પાસ તુમ્હારી સેના સે બહુત અધિક સિપાહી હૈં. તુમ લોગ પરાજય સ્વીકાર કર આત્મસમર્પણ કરો. વ્યર્થ ક્યોં પ્રાણ ગંવાતે હો ?

ઇસ બાત કા ઉત્તર દેને કે લિયે એક ગ્રિનેડિયર કિલે કે બાહર આ કર બોલાઃ–" તુમ અપને કર્નલ કે પાસ જા કર કહો, હમ લોગ અંતિમ ઘડી તક ઇસિ કિલે ઔર ગિરિ–સંકટ કિ રક્ષા કરેંગે. નેપોલિયન કે સિપાહી આત્મસમર્પણ કિસે કહતે હૈ, જાનતે તક નહીં.

ફિર કિલે કા ફાટક બંદ હો ગયા. યુદ્ધ આરંભ હુઆ, વિપક્ષી દલ ને એક બડી ભારી તોપ લા કર પર્વત કે ઉસ રંધ્ર કે મુંહ પર સ્થાપિત કર દી; કિંતુ કિલે કે ઉપર ગોલા બરસાને કે લિયે તોપ કિલે કે ઠીક સામને સ્થાપિત કરની પડી. અભી તોપ યથાસ્થાન સ્થાપિત ભી નહીં હુઈ થી કી ઇતને મેં કિલે સે ગોલી કા બરસના આરંભ હો ગયા. આસ્ટ્રિયન ગોલંદાજ ઉસ આઘાત કો ન સહન કર સકા. તોપ કો હટા કર અન્યત્ર લે ગયા. તોપ સે કામ ચલતા ન દેખ કર આસ્ટ્રિયન સેનાનાયક ને કહાઃ–"બંદુક છોડો ! છોડતે હુયે બંદુક કી સહાયતા સે પૈદલ હી દુર્ગપર આક્રમણ કરો. "

આસ્ટ્રિયન સેના ભીમનાદ કરતી હુઇ, ઉસ તંગ ગિરિ–સંકટ કે મુખ મેં પ્રવેશ કરને કે લિયે અગ્રસર હુઇ. ફિર ગોલી કિ વર્ષા હોને લગી ! માનોં વહ છોટા પ્રાણહીન પહાડી કિલા હી ફ્રાન્સ દેશ કી ગૌરવરક્ષા કે લિયે મૂર્તિમાન હો કર હજારોં હાથોં સે ગોલી બરસાને લગા. ભલા કિસમેં ઇતની સામર્થ્ય હૈ જો ઉસ ગોલીવર્ષણ કે સન્મુખ ઠહર સકે ! વિપક્ષી દલ કો પીછે હટના પડા.

ફિર નિઃસ્તબ્ધતા છા ગઇ.

ઇસ પ્રકાર તીન બાર ચેષ્ટા કરને પર ભી આસ્ટ્રિયન સેનાનાયક ઉસ ગિરિ–સંકટ કે ભીતર પ્રવેશ ન કર સકે. સુતરામ્ કિલે પર અધિકાર ન હો સકા, ઉધર અપની સેના પર દૃષ્ટિ ડાલી તો દેખા કિ ઉનકી તરફ કે ૫૦ સે અધિક સિપાહી ખેત રહે !

ઉસ નિષ્ફલ દિન કે બાદ ધીરે ધીરે સંધ્યા આઇ, ફિર સારા પર્વત અંધકારાચ્છન્ન હો ગયા. તબ તક કે લિયે યુદ્ધવિગ્રહ બંદ હો ગયા.

ડોવર્ન ને કિસ પ્રકાર ઉસ ભીષણ રાત કો બીતાયા, ઇસકા વર્ણન કરના કઠિન હૈ; કિંતુ ઉસને દેખા, ૨૪ ઘંટે બીત ગયે. ઇસ સમય ઇસિ કિલે કો છોડ દેનેસે ભી કિસી વિપત્તિ કી આશંકા નહીં. ઉસ રાત કો પ્રાયઃ બારહ બજે કે સમય ફિર શત્રુ કી ઓર સે એક દૂત ને આ કર આત્મસમર્પણ કરને કા પ્રસ્તાવ કિયા, ઇસ પર ડોવર્ન બોલાઃ–હમ લોગોં કો ઇસમેં કુછ આપત્તિ નહીં. યદિ તુમ લોગ યહ અંગીકાર કરો કિ ઇસ કિલે મેં જો અસ્રાદિ હૈં, ઉન્હેં લે કર હમ લોગ બિના કિસી બાધા કે ફરાસીસી શિબિર કો લૌટ જાયેં તો કલ પ્રાતઃકાલ કો હી હમ લોગ કિલા છોડ દેને કો તૈયાર હૈં. "

કર્નલ સાહબ ને યહ બાત માન લી.

દૂસરે દિન બિલ્કુલ તડકે ઉસ ગિરિ–સંકટ કે ભીતર આસ્ટ્રિયન સેના પહુંચી. દુર્ગ કા વહ બડા ફાટક ફિર ખોલા ગયા. ઇસકે બાદ સબને વિસ્મિત હો કર દેખા કિ કેવલ એક વૃદ્ધ ગ્રિનેડિયર બંદુકોં કા એક ગઠ્ઠર સિર પર લિયે, બહુત કષ્ટ કે સાથ ધીરે ધીરે શત્રુસેના કે બીચ સે હો કર અગ્રસર હો રહા હૈ !

અત્યંત આશ્ચર્યચકિત હો કર કર્નલસાહબ બોલેઃ–" સૈનિક ! તુમ્હારે ઔર સાથી કહાં ગયે?" વહ વીર સૈનિક ગર્વ કે સાથ બોલાઃ—

"કર્નલ સાહબ! મૈં કિલે મેં અકેલા હી થા!"

"ક્યા તુમ અકેલે થે? અકેલે હી ઉસ દુર્ગ કી રક્ષા કી હૈં?"

વીર ડોવર્ન ને વિનીત ભાવ સે ઉત્તર દિયા–"જી હાં, મૈં અકેલા હી થા."

"સૈનિક! તુમને ક્યા દેખ કર ઐસે દુસ્સાહસ કે કામ મેં હાથ ડાલા થા?"

બન્દૂક કે ભાર સે નિપીડિત મસ્તક કો ઉન્નત કર કે વહ વૃદ્ધ ગ્રિનેડિયર બોલાઃ–

"ઔર કુછ નહીં, કેવલ ફ્રાન્સ કે ગૌરવ કો સંકટાપન્ન દેખા થા–"

સબ લોગ વિસ્મયપૂર્વક ડોવર્ન કે મુંહ કી ઓર તાકને લગે. વહ કર્નલ સાહબ વીરતા કે પ્રતિ સન્માન પ્રદર્શિત કરને કે લિયે શીઘ્ર હી અપને શિર પર કી ટોપી ઉતાર કર બોલેઃ–"ગ્રિનેડિયર! મૈં તુમ્હેં સલામ કરતા હૂં. તુમ વીર હી નહીં, **વીરોં મેં શિરોમણિ હો.**"

કર્નલ ઇતના કહ કર હી રહ ગયા. અપને આદમિયોં કે દ્વારા સભી બંદુકોં કો ફ્રેંચ-કૈમ્પ મેં પહુંચવા દિયા, ઔર સહસ્ત્રોં મુંહ સે ડોવર્ન કી પ્રશંસા કરતે હુએ ફ્રેંચ-સેનાધ્યક્ષ કે પાસ પત્ર ભી લિખા.

જિસ સમય ઇસ અમાનુષિક વીરતા કી અદ્ભુત કહાની નેપોલિયન કે કાનોં મેં પહુંચી ઉસ સમય ડોવર્ન કો ઔર ભી ઉચ્ચ પદ દેને કે લિયે ઉસે બારંબર અનુરોધ કરને લગા; કિંતુ ડોવર્ન બોલાઃ–"મૈં એક બિલકુલ સાધારણ ગ્રિનેડિયર હૂં, મૈંને અપને કર્તવ્ય કા પાલન કિયા હૈ. મૈં ગ્રિનેડિયર ભર રહૂંગા."

ઇસકે બાદ કુછ દિન ઔર બીતે. એક બાર એક ભીષણ યુદ્ધ મેં ડોવર્ન કી મૃત્યુ હુઇ. ફ્રાન્સ એક અમૂલ્ય રત્ન સે હાથ ધો બૈઠા.

કિંતુ ડોવર્ન કી પરલોકગત આત્મા કે પ્રતિ વીરસમ્માન દિખાને કે લિયે નેપોલિયન કી આજ્ઞા સે બહુત દિનોં તક ઉસ ગ્રિનેડિયર દલ કે લોગોં કે અંદર એક સુંદર રીતિ પ્રચલિત થી.

ગ્રિનેડિયર દલ કે લોગોં કી જિસ સમય ગણના કી જાતી. ઉસ સમય અન્યાન્ય સૈનિકોં કા નંબર પુકારને કે સમય ડોવર્ન કા ભી નંબર પુકારા જાતા, ઔર ઉસકે ઉત્તર મેં ઉસ દલ કા એક સબસે વૃદ્ધ ઔર પુરાના સિપાહી કુછ પગ આગે બઢ કર શિર કી ટોપી ઉતાર ભક્તિ ઔર આદર કે સાથ કહતા–

"વે યશક્ષેત્ર મેં સમાધિસ્થ હો ગયે."

( હિંદી માસિક "મહારથી"ના ઑકટોબર–૧૯૨૭ના અંકમાં લેખકઃ–શ્રી. ગણેશ પાંડેય )



# ૧૩૫–વિજ્ઞાનને વરેલી વેગવંત વિજળી

સાધારણ સ્થિતિમાં જન્મેલા પણ આપબળથી આગળ વધેલા પેલા જગવિખ્યાત અમેરિકન બેન્જામીન ફ્રેંક્લિને પહેલવહેલાં વિજળીની શોધ કરી હતી, અને આસપાસમાં ચમકતી વિજળીને માણસજાતની દાસી બનાવી શકાય તેમ છે એ બતાવ્યું હતું.

સાહેબ એક દિવસે પતંગ ચગાવતા હતા ત્યારે આ શોધ થઇ હતી, અને ત્યારપછી તો સાયન્ટિસ્ટો અને પદાર્થવિજ્ઞાનીઓ વિજળીની પાછળ પડ્યા અને ફ્રેંક્લિનના જમાનાથી અત્યારસુધીમાં જેનાં વર્ણનો સાંભળી આપણે અજાયબીથી દંગ થઇ જઇએ એવી શોધો ઇલેક્ટ્રિસિટીના ઉપયોગથી થઇ ગઇ છે, અને હજુ પણ થયા કરે છે. આ નવી નવી શોધોની માહિતી આપવા પહેલાં વિજળી શું છે એ જરા આપણે જોઇએ.

### ઇલેક્ટ્રોન

સાયન્ટિસ્ટોએ શોધ કરી છે કે, જગતની દરેક વસ્તુમાં જેમ તેનું પરમાણુ ('એટમ') હોય છે, તેમ દરેક વસ્તુઓમાં વિજળીના પણ પરમાણુ–જેને ઇલેક્ટ્રોન કહેવામાં આવે છે તે–હોય છે. લાકડામાં તેનું પરમાણુ હોય છે, ધૂળનું એક નાનામાં નાનું કણ અને તેનો પણ નાનામાં નાનો અંશ તેનું પરમાણુ ધરાવે છે, અને બધાં પરમાણુ અથવા વૈજ્ઞાનિકોની ભાષામાં 'એટમો' એકઠાં થઇ નક્કર બને ત્યારે માટીનું ઢેફું કે પથ્થર બને છે. જેમ લાકડાં અને પથ્થરમાં તેનાં 'એટમો' હોય છે તેમ દરેક ધાતુમાં તેનું પોતાનું 'એટમ' હોય છે. લગભગ દરેક વસ્તુમાં વિજળીનાં પરમાણુઓ હોય છે. કેટલીક ધાતુઓમાં એ "એટમો" વધારે સંખ્યામાં મળી આવે છે, જયારે કેટલીક વસ્તુઓમાં તે તત્ત્વ હોય છે ખરાં, પણ શિથિલ સ્વરૂપમાં હોય છે.

### બુચકલાં જાદુગરો

પદાર્થવિજ્ઞાનીઓ એટલે કે ફિઝિસિસ્ટો કહે છે કે, ઇલેક્ટ્રિસિટીનાં પરમાણુઓ 'ઇલેકટ્રોન' બહુજ નાનાં હોય છે, અને નક્કર વસ્તુઓનાં 'એટમો' કરતાં પણ નાનાં હોય છે. અત્યારસુધીમાં કોઇ પણ સાયન્ટિસ્ટે ઇલેકટ્રોનને જોયું નથી, કોઈ તેને નરી આંખે જોવાની આશા પણ રાખતું નથી.

### વિજળીક તણખો

આ ઇલેકટ્રોનને કાબુમાં રાખી માણસજાત તેનો ઉપયોગ કરે છે તેથીજ વિજળીની નવી નવી શોધો થાય છે. ઇલેક્ટ્રિકલ એન્જીનિયર આ બુચકલાં તોફાની ઇલેકટ્રોનને કાબુમાં રાખે છે અને પોતાની મરજી પ્રમાણે તેને કામમાં લગાડે છે. ઘણાં ઇલેકટ્રોન કોઈ ખાલી જગ્યામાં ધસારાબંધ દોડે ત્યારે વિજળીના પ્રકાશનો તણખો આપણને દેખાય છે.

### વિજળીક પ્રવાહ

આપણે ધાતુઓના તાર મારફતે વિજળીક પ્રવાહ બનાવીએ છીએ. આ પ્રવાહ બીજું કંઇજ નહિ પણ તારમાં દોડતાં વિજળીનાં પરમાણુ ઇલેકટ્રોનનાં લશ્કરનાં લશ્કર છે. આ વિજળીક પ્રવાહ શાથી બને છે તે શોધ હમણાં સાયન્ટિસ્ટોએ કરી છે.

ઇલેક્ટ્રિકલ એન્જીનિયરો ધાતુનાં તારનાં આ ઇલેક્ટ્રોનનાં સૈન્યપર અંકુશ રાખે છે, અને એ અંકુશ માટે એવી વસ્તુઓ કે જેમાંથી પસાર થવું ઇલેકટ્રોનને ગમતું નથી તેનો ઉપયોગ તે કરે છે. જેમાંથી વિજળીનો પ્રવાહ પસાર નથી થતો તેને ઇન્સ્યુલેટર કહેવામાં આવે છે. લાકડું, રબ્બર, પોર્સલેઇન વગેરે ઇન્સ્યુલેટર વસ્તુઓ છે. ત્યાં આગળ વિજળીક પરમાણુઓ આગળ ધસતાં અટકી જાય છે.

એક મોટા શહેરની નળની યોજનામાં પાણી કરતાં વધારે અગત્યની વસ્તુ તેને વ્યવસ્થામાં રાખનાર નળો છે; તેમ એક ઇલેક્ટ્રિશિયનને મનથી વિજળીક સિસ્ટમ કે યંત્રમાં તેના તારો કે

ડાઇનેમો કરતાં પણ વિજળીક પ્રવાહ અને પરમાણુઓને કાબુમાં રાખનારૂં નાનું ઇન્સ્યુલેટર છે. આ ઇન્સ્યુલેટર વિજળીને તેના સ્થાનમાં એટલે કે વાયરમાં રાખી મૂકે છે, અને આપણા હાથને વિજળીથી દાઝતાં બચાવે છે.

## નવી શોધો

દુનિયાની પ્રયોગશાળાઓમાં હજુ વિજળીવિષે અખતરાઓ થઇ રહ્યા છે, અને સાયન્ટિસ્ટોને દરરોજ નવો નવો પ્રકાશ મળે છે. ઇલેક્ટ્રોન નામનાં વિજળીનાં પરમાણુઓને સીધાં રાખી તેની પાસેથી કામ લેનાર ઇન્સ્યુલેટરોની શોધમાં નવા નવા ફેરફારો થવાથી ટેલીવીઝન એટલે દૂર ચિત્રો મોકલવાની, સૂર્યનાં કિરણો એકત્ર કરવાની, રેડીઓની અને છેલ્લામાં છેલ્લી યાંત્રિક માણસની શોધ શકય બની ચૂકી છે. આ યાંત્રિક માણસ ટેલીફોનમાં જવાબ આપી શકે તેટલું કામ આપી શકે છે.

## ઇલેક્ટ્રોન કયાંથી મળે છે?

ફ્રેંકિલનના વખતમાં આસમાનની વિજળીના પ્રવાહને પકડવામાં આવતો હતો, પણ હવે ઘણી બીજી બીજી યુક્તિઓથી સાયન્ટિસ્ટો ઇલેક્ટ્રોન પેદા કરી શકે છે. પોટેશિયમની પ્લેટપર જ્યારે પ્રકાશનું કિરણ પડે, ત્યારે તેમાંથી પુષ્કળ ઇલેક્ટ્રોન બહાર પડે છે. વળી રેડીઓ ટ્યુબમાં ગરમ કરેલા ફીલેમેન્ટ એટલે પડદા મારફત પણ ઇલેક્ટ્રોન લાખ્ખો બલ્કે કરોડોની સંખ્યામાં ઉત્પન્ન કરી શકાય છે.

આ ફીલેમેન્ટમાંથી જેમ એક ઇલેક્ટ્રીક લાઇટમાંથી ઇલેક્ટ્રોન બહાર પડે, તેમ ઇલેક્ટ્રોન બહાર પડે છે. આ ફીલેમેન્ટનાં એટમો જ્યારે ઘણાં ગરમ થઈ ઉશ્કેરાય ત્યારે તે તેમાંથી જૂદાં પડી હવામાં બહાર નીકળી જાય છે. આ સંજોગોમાં તે વાયરમાંથી પણ જૂદાં પડી જાય છે. આ જાતનાં ઇલેક્ટ્રોન આપણા ઘરનાં રેડીઓમાં આપણને કામ આપે છે.

## અદ્‌ભુત શકયતા

ઇલેક્ટ્રિક વાયરમાંથી છૂટાં પડતાં ઇલેક્ટ્રોન આવતાં પચાસ વર્ષમાં ઇલેક્ટ્રિક એંજીનિયરીંગમાં ઘણી મોટી અને જબરજસ્ત ઉથલપાથલ કરશે. છેલ્લાં પચાસ વર્ષમાં ઇલેક્ટ્રિક ડાયનેમોએ ઘણી ચળવળ વિજળીક આલમમાં કરી હતી.

## અદ્‌ભુત વિપુલતા

આ વિજળીનાં પરમાણુ ઇલેક્ટ્રોનની વિપુલતા અસાધારણ હોય છે. નવાં રેડીઓ ફીલેમેન્ટમાં એક ટાંચણીના માથા જેટલી જગ્યામાંથી લાખ્ખો અને કરોડો ઇલેક્ટ્રોન બહાર પડે છે. બિલાડીની ચામડીમાંથી બહાર પડતા વિજળીક તણખામાંથી કરોડો ઇલેક્ટ્રોન બહાર પડે છે. એક ઇલેક્ટ્રીક ફીલેમેન્ટમાંથી દર પળે ઇલેક્ટ્રોન જેટલી સંખ્યામાંથી બહાર પડે છે તેની ગણત્રી કહાડીએ તો ખચિત બુદ્ધિ મુંઝાઈ જાય.

## તાંબાના તારમાં

એક તાંબાના તારના નાનામાં નાના કકડામાં કરોડો ઇલેક્ટ્રિક પરમાણુઓ હોય છે. તાંબામાં એક એક એટમની આસપાસ ૨૯ ઇલેક્ટ્રોન ફેરફુદડી ફર્યા કરે છે; જેમ નાટકમાં એક બેલેટ માસ્તરની આસપાસ નાચનારી છોકરીઓ નાચે તેમ.

## રબર

ઇલેક્ટ્રિસિટીના ગુડ કંડકટર ધાતુઓમાં વિજળીક એટમો વધારે હોય છે અને બીજાઓમાં નથી હોતાં તેમ નથી. રબર ગુડ કંડકટર નથી છતાં બીજી ધાતુઓ જેટલાંજ ઇલેક્ટ્રોન તેની અંદર હોય છે; પણ રબર અને ધાતુઓનાં ઇલેક્ટ્રોન વચ્ચે તફાવત એ હોય છે કે, રબરનાં ઇલેક્ટ્રોન પોતાનાં ઘરને એટલે રબરને વળગી રહે છે, જ્યારે ધાતુઓમાંનાં ઇલેક્ટ્રોન રખડુ ઇલેક્ટ્રોન હોય છે અને તેને એક ઠેકાણે બેસી રહેવું પસંદ પડતું નથી.

## વિજળીક કાસદો

માનવસમાજમાં અગાઉના વખતમાં ખબર-અંતર પહોંચાડવાનું કામ કાસદો કરતા હતા;

અને આગળના વખતમાં અને હાલના વખતમાં પણ કેટલીક માનવજાતો દુનિયામાં એક સ્થળે સ્થાયી રહેવાને બદલે ભટકતીજ ફરે છે.

## તાંબાના તારની દુનિયા

એક તાંબાના પાતળા તારની અંદર જે ઇલેકટ્રોનની દુનિયા વસે છે, તેની અંદર પણ બે જાતનાં ઇલેકટ્રોન હોય છેઃ–એક જાતનાં ઇલેકટ્રોન એકજ સ્થાનપર રહે છે, જ્યારે બીજાં પરમાણુઓ હંમેશાં ભટકયા કરે છે. હવે દરેક તાંબાના પરમાણુમાં ૨૯ ઇલેકટ્રોનનું એક કુટુંબ હોય છે, બીજાં ભટકતાં ઇલેકટ્રોન તેની આગળથી પસાર થઇ ત્યાં આગળજ થોભી જાય છે; અને સ્થાયી ઇલેકટ્રોનમાંથી કોઈ ઇલેકટ્રોન આગળ ધસે છે. આવું બન્યાજ કરે છે અને આ ક્રિયાથીજ વિજળીનો પ્રવાહ શરૂ થાય છે.

## સંપૂર્ણ ઈન્સ્યુલેટર

ઇલેકટ્રિશિયનોએ હજુ સંપૂર્ણ ઇનસ્યુલેટર શોધી કાઢયું નથી, પણ સાયન્ટિસ્ટો એવી આશા રાખે છે કે, આગળ ઉપર એવી ઈન્સ્યુલેટર–મેળવણી કે રસાયણ શોધી કાઢવામાં આવશે કે જે દશથી વીસ લાખ વોલ્ટનું વિજળીક બળ બહાર પાડશે. અત્યારે તો એવી જાતનું ઇનસ્યુલેટર નથી. અત્યારે કોઇ સાયન્ટિસ્ટ કોઇ વાયરમાં કે ઈનસ્યુલેટરમાં વધારે પડતું વિજળીક પ્રવાહનું દબાણ કરવા જાય તો ફાટી જવાનો સંભવ છે, અને એ અખતરો અત્યારે કરી જોવાનું પણ ધાસ્તીભર્યું છે.

## પ્રગતિ

પણ વિજળીક શોધખોળોનો છેલ્લાં ૫૦ વર્ષનો ઇતિહાસ તપાસીએ તો આપણને જણાય છે કે, એ દિશામાં આપણે કેટલી પ્રગતિ કરી છે. 'વેસ્ટિંગ હાઉસ રીસર્ચ લેબોરેટરી'ના પહેલા ડાયરેકટર મી૰ સી. ઈ. સ્કીનરે એક સ્થળે ભાષણ આપતાં જણાવ્યું હતું કે, તેઓ પોતે કૉલેજમાં હતા ત્યારે માનતા હતા કે, ઈલેક્ટ્રિકનો પાવર પાંચ માઇલ કરતાં વધારે લાંબે છેટે કદી મોકલી નજ શકાય; અને ૨૨૦ વોલ્ટથી વધારે વોલ્ટનું વિજળીક દબાણ આવી શકે નહિ. આજે ૨૦૦ માઈલ સુધી વિજળીક પ્રવાહ લઇ જવામાં આવે છે, અને ૬૦,૦૦૦ વોલ્ટનું વિજળીક દબાણ આપી શકાય છે. મી૰ સ્કીનરે જણાવ્યું હતું કે, એક સાયન્ટિસ્ટ આખી જીંદગી ઇલેક્ટ્રિક એટમની ખાસિયત શોધવા પાછળ કાઢે તોજ આગળ ઉપર કોઇ દિવસે ગમે તેટલા વોલ્ટનાં વિજળીક દબાણને પકડી રાખી શકે એવું ઇન્સ્યુલેટર શોધી કાઢી શકાય. વળી એનું પણ કારણ શોધવાનું રહ્યું છે કે, ઇલેકટ્રોનથી ભરેલા એક વાયર આગળ બીજો વાયર લાવવામાં આવે તો પહેલા વાયરના ઇલેકટ્રોન ઉશ્કેરાય ને શામાટે એકદમ નાચવા માંડી પ્રકાશના તણખા પાડે છે? મી૰ કીટનર નામના વૈજ્ઞાનિક આ વિષયમાં શોધખોળ કરી રહ્યા છે. તેઓ પણ વેસ્ટિંગ હાઉસ લેબોરેટરીમાં કામ કરી રહ્યા છે. મી૰ કીટનર ઉપરાંત મી૰ ટોનસન નામનો એક સાયન્ટિસ્ટ છે કે જે પીટસબર્ગની લેબોરેટરીમાં કામ કરે છે, તેણે લોહચુંબકના વિષયને પોતનો કર્યો છે અને જીવનભર તેનીજ શોધખોળ કરવાનો તેણે ઠરાવ કર્યો છે; ને તે દુનિયામાં ચોખ્ખામાં ચોખ્ખું લોખંડ શોધવા પ્રયાસ કરી રહ્યા છે. જગતમાં ચારે બાજુ હજુ ઈલેકટ્રોન વેરાયેલાં પડયાં છે. આપણી આજુબાજુની હવામાં અને વાતાવરણમાં પણ ઇલેકટ્રોન છે. ઇલેકટ્રો–મેગ્નેટિક મોજાંઓથી દુનિયામાં નવી નવી વિજળીની અદ્દભુત શોધો કરી શકાશે. જગતમાં એવા સાયન્ટિસ્ટો પડયા છે કે જેઓ એક પ્રશ્ન લઇ તે પર આખી જીંદગીસુધી શોધખોળ અને અખતરા કર્યા કરે છે.

## ચિત્રોનું બ્રોડકાસ્ટિંગ

વિજળીક પ્રવાહથી દૂર અવાજ મોકલવાની રેડીઓ અને ટેલીફોનની શોધ અત્યારે પ્રચલિત છે, પરંતુ સાયન્ટિસ્ટો હવે ચિત્રો પણ બ્રોડકાસ્ટ કરી શકે છે. અમેરિકાના જનરલ ઇલેકટ્રીક કંપનીવાળા ડૉ૰ ઇ. એફ. ડબલ્યુ. અલેકઝાન્ડરસને આ શોધ કરી છે, અને તે ઘણે અંશે બેલ ટેલીફોન સીસ્ટમને મળતી છે. આ અલેકઝાન્ડરસન ટ્રાન્સમીટરમાં જે ચિત્ર દૂર મોકલવાનું હોય તે એક જૂના જમાનાનાં ફોનોગ્રાફનાં સિલિન્ડરની માફક એક ગોળ સિલિન્ડર પર વિંટાળવામાં આવે છે અને વિજળીક કિરણો મારફત તેના રંગો કિરણોને લઇ જઈ દૂરના સેન્સિટિવ સ્કીનનાં

પડદા પર તે રજુ કરે છે. આ પ્રમાણે 'ટેલીવીઝન' એટલે ઘેર બેઠાં નાટક કે દુનિયાનું કોઇ પણ દશ્ય જોઇ શકવાની શોધ પણ નજદીકના ભવિષ્યમાં માણસજાત ઉપયોગમાં લઇ શકશે. એક્સ-રેની અંદર પણ નવા નવા સુધારા વધારા થાય છે, અને ડૉ૦ બોઝ તો એટલે સુધી માને છે કે, વિજળીક કિરણોની મદદથી એક ખેતરમાંથી સેંકડોગણો વધારે પાક મેળવી શકાશે. સૂર્યનાં કિરણોને ઝીલી લઇ તેમાંથી વાયોલેટ ઇલેકટ્રિક કિરણો બનાવી દુઃખદર્દો સાજાં કરવાની શોધ તો થઇ ગઈ છે. આવતાં સો વર્ષોમાં વિજળીની દિશામાં માણસ શું શું નવી નવી શોધો કરશે તેની અત્યારે તો કલ્પના પણ નથી આવી શકતી. પેલા ઝેકોસ્લવકીઅન લેખક કાર્લકાર્લકે કલ્પના કરી હતી તે પ્રમાણે અમેરિકાના એક સાયન્ટિસ્ટે વિજળીની મદદથી યાંત્રિક માણસ સુદ્ધાં બનાવ્યું હતું. આ નવી નવી શોધોથી માણસજાત સુખી થશે કે એકબીજાનો સંહાર કરી નાખશે કે જગત અને પોતાની જાતને ઉંચા તબક્કાપર લઇ જશે, એ હજુ જોવાનું છે.

(તા. ૨૪-૧-૨૯ ના દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# १३६-आंसु सारतो अद्‌भुत हीरो

## પથ્થરો પણ કેમ રડે છે તેનો ઇતિહાસ

હિંદમાં અને બ્રહ્મદેશમાં હીરાની ખાણો છે; અને જે જે દુનિયાના નામીચા હીરા છે તે સર્વે હિંદની ખાણોમાંથી નીકળેલા છે.

કેટલાક હીરા ઉપર સૂર્ય અને ચંદ્રની અસર થાય છે, એટલે સૂર્ય તેજસ્વી હોય ત્યાંલગી ઝળહળાટ કરે અને સૂર્ય આથમે એટલે આ હીરાનું નૂર ઝાંખું પડે છે. ચંદ્રની અસર પણ તેવાજ પ્રકારની થાય છે; એટલે ચંદ્ર ઉગે ત્યારે તેજસ્વી બને અને અસ્ત પામે ત્યારે ઝાંખા થાય. આ હીરાઓને 'સન-સ્ટોન' અને 'મૂન-સ્ટોન' કહે છે. હમણાં ત્રાવણકોરના ખજાનામાંથી એક હીરો મદ્રાસના ઝવેરી બજારમાં વેચાવા માટે આવ્યો હતો. આ ઝવેરીએ નવા વર્ષને દહાડે પોતાની પુત્રવધૂને એ હીરો આપવા વિચાર રાખ્યો હતો. આ હીરો સૂર્યના પ્રકાશમાં ભૂરા રંગનો હતો અને મધ્યાહ્નને તે ગુલાબી રંગ આપતો હતો તેમજ સૂર્યના તડકામાં રાખવાથી પાછો ભૂરા રંગનો દેખાવા માંડયો. વળી અંધારામાં તે મુદ્દલ તેજ આપતો નહોતો અને સાંજના જ્યારે ચંદ્રનું તેજ પ્રકાશવા માંડયું ત્યારે પાછો હીરામાંથી ચળકાટ જણાયો. આ હીરાનું વજન ૫ાા કેરેટ છે. આ હીરાને ઝવેરીએ પોતાની ત્રીજોરીમાં રૂ તથા ઉનની ગાદીમાં સાચવીને રાખ્યો હતો. સવારે વેપારીએ ત્રીજોરી ઉઘાડી જોયું તો એ ગાદી ભીની થયેલી માલૂમ પડી. રાત્રે આ હીરામાંથી કલ્પાંતને કારણે અશ્રુપ્રવાહ ચાલ્યો હશે એમ જણાય છે; કેમકે ઝવેરીઓ કહે છે કે, કેટલાક હીરા રોવે છે.

સીલોનના મ્યુઝિયમમાં એક મોતી એવું આવ્યું હતું કે જે ગજેંદ્રને જ્યારે મદ ચઢે છે ત્યારે ગંડસ્થળમાંથી ઝરેલું મોતી હોય એવું માલૂમ પડયું છે. આવી જાતના મોતી વિષે હિંદુ પુરાણોમાં અનેક તવારીખો છે; પરંતુ પશ્ચિમના લોકો તે માનતા નથી. તેઓ આ મોતી જોઈ ખાત્રી કરશે; કારણ કે મ્યુઝિયમના ડિરેક્ટર ડૉ૦ જોસફ પીઅરસન ડી. એસ. સી.એ જાતે જોઇને પૂરવાર કર્યું છે. આ મોતી ૨૦૦૦ વર્ષ પહેલાંનું અને સૂક્ષ્મદર્શક યંત્રવડે જોવાથી તેના તળીયામાં હાથીદાંત માલૂમ પડે છે. આ હાથીદાંત ચોખ્ખી રીતે જોઇ શકાય છે; એટલે કવિની કલ્પનામાં ગજેંદ્રનો મદ ઝરે છે, મોતી ખરે છે વગેરે જે બીના કહેવામાં આવે છે તે ખરેખરી બને છે એવું પૂરવાર થાય છે.

વરાહમીહીર નામના હિંદુ મહાજ્ઞાની શાસ્ત્રીએ ૪ થા સૈકામાં આવી જાતના મોતીવિષે પુષ્કળ લખ્યું છે. આ ઉપરાંત બીજાં પણ મોતીઓ અજાયબભરેલાં પાકે છે-એટલે કે પવનનું

વાવાઝોડું હોય છે ત્યારે આકાશમાંથી મોતી ખરે છે; અને તેનો રંગ તથા કદ દાડમનાં બીયાં જેવડું હોય છે. વળી તેમાંથી તેજનો ચળકાટ વિજળીના ચમકારા માફક થાય છે. આ મોતી જેઓ પાસે હોય તેઓને પવનના વાવાઝોડાની આગાહી થાય છે; અને કદાપિ વિજળીનો ભય રહેતો નથી.

સાપનો મણિ સાપના માથા ઉપર રહે છે અને રાત્રે તે સાપ મણિ એક સ્થળે મૂકીને વગડામાં શિકાર શોધવા નીકળે છે.

જો સાપ ગુસ્સે થાય તો આ મણિ પીગળે છે અને તેનું ઝેર બને છે.

પૂના પાસેના એક જમીનદાર પાસે આવો મણિ છે. તેનાથી જેને સાપના દંશથી ઝેર ચઢયું હોય તેઓ સાજા થાય છે.

આ મણિને જ્યાં સાપ કરડ્યો હોય ત્યાં અડકાડવાથી ઝેર ચૂસી લે છે. આ પછી મણિને ગાયના દૂધમાં ધોવો.

મી○ એચ. ડબ્લ્યુ. બીમોરીનો, બંગાળાની ધારાસભાના સભ્ય પાસે એક માણેક છે, જેમાં અંદરના ભાગમાં ધોળી પાઘડી પહેરેલો આદમી આબેહુબ દેખાય છે. આ માણુસની આકૃતિ માણેકમાં શી રીતે આવી તે બાબત હજી કોઇ અટકળમાં લાવી શકતું નથી. એ પણ આલમની અજાયબી લેખાય છે.

બ્રહ્મદેશના રાજા થીબો પાસે માણેકના એરિંગની જોડ હતી, જેની નીચે કમળો આબેહુબ દેખાતાં હતાં. આ માણેકની જોડ ઝેર ઉતારવાનો ગુણ ધરાવે છે.

રાજાએ તે માણેકો મરણપર્યંત પોતાના કાનમાં પહેર્યાં હતાં અને મરણપથારીએ એ જોડ એક ચાકરને બક્ષીસ આપી હતી. આ ચાકર કોઈ સ્થળે નાસી ગયો છે, તેનો પત્તો નથી.

બુંદીના મહારાજા પાસે લીલમનું એક પ્યાલું છે, જેનો રંગ ઘેરો લીલો છે. એક મુહૂર્ત સુધી આ પ્યાલામાં જો તડકામાં પાણી ભરી રાખ્યું હોય અને તે ચામડીના દર્દી પીએ તો તેથી ચામડીનાં દર્દો મટે છે.

મુંબઇ ઇલાકાના એક સરદાર પાસે પાનાની નાની ખરલ તથા દસ્તો છે. જે જે દવાઓ આ ખરલદ્વારા વાટવામાં આવે છે તેથી બદહજમીના રોગ સારા થાય છે.

ત્રાવણકોર રાજ્યમાં એક ગણપતિની મૂર્તિ માણેકની છે. આ ઉપરાંત બીજી મૂર્તિઓ નારાયણની પણ છે. આ મૂર્તિઓનો ઉપયોગ વાર-તહેવારે કરવામાં આવે છે.

(દૈનિક "હિંદુસ્થાન"ના એક અંકમાંથી)



# १३७-'कल्याण' का 'भक्तांक'

હિંદી-ભાષા-ભાષી સહૃદય સજ્જનોં કે કલ્યાણાર્થ 'કલ્યાણ' ને 'ભક્તાંક' નિકાલ કર સચ્ચી સાહિત્ય-સેવા કા પરમાદરણીય સત્કાર્ય કિયા હૈ. અનેક પ્રતિષ્ઠાસ્પદ વિદ્વાન લેખકોં કે ભક્તિ-ભાવ-ભૂષિત ઉત્કૃષ્ટ નિબંધોં સે પરિપૂર્ણ, ઉક્ત અંક કી પૃષ્ઠસંખ્યા ૨૫૦ તક પહુંચ ગઇ હૈ. ઇસમેં અનેક સિદ્ધ એવં સદ્ભક્ત મહાનુભાવોં કી ભક્તિ-ગાથાએં ભી દી ગઈ હૈં. સંપૂર્ણ નિબંધાવલિ લગભગ ૧૦૧ મણિમાલાઓં સે અલંકૃત હો રહી હૈ. રંગીન એવં સાદે, સબ મિલા કર ૫૫ ભાવપૂર્ણ ચિત્રોં કા સંગ્રહ ભી અત્યંત સુંદર તથા સરાહનીય હૈ.

પ્રથમ ચિત્ર ભીષ્મ-પ્રતિજ્ઞા કા હૈ. ગાંડીવધારી ધનુર્વીર અર્જુન કી દયનીય દુર્દશા કો દેખ કર ક્રુદ્ધ કેહરિ કી ભાંતિ ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ, ભીષ્મપર રથચક્ર ચલાના ચાહતે હૈં, કિંતુ અર્જુન પૈર પકડ લેતે હૈં. કૈસી વિચિત્ર છટા હૈ! દેખને હી બનતી હૈ. શ્રીરામ-જટાયુ, અહલ્યોદ્ધાર, મહારાજ રંતિદેવ, ભક્ત રસખાન તથા દેવર્ષિ નારદ એવં વ્યાધ કે ચિત્ર વિશેષ ઉલ્લેખનીય હૈં.

પદ્ય-સંગ્રહ ભી ઉત્તમ રહા. શ્રી. વિયોગી હરિ, બાબુ મૈથિલીશરણજી એવં પં૦ રામનરેશજી કી રચનાએં બડી હી મનોહર હૈં. પ્રથમ પૃષ્ઠપર ભક્તપ્રવર સૂરદાસજી કા ભ્રમર-ગીત મહાભારત કે ભીષણ યુદ્ધ કી એક દિવ્ય છટા કા દિગ્દર્શન કરા રહા હૈ.

મનુષ્ય-જીવન મેં માનવતા એવં આધ્યાત્મિકતા કા સંચાર કરનેવાલે, માયા-મરીચિકા મેં પડે હુએ તૃષાર્ત્ત પ્રાણિયોં કા સહજ મેં ઉદ્ધાર કરનેવાલે તથા હીન જનોં કે મલિન મન મેં નિષ્કામ ભગવદ્ભક્તિ કી પવિત્ર મંદાકિની બહા દેનેવાલે સર્વોત્કૃષ્ટ લેખોં પર કિસી પ્રકાર કી સંમતિ પ્રકટ કરના ઉનકે ગુણ-ગૌરવ કો ઘટાને કે સમાન હૈ. પૂજ્યપાદ શ્રી. અચ્યુત મુનિજી, શ્રી. સીતારામજી, શ્રી. અનંતાચાર્ય, શ્રી. જયદયાલજી તથા પં૦ પ્રભુદત્તજી બ્રહ્મચારી ઇત્યાદિ વિજ્ઞજનોં કે પાંડિત્યપૂર્ણ, વેદસંમત ઔર પ્રેમપિયૂષ સે ઓતપ્રોત નિબંધ યુક્તિયુક્ત તથા સિદ્ધિ-સાધનપૂર્ણ હૈં. **"હરિ રસ માતે જે રહહિં, તિનકો મતો અગાધ"** વિશેષ કહના હી વ્યર્થ હૈ.

મહાત્મા ગાંધી, સી. એફ. એંડ્રુઝ એવં શ્રી રેનાલ્ડ નિકસન કી પંક્તિયોં બડી હી પ્રભાવોત્પાદક હૈં. ઇતના સબ કુછ હોતે હુએ ભી 'કલ્યાણ' કે 'ભક્તાંક' કા મૂલ્ય કેવલ ૧॥ રૂ૦ ઔર વાર્ષિક ભેટ ૪) હૈ. યહ ભી હિંદીસાહિત્યસંસાર કે લિયે એક મહાન સૌભાગ્ય કી બાત હૈ.

શ્રદ્ધાસ્પદ શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દાર કા પરિશ્રમ ઔર ઉત્સાહ સરાહનીય રહા, જિસકે લિયે હિંદી સાહિત્ય સદૈવ હી આભારી રહેગા. જો સુજન ધાર્મિક જગત કે સ્વર્ગ-સૌખ્ય કા આનંદામૃત પાન કરના ચાહતે હૈં, અપને બાલક એવં બાલિકાઓં મેં આત્મિક બલ કા શક્તિશાલી સંચાર કરના ચાહતે હૈં તથા પરમાનંદ સે પરિપૂર્ણ પ્રત્યેક પરિવાર મેં શાંતિસુખ કા અનંત સામ્રાજ્ય સ્થાપિત કરના ચાહતે હૈં, વે ઇસ સુયોગ કો હાથ સે ન જાને દેં, પ્રત્યુત 'ભક્તાંક' કો મંગા કર ઉસસે લાભ ઉઠાવેં. ધની-માની વ્યક્તિયોં કો તો ઇસકી પ્રતિયોં મંગા કર વિતરણ કરના ચાહિયે. કન્યાદાન મેં દેને કે લિયે વાસ્તવ મેં યહ કુબેર કે કોષસે કહીં બઢ કર અમૂલ્ય નિધિ હૈ. સંપ્રતિ જબ કિ ધાર્મિક વૃત્તિયોં તથા ભાવનાઓં કા લોપ-સા હો રહા હૈ, શ્રી. પોદ્દારજી ને 'કલ્યાણ' કો જન્મ દે કર હિંદૂજાતિ કા મહાન્ ઉપકાર કિયા હૈ. પાશ્ચાત્ય વિદ્યા કી શિક્ષા-દીક્ષા સે ધાર્મિક વિચારોં પર સતત કુઠારાઘાત હો રહા હૈ. રહન-સહન, ખાન-પાન, સભ્યતા-સંસ્કૃતિ, સભી મેં દયનીય ક્રાંતિ કા બીજ વપન કિયા જા રહા હૈ. ઐસી સંકટાપન્ન પરિસ્થિતિ કે વાતાવરણ કો શુદ્ધ ઔર પરિષ્કૃત બનાને મેં તથા રહી-સહી ભારતીય ધર્મપ્રવૃત્તિ કો સ્થિર રખને મેં કેવલ સનાતન-શિક્ષા-પ્રચાર હી સમર્થ હો સકતા હૈ. ઐસે સુરુચિપૂર્ણ ઉદ્દેશ્ય સે પરિપ્લાવિત 'કલ્યાણ' કે લિયે કિસ હૃદય મેં સ્થાન ન હોગા?

હમારી મંગલમય જગદીશ્વર સે યહી પ્રાર્થના હૈ કિ વે 'કલ્યાણ' કે દ્વારા ન કેવલ હિંદૂ-જાતિ કા, વરન્ સમસ્ત સંસાર કા કલ્યાણ કરેં! ભારત કે પ્રત્યેક ઘર મેં 'કલ્યાણ' કા પ્રચાર હો. તથાસ્તુ! ("માધુરી"ના શ્રાવણ-૧૯૮૪ અંકમાં લેખકઃ-શ્રી. રમાશંકર મિશ્ર "શ્રીપતિ")

# ૧૩૮–આત્મશ્રદ્ધાનો રાહ

ઇતિહાસના અરુણોદયના કાળથી હિમાલયની ગિરિશિખાઓ જેનાં વિજયસ્તોત્રો વદી રહી છે, પુણ્યસલિલા ભાગીરથીની તરંગમાલાઓ જેની સ્તુતિગાથાઓ ગાઇ રહી છે; એ આ અજરામર ભારતવર્ષના કલેવરમાં નવપ્રાણુની પ્રતિષ્ઠા કરવાનું મહદ્દભાગ્ય કોનું હશે ? ભારતવર્ષનું પુનર્વિધાન કરવાની ધન્ય જીવનલ્હાણુ કોને લલાટે લખાઈ હશે? આશા અને ઉત્સાહ, પ્રેમ અને પુરુષાર્થ, માતૃભક્તિ અને આદર્શ પ્રીતિનાં અજવાળાંથી ઝળહળતાં નયનોવાળા તરુણોને હું જોઉં છું અને મારા અંતરમાંથી નાદ ઉઠે છે કે આ–આ બડભાગી યુવકોના હાથેજ ભારતવર્ષનું પુનરુત્થાન નિર્માયું છે. જેઓ ભારતમાતાને ફરી વાર જગદંબા બનાવવાના છે, જેઓ એ જનનીના જયજયકારનો ઝુંડો અવનીભરમાં ફરકાવવાના છે, એ તરુણોને–નૂતન ભારતવર્ષના એ નિર્માતાઓને હું પ્રણામ કરૂં છું.

ભારતવર્ષનું પુનર્વિધાન બ્રિટનની કે બ્રિટિશ મુત્સદ્દીઓની રહમદિલીને આધારે નહિ થઇ શકે. એનો રાહ જૂદો છે. પુનર્વિધાનનો રાહ એ આત્મશ્રદ્ધાનો રાહ છે. પુનર્વિધાન તપશ્ચર્યાની શક્તિથીજ સિદ્ધ કરી શકાશે; રાજરમતના ખેલનારાઓ નહિ, પણ તપસ્વીઓજ પુનર્વિધાન કરી શકશે. નૂતન ભારતવર્ષ, જે જગતની પ્રજાઓને નવસંદેશ પાઠવવાનું છે, જે જગદ્દગુરુ બનવાનું છે, જે માનવજાતના વિનમ્ર સેવકતરીકે નવી તવારીખ રચવાનું છે, તે નૂતન ભારતવર્ષ–તે સ્વાધીન, આત્મનિષ્ઠ, આત્મશ્રદ્ધાવાન ભારતવર્ષ–બ્રહ્મચર્ય, વિશુદ્ધિ અને તપશ્ચર્યાની શક્તિવડેજ સર્જી શકાશે.

યુવકો ! ભાવી ભારતવર્ષના આશાસ્તંભો! તપશ્ચર્યાની શક્તિ જમાવો. પુરાણા ગ્રંથોમાં ઋષિવરોએ ગાયું છે કે, તપથીજ આ વિશ્વનો ઉદ્દભવ થયો છે; અને હું વિનમ્ર વાણી ઉચ્ચારૂં છું કે, તપશ્ચર્યાથીજ–તપસ્વીઓની શક્તિથીજ નવવિશ્વનું નિર્માણ થશે. તરુણો ! આ તપશ્ચર્યાનો સંદેશ જીવનમાં વણી કાઢો. આત્મસમર્પણ, આત્મનિયમન, આત્મશુદ્ધિ અને બ્રહ્મચર્યના ચતુર પાયા ઉપર જીવનની મહેલાત ઉભી કરો.

ભારત માતા આજે એવા યુવકો માટે પોકાર કરી રહી છે. દારિદ્રયના લેબાસમાં સજ્જ થયેલા અને હૃદયમાં એક માતૃમુક્તિનુંજ રટણ કરતા બ્રહ્મચારી યુવકોનાં વૃંદો જે દિવસે ભારતવર્ષના ગામે ગામ ઘૂમતાં હશે, એ તપસ્વી યુવકોની ટુકડીઓ જે દિવસે ભારતવર્ષનું ગામડે ગામડું પગ તળેથી કાઢી નાખશે, તે દિવસે ભારત માતાના દેવાલયમાં સ્વરાજ્યની નોબતો વાગતી હશે ! જે યુવકોનું એવું મહદ્દભાગ્ય નિર્માયું છે, જેમને કીરતારે ભારતવર્ષના નવવિધાનના નિર્માતા નિયોજ્યા છે તેમને–એ બડભાગી બ્રહ્મચારી તપસ્વીઓને–અનેકાનેક પ્રણામ હો ! **સાધુ વાસવાણી**

(તા. ૨૧–૪–૨૮ ના "સૌરાષ્ટ્ર"નું મુખપૃષ્ઠ)



# १३९—प्राचीनकाळनी श्रावणी

આજકાલ શ્રાવણીના ઉત્સવપર કોઇ પણ પ્રકારના યજ્ઞ-યાગાદિ કરવામાં આવતા નથી. પ્રાચીન સમયમાં એવું ન હતું. " **श्रावण्यां पौर्णमास्यां श्रवणाकर्म्म** " " **अस्तमितेस्थालीपाकं श्रपयित्वा** " ઈ૦ સૂત્રથી સ્પષ્ટ થાય છે કે, અગાઉના સમયમાં ઋષિઓદ્વારા શ્રાવણ માસની પૂર્ણિમાને રોજ સાયંકાળે કોઇક મહાયજ્ઞનું અનુષ્ઠાન કરવામાં આવતું. તે સમયે એ યજ્ઞદ્વારા સાંસારિક તથા પારલૌકિક ઉન્નતિ પ્રાપ્ત કરવામાં આવતી. આપણા ધાર્મિક ગ્રંથોમાં યજ્ઞનું પરમ પ્રશંસનીય વર્ણન કરવામાં આવેલું છે. આ દિવસે કરવામાં આવતા યજ્ઞને "શ્રવણાકર્મ" એ નામ આપવામાં આવતું. ગ્રહણ-સંક્રાંતિદોષવર્જિત શ્રવણ નક્ષત્રવાળી પૂર્ણિમાના રોજ તે કરવામાં આવતો હોવાથી તેનું નામ 'શ્રવણાકર્મ' પડયું; અને તે દિવસ "શ્રાવણી" નામથી વિખ્યાત થયો.

તે દિવસે પ્રાતઃકાળે પ્રાચીન સમયના ગુરુઓ પોતાના શિષ્ય-સમુદાયોસહિત કોઇ સ્વચ્છ જળાશયને કિનારે જઇ વેદોનો પ્રારંભ કરતાં પહેલાં વૈદિક મંત્રોના દ્રષ્ટા ઋષિઓનું પૂજન કરતા. એજ પ્રાચીન પદ્ધતિ આજકાલ પણ મંદ ઉત્સાહપૂર્વક કરવામાં આવે છે. આમાં સર્વપ્રથમ કર્તવ્ય તે સંકલ્પ કરવો. વૈદિક કાળમાં કયો સંકલ્પ બોલવામાં આવતો તેની અત્યારે માહિતી નથી; પરંતુ અનુમાનથી જણાય છે કે, અર્વાચીન સંકલ્પોના ભાવવાળાજ સંકલ્પો જૂદી ભાષામાં બોલાતા. આજકાલ હેમાદ્રીકૃત સંકલ્પો ઘણાખરા પ્રયોગોમાં આવે છે. તેમાં કહેવાય છે કે "શ્રી· ભગવાન નારાયણની રચેલી અનંત કોટિ બ્રહ્માંડસ્વરૂપ સૃષ્ટિમાં એક અમારૂં બ્રહ્માંડ છે, જેમાં ૧૪ લોક છે. અમારા લોકનું નામ ભૂલોક છે, જેના સાત દ્વીપોમાં જંબૂદ્વીપ છે અને તેને અમે અમારો કહીએ છીએ. જંબૂદ્વીપના નવ ખંડોમાંના એક ભારત નામના ખંડમાં આર્યાવર્તમાંના બ્રહ્માવર્ત નામના ક્ષેત્રમાં અમુક સ્થાનપર હું......" બસ, આટલું કહેતાંજ કહેનારની તુચ્છતાનો પરિચય મળી જાય છે. ઈશ્વરની આ વિશાળ અનંત સૃષ્ટિમાં મનુષ્ય તો આકાશચુંબી લહેરોવાળા સમુદ્રમાં પડેલા એક તણખલા જેવો છે. મનુષ્યને સમસ્ત સંસારના વિધાતા ઈશ્વરની સમક્ષ નમ્ર બનાવવાનો આ સંકલ્પનો હેતુ છે.

સંકલ્પમાં કહેવામાં આવ્યું છે કે, ગયા વર્ષમાં જેટલાં કાયિક, વાચિક કે માનસિક પાપો થયાં હોય તે સર્વને દૂર કરવા માટે (અમુક નામનો દ્વિજ) હું વેદોને ગ્રહણ કરીશ. પ્રમાદવશ થઇ કરવામાં આવેલાં પાપોનો પશ્ચાત્તાપ કરવાનો આ ઉત્તમ સમય આપણા પૂર્વજોએ નક્કી કર્યો છે.

સંકલ્પ પછી વિવિધ પ્રકારની ઔષધિઓથી સ્નાન કરવામાં આવે છે; જેમાં દૂર્વા અને દર્ભ મુખ્ય છે. પ્રાચીન સમયના મનુષ્યો અનેક જાતના વિદેશી અપવિત્ર સાબુનો ઉપયોગ કરી પોતાના શરીરને દૂષિત નહોતા કરતા; પરંતુ ગોમય સમાન અપૂર્વ જંતુનાશક સુલભ વસ્તુઓનો શરીરે લેપ (અને પછી શુદ્ધ જળથી સ્નાન) કરી સ્વચ્છ થઇ આરોગ્ય રહેતા.

કેડ સુધી પાણીમાં ઉભા રહી અનેક પાપનાશક મંત્રોના જપ કરવા માટે આ દિવસ નક્કી કરાયો છે; અને એજ દિવસ શામાટે ? પ્રાચીનકાળના મનુષ્યો તો હરહમેશ ઉંડા પાણીમાં ઉભા રહી જપાદિક કરતાજ હતા. આના પરિણામે તેઓ એકલા માનસિકજ નહિ પરંતુ (ડૉ. લુઈ કૂનેના મત પ્રમાણે એકાંતસ્નાન કરી) શારીરિક વ્યાધિઓથી પણ દૂર રહેતા.

તે દિવસે પંચગવ્યરૂપી મહૌષધિનું પાન કરવાથી પ્રાચીન વિદ્યાર્થીઓ ઘણા દિવસોને માટે રોગોના હુમલાથી બચી જતા. તે દિવસે સ્નાન-સંધ્યાથી પરવારી ઋષિઓ, **'यज्ञामतो'** **'सहस्रशीर्षा'** **'विभ्राट्'** તથા **'यदेतन्मंडलं तपति'** એ સંહિતા તથા બ્રાહ્મણરૂપ વેદસૂક્તો કે અધ્યાયોનો પાઠ કરતા કરતા તેજઃપુંજ શ્રીભગવાનના ચક્ષુસ્વરૂપ સવિતાદેવતાનું ઉપસ્થાન કરી અન્ય કાર્યોનો પ્રારંભ કરતા. જે દેવે યોગી યાજ્ઞવલ્કયને વેદનો ઉપદેશ આપ્યો હતો, તે સૂર્યનારાયણની સ્તુતિદ્વારા પ્રાચીન મનુષ્યો તેજ તથા વિદ્યાવૃદ્ધિની કામના કર્યા કરતા.

તે પછી શ્રી ગણેશ, બ્રહ્મા, નારાયણ, શંભુ વગેરે દેવતાઓનું વિધિપૂર્વક ગંધાદિકવડે

પૂજન કરી શૌનક, શાંડલ્ય, માંડવ્ય, વત્સ, વામકક્ષાયણ આદિ મંત્રોક્ત તથા વંશોક્ત, ઋષિઓનું અને ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ આદિ છંદોનું સ્મરણ-પૂજન કરવામાં આવતું. વર્તમાન મન્વંતરોના સપ્તર્ષિઓનું પણ આવાહન તથા પૂજન આજકાલ કરવામાં આવે છે. જેઓનાં નામ-કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ તથા અરુંધતીસહ વસિષ્ઠ વગેરેના પૂજન પછી ઋષિઓનું તર્પણ કરવામાં આવતું; તેથી આ ઉત્સવનું બીજું નામ 'ઋષિતર્પિણી' પણ પડ્યું છે. આ દિવસે ઋષિપૂજન પછી નવીન યજ્ઞોપવીત ધારણ કરવું એ મુખ્ય કર્તવ્યોમાંનું એક છે.

પ્રાચીન મહર્ષિઓએ જેમ વેદતત્ત્વ સમજી તેનો જગતમાં પ્રચાર કર્યો હતો, તેમ આપણ સર્વનું એ કર્તવ્ય હોવું જોઇએ કે, વેદોક્ત જ્ઞાનરાશિને પોતે સમજે તથા જગતમાં વ્યાપી રહેલા અજ્ઞાનાંધકારને વેદપ્રચારરૂપી સૂર્યના આલોકથી હઠાવી જગતમાં ભારતવર્ષનું મસ્તક ઉન્નત તથા પ્રકાશવાન કરે. જો કે શ્રાવણી જેવા પ્રસંગોપર દેવપૂજા તથા હવન વગેરે પુણ્યકાર્યો પણ કરવામાં આવતાં, તથાપિ તેમાં વેદચર્ચાનું પ્રથમ સ્થાન રહેતું. એ દિવસનું મુખ્ય કાર્ય તો વેદનો પ્રારંભ કરવાનું છે; અને આથીજ તે દિવસનું નામ "ઉપાકર્મ" પ્રસિદ્ધિમાં આવ્યું. આજ દિવસથી પૂર્વસમયના ભારતવર્ષનાં વિદ્યાલયોમાં વેદ શીખવવાનો પ્રારંભ થતો. એ વિદ્યાલયો કેવા પ્રકારનાં હતાં તે વિષેનું ટુંક વર્ણન આ પ્રમાણે છેઃ—

જે દિવસોમાં સર્વત્ર વેદનો પ્રચાર હતો, તે દિવસો ભારતવર્ષમાં સુવર્ણયુગ જેવા હતા. તે સમયના વિદ્યાર્થીઓ આજકાલના વિદ્યાર્થીઓની પેઠે વિલાસી નગરોમાં ખોલવામાં આવેલી સ્કૂલ-કૉલેજોમાં રહીને ફેશનનો અભ્યાસ કરી વિદેશી સભ્યતાને પોતાનામાં દાખલ નહોતા કરતા. તેમનાં વિદ્યાલયો નગરોના સહવાસથી ઘણે દૂર અને આયુષ્યપ્રદાયક ખુલ્લા મેદાનમાં હતાં. અનેક વૃક્ષોની ઘટાઓથી ઘટાદાર બનેલા, કોકીલોના ગાનથી ટહુકી રહેલા, એવા શીતલ મંદ સુગંધયુક્ત પવનોવાળાં વન-ઉપવનોમાં ગુરુજનોના ચરણકમળ સમીપ બેસીને પ્રાચીન કાળના વિદ્યાર્થીઓ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરતા. જગતને હથેળીમાંના આમળા જેવું જાણનારા અનુભવી અધ્યાપકોનાં સારગર્ભિત વ્યાખ્યાનો સાંભળવાથી જે અલભ્ય લાભ થતો તે ખરેજ અકથનીય છે. હોમના ધૂમાડાવાળી એવી સુવાસિત પર્ણકુટીઓમાં આસન લગાવી વિદ્યાર્થીઓ નિયમપૂર્વક નિત્ય સંધ્યાવંદનાદિ કાર્ય કરતા હતા. કલકલ નિનાદ કરતી, સ્ફટિક જેવાં સ્વચ્છ જળવાળી અને રસવતી એવી કલ્યાણકારી સરિતાઓનાં નિર્મળ જળમાં સ્નાન કરવું, નૈસર્ગિક ફળ તથા સાધારણ અન્ન અને ચોખ્ખાં ઘી-દૂધનાં ભોજન, શીતળ વૃક્ષછાયામાં વિશ્રામ, ગુરુને નિવેદન કરી ભોજન કરવું, સત્ય બોલવું, સદાચારપૂર્વક રહેવું વગેરે વગેરે પ્રાચીન ભારતના વિદ્યાર્થીઓનાં મુખ્ય કાર્યો હતાં. એવુંજ સ્વાભાવિક જીવન વ્યતીત કરતાં તેઓ ઉચ્ચ કોટિના અપૂર્વ વિજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરી કૃતાર્થ થતા. હે ભગવાન! શું ફરીથી ભારતની પૂર્વવત્ અવસ્થા નહિ થાય? પ્રાચીનકાળમાં વિદ્યાર્થીઓને માટે આવું વાતાવરણ ઉપયોગી માનવામાં આવતું. આવી એક એક વિદ્યાપીઠમાં હજાર હજાર વિદ્યાર્થીઓના અભ્યાસનો પ્રબંધ રહેતો. આવી વિદ્યાપીઠના પ્રધાન અધ્યાપકને 'કુલપતિ' કહેવામાં આવતા; અને તેમની 'સેશન' (સત્ર) આ શ્રાવણીના દિવસથીજ શરૂ થતી. અહીં હવે કહેવાની આવશ્યકતા નથી કે, પ્રાચીન વિદ્યાલયો 'રેસીડેન્શિયલ' હતાં.

"**अध्यायोत्सर्जनं माघ्यां पौर्णमास्यां विधीयते**" એ વચનાનુસાર માઘ માસના અંતમાં વેદો ભણાવવાનું બંધ થતું. વાસ્તવમાં માઘ માસ પછીથી વેદ જેવો કઠિન ગ્રંથ ભણવો પણ નહિ જોઇએ; કેમકે વિષય જેટલો કઠિન હોય તેટલોજ અધિક શ્રમ તેના અધ્યયન તથા મનનને માટે લાગે છે. અને એ તો દેખીતુંજ છે કે, જેટલી મહેનત અન્ય દિવસોમાં વિદ્યાર્થીઓ કરી શકે તેટલી ગરમીના દિવસોમાં નજ કરી શકે. ભગવાન વેદની કઠિનતાનાં દૃષ્ટાંત આપવાની કોઇ આવશ્યકતા નથી. સર્વ કોઇ જાણે છે કે, વેદનું તત્ત્વ સમજવું એ કંઇ હરેક જણ કરી શકે તેવું કામ નથી. ફાલ્ગુન માસના આરંભથીજ વૈદિક 'ડીપાર્ટમેંટ' બંધ કરી દેવામાં આવતું; અને વસંત-ગ્રીષ્મ-વર્ષા ઉપરાંત શ્રાવણીને દિવસે વેદની 'સેશન' (સત્ર) શરૂ કરી શરદ્ઋતુના બીજા

દિવસથી નિયમપૂર્વક વેદાધ્યયન કરવામાં આવતું; જે શરદ્, હેમંત તથા શિશિરના અંતપર્યંત ચાલતું. વિદ્યાર્થી બાકીના ૬ માસમાં શું કરતા તે વિષે કહેવાય છે કે, તે દિવસોમાં તેઓ શિક્ષાદિ વેદાંગ, ઇતિહાસ, રાજનીતિ, દર્શન, પુરાણ, સ્મૃતિ, ભૂગોળ, ખગોળ વગેરે વગેરે વિષયોનું અધ્યયન કરતા તથા ચોસઠે કળાઓ શીખી લેતા.

એ દિવસે ભદ્રાવર્જિત ત્રીજા પહોરે પુરોહિત યજમાન, સ્ત્રી, પુરુષ અને ગુરુ શિષ્યોના હાથે મંત્રોવડે પવિત્ર કરેલી સુવર્ણયુક્ત રેશમી રાખડી બાંધતા, કે જે જોવામાંજ સુંદર નહિ પણ સુવર્ણ આદિના સંયોગથી શરીરને પણ હિતાવહ થતી; તેથી આ ઉત્સવનું નામ 'રક્ષા-બંધન' પણ પ્રચલિત છે.

શ્રાવણીનો વેદની સાથે વિશેષ સંબંધ છે. એ પરમ ઉત્તમ દિવસે શ્રીભગવાને હયગ્રીવ નામનો અવતાર ધારણ કરીને સામવેદનો પ્રચાર કર્યો હતો. એજ સામ આજે નષ્ટપ્રાય થઈ રહ્યો છે. તેની પઠન-પાઠન-પદ્ધતિનો પ્રચાર બહુજ થોડો છે. આ દિવસે શ્રીનારાયણનો અવતાર થવાને લીધે આ ઉત્સવને 'શ્રીહયગ્રીવ જયંતિ' પણ કહે છે.

આપણું કર્તવ્ય છે, કે શ્રીભગવાન હયગ્રીવજીનું સ્મરણ કરી આપણે પણ આજથી વેદના વિદ્યાર્થી બની આપણું વેદાનુયાયી નામ સાર્થક કરીએ.*

(સં. ૧૯૮૪ ભાદ્રપદ-આશ્વિનના "પ્રબોધ"માંથી)

## ૧૪૦–जय बजरंग !

જે કામ કરતા હોઇએ તે કામમાં બધી ઇંદ્રિયો પરોવી દઇએ એ હનુમાનના અનુકરણનો પહેલો પાઠ છે. એ કરવાને માટે આંખને નિશ્ચલ અને ચોખ્ખી રાખવી જોઈએ. આંખ આખા શરીરનો દીવો છે અને શરીરનો તેમ આત્માનો દીવો છે, એમ કહીએ તો ચાલે; કારણ કે જ્યાં સુધી આત્મા શરીરમાં વસે છે ત્યાંસુધી તેની પરીક્ષા આંખથી થઇ શકે છે. માણસ પોતાની વાચાથી કદાચ આડંબર કરીને તે પોતાને છુપાવી શકે, પણ તેની આખ તેને ઉઘાડો પાડશે. તેની આંખ સીધી-નિશ્ચલ ન હોય તો તેનું અંતર પરખાઇ જશે.

હનુમાનની આંખ નિશ્ચલ હતી, અને તે સદા બતાવતી હતી કે, રામનું નામ જેમ તેમની જીભ ઉપર નિરંતર હતું તેમ તેમના હૃદયમાં ભરેલું હતું; અને તેમને રોમેરોમે વ્યાપેલું હતું.

આપણે અખાડાઓમાં હનુમાનની સ્થાપના કરીએ છીએ એ મને ગમે છે; પણ તેનો અર્થ એ નથી કે, આપણે કેવળ શરીરે બળવાન થવા ઇચ્છીએ છીએ અથવા હનુમાનના શરીરબળનીજ આરાધના કરીએ છીએ. શરીરે બળવાન જરૂર થઇએ, પરંતુ એ પણ જાણી લઇએ કે, હનુમાનનું શરીર રાક્ષસી નહોતું; તે તો વાયુપુત્ર હતા, એટલે તેમનું શરીર હલકું ફૂલ જેવું હતું અને છતાં કસાયેલું હતું. પણ હનુમાનની વિશેષતા તેમના શરીરબળમાં નહોતી, તેમની ભક્તિમાં હતી. તે રામના અનન્ય ભક્ત હતા, તેમના ગુલામ હતા, રામના દાસત્વમાંજ તેમણે સર્વસ્વ માન્યું; અને તેમને જે સેવાનું કામ સોંપવામાં આવ્યું, તે તેમણે વાયુના વેગે કર્યું. એથી હનુમાનની આરાધના કરીએ છીએ, અને વ્યાયામશાળામાં હનુમાનની સ્થાપના કરીએ છીએ તે એ અર્થે કે, વ્યાયામ કરીને પણ આપણે દાસ બનવાના છીએ—ભારતના દાસ, જગતના દાસ; અને તેમ કરીને ઈશ્વરના દાસ બનવાના છીએ, એ દાસત્વમાંથી આપણે ઈશ્વરની ઝાંખી કરીશું.

મોહનદાસ કરમચંદ ગાંધી

* "માધુરી" માંના શ્રી. કૃષ્ણદત્ત ભારદ્વાજ શાસ્ત્રીના લેખ પરથી અનુવાદ

# १४१–मिश्र का एक महात्मा

"અલઅજહર વિદ્યાલય કે ઉલ્માઓંને સરકારી આજ્ઞા કી અવહેલના કી હૈ. ઉનકા નેતા ઇસ્માઇલ અમીર મુઝસે મિલા થા. ઉસને કુછ બાતેં કી ઔર મેરા ધ્યાન આકર્ષિત કિયા થા; પરંતુ ઉસકી બાતેં સે તો યહી માલૂમ પડતા હૈ કિ વહ મિશ્ર દેશ કા એક બડા ભારી શત્રુ હૈ."

મિશ્ર કે બ્રિટિશ શાસક કી ઇસ બાત કે ઉત્તર મેં ઉસકે એક સહયોગી સેનાપતિ ગોર્ડન ને આશ્ચર્યચકિત હો કર કહા–"શત્રુ!"

"હાં, શત્રુ! ક્યોંકિ વહ અધિકારિયોં ઔર જનતા કો સૈનિક વિભાગ સે અલગ રહેને કે લિયે ઇસ કારણુ કહતા હૈ કિ યુદ્ધ અધાર્મિક હૈ. દેશ ઔર સમાજ કે લિયે, વર્તમાન પરિસ્થિતિ મેં સર્વથા અહિતકર હૈ."

"ઠીક તો હૈ!"

"સુનો ભી! વહ મિશ્રવાસિયોં કો કહતા હૈ કિ જહાં ઇશ્વર કી ઔર શાસકવર્ગ કી આજ્ઞાઓં મેં વિરોધ દિખાઇ દે, વહાં ઇશ્વર કી આજ્ઞા માનો! યહ તો પ્રત્યેક વ્યક્તિ કો સ્વચ્છંદ બના દેના હૈ, માનોં સરકાર કુછ હૈ હી નહીં!

યહી નહીં, વહ તો સ્પષ્ટ કહતા હૈ કિ મિશ્ર અબ એક બિલકુલ સ્વતંત્ર દેશ હોગા. વહ તો ખુલ્લંખુલ્લા રાષ્ટ્રીયતા કી પુકાર મચાયે હુએ હૈ, જિસકા સ્પષ્ટ અર્થ હૈ નીલ નદી કે તટપર ઇંગ્લેંડ કે પ્રભુત્વ કા અંત!"

ગોર્ડન ને કુછ ઉત્તર દેને કા પ્રયાસ કિયા, પરંતુ ક્રોધિત જનરલ ને અધીરતા સે કહા–"મૈં તુમસે તર્ક નહીં કરના ચાહતા. ઇસ્માઇલ બડા ચાલબાજ હૈ. ધાર્મિકતા ઔર રાષ્ટ્રીયતા કે નામ પર વહ ઉથલ-પુથલ મચા દેના ચાહતા હૈ–બર્બરતા કા સામ્રાજ્ય સ્થાપિત કરના ચાહતા હૈ."

"ઇસ્માઇલ અમીર ને આપસે કિસ બાત કી ચર્ચા કી?" ગોર્ડન ને દબી જબાન સે પૂછા.

"ઉસને કહા કિ હમ અલઅજહર કો તોડ દેને કી અપની આજ્ઞાયેં વાપિસ લે લેં–અર્થાત્ સરકાર કે વિરુદ્ધ ષડ્યંત્ર કરને કે સાધન કો જીવિત રહને દેં. યહ કભી નહીં હો સકતા, ગોર્ડન! કિસી ભી હાલત મેં નહીં હો સકતા!"

ક્રોધ સે આપે કે બાહર હોને કે કારણુ બ્રિટિશ શાસક ને થોડી દેર ઠહર કર ફિર કહા—

"ગોર્ડન! સબ તૈયારી હો ચૂકી હૈ. શહર કોતવાલ તુમ્હેં તુમ્હારે ક્વાર્ટર સે સમય પર બુલા લેગા; ઔર ઉસકે બુલાને પર તુમકો સૈનિકોં કા એક રેજિમેંટ–સુના, સશસ્ત્ર રેજિમેંટ–પૈદલ સિપાહિયોં કી એક ઇન્ફેંટરી લે કર અલઅજહર વિદ્યાલય ચલે જાના હોગા, વિદ્યાલય કો ઘેર લેના હોગા, ઔર? ઔર તુમ્હેં આજ્ઞા હૈ કિ વિદ્યાલયોં કે છાત્રોં ઔર અધ્યાપકોં કો નિકાલ બાહર કરને કે લિયે અસ્ત્રશસ્ત્ર કા ભી ઉપયોગ કર સકોગે. ચાહે જિસ બાત કા સહારા લેના પડે–સુના? ચાહે જિસ તરહ હો, તુમ્હેં સરકારી હુકમ કા પાલન કરના હોગા!"

જનરલ કી ઐસી ઉત્તેજનાપૂર્ણ આજ્ઞા સુન કર ગોર્ડન ને બડે ભારી સંયમ કે સાથ કહા–"દુઃખ હૈ કિ મૈં નૃશંસતાપૂર્ણ યહ કામ ન કર સકુંગા. યદિ યહ કામ આવશ્યક હી હૈ, તો ઇસકે લિયે કિસી દૂસરે વ્યક્તિ કો નિયુક્ત કીજીએ."

"યહ હો નહીં સકતા. તુમ્હેં હી યહ કામ કરના હોગા. તુમ્હી ઇસકે લિયે ઉપયુક્ત હો."

"આપ જો ચાહેં સો કરેં, કોર્ટમાર્શલ કરેં અથવા બર્ખાસ્ત. મૈં યહ રાક્ષસી કૃત્ય નહીં કરૂંગા. ઇશ્વર સાક્ષી હૈ, મૈં ઐસા નહીં કરતા. મૈં સૈનિક હું, ઇસકા મુઝે ગર્વ હૈ; પરંતુ મુઝે ઇસ ગૌરવ સે વંચિત……"

સરકાર કા નિમક ખા કર તુમ આડે વક્ત પર ઇસિ પ્રકાર ધોખા દોગે? ઐસા મુઝે ખ્યાલ ન થા! યદિ તુમ સરકાર કે સાથ વિશ્વાસઘાત હી કરના ચાહતે હો, તો અપના ત્યાગપત્ર દે

સકતે હો; પરંતુ અભી તો તુમ મેરે સૈનિક હો, મૈં તુમ્હેં આજ્ઞા દે ચૂકા હૂં, તુમ્હેં ઉસકા પાલન કરના હોગા! યહ મેરી સબસે અધિક રિયાયત તુમ્હારે સાથ હૈ."

ગોર્ડન કે મન મેં ભારી સંગ્રામ હો રહા થા, ઉસને દૃઢતાપૂર્વક કહા–"મુઝે કહતે દુઃખ હોતા હૈ કિ મૈં આપકી ઇસ આજ્ઞા કા પાલન કરને સે મજબૂર હૂં. આપ મુઝે અલ–અજહર કે વિદ્યાર્થી ઔર અધ્યાપકોં કો નિકાલ દેને કી હી આજ્ઞા નહીં દે રહે હૈં, બલ્કિ સૈકડોં, નહીં નહીં, હજારોં કે ખૂન સે મેરે ઔર મેરે સૈનિકોં કે હાથ રંગને કો ભી કહતે હૈં."

"દુષ્ટ! કૈસી બેહુદી બાત હૈ!" જનરલ ને ઘૃણા સે કહા–"યે કાયર મિશ્રવાસી લોગ સૈનિકોં કે આગે ઠહરેંગે? બંદૂક દેખતે હી ચિડિયોં કી તરહ ઉડ જાવેંગે! અગર ઠહરે ભી, તો યહ દોષ ઉનકા હી હોગા! સોચો, સમઝો, મેરી આજ્ઞા કા પાલન કરો!"

"મૈંને સોચ લિયા, ઔર સમઝ લિયા! મુઝે દુઃખ હૈ કિ મૈં આપકી આજ્ઞા કા અબ ભી વિરોધ કરતા હૂં. યદિ આપકો ઇસ કામ મેં સહાયતા દૂંગા, તો વહ મેરે લિયે ઔર ભી અધિક દુઃખ કી બાત હોગી. ઇસ કામ સે નિરીહ પ્રજા કે ખૂન કી નદિયોં બહ જાયંગી, સારા દેશ રો ઉઠેગા, અશાંત હો જાયગા, ભારત મેં, યૂરોપ મેં, અમેરિકા મેં સર્વત્ર ઇંગ્લેંડ કા માન મર્દિત હો જાયગા. ઘાયલોં ઔર મૃતકોં કે બિલખતે સ્ત્રી બચ્ચોં કી આહેં ઇગ્લેંડ કે સિંહાસન કો હી નહીં, આકાશ કો ભી હિલા દેંગી! ઇસ પ્રકાર હમ અપની જડ અપને આપ હી કાટેંગે ઔર ફીર ઇસ કલંક કા ટીકા કિસકે સિર લગેગા? આપ જરા સોચેં તો?"

યુવક ગોર્ડન કી ઇતની દૃઢતાપૂર્ણ બાતેં સુન કર જનરલ થોડા વિચલિત હુઆ, ઉસને કુછ શાંત હો કર કહા–"યદિ તુમ્હારા ઐસા હી કહના હૈ, તો મૈં ઇસ આજ્ઞા કો એક શર્ત પર વાપિસ લે સકતા હૂં. તુમ્હેં ઇસ્માઇલ કો–સારે ષડ્યંત્ર કી જડ કો–બિના બિલમ્બ દેશ સે બાહર કર દેના હોગા."

"યહ ભી સંભવ નહીં. મિશ્રવાસી ઇસ્માઇલ કો મહાત્મા માનતે હૈં. ઉસકે સાથ અત્યાચાર કરના સારે દેશ કે સાથ–ઉનકે ધર્મ કે સાથ અત્યાચાર કરના હોગા. ઉનકી દૃષ્ટિ મેં ઐસા કામ માનવતા કે પ્રતિ, ઈશ્વર કે પ્રતિ, અપરાધ કરના હોગા."

"યહ સબ ઠીક હો સકતા હૈ; પર હમ સૈનિક હૈં; હમેં ઇન બાતોં પર સૈનિક કી દૃષ્ટિ સે હી વિચાર કરના હોગા. બિના કિસી વાદવિવાદ કે મૈં પૂછના ચાહતા હૂં કિ તુમ મેરી આજ્ઞા પાલન કરને કે લિયે તૈયાર હો યા નહીં?"

"યહ તો જઘન્ય પાપ હોગા."

"પાપ અથવા પુણ્ય, ઇસસે તુમ્હેં ક્યા મતલબ? ક્યા તુમ મેરી આજ્ઞા કા પાલન નહીં કરોગે?"

"યહ મેરી આત્મા કે વિરુદ્ધ હોગા."

"પ્રશ્ન તુમ્હારી આત્મા કા નહીં હૈ, પ્રશ્ન હૈ સમ્રાટ્ કે ખાયે નમક કો હલાલ કરને કા ઔર મેરી આજ્ઞાપાલન કા."

"જબ મૈંને સૈનિક કી દીક્ષા ગ્રહણ કી થી, તબ ક્યા મૈંને અપને મનુષ્ય કે અધિકારોં કો ભી બેચ દિયા થા?"

"અપને અધિકારોં કી ચર્ચા મત કરો, યાદ રક્ખો, સબસે પહલે તુમ સૈનિક હો."

"હાં, મૈં સૈનિક હૂં; પર ઉસસે ભી પહલે મૈં મનુષ્ય હૂં."

જનરલ કા ક્રોધ નિસ્સીમ હો ગયા. ગોર્ડન કો ઇસ પ્રકાર પ્રતિવાદ કરતે દેખ કર જનરલ ને આવેશ મેં ઉસકે સૈનિક કે ચિહ્ન છીન લિયે, ઉસે સબ પ્રકાર સે અપમાનિત કિયા; પરંતુ ધીરવીર ગોર્ડન ને દૃઢતાપૂર્વક કહા—

"એક અનુચિત આજ્ઞા કા પાલન નહીં હો સકતા. યહ આજ્ઞા સર્વથા અનુચિત હૈ, અ-ન્યાયપૂર્ણ હૈ. આપ મુઝે હત્યા કરને કો કહ રહે હૈં–હત્યા કરને કો! જનરલ! ગોર્ડન એક સચ્ચા સૈનિક હૈ, વહ ઐસા નહીં કર સકતા!"

એક સચ્ચે સૈનિક કી ભાંતિ ઇતને ઉંચે પદ કો ભી તૃણવત્ સમઝ, જાતે–જાતે ગોર્ડન ને

ફિર કહા–"જનરલ! યાદ રખિયેગા, એક દિન ઐસા ભી આવેગા, જિસ દિન યે સબ ઘટનાયેં મેરે સે ભી અધિક આપકે લિયે આત્મ–સંતાપ–પ્રદ હોંગી."

(૨)

"મારો! ઉસ પાજી છોકરે કો!" અલ–અજહર કે આગે એકત્રિત સેના કે સ્થાનાપન્ન સેનાપતિ ને ક્રોધ સે કાંપતે હુએ કહા. દૂસરે હી ક્ષણ કઇ બંદૂકેં એકસાથ ઉંચી હુઇ, ગોલિયેં દંગી ઔર વિદ્યાલય કી ઉંચી દીવાર સે એક કોમલ બાલક કા મૃતશરીર રાસ્તે મેં આ કર ધડામ સે ગિર પડા! સેનાપતિ લાશ કો ફેંક દેને કા હુકમ દે હી રહા થા કિ એક ચીત્કાર સુનાઇ દી ઔર દૂસરે હી ક્ષણ સૈનિકોં કો સંસાર કી સબસે અધિક શક્તિશાલિની માતૃદેવી કો રાસ્તા દેના પડા. ક્રોધ ઔર દુઃખ સે વ્યથિત માતા અપને મૃતપુત્ર કે પાસ ખડી દિખાઇ દી.

ઉસ દેવી ને અપના કાલા ઘુંઘટ હટા દિયા થા. પુત્ર કે શવ ગોદ મેં લે છાતી સે લગા વહ ફૂટ–ફૂટ કર રોને લગી. ઇધર અત્યાચારપીડિત નિર્દોષ માતા કા કરુણ–ક્રંદન હો રહા થા, ઉધર સૈનિકગણ અલ–અજહર વિદ્યાલય કે વિશાલ પ્રાંગણ મેં ઘુસ રહે થે. પાંચ હજાર વિદ્યાર્થી ઔર અધ્યાપક શાંતિપૂર્વક વિદ્યાલય મેં ડટે હુએ થે. વે અપના કર્તવ્ય–પથ નિશ્ચિત કર ચૂકે થે. ઘોડોં કી ટાપોં ઔર સૈનિકોં કે અસ્ત્રશસ્ત્રોં કી આવાજોં કે બીચ ફિર વહ કરુણ–ક્રંદન સુનાઈ દિયા—"ઓહ! મેરા બેટા! હાય અલી! તૂ મર ગયા? નહીં, મરા નહીં, અલી! તુઝે ઇન દુષ્ટોં ને માર ડાલા? ઓ! મેરે ઇકલૌતે બેટે! અબ મેરા કૌન હૈ? બેટા! આ, ફિર આ જા! અલી! અલી!!"

વિદ્યાર્થિયોં ઔર અધ્યાપકોં કો તલવાર કે જોર પર વિદ્યાલય સે નિકાલ બાહર કર દેને કી આજ્ઞા હો ચૂકી થી. ભીષણ નર–હત્યા–કાંડ હો રહા થા. રોતી હુઇ માતા કે લિયે ભી સેનાપતિ આજ્ઞા દે હી રહા થા–"ઉડાઓ! ઇસે ચિલ્લાને…………" અકસ્માત્ વીર ગોર્ડન વહાં આ પહુંચા.

ન જાને કિસ અજ્ઞાત પ્રેરણા સે વહ વહાં આ પહુંચા થા. યહ બીભત્સ કાંડ ઉસસે ન દેખા ગયા. સ્થાનાપન્ન સેનાપતિ પર વહ શેર કી ભાંતિ ઝપટા. ઘોડે સે નીચે ઘસીટ કર ઉસને ઉસે જમીન પર પટક દિયા. અપને પહલે સેનાપતિ કો વહાં ઇસ પ્રકાર દેખ કર સારે સૈનિક કિંકર્તવ્યવિમૂઢ હો ગયે–જ્યોં કે ત્યોં ખડે રહ ગયે! દૂસરે હી ક્ષણ મિશ્રવાસિયોં કી એક ભીડ ન જાને કિધર સે આઇ. ગોર્ડન કો સન્માનપૂર્વક હાથોંહાથ ન જાને વે લોગ કિધર લે ગયે. ગોર્ડન ભી આશ્ચર્યચકિત હો ગયા થા.

× × × ×

જો હોના થા સો હો ગયા. એક સુકુમાર બાલક કી બલિ સે એક ભીષણ હત્યાકાંડ પ્રારંભ હુઆ. સૈંકડોં વિદ્યાર્થી ઔર અધ્યાપક મારે ગયે! સર્વત્ર સન્નાટા છા ગયા. મિશ્ર પર અંગ્રેજોં કે શાસનકાલ મેં એક ઐસી નૃશંસ ઔર બીભત્સ દુર્ઘટના ઘટી.

હજારોં મિશ્રી સુલતાન હસન કી મસ્જીદ મેં એકત્ર હો રહે થે. મૃત વ્યક્તિયોં કે શવ મસ્જીદ કે પ્રાંગણ મેં રક્ખે થે. ઇમામોં ને મૃત વ્યક્તિયોં કી શાંતિ કે લિયે પ્રાર્થના પઢ કર ઉચ્ચ સ્વર સે કહા—"અપની સાક્ષી દો, ઇન વીરોં કી મૃત્યુ ઇમાન કે લિયે હુઇ હૈ!" હજારોં વાણિયોં સે એકસાથ આવાજ આઇ—"ઇમાન કે લિયે! ઇમાન કે લિયે!!"

કુરાન કી આયતેં બોલતે હુએ સૂરદાસોં કે સમુદાય કે પીછે શવોં કો ઉઠાતે હરે ઔર લાલ કપડે પહને ચિંતાગ્રસ્ત આદમિયોં કી એક લંબી શ્રેણી થી. ઉનકે પીછે કયામત કે વર્ણન કા ગીત ગાતે હુએ વિદ્યાર્થી ચલ રહે થે. સૈંકડોં ફકીર ભી ધાર્મિક ગીત ગાતે હુએ મૃત વીરોં કી શ્મશાનયાત્રા મેં સંમિલિત થે. મૃતકોં કે સંબંધિયોં કે રોતે–બિલખતે સમુદાય કે પીછે અપને હજારોં અનુયાયિયોં કે સાથ ધીર ઔર શાંત ઇસ્માઇલ અમીર ધીરે–ધીરે ચલ રહા થા.

એક વિશાલ જનસમુદાય ઉન મૃત વીરોં કે સન્માન મેં એકત્ર હો રહા થા! સ્ત્રી–પુરુષ, અમીર–ગરીબ, છોટે–બડે, એક બડે ભારી સ્રોત કી ભાંતિ ચલે જા રહે થે; ઉનકી ચાલ ગંભીર ઔર ધીમી થી. ચેહરોં પર હૃદયભેદી શોક સ્પષ્ટ દિખાઇ દે રહા થા. કિસીકી આંખોંસે એક

દો આંસૂ કભી કભી ટપક પડતે થે, ઉસ સમય પ્રતીત હોતા થા કિ ઉસકી આંતરિક વેદના બહી જા રહી હૈ; પરંતુ જિનકી આંખેં સૂખી થીં, ઉનકા દુઃખ ભયંકર થા; કારણ કિ ઉનકે દુઃખ કો બાહર નિકલને કા કોઈ રાસ્તા નહીં થા. ઇસ પ્રકાર યહ જલૂસ શહર કી સડકોં ઔર ગલિયોં મેં ઘૂમતા હુઆ શ્મશાન જા પહૂંચા.

રાત્રિ શાંત થી. વિશાલ રેગિસ્તાન બાદલોં સે અનાચ્છાદિત ચાંદ કે નીચે પડા સો રહા થા, ઉસકે ઇસ ઓર આ કર વહ જનસ્રોત રુક ગયા. મૃત વ્યક્તિયોં કે શવ દફનાને કી ક્રિયા જબ સમાપ્ત કી ગઇ, તબ કુરાન કી યહ આયત સુનાઈ દે રહી થી—"ઓ અલ્લાહ! ખુદા કે સિવાય કિસમેં બલ હૈ, કિસમેં શકિત હૈ? ખુદા! હમ તેરે બંદે હૈં ઔર તેરે પાસ એક ન એક દિન લૌટેંગે હી."

દુઃખી જનોં કો, અલઅજહર કે શિક્ષક ઔર અન્ય મુલ્લાં સાંત્વના દે રહે થે. ચાંદ કે પ્રકાશ કે નીચે દુઃખ ઔર શોક સે પીડિત ઇસ ભીડ કા વહ દૃશ્ય કિતના હૃદયવિદારક થા! મુર્ઝાયે હુએ ચેહરે કો નીચે કિયે ઇસ્માઇલ અમીર બડી ગંભીરતા સે કહ રહા થા—

"હમારે જીવન મેં યહ એક રાત આઈ હૈ, ભાઇયો! હમારા માર્ગ નિર્જન સા હો રહા હૈ. હમમેં શોક છાયા હુઆ હૈ. કબ્રોં મેં અબ શાંતિ સે સોયે હુએ ઇન વીરોં સે ઇર્ષ્યા હોતી હૈ! યે સબ હમ લોગોં કે આગે ચલ બસે! ઉન્હેં શાંતિ મિલે, હમ સબકો શાંતિ મિલે! યહ દેખો, યહાં એક દેવી હૈ; ઇસને અપને પતિ કો ખો દિયા હૈ! યહ યહાં એક માતા હ, જિસકા પુત્ર ચલ બસા! ઓહ! ઇસકે હૃદય મેં કિતના ઘોર સંતાપ ભરા હુઆ હૈ."

"હાય મૈં ગરીબિન! ઓહ! મેરે ગરીબ બચ્ચે! ઓહ! સારે દુઃખી ગરીબો!" ચિલ્લાતી હુઇ વહ દીન દુઃખિયા માતા આ કર ઇસ્માઇલ કે ચરણોં પર ગિર ગઇ! શોક ઔર વિષાદ કા સમુદ્ર સા ઉમડ આયા! ઉસે શાંત કરતે હુએ ઇસ્માઇલ અમીર ને ઉચ્ચ સ્વર સે કહા—"ઓ! ખુદા કે બંદા! ધર્મ હમારા પ્રાણ હૈ. પશ્ચિમ સે આ કર યે વિદેશી હમારા ધર્મ ઔર દેશ છીનના ચાહતે હૈં. હમેં ઇનસે અપને ધર્મ ઔર દેશ કી રક્ષા કે લિયે પ્રાણપ્રણ સે કટિબદ્ધ હો જાના ચાહીએ. હમેં અપની આત્મા કી તલવાર ઇસ રાક્ષસી ભક્ષક કે સામને ઉઠાની ચાહીએ. મનુષ્ય બનો, ગુલામ નહીં! જિંદા બનો, મુર્દે નહીં! યૂરોપ કે લિયે પૈસા પૈદા કરને કી મશીન હી ન બને રહો! ખુદા કે બંદે બન કર ઝોંપડી મેં રહના ભી અચ્છા હૈ, કિસીકે ગુલામ જૈસી ભી અત્યાચારપૂર્ણ શકિત કે ગુલામ બન કર મહલ મેં રહના ભી કિસ કામ કા? ચલો! મનુષ્ય કે શાસન કો લાત માર કર ઉસ સર્વશકિતમાન કે શાસન કી ઇસ પૃથ્વી પર સ્થાપના કરેં!"

લોગોં કા જોશ બઢ રહા થા, ઇસ્માઇલ ને થોડી દેર ઠહર કર ફિર કહા—"મુઝે આપમેં સે ઐસે સૌ ભાઇયોં કી જરૂરત હૈ, જો ઘર-ઘર પરમાત્મા કા સંદેશ પહુંચા દેં, અત્યાચારિયોં કી અત્યાચાર-ગાથાયેં સુના કર ઉનકી આંખેં ખોલ દે. હમારે મુહમ્મદ સાહબ એક ગુલામ કી ભાંતિ મક્કા સે નિકાલે ગયે થે; પરંતુ વહ વહાં લૌટે એક વિજેતા કી ભાંતિ. આજ હમ કાહરા નગર સે અપમાનિત કર કે નિકાલે ગયે હૈં, પરંતુ યદિ કભી જિંદા લૌટેંગે તો પૂર્ણ ગૌરવ કે સાથ હી."

અપને નેતા કી ઇતની ઉત્સાહભરી બાતેં સુન કર સબને ઉચ્ચ સ્વર સે પુકારા—"અવશ્ય, અવશ્ય! ખુદા કે નામ પર અવશ્ય!"

"મુઝે દૂસરે કે પ્રાણ લેનેવાલે સૈનિકોં કી જરૂરત નહીં હૈ; મુઝે જરૂરત હે ઉન તપસ્વી વીરોં કી, જો અત્યાચારી નિરંકુશતા કે સામને ન ઝુકેં ઔર અપને પ્રાણોં કી આહુતિ દે દેં. દેશબાંધવોં કે હિત કે લિયે અપની બલિ દેનેવાલોં કા પુરસ્કાર ક્યા ઉસ સૈનિક સે કમ હોગા, જો રણક્ષેત્ર મેં મૃત્યુ પાતા હૈ? મુઝે યુવકોં કી, વીરોં કી, જરૂરત હૈ. વિપત્તિયોં કા પહાડ હમારે સામને હૈ. વિપત્તિ ઔર ભય હી નહીં, મૃત્યુ કા ભી હમેં સામના કરના હોગા. આપ સબ સમુદ્રતટ કી બાલૂ કે સમાન પવિત્ર હૈં; પર ઉસકી ભાંતિ કહીં આપ નિરુદ્દેશ ન પડે રહ જાયં. મુઝે સાધુ-સંતોં કી આવશ્યકતા નહીં હૈ. મુઝે તો પાપ ઔર અત્યાચારગ્રસિત વ્યક્તિ-યોં કી આવશ્યકતા હૈ. ક્યા આપ પાપપીડા સે ગ્રસિત હૈં? જીવન કી ગતિ ક્યા આપકે લિયે

રૂક ગઇ હૈ? ક્યા આપ ઇસી અવસ્થા મેં મૃત્યુ કે અંધકાર મેં લીન હોને કી તૈયારી ચૂપચાપ નહીં કર રહે? ક્યા આપકા પશ્ચાત્તાપ ગંભીર હૈ? આત્મા કી કટુતા મેં ક્યા આપ કિસી સત્પથ કી પ્રાપ્તિ કે લિયે પરમાત્મા સે પ્રાર્થના કર રહે હૈં? યદિ હાં, તો ભાઇયો! આઓ, પવિત્રતા આ કર આપકા પદચુંબન કરેગી. એક મહાન યાત્રા આપકે સંમુખ હૈ, જિસમેં આપકે સારે પાપ છૂટ જાવેંગે."

"અલ્લાહ!" કરતે હુએ સૈકડોં યુવક આગે બઢ આયે! ઇતને અધિક યુવકોં મેં સે સૌ કો છાંટને કા કામ અલઅજહર કે અધ્યાપકોં ને કિયા. સભી યુવક દેશ ઔર ધર્મ કી સેવા મેં આત્મોત્સર્ગ કરને કે લિયે ઉત્સુક હો રહે થે.

ચાંદ કા પ્રકાશ મંદ પડને લગા થા. પ્રભાત કી સુખમય બેલા ક્ષિતિજ પર ધીરેધીરે પદાર્પણ કરતી હુઇ આ રહી થી. ઐસે સમય મેં ઇસ્માઇલ ને ઉન ત્યાગી વીરોં કો સંબોધિત કરતે હુએ કહા—"તુમ લોગોં ને આજ પરમાત્મા કે દૂત કા મહત્ત્વપૂર્ણ કાર્ય અપને ઉપર લિયા હૈ. જહાં તક પહુંચ સકો, ઉસકા સંદેશ સુના દો! તુમ સરકાર કે શત્રુ નહીં; પરંતુ જહાં સરકાર ઔર પરમાત્મા કે ફરમાન મેં ફર્ક દિખાઇ દે, વહાં સરકાર કે બજાય પરમાત્મા કી આજ્ઞા પાલન કરને કી બાત ઘર ઘર પહુંચા દો!"

"તુમ ઉસ પરમાત્મા કે સૈનિક હો. તુમ્હેં તુમ્હારે પ્રયત્ન કી સફલતા કે લિયે અસ્ત્ર-શસ્ત્ર કી આવશ્યકતા નહીં. ક્યા તુમ તલવાર કે બલ પર વિજય કી આશા કરતે હો? તો પીછે હટ જાઓ! યહ કામ તુમ્હારા નહીં. ક્યા તુમ અંગ્રેજોં કો મિશ્ર સે નિકાલ બાહર કરના ચાહતે હો? કોઇ રાજ્ય અથવા સામ્રાજ્ય સ્થાપિત કરના ચાહતે હો? તો જાઓ, ઘર લૌટ જાઓ! યહ કામ તુમ્હારા નહીં, તુમ્હેં કેવલ એક શત્ર કો બાહર કરના હૈ; ઔર વહ હૈ અત્યાચાર-કુતંત્ર! કેવલ એક સુલ્તાન કો તુમ સ્થાપિત કરોગે, ઔર વહ હોગા પરમ પિતા પરમાત્મા!"

ઉસ રાત કા કાર્ય સમાપ્ત હોને કો આયા! વિદેશી શાસકોં કે અત્યાચાર ને સોયે હુએ મિશ્રવાસિયોં કો જગા દિયા.

(શ્રી. હાલકેનના "ધી વ્હાઇટ પ્રૉફેટ" નામક ઉપન્યાસપરથી શ્રાવણ-૧૯૮૪ ના "ત્યાગ-ભૂમિ"માં લેખકઃ—શ્રી ગોપાલ નેવટિયા.)

---

# १४२—बालक मसोलिनी

મસોલિની કૌન?

એક લોહાર કા લડકા, વહ આજ ઇટલી કા સબ કુછ હૈ, વહાં ઉસીકી તૂતી બોલ રહી હૈ. દુનિયા કે બડે બડે આદમિયોં મેં વહ ભી એક હૈ. ઉસકે બચપન કી હાલત જાનના તુમ્હારે લિયે બહુત આવશ્યક હૈ. લો સુનો; ધ્યાનપૂર્વક સુનના.

મસોલિની કે પિતા કા નામ 'એલી સેંડો' થા ઔર માતા કા નામ 'રોજા.' ઇટલી કા 'દેવાડોલા' ગાંવ મસોલિની કી જન્મભૂમિ હૈ. યહ શહર ઇસી કારણ સે બહુત મશહૂર હો ગયા હૈ. સન્ ૧૮૮૩ ઈસ્વી કી ૨૯ જુલાઇ કો ઉસકા જન્મ હુઆ થા. બાલક મસોલિની ખેલને-કૂદને કા બડા શૌકીન થા.

પંદ્રહ વર્ષ કે ઉમ્ર તક મસોલિની ને ખૂબ ખેલા-કૂદા. ઉસકી પઢી લિખી માં 'રોજા' બડી યોગ્ય થી. વહ બચ્ચે કો લાડ દુલાર સે ખેલ કૂદ કે સાથ સાથ અક્ષરોં કા જ્ઞાન કરાતી રહી. માં ઉસે શામ કો અચ્છી અચ્છી કહાનિયોં સુનાતી ઔર અચ્છે ગીતોં કો જબાની યાદ કરા દેતી થી. બાલક મસોલિની કહાની સુન કર કભી જોશ સે ઉછલ પડતા થા, ઔર ગીતોં કો ગા ગા કર ખુશ હોતા થા. ઇન બાતોં કા ઉસકે ભવિષ્ય જીવન પર બહુત અસર પડા.

સોલહવેં વર્ષ મેં વહ 'પ્રોડપ્પી' કે સ્કૂલ મેં પઢને કો ગયા. ખૂબ ખેલને-કૂદને કે કારણ વહ બડા હૃષ્ટપુષ્ટ ઔર બલી થા. ઇતના હી નહીં, નટખટી ભી પહલે નંબર કા થા. હંસી કરને

મેં ભી વહ બડા ચતુર થા. સ્કૂલ કે વિદ્યાર્થી ઉસે અપના અગુઆ સમઝતે થે.

એક દિન કી બાત હૈ, ઉસકે એક સાથી ને જાન બૂઝ કર ઉસકે માથે મેં એક બડી ઈંટ માર દી, સિર ફટ ગયા, ટપાટપ ખૂન ગિરને લગા. મસોલિની કમજોર નહીં થા. વહ જબ તક ઉસે મારને કે લિયે તૈયાર હુઆ તબ તક વહ લડકા ચંપત હો ગયા. અબ બેચારા ક્યા કરતા! ખૂન સે લથપથ, અંગુલિયોં સે ખૂન પોંછતા હુઆ વહ પિતા કી દુકાન કે સામને જા ખડા હુઆ. રોનીસી બોલી મેં ઉસને સારા હાલ કહ સુનાયા. સારી કહાની સુન કર 'એલી' કો બડા રંજ હુઆ ઔર લાલ પીલી આંખેં કરકે ઉન્હોંને ઉસે દો-ચાર ચાંટે જમાયે. ઉન્હેં ગુસ્સા આયા-મસોલિની કે ડરપોકપને પર! બડે ગર્જ કર બોલે:-જબ તક તુમ ઉસ લડકે સે બદલા લે કર અપના સાહસ ન બતાઓગે તબ તક મૈં ન તુઝસે બોલૂંગા ઔર ન ભોજન કરને દૂંગા. મસોલિની કો બાત લગ ગઇ. હાથ મેં હૉકી કા ડંડા લિયે હી થા, ચલા બદલા લેને.

ખૂન ટપટપ ગિરતા થા; દર્દ ભી હોતા થા. ઉસે તો બદલા લેને કી ધૂન સવાર થી. મૌકે કી બાત હૈ; વહી લડકા મારનેવાલા ખેલ કે 'ગ્રાઉન્ડ' સે લૌટ રહા થા. ઉસે દેખતે હી મસોલિની ઉસ પર શેર કી તરહ ટૂટા ઔર બેતરહ પીટા, ઘાયલ કર દિયા. ઉસે ભી કમ ચોટ નહીં લગી-કપડે લાલ લાલ હો ગયે.

બદલા લે કર વહ પિતા કે પાસ દૌડા આયા ઔર સારી કથા કહ સુનાઇ. સુન કર 'એલી' ફૂલા ન સમાયા. પ્રેમ કે મારે ઉસકી આંખોં સે આંસૂ ટપકને લગે. બેટે કો ઉઠા કર ઉસને ગોદ મેં લગા લિયા ઔર મરહમ-પટ્ટી કર ઉસે બિછૌને મેં લિટા દિયા. ઉસને કહા:-પ્યારે બેટે! આજ સે યાદ કર લો—કભી કિસી સે પીટા કર નહીં આના. જબ તુમ બદલા લે કર આયે, તો મેરી પ્રસન્નતા કી સીમા ન રહી. ભવિષ્ય મેં કભી માર ખા કર ન આના-કુછ પરવાહ નહીં યદિ તુમ્હારી લાશ કો મૈં 'ઉસ સ્થાન' સે ઉઠાને જાઉં.

યહ હૈ વીર બનાને કી સિખાવન!

મસોલિની બડા તીક્ષ્ણ બુદ્ધિવાલા થા; સાથ હી ભરપૂર મિહનતી ભી. વહ પરીક્ષા મેં હમેશાં પ્રથમ શ્રેણી મેં પાસ હોતા થા. સન્ ૧૯૦૬ ઇસ્વી મેં ઇસને અપની સ્કૂલ કી પઢાઇ સમાપ્ત કર લી ઔર પિતા કી સહાયતા કરને લગા. ધૌંકની ધૌંકતે ધૌંકતે ઉસકા જી ઉબ ગયા થા. પઢનેવાલા ભી ખૂબ થા, રાતોરાત ગેરીબાલ્ડી ઔર મેઝિની જૈસે વીરોં કી જીવનિયોં પઢને મેં ઇસકા મન ખૂબ લગતા થા. ઇનકો પઢ કર મન હી મન કહતા થા:-મૈં ક્યા ઐસા નહીં હો સકતા? નહીં, મૈં ભી ઐસે કાર્ય કરૂંગા, જિસસે લોગ મુઝે મરને કે બાદ સ્મરણ કરેં.

વહ લેખક થા; બડા ભારી વક્તા થા. એક બાર સિલિસિથન કૉલેજ કે પ્રિન્સિપલ ને ઉસકે બારે મેં કહા થા:—

'મસોલિની કિસી દિન સંસાર મેં નામ પૈદા કરેગા. આજ ઇટલી મેં વહ એક મહાપુરુષ હૈ; ઉસસે સબ ડરતે હૈં.'

તુમ ભી અપના જીવન ઈસી પ્રકાર ઢાલો ઔર સંસાર મેં મશહૂર બનો. જો બાલક બચપન હી સે બહાદુર ઔર તીવ્ર બુદ્ધિ કા હોતા હૈ, વહ કિસી દિન બડા આદમી જરૂર બનતા હૈ.

સાહસી ઔર વિદ્વાન હી ઊંચા ઉઠેગા!

("મનોરમા"ના એક અંકમાં લેખકઃ-શ્રી. ગૌરીશંકર ચૌધરી)

# ૧૪૩–ઘર્મપાલનની શ્રેષ્ઠ ભૂમિકા કેવી હોય ?

સનાતન ધર્મ તો એકજ છે, શરીરધર્મ ભલે ભિન્ન ભિન્ન હોય; પણ આત્માનો ધર્મ તો એકજ છે. સર્વ કાળ, સર્વ સ્થળે સત્યનું સ્વરૂપ તો એકજ છે અને સત્યનું અણીશુદ્ધ પાલન તે ધર્મ.

ધર્મ કોઇએ ખોળી કાઢયો નથી કે કોઇએ ઉત્પન્ન કર્યો નથી. જડ કે ચેતન કોઈ પણ પદાર્થની કે જીવની ઉત્પત્તિ સાથેજ તેનો ધર્મ સ્વીકારાતો આવે છે. ધર્મ કોઈ એક વ્યક્તિની કે દેશની કે દુનિયાની થાપણ નથી. સર્વ દેશની તે સામાન્ય મિલ્કત છે.

જેના પાલનથી શાશ્વત આનંદસુખ પ્રાપ્ત થાય તે સત્ય. સત્ય ત્રિકાલ–અબાધિત છે અને તેથી અનંત, અવ્યય અને અગાધ છે.

સ્થિતિનું ભાન થતાં વિવેક જન્મે છે, વિવેકના હુતાશમાંથી વૈરાગ્ય જન્મે છે અને વૈરાગ્યમાંથી જ્ઞાન પ્રકટે છે. સત્યનું દર્શન તે જ્ઞાન અને અજ્ઞાનનું જ્ઞાન તે જ્ઞાન.

સત્સંગથી વિવેક જન્મે છે અને સારાસાર પારખનારી શક્તિ જે વિવેક તે અભ્યાસથી આવે છે. સમજપૂર્વક એકનિષ્ઠ ચિંતન તે અભ્યાસ. આવા અભ્યાસમાં ચિત્ત પરોવાઈ રહે ને વિવેકદૃષ્ટિ સાંપડે એ જીવનને ધન્યવાદ છે. શ્રવણ, મનન ને નિદિધ્યાસન માણસને એ ચિંતનમાં પ્રેરે છે.

તમામ ઇંદ્રિયોને વશવર્તી બનાવી એક શુભ કાર્યમાં વાળવી તેનું નામ એકનિષ્ઠા. આવી એકનિષ્ઠાથી જે અનુભવ ગ્રહણ થાય તે શ્રવણ ગુરુનો અનુભવ ગ્રહણ કરવા માટે આવી એકનિષ્ઠા જોઇએ. પછી ગુરુના અનુભવને માર્ગે વળવું ને તેવો અનુભવ કરવો એનું નામ મનન અને નિદિધ્યાસન.

શિષ્ય તૈયાર તો ગુરુ હાજર. અવિનયીનો વિનયી કરે; અવિવેકીનો વિવેકી કરે તે ગુરુ. ગુરુની ઇચ્છા રાખનારે પ્રથમ શિષ્ય બનવું જોઇશે. જગતના તમામ સ્થૂળ–સૂક્ષ્મ પદાર્થોમાં ને પ્રાણીમાત્રમાં નતભાવથી અવલોકવાની દૃષ્ટિ તેણે કેળવવી જોઇશે. જે દ્રષ્ટા છે તેનેજ ગુરુ દેખાય છે. તેવા દ્રષ્ટાને પદે પદે ગુરુનો આદેશ ને ઉપદેશ સંભળાતો થશે. જનમાં કે વનમાં, સ્થૂલમાં કે સૂક્ષ્મમાં સઘળે તેને સર્વવ્યાપક ગુરુદેવની મહાવાણી સંભળાશે, તેના શ્રવણથી તેને વિવેકદૃષ્ટિ સાંપડશે.

વિવેક જન્મતાં માણસ સમજે છે કે, જૂઠું બોલવાથી ઉંડી અસંતોષની ને દુઃખની લાગણી થાય છે અને સત્ય બોલવાથી આનંદ અનુભવાય છે. કોઇને દુઃખ દેવાથી હૃદયમાં ન સમજાય એવી વ્યથા થાય છે અને કોઈનું શુભ કરવાથી અંતર પ્રફુલ્લ રહે છે. આમ વિવેકથી માણસ લાભાલાભ ને જયાજય સમજતાં શીખે છે. અજ્ઞાનને જેમ જેમ તે વધુ ઓળખતો થાય છે, તેમ તેમ જ્ઞાનની વધુ નજીક તે થતો જાય છે. અજ્ઞાનનો અંધકાર હવે તેને સ્પષ્ટ સમજાય છે અને જ્ઞાનના પ્રકાશમાં તેના નેત્રનાં પોપચાં અણુમીંચાયાં રાખતાં તે ટેવાતો જાય છે.

હવે તેને તેની સ્થિતિનું ભાન થાય છે. તે દર્દથી ને વેદનાથી અકળાય છે. અંધો જેમ લાકડી ઠોકતો ભીંત ખોળે, તેમ તે હાંફળો ફાંફળો ચારેગમ નિરાધાર જેમ જોતો હોય છે; નોંધારાના આધારને શરણે જવા તે તલસી રહ્યો હોય છે. હવે તેનામાં વૈરાગ્ય જન્મે છે, રાગદ્વેષ તેને અસર કરી શકતા નથી. માન–અપમાન તેને બાંધી શકતા નથી, સ્તુતિથી તે ફૂલાતો નથી, નિંદાથી તે હીઝરાતો નથી, વિશ્વબંધુત્વની ભાવનાનું મૂર્તિમંત સ્વરૂપ તે બની રહે છે. જગતમાં તે રહે છે પણ જગતનો મેલ એને સ્પર્શ કરી શકતો નથી. તે કર્મ કરે છે, પણ તેના ફળની તેને તૃષ્ણા રહી નથી. હવે કર્મ એને બંધનકર્તા રહ્યાં નથી. સિદ્ધિ કે રિદ્ધિની તેને પરવા નથી. મનથી, વચનથી કે કર્મથી તે પવિત્ર ને એકનિષ્ઠ છે. તેનાં કર્મ ને તેની વાણી તેના આત્માની વિશાળતાનું પ્રતબિંબ છે. તેને ભાઈ નથી, બહેન નથી, સગાં નથી, સહોદર નથી; છતાંય આખું વિશ્વ તેનું કુટુંબ છે. તેને પોતાની કાંઇ મિલ્કત નથી. સર્વ પાપથી તે વેગળો છે, દુરાચારથી તે દૂર છે, અજ્ઞાનમાં હવે એ અટવાય એમ નથી, બંધનમાં એ બંધાય તેમ નથી. હવે તે સ્થિતપ્રજ્ઞ છે, હવે તે જ્ઞાની છે, હવે તે સ્વતંત્ર છે.

સમસ્ત દુનિયાપ્રત્યે એને પ્રેમ છે, એ પ્રેમી છે. વનનાં ઝાડ ને પહાડના પથ્થર એના

મિત્રો છે. પશુ, પક્ષીઓ ને માણસો એના દોસ્તો છે. એ સૌપર વહાલ રાખે છે ને સૌ એના પર વહાલ રાખતાં શીખે છે. એને કોઇની સાથે વેર નથી, કોઇને એ ધિક્કારતો નથી, કોઇને એ મારતો નથી, કોઇને એ નિંદતો નથી. એ પરમ અહિંસક છે, પરમ સત્યવાદી છે, દુનિયાના દંભની એના પર અસર નથી. એ નિર્લેપ છે, નિર્મમ છે, નિરહંકારી અને નિર્ભય છે. એ કોઇને દુઃખ નથી દેતો અને એટલે એ પરમસુખી છે, એ કોઇનું પડાવી લેવા ઇચ્છા નથી કરતો અને એટલે એ પરમ સંતોષી છે, એ કોઈના દોષ જોવા નથી બેસતો અને એટલે એ પરમ પવિત્ર છે. પ્રેમભરી એની દૃષ્ટિ છે, શ્રદ્ધાભરપૂર એની વાણી છે, તપ એ એનું જીવન છે.

એના શબ્દે શબ્દમાંથી ભક્તિનું માધુર્ય ઝરે છે, આખું વાતાવરણ એના નાદથી શાન્તિ અનુભવે છે. એ એવો શાન્તિપ્રચારક છે. અસત્ય એનાથી દૂર નાસે છે, અજ્ઞાન એની આગળ ડોકાતું નથી. એ મહાજ્ઞાની છે, ભકત છે, તપસ્વી છે, એ જમે છે અને તોય એ સદાનો ઉપવાસી છે. એ કર્મ કરે છે અને તોય એ સદાનો ત્યાગી છે. એ શ્વાસ લે છે અને તોય એ સદાનો અહિંસક છે. એ દેહધારી છે અને તોય એ વિદેહી છે. જીવવાનો એને મોહ નથી અને મૃત્યુની એને ઉતાવળ નથી. મુકત તો એ છેજ અને જગતની મુક્તિ કાજે એ મથે છે. જગતની એ સેવા કરે છે, પણ જગતની પાસેથી એ સેવાની આશા રાખતો નથી. અતિ દૈન્યથી એ રહે છે, પણ વૈભવની એને તૃષ્ણા નથી. સૌ પર એ દયા રાખે છે, પણ કોઇની દયાની એને પરવા નથી.

દુનિયા એની આગળ માથું નમાવતી આવે છે, પિપાસુઓ એને ચરણે જ્ઞાન પીવા આવે છે, દુઃખિયાં આશ્વાસન કાજે આવે છે, ભકતો સત્સંગ કાજે આવે છે. એનાં વચનામૃતથી અનાથને માતાપિતાની હૂંફ મળતી લાગે છે, રીબાયલાંને મુક્તિ મળતી લાગે છે, ઘવાયલાને રૂઝ વળતી લાગે છે, કોઈ એની વાણીમાં શાન્તિ શોધે છે, કોઈ શરણ શોધે છે ને કોઇ ભવિષ્ય ખોળે છે. દુનિયા આખીને માટે એનાં દ્વાર ખુલ્લાં છે, દુનિયા આખીને માટે એનું જીવન પ્રેરક છે, દુનિયા આખીને માટે એનો જન્મ સાર્થક છે.

એ પુણ્યશ્લોક સત્યનો અણીશુદ્ધ પાલક ધર્મરાજ ભક્તિભાવભીનાં એનાં લોચન, પ્રેમભાવ-ભીનું એનું હૃદય, દયાભાવભીની એની વાણી.

ધર્મપાલનની આ ઉંચામાં ઉંચી ભૂમિકા છે. આપણું તે ધ્યેય હો, આપણા સૌ પ્રયત્નો તે દિશાએ હો, આપણી ગતિ પ્રગતિ હો, તેવા ધર્મરાજના ચરણમાં આપણા કોટિ કોટિ પ્રણામ હો. ૐ તત્સત્. (ફેબ્રુઆરી ૧૯૨૯ના "સાહિત્ય"માં લખનારઃ-શ્રી રમણલાલ પી. સોની)

## १४४–एक अंग्रेजनो संन्यास

શ્રીયુત રોનાલ્ડ નિક્સન બનારસ યુનિવર્સિટીમાં અંગ્રેજીના પ્રૉફેસર હતા. હવે નિક્સન સાહેબે વૈરાગ્ય લઈ પોતાનું નામ 'વેરાગી' રાખ્યું છે. હવે એ ભગવાં વસ્ત્ર ધારણ કરી, ગળામાં કંઠી-માળા ધારણ કરી, વૈષ્ણવ તિલક લગાવી રાતદિવસ આનંદકંદ વ્રજચંદ્ર શ્રીકૃષ્ણના ભજનમાં લીન રહે છે. બનારસ મૂકી દઇ એમણે અલમોરામાં પોતાનો નિવાસ રાખ્યો છે. પ્રભુ દરેક અંગ્રેજને આવીજ સન્મતિ આપે. તથાસ્તુ.

(તા-૨૮-૧૦-૧૯૨૮ ના "હિંદુ" માંથી)

# ૧૪૫–महाराजा अशोक अने भिक्षुनो संवाद

× × × × ×
× × × × ×

પટણા શહેરથી ગંગાને સામે કિનારે બહુ મોટું મેદાન છે. હાલમાં તેને હરિહરક્ષેત્ર કહે છે. પહેલાં કોઇ સમયે ત્યાં જંગલ હતું, એ જંગલમાં બે મનુષ્ય વાતચીત કરી રહ્યા છે. તેમાંના એકે શિકારીનાં કપડાં પહેર્યાં છે. તેને ખભે ધનુષ્ય છે અને કમ્મરે તલવાર લટકે છે. તેના અંગે અંગમાં વીરતા દેખાઇ આવે છે, એવો એ બહાદૂર યુવાન છે. બીજો ભગવાં વસ્ત્ર સજેલો વૃદ્ધ મનુષ્ય છે. વૃદ્ધ હોવા છતાં તેના મુખની કાંતિ શાંતિમય છે. બગલમાં એક ઘાયલ પક્ષી છે અને પાસેજ એક ઘવાયેલું હરણનું બચ્ચું ઉભું છે. તેના તરફ તે એકાગ્રચિત્તે જોઇ રહ્યો છે. એ બંનેની વાતચીત સાંભળોઃ—

શિકારીઃ—ઓ વૃદ્ધ! તું કોણ છે, ક્યાં રહે છે અને આ શું કરે છે?

વૃદ્ધઃ—હું ભિક્ષુ છું, ગુરુને નામે મેં સર્વ પ્રાણીઓની સેવા કરવાનું વ્રત લીધું છે, અહીંથી અર્ધા માઇલ ઉપર વિહારસ્થાન છે ત્યાં રહું છું.

શિકારીઃ—કહે જોઇએ કે, આ પક્ષીને તેં બગલમાં દબાવેલું છે અને આ હરણના બચ્ચા પ્રત્યે તું ધ્યાનપૂર્વક જોઈ રહ્યો છે, એમાં તારો શો ઉદ્દેશ છે?

ભિક્ષુઃ—બેટા! જે કંઇ કહેવાનું હતું તે કહી દીધું! શું મારે હજી કંઇ વધારે કહેવાની જરૂર છે? સાંભળ. બુદ્ધદેવની આજ્ઞા છે કે, સર્વ પ્રાણીઓની રક્ષા કરો! બુદ્ધદેવના સઘળા શિષ્યો એજ વ્રત લે છે. આ પક્ષી કોઇના બાણથી ઘાયલ થયું છે અને આ હરણનું બચ્ચું પણ એજ પ્રકારે ઘવાયેલું છે. પ્રાતઃકાળનું નિત્યકર્મ પરવારીને હું અહીં ટહેલતો હતો, ઘાયલ પક્ષી આવીને મારા પગે ભીડાઇ ગયું, મેં એને ખોળામાં લીધું અને આશ્વાસન આપતો હતો; એટલામાંજ હરણનું બચ્ચું મારી પાસે લંગડાતું લંગડાતું આવીને આળોટવા લાગ્યું. મેં તેનો ઘા સાફ કર્યો અને કપડું ફાડીને ઘા ઉપર બાંધ્યું. આથી લોહી નીકળતું બંધ થઇ ગયું છે. હવે હું વિચાર કરૂં છું કે, આને હું વિહારસ્થાને શી રીતે લઇ જાઉં અને ત્યાં તેની દવાદારૂ કરીને જંગલમાં છુટું મૂકી દઉં? વિહારસ્થાન અહીંથી થોડે દૂર છે. હું વૃદ્ધ છું અને વિચારૂં છું કે, આ બચ્ચાને દુઃખ ન થાય તેમ કેવી રીતે ઉપાડું અને વિહારસ્થાને જલદી પહોંચું? બીજો કોઇ ભિક્ષુ આજુબાજુમાં દેખાતો નથી એટલે વિચાર કરી રહ્યો છું.

શિકારીઃ—પાખંડી સાધુ! આ બધી તારી પ્રપંચી વાતો છે. તું એમનું માંસ ખાવા ઇચ્છે છે, તેથી તેને ઉપાડી જાય છે! સાંભળ, એ બન્ને મારાં બાણથી ઘાયલ થયેલાં છે. મેંજ તેમને મારેલાં છે. તેમના ઉપર મારો અધિકાર છે, તારો અધિકાર કંઇજ નથી! બીજાના માલને તું દબાવવા માગે છે, એવું બની શકશે નહિ. એમને અહીંજ મૂકી દે અને સીધો તારે માર્ગે ચાલ્યો જા.

ભિક્ષુઃ—(શિકારી તરફ જોઇને) ક્ષત્રિ! આર્યધર્મના ભિક્ષુને આવાં દુર્વચન કહીને કોઇએ અપમાન કર્યું નથી. મને લાગે છે કે તું ધર્મને જાણતો નથી, અથવા તો તેં આજસુધીમાં ભગવાન બુદ્ધનું નામ સાંભળ્યું નથી કે જેમણે જગતના કલ્યાણને માટે પોતાનું રાજપાટ ત્યજી દીધું, સંસારને સર્વ ક્લેશોથી મુક્ત કર્યું અને નિર્વાણનો માર્ગ દેખાડ્યો. તેમના શિષ્ય શાક્યમુનિનું નામ પણ તેં સાંભળ્યું નથી. ઠીક, હવે હું તને અમારા ગુરુની આજ્ઞા કહું છુંઃ—

**દુઃખીઓને મદદ કરો.**
**રોગીઓને દવા આપો.**
**અજ્ઞાનીઓને વિદ્યા આપો.**
**ભૂખ્યાંને અન્ન આપો.**
**તરસ્યાંને પાણી આપો.**
**નાગાંને વસ્ત્ર આપો.**

અમે ભિક્ષુ બનીને અમારી શક્તિ પ્રમાણે આ ધર્મનું પાલન કરીએ છીએ. હે ક્ષત્રિ! તેં વગર સમજ્યે મને આ દુર્વચનો કહ્યાં છે તેથી મને ખોટું લાગ્યું નથી. સૌ પોતપોતાની સમજણ પ્રમાણે વર્તે છે. તું મને ફાવે તો બીજી પણ વધારે ગાળો ભાંડી લે, મને શરીરનો મોહ નથી. આ તો મને સાધુ સમજીને મારે શરણે આવ્યાં છે. શરીર પડે તો ભલે, પણ અમારે શરણે આવેલાંને અમે જીવતા છતાં સોંપી દેતા નથી! અત્યારે મને ધર્મપાલનનો જે રૂડો અવસર મળ્યો છે, તેમાંથી મને વંચિત રાખવો એ તને ઘટતું નથી.

ક્ષત્રીઃ-(સ્વગત) અહો! મેં તો આવો સાધુ આજસુધીમાં પણ જોયો નથી તેમ આવી વાતો પણ સાંભળી નથી; પરંતુ મને આ સાધુનો વિશ્વાસ આવતો નથી. એના સ્થાનમાં જઇને સત્યાસત્યની ખાત્રી કરવી જોઇએ! (પ્રત્યક્ષ) ઠીક, હું આ ઘાયલ હરણને મારી પીઠ ઉપર ઉઠાવું છું. ચાલો, તેને વિહારસ્થાનસુધી પહોંચાડી જાઉં!

ભિક્ષુઃ-નહિ, તારી દાનત કેવી છે તે હું જાણું છું. તું અધર્મી છે, અધર્મને લીધેજ તને મારો વિશ્વાસ નથી. તું મારી સાથે ભલે આવ; પરંતુ આ પ્રાણીઓને હાથ ન લગાવ! તેઓ તારા ઉપર તિરસ્કાર વર્ષાવે છે અને તારા શરીરની ગંધ પણ તેમને સારી લાગતી નથી, તારા સ્પર્શથી તેમને દુઃખજ થશે! હા, તું એટલું કર કે, હરણને ઉઠાવીને મારી પીઠ ઉપર રાખ અને તેને કપડાથી બરાબર બાંધી દે!

ક્ષત્રી હરણને હાથ અડકાડે છે, અત્યારસુધી તો હરણ આરામથી ભિક્ષુની પાસે પડયું હતું; પરંતુ તેનો હાથ અડતાંજ તે ચીસો પાડે છે, પક્ષી પણ ગભરાઇને ડચકાં ખાવા લાગે છે.

ભિક્ષુઃ—ક્ષત્રિ! તું જોતો નથી કે, તેમને તારા ઉપર તિરસ્કાર છે, તેઓ તારાથી ડરે છે? જો, મને કેવાં ચોંટી જાય છે! જો કે મારી પાસે આવ્યાં તેમને અર્ધી ઘડી તો થઈ નથી!

ક્ષત્રીઃ-વાહ! એ તો બધી કહેવાની વાતો છે, પશુઓમાં આવી બુદ્ધિ કયાંથી આવી?

ભિક્ષુઃ-ક્ષત્રિ! તું હજુ પણ ધર્મને જાણતો નથી. પશુ, પક્ષી, વૃક્ષ વગેરે કોઈપણ પ્રેરણા-રહિત નથી! જેવું જેમનું શરીર છે, તેજ પ્રમાણે તેમનામાં બુદ્ધિ પણ છે. તેં જોયું હશે કે, જ્યારે કસાઈ કે મચ્છીમાર શેરીમાંથી પસાર થતો હોય છે ત્યારે કુતરાં તેમજ બીજાં પક્ષીઓ પણ તેમને જોઇને કારમી ચીસો પાડે છે. સાધુઓને જોઇને તેઓ એવું નથી કરતાં! ભયાનક જંગલનાં પશુઓ પણ નવા સાધુને જોઇને પોતાની પૂંછડી પટપટાવતાં તેની પાસે આવે છે. તેમને હિંસક અને અહિંસકની ઓળખ હોય છે. હિંસકને જોઇને તેઓ દૂર નાસી જાય છે. વૃક્ષો પણ પ્રેમદૃષ્ટિએ જોવાથી પ્રસન્ન થાય છે. અમારો ધર્મ અહિંસા છે. "**अहिंसा परमो धर्मः**" એ બુદ્ધદેવનું વચન છે.

ક્ષત્રી આશ્ચર્ય પામે છે, સાધુની નિર્ભયતા અને પ્રેમનો તેના ઉપર અજબ પ્રભાવ પડેલો દેખાય છે. તે શાંતપણે ઉભો છે અને સાધુ તેની મદદ માગે તેનીજ રાહ જોઈ રહ્યો છે. સાધુ પણ તેની સાથે બોલતો નથી. હરણાને પોતેજ પોતાની પીઠ ઉપર લાદી લઇને તથા પક્ષીને બગલમાં ઘાલીને તે વિહારસ્થાન તરફ જાય છે. ક્ષત્રી પણ તેની પાછળ પાછળ જાય છે. ચાલો, પાઠક! અમારી પાછળ આપ પણ ચાલ્યા આવો. જુઓ! સામેજ વિહારસ્થાન દેખાય છે, કેટલાક જુવાન ભિક્ષુઓ વૃદ્ધ ભિક્ષુને જોઇને દોડતા આવી રહ્યા છે. એકે હરણને વૃદ્ધની પીઠ ઉપરથી ઉતારી પોતે ઉઠાવી લીધું છે અને સૌ ચૂપચાપ વિહારસ્થાન તરફ જાય છે!

ઓહો! વિહારસ્થાન શું છે? એ તો નવી દુનિયા છે! આપે પહેલાં કદી પણ નહિ જોઈ હોય! જુઓ, ચારે બાજુ પાકી ઓરડીઓ બંધાયેલી છે; પશુ-પક્ષીઓ સ્થળે સ્થળે નિર્ભયપણે ઘૂમી રહ્યાં છે. અહીં રકતપિત્તિયાં અને કોઢીયાંની દવા ચાલે છે. ભિક્ષુ જાતેજ તેમના ઘાને ધોઈ મલમપટ્ટી લગાડે છે; અહીં રોગીઓને દવા અપાય છે. પેલાં પક્ષીઓના ઘા ઉપર પાટા બંધાઈ ચૂકયા છે અને તેઓ વૃક્ષો ઉપર બેઠાં છે. અહીં ગાય, ભેંસ, બકરી, હરણાં વગેરેની દવા થાય છે. આ મેદાનમાં પાટા બાંધેલાં પશુઓ આરામથી બેઠેલાં છે. કેટલાંક હરેફરે છે અને

કેટલાંક વાગોળતાં દેખાય છે. જુઓ ! આ પાઠશાળા છે, વિદ્યાર્થીઓ ભણી રહ્યા છે અને અધ્યાપકો બહુ પ્રેમથી ભણાવી રહ્યા છે ! અહીં મત-મતાંતરો ઉપર શાસ્ત્રાર્થ ચાલી રહ્યો છે. આ ઓરડામાં કચેરી બેઠી છે. શહેરના લોકો પોતાના ઝગડા અને મુકર્દમાના ફેંસલા કરાવવા અહીં આવે છે! ન્યાયપૂર્વક ન્યાય કરાય છે! રાજાને ત્યાંના કરતાં પણ અહીં વધારે ભીડ છે ! વિહારસ્થાન શું છે? સાચેજ ધાર્મિક જગત છે! કેટલું લાંબુ-પહોળું સુશોભિત સ્થાન છે, વચ્ચે કેટલાંય વીઘાંનું પાકું સરોવર છે, કિનારા ઉપર સુંદર વેલબુટ્ટા શોભી રહ્યા છે! આ ભિક્ષુઓ હાથમાં હથોડા લઇને મૂર્તિઓ ઘડી રહ્યા છે! સૌનાં મુખ પ્રસન્ન છે! વિહારસ્થાન દોઢ-બે માઇલથી ઓછું લાંબુપહોળું નથી, હજારો સાધુઓ અહીં રહે છે. વિહારસ્થાન એટલે જાણે એક સારૂં જેવું ગામજ છે!

જુઓ ! આ એજ ભિક્ષુ કે જેમને આપણે જંગલમાં જોયા હતા, તેઓ ગરમ પાણીથી હરણ અને પક્ષીના ઘા ધુવે છે. બંનેના ઘાને મલમપટ્ટા બાંધીને હવે તેમને વિહારમાં છૂટાં મૂકયાં છે. બંને વૃક્ષની છાયામાં આરામથી બેસી ગયાં છે અને પોતાના ઉપકારકપ્રત્યે પ્રેમદષ્ટિથી જોઇ રહ્યાં છે. બીજાં પણ કેટલાંયે પક્ષી તે ભિક્ષુની પાસે ચીંચીં કરતાં આવી પહોંચ્યાં છે. ભિક્ષુ પ્રેમપૂર્વક તેમને પંપાળે છે ! દવા અપાઇ ગઇ છે ! જુઓ, કોઈ ભિક્ષુ પશુઓને ઘાસ નીરે છે, તો કોઈ દાણા ખવડાવે છે ! આ બૌદ્ધ સાધુઓ સંપૂર્ણ અહિંસક છે, તેઓ નથી તો કોઇથી ડરતા કે નથી કોઇ તેમનાથી ડરતું. ભગવાને ગીતામાં કહેલા "જ્ઞાનીને કોઇનો ભય હોતો નથી, તેમ જ્ઞાનીથી કોઇને ભય થતો નથી" આ વચનનો અહીં પ્રત્યક્ષ અનુભવ મળે છે! જંગલમાં જોયેલો પેલો ક્ષત્રી ભિક્ષુઓનાં કાર્યોપ્રત્યે આશ્ચર્યદષ્ટિથી જોઈ રહ્યો છે! ભિક્ષુ પોતાના કામકાજમાં હજુસુધી લાગ્યો રહ્યો હતો એટલે ક્ષત્રી તરફ તેનું ધ્યાન નહોતું. હવે તે કામકાજથી નિવૃત્ત થતાં તેની દષ્ટ પેલા ક્ષત્રી તરફ જાય છે, તે હસીને કહે છે:—

ભિક્ષુઃ—ક્ષત્રિ ! કેમ, તને મારી વાતનો વિશ્વાસ આવ્યો ? અમે બુદ્ધ ભગવાનના દાસ અને ચરાચર(જડ-ચેતન સર્વ)ના સેવક છીએ. અમારાથી બને છે ત્યાંસુધી અમે ભગવાન બુદ્ધે નિષેધેલું કોઇ પણ કાર્ય કરતા નથી.

એક બીજો ભિક્ષુ આવીને આ ભિક્ષુના કાનમાં કંઇક કહે છે, ભિક્ષુ હસીને ઉભો થઇને કહે છે.

ભિક્ષુઃ—અહો ! મહારાજ અશોક! મેં તો અત્યારસુધી આપને ક્ષત્રીના નામથી બોલાવ્યા છે, હું જાણતો નહોતો. આપનો જય હો ! અમ ભિક્ષુઓને રાજદરબારમાં જવાની જરૂર હોતી નથી, તેથી અમે દેશના રાજાને ઓળખતા નથી. આપ જુઓ છો કે, અમે તન, મન અને વચનથી આપના રાજ્યની સેવા કરી રહ્યા છીએ. જુઓ, આ છોકરાઓ રાજધાનીમાંથી અમારી પાસે ભણવા આવ્યા છે, તેમને અહીં ધર્મનું શિક્ષણ મળે છે, તેઓ સાચા દેશભકતો થશે. જુઓ, આ લડાઈ કે ટંટો-ફિસાદ કરનારાઓ સાધુઓના ન્યાયથી જેવા રાજી થાય છે તેવા ન્યાયાધીશના ન્યાયથી રાજી થતા નથી. ચિકિત્સા વગેરે કરવું એ પણ એક લોકોપયોગી કાર્યજ છે. એ બધું કામ અમે કંઇપણ બદલો લીધા સિવાય કરીએ છીએ. જેઓ અમારી પાસે ધર્મનો ઉપદેશ લેવા આવે છે, તેમને અમે ધર્મનું શિક્ષણ આપીએ છીએ. હે રાજન્! આપનો જય હો! અમે સૌ ભિક્ષુઓ આપને આશીર્વાદ આપીએ છીએ કે, આપનું રાજ્ય એ ધર્મરાજ્ય હો. આપના રાજ્યમાં પ્રજા રામરાજ્યને પણ ભૂલી જાઓ. તથાસ્તુ !

અશોકઃ—ભગવન્! મેં આપને પ્રપંચી અને કપટી કહ્યા હતા, એ વચનો મારા મુખે ભૂલથી નીકળી ગયાં છે, મને આપ ક્ષમા કરશો ?

ભિક્ષુઃ—(હસીને) રાજન્ ! આપે તો એ વચનો ભૂલમાં કહ્યાં હતાં, પણ અમને કોઇ જાણીબુઝીને ગાળો ભાંડે કે દુર્વચન કહે તો પણ તેને અમે ક્ષમા આપીએ છીએ. જેઓ અમારી સાથે ખરાબ વર્તન રાખે છે તેની સાથે પણ અમે ભલાઇથીજ વર્તીએ છીએ. જે અમારા ઉપર વૈર રાખે છે, તેના ઉપર પણ અમે પ્રેમજ રાખીએ છીએ, જે અમને મારવા માટે લાત ઉગામે છે, તેના પગોમાંથી અમે કાંટા કાઢીએ છીએ અને જેઓ અમને ધપ્પા મારે છે, તેમના ઉપર અમે પ્રેમપૂર્વક હાથ ફેરવીએ છીએ; કેમકે એ પણ અમારો ધર્મ છે. ભગવાન બુદ્ધની આજ્ઞા છે કે "સંસારના પ્રાણીમાત્ર

ઉપર પ્રેમ કરો, તેમના અપરાધ જુઓ નહિ! તેઓ અજ્ઞાની છે, અજ્ઞાનીનું અજ્ઞાનજ એની જડતાનું કારણ છે. જ્ઞાનીને સૌ આત્મવત્ છે. અમે તેમના ઉપર વેર શી રીતે રાખી શકીએ? ધમ્મપદ ગ્રંથમાં બુદ્ધદેવ કહે છે કે "જેમ ભાગ્યાતૂટયા છાપરામાંથી પાણી ટપકયા કરે છે, તેમજ અજ્ઞાનીઓના અંતરમાંથી અશુદ્ધ અને હાનિકારક સંકલ્પો નીકળ્યા કરે છે; અને જેમ સારા છાપરા ઉપરથી પાણી વહી જાય છે અને ટપકતું નથી, તેમજ જ્ઞાનીઓ ઉપર થયેલો ક્રોધ તેમના ચિત્તમાં ટકી શકતો નથી અને તેમને નુકસાન કરી શકતો નથી." બીજે સ્થળે સદ્‌ગુરુજી કહે છે કે "જે ધર્મને જાણે છે, તેજ ધાર્મિક છે; જેનામાં વેર, અજ્ઞાન, દ્વેષ અને ઈર્ષ્યા નથી, તેજ બુદ્ધનો શિષ્ય અને બુદ્ધધર્મનો ભિક્ષુ છે." એક અન્ય સ્થાને કહ્યું છે કે "જેનામાં ક્રોધ નથી તેનેજ શાંતિની નિદ્રા આવે છે. જેણે ક્રોધને રજા આપી છે તેના તરફ તો દુ:ખ બિચારૂં નજર પણ કરતું નથી." એક આ વચન પણ છે કે "ક્રોધને જીતવા જેવું બીજું કોઇ કામ નથી. ક્રોધથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તે ક્રોધાગ્નિ ક્રોધ કરનારને પ્રત્યક્ષ અગ્નિની પેઠે બાળ્યા કરે છે. જે તિરસ્કારના બદલામાં તિરસ્કાર કરે છે, તેને શાંતિ પ્રાપ્ત થતી નથી; પણ જે તિરસ્કારના બદલામાં પ્રેમ વર્ષાવે છે, તેજ શાંતિ પામે છે. આજ સાચો ધર્મ છે. વિજય કરવાથી પણ ઘૃણા ઉપજે છે; કેમકે પરાજિતને દુ:ખ થાય છે. જેણે ને જય પરાજય બંનેનો ત્યાગ કર્યો છે, તેજ સુખી અને શાંત છે." ધમ્મપદમાં લખ્યું છે કે, કોઇની સાથે તુંકારાથી ન બોલો; કેમકે તે પણ તમને તુંકારો કરશે; આથી દુ:ખ થશે! ભગવાન એક પ્રસંગે કહે છે કે "જ્ઞાની એજ છે કે જેણે મન, વચન અને શરીરને વશ રાખ્યાં છે!" હે રાજન્! આપનાં વચનોનો ખ્યાલ પણ મને રહ્યો છે કે નહિ તે આપ પોતેજ સમજી લેજો. સાંભળો—

**ખોદખાદ ધરતી સહે, કાંટા કૂટી વૃક્ષ; કુટિલ વચન સાધુ સહે, સમદર્શી નિર્પક્ષ.**

અમે બધા ધર્મના સેવક છીએ; અમારો અનાદર ભલે કોઇ કરે, અમે કોઇનો અનાદર કરતા નથી. એવું કરીએ તો અમને આર્યભિક્ષુ કોણ કહે? અમે ભગવાન બુદ્ધના શિષ્ય શી રીતે કહેવાઇએ?

ભિક્ષુનાં ચિત્તાકર્ષક વચન અને શિક્ષાપ્રદ હિતકર વાણી સાંભળીને અશોકનું હૃદય પ્રેમથી ભરાઈ આવ્યું. પ્રેમપ્રવાહ તેનાં નેત્રોમાંથી બહાર નીકળી રહ્યો છે. તેની નમેલી આંખોમાંથી આંસુ ટપકી રહ્યાં છે. હાથ જોડીને તે ભિક્ષુઓ પાસે જવાની રજા માગે છે. રાજા મહેલે જઇને આખો દિવસ આજના દૃશ્ય ઉપર વિચાર કરી કરીને રાત પડતાં પલંગપર સુઇ રહ્યો છે; અર્ધી રાત વીતી ગઈ છે; વિચારમાં ને વિચારમાં હવે નિદ્રા આવી ગઈ છે. પછી સવાર થતાંજ તે વિચાર કરે છે:-

"ઓહો! કાલે મેં કેવું ઉત્તમ સાચા ધર્મનું દૃશ્ય જોયું હતું! હજીસુધી મેં કોઈ પણ ધર્મ સ્વીકાર્યો નથી. મારે કોઇ પણ ધર્મનો અવશ્ય આશ્રય લેવો જોઇએ. પેલા ભિક્ષુઓનો ધર્મ કેવો જીવતો જાગતો ધર્મ છે! ક્ષણભરમાં તેનું હૃદય પલટાઇ જાય છે. આર્યધર્મના સાચા ભિક્ષુઓ નિ:સંદેહ ધર્મની જીવતી જાગતી મૂર્તિ છે! તેમનું જીવનજ ધર્મરૂપ છે; તેમનો ધર્મ માત્ર ગ્રંથોમાંજ મૂકી રાખેલો નથી, પરંતુ તેમનાં શરીર, મન, બુદ્ધિ, વાણી અને કર્મ એ બધાંજ ધર્મસ્વરૂપ બની રહેલાં છે. વાદ-વિવાદવાળા ધર્મથી કંઇજ લાભ નથી. તેનાથી તો ઉલટી અશાંતિજ થાય છે.

આમ વિચાર કરીને પછી રાજા અશોક ભિક્ષુઓનો શિષ્ય બન્યો. તેણે ન્યાયપૂર્વક રાજ્ય કર્યું. તેના રાજ્યમાં વાઘ ને બકરી એક આરે પાણી પીતાં હતાં. પુત્રો માતાપિતાની સેવા કરતા હતા અને સ્ત્રીઓ પતિ ઉપર પ્રેમ રાખતી. જેટલા મઠ હતા તે બધાય ઔષધાલય, વિદ્યાલય અને ન્યાયાલયરૂપ બની ગયા હતા. ભિક્ષુઓ પૂરી નિષ્કામતાથી (પાઇ પણ લીધા સિવાય) શિક્ષણ આપતા, દવા આપતા અને ન્યાય કરતા હતા! વધારે શું કહીએ? અશોકનો સમય ઇતિહાસનો સુવર્ણ-સમય હતો અને સંસારી, વિષયાસક્ત અને રાગદ્વેષવાળા મનુષ્યોની દૃષ્ટિ ફેરવી દઇને તેમને સમદર્શી બનાવવાનો સમય હતો!

× × × ×

('ભક્તિ' માસિકમાંના શ્રી. ભોલે બાબાના લેખમાંથી અનુવાદિત)

# ૧૪૬—નવજુવાનોનો જીવનધર્મ

**કુમારોની મૈત્રી** હું ઝંખું છું. જુવાનોનો હું આશક છું. તેમના પ્રતિ હું શ્રદ્ધાની નજરે જોઉં છું. આવતી કાલની પ્રજાનું વિધાન પરિષદો અને ધારાસભાઓના કાગળીયા ઠરાવોદ્વારા નહિ, પણ આજના યુવકોના મક્કમ, મુંગા, મરણીયા નિશ્ચયદ્વારા થઇ રહ્યું છે. સૉક્રેટિસના, એ યોગીના શિષ્યોએ એવાં નવબળો સર્જ્યાં કે જેણે યૂરોપમાં નવવિચાર અને નવજીવનનું ઘડતર કર્યું. મુસોલિની અને એના શ્યામ ઝબ્બકે નૂતન સંગઠિત ઇટાલીને જન્માવવા આ પૃથ્વીની ક્ષિતિજ ઉપર દેખાયા, તે પહેલાં ઇટાલિયન પ્રજાને પુનર્જીવન આપનારા મેઝિની અને ગેરિબાલ્ડીના ઝંડા નીચે એકત્ર થનાર જુવાનો હતા.... બુદ્ધ અને શંકર, એ બન્ને પુરુષવરોએ જ્યારે જગદ્-વિજય આરંભ્યો ત્યારે પણ યુવકોજ હતા. બન્નેએ ભારતવર્ષમાં નવપ્રાણ પ્રકટાવ્યા. જુવાનોજ સમાજ પ્રજા અને રાષ્ટ્રોના તારણહાર બન્યા છે.

× × ×

**નવસર્જન-પુનરૂત્થાન**—નહિ કે અનુકરણ એ આજના ભારતીય યુવકનું કર્તવ્ય છે. ... રશિયાની યુવક-પ્રવૃત્તિમાં રશિયન યુવકની વિચારક્રાન્તિને સૌથી મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે. યુવાન રશિયા અર્વાચીન બળોનાં મૂલ બરાબર મૂલવી જાણે છે. કાળ કૂચકદમ ધસ્યો જાય છે. ભારતના જુવાનો! તમારે કાળની ગતિની સાથે હોડ ખેલવી પડશે; નહિ તો તમે ભરતીના ઓવાળની પેઠે કાંઠે ફેંકાઇ જશો—કોહી જશો અને નાશ પામશો....રશિયા, તેના જીવનના પુનર્વિધાનમાં—પુનર્વિધાનના પ્રત્યેક ક્ષેત્રમાં—નારીને બહુ મહિમાવંતું સ્થાન આપે છે. અને જ્યાંસુધી હિંદી નારી પ્રજાના જીવનમાં એવું માનવંતું પદ નહિ પામે, ત્યાંસુધી હિંદુસ્થાનની શક્તિ રમણે નહિ ચઢી શકે.

× × ×

**મુસોલિનીએ માંડેલી** યુવક-પ્રવૃત્તિએ ઇટાલીમાં કોઇ અજબ ચેતના મૂકી છે. જગતના સમર્થમાં સમર્થ કાર્યવીરોના સમોવડ નરતરીકે હું મુસોલિનીની કિંમત આંકુ છું. મુસોલિનીની જીવનકથા અદ્‌ભુત છે. લુહારનો છોકરો મહેતાજી બન્યો, અખબારનવેશ બન્યો, દેશપારી મેળવીને પરદેશમાં ભટકયો, ઇંટો પાડનાર શ્રમજીવીતરીકે સ્વીટઝરલાંડમાં ગુજારો કર્યો. મુસોલિની મહાયુદ્ધમાં લડયો, તેનાં સ્વપ્નોના ચૂરેચૂરા થઇ ગયા; મુસોલિનીની આંખો ઉઘડી ગઇ; પણ મુસોલિની નિરાશ ન થયો. મુસોલિનીએ યુવકોને એકત્ર કર્યા, તેમનો સંઘ યોજ્યો, તેમને ભાવના અને મહેચ્છા અર્પી; અને આજનું નૂતન ઇટાલી જગતને આંજી રહ્યું.

× × ×

**જર્મનીની યુવક-પ્રવૃત્તિ** એ યૂરોપની સર્વથી વધારે વિખ્યાત યુવક-પ્રવૃત્તિ છે. સમાજના શિષ્ટાચારો અને બંધનો તોડીને સ્વાધીનતાની ખુશબોદાર હવાના શ્વાસ લેવા અધીર બનેલા એક યુવકે એ પ્રવૃત્તિને જન્મ આપ્યો. એ પ્રવૃત્તિનું નામ વોન્ડેર વોઘેલ—ભટકતાં પંખેરૂ! કેવું સુંદર નામ! અને એ યાદ રાખજો કે, બર્લીનના એક છઠ્ઠા ધોરણમાં ભણતા કાર્લ ફીશર નામના નાના વિદ્યાર્થીએ આ 'ભટકતા પંખેરૂ'ની પ્રવૃત્તિ આરંભી. એને લાગ્યું કે, એની શાળા તો કારાગાર છે. એને જંગલોમાં અને ગામસીમોમાં નિર્બંધ રઝળાટની ઝંખના જાગી અને 'ભટકતાં પંખેરૂ' જર્મનીના પ્રત્યેક ભાગમાં નીકળી પડયાં.

× × ×

**હિંદુસ્થાનની યુવક-પ્રવૃત્તિને** હું હિંદુસ્થાનના પોતાના આદર્શો, હિંદુસ્થાનની પ્રતિભા, હિંદુસ્થાનના વ્યક્તિત્વના આવિર્ભાવરૂપ બનતી જોવા ઇચ્છું છું. જર્મનીની યુવક-પ્રવૃત્તિનાં અનેક સુંદર લક્ષણો છે. સાદાઇનો પ્રેમ, ખ્રિસ્તપ્રત્યે પ્રીતિ અને ગ્રામ્યજનોની સેવા અર્થે ગ્રામ્ય

પ્રવાસોની પ્રથા-એ આ પ્રવૃત્તિનાં સુંદર લક્ષણો છે...હું હિંદુસ્થાનની યુવક-પ્રવૃત્તિને બ્રહ્મચર્યના આદર્શ અને ભાવનાના પાયા ઉપર ઘડતર પામતી જોવા ઇચ્છું છું. × × × ×

**યૌવન એ નવસર્જનની** શક્તિનો અખંડ ઝરો છે. યુવાનો! ઋષિઓના શાણુપણના વારસદારો! હિંદી આદર્શોથી પ્રેરિત બનીને, નૂતન ભારત સર્જવાને કટિબદ્ધ થાઓ. હિંદુસ્થાનની તવારીખમાં નવો શક આરંભો.... કોઇ કોઇ વાર યુવકો મને કહે છે-અમે દરિદ્ર છીએ, અમે અજાણ્યા છીએ, અમે નિર્બળ છીએ, અમે શું કરી શકીએ?' અને તેમને હું જવાબ આપું છું-'તમે દરિદ્ર છો, બહુ સારૂં. તમે અજાણ્યા છો, બરાબર છે; પણ તમે નિર્બળ છો એવી વાણી કદી ન વદજો. યુવકો! તમારા અંતરમાં ગુપ્ત શક્તિના ભંડાર ભર્યા છે; તમારા ભીતરમાં મહાશક્તિ પોઢેલી છે. એ શક્તિને જગાડો, તેનો ધોધ વહેવા દો અને ભારતવર્ષના ખૂણેખૂણા ખળભળી ઉઠશે. પ્રકાશના પુત્રો! ગુપ્ત પ્રકાશને બહાર આણો અને પૃથ્વીને અજવાળો.'

× × ×

**આયર્લાંડમાં પ્રતિવર્ષે** શારીરિક ખેલોના ઉત્સવ થાય છે ત્યારે હજારો આયરિશો એ ઉત્સવમાં ભાગ લે છે. જર્મનીની યુવક-પ્રવૃત્તિ જંગલો અને સીમોમાં ભટકવાના શોખને-ખેતરી જીવનને પ્રાધાન્ય આપે છે. જુવાન જર્મન છોકરાઓ અને છોકરીઓ પર્વત ઉપર ભટકતાંજ હોય છે અને માઇલોના માઇલો પગપાળા અથાક રખડતાજ હોય છે. જાપાનમાં રમતગમતો ફરજિયાત છે. વિદ્યાર્થીઓને શિયાળાના બરફ ઉપર ચાલવું પડે છે. જુવાન કુમારો અને કુમારીઓ કઠણ જીવન જીવતાં શીખે છે અને હિંદી કુમારો અને કુમારીઓ? તેઓ ખાસ કરીને જ્યારે કૉલેજમાં પ્રવેશે છે ત્યારે બહુજ સુકુમાર બની જાય છે. હવે વખત આવી પહોંચ્યો છે કે જ્યારે હિંદુસ્થાનના પ્રત્યેક યુવક અને યુવતીને સમજાઇ જવું જોઇએ કે, આજે હિંદુસ્થાન જે શિક્ષણ માગે છે તે સુકુમારતાનું નહિ, પણ મનુષ્યત્વનું શિક્ષણ માગે છે. હિંદુસ્થાનના યુવકોએ પુરુષ બનવું જોઇએ છે. હિંદુસ્થાનની યુવતીઓએ શક્તિના અવતાર બનવું જોઇએ છે. વજ્રાંગ બનો. એ આજના હિંદી વિદ્યાર્થીનો જીવનમંત્ર બનવો જોઈએ છે.

× × ×

**યુવકો! સેવાની મશાલ** લઇને તમે જનપદોમાં ભટકો. ભારતવર્ષનાં રાંક ગ્રામ્યજનો તમારા આગમનની વાટ જોઇ રહ્યાં છે, સાચું ભારતવર્ષ ગામડાંઓમાં વસે છે. ભારતવર્ષના પ્રાણ ગ્રામ્યજનોનાં હૈયાંમાં ધબકે છે. ભારતીય પ્રજાનું નવવિધાન તળિયેથી થવું જોઇએ છે. ગ્રામ્ય ઉદ્ધારની યોજનાઓ રચો અને એ ભાવનાના ભેખધારી બનો. ક્ષુધા, કંગાલિયત, અજ્ઞાન, અનારોગ્ય-એ બધાં તત્ત્વોએ ગ્રામ્ય પ્રજાને નિષ્પ્રાણ બનાવી દીધી છે. તેમને આરોગ્યનાં પ્રાથમિક સૂત્રોનું પણ જ્ઞાન નથી; તેઓ નિર્બળ છે, નૂતન જગદ્બળોનું તેમને કશુંજ ભાન નથી, હિંદી આદર્શો અને ભાવનાઓનું તેમને કશુંજ જ્ઞાન નથી અને રોજંદી રોટી માટેનો તેમનો તરફડાટ દયાપાત્ર છે. ગ્રામ્ય જનતાના સેવકો જોઇએ છે, ગામડાંઓના ઉદ્ધારકો જોઇએ છે; અને ગ્રામ્ય જનતાની સેવા એટલે હિંદી પ્રજાની સેવા, ગ્રામ્ય જનતાનો ઉદ્ધાર એટલે હિંદી પ્રજાનો ઉદ્ધાર, ગામડાઓનું પુનરુત્થાન એટલે ભારતવર્ષનું પુનરુત્થાન.

(સાધુ વસવાણીના વ્યાખ્યાનમાંથી "સૌરાષ્ટ્ર" તા. ૨૭-૧૦-૨૮)

# ૧૪૭–ગ્રામ્ય શિક્ષણ

શિક્ષણનો પ્રચાર એજ ભારતવર્ષની સઘળી મુશ્કેલીઓના નિકાલનો ઉપાય છે; પરંતુ જ્ઞાનને ઠાંસી દેવું, એનું નામ શિક્ષણ નથી. સાચું શિક્ષણ તો જાતિઅનુભવથીજ પ્રાપ્ત થાય છે. અનુભવ એજ સર્વોત્તમ શિક્ષક છે. ગામડાંના લોકોને પુસ્તકીયા શિક્ષણની જરૂર નથી, તેમને તો જીવનોપયોગી શિક્ષણની જરૂર છે. ત્યાં પુસ્તકો ગોખાવવાનો કે પરીક્ષા અપાવવાનો સવાલ નથી, પરંતુ જીવનની મહાન અને કપરી પરીક્ષામાંથી પસાર થવાનો પ્રશ્ન છે.

માટે સાચા શિક્ષકનું કામ માત્ર અનુભવમાટેનાં સાધન રજુ કરવાનું છે, તેનું કામ તેમને અનુભવ મેળવવાને ઉત્સાહિત કરવાનું છે. ભૂલો થાય તોપણ નવીન અનુભવ માટે ઉત્સાહ આપવો અને અનુભવનાં પરિણામો ઉપરથીજ સત્ય સમજવું એજ સાચા શિક્ષકનું કામ છે. શહેરી લોકો તૈયાર દવાઓમાં વિશ્વાસ રાખે છે અને રોગો દૂર કરવા માટે તેનેજ વાપરવાની જરૂર માને છે; પરંતુ શિક્ષણનો અર્થ કાંઇ એવો નથી અનુભવ તથા પરીક્ષાને માટે સંયોગો ઉભા કરવા અને પરીક્ષાને માટે ઉત્સાહ આપવો, એજ સાચું શિક્ષણ છે.

હાલમાં ફરજીયાત શિક્ષણ અને ગામડાંમાં વધુ શિક્ષણ ફેલાવવાના પ્રશ્નો ચર્ચાય છે. શહેરના ભણેલા–ગણેલા લોકો એમ સમજે છે કે, ગામડીઆઓ વાંચતાં–લખતાં શીખી જાય તેના બહુ બહુ લાભ બતાવવામાં આવે છે. કોઇ કહે છે કે, ગામડીઆઓ અભણ હોવાથી લોકો તેમને ઠગે છે, તેથી તેમને લખતાં–વાંચતાં આવડશે તો તેઓ ઠગાશે નહિ. કોઇ કહે છે કે, તેથી તેમને બહારની દુનિયાનું જ્ઞાન થશે કે જેનાથી તેઓ તદ્દન અજાણ્યા છે. કોઇ કહે છે કે, વાંચતાં–લખતાં શીખવાથી છોકરાઓને બેકારી સતાવી શકશે નહિ અને ગામમાં કંઇ કામ નહિ મળે તો તેઓ શહેરમાં નોકરી કરીને ચાર પૈસા કમાઇ શકશે.

હાલના પુસ્તકીયા ભણતરનો ગ્રામ્યજીવન સાથે બીલકુલ સંબંધ નથી, તેથી બાળકોને પોતાનાં ગામ અને ખેતીના પ્રશ્નોનો નિકાલ કરવામાં તેમને કંઇ પણ મદદ મળતી નથી. આજ કારણે ગામડીઆઓ પોતાનાં બાળકોનો વખત ભણવામાં ગુમાવવા કરતાં તેમને ખેતરોમાં કામે લઇ જવાનું વધારે પસંદ કરે છે. શિક્ષણ તરફ તેઓ આટલા બધા ઉદાસીન હોવાનું એજ કારણ છે કે, એ શિક્ષણ તેમના નિત્યજીવનમાં મદદ નહિ કરતાં તેમની વિરુદ્ધ જાય છે. આપણે ગામડીઆઓને તેમની આ ઉદાસીનતા માટે ભલે દોષ દઇએ; પરંતુ જ્યાંસુધી આ દોષોને દૂર નહિ કરીએ ત્યાંસુધી તે શિક્ષણ ગામડીઆઓનાં મનને આકર્ષી શકશે નહિ.

શિક્ષણ–પ્રચારના આ યુગમાં વાંચનાર સાંભળીને આશ્ચર્ય પામશે કે, એમહર્સ્ટ સાહેબ જેવા પાશ્ચાત્ય વિદ્વાન આ અક્ષરજ્ઞાનના પાયા ઉપર રચાયેલા શિક્ષણ–પ્રચારની વિરુદ્ધ છે. તેઓ કહે છે કે, એથી ભલે બીજાઓથી ઠગાવાનો સંભવ ઓછો થાય, પરંતુ બીજાઓને ઠગવાનું બંધ થઇ શકશે નહિ; તેઓ એમ નથી કહેતા કે, મૂર્ખતા સારી છે, પરંતુ તેમનું કહેવું એજ છે–અને તે બરાબર છે–કે ક્રિયાત્મક જ્ઞાન સિવાય માત્ર અક્ષરજ્ઞાનજ ગ્રામ્ય પ્રશ્નોનો ઉકેલ લાવી શકશે નહિ.

એક ગામનું દૃષ્ટાંત આપતાં તેમણે કહ્યું કે, એ ગામમાં નિશાળ છે, તે સારી ચાલે છે; પરંતુ તેમાંથી એક પણ માણસ ગ્રામ્ય પ્રશ્નોનો ઉકેલ લાવી શકે તેવો પાકયો નથી. ગામમાં વાંદરાંઓનો ઉપદ્રવ છે, રોગચાળો તો જૂદો. કોઇપણ ફસલનો પાક બચી શકતો નથી. તો પછી કહો તો ખરા કે, જે શિક્ષણ કામમાં ના આવે એવા શિક્ષણથી શો લાભ ?

શિક્ષણ એ આપત્તિઓનો ઉપાય અવશ્ય છે, પરંતુ તે શિક્ષણ ગામડાંની આવશ્યકતાઓને અનુકૂળ હોવું જોઈએ. ગામડાંની સ્થિતિ અને જરૂરીઆતો ભિન્ન ભિન્ન હોય છે, તેથી તે તરફ પણ ધ્યાન આપવું જોઇએ. બધાને માટે એકજ પદ્ધતિ શરૂ કરવી જોઇએ નહિ. સિદ્ધાંત એક રહે, પરંતુ પેટાબાબતોમાં ભિન્નતા રહે એ ખાસ જરૂરનું છે. શિક્ષણને માટે બાલ્યાવસ્થા એજ ઉત્તમ અવસ્થા મનાય છે. આ અવસ્થામાં મગજ નવા સંસ્કારો ઝીલવાને તૈયાર રહે છે તેથી જે

કંઇ બતાવવામાં આવે છે તેના સંસ્કાર મગજમાં સારી રીતે પડે છે, અને ૨૫ વર્ષની ઉંમર પછી મગજમાં કોઇ એવી સ્થૂળતા આવી જાય છે કે તેથી તે નવી વાતો ગ્રહણ કરવાને તૈયાર હોતું નથી. તેથી બચપણથીજ શિક્ષણની શરૂઆત કરવી જોઇએ.

શ્રીનિકેતનમાં (બંગાળાના એક ગામમાં) પણ એમજ કરવામાં આવ્યું છે. ગામના ઘરડાઓને એક બાજુએ રાખી બાળકોને શીખવવાનું શરૂ કરવામાં આવ્યું છે. શરૂઆતમાં ગામના લોકોને એકઠા કરીને તેમને મેજીક લેન્ટર્ન (જાદુઇ ફાનસ) વગેરેથી તળાવોની સફાઈ વગેરેના ઉપાય બતાવ્યા; પરંતુ તેમણે કંઇ ધ્યાન આપ્યું નહિ. પછી તે ગામના છોકરાઓને સફાઇ કેમ રાખવી તે સમજાવ્યું. તેમના બાલચર સંઘો (બૉય સ્કાઉટ ટ્રુપ્સ) રચવામાં આવ્યા અને તેમની સાથે મળીને તળાવ સાફ કર્યાં. તેમને ખેતીની નવી પદ્ધતિઓ અને પ્રયોગો બતાવ્યા અને રોગીઓને દવા આપવાનું તથા આગ બૂઝાવવાના ઉપાય સમજાવવામાં આવ્યા. ગામલોકોએ પોતાનાં બાળકોને એ બધાં કામ કરતાં જોયા, ત્યારેજ તેમને તે કામોની ઉપયોગિતા બરાબર સમજાઇ અને તેઓ મદદ કરવા લાગ્યા. આ રીતે છોકરાઓએ આદર્શ રજુ કરી ઘરડાઓને શિક્ષણ આપ્યું ! સામાન્ય મા-બાપો પોતાનાં બાળકોના કલ્યાણ તરફ આંધળા જેવાજ હોય છે. તેમનો આંધળો પ્રેમ અને અજ્ઞાનજ તેનું મુખ્ય કારણ છે. શ્રીનિકેતનના કાર્યકર્તાઓ અને શિક્ષકો એ વાત સમજી ગયા કે, બાળક કંઇપણ સારૂં કામ કરી બતાવે છે ત્યારે તેમનાં માબાપ તેમની પાસેથી જરૂર શિક્ષણ લે છે અને તેઓ પોતે પણ તે કામમાં ભાગ લેવા માંડે છે. ગામડાંનાં બાળકોના બાલચર સંઘો રચીને તળાવોની સફાઇ, આગ વખતે સેવા, દવા વહેંચવી વગેરે કામ શરૂ કરવામા આવ્યાં, ત્યારે વૃદ્ધો પણ તેની ઉપયોગિતા પ્રત્યક્ષ જોઇને તેમાં મદદ કરવા લાગ્યા. પ્રથમ જયારે બાલચર સેનાઓ શરૂ કરી અને તેમને કવાયત, કસરત વગેરે કરાવવામાં આવતી ત્યારે લોકો કહેતા કે, આ તો અમારાં છોકરાંને લડાઇમાં લઇ જવાની તૈયારી થઇ રહી છે ! પરંતુ ધીમે ધીમે તેમનો તે સંદેહ દૂર થયો અને તેમને આ પ્રવૃત્તિ ઉપર વિશ્વાસ બેઠો.

કાર્યની શરૂઆતને માટે એમજ ઠીક સમજાયું કે, ગામની નિશાળનેજ આ બધાં કાર્યોનું કેન્દ્ર બનાવવી. આથી શિક્ષકને નેતા બનાવીને બાલચર સંઘો ઉભા કરવામાં આવ્યા. તેનું પરિણામ એ આવ્યું કે, ગામનાં બાળકોમાં આજ્ઞાપાલન અને સહકારની ભાવના જાગૃત થઇ; અને તેની અસર ગામના લોકો ઉપર પણ થઇ. તેમણે પરસ્પરના સહકારથી પોતાના ઝગડા આપસમાં પતાવવાનું શરૂ કર્યું. એક 'સુરલ' નામના ગામમાં જમીનદારનાં કુટુંબોમાં ઝગડો ચાલતો હતો, ત્યાં શિશુ-પ્રદર્શન ભરવામાં આવ્યું. તેમાં એકઠા થઇને કામ કરવાનું પરિણામ એ આવ્યું કે, અંદર અંદરના ઝગડા દૂર થયા અને બધાએ મળીને એક બાલચર-સમિતિ (સ્કાઉટ કમિટિ) રચી. જમીનદારોએ પણ તેમાં સૌની સાથે મળીને સ્વહસ્તે તળાવોની સફાઇ કરી.

આ પ્રમાણે 'લુહારગઢ' નામના એક બીજા ગામમાં લોકોએ પણ પોતાનો મુકર્દમો આપસમાંજ પતાવી લીધો. ત્યાં પીવાના પાણીનું માત્ર એકજ તળાવ હતું અને ઝગડાનું કારણ પણ એજ હતું. ત્યાં બાલચર-સંઘ ઉભો કર્યો અને તેણે બીજું તળાવ સાફ કરી આપ્યું એટલે બધા ઝગડા મટી ગયા. એકત્ર થઇને કવાયત કરવાથી તથા રમતો રમવાથી સહકારની જે ભાવના જાગૃત થાય છે, તેજ ગ્રામ-સેવામાં દરવખતે કામ લાગે છે. ગામની સફાઇ તથા રોગચાળા સામે યુદ્ધ કરવાને એજ ભાવનાની જરૂર પડે છે.

સ્કાઉટ માસ્તરો વિચારતા હતા કે, સ્કાઉટોમાં સેવાની ભાવના કેમ કરીને જાગે? તેવામાં એક મેળો આવ્યો. તે પ્રસંગે તેમને સેવા કરવાનો ઠીક પ્રસંગ મળી ગયો. તેમણે કરેલી નિઃસ્વાર્થ સેવાથી ગામના લોકો તેમના ઘણા આભારી થયા અને તેમની પ્રવૃત્તિની ઉપયોગિતામાં વિશ્વાસ કરવા લાગ્યા.

'મોદપુર નામના ગામમાં એક ઘરમાં આગ લાગી ત્યારે પાડોશીઓએ વાસણ પણ આપ્યાં નહોતાં. પછી એજ ગામમાં સ્કાઉટોએ આગ બુઝાવવાના ઉપાય બતાવવા માટે એક ખેલ કર્યો.

એક ઝાડમાં આગ લગાડીને તેને તેમણે ઘણીજ જલદીથી બુઝાવી દીધી. તેમને જોઇને ગામના લોકોમાં એકસાથે મળીને કામ કરવાનું મહત્ત્વ બરાબર સમજાઇ ગયું. હજારો ઉપદેશોથી જે કામ ન થાત તે એકજ દૃષ્ટાંતથી થઇ ગયું. આ જોઇને તેઓને એમજ લાગ્યું કે, હવે પછી આગ લાગે ત્યારે બધાએ ભેગા થવું અને તે બુઝાવી નાખવી.

આ જોઇને આજુબાજુનાં ઘણાં ગામોમાં લોકો પોતાને ગામ બાલચર-સંઘ ખોલવાની માગણી કરવા લાગ્યા. દરેક ગામે શીખવવાની અલગ અલગ વ્યવસ્થા કરવાનું મુશ્કેલ હોવાથી એક અઠવાડીઆથી મહિના સુધીના નાના નાના અભ્યાસક્રમો શરૂ કરી ગામડાંનાં બાળકોને શિક્ષણ આપવાની યોજના કરવાનો વિચાર ચાલે છે; કેમકે એવા વર્ગોમાં સફાઇના ઉપાય, ખાતર બનાવવું વગેરે ખેતીની પણ આવશ્યક બાબતો થોડાજ વખતમાં તેમને શીખવી શકાય અને પછી ગામની શાળાઓમાં પણ એજ અભ્યાસક્રમો શરૂ થાય.

આ પ્રકારનો અભ્યાસક્રમ શ્રીનિકેતનમાં શરૂ પણ કરેલો છે, કે જ્યાં થોડા સમય માટે છોકરાઓ આવીને શિક્ષણ લે છે અને ઉપયોગી બાબતો સમજી લઈ પોતાને ગામ જાય છે. તેમને સ્કાઉટિંગ, ખેતી, શેત્રંજી અને ગાલીચા બનાવવા તથા કપડાં વણવાનું અને છાપવા વગેરેનું કામ પણ શીખવવામાં આવે છે.

વિદ્યાર્થીઓ પોતાના પગ ઉપર ઉભા રહી કંઇક કમાણી કરી શકે એવી યોગ્યતા પ્રાપ્ત થાય એ પણ આ શિક્ષણનું એક અંગ છે. આને તેઓ ગૃહઉદ્યોગ (હોમ પ્રોજેક્ટ) કહે છે. એનો ઉદ્દેશ એવો છે કે, વિદ્યાર્થીઓને કોઇ પણ એવી ખાસ બાબતમાં યોગ્ય બનાવીને ઘેર મોકલવા, કે જેથી તેઓ જાતે ગામમાં કંઇક કામ કરી શકે. બાળકોમાં પોતાને હાથે કંઇ પણ કામ કરવાની સ્વાભાવિક ઇચ્છા હોય છે; પરંતુ વર્તમાન શિક્ષણપ્રણાલીમાં તો આ ઇચ્છાને કચરીજ નાખવામાં આવે છે, કે જે ઇચ્છાને ઉત્તેજવાથી આગળ ઉપર ઘણોજ ફાયદો થાય તેમ હોય છે. માણસ બચપણથીજ કંઇ ને કંઇ કરવાનું શીખે છે. થોડા સમયમાં કપડાં-શેત્રંજી વગેરે વણવાનું તથા શાકભાજી ઉત્પન્ન કરવાનું વગેરે શીખી લઇને છોકરાઓ જ્યારે પોતાને ગામ જાય છે, ત્યારે શિક્ષકોની દેખરેખમાં તેમની પાસે એજ કામ તેમને ઘેર શરૂ કરાવવામાં આવે છે. આથી તેમને સ્વાવલંબનનું શિક્ષણ મળે છે અને આવકનો ઉપાય પણ મળી આવે છે, કે જેથી તેઓ પોતાના કુટુંબને કાંઈ પણ મદદ કરી શકે છે.

પોતાની નાની નાની વાડીઓમાં શાક-ભાજી ઉત્પન્ન કરીને ગામમાં શાકની ખોટ પૂરી પાડવામાં આવે છે, કે જેના અભાવથી લોકો બિમારીના ભોગ થાય છે. આમાં કચરો, પાયખાનાં તથા છાણનો ઉપયોગ પણ સારી રીતે થઇ શકે છે.

આથી બાળકોને જે અનુભવ અને શિક્ષણ મળે છે તે બહુ કિંમતી હોય છે. પોતે સાથમાં રહીને બગીચો કરાવવો અથવા ખેતી કરાવવી એજ ગ્રામ્ય શિક્ષણનો મૂળ આધાર હોવો જોઇએ. આથી તેમને જીવનનિર્વાહનું ઘણું વિશાળ ક્ષેત્ર મળી રહેશે.

બાગાયતની સાથે સાથે છોકરાઓને વાંચવા-લખવાની રુચિ પણ ઉપજાવી શકાય, એમાં જબર્દસ્તી કરવાની જરૂર નહિ પડે. પોતાનો હિસાબ રાખવો તથા ખેતીવાડીનાં પુસ્તકો વાંચવામાં તેમનું મન જલદી લાગે છે. ઉચ્ચ શિક્ષણ તરફ આગળ વધવા માટે પણ આમાં પુષ્કળ અવકાશ છે. આની સાથે ભૂતળશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, પદાર્થ-વિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વગેરેનું પણ અધ્યયન કરાવી શકાય છે. જમીનની પેદાશ, જમીન સરખી કરવી, માટીની પરીક્ષા કરવી, પાણી એકઠું કરવું, બંધ બાંધવા, નહેરો કરવી, હોડી ચલાવવી, તરી જાણવું વગેરે બાબતનું જ્ઞાન સહેજમાં થઇ શકે છે. ઝાડ-બીડ, કીડા-મંકોડા, પશુ-પક્ષી વગેરેનો પરિચય જલદી થાય છે; કેમકે એ બધી બાબતોનો બાગાયત અને ખેતીવાડી સાથે સંબંધ છે. ગણિત અને રેખા-ગણિત(ભૂમિતિ)નું જ્ઞાન પણ આની સાથે આપી શકાય. આવા આવા અધ્યયનથી વિશાળ ક્ષેત્ર તેમની દૃષ્ટિ સમક્ષ રજુ થાય છે.

હાલની શિક્ષણપદ્ધતિમાં સૌથી મોટો દોષ એ છે કે "બાળક પોતાના અનુભવથીજ કંઇ પણ લાભ મેળવી શકે છે" એ વાતમાં આપણને વિશ્વાસજ નથી. તેમને આપણે માત્ર દાન આપવા માગીએ છીએ, તેમને સ્વાશ્રયી થવા દેતા નથી. આપણે તેમને એવીજ વાતો ગોખવાની ફરજ પાડીએ છીએ, કે જેને આપણે પોતેજ ભૂલી જવાનું યોગ્ય ગણીએ છીએ. આપણે તેમને ઘરના સ્વાભાવિક જીવનને બદલે વર્ગોના ઓરડાઓમાં પૂરી દઇને તેમના ઉપર આળસ અને ગુલામીનો બોજો લાદીએ છીએ.

જ્યાંસુધી બાળકો જાતમહેનતનું તથા તે દ્વારા મેળવેલી કમાણીનો ઉપભોગ ઘરનાં માણસોની સાથેજ રહીનેજ કરવાનું મહત્ત્વ ન સમજે, ત્યાંસુધી તેમનું શિક્ષણ અધુરૂંજ માનવું જોઇએ. નાગરિકતા(સીટીઝનશીપ)ના પણ શિક્ષણ માટે ઉપરોક્ત બાબતો જરૂરની છે. જો ગામડાંમાં સહકારિતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવો હોય તો તેનો સૌથી સરસ ઉપાય એ છે કે, ગામના કેટલાક છોકરાઓ મળીને પોતાની ઉપજ એકસાથે વેચે અને જરૂરી ચીજો એકસાથે મળીને ખરીદે. આથી તેમના હૃદયમાં સહકારિતાના જે સિદ્ધાંતો જામી જશે તે તેમને આગળ ઉપર બહુ કામ આવશે.

ઘરની વાડીમાં બગીચો કરવો અને શાળામાં બગીચો કરવો એમાં બહુ ફેર છે. શાળાના બગીચામાં છોકરાઓને ભણતરના સમય પછી ઘેર જવાને વખતે જબર્દસ્તીથી કામ કરવું પડે છે, રજાના દિવસોમાં તેની દેખરેખ રાખનાર કોઇજ નથી હોતું, વળી માસ્તર સાહેબ તેને પોતાની મીલ્કત સમજે છે; જ્યારે ઘેર બગીચો કરવાથી તેનું મન તેમાં લાગેલું રહે છે, તેની સંભાળ રાખનાર ઘરમાં કોઇ ને કોઇ દરવખત હાજર હોય છે, તેથી તેનો નાશ થવાનો પણ ભય રહેતો નથી. એમાં છોકરાઓનું ધ્યાન બહુ જલદી લગાડી શકાય છે.

જ્યાંસુધી આપણે બાળકોને નાનપણથીજ આપણી દેખરેખ નીચે, સામાજિક અને આર્થિક બાબતોમાં સ્વયં અનુભવ પ્રાપ્ત કરવાના સંયોગો નહિ આપીએ ત્યાંસુધી શિક્ષણપ્રથા સુધરી શકવાની નથી.

શ્રીનિકેતનના શિક્ષકો એજ પ્રયત્ન કરે છે કે, જે કોઇ ગામમાં શાળા હોય ત્યાં આ બાબતો-નો પ્રચાર થાય અને શાળાના શિક્ષકો આવી બાબતોનું શિક્ષણ છોકરાઓમાં ફેલાવે. જ્યાં શાળા નથી ત્યાં રાત્રિશાળાઓ ખોલીને અથવા સ્કાઉટોદ્વારા એ બાબતોનું શિક્ષણ તે ગામના છોકરા-ઓને અપાય. તેમને પોતાનાં ઘરોમાં ઉપયોગી શાક–ભાજી પેદા કરવાનું શિક્ષણ આપીને તે પ્રમાણે કરવાનો ઉત્સાહ અપાય અને તેમના બગીચા વગેરેની સંપૂર્ણ દેખરેખ રખાય, એને માટે થોડા ખર્ચની જરૂર પડશે, પણ તેનો પ્રબંધ તેજ ગામમાંથી થવો મુશ્કેલ નથી; કેમકે આ બાગા-યતના લાભ સૌને સહેલાઇથી સમજાશે.

આ રીતમાં સૌથી વધારે લાભ એ છે કે, તેમાં પ્રત્યેક બાળકની જૂદી જૂદી રુચિ ઉપર ધ્યાન અપાય છે. બધાને એકજ બીબામાં ઢાળવામાં આવતા નથી, ભિન્ન ભિન્ન રુચિ અને શક્તિઓવાળાં બાળકોને એક પ્રકારના શિક્ષણના બીબામાં ઢાળવાનાં જે ખરાબ પરિણામ આવે છે તે આમાં હોઇ શકતાં નથી.

વાડી કરવી વગેરેનું સામાન્ય શિક્ષણ તો ગામડાંમાંજ આપી શકાય; પરંતુ એક એવા વિદ્યાલયની જરૂર રહેશે કે જ્યાં આ વિષયોની સાથે સાથે ઉદ્યોગ–ધંધાઓનું ઉચ્ચ શિક્ષણ પણ અપાય. જે વિદ્યાર્થીની જે દિશામાં વિશેષ રુચિ દેખાય, તેને તે બાબતમાં વિશેષજ્ઞ બનાવવો જોઇએ, તેને ગામના કોઇ ને કોઇ ખાસ કામને યોગ્ય બનાવવો જોઇએ.

આપણે ગામનાં બાળકોને ગામના કામને યોગ્ય બનાવવાનાં છે, કે જેથી તેમને પોતાના ગામમાંજ પેટ ભરવાની સગવડ મળી જાય અને તેમને ગામડાં છોડીને શહેરોમાં મજુરી કે નોકરી કરવા જવું પડે નહિ. બાળકોને ગામની આવશ્યકતાઓની પૂર્તિને યોગ્ય બનાવી દેવા, એજ ગ્રામ્ય શિક્ષણપ્રણાલીનો ઉદ્દેશ હોવો જોઇએ.

લોકો કહે છે કે, તેમાં ધાર્મિક શિક્ષણને પણ સ્થાન આપવું જોઇએ. હું કહું છું કે "ભૂખે

**ભજન ન હોય ગુપાલા, યહ લો અપની કંઠી માલા."** અમે ધાર્મિક શિક્ષણના પાઠ ભણાવવાના પક્ષમાં નથી. બીજાઓની સેવા કરતાં શીખવું, એથી વિશેષ ધાર્મિકતા શી હોઇ શકે? ગ્રામસેવક સંઘ તો આ ભ્રાતૃભાવ અને સેવાના આદર્શ ઉપરજ રચાયો છે. ગ્રામસેવાનાં સઘળાં કાર્યો આ સેવાના આદર્શને દૃષ્ટિ સમક્ષ રાખીનેજ કરવાં જોઇએ; ત્યારેજ તેની સફળતા છે. ધર્મ એ કોઇ એવી ચીજ નથી કે જે નિયમિત ખોરાક કે દવાની પેઠે પાઠોદ્વારા બાળકોને પાઇ દેવાય. સેવા કરવાથીજ ધાર્મિક ભાવો જાગે છે અને આપણે સેવા પણ ધાર્મિક ભાવનાથીજ કરવી જોઇએ.

ગ્રામસેવાને માટે તન-મન લગાવીને કામ કરનારાઓની જેટલી જરૂર છે તેટલી મકાનની જરૂર નથી; એને માટે તો તન-મનથી કામ કરનાર માણસોનીજ જરૂર છે. હા, ધન પણ જરૂરી બાબતોમાં ઉપયોગી છે ખરૂં, પણ તેનાજ ઉપર કંઈ બધો આધાર રહેલો નથી. શહેરોમાં ચાલે છે તેમ આમાં પણ ખાલી રાજનૈતિક ઉત્તેજનાની પેઠે મોઢાની વાતોથી ચાલી શકશે નહિ. ખરી જરૂર તો તેમની સાથે કામ કરીને તેમને કામમાં યોજવાની છે.

('વિશાલભારત'ના જાન્યુઆરી ૧૯૨૯ ના અંકમાંથી વ્યોહાર રાજેંદ્રસિંહ
એમ. એલ. સી.ના લેખનો અનુવાદ. )

---

# ૧૪૮–तिलक अने लेनिनना जीवनमां अद्भुत साम्य

રશિયાના મુક્તિદાતા લેનિન અને હિંદના રાષ્ટ્રવીર લોકમાન્ય તિલક એ બંનેની જીંદગીના બનાવોમાં આશ્ચર્યજનક સામ્ય હતું. એ નીચેની વિગતોપરથી જણાશે.

તિલક અને લેનિન એ બંને પોતપોતાના દેશના શિક્ષણવિભાગના કર્મચારીઓને ઘેર જન્મ્યા હતા. તિલકનો જન્મ રત્નાગિરિમાં ૧૮૫૬ ની સાલમાં થયો હતો. એ સમયે એમના પિતા શ્રી૦ ગંગાધર રામચંદ્ર તિલક એક મરાઠી શાળાના શિક્ષક હતા. એમને શરૂઆતમાં માસિક પાંચ રૂપીઆનો પગાર મળતો હતો. ધીરે ધીરે ઉન્નતિ કરતા કરતા તેઓ કેળવણી ખાતાના મદદનીશ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર થયા. લેનિનનો જન્મ ૧૮૬૦ ના એપ્રિલમાં થયો હતો. એ સમયે એમના પિતા ઇલિયા નિકોલેવીચ બિલિનો મિત્ર વિર્સકમાં સ્કૂલ ઇન્સ્પેક્ટર હતા.

તિલક અને લેનિન બંનેને પોતાના પિતાના મૃત્યુનો આઘાત ૧૬ વર્ષની વયે સહન કરવો પડયો. તિલકના પિતાનો સ્વર્ગવાસ ૧૮૭૨ માં થયો; અને લેનિનના પિતાનું અવસાન ૧૮૮૬માં થયું.

તિલક અને લેનિન બંનેએ કાયદાનો અભ્યાસ કર્યો હતો-એકે મુંબઇ યુનિવર્સિટીમાં અને બીજાએ સેન્ટ પિટર્સબર્ગની યુનિવર્સિટીમાં. એ બંનેની સામે સરકારી પદ, આનંદમય જીવન, નોકરીના અંધકારમાંથી સ્વતંત્રતાનો પ્રકાશ જોવો, એ બધું હતું. એ ઉપરાંત એ બંનેને 'ઇશ્વરનું કાર્ય મનુષ્યદ્વારા પૂરૂં કરાવાય છે' એવી કલ્પના હતી. એ ઇચ્છા બંનેએ પાર પાડી. કાયદાનો અભ્યાસ કરી લીધા પછી એ બંનેએ એવો નિશ્ચય કર્યો કે 'આપણે પોતાના નવયુવાન સાથીઓ સાથે મળીને દેશની સ્વતંત્રતા માટે કાર્ય કરવું.' એ બંનેને એ મહત્ કાર્યમાં સહાય કરનારા સાથીઓ પણ મળ્યા.

તિલક અને લેનિન બંનેને પોતાની જુવાનીમાં રાજ્ય તરફથી કષ્ટ વેઠવું પડયું. લેનિનને ૧૭ વર્ષની ઉંમરે સજા થઇ. એમને કોકુસ્કીનો નામના ગામમાં મોકલી દેવામાં આવ્યા. લોકમાન્ય તિલકને તથા એમના મિત્ર અગરકરને, કોલ્હાપુરના દિવાન બહાદુરની વિરુદ્ધ કંઇક લખ્યું એથી, ચાર મહીનાની સજા થઇ; અને બંને મિત્રો ૧૮૮૨ ના જુલાઇમાં જેલમાં ગયા. આ રીતે ભવિષ્યનાં કાળાં વાદળાંની છાયાનાં તેઓને પોતાની યુવાવસ્થામાંજ દર્શન થયાં.

તિલક અને લેનિન એ બંનેનાં કાર્યકેન્દ્રો પોતપોતાનાં દેશનાં એવાં શહેરો હતાં, જે સંસ્કૃતિ

અને કેળવણીનાં ધામ ગણાતાં. પૂના હિંદી રાજકીય ક્ષેત્રમાં મહત્ત્વની જગા છે અને સેન્ટ પીટર્સબર્ગ રશિયન જ્ઞાનપિપાસુઓનું યાત્રાસ્થળ છે.

### જનતા ઉપર પ્રભાવ

તિલક અને લેનિન બંને પત્રકારો હતા. પત્રને પ્રતાપે જનતાપરનો તેઓનો પ્રભાવ દિન-પ્રતિદિન વધતો જતો હતો. તિલકનું પત્ર 'કેસરી' (સિંહ) હતું; અને લેનિનનું પહેલું પત્ર 'ઇસ્ક્રા' (ચિણગારી) હતું. બંનેના પત્રકારતરીકેના જીવનની શરૂઆતમાંજ અડચણ ઉપસ્થિત થઇ હતી. લેનિનનો સહાયક અને સહકારી પ્લેખેનો ભવિષ્યમાં આર્થિક પરિવર્તન થાય એવું ઇચ્છતો હતો; અને એ પત્ર સાવચેતીભરી ભાષામાં રાખવા ચાહતો હતો. અતિ વિદ્વાન પુરુષોની પેઠે એનામાં સંદેહનો વાસ હતો; અને પોતાના વિચારો પ્રગટ થઇ જવામાં શો ભય છે એ સમજનાર માણુસ-ની પેઠે, તે સમાલોચના મોટા મોટા ગોળ ગોળ શબ્દોમાં કરી જાણતો. લેનિન એથી વિરુદ્ધ હતો. એ એવું ઇચ્છતો કે, જે કંઇ કહેવું હોય એ નિડરપણે કહી નાખવું. ગોળ ગોળ શબ્દોમાં લેખ લખવાની એ વિરુદ્ધ હતો. તિલકના સહકારી આગરકર પણ પ્લેખેનો જેવા વિચારના હતા. એમને લાગતું હતું કે, તિલક સંપાદનવિભાગમાં માર્ગદર્શકનું કાર્ય કરવા માગે છે અને એ રીતે લોકો-પર પોતાનો પૂરો પ્રભાવ જમાવવા ઇચ્છે છે. લેનિનને 'ઇસ્ક્રા' છોડી દેવું પડયું. પાછળથી એ પણ નરમ વિચારનું થઇ ગયું. લેનિને બીજું પત્ર 'પેડા' ચાલુ કર્યું. તિલક અને લેનિનનો લોકોપર જે જબરો પ્રભાવ પડયો એનું રહસ્ય એ હતું કે, તેઓ બંને પ્રચારકની નીતિએ કાર્ય કરતા હતા. એની શૈલિ પણ બહુ સરળ હતી. તેઓ બંને ખેડુતોસંબંધી લખતા. તેઓ ઘણી મહત્ત્વની વાતો કરતા; પણ એ પોતાની ભાષામાં નહિ, જનતાની ભાષામાં.

હાલમાં એક અંગ્રેજે પ્રગટ કરેલ 'ધી મંથ્સ ઇન રૂશિયા' નામના પુસ્તકમાં લેનિન વિષે જે લખ્યું છે એ તિલકને પણ લાગુ પડે છે.

"ઇતિહાસમાં લેનિનનું સ્થાન અપૂર્વ છે. એના સ્મારકમાં મોસ્કોમાં એક સંસ્થા છે. ત્યાં લેનિને લખેલા કાગળના જેટલા ટુકડા મળે એ બધા ભેગા કરી રાખવામાં આવે છે; અને લોકો એનું અધ્યયન કરે છે. રાજનૈતિક વાર્તાલાપમાં 'લેનિને કહ્યું છે કે' એ શબ્દો લોકોની જીભે હોય છે. કોઈ પણ વાતના અર્થ સ્પષ્ટ કરવા માટે એ શબ્દો નિશ્ચિત પુસ્તક જેવા ગણાય છે, રાજનૈતિક ગીતા જેવા થઇ રહ્યા છે."

લેનિન ખરેખર અદ્દ્ભુત પુરુષ હતો. એની અદ્દ્ભુત દૃઢતા, પોતામાં અને પોતાના ધ્યેયમાં શ્રદ્ધા, મનુષ્ય અને પરિસ્થિતિવિષેનું તેનું અથાક જ્ઞાન, બધા લોકો સાથે સાદી સાધારણ ભાષામાં વાતચીત કરવાની આવડત, પોતાના સ્વાર્થપ્રત્યે બેપરવાઇ વગેરે કારણોને લીધે એ બીજા લોકોથી ભિન્ન થઇ જાય છે અને મહાન ગણાય છે.

(તા. ૨૩-૧૨-૧૯૨૮ ના "બે ઘડી મોજ"માંથી)



# १४९–वृंदावनमां ग्राम्यसेवा शिक्षणवर्ग

વૃંદાવનના પ્રેમ મહાવિદ્યાલયના આચાર્ય જુગલકિશોરે તેમની સંસ્થાદ્વારા ગ્રામ્ય સેવકો તૈયાર કરવા માટે એક મોટી અને રસિક યોજના મને મોકલી છે. યોજનાનો આરંભ ગયા ડિસેમ્બરથી થયો હતો. હવે તેઓ લખે છેઃ-

"ગ્રામ્ય સેવા શિક્ષણવર્ગ હવે ચાલુ થઇ ગયો છે. પાંચ વિદ્યાર્થીઓ જોડાયા છે; અને લગભગ એક અઠવાડિયાની અંદર બે બીજા વિદ્યાર્થીઓએ જોડાવાનું નક્કી કર્યું છે. હું પોતે અર્થશાસ્ત્ર અને નાગરિકતાના વર્ગ લઉં છું, તે ઉપરાંત તેઓ કાંતવાનું અને પીંજવાનું ભરતભાઇ પાસેથી શીખે છે. અહીંની મ્યુનિસિપાલિટીના દાક્તર તેમને 'સ્વાસ્થ્ય, સફાઈ, શારીરશાસ્ત્ર અને તાત્કાલિક ઉપાયો' ઉપર વ્યાખ્યાનો આપશે એવો પણ પ્રબંધ થઇ ગયો છે. વળી આ વર્ગના વિદ્યાર્થીઓ અઠવાડિયે એક વાર આસપાસનાં ગામડાંમાં ત્યાંના લોકોની આર્થિક સ્થિતિવિષે આંકડા એકઠા કરવાને જાય છે અને અનુકૂળ ક્ષેત્ર મળી જાય તો એક કે બે ગામડાંમાં એક નાનકડું ખાદીકેન્દ્ર સ્થાપવા અમે વિચારી રહ્યા છીએ. મને આશા છે કે, આ સંસ્થાના બીજા વિદ્યાર્થીઓ ઉપર પણ આની અસર થશે, અને તેઓ આ કામમાં રસ લેવા લાગશે. હિંદુસ્તાની સેવાદળની એક ટુકડી અમે અહીં ઉભી કરી છે, અને એને અત્યાર કરતાં વધારે ઉપયોગી અને સજીવ બનાવી શકીશું એવી આશા છે."

વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી છે તેથી વાચકને ગભરાવાનું કંઇ કારણ નથી. દાખલ થવાની બાબતમાં શરતો મૂકવામાં આવી છે તેથી ઘણાખરા રોકાઇ જાય છે અને શરૂઆતમાં એમ થાય એજ સારૂં છે; કારણ કે માત્ર એવાજ વિદ્યાર્થીઓ આ વર્ગમાં લેવામાં આવે છે જેઓ બે વર્ષનું શિક્ષણ પૂરૂં કર્યા પછી ઓછામાં ઓછાં દશ વર્ષ ગ્રામ્ય સેવા કરવાને બંધાય. ગરીબ વિદ્યાર્થીઓને દર મહિને ૧૫ થી ૨૦ રૂપિયા સુધી છાત્રવૃત્તિ આપવામાં આવે છે. શિક્ષણક્રમ પૂરો કર્યા પછી વિદ્યાર્થીને તેની કૌટુંબિક જરૂરિયાત પ્રમાણે રૂા. ૩૦ થી ૭૫ સુધી માસિક આપવામાં આવશે. ગ્રામ્ય પુનર્રચનાના કામમાં રસ લેનારા બધા લોકોનું હું આ યોજના તરફ ધ્યાન ખેંચવા માગું છું. યોજનાની નકલ સંસ્થાના મંત્રીને લખવાથી મળી શકશે. આચાર્ય આ જાતની બીજી સંસ્થાઓને અને સજ્જનોને નીચે પ્રમાણે-ના સહકારને સારૂ નિમંત્રણ આપે છેઃ–

(ક) છાત્રવૃત્તિઓ આપીને;

(ખ) અહીં તાલીમ લેતા વિદ્યાર્થીઓ ગ્રામ્ય ઉદ્ધારના કામસંબંધી અનુભવજ્ઞાન બીજી આવી સંસ્થાઓદ્વારા મેળવી શકે એવી ગોઠવણ કરીને;

(ગ) જે વિદ્યાર્થીઓ અહીં તેમની કેળવણી સમાપ્ત કરી ચૂક્યા છે તેમનો ઉપયોગ કરીને;

(ઘ) નાણાંની અને અહીંના વિદ્યાર્થીઓને ઉપયોગી ચોપડીઓની ભેટ આપીને;

(ઙ) ઉપયોગી સલાહ અને સૂચનાઓ આપીને; અને

(ચ) વખતોવખત ગ્રામ્ય પ્રશ્નોસંબંધી વ્યાખ્યાનોનો પ્રબંધ કરીને.

આચાર્ય જુગલકિશોરે આ યોજનાનો પ્રારંભ કરીને જે ઉત્સાહ અને હિંમત દર્શાવ્યાં છે તેને સારૂ તેમને હું ધન્યવાદ આપું છું. જો એને ઠીક ઠીક રીતે ચલાવવામાં આવશે તો એમાંથી મોટાં પરિણામો આવવા સંભવ છે.

("નવજીવન" તા. ૧૭–૨–૨૯ ના અંકમાં લેખકઃ–મહાત્મા ગાંધીજી)

# ૧૫૦-एक चोरनो हैयापलटो

અવન્તીદેશમાં કુરરઘર નગરમાં કાતિયાની નામે એક બૌદ્ધ શ્રાવિકા રહેતી હતી. તે એક સમયને વિષયે કોટિકર્ણ શોણ નામે સાધુની કથા સાંભળવા ગઇ. આ સાધુ ગર્ભશ્રીમંત હતા. કાનમાં એક કોટિ(કરોડ)ના મૂલ્યની છેલકડી પહેરતા. આવો વૈભવ છોડીને ત્યાગી થયા હતા. કાતિયાની આમ કોટિકર્ણનું વખાણ (વ્યાખ્યાન) સાંભળે છે ત્યાં ચોરની એક ટોળકીએ એના ઘરમાં ખાતર પાડ્યું. ખાતર પાડીને ચોર ઘરમાં ઘર્યા છે ને પેટી-પટારા વીખે છે ત્યાં કાતિયાનીએ દાસીને દીવી પ્રકટાવવા સારૂ તેલ લેવા ઘેર મોકલી; તે આવીને જુએ છે તો ઘરમાં ખાતર પડ્યું છે. એટલે તે આવી હતી એવી ને એવી તેલ લીધા વિના પાછી કથામાં ગઈ. ચોરનો નાયક ચોરી કામ ઉપર દેખરેખ રાખતો બહાર ઉભો હતો. એણે દાસીને આવતી ને પાછી જતી જોઇ, એટલે તે કોણ છે, ક્યાં જાય છે, શું કરે છે તે જાણવા સારૂ એ પણ દાસીની પાછળ પાછળ ચાલ્યો. દાસી કથામાં આવીને કાતિયાનીને બધી વાત કરે છે. તે ચોરનાયક પાછળ ઉભો ઉભો સાંભળે છે.

'બા, બા! ઘરમાં તો ચોરે ખાતર પાડ્યું છે.'

'એમ ગોકીરો શું કરતી હઇશ? ચોર લઇ જતા હોય તો પોતાની દીઠી વસ્તુ ભલે લઇ જાય; પણ હું તો આજ દુર્લભ શ્રવણ સુણું છું એટલે ધર્મમાં અંતરાય કર મા.'

આ સાંભળીને ચોરનાયક ઉંડા વિચારમાં પડી ગયો-'અહો, ધન્ય છે આ બાઈને! બીજાં કથા સાંભળવા જાય પણ મન તો કાં વાર્તાવાળા સુતારભાઇની ઘોડે બાવળિયે હોય, ને કાં કથાસ્થાનક બહાર ઉતારેલા જોડામાં હોય; પણ આને તો ધર્મશ્રવણ આગળ ઘરબાર, ઢોરઢાંખર, માલમત્તા કાંઇ ગણત્રીમાંજ નથી. આવા ધર્મી માણસના ઘરની એક કોડીએ આપણને પચે નહિ, કાચા પારાની ઘોડે રોમેરોમે ફૂટી નીકળે. આવાને ઘેર ચોરી કરી તો પછી સર્વંસહા ધરતીમાતાનેય આપણો ભાર અસહ્ય થઇ પડે અને તે સહસા ફાટીને આપણને પોતાના વિશાળ ઉદરમાંજ ભંડારી દે.'

ચોરી કરતાં કરતાં કંઇક માણસોનાં ડોકાં ઉડાડી દેતાં જેણે પાછું વાળી જોયેલ નહિ એવા આ ચોરનાયકના વજ્રહૃદયને ચીરીને પ્રેમ તથા જ્ઞાનનું પાતાળઝરણું ઝરવા મંડ્યું. કાતિયાનીને ઘેર જઇને એણે એના ગોઠિયાઓએ ઉપાડેલ જોખમ જ્યાં હતું ત્યાંજ પાછું મૂકાવી દીધું, ને ખાતર બૂરાવી દીધું. અને પછી એ આખા ચોરસમાજને કોટિકર્ણ સાધુની કથા સાંભળવા તેડી ગયો. ચોરનાયક ઉપર કાતિયાનીનોજ પૂરો પ્રભાવ પડી ચૂક્યો હતો, પણ કાંઇ ઊણું હતું તો તે કોટિકર્ણની ધર્મકથાએ પૂરૂં કર્યું. × × × ×

સવાર પડ્યું એટલે ચોરનાયક કાતિયાનીને ઘેર જઇને એને પગે પડ્યો અને કહ્યું, 'અમને સર્વેને ક્ષમા કરો.'

'પણ તમે મને કર્યું છે શું?'

ચોરનાયકે પાછલી રાતનો ઇતિહાસ કહ્યો.

'ઠીક, બાપુ! હું તમને ક્ષમા કરૂં છું.'

'ના, બા! એમ ક્ષમા ન થાય. કોટિકર્ણ મહારાજ પાસે અમને બધાને લઇ જાઓ ને પ્રવ્રજ્યા દેવરાવો.'

તેજ દિવસે એ ચોરોએ સંન્યાસદીક્ષા લીધી ને ક્રમે કરીને અર્હન્તપદવીને પામ્યા.

("નવજીવન"ના તા. ૧૭-૨-૨૯ના અંકમાં લેખકઃ-શ્રી. દેસાઇ વાલજી ગોવિંદજી)

# ૧૫૧–राइनो मेरु!!

કાઉન્સીલનો એક યૂરોપીયન સભ્ય–"બહુ ચિંતાજનક ખબર મળ્યા છે, માઇ લૉર્ડ !"
ગવર્નર–"ક્યાંથી? શું ખબર મળ્યા છે?"
સભ્ય–"ખેડા જીલ્લાના લોકોએ કર ભરવાનો ઈન્કાર કરી દીધો છે!"
ગવર્નર–"હેં ? તમને કોણે સમાચાર આપ્યા ?"
સભ્ય–"જીલ્લા કમિશ્નર મિ. વિલ્સને."
ગવર્નર–"ખરેખર ?"
સભ્ય–"હા, માઇ લૉર્ડ!"
ગવર્નર–"વારૂ, કમિશ્નર મિ૦ વિલ્સનને મારી પાસે મોકલજો."

× × × ×

ગવર્નર–"શું સમાચાર છે, મી. વિલ્સન ?"
મિ. વિલ્સન–"ખેડા જીલ્લાના લોકોએ કર ભરવાનો ઇન્કાર કરી દીધો છે!"
ગવર્નર–"શું સમસ્ત જીલ્લાના લોકોએ ઠરાવ કર્યો છે ?"
મિ. વિલ્સન–"નહિ સાહેબ, કેવળ આણુંદ અને નડિયાદ તાલુકાના લોકોએ કર ન આપવાની વાત જાણવામાં આવી છે!"
ગવર્નર–"તમને આ સમાચાર કોણે કહ્યા ?"
મિ. વિલ્સન–"ડેપ્યુટી કલેકટર મી. બ્રાઉન તરફથી ખબર મળી છે."
ગવર્નર–"વારૂ, મિ. બ્રાઉનને મારી પાસે મોકલજો."

× × × ×

ગવર્નર–"વેલ મિ. બ્રાઉન! શું સમાચાર છે ? શું નડિયાદ અને આણુંદ તાલુકાના લોકોએ કર ભરવાનો ઇન્કાર કરી દીધો છે ?"
મિ. બ્રાઉન–"નહિ સર! કેવળ આણુંદ તાલુકાનાજ લોકોએ કર ભરવાનો ઇન્કાર કર્યો છે, નડિયાદ તાલુકાની વાત ખોટી છે."
ગવર્નર–"આ ખબર તમને ક્યાંથી મળ્યા ?"
મિ. બ્રાઉન–"આણુંદના મામલતદાર મિ. વ્યાસ તરફથી જાણવામાં આવ્યું."
ગવર્નર–"મિ. વ્યાસને મને મળવા કહેજો."

× × × ×

ગવર્નર–"કેમ મિ. વ્યાસ! તમારા તાલુકાના શા સમાચાર છે ?"
મામલતદાર–"સાહેબ! સમાચાર તો ઠીક છે. કંઇ નવાજુની નથી."
ગવર્નર–"કહે છેને કે, તમારા તાલુકાના લોકોએ કર ન આપવાનો ઠરાવ કર્યો છે ?"
મામલતદાર–"ના, સાહેબ! અમારા તાલુકામાં શાંતિ છે, કેવળ તાલુકાના સામરખા નામના ગામના લોકોમાં અસંતોષ ફેલાયો જણાય છે અને તે લોકો કર ન આપવાની ચળવળ કરી રહ્યાનું સાંભળ્યું છે."
ગવર્નર–"તમને તે વાત કોણે કહી ?"
મામલતદાર–"ગામના તલાટી વાત કરતા હતા."
ગવર્નર–"વારૂ, તલાટીને મારી પાસે મોકલજો!"

× × × ×

ગવર્નર–(તલાટીને) "તમારા ગામમાં કેમ ચાલે છે ?"
તલાટી–"ઠીક ચાલે છે સાહેબ! લોકો સુખી અને આનંદમાં છે!"
ગવર્નર–"સાંભળવામાં આવ્યું છે કે, તમારા ગામના લોકોએ કર ન ભરવાની ચળવળ કરવા માંડી છે."

તલાટી–"ના, સાહેબ! ગામના લોકોમાં તો શાંતિ છે. કેવળ ગામના એક-બે ખેડુતોએ કંઇ કારણથી મહેસુલ આપવા માટે વાંધો પાડ્યાની વાત સાંભળવામાં આવી છે સાહેબ!"

ગવર્નર–"કોના તરફથી સાંભળવામાં આવી?"

તલાટી–"ગામના મુખી વાત કરતા હતા."

ગવર્નર–"વારુ, મુખીને મારી પાસે મોકલજો."

× × × ×

ગવર્નર–"કેમ મુખી શું સમાચાર છે?"

મુખી–"અન્નદાતા! સમાચાર સારાજ છે."

ગવર્નર–"તમારા ગામના કોઈ ખેડુતો મહેસુલ આપવા આનાકાની કરે છે ને?"

મુખી–"અન્નદાતા! એવું કંઇ મારા જાણવામાં નથી આવ્યું. માત્ર એક માણસ મહેસુલ આપવાની ના કહે છે એવી કંઇ વાત અમારા હવાલદાર કરતા હતા."

ગવર્નર–"વારુ જાઓ, હવાલદારને મારી પાસે મોકલો."

× × × ×

ગવર્નર–"કેમ હવાલદાર! તમારા ગામમાં કયો માણસ મહેસુલ આપવાની ના પાડે છે?"

હવાલદાર–"અન્નદાતા! એવી કોઈ વાત મારા જાણવામાં નથી, સાહેબ!"

ગવર્નર–"ત્યારે, મુખી મને શું કહી ગયા?"

હવાલદાર–"મહેસુલની વાત તો હું જાણતો નથી, પરંતુ તાલુકાના મામલતદાર સાહેબને એક શેર માખણ જોઇતું હતું, તે માટે થોડા દિવસ ઉપર અહીંના પાટીદાર બળદેવ અને ચીમનલાલ સાથે તલાટી સાહેબને જરા બોલાચાલી થઇ હતી. તેમણે માખણ ન આપ્યું!"

ગવર્નર–(મનમાં) "એક શેર માખણ ન આપવાની વાત ઉપરથી આખા જીલ્લાના લોકો મહેસુલ ભરવાના નથી એવડું મોટું ભયંકર સ્વરૂપ?"

આ ગવર્નર સાહેબને ખબર નહિ હોય કે આ રીતે હિંદની નજીવી વાતોમાં અનેક પ્રકારનો મસાલો ભેગો થઈ ઇંગ્લાંડની પાર્લામેંટ પાસે જતાં તે વાત રાઇનો મેરુ બની ગયેલી હોય છે!

એજ રીતે કોઇ નેતા અથવા જાહેર કામ કરનાર સાધારણ માણસોવિષે સંભળાતી વાતો પણ રજ હોય તે ગજ જેટલી લાંબી થઇને લોકોમાં ચર્ચાય છે, અથવા તે કાગના બદલે વાઘ બની ગયેલી હોય છે.×

(તા. ૧૦-૨-૧૯૨૯ના "આર્યપ્રકાશ" માં લેખકઃ—શ્રી. અષ્ટાવક્ર)

## ૧૫૨–एक शुभ कार्य

જોનપુર જીલે કે રાજાબાજાર નામક સ્થાન મેં શ્રીમાન્ રાજા લાલબહાદૂર સિંહજી ને હાલ મેં હી સ્વા૦ રામાનંદ બ્રહ્મચારી કે ઉત્સાહ દિલાને પર સ્થાન પૂરબગાંવ મેં એક બડી ગોશાલા સ્થાપિત કી હૈ, જિસમેં બાજાર તથા આસપાસ કે સ્થાનોંસે બહુતસી નિઃસહાય ઔર વૃદ્ધા ગાયેં લા કર રખ્ખી ગઇ હૈં. શ્રીમાન રાજા સાહબ ને ગાયોં કે ચરને કે નિમિત્ત ૧૪૦૦ વીઘે ગોચર ભૂમિ ગોશાલા કે હેતુ પ્રદાન કી હૈ. સાથ હી ૩૭ વીઘે જમીન મેં દૂકાનેં બનવા રહે હૈં. યહ બાજાર કવાર માસ સે લગેગા, જિસમેં કિસી પ્રકાર કી ચુંગી નહીં લી જાયગી. ઐસે શુભ કાર્ય કે હેતુ શ્રીમાન્ રાજા સાહબ ધન્યવાદ કે પાત્ર હૈં.

("હિંદૂપંચ"ના એક અંકમાંથી)

---

× હિંદી ઉપરથી સૂચિત

# १५३–एक समाजहितकारी संस्था

મેંચેસ્ટરમાં એક એવી સંસ્થા સ્થપાઈ છે કે જેનો ઉદ્દેશ ધનવાન સ્રીપુરુષોના ધનનો લોકહિતનાં કાર્યોમાં ઉપયોગ થાય તેવા પ્રયત્નો કરવાનો છે. આ સંસ્થાને આર્થર જીસ્ટોબલના સામ્યવાદી પુત્ર વાઇકાઉન્ટ એનિસ્મોર યાને મિ. ડબ્લ્યુ૰ એફ૰ દેમર તરફથી સંપૂર્ણ મદદ મળી છે. સંસ્થાનું નામ 'નેબર્સ લિમિટેડ' છે. તે કલા, વિજ્ઞાન, લોકદશા અને ભ્રાતૃભાવની ઉન્નતિ માટે કેટલાક પ્રકારના ઉદ્યોગો, ધંધાઓ અને સામાજિક કાર્યો શરૂ કરશે. મૈત્રીપૂર્ણ સંસ્થાઓના કાનુનના પાલન માટે સભાસદોએ એક કે એથી વધુ શેર લેવા જોઇશે; અને પ્રત્યેક શેરની સાથે સંસ્થાને સો પૌંડનું દાન આપવું પડશે. કોઇપણ સભાસદને સો પૌંડના દાનને માટે એક શેર મેળ-વવાનો અધિકાર રહેશે; અને એ હિસાબે તેને શેર મળશે. સંસ્થાનું કામ મિલ્કતોની લેવડદેવડ તથા વેચાણ વગેરેનું તેમજ જેઓને સંપત્તિ જેવું કશુંજ નથી તેમને સામાન્ય નિર્વાહની અને શાંતિથી જીવન ગાળી શકાય તેવી વ્યવસ્થા કરી આપવાનું છે. તેઓ આશા રાખે છે કે, સંસ્થા-ના ઘણાખરા સભ્યો પોતાની સઘળી માલમિલ્કત સંસ્થાને અર્પણ કરશે, કે જે લાખો પૌંડની હશે. બદલામાં તેમને દર અઠવાડીએ સ્રી યા પુરુષને ત્રણ પૌંડ મળશે. પતિ–પત્ની એકસાથે રહેતાં હોય તેમને દર અઠવાડિયે ચાર પૌંડ મળશે. તેમની સાથે બાળકો પણ હોય તો તેમને માટે દશ દશ શિલિંગ વધારે મળશે. "નેબર્સ લિમિટેડ" સંસ્થાના નિયમોમાં વાઇકાઉન્ટ એનિસ્મોરે થોડોક સમય થયાં સુધારો કર્યો હતો અને તેઓ દર અઠવાડિયે ત્રણ પૌંડ લઇને મિ. હેયર–તરીકે રહેવા ઇચ્છે છે. શરૂઆતમાં કેમ્બ્રિજની સૈયસ કૉલેજના અર્થશાસ્ત્રના અધ્યાપકે આવી એક સંસ્થાનો ઠરાવ રજુ કર્યો હતો. સંસ્થા રાજકારણથી અલગ રહેશે; પરંતુ સામ્યવાદની ભાવનાથી ભરેલા ધનવાનોને નિવેદન કરશે કે, તેઓ સંપત્તિની મુશ્કેલીઓ દૂર કરે.

આ સંસ્થાના વ્યાપક કાર્યક્રમમાંથી કેટલુંક આ પ્રમાણે છેઃ–(૧) સર્વ પ્રકારની કળાઓને ઉત્તેજન આપવું અને નવી નવી શોધીને વ્યવહારમાં લાવવી. (૨) ગામો અને ગામડાંના સૌંદર્ય-નું સંરક્ષણ કરવું. (૩) ખુલ્લાં મેદાનોની રક્ષા કરવી તથા દેશને સ્વચ્છ કરવો. (૪) ગંદકી, ધૂમાડો, ઘોંઘાટ અને રોગનાં ઉત્પાદક કારણોને દૂર કરવાં. (૫) શિક્ષણ અને શિક્ષણવિષયક સિદ્ધાંતોનો પ્રચાર કરવો. (૬) સંસ્થાના કાર્ય માટે ધન અને બીજી સગવડો ઉભી કરવી તથા તેમાં વધારો કરવો. (૭) સમાજસેવાનાં કામોમાં વધારો કરવો, બાળકોની કલબો ખોલવી, રજાઓ ગાળવાના કેમ્પો ગોઠવવા, વાચનાલય ખોલવાં, વિશ્રામાલયો ખોલવાં અને શિક્ષણ–પ્રચ ર-ના પ્રયત્નો કરવા તથા દરિદ્રો અને વૃદ્ધોમાટે આશ્રમો બનાવવા. (૮) કેદખાનામાં શિક્ષણની સગવડોમાં સુધારો કરવો તથા કેદમાંથી છુટયા પછી કેદીને માટે કામધંધાની સગવડ કરી આપવી. (૯) જેમનાં ઘરબારનું કંઇ ઠેકાણું નથી એવાંઓના પાલન–પોષણની વ્યવસ્થા કરવી.(૧૦) કામ-ધંધાઓમાં સહકાર અને સદ્ભાવ પેદા કરવો તથા સૌ રાષ્ટ્રોમાં આંતર્રાષ્ટ્રીય સંબંધની વૃદ્ધિ કરવી. 'નેબર્સ લિમિટેડ' સંસ્થાના એ ઉદ્દેશ અને અભિલાષો છે.



# ૧૫૪–भादरणनो भगवान रात लइने नाठो!

નડીયાદ તા. ૧-૮-૨૮

આપણા દેશમાં ઘણી ખરી જગ્યાએથી પત્રોદ્વારા ખબર આવે છે કે, "અમારા ગામમાં (વગર મોસમના) કૃષ્ણ ભગવાન(!) ફુટી નીકળ્યા છે!" અમારા ગામમાં પણ થોડા વખત ઉપર "ભાદરણના ભગવાન" આવ્યા હતા. તેમનો પોષાક મખમલનો હતો, તેમણે કોટ–પાટલૂન અને માથે વરરાજા જેવી પાઘડીમાં ફૂલનો હાર લટકાવ્યો હતો. કોઇ અ-જાણ્યો માણસ નિઃસંદેહ વરરાજાની ઉપમા આપી શકે! તે પોતે વૃદ્ધ છે. આ ભગ-વાન અમારી માતૃભૂમિને અપવિત્ર કરવા પોતાને ખર્ચે બંધાયેલા મંડપમાં પધારી અંધ-શ્રદ્ધાળુ લોકોની પવિત્રતાનો ભંગ કરવા સ્વયં પ્રેરાયા હતા. અમારા ગામના કેટલાક ભાઇ-ઓની અને બહેનોની પૂજા અંધ ન હોવાને પ્રતાપે, અઘોર પાપમાંથી એ "ભાદરણના ભગવાન" અને અંધશ્રદ્ધાળુ લોકો મુક્ત થયા હતા. આ મહારાજને રાત્રે ને રાત્રે નાસી જવાની ફરજ પડી હતી, અને તે રાત્રે ને રાત્રે પલાયન થઈ ગયા હતા. આ મહારાજને બધા "ભાદરણના ભગવાન!" તરીકે ઓળખે છે.

આવા ધર્મનું નિકંદન કાઢનારાઓની ધુંસરીને ફગાવી દેવા અને હિંદુધર્મનો આઝાદીનો અખંડ દીપક પ્રગટાવવા ભારતીય યુવકો! તૈયાર થજો.

કળિયુગમાં અંધશ્રદ્ધાળુઓની આંખોએ દેખાતા કૃષ્ણ ભગવાનને અને તેના સ્વાર્થી ચેલાઓની આંખે અંધાપો આવ્યો છે, અને તેઓ હિંદુધર્મના સત્યાનાશના સમરજંગ-માં ઉછળવા સ્વયં પ્રેરાયા છે!

અંતરિક્ષમાં ઉભેલો વહિવંચો આજે કાળા અક્ષરે આકાશની પાટીમાં આલેખી રહ્યો છે કે "આ અંધશ્રદ્ધાળુઓ હિંદુધર્મનો વિનાશકાળ ઘડી રહ્યા છે."

ઓ ભારતીય યુવકો! આજે તમારી ધાર્મિક કસોટી થઈ રહી છે. તમારી છાતીને મજબૂત રાખજો. આવા લેભાગુ ભગવાનોનાં પોકળ ખુલ્લાં પાડી જનતા સમક્ષ રજુ કરજો, અને અધર્મીઓની અધર્મશાહીના જવાબમાં તીખી મર્દાનગી જરૂર દાખવજો!

("પોલ પત્રિકા"ના તા. ૧૩-૯-૨૮ના અંકમાં લેખક–સ. ચંદ્ર કંથારિયા.)



# ૧૫૫–रुपयामाहात्म्य

મૈં લડકોં કે લડકપન કા ખિલૌના હૂં, મિઠાઈ હૂં. મૈં જવાનોં કી જવાની કા જાન હૂં, મસ્તી હૂં. મૈં બૂઢોં કી બુઢૌતી કી લકડી હૂં, સહારા હૂં. મૈં રૂપયા હૂં.

મનુષ્ય મેરા ગુલામ હૈ. મૈં ઉસે હજાર નાચ નચા સકતા હૂં, નચા ચૂકા હૂં, નચા રહા હૂં. દુનિયા મુઝસે દબતી હૈ. મૈં ઉસે પલટ સકતા હૂં, પલટ ચૂકા હૂં, પલટ રહા હૂં. પ્રકૃતિ મેરી બસવર્તિની હૈ. મૈં ઉસે બનાતા હૂં, બિગાડતા હૂં, તોડતા હૂં, મોડતા હૂં, મૈં રૂપયા હૂં.

વિશાલ વિશ્વ મેં યદિ કોઇ ઈશ્વર હો, તો મૈં હૂં, ધર્મ હો તો મૈં હૂં, પ્રેમ હો તો મૈં હૂં. મૈં સત્ય હૂં, મૈં શિવ હૂં, મૈં સુંદર હૂં; મૈં સત્ હૂં, મૈં ચિત્ હૂં, મૈં આનંદ હૂં. પરલોક મૈં હૂં, લોક મૈં હૂં, હર્ષ મૈં હૂં, શોક મૈં હૂં, ક્ષમતા મૈં હૂં, મમતા મૈં હૂં, મૈં રૂપયા હૂં.

જો મેરી ઝનઝનાહટમેં અલૌકિક મધુરિમા હૈ વહ વીણાપાણિ કી વીણા મેં કહાં? નટવર શ્યામ કી બંશી મેં કહાં? ડમરૂવાલે કે ડમરૂ મેં કહાં? કામિની કે કોમલ કંઠ મેં કહાં? કોકિલ–કલ–કાકલી મેં કહાં? મૃદંગ–મુરચંગ મેં કહાં? સિતાર જલતરંગ મેં કહાં? યહાં કહાં? વહાં કહાં? મૈં સપ્ત સ્વરોં સે ઉપર અષ્ટમ સ્વર હૂં, પરમ મધુર હૂં, મૈં રૂપયા હૂં.

ગીતા કે ગાયકો, ચંડી સરસ્વતી કે પાઠકો, ભગવત્ કે ભક્તો, સત્ય–નારાયણ કથા કે પ્રેમિયો, રામાયણ કે અનુરાગિયો, મહાભારત કે માનનેવાલો! મેરા ગીત ગાઓ, મેરા પાઠ પઢો, મેરે ભક્ત બનો, મેરી કથા સુનો, મુઝસે અનુરાગ કરો, મુઝે માનો, મેરી શરણ આઓ. તારન–તરન મૈં હૂં, ભવ–ભયહરણ મૈં હૂં, મંગલકરણ મૈં હૂં, પુણ્યચરણ મૈં હૂં, મૈં રૂપયા હૂં.

મુઝકો આંખ દિખા કર, મુઝે ઠુકરા કર, મુઝસે વિદ્રોહ કર કોઇ બચ સકતા હૈ? કોઇ નહીં.

જમીંદાર મૈં હૂં, રાજા મૈં હૂં, બાદશાહ મૈં હૂં, બાદશાહોં કા બાદશાહ મૈં હૂં, મૈં ઈશ્વર હૂં, મૈં રૂપયા હૂં.

લંકા, સીતા કી રુષ્ટિ સે નહીં, મેરી રુષ્ટિ સે જલી થી; મૈં વિભીષણ પર પ્રસન્ન થા. કૌરવ, દ્રૌપદી કે કોપ સે નહીં, મેરે કોપ સે નષ્ટ હુએ થે; મૈં પાંડવોં પર પ્રસન્ન થા. જર્મની ભી બ્રિટન યા અમેરિકા કી ધૂર્તતા સે નહીં, મેરી ધૂર્તતા સે પરાજિત હુઆ; મૈં બ્રિટેનપર પ્રસન્ન હૂં.

ઠાકુરજી બોલતે નહીં, મૈં બોલતા હૂં. કયોંકિ મૈં ઉનસે બડા હૂં. ઠાકુરજી ચલતે નહીં, મૈં ચલતા હૂં, કયોં કિ ઉનસે મેરે અધિક માનનેવાલે હૈં, મેરી અધિક સાખ હૈ. દેવતાઓં મેં વહ આકર્ષણ નહીં, જો મુઝમેં હૈ. યહ યુગ તર્ક કા હૈ, ઉદાહરણ કા હૈ, પ્રત્યક્ષવાદ કા હૈ ઔર સ્વયં પ્રભુતા કા હૈ. મૈં પ્રત્યક્ષ હૂં, સદ્યઃ ફલ કા દાતા હૂં, સ્વયં પ્રભુ હૂં, આકર્ષક હૂં, ઇસસે મૈં હી ઈશ્વર હૂં, ઈશ્વર સે બડા હૂં, મૈં રૂપયા હૂં.

મુઝસે વરદાન લે કર પાપ કરો તુમ દેવતાઓં સે પૂજે જાઓગે. મુઝસે વરદાન લે કર તુમ એક દો નહીં, સાત ખૂન કરો, સાફ બચ જાઓગે. સામ્રાજ્ય કો સામ્રાજ્ય સે ભિડા દો. મનુષ્યતા કી બઢી હુઇ ખેતી કો બેરહમી સે કટવા ડાલો, જલવા ડાલો. સ્રિયોં કી મર્યાદા કો પૈસે મેં દો સેર કે હિસાબ સે દિન મેં દસ બાર ખરીદો ઔર બેચ ડાલો. સંસાર કો વિધવાઓં, બચ્ચોં, બૂઢોં ઔર અપાહિજોં કી "હાય" સે ભર દો, ભૂકંપ ઉઠા દો, પ્રલય કર દો–જો ચાહે સો કર દો, મગર મુઝસે વરદાન લે કર કરો. કયોંકિ મૈં સર્વશકિતમાન હૂં, મૈં રૂપયા હૂં–

**"सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज"**

("વિશ્વમિત્ર"ના એક અંકમાં લે:–શ્રી. પાંડેય બેચન શર્મા)

# १५६–शेखावाटी का एक उत्तम गीत

ગ્રામ્ય ગીતોં કા તુલનાત્મક અધ્યયન કરને કે લિયે મૈંને ગુજરાત, કાઠિયાવાડ ઔર રાજપૂતાને કા એક લમ્બા દૌરા કિયા હૈ. ઇસ દૌરે મેં મુઝે જો ગીત મિલે, ઉનમેં ગુજરાત ઔર કાઠિયાવાડ કે ગીતોં મેં પ્રેમ, શૃંગાર, કરુણા ઔર ભક્તિરસ લહરેં માર રહા હૈ. પશ્ચિમી રાજપૂતાને કે ગીતોં મેં વીરરસ સે ઉમડતે હુએ ગીત ભી હૈં; પર શેખાવાટી મેં ભી અચ્છે ગીત મિલેંગે. ઇસકી આશા મુઝે બહુત કમ થી. ક્યોંકિ એક તો યહ પ્રાંત બિલકુલ રૂખા સૂખા હૈ. ઋતુઓં કા પરિવર્તન તો હોતા હૈ, પર પ્રકૃતિ અપને ઠાટબાટ સે ઉસમેં ભાગ નહીં લેતી. અતએવ મનુષ્યોં કે જીવન મેં નઇ તરંગેં ઉઠને કા અવસર બહુત હી કમ મિલતા હૈ. તરંગ ઉઠે બિના કવિતા મેં ઉસકા રસ કહાં સે આ સકતા હૈ? મુઝે વિશ્વાસ થા કિ શેખાવાટી મેં મુઝે સ્ત્રી-પુરુષ કે સંયોગ ઔર વિયોગ કે શૃંગાર સંબંધી હી ગીત મિલેંગે; પર શેખાવાટી મેં આને પર મેરા વિશ્વાસ ગલત નિકલા. ઇસ પ્રાંત મેં ભી ગ્રામ્ય-કવિતા કા વિકાસ ઉસી ઉન્માદ કે સાથ હુઆ હૈ, જૈસા ભારત કે અન્ય પ્રાંતોં મેં હૈ. યહાં ભી પાબુજી જૈસે વીરોં કી કથાયેં દેહાત મેં ઉસી તરહ પ્રચલિત હૈ, જૈસે યુક્તપ્રાંત મેં આલ્હા. સંયોગવિયોગ કે શૃંગાર કે ગીતોં કી તો બાત હી અલગ હૈ. ઇસ વિષય મેં તો કોઇ પ્રાંત પિછડા હુઆ નહીં હૈ; પર યુક્તપ્રાંત કે ઘાઘ કી તરહ રાજિયા, કિસનિયા, ભેરિયા, મોતિયા, છોટિયા, નાગિયા, બાઘજી, નાથિયા આદિ દસ પંદ્રહ ઘાઘોં કી નીતિકવિતા સર્વત્ર પ્રચલિત હૈ. સ્ત્રિયોં કે ગીતોં મેં ભી સબ રસોં કે ગીત મિલતે હૈં.

કિસી ભી સમાજ કા શુદ્ધ પ્રતિબિંબ તો ઉસકે ગીતોં મેં મિલતા હૈ, શેખાવાટી કે મારવાડી સમાજ કા ભી પ્રતિબિંબ ઉસકે ગીતો મેં વિદ્યમાન હૈ. યહ સમાજ વ્યાપારકુશલ ઔર ધની હૈ. ઇસસે ઇસ સમાજ મેં શોભા-સજાવટ કી સામગ્રી કુછ વિશેષ હૈ. સ્ત્રી-સમાજ મેં મુસલમાની આતંક કે ચિહ્નસ્વરૂપ પર્દે કા પ્રચાર ખૂબ હૈ. પર કુછ મારવાડી સુધારક ઔર કુછ અન્ય પ્રાંત કે લોગ ભી, જો રહન-સહન દેખ કર કલ્પના કર કે હી રાય કાયમ કર લેતે હૈં; ઇસ સમાજ પર જો વિલાસિતા ઔર ચરિત્રહીનતા કા લાંછન લગાતે હૈં, મુઝે તો વહ એક પ્રકાર સે અતિશયોક્તિ હી જાન પડા. સાધારણતઃ ચરિત્ર સંબંધી ભલી-બૂરી બાતેં ભારત મેં જૈસી સર્વત્ર હૈં, વૈસી યહાં ભી હૈં; પર યહાં ઐસી નહીં કિ ઉનપર ખાસ તૌર પર અંગુલી ઉઠાઇ જા સકે. સ્ત્રિયોં કે ગીતોં મેં સીઠને આદિ કુછ અશ્લીલ ગીત અવશ્ય હૈં; પર યુક્તપ્રાંત મેં સમધી જિમાતે સમય જો 'ગારી' ગાઇ જાતી હૈં, ઉનકીસી અશ્લીલતા તો ઇન સીઠનોં મેં નહીં હૈ.

મૈં યહ સ્વીકાર કરતા હૂં કિ સમાજ કી બૂરાઇયાં ખોજ-ખોજ કર પ્રકટ કરનેવાલોં મેં બહુતોં કા ઉદ્દેશ્ય અચ્છા હૈ; પર સમાજ મેં પ્રચલિત અચ્છાઇયોં કી પ્રશંસા કરના ભી તો ઉનકા કર્તવ્ય થા; જિસસે સમાજ મેં સદ્ગુણોં કા વિકાસ હોતા ઔર બૂરાઇ કે ત્યાગ કે સાથ સાથ ભલાઈ કા ગ્રહણ ભી ચલતા રહતા. મારવાડી ગીતોં હી કો લીજિયે, સીઠનોં કી નિંદા તો બહુતોં ને કી; પર સ્ત્રિયોં મેં પ્રચલિત ઉપદેશપૂર્ણ ગીતોં કી ઓર કિસને ધ્યાન દિયા? કિતને હી અચ્છે-અચ્છે ગીત વૃદ્ધા સ્ત્રિયોં કે સાથ કાલ કે ગાલ મેં સદા કે લિયે વિલીન હો ગયે! અબ ભી જો ગીત વર્તમાન હૈં, ઉનકે સંગ્રહ કી ઓર કૌન ધ્યાન દેતા હૈ? ઉનકે દ્વારા ક્યા સમાજ મેં સુરુચિ નહીં પૈદા કી જા સકતી?

યહાં શેખાવાટી મેં આમ તૌર સે પ્રચલિત એક ગીત દિયા જાતા હૈ. યહ ગીત મુઝે ફતહપુર મેં મિલા. ઇસ ગીત મેં જો ભાવ વર્ણિત હૈ વહ ઉચ્ચ કોટિ કે સમાજ કા હૈ. મારવાડી-સમાજ મેં ઐસી ભી બહુયેં હૈં, જો અપને સ્વામી તથા દેવર-જેઠ, સાસ-સસુર ઔર નનદ આદિ કો હી અપના ગહના માનતી હૈં. ઐસી બહૂઓં સે હી સમાજ કી શોભા હૈ. ઐસી બહુએં સમાજ કી લક્ષ્મી હૈં. યદ્યપિ આજકલ મારવાડી-સમાજ મેં ગહનોં કા રિવાજ અધિક હૈ, પર ઇસ ગીત મેં જિસ સમય કે સમાજ કા વર્ણન હૈ, ઉસમેં ગહને ઇતને નહીં રહે હોંગે. ભવિષ્ય મેં સદ્ગુણરૂપી ગહનોં સે ભૂષિત ઐસે હી સમાજ કી આવશ્યકતા હૈ.

### ગીત

આજ મ્હારી ઇમલી ફૂલ લિયો—
બહુ રિમઝિમ મહલાં સે ઉતરી, કર સોલા સિણગાર. આજ૦ ૧
મ્હારા સાસૂજી પૂછયા હે બહુ, થારે ગહણારો અર્થ બતાય;
સાસૂ ગહણાં નૈ કે પૂછો, મ્હારા ગહણાં દેવર જેઠ;
ગહણા મ્હારી ભોલી બાઇજી રો વીર. આજ૦ ૨
મ્હારા સસુરોજી ઘર કા રાજા, સાસૂજી મ્હારી અર્થ ભંડાર;
મ્હારા જેઠ બાજૂબંદ બાંકડાં, જિઠાણી મ્હારી બાજૂબંદ કીલૂંગ. આજ૦ ૩
મ્હારો દેવર ચૂડલો દાંત કો, દેવરાણી મ્હારી ચૂડલા રી ટીપ;
મ્હારા કુંવરજી મોતી વાટલા, કુલબહુ મ્હારા મોત્યાં બીચ કો લાલ. આજ૦ ૪
મ્હારી ધીયજ ચોલી પાન કી, જંવાઇ મ્હારે ચમેલ્યાં રો ફૂલ;
મ્હારી નણંદ કસૂમલ કાંચલી, નણદોઇ મ્હારો ગજમોત્યારો હાર. આજ૦ ૫
મ્હારા સાયબ સિર કો સેવરો, સાયબાણી મેં તો સેજાં સિણગાર;
મ્હેં તો વારી બહુજી થારે બોલનૈ, મ્હારો લડાયો સબ પરિવાર. આજ૦ ૬
મ્હેં તો વારીજી સાસૂજી થારી કૂખ નૈ થેં તો જાયા જૈસા અર્જુનભીમ;
મ્હેં તો વારીજી થારી ગોદનૈ, થે ખિલાયા લિછમણ રામ. આજ૦ ૭
આજ મ્હારી ઇમલી ફૂલ લિયો.

અર્થ:—આજ મેરી ઇમલી મેં ફૂલ આયા હૈ. બહુ સોલહ શૃંગાર કર કે છમછમ કરતી હુઇ મહલ સે ઉતરી. (૧)

સાસ ને પૂછા—હે બહુ! તુમ્હારે પાસ કયા કયા ગહને હૈ? બહુ ને કહા—હે સાસજી! મેરે ગહને કી બાત કયા પૂછતી હો? મેરે ગહને તો મેરે દેવર ઔર જેઠ હૈં. મેરા ગહના તો મેરી સુશીલા નનદ કા ભાઇ અર્થાત્ મેરા પતિ હૈ. (૨)

મેરે સસુરજી ઘર કે રાજા હૈં ઔર સાસૂજી ભંડાર કી માલકિન. મેરે જેઠજી તો બાજૂબંદ હૈં ઔર જેઠાનીજી બાજૂબંદ કી લટકન. (૩)

મેરા દેવર મેરી હાથીદાંત કી ચૂડી હૈ, ઔર દેવરાની ઉસકી ટીપ. મેરા પુત્ર મોતિયોં કા હાર હૈ ઔર મેરી પુત્રબધૂ મોતિયોં કે બીચ કા લાલ. (૪)

મેરી કન્યા જરીદાર ચોલી હૈ ઔર મેરા જામાતા ચમેલી કા ફૂલ હૈ. મેરી નનદ કુસુમ્મી ચોલી હૈ ઔર નનદોઇ ગજમુક્તાઓં કા હાર. (૫)

મેરે સ્વામી સિર કે મુકુટ હૈ, ઔર મૈં ઉસકી સેજ કા શૃંગાર હૂં. યહ સુન કર સાસ ને કહા-બહુ! મૈં તો તુમ્હારી બોલ પર ન્યોછાવર હૂં. તુમને મેરે સારે પરિવાર કો સુખી કિયા. (૬)

બહુ ને કહા-સાસજી! મૈં તો તુમ્હારી કોખ પર ન્યોછાવર હૂં. તુમને તો અર્જુન ઔર ભીમ ઐસે પ્રતાપી પુત્ર પૈદા કિયે હૈં; ઔર હે નનદ! મૈં તુમ્હારી ગોદ પર ન્યોછાવર હૂં. તુમને તો રામ ઔર લક્ષ્મણ ઐસે ભાઇયોં કો ગોદ મેં ખિલાયા હૈ. (૭)

ગીત કી અંતિમ પંક્તિયોં પર જરા ગૌર સે વિચાર કીજિએગા. યહ ઉસ સમય કા ગીત હૈ જબ માતાયેં અર્જુન ઔર ભીમ ઐસે પુત્ર ઉત્પન્ન કરતી થીં; ઔર બહનેં રામ ઔર લક્ષ્મણ ઐસે ભાઇયોં કો ગોદ મેં ખિલાતી થીં. સાસ ને જો બહુ કે નીતિયુક્ત વ્યવહાર ઔર મધુર ભાષણ કી પ્રશંસા કી હૈ, વહ ભી કમ મહત્ત્વપૂર્ણ નહીં હૈ. વહ એક પરિવાર કો પ્રેમ-બંધન મેં બાંધને કે લિયે હૈ, ન કિ ફૂટ ડાલને કે લિયે; જૈસા કિ આજકલ હૈ. યદિ હમારે સુધારક અર્જુન-ભીમ કી માતાઓંવાલા ઔર રામલક્ષ્મણ કી બહનોંવાલા સમાજ લૌટા લાને મેં સમર્થ હુએ તો મારવાડી-સમાજ કે સૌભાગ્ય કા કયા કહના!

("ત્યાગભૂમિ" સંવત ૧૯૮૪-મહા મહિનાના અંકમાં લેખક:-શ્રી. રામનરેશ ત્રિપાઠી)

# ૧૫૭–हिंदु कोम ! तारा उपर दररोज लाखो वहु बेटीओना शाप वरसे छे!

નાની ઉંમરે પરણાવીને સાસરે મોકલેલી ઘણી છોકરીઓ તેમના વર અથવા સાસરિયાંના જુલમથી ત્રાસ પામીને આપઘાત કરે છે, અથવા તો તેમનાં ખૂન કરવામાં આવે છે, તે બાબતના સમાચારો વખતે વખતે વર્તમાનપત્રોમાં છપાય છે. દાખલાતરીકે—

આશરે ૭ વર્ષની એક છોકરીને પરણાવીને સાસરે મોકલી હતી. ત્યાં ત્રાસ પામવાથી તે વખતે વખતે પોતાના બાપને ઘેર જતી. તો ત્યાંથી તેને દરેક વખત સાસરે પાછી મોકલતા. છેવટ જ્યારે તેની ઉંમર અગિયાર વર્ષની હતી ત્યારે તેના બાપે તેને પાછી સાસરે મોકલવાની હઠ લીધી. તેથી નિરાશ થઇને તે છોકરીએ એક કુવામાં પડીને આપઘાત કર્યો ?

આશરે આઠ વર્ષની એક છોકરીને પરણાવીને સાસરે મોકલી હતી. ત્યાં તેના વરના જુલમથી ત્રાસ પામીને તે પોતાના બાપને ત્યાં ગઇ હતી. તેની ઉંમર આશરે અગિયાર વર્ષની હતી ત્યારે તેનો સસરો તેને તેડવા ગયો, અને પોતાનો દીકરો તેને હેરાન કરશે નહિ એવું વચન આપ્યું; તેથી તેને પાછી સાસરે મોકલવામાં આવી. નિર્દય વરે તેને હેરાન કરવા માંડી, તેણે વાંધો લીધો, ભૂખી રહેવા લાગી, વરની નિર્દયતા માટે તેના બાપ તથા તેના મિત્રોએ તેને સખત ઠપકો આપ્યો; તેથી ગુસ્સે થઇને તેણે તે હતભાગી છોકરીના માથા ઉપર પાવડો માર્યો, તેથી તે બિચારી મરી ગઇ. તે ખુની વરને દશ વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. વાંચનાર! કોઇને પણ ઠપકો અથવા ઉપદેશ આપો ત્યારે મીઠી ભાષા વાપરજો. કડવી ભાષા વાપરવાથી ઉપર પ્રમાણે મહાપાપ થાય છે.

દશ વર્ષની એક પરણેલી છોકરીને બોલાવવા માટે તેનો વર ગયો. દિવાળીના તહેવાર પછી તેને મોકલીશું એમ તેની માએ જવાબ દીધો. તેથી ગુસ્સે થઇને તે વરે છોકરીને પાણીમાં ડુબાડી-ને મારી નાખી. તે ખુની વરને ફાંસીની સજા થઇ હતી.

તા. ૬–૪–૨૭ ના 'હિતેચ્છુ'માં જણાવ્યા પ્રમાણે આશરે ચૌદ વર્ષની એક ખાનદાન વણીક કુટુંબની દીકરીને તેની સાસુ તથા વરે એટલું બધું દુઃખ દીધું કે તેથી કંટાળીને તે બિચારી છોકરી પોતાનાં કપડાં ઉપર ઘાસલેટ છાંટીને બળી મૂઇ !

મુંબઇમાં એક શ્રીમંત હિંદુ છોકરો પોતાની બાળક સ્ત્રીને પોતાની ગુલામડી સમજતો હતો. એક વખત તે છોકરીની મા બિમાર પડી, અને તેણીની સારવાર કરવાને તે છોકરી મુંબઇમાં રહેવા ઇચ્છતી હતી; પણ તેના વરે તેને પોતાની સાથે બહારગામ જવા કહ્યું. છોકરીએ તેમ કરવાની ના પાડી. તેથી ગુસ્સે થઇને તે છોકરાએ પોતાની બિમાર સાસુની હાજરીમાં પોતાની સ્ત્રીને છરી મારી. પરિણામે તે સ્ત્રી મરી ગઇ! તે ખુની છોકરાને જન્મદેશનિકાલની સજા થઇ અને તેથી ખેદ પામીને તે છોકરાના શ્રીમંત બાપે અફીણ ખાઇને આપઘાત કર્યો!

હિંદુ ધર્મમાં સ્ત્રીની પૂજા કરવાનું, એટલે કે તેના તરફ માન અને માયાથી વર્તવાનું ચોખ્ખું ફરમાન છે, તે યાદ રાખીને પોતાની વહુ ઘેર આવી ત્યારથી તેની સાથે માયાથી વર્તવાની જો તે બાપે પોતાના દીકરાને ફરજ પાડી હોત-બોધ આપ્યો હોત, તો તેઓ ત્રણે સુખી થાત; પણ ફરજ બજાવવામાં તે બાપ બેદરકાર રહ્યો, તેને પરિણામે છેવટે વહુનું ખૂન થયું, દીકરો જન્મદેશનિકાલની સજા પામ્યો અને બાપે આપઘાત કર્યો !

*"કચ્છના કડિયા-મિસ્ત્રી જ્ઞાતિના આગેવાનોએ એકઠા મળી વરની સંમતિ વય ૧૦ (દશ) વર્ષની ઠરાવી. વરની દશ એટલે તો કન્યાને ચાર-પાંચ વર્ષેજ પત્નીપદનો લહાવો મળશે."*

(ગાંડીવ, તા. ૧૨-૧૨-૧૯૨૬.)

**એક ચેતવણી**-છોકરીઓનાં શરીર માતા થવા માટે પંદર વર્ષની ઉંમરસુધી લાયક થતાં નથી. અને તેથી નાની ઉંમરે પરણાવેલી છોકરીઓનું મરણ પ્રમાણ વધી જાય છે.

(ન્યુ ઇંડિયા તા. ૧-૪-૧૯૨૫.)

લગ્ન પછી છોકરી સાસરિયાંની ગુલામડી બને છે. નાની ઉંમરે પરણાવેલી છોકરીઓને તહેવાર વગેરેને બહાને થોડી મુદત માટે સાસરે મોકલવાની તેમના વર અથવા સાસરિયાં માગણી કરે છે. તે માગણી સ્વીકારવાથી તેમજ નહિ સ્વીકારવાથી હતભાગી છોકરીઓ જીવતે જીવત નરકની પીડા સહન કરે છે. માટે પોતાની દીકરીઓને પંદર વર્ષની ઉંમર પછી પરણાવવાનો વિચારવંત માબાપો ઠરાવ કરે એવી મારી પ્રાર્થના છે.

**પરમાર્થી આત્માઓને અપીલ**–બાળક સ્ત્રીઓનાં ખૂન, આપઘાત, સખત માર, નાક કાપવાં વગેરે ભયંકર ગુન્હાઓના સમાચારો વખતે વખતે વર્તમાનપત્રોમાં છપાય છે. તેવા સમાચારો તારીખવાર કાપી લઇને એક નોટબુકમાં ચોટાડવાની તથા તેવા મહાપાપ સામે પ્રજામત કેળવવાની પરમાર્થી આત્માઓ મહેરબાની કરે, અને તેથી તેઓ લાખો છોકરીઓના આશીર્વાદ મેળવે એવી મારી પ્રાર્થના છે.

સ્ત્રીસંબંધી ભયંકર ગુનાહોના સમાચારો વખતોવખત વર્તમાનપત્રોમાં છપાય છે. માટે વિચારવંત પરણેલા યુવકો પોતાની સ્ત્રી તરફ પ્રથમથીજ માન તથા માયાથી વર્તવાનો ઠરાવ કરે, વિચારવંત સાસુઓ તથા સસરાઓ પણ વહુ તરફ માયાથી વર્તે અને પોતાના દીકરાને પણ તે બાબત હંમેશાં બોધ આપે, અને તેઓ સર્વે સુખી થાય એવી મારી પ્રાર્થના છે.

વાંચનાર! હિંદુ કોમને લાખો વહુઓના રોજીંદા શાપથી બચાવવાનો કાંઈ પણ પ્રયાસ કરવાની આપ મહેરબાની કરો, અને લાખો છોકરીઓના આશીર્વાદ મેળવો એવી મારી પ્રાર્થના છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

(૧) ઘઉં વાવશો તો ઘઉં પામશો.
(૨) પથ્થર વાવશો તો પથ્થર પામશો.
(૩) આશીર્વાદ વાવશો, તો સુખ અને સ્વર્ગ પામશો.
(૪) શાપ વાવશો, તો દુઃખ અને નરક પામશો.

'સતુ ભુવન' જુનાગઢ, લાભશંકર લક્ષ્મીદાસ

## १५८–भरतभूमिने अभिवंदन

વંદુ માતા વિશ્વ વિખ્યાતા! પદપંકજ તુજ ભરતભૂમિ;
જીવનના અભિલાષ પુરે તું, પરમ સુખદ પ્રિય પુણ્યભૂમિ. વંદુ૦
શિર મુગટ હિમાદ્રિ રાજે, દક્ષિણ ભુજ પંજાબ વિરાજે;
વામ ભુજે વ્હે જ્ઞાનની ગંગા, ચરણ ચુમે મહારાષ્ટ્ર ભૂમિ. વંદુ૦
સુરગણની તું શક્તિ માતા, ઋષિવર કેરી નિવાસભૂમિ;
વેદ પ્રકાશે ઝળહળ અંગે, દેવભૂમિ અમ સ્વર્ગભૂમિ. વંદુ૦
વીરરત્નથી વિભૂષિત માતા, વિશ્વ વિષે સૌ તુજ ગુણ ગાતા;
લક્ષ્મી તણાં નવલાંજ સ્વરૂપે, શોભી રહી શી સુવર્ણભૂમિ. વંદુ૦
પૂર્વથી ચેતનભર્ગ તું રેડે, જડ વિજ્ઞાન–તિમિર વિખેરે;
ભૂલ્યા ભટકી શરણે આવે, પાદ પૂજે તુજ પુણ્યભૂમિ. વંદુ૦
પશ્ચિમ જડ શકિતથી ગાજે, ભૌતિક સુખ–આસન પર રાજે;
જડમાં ચેતન તત્ત્વ વિરાજે, એ આકર્ષે આર્ય–ભૂમિ. વંદુ૦
શિશુ પર સ્નેહસુધા વર્ષાવે, નીતિ રીતિ સંપ સજાવે;
આત્મભોગના પાઠ ભણાવે, જગહિત કાજે જન્મભૂમિ. વંદુ૦

('ગુજરાતી' ના એક દીવાળીના અંકમાં લખનાર "સિંહ")

# १५९–राष्ट्रीय योद्धा श्रीराम राजू

## આન્ધ્ર વીર કા સ્વાધીનતા–સંગ્રામ

સત્ય કભી છિપા નહીં રહતા. એક ન એક દિન વહ અવશ્ય પ્રકટ હોગા. બાલ્યકાલ મેં હમારે શિક્ષક સદૈવ હમેં યહી સિખાતે રહે હૈં કિ સિપાહીવિદ્રોહ કુછ સ્વાર્થી ઔર અર્થલોલુપ પિશાચોં કા કાર્ય થા. કિંતુ આજ ઈસિ નારે અસત્ય કા પર્દા હટ ગયા હૈ, હમકો આજ અચ્છી તરહ ભાસિત હો ગયા હૈ કિ સિપાહીવિદ્રોહ અર્થાત્ સન ૫૭ કા ગદર વસ્તુતઃ ભારત કા સ્વાધીનતા–સંગ્રામ થા. યહી કારણ હૈ કિ આજ હમ ઉસ પુણ્યસંગ્રામ કી પુણ્ય સ્મૃતિ ૧૦ મઇ કો મનાને કા સમસ્ત ભારતવર્ષ મેં આયોજન કર રહે હૈં. વિદેશી સ્વાર્થાંધ ઇતિહાસવેત્તાઓં ને ઇસ દેશ કે સ્વાધીનતા–યજ્ઞ કે હોતાઓં કો કલંકિત કરને મેં કોઈ કસર બાકી નહીં રખ્ખી. અતએવ વિદેશી ઐતિહાસિક વિદ્વાન આન્ધ્ર પ્રદેશ કે મહાવીર શ્રી રામરાજૂ કે સાથ ન્યાયાચરણ કરેંગે ઐસી આશા નહીં હૈ; કિંતુ શ્રી રામરાજૂ આજ આન્ધ્ર પ્રદેશ કે દો કરોડ નિવાસિયોં કે હૃદય મેં પ્રતિષ્ઠિત હૈં. વિદેશી ઐતિહાસિકોં કી કોઈ ભી ચેષ્ટા ઉનકો ઉસ સ્થાન સે ચ્યુત કરને મેં સફલ નહીં હો સકતી. નૌકરશાહી કી ભાષા મેં શ્રીરામરાજૂ એક ઉપદ્રવી ઔર લૂંટેરા હૈં; કિંતુ ઉનકે સ્વદેશવાસી ઉનકો સ્વાધીનતા કા ઉપાસક હી જાનતે હૈં. વે જાનતે હૈં કિ માતૃભૂમિ કી ગુલામી કી બેડિયોં કા કાટના હી ઉસ મહાવીર કે જીવન કી એકમાત્ર સાધના થી.

### બાલ્યજીવન

ઇસ મહાન સ્વદેશપ્રેમી વીર કી બાલ્યાવસ્થા કે સંબંધ મેં વિશેષ કુછ જ્ઞાત નહીં હૈ. ૧૮૯૭ ઇસ્વી કી ચૌથી જુલાઇ કો પશ્ચિમ ગોદાવરી જિલા કે મોગાલ્લૂ નામક સ્થાન મેં કિસી સંભ્રાંત ક્ષત્રિય-કુલ મેં આપકા જન્મ હુઆ થા. આપને લિખને–પઢને મેં વિશેષ મનોયોગ નહીં દિયા. જગત કે અનેકોં મહાપુરુષોં કે ચરિત્ર ઇસી પ્રકાર કે પાયે જાતે હૈં. લિખને–પઢને કી ઓર વિશેષ મનોયોગ ન દેને કે કારણ ઉનકે ગુરુજન ઔર સહપાઠીગણ કભી કભી ઉનકા તિરસ્કાર કરતે થે. ઉસ સમય મેં વે વિદ્યા ઔર અવિદ્યા કે સંબંધ મેં એક પાંડિત્યપૂર્ણ વક્તૃતા સુના કર કે વિદ્યા કે નામ વર્તમાન મેં જો કુશિક્ષા દી જા રહી હૈ ઉસકી તીવ્ર આલોચના કિયા કરતે થે. ઉસ સમય આવેશ મેં આ કર આપ પ્રાયઃ કહા કરતે થે કિ "મૈં સંન્યાસી બનૂંગા, મૈં દેશ કી દુર્દશા દૂર કરૂંગા; કિંતુ ઉસ સમય ઉનકે ઇસ મહાન વાક્ય કા વિશેષત્વ કોઇ નહીં સમઝતા થા. સ્વાધીનતા સંબંધી તેલગૂ ભાષા મેં સુંદર સુંદર રાષ્ટ્રીય ભાવોં સે ઓતપ્રોત સંગીત ગાન કર કે વે અપને સાથિયોં કો સ્વદેશપ્રેમ કે રંગ મેં રંગને કી ચેષ્ટા કિયા કરતે થે; કિંતુ વહ સબ વ્યર્થ હો જાયા કરતા થા. ઇસકે બાદ વિદ્યાભ્યાસ કે લિયે આપ નરસાપુર ગયે. વહાં જા કર જ્યોતિષ–સામુદ્રિક વિદ્યા ઔર અશ્વારોહણ કી ઓર આપકા ધ્યાન આકૃષ્ટ હુઆ. ઇસકે સિવા રાજૂ કે બાલ્યજીવન કે સંબંધ મેં ઔર અધિક કુછ ભી માલૂમ નહીં.

### સંન્યાસગ્રહણ

રાજૂ ને કબ સંન્યાસ ગ્રહણ કિયા ઠીક નહીં માલૂમ. સંભવતઃ ૧૯૧૭ ઇસ્વી કે મઇ મહીને મેં આપને સંન્યાસ ગ્રહણ કિયા થા. ઉનકે સંન્યાસજીવન કે પ્રારંભકાલ કે વિષય મેં ભી કુછ નહીં જાના જાતા. ૧૯૧૮ ઇસ્વી મેં માલુમ હુઆ કિ આપ એજંસી પ્રાંત મેં હૈં ઔર સબ્બવરી પર્વત મેં તપસ્યા કર રહે હૈં. ઇસકે બાદ આપ પાપી પહાણ મેં ગયે ઔર વહાં સાધુ સંન્યાસી કી ભાંતિ જીવન બિતાને લગે. ઇસ પહાડ મેં કોયા નામક પહાડી જાતિ કા નિવાસ હૈ. ઈસ તરુણ સંન્યાસી કી ભગવન્નિષ્ઠા, તપશ્ચર્યા ઔર સાધુજીવન કે પ્રભાવ સે યહ પહાડી જાતિ રાજૂ કે ઉપર મુગ્ધ હો ઉનકે એકાંત અનુગત બન ગયી. સૂના જાતા હૈ કિ સન ૧૯૨૦ ઇસ્વી મેં વે ભ્રમણ કરને કે લિયે ગોદાવરીતટવર્તી નાસિક સ્થાન મેં ગયે. યહ ભી કહા જાતા હૈ કિ આપ નેપાલ ભી ગયે થે ઔર ઉસી સમય બંગાલ કે કુછ વિપ્લવવાદિયોં સે આપકી મુલાકાત હુઇ થી.

## અસહયોગ યુગ

મહાત્મા ગાંધી કે અસહયોગ કાર્યક્રમ કે સાથ આપકી વિશેષ સહાનુભૂત થી યા નહીં, કહા નહીં જા સકતા. ઉનકી કાર્યાવલી કો દેખ કર ઔર બાદ મેં ઉન્હોંને જો કુછ કહા થા ઉસસે યહ સ્પષ્ટ ધ્વનિ નિકલતી થી કિ મહાત્માજી કે અહિંસાત્મક કાર્યક્રમ પર ઉનકી તનિક ભી સહાનુભૂતિ નહીં થી. ઉનકા વિશ્વાસ થા કિ અહિંસાત્મક ઉપાયોં સે કભી સ્વરાજ્ય પ્રાપ્ત નહીં કિયા જા સકતા; તથાપિ ધૈર્યપૂર્વક આપ અસહયોગ આન્દોલન કી પ્રતીક્ષા કરને લગે. મહાત્માજી કે કાર્યક્રમ મેં "અદાલત બાયકાટ" ઔર "મદ્ય-બહિષ્કાર" ઇન દો કાર્યક્રમોં કો આપને આંતરિક પ્રેરણા કે સાથ ગ્રહણ કિયા થા. (ગોદાવરી કી એજંસી ઔર વિઝાગાપટ્ટમ જીલા મેં આપને 'મદ્યવર્જન' આન્દોલન શુરૂ કિયા. આપ જહાં જાતે થે વહીં આપકે સૌમ્ય ઔર શિષ્ટ સ્વભાવ કે પ્રભાવ સે આપકે હજારોં અનુયાયી પૈદા હોને લગતે થે. આપકે મુખ સે નિકલી હુઇ બાત એજંસી અધિવાસિયોં કે લિયે વેદવાણી થી. ઇસ તરુણ સંન્યાસી કી આવેગમયી ઔર ઉદ્દીપનામયી વાણી ઉસ અંચલ કે સીધે સાદે રહનેવાલોં કે હૃદય મેં કાફી જગહ કર લેતી થી. સરલ ગ્રામવાસિયોં કે નિકટ શ્રીરામ રાજૂ કી યહી વાણી થી કિ "કભી અદાલત કી ઓર પૈર મત રખના ઔર શરાબ કો છૂના ભી પાપ સમઝના." આપકી યહ વાણી દાવાનલ કી તરહ ચારોં ઓર ફૈલ ગયી. એજંસી અંચલ મેં ઐસા કોઇ નહીં થા જિસને ઉનકી બાત કો ન રખા હો. રાજૂ કે પ્રયાસ સે ઇસ પ્રદેશ મેં એક નયે જીવન કા સંચાર હુઆ. લોગોં ને શરાબ કા સ્પર્શ તક કરના પાપ સમઝા. અદાલત મેં મામલોં મુકદ્દમોં કા ટોટા પડ ગયા. ગ્રામ ગ્રામ મેં પંચાયતેં બનને લગી એવં ઇન્હીં સ્વદેશી અદાલતોં મેં પંચોં દ્વારા વિચાર હોને લગા.

## નૌકરશાહી કી બેચૈની

શ્રીરામચંદ્રજી કે એક મંદિર મેં રાજૂ રહતે થે. કોયા જાતિ મહા અશિક્ષિત હૈ. યહ જાતિ સ્વભાવતઃ જડ સ્વભાવ કી હૈ. સહજ મેં ઇસ જાતિ કે ભીતર કિસી પ્રકાર કી ચંચલતા પૈદા નહીં કી જા સકતી; કિંતુ એક બાર ઉસમેં ચાંચલ્ય કી સૃષ્ટિ હો જાને સે ફિર વહ મહાદુર્દાન્ત હો ઉઠતી હૈ. વહ પચ્ચીસવર્ષીય તરુણ સંન્યાસી ઇસી જાતિ મેં વિદ્રોહ કા અગ્નિમય મંત્ર ફૂંકને લગા. યહ દેખ કર ભલા નૌકરશાહી કબ તક ચૈન સે બૈઠી રહ સકતી થી? ઉસકે કાન ખડે હો ગયે. એક સંન્યાસી કો ધ્વંસ કરને કે લિયે પ્રાંત કી સરકાર બેચૈન હો ઉઠી. ૧૯૨૨ ઇસ્વી કી જનવરી મેં યહ બડે જોરોં કી અફવાહ ફૈલી કિ રાજૂ રાજવિદ્રોહ ખડા કરને કી તૈયારી કર રહા હૈ. ભૂતપૂર્વ ગોદાવરી જીલા કે પુલિસ સુપ્રિન્ટેન્ડન્ટ ફૌરન ઘટનાસ્થલ પર પહુંચ ગયે, કિંતુ વહાં ઉનકો કુછ ભી ન મિલા. રાજૂ ઉસ સમય તપસ્યા મેં લીન થે. પુલિસ ઉનકો ગિરફતાર કર કે નરસિપટ્ટમ લે ગયી. ઇસ જગહ આપ ૬ સપ્તાહ તક નજરબંદ રખે ગયે. અંત મેં પુલિસ ને આપકો છોડ દિયા; કિંતુ બરાબર ઉનકે ઉપર નિગરાની રખને લગી એવં તરહ તરહ કે ઉપાયોં સે વહ ઇન્હેં સતાને લગી. પુલિસ કે ઇસ અત્યાચાર સે મુક્તિ પાને કે લિયે રાજૂ ને ઓલાવરમ વિભાગ કે ડિપ્ટી કલેકટર મિ૦ ફજલ ઉલ્લા કે પાસ આવેદન કિયા. કહા જાતા હૈ કિ ઇસ કે બાદ ડિપ્ટી કલેકટર સે રાજુ કી મુલાકાત હુઇ. ઇસ મુલાકાત કી ભીતરી બાતેં તો નહીં માલૂમ હુઇ; કિંતુ ઉસકે પરિણામસ્વરૂપ મિ૦ ફજલ ઉલ્લા ને મદ્રાસ સરકાર સે ૯૦ બીઘા જમીન રાજૂ કો દેને કે લિયે સિફારીશ કી. ઇસ પ્રકાર સ્વદેશપ્રેમ સે ઓતપ્રોત રાજૂ કો ગાર્હસ્થ્ય જીવન મેં ડાલને કી કોશિશ કી ગયી; કિંતુ યહ કોશિશ બેકાર હુઇ. સ્વદેશપ્રેમ સે પ્રભાવિત હો કર જિસને સમસ્ત જીવન કે ઉપભોગોં કો લાત માર કર સંન્યાસ ગ્રહણ કિયા ઉસકા ૯૦ બીઘા જમીન દે કર ઉસ વ્રત સે ડિગાને કા પ્રયાસ કરના ઉપહાસાસ્પદ હૈ. જિસને હિમાલય પર્વત સે લે કર કન્યાકુમારી તક સમગ્ર ભારતભૂમિ કો અપના લિયા હૈ ઉસકે લિયે ૯૦ બીઘા જમીન ભલા ક્યા ચીજ હૈ? રાજૂ વિદેશી પ્રભુ સે સામાન્ય ૯૦ બીઘા જમીન લે કર સંતુષ્ટ હોનેવાલા જીવ નહીં હ; વહ તો સમગ્ર ભારતભૂમિ કો વિદેશિયોં કે હાથ સે છુડાને કે લિયે પાગલ હો ઉઠા હૈ. સ્વાધીન ભારત કા સ્વપ્ન હી આપ સદૈવ દેખતે થે. ઇસી એક ચિંતા મેં આપ મસ્ત રહતે થે. સ્વદેશ કી ઇસી સ્વાધીનતા કે લિયે હી આપ નીરવ સાધના મેં લગે હુએ થે. એજંસી

અંચલ કી તત્કાલીન અવસ્થા ને આપકો સહાયતા પહુંચાયી. દેશ કી સ્વાધીનતા કે લિયે ઉસ અંચલ કી તત્કાલીન અવસ્થા સે આપને સોલહોં આના લાભ ઉઠાયા. એજંસી અંચલ મેં ગુદેમ તાલુકા હી રાજ કા કેંદ્ર થા. બ્રિટિશ ભારત કે અન્યાન્ય સ્થાનોં મેં જો આઇન કાનૂન હૈં વે ઇસ અંચલ મેં નહીં હૈં. સંથાલ પરગના કી તરહ યહાં કી ભી વિવિધ-વ્યવસ્થા ભિન્ન હૈ. યહાં પર એક તહસીલદાર થા, ઉસકા નામ થા રેસ્ટિયાન. વહ રાસ્તા કી કંટ્રક્ટરી ભી કરતા થા. વહ બડા જાલિમ થા. ઉસકી તુલના ડાયર કે સાથ કી જા સકતી હૈ. નૌકરશાહી કે દેવદૂતોં ને રાસ્તોં મેં કામ કરનેવાલે કુલિયોં કો ૬ આના પ્રતિદિન કે હિસાબ સે દેને કી સ્વીકૃતિ દી થી; કિંતુ ઉન દેવ-દૂતોં કા યહ પુરોહિત તહસીલદાર મજૂરોં કો કેવલ દો આના હી દેતા થા. બિચારે અસહાય મજૂરોં કો હુજૂર કી મર્જી મુતાબિક કામ કરના પડતા થા નહીં તો ઉનકી પીઠ ઔર બેત એકરસ હો જાતે થે. ઇસ તહસીલદાર કા સંતાનમ પિલ્લે નામક એક પાઇક થા, વહ અત્યાચાર ઉત્પીડન મેં અપને સ્વામી સે ભી એક દર્જા અધિક થા. ઇસ પ્રકાર ઇન દોનોં ગુરુ ઔર ચેલા કે અત્યાચાર ઔર ઉત્પીડન સે લોગોં મેં હાહાકાર મચ ગયા. કોયા લોગોં કે સંપૂર્ણ અધિકાર છિન ગયે. પહલે પેડ કાટ કર ઇંધન લેને કા અધિકાર ઉનકો થા; કિંતુ વહ અધિકાર ભી ઉનસે છીન લિયા ગયા, ફર્માન-નાદિરશાહી ફર્માન-નિકાલા ગયા કિ અબ ઉનકે જાનવર અબાધ રૂપ સે મૈદાન મેં ચર નહીં સકતે. ઇસ પ્રકાર કી સખ્તી કે ફલસ્વરૂપ કોયા લોગોં મેં ભીષણ અસંતોષ કી માત્રા બઢને લગી. સમસ્ત એજંસી અંચલ મેં સરકાર કે વિરુદ્ધ અગ્નિ ભભક ઉઠને કો હુઇ. એજંસી અંચલોં કે નિવાસિયોં કે ભીતર ઇસ પ્રકાર કા અસંતોષ દેખ કર રાજૂ કો અપને ઉદ્દેશ્ય કી સિદ્ધિ કા અચ્છા અવસર હાથ આયા. ઉન્હોંને અપને વિશ્વસ્ત આદમિયોં કો લે કર એક સંગઠિત સંઘ બનાયા. સ્વરાજ્ય કી આકાંક્ષા લોગોં કે હૃદય મેં બડે વેગ સે ઉઠ રહી થી, એજંસી અંચલ કી ઇસ અસંતોષાગ્નિ મેં રેસ્ટિયાન સાહબ કી ડાયરશાહી ને ઘી કા કામ કિયા.

### વિદ્રોહ કા આરંભ

વિદ્રોહ કે લક્ષણ સ્પષ્ટ દિખાઇ દેને લગે. ૧૯૨૨ ઇસ્વી મેં ૩૦ અગસ્ત કો મદ્રાસ સરકાર કી નિમ્નલિખિત વિજ્ઞપ્તિ પ્રકાશિત હુઇ:— "મદ્રાસ પ્રેસિડેન્સી કે ઉત્તરીય ભાગ મેં એજંસી કી અધીનસ્થ પાર્વત્ય જાતિયોં ને સરકાર કે વિરુદ્ધાચરણ કરના આરંભ કર દિયા હૈ. ગુદેમ તાલુકા કે રેસિડેન્ટ કે પત્ર સે જ્ઞાત હોતા હૈ કિ કતિપય વિદ્રોહિયોં ને ગત ૨૨ અગસ્ત કો ત્રિચનાપલ્લી થાને પર ચઢાઇ કી થી. ૨૩ કો ઉન લોગોં ને કૃષ્ણદેવ પેટાથાને પર આક્રમણ કિયા. અપને સાથ વે લોગ ૨૫ બંદૂકે ઔર ૧૬૦૦ ટોટા લૂટ લે ગયે. અભી તક કિસી ગ્રામવાસી કી હત્યા નહીં હુઇ. સરકાર કો સમાચાર મિલને પર ઉસને સશસ્ત્ર પુલિસ ઘટના સ્થલપર ભેજા હે."

### એકમાત્ર ઉદ્દેશ્ય-સ્વરાજ્ય

ઇસિ વિદ્રોહ કરને કા ઉદ્દેશ્ય સ્વરાજ્યપ્રાપ્તિ થા, ઇસકે ઔર ભી પ્રમાણ હૈં. અદાલત મેં ગવાહી દેતે હુએ સબ ઇન્સપેક્ટર મિ૦ જી. શ્રીનિવાસ રાવ ને સ્વીકાર કિયા થા કિ સ્વરાજ્ય હી રાજૂ કા આદર્શ થા. અન્યાન્ય ગવાહોં ને ભી યહી કહા થા કિ રાજૂ ને અપને પ્રધાન સહકર્મી ગામા ભ્રાતૃદ્વય કો સ્વરાજ્ય કી વાણી સુના કર હી ઉત્તેજિત કિયા થા. એક બાર વે ગોદાવરી કે અન્યવરમ નામક તીર્થસ્થાન પર ગયે. ઉન્હોંને ઉસ સ્થાન કે થાને મેં જા કર દેખા કિ ઉનકા નામ સુન કર પુલિસ પ્રાણભય સે વહાં સે પહલે હી ભાગ ગયી હૈ. ઉસ જગહ એક અસહયોગી કે સાથ ઉનકી મુલાકાત હુઇ. ઉન્હોંને ઉસ અસહયોગી કો અપની કાર્યપ્રણાલી કો જિસ પ્રકાર સમઝાયા થા ઉસકા વૃત્તાંત યહાં દિયા જાતા હૈ:—પ્રશ્ન:-ઇસ આન્દોલન મેં પ્રવૃત્ત હોને મેં આપકા ક્યા ઉદ્દેશ્ય હૈ? રાજૂ:-હમારી માતૃભૂમિ કી સ્વાધીનતા. પ્રશ્ન:-કિસ ઉપાય સે? રાજૂ:-નૌકરશાહી કે વિરુદ્ધ અસ્ત્ર ઉઠાયે બિના હમ સ્વરાજ્ય કિસી પ્રકાર પ્રાપ્ત નહીં કર સકતે. પ્રશ્ન:-આપ ક્યા વસ્તુતઃ વિશ્વાસ કરતે હૈં કિ આપ સ્વરાજ્ય પ્રાપ્ત કરને મેં સમર્થ હોંગે?' રાજૂ:-નિશ્ચય, દો વર્ષ કે ભીતર હમ અવશ્ય સ્વરાજ્ય પ્રાપ્ત કરેંગે. પ્રશ્ન:-આપ કિસ પ્રકાર દો વર્ષ મેં સ્વરાજ્ય પ્રાપ્ત કરેંગે? ક્યા આપ અપની વર્તમાન નીતિ કા અવલંબન કર કે હી સફલતા પ્રાપ્ત કરેંગે? રાજૂ:-

નિશ્ચય હી, ઇસમેં તનિક ભી સંદેહ નહીં હૈ. હમેં આદમિયોં કા અભાવ નહીં હૈ. કિંતુ અભાવ હૈ ગોલી-બારુદ કા. મૈં ઇસીકી ખોજ મેં હૂં.

ઈતનેપર ભી કયા યહ કહા જા સકતા હૈ કિ 'સ્વરાજ્ય' રાજૂ કા ઉદ્દેશ્ય નહીં થા? કિંતુ ઇસ દેશ કી નૌકરશાહીને યહ પ્રચાર કર રખ્ખા થા કિ ગુદામ પહાડ કા 'કૈસર' બન કર બૈઠના હી રાજૂ કા ઉદ્દેશ્ય હૈ. કયા યહ એક આશ્ચર્ય કી બાત નહીં હૈ, કિ ઇતને પ્રબલ બ્રિટિશ સામ્રાજ્ય કે વિરુદ્ધ એક પચીસ વર્ષ કે યુવક ને વિદ્રોહ ખડા કિયા? યહ વિદ્રોહી સંગ્રામસ્થલ ઔર સમય કા નિર્દ્ધારણ કર કે બ્રિટિશ નૌકરશાહી કો યુદ્ધાર્થ આહ્વાન કરને લગા. ઉસકા ધનુષ હી થા ઉસકા એકમાત્ર અસ્ત્ર; અશિક્ષિત કોયા હી ઉસકે સિપાહી થે; પર્વત થા ઉસકા રણક્ષેત્ર ઔર ગિરિગુહાએં થી ઉસકા આશ્રયસ્થલ. ગ્રામવાસી સ્વેચ્છા સે જો દેતે થે ઔર શત્રુઓં સે લૂટ કર કે જો મિલતા થા વહી થા સેના કી રસદ. ઇસ પ્રકાર કી અવસ્થા કે આદમી કે સાથ શક્તિશાલિની બ્રિટિશ સરકાર કો સંઘર્ષ કે લિયે મૈદાન મેં આના પડા; કિંતુ રાજૂ કો બહુતસી સુવિધાએં ઔર સુયોગ પ્રાપ્ત થે. પહાડી ભૂમિ, ઉસકી ટેડી મેઢી રાહેં એવં અજ્ઞાત ગિરિગુહાએં ભી ઉનકે કાર્ય મેં બહુત સહાયક થી. વહ અંચલ મૈલેરિયાગ્રસ્ત હોને કે કારણ ઉનકે શત્રુઓં કે લિયે ભીષણ પ્રતિબંધસ્વરૂપ થા. વે લોગ ઇસ પ્રકાર કે જલવાયુ સે અનભ્યસ્ત થે. સામરિક દૃષ્ટિ સે રાજૂ ને અનુકૂલ એવં ઉત્તમ યુદ્ધસ્થલ ચુના થા ઇસમેં તનિક ભી સંદેહ નહીં.

## નાકરશાહી વિપદ મેં

રાજૂ કે સાથ નૌકરશાહી કે ૬ યુદ્ધ હુએ. ઈન યુદ્ધોં મેં પાંચ મેં રાજૂ કી વિજય હુઇ. અંગ્રેજોં ને માલવા કી ફૌજ વહાં બુલાયી થી એવં પીછે સે આસામ કી વિશેષ ફૌજ ભી બુલાની પડી. કઇ જગહોં મેં ભીષણ યુદ્ધ હુએ, પેદાવલોસા નામક સ્થાન મેં જો સંઘર્ષ હુઆ ઉસમેં સ્કાટ કાવાર્ડ ઔર હેટર નામક દો અંગ્રેજ અફસર મારે ગયે ઔર કિતને હી સિપાહી ઘાયલ હુએ. ઇસકે બાદ નિમ્નલિખિત સરકારી વકતવ્ય પ્રકાશિત હુઆ:-ગત ૨૪ તારીખ કો ૨ પુલિસ અફસર ૨૮ પુલિસમૈનોં કે સાથ મદ્રાસ કે ગુદેમ પર્વતપર વિદ્રોહિયોં કી તલાશ કો ગયે. રાસ્તે મેં અચાનક વિદ્રોહી ઉનપર ટૂટ પડે, જિસકે ફલસ્વરૂપ સ્કાટ વાર્ડ ઔર હેટર નામક અફસર ઔર એક કાન્સ્ટેબલ નિહત હુએ. એક આદમી લાપતા હૈ. ૨૩ તારીખ કો ખબર આયી કિ વિદ્રોહી ઘાટ પહાડ કે આરંભ મેં અવસ્થિત સેપથન પાલેમ નામક સ્થાન કી ઓર અગ્રસર હો રહે હૈં. વહાં જાને કા પથ અત્યંત દુર્ગમ હૈ. બીચ બીચ મેં વહ ઇતના તંગ હો ગયા હૈ કિ દો આદમી બરાબર એકસાથ ચલ નહીં સકતે. પુલિસદલ જબ ઇસ પ્રકાર કે દુર્ગમ ઔર દુર્ભેધ્ય પથ કી ઓર અગ્રસર હો રહા થા ઉસ સમય વિદ્રોહી આક્રમણ કરને કે લિયે માર્ગ કે ઉપર પહાડી જંગલ મેં છિપે થે. પહલે એકસાથ પાંચ પાંચ કાન્સ્ટેબલ આગે બઢને લગે. વિદ્રોહીયોં ને ઉન્હેં કિસી પ્રકાર કી બાધા નહીં દી. બાદ મેં જબ શેષ દલ વહાં પહુંચા તબ વે લોગ ઝાડિયોં સે નિકલ કર ઉન પર ગોલી ચલાને લગે. પુલિસ કે ઈન્સ્પેકટર જનરલ મિ૦ આર્મિટેજ ઔર સહકારી પુલિસ સુપ્રિટેન્ડન્ટ મિ૦ ક્રિંગ્સ પહાડ કે નીચે હી થે. ઇન લોગોં કો જબ વિદ્રોહિયોં કે ઇસ પ્રકાર કે આક્રમણ કા સમાચાર મિલા તબ ઇન લોગોં ને પુલિસ કે સહાયતાર્થ આગે બઢને કી ચેષ્ટા કી; કિન્તુ વિદ્રોહિયોં કી અચૂક નિશાનબાજી ને ઇનકે પ્રયત્ન વ્યર્થ કિયે એવં વિફલ મનોરથ હો ઉનકો લૌટ આના પડા. ઇનકે દલ મેં ભી એક કાન્સ્ટેબલ નિહત હુઆ. ઇસી બીચ મેં માલાવાર સે બહુસંખ્યક સ્પેશલ પુલિસ બુલાઇ ગઇ. મદ્રાસ કે પુલિસ કમિશ્નર મિ૦ એ. જે. હૈપેલ ઇસ દલ કા નેતૃત્વ કરતે થે. સુના જાતા હૈ કિ આપ પહાડી અંચલોં કે વિષય મેં બહુત જાનકારી રખતે હૈં. ઈસ આશય કી સરકારી ઘોષણા કી ગયી કિ જો વિદ્રોહી સરદાર ઔર ઉનકે દો સહકારિયોં કો પકડા દે સકેગા ઉનકો ખૂબ ઇનામ દિયા જાયગા. શાન્તિ-સ્થાપનાર્થ મિટ્ઠાદાર લોગોં કો બાધ્ય કિયા ગયા. વે લોગ ઇસી શર્તપર જાગીર કા ઉપયોગ કર રહે હૈં. કિંતુ રાજૂ ને દેશ કે આદમિયોં કે હૃદય મેં ઘર કર લિયા થા. સરકાર કી પુરસ્કાર ઘોષણા કા કુછ ભી પ્રભાવ ન હુઆ. રાજૂ ઔર ગામા ભ્રાતૃદ્વય કો પકડાને કો કોઇ

ભી પ્રસ્તુત નહીં હુઆ. ઇસકા કારણ તત્કાલીન સમાચારપત્રોં કે નિમ્નલિખિત પ્રકાશિત સંવાદ સે જાના જાતા હૈ:—"યહ પહલે લિખા જા ચૂકા હૈ કિ એજંસી તાલુકા મેં કિસી કિસી જગહ મેં ૨-૩ થાના લૂટ લિયે ગયે હૈં. અબ માલૂમ હુઆ હૈ કિ ઇન લૂટનેવાલોં મેં હજારોં આદમી શામિલ હૈં. ઉનકા સરદાર ૨૫ વર્ષ કા એક અત્યંત સાત્વિક પ્રકૃતિ કા ક્ષત્રિય બાલક હૈ. ઇસકા અપને આદમિયોં કો આદેશ હૈ કિ કિસી આદમી કે ઉપર અત્યાચાર ન કિયા જાય. ઉનકા ઇસ બાત કા સખ્ત હુકમ હૈ કિ વે કભી મદિરા ઔર સ્ત્રી કા સ્પર્શ ભી ન કરેં. લોગોં કો વિશ્વાસ હૈ કિ યહ ક્ષત્રિય સરદાર દૈવી શક્તિસંપન્ન હૈ ઔર ઉસપર ગોલી કી અસર નહીં હો સકતી. ઉસકી અદ્ભુત શક્તિ કે ઉપર સબ એકમત હૈં."

પાઠકોં કો વિદિત હોગા કિ કુછ દિન પહલે મદ્રાસ કે ગુદેમ પર્વત કે વિદ્રોહિયોં ને કિતને હી પુલિસ અફસરોં કો માર ડાલા હૈ. વે અબતક નહીં પકડે ગયે. સરકાર ઉનકો સજા દેને કા વિશેષ આયોજન કર રહી હૈ, કિંતુ સ્થાનીય નિવાસિયોં સે કિસી તરહ કી સહાયતા નહીં મિલતી ઇસ લિયે ઉનપર વિશેષ કડાઇ કી જાયગી. એક મુદ્દાદાર (જમીંદાર) કી જમીન જપ્ત કર લી ગયી હૈ; ક્યોંકિ ઉનકો જમીન ઇસ લિયે દી ગયી થી કિ અશાંતિ કે સમય વે સરકાર કી સહાયતા કરેંગે. ઉક્ત જમીંદાર અપની પૂર્વપ્રતિજ્ઞાપાલન મેં અસમર્થ હૈં ઇસ લિયે ઉનકો યહ દંડ દિયા ગયા હૈ. અન્યાન્ય જમીંદારોં પર ભી નોટિસ જારી કી ગયી હૈ. ૧૯૨૧ સાલ કે અકતૂબર મહીને મેં નિમ્ન સમાચારપત્ર મેં નિમ્નલિખિત સંવાદ પ્રકાશિત હુઆ થા:—" મદ્રાસ એજંસી તાલૂકા કી પહાડી જાતિયોં કા વિદ્રોહ અભી ભી શાંત નહીં હુઆ. ટની કે નિકટવર્તી અનેક સ્થાનોં કે થાનોં કો લૂંટકર વિદ્રોહી અસ્ત્રશસ્ત્ર સબ ઉઠા લે ગયે. યહ વિદ્રોહ દિનપ્રતિદિન ભીષણ રૂપ પકડતા જા રહા હૈ. પૂર્વપ્રકાશિત તીન થાનોં કે સિવા ઔર એક થાના લૂંટ લિયા ગયા હૈ. વિદ્રોહિયોં કે દલ મેં હજારોં આદમી હૈં.

## અંતિમ યુદ્ધ

એક બાર સરકારી સેના ને અચાનક રાજૂ કે નિદ્રિત દલ પર આક્રમણ કિયા. રાજૂ ને બડી વીરતા કે સાથ ઘોર યુદ્ધ કિયા. ભીષણ સંગ્રામ હુઆ. અંત મેં રાજૂ કા દલ પરાજિત હુઆ. ઇસી સમય સે રાજૂ કે સ્વાધીનતાસંગ્રામ કા અવસાન હુઆ. અગસ્ત ૧૯૨૨ ઇસ્વી સે મઇ ૧૯૨૪ તક દો સાલ યહ સંગ્રામ હુઆ.

કિંતુ ઇસ યુદ્ધ કે બાદ રાજૂ કા ક્યા હુઆ? વે પકડે ગયે થે યા ગોલી સે માર ડાલે ગયે થે કુછ પતા નહીં ચલતા. ઈસ સમય વે જીવિત હૈ યા નહીં ઇસ સંબંધ મેં સરકાર કી જો વિજ્ઞપ્તિ નિકલી હૈ ઉસસે કુછ સ્પષ્ટ નહીં હોતા. આપકી મૃત્યુ કી બાત એક ગંભીર રહસ્ય હૈ. મઇ ૧૯૨૪ મેં સરકાર ને ઇસ આશય કી એક વિજ્ઞપ્તિ નિકાલી કિ રાજૂ પકડે ગયે થે. ભાગને કી ચેષ્ટા કરતે સમય ગોલી સે માર દિયે ગયે. ઇસ સંબંધ મેં સરકારી પુલિસ રિપોર્ટ મેં મતભેદ હૈ.

## પુલિસ કી રિપોર્ટ

'ગત ૬ મઇ કો વિદ્રોહિયોં ને પુલિસ કે ઉપર ગોલી ચલાયી થી. શ્રીરામ રાજૂ ઉસ સમય વહાં ઉપસ્થિત થે; કિંતુ વે ભાગ ગયે. દૂસરે દિન સબેરે પૂર્વગોદાવરી કી સ્પેશિલય પુલિસ કા એક દલ જમાદાર કુંચૂ મેનન કી અધીનતા મેં દરોગા અલ્વર નાઇડૂ કે સાથ ગસ્ત મેં નિકલા થા. રાસ્તે મેં રાજૂ કો દેખ કર ઇસિ દલ ને ઉન પર આક્રમણ કર કે ગિરફ્તાર કર લિયા. ઉનકો કોપૂર લે જાયા ગયા. વહાં ભાગને કી ચેષ્ટા કરને પર ગોલિ સે માર દિયે ગયે.'

## સરકારી વિજ્ઞપ્તિ

'૬ મઈ કે સંઘર્ષ કે બાદ શ્રીરામ રાજૂ કે સહકર્મી શ્રી સત્યનારાયણરાજ ગિરફ્તાર કર લિયે ગયે. ઇસ સંઘર્ષસ્થલપર શ્રીરામ રાજૂ ભી ઉપસ્થિત થે. દૂસરે દિન વે ગિરફ્તાર કિયે ગયે.' દો વર્ણનોં મે કિતની ભિન્નતા હૈ? સરકારી વિજ્ઞપ્તિ મેં મારે જાને કી કોઇ બાત હી નહીં હૈ. આન્ધ્રનિવાસિયોં કા સબકા યહ દૃઢ વિશ્વાસ હૈ કિ શ્રીરામ રાજૂ ગોલી સે નહીં મારે ગયે.

ગોલી સે મારે જાનેવાલે ઔર હી કોઇ હૈ. સરકાર ને જો ચિત્ર નિકાલા થા ઉસમેં સ્પષ્ટ દિખાયી પડતા હૈ કિ ગોલી છાતીપર લગી હુઇ થી. પ્રાણભય સે ભાગનેવાલે વ્યક્તિ કી પીઠ મેં ગોલી લગના સ્વાભાવિક હૈ. છાતીપર ગોલી કિસ પ્રકાર લગી ? આન્ધ્ર પ્રદેશ કે કિતને હી રાજનૈતિક સંમેલનોં મેં સરકારી વિજ્ઞપ્તિ કે વિષય મેં તીવ્ર આલોચના ઔર કડે કડે પ્રશ્ન કિયે ગયે હૈં; કિંતુ સરકાર અબ તક કોઇ ઉત્તર દેને મેં સમર્થ નહીં હુઇ. સંભવતઃ સરકાર કે પાસ કોઇ જવાબ હી નહીં હૈ. રાજૂ ને યદિ ગોલી ખા પ્રાણ ભી દિયે હોં તો વે છાતીપર વાર લે કર વીર કી તરહ વીરગતિ કો પ્રાપ્ત હુએ હૈં. પીઠ મેં અસ્ત્રચિહ્ન લેને કી કલંકકાલિમા ઉનકો છૂ નહીં સકી; ઔર અગર આજ ભી વે જીવિત હૈ તો નૌકરશાહી કી ખુફિયા પુલિસ કી કરામાત કિતની હૈ સ્પષ્ટ દિખા રહે હૈં; એવં અપને ગુપ્ત આશ્રયસ્થાન સે આજ ભી અપની શક્તિ કા પરિચય દે રહે હૈં. જો કુછ ભી હો રાજૂ કા સ્વદેશપ્રેમ ભારત કે ભાવી ઇતિહાસ મેં સ્વર્ણાક્ષરોં સે લિખા જાયગા એવં આન્ધ્ર પ્રદેશ કે અધિવાસી ગર્વ કે સાથ ચિરકાલ રાજૂ કા નામ સ્મરણ કરેંગે.

("વિશ્વમિત્ર"ના એક અંકમાંથી)

## १६०–भारत में भयङ्कर संग्राम होगा !

શુદ્ધિસમાચાર કે પાઠકોં કો વિદિત હી હોગા કિ હમને સન ૧૯૨૬ ઇસ્વી મેં શુદ્ધિસમાચાર કે કિસી પર્ચે મેં "ભારત કા ભવિષ્ય" નામક લેખ લિખ કર પ્રામાણિક પ્રમાણોં સે સિદ્ધ કિયા થા કિ સન ૧૯૩૦ ઇસ્વી તક ભારત મેં ભારી સંગ્રામ હોગા. આજ હમ ફિર અપને પ્યારે પાઠકોં કો ગણિત હિસાબ લગા કર બતલાના ચાહતે હૈં કિ સન્ ૧૯૨૯ ઇસ્વી મેં ભારત મેં અનિવાર્ય ભયંકર સંગ્રામ હોગા. ઇસિ સંગ્રામ મેં જહાં પ્રજા કો પીડા હોગી વહાં શાસકવર્ગ કી શકિતયોં ચૂર ચૂર હો કર વિલીન હો જાને કી સંભવના હૈ. હમારી હાર્દિક ઇચ્છા તો યહ હૈ કિ વહ ભાવી સંગ્રામ ન હો કિંતુ "નર ચેતી નહીં હોત હૈ પ્રભુ ચેતી તત્કાલ" કહાવત કે અનુસાર સંગ્રામ કા હોના ન હોના પ્રભુ ચેતી પર હી નિર્ભર હૈ. અસ્તુ.

અબ હમ ગણિત કા હિસાબ પાઠકોં કી સેવા મેં ઉપસ્થિત કરતે હૈં. યહ બાત તો સબકો વિદિત હી હૈ કિ સન્ ૧૮૫૭ ઇસ્વી મેં ભારી રાજવિપ્લવ (ગદર) હુઆ થા. જબ હમ ઇસ સન્ કે અંકોં કા યોગ કર કે ૧૮૫૭ કે સાથ યોગ દેતે હૈં તો ગત બંગાલ કા સંગ્રામ ઇતિહાસ કે પત્રોં પર પઢતે હૈં. યથા ૧+૮+૫+૭=૨૧ ઇસકો ૧૮૫૭ મેં જોડને સે સન્ ૧૮૭૮ ઇસ્વી હોતા હૈ ઔર સન્ ૧૮૭૮ ઇસ્વી મેં અંગ્રેજોં કા બંગાલ કે સાથ સંગ્રામ હુઆ થા, જિસમેં ઇન્હેં વિજય મિલી થી. ઇસકે પશ્ચાત્ ૧૮૭૮ સન કે અંકોં કો સન્ ૧૮૭૮ મેં જોડ દેને સે (૧+૮+૭+૮+૧૮૭૮=૧૯૦૨) સન્ ૧૯૦૨ ઇસ્વી હોતા હૈ. ઇસી સન્ મેં બંગવિચ્છેદ કા સંગ્રામ અંગ્રેજોં કે સાથ બંગાલિયોં કા છિડા થા જિસમેં પ્રાયઃ અંગ્રેજોં કી હાર હુઇ થી. ઇસકે બાદ સન્ ૧૯૦૨ ઇસ્વી કે અંકો કો સન્ ૧૯૦૨ મેં જોડ દેને સે (૧+૯+૨+૧૯૦૨=૧૯૧૪) સન્ ૧૯૧૪ ઇસ્વી હોતા હૈ. ઇસી સન્ ૧૯૧૪ ઇસ્વી મેં પ્રસિદ્ધ જર્મન વૉર અંગ્રેજોં કે સાથ હુઆ થા જો સન્ ૧૯૧૮ ઇ૦ તક ચલતા રહા. અબ સન્ ૧૯૧૪ ઇસ્વી કે અંકોં કા યોગ સન્ ૧૯૧૪ ઇસ્વી મેં જમા કરને સે (૧+૯+૧+૪+૧૯૧૪=૧૯૨૯) સન્ ૧૯૨૯ ઇ૦ હોતા હૈ. જિસ સે સિદ્ધ હૈ કિ ભારતવર્ષ મેં અંગ્રેજોં કે સાથ સન્ ૧૯૨૯ ઇસ્વી મેં અવસ્ય ભાવી સંગ્રામ હોગા. ઇસ સંગ્રામ કે બાદલ અભી સે યોરપ આદિ દેશોં મેં મંડરાતે દિખાઇ દે રહે હૈં. દેખેં, પરમેશ્વર કી ક્યા ઇચ્છા હૈ.

("શુદ્ધિસમાચાર" ના એક અંકમાંથી)

# ૧૬૧–कामदार जगतना उगता तारा

મીલહડતાલના મામલામાં મુખ્ય આગેવાની મુંબઈના "ખેડુત અને કામદાર સંઘ"નીજ છે. એટલે હડતાલની અદ્‌ભુત લડતનો પરિચય કરતા તે પક્ષના જે કાર્યકર્તાઓ એકલે હાથે અસહાય સ્થિતિમાં પણ જ્વલંત તત્ત્વનિષ્ઠા અને અસાધારણ સાહસથી કેસરિયાં કરી રહ્યા છે, તે બહાદૂર યુવકોનો પણ સાથે સાથે પરિચય કરી લેવો રંજક થઇ પડશે.

× × × ×

આ યુવકોની બાબતમાં મહત્ત્વનો સામ્યભાવ એ છે કે, મિ૦ ઝાબવાળાને બાદ કરતાં બાકીનો એકેય કાર્યકર્તા ગ્રેજ્યુએટ નથી; તેમ ૩૦ વર્ષની ઉમરની મર્યાદા ઓળંગી નથી; કેમકે તેમણે ઘણેભાગે અસહકારમાંથીજ જાહેર જીવનની પ્રેરણા મેળવી હોવાથી અભ્યાસ અધુરોજ પડતો મૂકવો પડયો હતો. ત્રીજું સામ્ય એ છે કે, તેમનામાં કોઇ પણ તવંગર નથી અને આ સ્થિતિને અંગેજ તેઓ કામદારોના અને કચડાયલી પ્રજાઓના જીવન સાથે સહેલાઇથી એકરૂપ થઇ જાય છે.

આ ત્રણ મુદ્દાઓ સર્વેને લાગુ પડતા હોવાથી અસહકાર પછી તેમણે શું શું કર્યું તે જોઇએ.

× × × ×

### શ્રી. એસ. એ. ડાંગે

એમની ઉમર આશરે ૨૮ વર્ષની છે. અસહકાર પહેલાં શ્રી. નિંબકર સાથે મળી વિલ્સન કૉલેજમાં બાઇબલ શીખવાની સખ્તાઇ સામે એમણે ઝુંબેશ ઉપાડી તરતજ અસહકાર શરૂ થતાં ચોપડાં બાજુએ મૂકી તે ચળવળમાં ઝંપલાવ્યું, પણ ગાંધીજીના આખા કાર્યક્રમ સાથે કદી મળતા થઇ શક્યા નહિ.

અર્થશાસ્ત્રના અભ્યાસથી તેમની એવી ખાત્રી થઇ કે, મુડીવાદ અને શાહીવાદ કાયમ છે, ત્યાંસુધી પ્રજાઓ ખરી રીતે સ્વતંત્ર થઇ શકવાની નથી. આથી તેમણે 'ધી સોશિયાલિસ્ટ' પત્ર કાઢ્યું. તે પહેલાં શ્રી. નિંબકર સાથે મળી તેઓ "ધી યંગ કૉલેજીયટ" નામનું માસિક પ્રગટ કરતા હતા. બાદ તેમણે "ગાંધી વિ૦ લેનિન" નામની ચોપડી લખી. બંનેના સિદ્ધાંતોની ઘણીજ માર્મિક સરખામણી કરી. લેનિનના સિદ્ધાંતો ગાંધી કરતાં કેવા સર્વોપરિ છે તે દર્શાવી આપ્યું હતું. બાદ કાનપુરના બોલ્શેવિક કેસમાં તેઓ સંડોવાયા અને પીનલ કોડની ૧૨૧ અ કલમ મુજબ એટલે બ્રિટિશ રાજ્ય સામે કાવતરૂં કરવાના આરોપસર તેમને ચાર વર્ષની સજા થઇ. ગઇ સાલમાં છૂટયા બાદ તેઓ ખેડુત અને કામદાર સંઘમાં જોડાયા. અખીલ હિંદ ટ્રેડ યુનિયન કૉંગ્રેસના તેઓ ઉપમંત્રી છે. થોડાક મહીના પહેલાંજ એક વિધવા સાથે પરણીને તેમણે સામાજિક સુધારામાં સક્રિય હિસ્સો પૂર્યો હતો.

× × × ×

### શ્રી. આર. એસ. નિંબકર

ડાંગે કરતાં શ્રી. નિંબકરની સ્થિતિ ઘણી જૂદી છે. ઉંમર આશરે વર્ષ ૨૮ છે. તેઓ જેટલા ઝનુની છે તેટલાજ ભાવનાશાળી અને છતાં નિખાલસ હૃદયના યુવક છે. અસહકારમાં તેઓ છેક ૧૯૨૪ ની સાલ આખર સુધીમાં એક ચુસ્ત ગાંધીપક્ષવાદી હતા. વચગાળે મુળશીપેટામાં ખેડુતોએ આદરેલી લડતમાં તેમણે છ મહીનાનો જેલભોગવટો કર્યો હતો. તેઓ કંઇ અડધા ડઝન પત્રોના તંત્રી થઈ ગયા હશે. એક બાળવિધવા સાથે તેઓ ૧૯૨૫ માં પરણ્યા. શ્રી. નિંબકરમાં કામ કરવાની વિલક્ષણ ધગશ છે. હાલમાં તેઓ મ્યુનિસિપલ યુનિયનના અને મુંબઇની પ્રાંતિક કૉંગ્રેસ કમિટિના મંત્રી છે, ખેડુત અને કામદાર સંઘના ટ્રેડ યુનિયન શાખાના તેઓ લીડર છે, આજની હડતાળની લડતમાં સૌથી મોખરે શ્રી. નિંબકરજ છે.

× × × ×

## શ્રી. એસ એસ. મીરજકર

કોલાબા જીલ્લાના એક ગામડામાં ૧૯૦૨ ની સાલમાં જન્મ્યા. અસહકારમાં દફતર લપેટી મૂકયા બાદ ફ્રેંચ બેંકમાં જોડાયા ને સાત વર્ષસુધી ત્યાં નોકરી કીધી. લાલા હરદયાળે લખેલું પુસ્તક 'આધુનિક રૂશિયા' અને કાર્લ માર્કનું જીવન વાંચી તેઓ સામ્યવાદી બન્યા અને કામદાર ચળવળમાં રસ લેવા લાગ્યા, ત્યારથી તેઓ કમ્યુનિસ્ટ મતોમાં માનવા લાગ્યા.

ગયે વર્ષે મિ૦ સ્પ્રેટે લખેલી "ઇંડિયા અને ચાઇના" ચોપડીના પ્રકાશકતરીકે તેઓ સામે કેસ માંડયો હતો, પણ છૂટી ગયા હતા. ખેડુત અને કામદાર સંઘમાં તેઓ પ્રચારખાતાના પ્રમુખ છે.

× × × ×

## શ્રી. અર્જુન આળવે

તેઓ એક આદર્શ કામદાર છે. ઉંમર વર્ષ ૨૮ છે. દક્ષિણમાં આવેલા સાવંતવાડી રાજ્યમાં જન્મ થયો. થોડું મરાઠી શીખ્યા અને પેટને માટે ૧૧ વર્ષની કુમળી ઉંમરે મુંબઇમાં આવી મીલમાં રહ્યા. સ્વભાવે અતિશય નિડર અને સાહસી હોઇ સિપાહીગીરીના પૂરા ગુણ ધરાવતા હોવાથી છેલ્લી લડાઇમાં લશ્કરમાં જોડાઇ ફ્રાન્સ, બસરા વગેરેનાં રણમેદાનોપર શાહીવાદના સાગરીત-તરીકે લડયા. ૧૯૧૫ થી ૨૦ દરમિયાનનાં પાંચ વર્ષ ખૂનખાર લડાઇમાં ગાળી ૧૯૨૧માં સ્વદેશે પાછા ફરી વળી મીલમાં વણકરતરીકે જોડાયા. ૧૯૨૩ ની સાલમાં પડેલી હડતાલમાં તેઓ કામદાર યુનિયનમાં જોડાયા. ૧૯૨૫ ની હડતાલમાં પણ તેઓ આગળ પડતું કામ કરતા હતા અને આજે તો કામદારોના એક જબરજસ્ત નેતા થઇ પડયા છે. ગીરણી કામદાર યુનિયનના તેઓ પ્રમુખ છે.

× × × ×

## શ્રી. શાવક એચ. ઝાબવાળા

સુરત જીલ્લામાં ઝાબ ગામે ૧૮૮૭ની સાલમાં જન્મ થયો. મેટ્રીક પૂરી કરી મુંબઇ આવ્યા ને ૧૯૦૬ માં બી. એ. થયા, ત્યારથી એક લેખક અને શિક્ષકતરીકેનું જીવન ગાળે છે. તેમણે કુલ ૨૭ પુસ્તકો લખ્યાં છે. છેલ્લા મહાન યુદ્ધમાં તેઓ સરકારને મદદ કરવાની તરફેણમાં ટાઇમ્સ પત્રમાં લખતા, પણ ગરીબોની કંગાલિયતની તેમના મનપર અસર થઇ અને ૧૯૧૫ માં કામદારો તરફ આકર્ષાયા. બુદ્ધીસ્ટ સોસાઇટી, હ્યુમેનીટેરીઅન લીગ વગેરેમાં કામ કર્યું. કામદાર આલમમાં શ્રી. ઝાબવાળાનું કાર્ય અજોડ છે. તેમણે ૨૨ યુનિયનો સ્થાપી ૫૦-૬૦ હજાર કામદારોનું સંગઠન કર્યું છે. દયા-બુદ્ધિથી પ્રેરાયલા આ સાચા જરથોસ્તીને જલદીજ નિરાશ થવું પડયું; કેમકે રાજતંત્ર સર કર્યા સિવાય કામદારો અને ગરીબ પ્રજાઓની સ્થિતિમાં બળ નહિ આવે, એવો અનુભવ તેમને કરવો પડયો. ત્યારથી તેઓ આર્થિક ક્રાંતિમાં માનવા લાગ્યા. આ માટે તેમને ઘણીજ વીનકો વેઠવી પડી છે. નોકરી છૂટે, ભૂખમરો વેઠવો પડે, જ્ઞાતિભાઇઓનાં ટાણાં ખમવાં પડે એ સર્વે ક્રમોમાંથી તેમને પસાર થવું પડયું હતું. તેઓ જેમ મીલ વર્કર્સ યુનિયનના પ્રમુખ છે તેમ બીજી અનેક યુનિયનો સાથે પ્રમુખ કે મંત્રીતરીકે સંબંધ ધરાવે છે. 'ખેડુત અને કામદાર સંઘના કાર્યકારી મંડળના તેઓ એક સભાસદ છે.

× × × ×

## શ્રી. લાલજી પેંડસે

શ્રી. વિનાયકરાવ સાવરકરની પ્રવૃત્તિઓની એમના ઉપર ઉંડી અસર થવાથી કોઈ પણ માર્ગે સ્વતંત્રતાની લડતમાં તેઓ માનવા લાગ્યા. અહિંસાવાદ ઉપરથી એમની શ્રદ્ધા ઉઠી ગઇ. એ પછી તેઓ કેટલાંક મંડળોના સમાગમમાં આવ્યા. છેલ્લી લડાઇમાં તેમની સહાનુભૂતિ જર્મની સાથે હતી. હિંદની સ્વતંત્રતા માટે એ વખતે એમને કોઇ પણ જાતનો ઉપાય બાધક લાગતો ન હતો. પાછળથી એમને બ્રિટિશ લશ્કરમાં જોડાવાની ઇચ્છા થઇ હતી અને એ ઇચ્છા બર લાવવા એમણે બે મિત્રો સાથે લશ્કરમાં જોડાવાની ખટપટ કરી; પણ તેમાંય ફાવ્યા નહિ. આવી સ્થિતિમાં રિક્રુટીંગ માટે જે જુલમો થતા તે જોઇ તેમનું મન અકળાયું અને લડાઇ

વિરુદ્ધ પ્રચાર કરવા લાગ્યા.

આજે જગતવિખ્યાત બનેલા બારડોલીની પાસે આવેલા વ્યારા ગામના તેઓ વતની હોઇ, ઉંમર આશરે ૨૭ વર્ષની છે.

અસહકારમાં પડયા પછી બારડોલીના સત્યાગ્રહનું જે એક અહિંસામાં નહિ માનનારૂં ઉદ્દામ અને આગ્રહી ટોળું કંઇક જૂદીજ દૃષ્ટિથી રાહ જોતું હતું, તેમાંના આ એક યુવક હતા; પણ સત્યાગ્રહ પડતો મૂકાયાથી તેમના હાર્દિક પ્રયાસો ફોકટ ગયા. તે પછી મુળશીપેટાના સત્યાગ્રહમાં જોડાઇ ઉજળું કામ કરી બતાવ્યું અને બે-ત્રણ વાર કારાવાસ પણ ભોગવ્યો.

આ લડતમાં માલદાર જમીનદારો ગરીબ ખેડુતોની વિરુદ્ધમાં પડેલા જોઇ શ્રી. પેંડસેના મનપર ઉંડી અસર થઇ અને મુળશીપેટા સત્યાગ્રહના પ્રણેતા સેનાપતિ બાપટના સમાગમમાં તે વધારે મજબૂત થઈ. ત્યારથી તેઓ એમજ માનતા આવ્યા છે કે, રાજકીય સ્વતંત્રતામાં બ્રિટિશ શાહીવાદ અંતરાયરૂપ છે; તેમ આર્થિક ઉન્નતિમાં મુડીવાદ દુશ્મનની ગરજ સારે છે.

સત્યાગ્રહની લડતમાં હાર્યા બાદ અત્યાચારમાં મદદ કરવાના આરોપસર તેમની સામે વૉરંટ નીકળવાની ખબર મળવાથી ફરારી થયા. બાદ "બુલબુલ" નામનું સાપ્તાહિક કાઢયું. આ પછીની જીંદગી પત્રકારિત્વમાંજ તેઓ અદા કરે છે.

તેઓ એક મરાઠી અને ગુજરાતી લેખક તથા કવિ છે, તેમ લડાઇની તાલીમ પણ મેળવી છે. કામદાર અને ખેડુતસંઘના કૉંગ્રેસ વિભાગના તેઓ પ્રમુખ છે.

× × × ×

## શ્રી. બી. એફ. બ્રડલે

કામદારોના આ યૂરોપીયન મિત્ર લંડનના એક પરામાં ૧૮૯૫ ની સાલમાં જન્મ્યા અને ઇજીનિયરીંગનો અભ્યાસ કરવા લાગ્યા. બાદ લડાઇ શરૂ થઇ ત્યારે ૧૯૧૬ ની સાલમાં કાફલા ખાતામાં જોડાઈ બેલ્જિયમને કિનારે લડાઇમાં પડયા અને શાહીવાદના તારણહાર બન્યા. ૧૯૧૯માં પાછા ઇંગ્લંડ આવી એક કારખાનામાં ઇજીનિયરતરીકે જોડાઈ ગયા. ૧૯૧૪ ની સાલથીજ તેઓ ટ્રેડ યુનિયનમાં રસ લેતા હતા. રણમેદાનપરથી પાછા આવ્યા બાદ જયારે તેમણે જોયું કે, જેઓ સામ્રાજ્ય માટે લડયા તેવા હજારો શૂરા યુવકો આજે બેકાર થઇને ફરે છે અને તેમને ખાવાપીવા આપવાની ફરજ નથી સરકાર કે નથી માલીકો બજાવતા; ત્યારે તેમને આ સ્થિતિપ્રત્યે તિરસ્કાર થવા લાગ્યો. ને તેવામાંજ વળી તેઓ પણ બેરોજગાર થઈ પડયા. બાદ ખૂબ વિચાર કરતાં નિર્ણય ઉપર આવ્યા કે, એક સામ્યવાદજ ગરીબોને ઉગારશે. તે પછી ઇંડિયા ઑફીસમાં નોકરી મેળવી રાવલપિંડીમા ઈજીનીયરતરીકે આવ્યા. અહીંના થોડા મહીનાના જીવનમાંજ તેમણે શાહીવાદનુ કારમું સ્વરૂપ પારખી લીધું અને તેઓ શાહીવાદ તથા મુડીવાદના કટ્ટર વિરોધી બન્યા. બાદ પાછા વિલાયત ગયા અને ટ્રેડ યુનિયનની ચળવળોમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા. ૧૯૨૫ ની સાલમાં ઇંગ્લાડમાં પડેલી સાર્વત્રિક હડતાળમાં એમેલગમેટેડ ઈજીનિયર્સ યુનિયનના હોદ્દેદાર તરીકે જોડાઈ સર્વે ઇજીનિયરોને હડતાળમાં સામીલ કર્યા.

ગયા વર્ષના સપ્ટેમ્બરમાં તેઓ એક પ્રવાસીતરીકે હિંદુસ્તાનમાં પાછા આવ્યા અને ત્યારથી અહીંની કામદાર ચળવળમાં રસ લઇ રહ્યા છે. મધ્યપ્રાંતની ખેડુત અને કામદાર પરિષદે તેમને પોતાના પ્રમુખ ચુંટયા હતા.

(તા. ૫-૨-૧૯૨૯ ના દૈનિક "હિંદુસ્થાન" માં લખનારઃ-"મીલમજુર")

# १६२–रशियानां रखडाउ बाळको

## આ ભવિષ્યના શહેરીઓના અટપટા પ્રશ્નનો સરળ ઉકેલ

અર્ધજંગલી અને રઝળુ બાળકોનો સવાલ જે સોવિયેટ સરકાર સમક્ષ અત્યારે ખડો થયો છે તેના જેવો ભયંકર અને તેનાથી વધારે અટપટો સવાલ કદાચ કદીયે ઉભો થવા પામ્યો હશે નહિ. આ બાળકો અનાથો છે. તેમનાં માબાપો મહાન વિગ્રહમાં મરાઇ ગયાં છે અગર નાશ પામ્યા છે. આ લોકો બળવામાંથી અગર તો ઇંગ્લિશ, અમેરિકન, ફ્રેંચ, ઇટાલિયન અને જાપાની વગેરે વિદેશી લશ્કરો તેમજ ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ અને જાપાન તરફથી જેને નાણાંની મદદ મળે છે તેવાં ઝારનાં લશ્કરોના ભયંકર જુલ્માટોમાથી બચી જવા પામેલાં હોય છે. આમાંનાં ઘણાંએ અનાથોનાં માબાપો ૧૯૨૧–૨૨ ના દુષ્કાળમા મરણ પામેલાં છે. મહાન વિગ્રહ અને ચઢાઇઓના પરિણામે પાયમાલ થઈ ગયેલું સોવિયેટ રશિયા આ દુષ્કાળ સામે પગલાં લઇ શકે તેમ ન હતું. આ બાળકોના અસ્તિત્વનો દોષ જો કે 'બોલ્શેવિકો' ઉપર લાદવામાં આવે છે છતાં ખરી હકીકત તો એ છે કે, સોવિયેટ સરકારને તોડી પાડવા મા ના મહાન સત્તાઓના પ્રયાસોનુંજ આ પરિણામ છે. તેમની સંભાળનો મહાન સવાલ સોવિયેટ સરકારને માથે આવી પડે છે.

### લાખોની સંખ્યા

રશિયામાં આશરે બે મીલિયન રઝળુ બાળકો છે. ગણત્રીના સાધનને અભાવે મોસ્કોનો ચોક્કસ આંકડો કહી શકાય તેમ નથી. ૧૦ થી ૨૫ હજારની સંખ્યા હોવાનું ધારવામાં આવે છે. ૧૯૧૯–૨૦ માં મોસ્કોમાં ૩૦,૦૦૦ ની સંખ્યા હોવાનું કહેવાય છે. ચાલુ વર્ષમાં ત્યજી દેવાયેલાં છોકરાં આ સંખ્યામાં ઉમેરો કરે છે. આમાં ૯ થી ૧૮ વર્ષની અંદરના ઘણાખરા છોકરાઓ છે. વધારે સંખ્યા ૧૨ થી ૧૫ વર્ષની છે. લડાઇની શરૂઆતથી કેટલા મરણ પામ્યા છે તે કહી શકાતું નથી. રશિયાના જૂના તંત્રમાં જીંદગીની કંઇ કિંમત ન હતી.

### કમકમાટ ઉપજાવે તેવો પ્રશ્ન

આ સવાલ ખરેખર કમકમાટી ઉપજાવે તેવો છે. મોસ્કોમાં આવાં બાળકોનાં ટોળાં નજરે પડશે. દિવસે તેઓ ભીખ માગે છે અને શેરીઓમાં આથડે છે. રાત્રે જ્યાં ત્યાં સૂઈ રહે છે. કંઈ પણ અટકાયત વિના ટ્રામમાં તેઓ દાખલ થઇ ક્ષુધાતુર દૃષ્ટિથી બેઠકો નીચે ખોવાયેલ સિક્કાઓ માટ ફાંફાં મારે છે. તેમની ભીખ માગવાની રીત ઘણી વખત જુલ્મ અને કંટાળાભરેલી હોય છે. રેસ્ટોરાંમાં તેઓ તમારા શરીર સુધી ધસી આવે અને પોતાના હાજરીનું ભાન કરાવવા ઘણી વાર તો તમને આંચકા પણ મારતાં ખંચાતાં નથી. ટેબલપરથી તેઓ દરેક ચીજ ઝુટાવી પલાયન કરી જાય છે. તંદુરસ્તીની તેમને કંઇ પરવાહ હોય તેમ જણાતું નથી, તેથી ગમે તેવી ચીજ ઉઠાવી ખાઇ જાય છે. લોકો સરકારની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ આ બાળકોને ખોરાક અને પૈસા એકદમ આપે છે. અસહ્ય સંકટો સહન કરીને આ બાળકો કેવળ ઉલટા સ્વભાવના બની ગયા છે. તેમનામાં દારૂ પીવો, જુગાર રમવો વગેરે દુર્ગુણો ઘર કરી બેઠા છે, ઘણાને ક્ષય જેવા રોગો લાગુ પડેલ છે. આમાંનો મોટો ભાગ તો ચોર છે. તેઓ કયાં રીતે જીવન ટકાવે છે, તેજ રશિયામાં એક નવાઇનો વિષય થઇ પડયો છે. ઉલટું તેમાંના ઘણાખરા લઠ્ઠ અને મજબૂત છે. આર્થિક સ્થિતિ ઉપર કેળવણી અને સુધારાનો કેટલો આધાર રહેલો છે તે આ ઉપરથી સચોટ જોઈ શકાશે.

### સરકારના પ્રયાસો

આ બાબતનો ઝીણવટથી અભ્યાસ કરતાં આ સવાલ બહુજ દુઃખદાયક જણાતો નથી; કારણ કે સોવિયેટ સરકાર અને બીજી સંસ્થાઓ આનો ઉકેલ લાવવા પ્રયાસ કરે છે. રઝળુ બાળકોની સંભાળનું બધું કાર્ય બાળકો માટેની કમિટિને હસ્તક છે. ૧૯૨૬ માં મોસ્કોમાં આ બાળકોને પકડવાને એક ખાસ કમીશન નીમવામાં આવ્યું હતું. ૧૯૨૬ માં અને ૧૯૨૭ માં અનુક્રમે ૩૭૫૦ અને ૨૭૯૩ બાળકોને પકડવામાં આવ્યાં હતાં. ૧૯૨૮ નો આંકડો મળતો નથી; પરંતુ આ વર્ષમાં તેમને ખેડુતગૃહોમાં મોકલવાની યોજના થઇ હતી. મોસ્કોમાં સંખ્યા ઘટી છે.

રશિયન સામ્યવાદી પક્ષ જે સબળ પક્ષ છે તેના તરફથી તેની દરેક શાખા તરફ ૧૯૨૯ ની આખરે એક પણ રઝળુ બાળક ન રહે તેવા પ્રયાસો હાથ ધરવાને ફરમાન કાઢવામાં આવ્યાં છે. સરકાર તરફથી એવો હુકમ છે કે, આવાં બાળકોને રઝળતાં જોતાં તેમને પકડીને એકઠાં કરવાની જગ્યાએ પહોંચાડી દેવાનો દરેકને હક્ક છે. પુખ્ત ઉંમરના છોકરાને પકડવાનું કાર્ય જોખમભરેલું છે; કારણ કે તે દોડવામાં ચપળ હોવા ઉપરાંત જો તે લોકોનું ટોળું હોય તો જરૂર પકડનાર ઉપર પથરાનો વરસાદ વરસવાના. ઘણા છોકરાઓ તો જો શિયાળો હોય તો રાજીખુશીથી ઇન્સ્પેક્ટરોની સાથે અગર પોતાની મેળેજ તેમને માટે રાખેલાં સ્થાનોમાં જાય છે. તેમને એકઠાં કરવા માટેના મધ્યસ્થાનમાં લઇ ગયા પછી બે માસ સુધી તેમના પર દેખરેખ રાખવા ઉપરાંત તેમને કારખાનામાં કામે વળગાડવામાં આવે છે. આ સંસ્થા સાથે તેમની શારીરિક અને માનસિક સ્થિતિનો અભ્યાસ કરનાર મંડળ પણ રાખવામાં આવે છે. આ સંસ્થામાં આ છોકરાઓની ઉમર વગેરે પ્રમાણે પાંચ વિભાગ પાડી દેવામાં આવે છે. ત્યારબાદ તેમને નીચેની કોઇ પણ સંસ્થામાં મોકલી અપાય છે.

## બાળકોમાટેની સંસ્થાઓ

મોસ્કોમાં ૧૨૯ બાળગૃહો છે, જેમાં ૧૫૬૭૫ બાળકો છે. મોસ્કો પ્રાંતિક ગૃહોની સંખ્યા ૫૦ ની છે અને તેમાં ૩૬૪૭ બાળકો છે. અહીં આં રઝળુ તેમજ બીજાં બાળકો વચ્ચે ભેદ બતાવવામાં આવતો નથી. સર્વને સરખા હક્ક હોય છે. મોસ્કોમાં આ રઝળુ બાળકો માટે ૧૭ અને પ્રાંતમાં ૫ સંસ્થાનો છે. ખોડ–ખાંપણવાળાઓ માટે પણ મોસ્કોમાં ૫ ગૃહો છે. ખૂન વગેરે ફોજદારી ગુન્હા કરેલાઓને માટે ખાસ ગૃહો છે. આ બધી સંસ્થાઓમાં લાયકાત પ્રમાણે બાળકોને મોકલી આપવામાં આવે છે. ઉપરાંત હજારોને કુતુહલગૃહોમાં દાખલ કરવામાં આવે છે. આ સિવાય બીજી સંસ્થાઓ જેવી કે સિનેમા ફિલ્મ ઉદ્યોગ વગેરે તેમને પહેલી પસંદગી આપે છે. એક્ટરો-તરીકે તેમનું કાર્ય ઘણુંજ સુંદર હોય છે; પરંતુ ઘણા ખરા જુગારમાં પૈસા વેડફી નાખી પાછા ભીખ માગતા બની જાય છે. ઘણીજ મુશ્કેલીએ તેમનું જીવન નિયમિત બનાવી શકાય છે.

## સમાજ પણ સહાય કરે છે.

ઘણાં ખાનગી કુટુંબોએ આ બાળકોની સંભાળ માથે લીધી છે; પરંતુ કૌટુંબિક જીવનના અંકુશો વગેરે સહન ન થતાં થોડા દિવસોમાંજ તેઓ પલાયન થઇ જાય છે અને ભીખ માગવી શરૂ કરે છે. માજી રાજદ્વારી કેદીઓનું મંડળ મોસ્કોની ઘણી સંસ્થાઓનું પેટ્રન છે. આ સ્ત્રીઓ અને પુરુષો પેલાં બાળકોનાં માબાપનું સ્થાન લે છે. તેમનાં ગૃહોની તપાસ કરવા ઉપરાંત તેમને માટે ફંડ એકઠું કરતાં રહે છે. ૧૯૨૬ માં જી. પી. યુ. એ ૧૧૦૦ બાળકો એકઠાં કર્યાં હતાં. એક મઠ અને ઝાર તેમજ બીજા ઉમરાવોનાં મોટાં મકાનો આ બાળકોના ઉપયોગ માટે જપ્ત કરવામાં આવેલ છે.

## ગૃહોમાં નિયમિત જીવન

આ ગૃહોમાં બાળકો નિયમિત જીવન ગુજારે છે. તેઓ ચાર કલાક અભ્યાસમાં અને ચાર કલાક વ્યાવહારિક તાલીમ પાછળ ગાળે છે. અભ્યાસની મુદત ચાર વરસની છે. ત્યારપછી તેઓ કોઇ કારખાનામાં જોડાઇ શકે છે અને સમાજને સહાયક બને છે. કારખાનાના તંત્રમાં, વ્યવસ્થામાં અને નફા વગેરે દરેક બાબતમાં તેમને બીજાના જેટલાજ હક્કો હોય છે. વ્યાવહારિક તાલીમમાં તેમને ધાતુકામ, લક્કડકામ, જોડા સીવવા વગેરે કાર્યો શીખવવામાં આવે છે.

આગળ અભ્યાસ માટે તેઓ કામદારોનાં વિદ્યાલયોમાં દાખલ થઇ શકે છે. ખાવા, રહેવા વગેરેની સગવડ સરકાર તરફથી મળે છે. સામાન્ય ખર્ચ માટે દર માસે થોડી રકમ પણ મળે છે. અનુભવથી એમ જણાયું છે કે, દરેકને વ્યાવહારિક કામ વધારે પસંદ છે. દરેક સંસ્થા સાથે કારખાનાંઓ પણ હોય છે. નિયમિત જીવન આકરૂં લાગતાં આમાંથી આશરે ૭ ટકા બાળકો ઉનાળામાં પલાયન કરી જાય છે.

બીજી નિશાળોના જેવીજ વ્યવસ્થા અહીં પણ હોય છે. તેઓજ તેમનાં દિવાલ વર્તમાનપત્રો ચલાવે છે અને વ્યવસ્થા જાળવે છે. સંસ્થાના દરવાજા ખુલ્લાજ રહે છે, જેથી કોઇ બાળક ઇચ્છા પ્રમાણે જઈ આવી શકતાં કેદખાના જેવો ભાસ થતો નથી. સ્નેહ અને સમજથી કેળવણી અપાય છે. વ્યવસ્થામાં જોરજુલમ થતા નથી. આ રીતે સરસ કેળવણી મળી શકે છે.

આ બાળકોને સાવકાં માબાપોને આપવાની અને તેમને ખેડુતગૃહોમાં રાખવાની પદ્ધતિ ઘણીજ સરસ છે; કારણ કે તેઓમાંનાં ઘણાં તો જન્મથી ખેડુતજ છે. શહેરી જીવન તેમને ગમતું નથી. ખેડુતને આ બાળકના ખર્ચમાટે માસિક કંઈ રકમ મળે છે. બાળકને પદ્ધતિસર ખેતીનું શિક્ષણ અપાય છે.

## પ્રશ્નનો ગૂઢ ઉકેલ

આટલા પ્રયાસો છતાં આ સવાલનો નિવેડો લાવી શકાય તેમ નથી. કેળવણી અને સામાજિક સુધારા માટેનાં મંડળો બાળકોનો ખર્ચ ઉપાડી લે છે. મુશ્કેલી એ છે કે, આ બે મિલિયન રઝળુ બાળકો માટેના પૂરતા પૈસા નથી. વળી તેમને રાખવા જગ્યાની પણ તંગાશ છે. છેલ્લાં દશ વર્ષોમાં મોસ્કોની વસ્તી ૧૫ માંથી ૨૫ લાખ થઈ ગઈ છે, જેથી રહેઠાણનો પ્રશ્ન તીવ્ર બનતો જાય છે. એક ઉદ્યોગનો નફો બીજા ઉદ્યોગમાટે રોકાતાં નાણું ફાજલ પડતું નથી. વિદેશમાંથી લોન મળી શકતી નથી. શિક્ષકોનો ભોગ પણ અજબ છે. તેમને ભાગ્યેજ ૪૦ થી ૫૦ રૂબલ્સ માસિક મળે છે. તેવીજ દશા બાળકોની પણ છે. તેમનાં મકાનોમાં રાચરચીલાનું તો નામજ નથી. કારખાનાંઓ અને અભ્યાસગૃહોમાં પૂરતાં સાધનો નથી. શિયાળાની કડકડતી ઠંડીથી બચવા પૂરતાં વસ્ત્રો પણ મળતાં નથી. પથ્થર જેવાં હૃદયને પણ પીગળાવી દે તેવું આ દૃશ્ય નથી? આટલું છતાં પણ પરિણામ સુંદર આવતુ જાય છે. તે શ્રમજીવી બાળકોએજ એક નાનો સરખો બગીચો બનાવેલ છે અને તેમાં થેડાં જનાવરોનો સંગ્રહ કરેલ છે. ઓરડાની દિવાલોપર સુંદર ચિત્રકામ પણ નજરે પડે છે. દિવાલ વર્તમાનપત્ર તેમનો ખાસ વિષય છે. તેમાં તેમની લખેલી કવિતાઓ અને તેમનાં જીવનનો ઇતિહાસ આલેખતી નાની વાર્તાઓ તેઓ લખે છે. રશિયાનું ભવિષ્યનું સાહિત્ય આના ઉપર ઘડાશે તેમ જણાય છે. કેટલાંક બાળગૃહોમાં સારી સગવડતા પણ હોય છે.

## ભવિષ્યની આશાઓ

આ બાળકોને તેમના શિક્ષકોપ્રત્યે અત્યંત ભાવ છે. દરેક વસ્તુ તેઓ ઝડપથી ગ્રહણ કરી શકે છે. શિક્ષકોના સ્નેહનો તેઓ અચ્છો બદલો આપે છે. તેમને રઝળવા દેતા તેઓ ભાવી બદમાશો થવાના. જ્યારે તેમને સમાજમાં સ્થાન મળતાં તેમનું ભાવી ખરેખર ઉજ્જવળ બનવાનું. આથી એમ સાબીત થાય છે કે, તેઓ ખરેખર બુદ્ધિશાળી અને હિંમતવાન છે, અને દેશના હુન્નર ઉદ્યોગમાં તેઓ સારો હિસ્સો આપશે. મેક્સિમ ગોર્કીનું જીવન આમાં દૃષ્ટાંતરૂપ છે. એક વખતનું એનું જીવન આ રઝળુ બાળકોના જેવુંજ હતું. રશિયાનો અત્યારનો સવાલ આ બાળકોને માટે રહેઠાણો અને સાધનો મેળવી તેઓ નકામા વેડફાઇ ન જાય તે માટેનો છે તેમની શક્તિઓ ખીલ્યા પહેલાંજ કરમાવા ન દેતાં તેની યથાર્થ ખીલવણી થઇ સામાજિક હિત માટે તેનો ઉપયોગ થાય તેવો પ્રયાસ કરવાની ફરજ સોવિયેટ સરકારને માથે આવી પડેલ છે.

(તા. ૯-૨-૧૯૨૯ના દૈનિક 'હિંદુસ્થાન"માંનોઃ-મીસ એમિલ સ્મેડલીનો લેખ)



### નેપોલિયનની ત્રુટિઓ

નેપોલિયનની મોટી ખામી તો એ કે, ફ્રાન્સ સિવાય બીજા દેશોની રાજ્યવ્યવસ્થા કેમ કરવી તે એ નહોતો જાણતો. ફ્રાન્સમાં કરેલી એની વ્યવસ્થા ખરેખર અદ્ભુત હતી. ફ્રાન્સપૂરતી એની દેશકાળની માહિતી વિસ્મય પમાડે એવી હતી; ધાર્મિક ઝઘડા એણે પતાવ્યા; ખેડુતોને એણે શાંત કર્યા, કાયદાને એણે નિશ્ચિત રૂપ આપ્યું; અને પોતાની પાછળ એક નમુનેદાર રાજ્યબંધારણ મૂકી ગયો, કે જે બંધારણને હજુ કાળના હાથનાં ઘાબાં નથી લાગ્યાં.

પણ ફ્રાન્સની બહાર એણે શું કર્યું ? નૌકાશાસ્ત્રનું એનું જ્ઞાન કેટલું ખામીભરેલું ?

ઇંગ્લંડ, સ્પેન અને રશિયાના પ્રજાત્વવિષે એની ગણત્રી અધુરી હતી. પોતે ઈટાલિયન છતાં પોપ સાથે ઝઘડયો. એની જુલ્મી રાજ્યપદ્ધતિના પ્રત્યાઘાતરૂપે પ્રુશિયાનો જન્મ થયો. વૉટરલૂમાં એ હાર્યો તે વરસાદને લીધે નહિ; પણ પેનીનસ્યુલર યુદ્ધના બોધપાઠનો એણે ઉપયોગ ન કર્યો તેને લીધે. કોઇ માનસશાસ્ત્રી આ ટીકાને અસંબદ્ધ ગણશે; પણ નેપોલિયનની રાજદ્વારી મહત્તાનું માપ કાઢવા માટે આ બધી વસ્તુનો વિચાર આવશ્યક છે.

### નેપોલિયનના આત્મવૃત્તાંતનું એક પાનું

"હું નાનો હતો ત્યારે ખૂબ જક્કી હતો. મને કશાનોય ભય ન મળે. હું કજીઆળો અને તોફાની હતો. કોઈ મને ડરાવી ન શકતું. કોઇને લાત મારૂં, કોઇને ઉઝરડા ભરૂં; છેવટે બધાં મારાથી ત્રાસવા લાગ્યાં. સૌથી વધારે મારા ભાઇ જોસફને સહન કરવું પડતું. હું એને મારી લેતો. મારો માર ખાવા છતાં મારી બાનો ઠપકો પણ એનેજ ખાવાનો રહેતો. હું ભારે લુચ્ચો હતો. માર મારીને એકદમ બા પાસે જોસફ વિરુદ્ધ ફરિયાદ કરવા હાજર થઇ જતો. હું જો કે જંગલી અને છૂટો થઇ ગયો હતો તોપણ મારી બાની આણ હું માનતો. **મને કોઇ જાતનો વિજય મળ્યો હોય અથવા હું કોઇનું કલ્યાણ કરી શકયો હોઉં તો તેનો યશ મારી માતાના સદ્‌ગુણો અને ઉંચા સિદ્ધાંતોને ઘટે છે. હું નિ:શંક માનું છું કે, બાળકના ભવિષ્યની વિધાત્રી એની માતા છે.**"

"પોતાની માતૃભૂમિ દરેકને પ્રિય હોય છે. મને પણ કોર્સિકા અત્યંત પ્રિય છે. મારી માતૃભૂમિ, હું બંધઆંખે એની રજની સુગંધ ઉપરથી વર્તી કાઢું. એનાં સંસ્મરણો આજેયે મને મુગ્ધ કરે છે; અને મને ભ્રમણા થઈ આવે છે કે, મારી માતૃભૂમિમાં અત્યારે હું મારૂં બાલપણ ખેલી રહ્યો છું."

નેપોલિયન જ્યારે સેંટ હેલીનામાં કેદી હતો તે વખતે તેના અંતરમાં ઉઠેલાં આ એનાં બાલપણનાં સંસ્મરણો છે. અસંખ્ય પુસ્તકોએ નેપોલિયનના જીવન ઉપર જે પ્રકાશ નથી પાડયો તે પ્રકાશ આ થોડા શબ્દો પાડી શકે છે.

(તા. ૨-૩-૧૯૨૯ના દૈનિક "હિંદુસ્તાન"માં લેખકઃ—રાઇટ ઓન. એચ. એ. એલ. ફીશર)

# ૧૭૨–ચામડી મારફતે જોવા વિષે

ફ્રાંસના એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિક 'જીન લેવેડી'એ સાંભળ્યું હતું કે, કોઇ કોઈ પુરુષ યા સ્ત્રી તેમની આંખે પાટા બાંધવા છતાં પણ જોઈ શકે છે; પરંતુ તેણે જેટલી જેટલી પરીક્ષાઓ કરી તે સૌમાં તે અસફળ થયો–અર્થાત્ તેને એક પણ એવો પુરુષ કે એવી સ્ત્રી ન મળી કે જે તેની આંખે પાટા બાંધવા છતાં પણ જોઈ શકતી હોય.

તેથી જ્યારે તેણે વર્તમાનપત્રોમાં પેરીસની એક સ્ત્રીવિષે વાંચ્યું કે, તે આંખે પાટા બાંધવ છતાં પણ પોતાની ચામડીથી જોઇ શકે છે, ત્યારે તેને વિશ્વાસ ન આવ્યો. ડૉકટરોએ પણ તે સ્ત્રીની પરીક્ષા કરી અને તેમણે પણ જણાવ્યું કે, ખરેખર તે સ્ત્રી આંખે પાટા બાંધવા છતાં પણ જોઇ શકે છે. 'લેવેડી'એ પોતે તે સ્ત્રીની પરીક્ષા કરવાની ઇચ્છા જણાવી અને તેને રજા પણ મળી.

તેણે તે સ્ત્રીની આંખોને ઘણી સાવધાનીથી બાંધી. ત્યારપછી તે એક અંધારા ઓરડામાં ગયો અને એક પુસ્તકની વચમાંથી એક પાનું ફાડી લીધું. તેણે પોતે પણ તે પાનું જોયું નહિ; કારણ

કે એમ કરવાથી તેને ભય હતો કે, કયાંક તે સ્ત્રી 'ટેલીપથી'(કોઇના મનોગત ભાવો કહી આપવાની વિદ્યા)દ્વારા તે પાનાંના વિષયને જાણી ન જાય. આ પ્રમાણે તેણે તે પાનાંને તે સ્ત્રીની સામે રાખીને પૂછયું "તમે શું જુઓ છો?"

તેણે જવાબ આપ્યો "કોઇ એક પુસ્તકનું એક પાનું" અને તેણે તે પાનાનું બધું લખાણ કહી આપ્યું!

'લેવેડી'એ પાનાં તરફ જોયું. પેલી સ્ત્રીએ જે કાંઇ કહ્યું હતું તે બરાબર હતું. ત્યાર પછી તેણે લાકડાની એક પેટીમાં ગંજીફાનું એક પાનું એવી રીતે મૂકયું, કે જેથી આખું પાનું ન દેખાતાં, ફક્ત ખૂણાપરનો નંબરજ દેખાય. ત્યાર પછી તે સ્ત્રીને પૂછયું, અને તેણે બરાબર કહી આપ્યું કે તે પાનું ચોકટના દસ્શાનું હતું.

ત્યાર પછી લેવેડીએ દક્ષિણ ફ્રાંસના 'ને' શહેરની બીજી ત્રણ છોકરીઓની પરીક્ષા કરી. લેવેડીએ જોયું કે, આંખે પાટા બાંધવા છતાં પણ તેઓ પુસ્તકો વાંચી શકે છે, સોયના નાકામાં દોરો પરોવી શકે છે અને કોઇ પણ ચીજનો રંગ ઓળખી શકે છે.

એમ કેમ થાય છે? તેની લેવેડીને ચોક્કસ ખબર નથી; પણ તે અનુમાન કરે છે કે, આંખની પાસેજ કપાળ છે; અને તેથી તેમાં પણ જોવાની સૂક્ષ્મ શક્તિ છે.

જે છોકરીઓની પરીક્ષાઓ કરવામાં આવી હતી, તેમને ચીજો ઓળખવામાં વખત લાગતો હતો તથા અત્યંત ધ્યાનમગ્નતાની પણ જરૂર પડતી હતી. બધું કામ મગજ મારફતેજ થતું હતું. આથી આપણે અનુમાન કરી શકીએ કે, ચામડીમાં પણ જોવાની શકિત વિદ્યમાન છે!

## १७३–लीलां फळोने सुरक्षित राखवा विषे

'સેન-ફ્રેન્સિસ્કો'માં એડવર્ડ મિલેની નામનો એક માણસ રહે છે. તેણે ૧૭ વર્ષોના નિરંતર પરિશ્રમ તથા ૯૮૭ વખતની નિષ્ફળતા પછી, એક એવી પદ્ધતિ કાઢી છે, કે જેથી ફળ-ફૂલ, માંસ, માછલી ઇંડાંઓ વગેરે મહીનાઓ સુધી સુરક્ષિત રહી શકે છે!

તેની શોધની, ૧૭ વર્ષ પહેલાં, મિલેની ફળોનો ધંધો કરતો હતો. તે વખતે તેનાં ઘણાં ફળો સડીને ખરાબ થઇ જતાં હતાં. તેને જે નફો થતો તે ફળો સડી જવાથી તણાઈ જતો હતો. તે વિચાર કરવા લાગ્યો કે, ફળોને કેવી રીતે સડતાં બચાવાય? તે પાક્કા વિચારનો માણસ હતો. એક વિચાર પાર પાડયા વિના તેને છોડેજ નહિ. નિષ્ફળતા ઉપર નિષ્ફળતા તેનો વિચાર પાર પાડવામાં મુશ્કેલી નાખવા લાગી; પરંતુ તે પણ માથાનો નીકળ્યો. તેણે આખરે એક રીત શોધીજ કાઢી.

ફળો વગેરેને સુરક્ષિત રાખવાની રીત ઘણીજ સહેલી છે. જે પદાર્થોને સડતાં બચાવવાં હોય, તેમને જૂદા જૂદા કાગળમાં વિંટાળવામાં આવે છે અને ટીન અથવા બીજી કોઇ ધાતુના ડબામાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. તે બધા ઉપર એક મોટો ચીકણો અને પુષ્કળ કાણાંવાળો કાગળ ઢાંકવામાં આવે છે. આ કાગળની ઉપર એક ખાસ જાતના મિશ્રિત દ્રવ પદાર્થ(સોલ્યુશન)માં ડુબાવેલો, લાકડાનો એક ટુકડો મૂકીને તેને આગ લગાડવામાં આવે છે. લાકડું બળવા લાગે છે અને તેના બળવામાં ડબાની અંદરની હવાનો બધો ઓકિસજન ખપી જાય છે; અને તેની જગ્યાએ, જે બીજો ગેસ ઉત્પન્ન થાય છે તે અને હવાનો બાકી નૈટ્રોજન રહી જાય છે. તેમનાથી કોઇ પદાર્થ બગડતા નથી. તેજ વખતે ડબાનું ઢાંકણું, અંદર હવા દાખલ ન થાય તેવી રીતે બંધ કરી દેવામાં આવે છે.

આ પ્રમાણે સુરક્ષિત ફળો ત્રણ ત્રણ મહિનાઓ સુધી તાજાં રહે છે.

હા, ઉપર કહેલ સોલ્યુશન શું છે અને તેના બળવાથી કયો ગેસ ઉત્પન્ન થાય છે, તેની બીજા કોઇને ખબર નથી; કારણ કે મિલેનીએ એ બધું ગુપ્ત રાખ્યું છે.

(તા. ૩૦-૧૨-૧૯૨૮ ના "વીસમી સદી"માં લેખકઃ- રા. મકનદાસ હરજીવનદાસ મહેતા.)

# १७४–साधु टी० एल० वस्वानी

સિંધ-પ્રાંત ભારત કે પશ્ચિમ મેં એક પિછડા હુઆ ભાગ કહા જાતા હૈ. દેશ કે મધ્ય-ભાગ સે કુછ હટા હોને કે કારણ તથા બીચ મેં મરુભૂમિ કે પડ જાને સે હમ લોગોં કો ઇસ પ્રાંત કે વિષય મેં બહુત કમ જાનકારી હૈ; પર સિંધ કા હૃદય ઇતના ઊસર નહીં જિતની ઉસકી ભૂમિ હૈ. પંદ્રહવીં શતાબ્દી મેં ભારત મેં ચાર બડે સંતોં ને જન્મ લિયા. પંજાબ મેં નાનક, મહારાષ્ટ્ર મેં તુકારામ તથા પૂર્વ-બંગાલ મેં ચૈતન્ય ને પ્રકટ હો કર ધર્મ ઔર ભક્તિ-માર્ગ કા પ્રચાર કિયા. ઇસી સમય સિંધ મેં ભી એક બડે સુફી મહાત્મા ને જન્મ લિયા. ઉનકા નામ શાહ લતીફ થા. ઉનકી કવિતા ઔર ભક્તિ પ્રથમ શ્રેણી કી થી. શાહ લતીફ કા નામ ઇસ તરફ બહુત કમ લોગ જાનતે હૈં; ક્યોંકિ હમારા જ્ઞાન સિંધ કે બારે મેં બહુત અધૂરા હૈ. શાહ લતીફ કો રાષ્ટ્રીય કવિ માનના ચાહિયે. ઉનકી એક યહ પંક્તિ બહુત પ્રસિદ્ધ હૈ–

**ઉમર વતન પંહજો બિસારન દૂખડયો.**

અર્થાત્ હે ઉમર! વતન કા ભૂલના બહુત મુશ્કિલ હૈ. શાહ લતીફ કે બાદ સ્વામી સચલ ઔર દલપત આદિ ઉત્તમ રત્ન સિંધ મેં ઉત્પન્ન હુએ. ઇસી ભૂલે હુએ સિંધ ને યુવક ભારત કો શક્તિ કા સંદેશ સુનાનેવાલે સાધુ વસ્વાની કો જન્મ દિયા હૈ.

વસુ એક ગોત્ર કા નામ હૈ. ઉસીમેં સિંધી ભાષા કા 'આની' પ્રત્યય લગાને સે વસ્વાની બનતા હૈ. વસ્વાનીજી કે વિષય મેં અભી તક સંસાર કો સિવા ઉનકે વિચારોં કે ઔર કુછ જ્ઞાત નહીં હૈ. સાધુજી આત્મચરિત લિખના યા ચિત્ર ઉતરવાના અભારતીય પ્રથા સમઝતે હૈં. ઉનકે મત મેં યાજ્ઞવલ્ક્ય કી જીવનકથા જગત કે લિયે મહત્ત્વ કી નહીં, ઉનકે વિચારોં કા હી શાશ્વત મૂલ્ય હૈ. વિચાર ભી ભગવાન કી પ્રેરણા સે ઉનકે સુર સે નિકલને લગતે હૈં. ઉન પર વસ્વાની કી દેહ કા કુછ સ્વત્વ યા અપનાપન નહીં હૈ. સત્ય વિચાર અજર-અમર હૈં, વે સબકે હૈં.

સાધુજી કી આયુ લગભગ પચાસ વર્ષ કી હોગી. ઉન્હોંને ત્યાગ ઔર તપ કે મહત્ત્વ કો અપને જીવન કે શુરુ મેં હી સમઝ લિયા થા. બ્રહ્મચર્ય ઔર તપસ્યા ઉનકા સ્વભાવ હી બન ગયે હૈં. ઉનકે મુખ પર અપૂર્વ તેજ ઝલકતા રહતા હૈ. ઉનકા કદ પૂરા ઔર દેહ સુંદર બની હુઇ હૈ. રંગ ચમકતા હુઆ નેત્રોં કો તૃપ્તિકર હૈ. કેશ કુછ કુંચિત હૈ, મુખ પર સદા હાસ્ય કી રેખા દિખાઇ પડતી હૈ; નેત્રોં સે ફૂટતી હુઇ જ્યોતિ નિકલતી રહતી હૈ. દો હી ચાર મિનટ કે સંમિલન સે વે કિસી ભી આગંતુક કો અપની વિનય ઔર મીઠી વાણી સે મોહ લેતે હૈં.

સાધુજી કે સાથ કુછ દિન રાજપુર-શક્તિ-આશ્રમ મેં રહને કા મુઝે સૌભાગ્ય પ્રાપ્ત હુઆ. જિતના ઉનકે સંયમી જીવન સે મેરા પરિચય બઢા, મૈંને ઉસે ઉતના હી ખરા ઔર ઉજ્જ્વલ પાયા. તપસ્યા ઉનકે જીવન કા મૂલ-મંત્ર હૈ; પરંતુ ઉનકા બાર બાર યહી ઉપદેશ થા કિ કોરી તપસ્યા બિના પ્રેમ કે અહંકાર કો ઉત્પન્ન કરતી હૈ. તપ ઔર સંયમ જબ નિરૂદ્દિષ્ટ હોતે હૈં તબ ઉનકે કરનેવાલે મેં અભિમાન ઉત્પન્ન હોતા હૈ. જબ તપ કે સાથ પ્રેમ મિલા રહતા હૈ તબ મનુષ્ય સબકે સાથ વિનય ઔર શીલ કા ભાવ રખતા હૈ. ઇસ લિયે વિનય વસ્વાનીજી કી દૂસરી વિશેષતા હૈ. કોઈ ભી ઉનસે મિલ કર ઉનકી વિનય પર મુગ્ધ હુએ બિના નહીં રહ સકતા. એક બાર આશ્રમ મેં સાધુજી કે આને સે પહલે એક આશ્રમવાસી ને સાત દિન તક ઉપવાસ કિયા. જ્યોં હી સાધુજી સે ઉસકા સાક્ષાત્કાર કરાયા ગયા, વે આનંદ સે ઉસકે ચરણોં પર ગિર ગયે. આત્મ-વિસ્મૃતિ કી વસ્વાનીજી મેં હદ હૈ. જુલાઇ કે મહીને મેં આશ્રમ મેં અલીગઢ-યુનિવર્સિટી કે એક મુસલમાન પ્રૉફેસર આયે. હિંદૂ કહાર ને કહા બર્તન કૈસે માંજૂં ? સાધુજી કો યહ પતા ચલા, આપ અપને હાથ સે ઉસકે જૂઠે બર્તન સાફ કરને લગે. લડકોં ને યહ દેખ કર કહા કિ બર્તન હમીં સાફ કર લેંગે; પર ત્યાગી ફકીર ને કહા:-'નહીં', તુમ્હારે માતા-પિતા હૈં. ઉન્હેં ઇસમેં આપત્તિ હો સકતી હૈ; મેરે કૌન હૈ જિસકી જાત-પાંત બિગડને કા ભય હો ?'

તુલસીદાસજી કી ઇસ પંક્તિ સે ભાવ કિતના મિલતા હૈ—

**કાહૂ કી બેટી સોં બેટા ના બ્યાહબ,કાહૂ કી જાતિ બિગારી ન સોઉ.**

સાધુજી નિત્ય ૩ા બજે કે કરીબ ઉઠ જાતે હૈં; ઉસ સમય ઉનકે પાસ કોઇ નહીં રહતા, ઇસ લિયે ઉનકે બનાયે હુએ સિંધી ભજન હમારે હિસાબ સે ખો જાતે હૈં. વે નિત્ય એક ભજન નયા બના કર ગાતે હૈં. ઉસે વે પુષ્પ કી તરહ અપને પ્રભુ કે ચરણોં મેં અર્પણ કર દેતે હૈં. સૂર, તુલસી ઔર મીરાં કે ગીતોં કી તરહ યે પદ્ય ભી—ભક્તિ કે આવેશ ઔર તન્મયતા કી દશા મેં બનતે હૈં; સાધુજી કે સર્વોત્તમ વિચાર ઉન્હીં મેં ગુંથે રહતે હૈં. ગાને કે પીછે ગાનેવાલા સ્વયં ઉન્હેં ભૂલ જાતા હૈ, ઈસ લિયે પ્રયત્ન કરને પર ભી ઉનકી રક્ષા કા કોઇ ઉપાય ન હો સકા.

સાધુજી કી ખદ્દર સે અનન્ય ભક્તિ હૈ. જો ઉનકે સમ્પર્ક મેં આતા હૈ ઉસસે વે ખદ્દર પહનને કા અનુરોધ કરતે હૈં. અનેક આશ્રમવાસિયોં ને અપને જીવન મેં ખદ્દર પહનને કા વ્રત લિયા હૈ. આશ્રમ કી વર્દી ભી ખાદી કી હી બનાઇ ગઈ હૈ. સાધુજી કા આહાર બહુત પરિમિત હૈ; કભી કભી વે મુઝે ભી અપને હી કમરે મેં ખાને કો કહતે થે. તબ ઉનકા સૂક્ષ્મ સાત્વિક આહાર દેખ કર બડા આશ્ચર્ય ઔર આનંદ હોતા થા. હર સમય કામ મેં લગે રહના ઉનકી વિશેષતા હૈ. વે પરિમિત સંભાષણ કરતે હૈં ઔર જબ કોઈ ઉનકે પાસ નહીં હોતા તબ ઉનકા હર એક ક્ષણ પઢને યા ધ્યાન-ઉપાસના મેં હી બીતતા હૈ. સપ્તાહ મેં એક બાર બૃહસ્પતિવાર કો વે ઉપવાસ કરતે ઔર મૌન રહતે હૈં. વે કહા કરતે હૈં કિ જ્યોં જ્યોં મનુષ્ય આધ્યાત્મિકતા મેં બઢતા હૈ, ઉસકે નાડી-ગુચ્છ અધિક સૂક્ષ્મગ્રાહી ઔર મૃદુ હોતે જાતે હૈં. સપ્તાહભર બોલને ઔર બહિર્મુખ કાર્ય કરને સે જો થકાન આતી હૈ ઉસકા નિરાકરણ ઉપવાસ ઔર મૌન સે અવશ્ય કરના ચાહિયે.

સાધુજી કી લેખનશક્તિ અદ્ભુત હૈ, વે કરીબ પચાસ પુસ્તકેં લિખ ચૂકે હૈં; ઉનકી ખ્યાતિ પૂર્વ ઔર પશ્ચિમ સર્વત્ર ફૈલ ગઇ હૈ. ઇસકે અતિરિક્ત સમાચારપત્રોં મેં ઉન્હોંને હજારોં લેખ લિખે હોંગે; સાધુજી કે લેખોં મેં ભારતવર્ષ કી પ્રાચીન આત્મા પદ પદ પર ઝલકતી હૈ. ઉસ આત્મા કો આધુનિક ભારત કે લિયે સાધુજી નયે ચોલે મેં ઉત્પન્ન હુઆ દેખના ચાહતે હૈં. ઉનકી આશાયેં યુવકોં પર હૈં. યુવકો કા જીવનમંત્ર તપસ્યા હોના ચાહિયે. ભોગ કી પ્રવૃત્તિ ને ભારત કે યુવકોં કો અશક્ત બના દિયા હૈ. શારીરિક, માનસિક ઔર આત્મિક શક્તિ કા સંચય સબસે બડા ધર્મ હૈ; યહી શક્તિસંદેશ સાધુજી કી પુસ્તકેં દેતી હૈં. ઇસીકી સફલતા કે લિયે શક્તિ-આશ્રમોં કી સ્થાપના હો રહી હૈ.

પરંતુ લિખને સે ભી અધિક ઓજસ્વી સાધુજી કા ભાષણ હોતા હૈ. બોલતે સમય વાતાવરણ ઉનકી આત્મિક લહર સે ભર જાતા હૈ. સ્વર ગંભીર ઔર શબ્દ માનો અગ્નિદગ્ધ હો કર નિકલતે હૈં. જિન્હોંને એક બાર ભી ઉન્હેં બોલતે સુન લિયા હૈ વે જાનતે હૈં કિ સાધુજી કા સદેશ ઉનકે લેખો કો પઢને કી અપેક્ષા સાક્ષાત્ ભાષણ સે કહીં અધિક જ્વલંત ઔર સ્થાયી રૂપ સે પ્રાપ્ત હોતા હૈ. સાધુજી યદિ નયી સૃષ્ટિ કર સકતે તો શાયદ વે હમારે પાર્થિવ શરીરોં કો અગ્નિ કા બના દેતે. ઉનકે દિલ મેં ઔર વાણી મેં આગ ઔર જોશ ભરા હુઆ હૈ.

ગરીબી મેં ઇન ત્યાગી કો આનંદ મિલતા હૈ, કિસીસે ભી કુછ પ્રતિગ્રહ ન લેના ઉન્હોંને અપને જીવન કા વ્રત બના લિયા હૈ. યહ એક આશ્ચર્ય કી બાત હૈ કિ રાજપુર-શક્તિ-આશ્રમ મેં સબ વિદ્યાર્થિયોં કી તરહ વે ભી જબ તીસ રૂપયે મહીના દે લેતે થે તબ આશ્રમ કા ભોજન કરતે થે. આત્મજ્ઞાન કી મસ્તી ચૌબીસ ઘંટે ઉનકી આંખોં મેં ભરી રહતી હૈ, વર્તમાન કાલ કે ઇને-ગિને ઋષિયોં મેં ઉનકી ગણના હૈ. ઐસે ત્યાગી તપસ્વી ઉદ્યમી મહાત્મા કે ચારોં ઓર વિકસિત હુઆ યુવક-આંદોલન અવશ્ય સફલ હોગા. યુવકોં સે હમારી પ્રાર્થના હૈ કિ અગલે વર્ષ મઇ મેં અધિક સંખ્યા મેં રાજપુર-શક્તિ આશ્રમ મેં જા કર સાધુજી કે દર્શન ઔર સહવાસ સે લાભ ઉઠાવેં.

સાધુજી દેશ કે યુવકોં કો ઉઠાને મેં પ્રાણપણ સે લગે હુએ હૈં. શ્રી કૃષ્ણસ્વામી, શ્રી આનંદ-

સ્વામી આદિ કિતને હી ત્યાગી યુવા ઉનકે ઇસ કામ મેં સહાયક હૈં. પ્રચાર કા એક મુખ્ય સાધન શક્તિ–આશ્રમોં કી સ્થાપના હૈ. ઇનકા અધિવેશન મઇ સે સિતમ્બર તક રહતા હૈ. સ્કૂલ–કાલેજોં કે વિદ્યાર્થી, માસ્ટર, પ્રૉફેસર, નૌકર ઔર તિજારત પેશા સબ તરહ કે લોગ શક્તિ આશ્રમોં મેં ભર્તી હો કર આતે હૈં. સ્કૂલ–કાલેજોં કી અધૂરી શિક્ષા કે ભૂલે હુએ અંગોં કી પૂર્તિ કરના ઇન આશ્રમોં કા ઉદ્દેશ હૈ. જીવન મેં નિયમિતતા, રાષ્ટ્રાયતો, માતૃભૂમિ તથા દીનોં કી સેવા, સંસ્કૃતિ કા જ્ઞાન, વક્તૃત્વ–સામર્થ્ય, સ્વાસ્થ્ય, વ્યાયામ, લાઠી, ગદકા આદિ ખેલ આદિ બાતોં પર આશ્રમ મેં ભરપૂર ધ્યાન દિયા જાતા હૈ. મધ્યવિત્ત વિદ્યાર્થીયોં કો ૩૦–૩૫ રૂપયા માસિક ખર્ચ કર કે હી પહાડી સ્થાનોં મેં રહને ઔર પ્રકૃતિ કે સહવાસ મેં આ કર કિતાબી શિક્ષા કી પૂર્તિ કરને કા અપૂર્વ અવસર પ્રાપ્ત હોતા હૈ. ગત વર્ષ દો સૌ કે લગભગ છાત્રોં ને અકેલે રાજપુર કે શક્તિ–આશ્રમ મેં આ કર લાભ ઉઠાયા. સાધુ વસ્વાની કી દિવ્ય આત્મા દિગ્દિગંત સે સંકલિત હુએ છાત્ર–પરિવાર કો અપને તેજ સે આલોકિત કરતી રહતી હૈ. મેરા અનુભવ હૈ કિ કિતને હી નવયુવક શક્તિ–આશ્રમ મેં આ કર સાધુજી કે સંપર્ક સે બિલકુલ બદલ ગયે. વે માતૃ–ભૂમિ ઔર દરિદ્રોં કી સેવા કી અદમ્ય ભાવના લે કર લૌટે. રાજપુર જૈસે રમણીય સ્થાન મેં જિતને અધિક છાત્ર એકત્ર હોં ઉતના હી અચ્છા હૈ. શિક્ષા કે લિયે પહાડી સ્થાનોં કે ઉપયોગ કા માર્ગ પહલે–પહલ રાજપુર કે શક્તિ–આશ્રમ ને હી દિખાયા હૈ. આશા હૈ રાજપુર ઔર તત્સદશ પ્રાકૃતિક સ્થાનોં મેં સ્થાયી આશ્રમ ખોલને કા આંદોલન દઢતા કે સાથ અગ્રસર હોગા.

ઇન શક્તિ–આશ્રમોં કે વિષય મેં એક સંમતિ દેના હમ અપના કર્તવ્ય સમઝતે હૈં. જિસ તરહ યુવક છાત્રોં કી અધિકાધિક સંખ્યા યહાં આતી હૈ, વૈસે હી પ્રૉફેસરોં કો ભી આના ચાહિયે. યુવક આંદોલન મેં છાત્ર ઔર અધ્યાપક દોનોં હી દો પહિયોં કી તરહ હૈં. યદિ ભિન્ન ભિન્ન વિષયોં કે જાનનેવાલે અધ્યાપક સ્વેચ્છા સે અપની ગર્મી કી છુટ્ટિયાં યહાં બીતાવેં તો મુફ્ત મેં હી શક્તિ આશ્રમ અચ્છે કાલેજોં કે રૂપ મેં પરિણત હો જાયેં. તીન મહીને તક રહનેવાલી ઇન સંસ્થાઓં મેં માતૃ–ભાષા મેં હી વિભિન્ન સંસ્કૃતિ–સંબંધી વિષયોં કે વ્યાખ્યાનોં કા પ્રબંધ હોના ચાહીએ. જો બાત સરકારી વિદ્યાલયોં મેં ઇચ્છા રહતે હુએ ભી હમેં પ્રાપ્ત નહીં હોતી વહ અપને હી સહયોગ સે સહજ મેં પ્રાપ્ત કર સકેંગે. ગત વર્ષ કઇ પ્રૉફેસરોં કે આ જાને સે યહ પ્રબંધ અચ્છા ચલા થા, પર અભી ઇસ ઓર અધિક ઉન્નતિ કી આવશ્યકતા હૈ. શક્તિ–આશ્રમ કે વિષય મેં જિન્હેં અધિક જાનને કી ઇચ્છા હો વે શ્રી આનંદસ્વામી,. મંત્રી ભારત–યુવક–સંઘ, કાશી કો લિખ કર સબ કુછ જાન સકતે હૈં.

(ફેબ્રુઆરી ૧૯૨૯ ના "સરસ્વતી"માં લેખકઃ–શ્રી. વાસુદેવશરણુ)



# १७५–मैं भारत की सन्तान हूं–साधुवर वास्वानी का आदेश

"મૈં ભારત કી સંતાન હૂં." યદિ યુવક ભારતીય આદર્શ કો સમઝેં ઔર ઉસે અપને દૈનિક વ્યવહાર મેં લાને લગે, તબ તો ફિર ભારતવર્ષ એક નવીન રાષ્ટ્ર હી હો જાયે.

એક વિદ્યાર્થી ને પ્રસન્નચિત્ત સે મેરા અભિવાદન કિયા. મૈંને સોચા કિ હમારે દેશ કે આધ્યાત્મિક પુત્રોં કે લિયે આશ્રમોં કી સ્થાપના કૌન કરેગા ?

વર્તમાન કાલ મેં ભારતીય આદર્શોં કે જ્ઞાન એવં આધુનિક જીવન કી સામાજિક એવં આર્થિક શક્તિયોં કે જ્ઞાન સે ભરપૂર આશ્રમોં કી આવશ્યકતા હૈ. ઐસે આશ્રમોં કો મૈં શક્તિ-આશ્રમ કી સંજ્ઞા દૂંગા. ભારતીય યુવક સંઘ કા પ્રધાન ઉદ્દેશ્ય ઐસે આશ્રમોં કી સ્થાપના કરના હૈ.

મૈં ઉસ દિન કી પ્રતીક્ષા મેં હૂં જબ અસે પૂર્ણ આશ્રમ અશુભ ભારત કે યુવકોં કો સ્થાન-સ્થાન પર સત્ય ઔર પ્રેમ કે પ્રસાર કે લિયે-નિર્ધનોં, અછૂતોં તથા ગ્રામીણોં કી સેવા કે લિયે અપની ઓર આકર્ષિત કરેંગે. મિટ્ટિ યા પથ્થર કે રૂપ મેં ભી પરમાત્મા કો માનને એવં ઉસકી પૂજા કરનેવાલે યુવક ધન્ય હૈ. બ્રહ્મચર્ય સે પરિપક્વ એવં સેવાભાવ સે ઐસે યુવક હી ભવિષ્ય મેં રાષ્ટ્રનિર્માણ કરેંગે.

"મૈં ભારત કી સંતાન હૂં." સાયં-પ્રાતઃ પ્રતિદિન યહી મંત્ર કા જપ કરો. તુમ ભારત કી સંતાન હો. તુમ્હારે અંગપર, તુમ્હારે શરીરપર ઉસીકા અધિકાર હૈ; અતઃ ઉસે શુદ્ધ, કોમલ ઔર શક્તિ-સંપન્ન રખ્ખો ! મૈં તુમસે શક્તિ, દૃઢતા એવં સ્વાસ્થ્ય કે આશ્રમ મેં શિક્ષા પાને કી આશા કરતા હૂં.

તુમ ભારત કી સંતાન હો. તુમ્હારે મસ્તિષ્કપર ઉસકા અધિકાર હૈ. અતઃ અધ્યવસાય કરો, વિચાર ઔર નિરીક્ષણ કરો. વર્તમાન યુગ કે સંસારકી શક્તિયોં કા અર્થ સમઝો. સાથ સાથ ઉન આદર્શોં કા મૂલ્ય એવં સંદેહ ભી સમઝો, જિનકે કારણ ભારતવર્ષ અતીત કાલ મેં એક મહાન્ રાષ્ટ્ર થા. તુમ ભારત કી સંતાન હો, અતઃ ચારિત્ર્યગઠન કરો. સાદગી ઔર હિંમત કા અભ્યાસ ડાલો. સત્ય-નિષ્ઠા કે પીછે ભેદ-ભાવ કો ભૂલ જાઓ. તુમ ભારત કી સંતાન હો; અતઃ ઉસકે લિયે અપના મસ્તિષ્ક, હૃદય ઔર ઇચ્છાશક્તિ-સબ કુછ અર્પણ કર દો. યે સબ ઉસીકે હૈં. અતઃ દરિદ્ર નારાયણોં સે ઘૃણા ન કરો; બલ્કિ માતા કી સંતાન સમઝ કર ઉનકા અભિવાદન કરો.

અતીત ભારત હી નહીં, પ્રાચીન ગ્રીસ મેં ભી વયોવૃદ્ધ મહાપુરુષોં કે હાથ મેં શિક્ષાપ્રણાલી નિર્ધારિત કરને કા અધિકાર થા. એથન્સ નગર મેં ઇસકા એક મહોત્સવ ભી હોતા થા. આધુનિક કાલ કે અધિકાંશ યુવક બી૦ એ૦ (બેચલર આફ આર્ટસ)હોતે હૈં, પર ન તો વે બૈચલર (કુમાર) હી હોતે હૈં ઔર ન ઉન્હેં કલા (આર્ટસ)કે 'ક' કા હી જ્ઞાન રહતા હૈ. એથન્સ કે યુવકોં કો મનુષ્ય કી ઉપાધિ દી જાતી થી ઔર વહાં કે યુવક "એથન્સ કે મનુષ્ય" (મેન ઑફ એથન્સ) કહલાતે થે. ઉન્હેં એક પ્રતિજ્ઞા કરની હોતી થી. જિસે 'સોલોન કી પ્રતિજ્ઞા' (ઓથ ઓફ સોલોન) કહતે થે. ઉસ પ્રતિજ્ઞા કે અનુસાર વે ન તો હથિયારોં કો છોડ સકતે થે ઔર ન અપને ભાઇયોં કા તિરસ્કાર કર સકતે થે. ભારતવર્ષ કો ભી આજ ઐસે હી 'મનુષ્ય' કી આવશ્યકતા હૈ, જો ઐસે હી જ્ઞાન કા પ્રસાર કરે. નવયુવકો! મનુષ્યત્વ કો પ્રાપ્ત કરો, શક્તિ કા ઉપાર્જન કરો ઔર ઉસસે ભારતીય આદર્શ પ્રાપ્ત કરો. તુમ્હારી હી શક્તિ સે ભારત લોક કી સેવા કરને મેં સમર્થ હોગા.

("હિંદૂપંચ"ના એક અંકમાંથી)

# ૧૭૬--શક્તિની ઉપાસનાની જરૂર-સાધુ વસવાણીનો સંદેશો

સાધુ વસવાણીએ બિહારના વિદ્યાર્થીઓની પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણનો સાર નીચે પ્રમાણે છેઃ—

તમે આજે તમારા પ્રમુખસ્થાન માટે એવા માણસને પસંદ કર્યો છે કે જેને એકાંતતા ને નીરવતા પ્રિય છે. હું માનું છું કે, ચુપકીદી-નીરવતા એ પણ તાકાત છે. હિંદની ભાવી પ્રજા પરિષદો અને ધારાસભાઓના કાગળ પરના ઠરાવોને લીધે તૈયાર થવાની નથી; પરંતુ તમારા વિદ્યાર્થીઓમાંના કેટલાકની શાંત-ચૂપ અને ગંભીર પ્રતિજ્ઞાઓથીજ હિંદની ભાવી પ્રજા તૈયાર થશે.

### ભાગ્યવિધાતા

યુવાનોજ જગતના ભાગ્યવિધાતા છે. ઐક્ય થયેલા ઈટાલીનો ઉદ્ધાર કરવાને મુસોલિની અને તેના ફેસિસ્ટો આવ્યા ત્યાર પહેલાં તેનાં મૂળ તો મેઝિની અને ગેરિબાલ્ડીના જુવાન સાથીઓએ નાખી દીધાં હતાં. જ્યારે જગતનો ઉદ્ધાર કરવાની ભીષણ પ્રતિજ્ઞા લઈ ભગવાન બુદ્ધ અને ભગવાન શંકરાચાર્યે ગૃહત્યાગ કર્યો, ત્યારે તેઓ પણ યુવાનજ હતા. દુનિયાનો ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, જગતને ઉદ્ધારનાર અને સંસ્કૃતિના રક્ષણહાર યુવાનો છે.

આજ વિશ્વાસથી અને આજ આશાથી હરદ્વાર ખાતે ભારતયુવક સંઘની સ્થાપના કરવામાં આવી છે.

આ સંઘ કોઇ પણ જાતના, રંગના કે કોમના ભેદને માનતો નથી. આ સંઘનો મંત્ર માત્ર એકજ છે અને તે 'શક્તિ' છે. આજે હિંદની પ્રજાને જો કોઈ અનિવાર્ય જરૂર હોય તો તે શક્તિની છે-બળની છે. હિંદના જુવાનોને મારી એકજ વિનતિ છે કે, બળવાન થાઓ. જુવાનો! તમે ભૂતકાળની મહાન સંસ્કૃતિથી પોષાયેલા છો. વિજ્ઞાનના તમે માલીક છો અને ભવિષ્યના વિધાતા થવાનું તમારૂં ભાગ્ય સર્જાયેલું છે. આજે પૂર્વ અને પશ્ચિમ એવા ભાગ્યવિધાતા માંગે છે કે જે માનવોને યુદ્ધની ભીષણ આગમાંથી-ઔદ્યોગિક લૂંટના ભૂતાવળમાંથી બચાવે અને વિશ્વવ્યાપી બંધુતાની સંસ્કૃતિની સ્થાપના કરે.

પશ્ચિમનું આંધળું અનુકરણ કરશો નહિ, પરંતુ શક્તિ મેળવજો; કારણ કે સાચું સ્વરાજ શક્તિમાંથી જન્મ પામે છે-અનુકરણમાંથી નહિ.

### યુવાનોનો આદર્શ

હિંદના યુવાનોની ચળવળ એવી હોવી જોઇએ કે જેમાં હિંદના આદર્શોનો પડઘો પડતો હોય. વળી શક્તિ એજ ધર્મ છે અને તેથી રાષ્ટ્રવાદને નામે ધર્મનો નાશ કરવાને બદલે રાષ્ટ્રવાદને તમારા ધર્મનું એક અંગ બનાવી દો; અને જો તમારો રાષ્ટ્રવાદ વધારે પવિત્ર-વધારે ઉમદા આત્મવાન અને વધારે બળવાન થશે, અને કૃષ્ણ ભગવાને કહ્યું છે તેમ નિષ્કામવૃત્તિથી જ્યારે આપણે રાષ્ટ્રવાદનું પાલન કરીશું ત્યારે હિંદનો રાષ્ટ્રવાદ અજિત થશે અને દુનિયાની કોઇ પણ શક્તિ તેનો વિરોધ કરી નહિ શકે. માટે નિષ્કામ સેવાનો મંત્ર લઇને તમે ગામડાંઓમાં ખેડુતો પાસે જાવ. કારણ કે સાચું હિંદ આજે ગામડાંઓમાંજ વસે છે. પ્રજાનો ઉદ્ધાર અને પુનર્રચના મૂળમાંથીજ થવી જોઇએ. આજ ગામડાંઓમાં ભૂખમરો, ગરીબાઇ અને અજ્ઞાનતા પ્રજાનો નાશ કરી રહ્યાં છે. તેમનું રક્ષણ કરવું તે હિંદનું રક્ષણ કરવા બરોબર છે. તેમનો ઉદ્ધાર કરવો તે હિંદનો ઉદ્ધાર કરવા બરોબર છે.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# १७७–भगिनी निवेदिता

સન્ ૧૯૦૭ કે જનવરી મહીને મેં 'માર્ડન-રિવ્યૂ' માસિક પત્ર કા પહલા અંક પ્રકાશિત હુઆ થા. ઉસકે કઇ મહીને પહલે સે ઉસકે લિયે લેખ ઔર ચિત્ર ઈત્યાદિ સંગ્રહ કરને શુરૂ કર દિયે થે. ઉસ જમાને મેં નટેસન કા 'ઇન્ડિયન-રિવ્યૂ' સચ્ચિદાનંદ સિંહ કા 'હિંદુસ્તાન-રિવ્યૂ' ઔર મળબારી કા 'ઇસ્ટ એન્ડ વેસ્ટ' કુલ જમાયે તીન હી પ્રધાન અંગ્રેજી માસિક પત્ર નિકલતે થે. ઇસ લિયે ઐસી એક બાત ઉઠી કિ હમારા પત્ર થોડે હી દિનોં મેં લેખોં કે અભાવ સે બંદ હો જાયગા. કૌન ઉસમેં લિખેગા ? કાફી સંખ્યા મેં ઔર અચ્છે લેખ મિલેંગે યા નહીં, ઈસ વિષય મેં મુઝે ભી કુછ-કુછ સંદેહ થા; પરંતુ મૈંને જબ બિના પૂંજી કી હાલત મેં નૌકરી સે ઇસ્તીફા દે કર અંગ્રેજી માસિક પત્ર ચલાને કા સંકલ્પ કિયા થા, તબ પ્રતિજ્ઞા કર લી થી કિ દૂસરા કોઇ લેખ ન ભી દે, તો ભી મૈં અપને સંગ્રહ કિયે હુયે અનેક તથ્યોં દ્વારા લેખ લિખ કર પત્ર કો ચલા કર દેખૂંગા કિ પત્ર ચલતા હૈ યા નહીં? મેરે લેખોં મેં સાહિત્યિક ઉત્કર્ષ ન રહેગા, યહ મૈં જાનતા થા; કિંતુ ઈતના મુઝે ભરોસા થા કિ જાનને યોગ્ય બહુતસી બાતેં સંગ્રહ કર કે દે સકૂંગા; ઔર જો બાત પ્રમાણિત કરના ચાહૂંગા, ઉસકી સમર્થક યુક્તિયોં દે સકૂંગા. પરંતુ સિર્ફ મેરે હી ઐસે લેખોં સે તો પત્ર ઉત્કૃષ્ટ નહીં બન સકતા. ઇસ લિયે લેખક ઔર લેખ સંગ્રહ કરને કી કોશિશ કરની શુરૂ કી.

તબ ભગિની નિવેદિતા સે મેરા પરિચય ન થા. અપને અંગ્રેજી માસિક મેં લેખ દેને કે લિયે જિન લોગોં સે મૈંને અનુરોધ કિયા થા, ઉનમેં અન્યતમ થે આચાર્ય જગદીશચંદ્ર બસુ. મૈં ઉનકા છાત્ર રહ ચૂકા થા, ઈસ લિયે ઉનસે અનુરોધ કરને મેં મુઝે સંકોચ નહીં હુઆ. ઉનકો મૈંને યહ બાત ભી જતલાઇ થી કિ બહુત સે લોગ કહતે હૈં કિ અચ્છે લેખ મુઝે કાફી નહીં મિલેંગે, આર ઈસ લિયે પત્ર બંદ હો જાયગા. ઉન્હોંને સ્વયં અધિક ન લિખ સકને પર ભી કભી કભી લિખને કો કહા ઔર ભગિની નિવેદિતા સે લિખને કે લિયે અનુરોધ કિયા. નિવેદિતા ને દૃઢતા કે સાથ કહા—"લેખોં કા અભાવ જિસસે ન હો, ઐસી કોશીશ કી જાયગી." ઉસકે બાદ વે અપને નામ સે તથા બિના નામ કે—જિતને દિન વે જીવિત રહીં—'માર્ડન-રિવ્યૂ' મેં અનેક લેખ, ટિપ્પણિયોં ઔર ચિત્ર—પરિચય આદિ લિખતી રહી થીં.

ઉનકે રાજનૈતિક સિદ્ધાંત જાનને કા મૌકા મુઝે મિલા થા, પરંતુ ઉસ વિષય મેં વિશેષ કુછ લિખના નહીં ચાહતા. સાધારણ તૌરપર ઇતના કહા જા સકતા હૈ કિ ભારતવર્ષ કી પૂર્ણ સ્વાધીનતા કે લિયે ઉનકા કાફી પ્રયાસ થા; સ્વાધીનતા કી પતાકા કો નીચે ગિરાને સે ઉનકે હૃદય પર ચોટ પહુંચતી થી. હાં, ફિલહાલ ઔપનિવેશિક સ્વરાજ્ય યા અભ્યંતરીણ જાતીય આત્મ-કર્તૃત્વપર ઉન્હેં કોઈ આપત્તિ ભી નહીં થી; કિંતુ ઉસે ઉચ્ચતમ યા ચરમ લક્ષ્ય કહને કો વે તય્યાર નહીં થીં. ઉનકે રાજનૈતિક સિદ્ધાંતોં કે વિષય મેં એક બાત ઔર કહની હૈ, વહ યહ કિ વે હર હાલત મેં અહિંસા કી પક્ષપાતી નહીં થીં; આવશ્યકતાનુસાર સ્થાન-વિશેષ મેં બલ-પ્રયોગ ઔર યુદ્ધ કો વે આવશ્યક સમઝતી થીં. વે યોદ્ધા-પ્રકૃતિ કી મનુષ્ય થીં. અકસર ઉનકી બાતચીત ઔર લેખોં સે યહ બાત પ્રકટ હોતી થી. ધાર્મિક વિષયોં મેં ભી વે સત્ત્વગુણ કે સાથ રાજસિકતા કા સંમિશ્રણ પસંદ કરતી થીં. ઉનકી 'એગ્રેસિવ હિંદુઇઝમ' નામક પુસ્તક ઇસ બાત કી સાક્ષી દેતી હૈ. પરંતુ જૈસે વે તેજસ્વિની થીં, વૈસે દયાવતી ભી થીં.

લેખોં ઔર ચિઠ્ઠી-પત્રી સે પરિચય હોને કે બહુત દિન બાદ ઉનસે મેરા સાક્ષાત્ પરિચય હુઆ થા. ઇલાહાબાદ સે કલકત્તા આને કે બાદ મૈં ઉનસે મિલા. તબ આચાર્ય વસુ ઔર ઉનકી સહધર્મિણી કે સાથ આપ દમદમ કે 'ફેયરી હાલ' નામક ભવન મેં રહતી થીં. મૈં સુબહ દસ બજે ખા-પી કર દમદમ પહુંચા. કિસ કારણ સે પહુંચા સો અભી ઠીક યાદ નહીં પડતા. મૈં એક કિરાયે કી 'ઘોડા-ગાડી' પર બૈઠ કર દમદમ ગયા થા. રેલમેં નહીં, 'ફેયરી હાલ' પહુંચ કર ખબર દેતે હી નિવેદિતા બાહર નિકલ આઈં. ઉસ સમય સબ ભોજન કર રહે થે, ઉનકા ખાના-પીના કરીબ-કરીબ ખતમ હો ચૂકા થા. ઉનકે બાહર આને પર મૈંને ઉન્હેં નમસ્કાર કિયા, ઉન્હોંને

ઉસકા જવાબ દિયા. ઉસકે બાદ પહલે હી ઉન્હોંને કિરાયે કી ગાડી કે કોચવાન સે ઘોડોં કો ખિલાને ઔર આરામ દેને કે લિયે કહા તથા કોચવાન કો ભી આરામ કરને કે લિયે કહા. ઠીક સ્મરણ નહીં રહા—શાયદ ગાડીવાન સે ભી પૂછા થા કિ ઉસને ખાના ખાયા યા નહીં?

મૈં જબ ભીતર ઉનકે ભોજન-ગૃહ મેં પહુંચા, તો મુઝસે ભી પૂછા, ભોજન કર ચૂકે યા નહીં? યહ માલૂમ હોને પર કિ ખા-પી કર આયે હૈં, ચાય પીને કો કહા તથા જો ઉમદા ખજૂર કા ગુડ ખા રહી થીં, મુઝસે ભી ઉસે ખાને કે લિયે કહા. ઉસકે બાદ દુ-મંજલે કે બરામદે મેં બૈઠ કર અનેક વિષયોં મેં બાતચીત હુઇ થી. વહાં પર જો આરામ-કુર્સી પડી હુઈ થી, ઉસપર મુઝે બૈઠને કે લિયે કહા. મૈંને ઉનસે અનુરોધ કિયા કિ આપ હી આરામકુર્સી પર બૈઠિયે; ઇસ પર ઉન્હોંને કહા—"નહીં, યહ નારિયોં કે બૈઠને કી નહીં હૈ, પુરુષોં કી હૈ."

ઘોડે પર ઉનકી ઈસ દયા કી બાત સે મુઝે ઔર એક બાત યાદ આ ગઇ. એક દિન (કલકતે મેં) સુકિયા-સ્ટ્રીટ સે કર્નવાલિસ સ્ટ્રીટ જા રહા થા, દેખૂં તો, ઉધર સે ભગિની નિવેદિતા ઔર ઉનકે સાથ એક અન્ય પાશ્ચાત્ય મહિલા આ રહી હૈં. મદનમિત્ર લેન કી મોડ કે પાસ એક પિલ્લા પડા હુઆ અધમરી હાલત મેં સિસક રહા થા. કિતને હી લોગ આ-જા રહે થે, પર કિસીકો ભી ઉસ પર દયા ન આતી થી. નિવેદિતા ઉસે દેખતે હી ઠહર ગઇં ઔર પાસ કી દુકાન સે દૂધ લે કર પિલ્લે કો પિલા કર ઉસે જીલાને કી કોશીશ કરને લગીં. વહ મિઠાઇ કી દુકાન અબ વહાં નહીં હૈ, ઉસ જગહ બડા પક્કા મકાન બન ગયા હૈ.

નિવેદિતા કો ધર્મ-વિજ્ઞાન, સમાજ-વિજ્ઞાન, શિક્ષાતત્ત્વ તથા ચિત્ર, સ્થાપત્ય ઔર ભાસ્કર્ય કે વિષય મેં વિશેષ જ્ઞાન થા. ઇન વિષયોં પર વે લેખ ભી લિખા કરતી થીં. ઈસકે સિવા રાજ-નૈતિક વિષયોં પર તો વે બહુત હી અચ્છે લેખ લિખ સકતી થીં. ઉનકે લેખ મેં કોઇ પરિવર્તન ન કર કે પ્રાયઃ જ્યોં-કા-ત્યોં છાપતા થા; દો-એક મેં શાયદ કુછ પરિવર્તન ઔર પરિવર્ધન કિયા થા, ઐસા યાદ પડતા હૈ. ટિપ્પણી, મંતવ્ય યા નોટ વે જો લિખા કરતી થીં, ઉનમેં સે કિસી-કિસી મેં કુછ પરિવર્તન ઔર પરિવર્ધન કર દેતા થા. ઇસકા કારણ થા હમારે દેશ કા 'રાજદ્રોહ' વિષયક કાનૂન. ક્યોંકિ વે બહુધા ખૂબ સ્પષ્ટ ભાષા મેં કઠોર સત્ય લિખા કરતી થીં. ઉન્હોંને પરિવર્તન ઔર પરિવર્ધન કા અધિકાર સિર્ફ મુઝે હી ઔર યહ કહ કર દિયા થા કિ "આપકી વિવેચના પર મુઝે વિશ્વાસ હૈ." ઉનકી લિખી હુઇ બાજ-બાજ ટિપ્પણી મેરે દ્વારા 'સંપાદિત' હો કર બિના-હસ્તાક્ષર કે પ્રકાશિત હોને કે કારણ અબ ઉનકો છાંટ નિકાલના મુસ્કિલ હૈ; હાં, જો ઉનકી લેખનશૈલી ઔર ચિંતાધારા સે વિશેષ પરિચિત હૈં, વે ભલે હી છાંટ લેં.

વે હમારે પત્ર મેં લેખ દિયા કરતી થીં, ઈસસે એક વિષય મેં મેરી આંખેં ખુલ ગઇ થીં. મૈં પહલે-પહલ રવિવર્મા કી તસ્વીરોં કી નકલ તથા ઉસ ઢંગ કી ઔર-ઔર તસ્વીરેં ભી છાપા કરતા થા. ઉન્હોંને લગાતાર મેરે સાથ તર્ક-યુદ્ધ કર કે મેરે અંદર યહ સમઝ પૈદા કર દી કિ રવિ-વર્મા કે તથા ઉસ ઢંગ કે અન્ય ચિત્રોં કી રીતિ ભારતીય નહીં હૈ, ઔર પાશ્ચાત્ય ઢંગ કે ચિત્રોં કે દેખે ભી ઉનમેં કોઇ ઉત્કર્ષ નહીં હૈ. પત્રોં કે સિવા ઇન સબ બાતોં મેં તથા અન્ય વિષયોં મેં ઉનકે સાથ જો મૌખિક વાર્તાલાપ હોતા, ઉસમેં બોલને કા કામ વે હી જ્યાદા કરતીં, મૈં જ્યાદાતર શ્રોતા કા કામ કરતા થા. આચાર્ય વસુ હંસતે હુએ કહતે—"યે ચાહતી હૈં કિ તુમ ભી ખૂબ તર્ક કરો ઔર તર્ક મેં ઉનસે તુમ પરાસ્ત હોઓ, તબ યે બહુત ખુશ હોંગી." નિવેદિતા સુન કર હંસતીં. ઇસ બાત કો વે અચ્છી તરહ દિખલાતી થીં કિ ગ્રીક-ગાન્ધાર મૂર્તિ-શિલ્પ ભારતીય મૂર્તિશિલ્પ સે શ્રેષ્ઠ નહીં હૈ, ઔર ગાંધાર મૂર્તિ-શિલ્પ કી ઉપરિ કારીગરી ગ્રીક હોને પર ભી ઉસમેં જિતની ભી સજીવતા હૈ, વહ ભારતીય હૈ. ઉન્હોંને કઇએક સચિત્ર લેખ મેં યહ બાત દિખલાઇ થી કિ અજંતા ગુફા-વિહાર કી પ્રાચીરપર અંકિત ચિત્રાવલી કે સિવા ગુફાઓં કે સ્થાપત્યાદિ ભી પ્રશંસનીય હૈં. અંગ્રેજ લોક ઇસ બાત કી કોશીશ મેં હૈં કિ સબકો ઐસા વિશ્વાસ હો જાય કિ ભારતવર્ષ મેં લોગોં કી વસ્તી બડી ઘની હૈ ઔર યહાં જનસંખ્યા કી વૃદ્ધિ ભી બહુત અધિક હોતી હૈ. ઇસીસે યહ દેશ દરિદ્ર હૈ. નિવેદિતા ને દિખાયા થા કિ કુલ મિલા કર યહ બાત

સત્ય નહીં હૈ કિ નિખિલ-ભારત ધની વસ્તી હૈ. 'કિંડર-ગાર્ટેન' કી પ્રણાલી સે ભારતીય ચીજો કે બારે મેં કૈસે બચ્ચોં કો શિક્ષા દી જા સકતી હૈ, ઇસ બાતપર આપને અચ્છા પ્રકાશ ડાલા થા.

બરીસાલ કે દુર્ભિક્ષ કે સમય ભગિની નિવેદિતા ને અપની આંખોં સે અકાલ-પીડિતોં કી અવસ્થા ઔર ઉન્હેં સહાયતા પહુંચાને કી વ્યવસ્થા દેખ કર 'ગ્લીમપ્સિસ ઓફ ફેમિન એન્ડ ફ્લડ ઇન બંગાલ' શીર્ષક દે કર 'માડર્ન-રિવ્યૂ' મેં કઇએક લેખ લિખે થે. ઉનમેં સે 'ટ્રેજેડી ઓફ જ્યુટ' શીર્ષક લેખ મેં આપ હી ને પહલે-પહલ ધાન કે બદલે પાટકી ખેતી સે હાનિયાં દિખલાઇ થીં. ઇનમેંસે એક લેખ મેં ઉન્હોંને ઐસા સંકેત કિયા થા કિ પ્રજાઓં કે હાથ મેં ઇસકે અંતિમ પ્રતીકાર કા ઉપાય ટૈક્સ ન દેના હૈ.

આપકી વર્ણન-શક્તિ ઔર લેખનશૈલી બહુત હી ઉમદા થી; પરંતુ કોઇ ઉનકી પ્રશંસા કરતા, તો ઉન્હેં અચ્છા નહીં લગતા થા. એક બાર શ્રીયુત દિનશા વાચ્છાને બંબઈ કે 'કૈસર-એ-હિંદ' પત્ર મેં ઉનકી વર્ણન-શક્તિ કી પ્રશંસા કી થી. ઉસપર ભગિની નિવેદિતા ને મુઝસે કહા થા--"વર્ણન-શક્તિ કે લિયે ખ્યાતિ પાને કા યદિ મેરા લક્ષ્ય હો, તો મૈં અપના દાહિના હાથ કાટ ડાલૂંગી." વસ્તુતઃ વે પાઠકોં કો અનુપ્રાણિત કરને ઔર શિક્ષા દેને કે લિયે લિખા કરતી થીં.

અનેક પ્રસિદ્ધ લેખક પાસ તથ્ય ઔર ચિંતા-પ્રણાલી કે લિયે આપકે ઋણી હૈં.

ભારતીય અનેક રીતિ-નીતિયોં કો હમ જન્મ સે હી દેખતે આ રહે હૈં, ઇસ કારણ અભ્યાસવશ હમ ઉનકે ભીતરી ગૂઢ તત્ત્વોં કો નહીં પહચાન સકતે, ઉનકે પ્રાણ ઔર અર્થ હમેં ઢૂંઢે નહીં મિલતે. ઇન સબ વિષયોં મે ભગિની નિવેદિતા કે અંતર્દષ્ટિ થી. વે બીચ-બીચ મેં ચૂકતી ન થીં, યહ બાત નહીં; પરંતુ બહુધા વે અનેક રીતિ-નીતિ ઔર ક્રિયા-કલાપ અનુષ્ઠાનોં કે ભીતરી પ્રાણ કો પહચાન લેતી થીં, જિસે હમ નહીં પહચાન પાતે.

ભારતીય દેશી ચીજોં કે પ્રતિ ઉનકા ગહરા અનુરાગ થા. એક બાર ઉન્હોંને મુઝે સુબહ હી ભેંટ કરને કો કહા. બોસપાડા લેન મેં ઉનકા એક પુરાના મકાન થા, વહાં જા કર ખબર દેતે હી વે બાહર આ ગઈ. ઉન્હેં દેખતે હી મૈં સમઝ ગયા કિ વે પૂજા-પાઠ ઔર જપ કર રહી થીં. ઉસકે બાદ હમ દોનોં ને નીચે આ કર જલપાન કિયા. ઉન્હોંને મુઝે પનીર ખાને કો દિયા. મૈંને કહા-"મુઝે ઇસકે ખાને કા અભ્યાસ નહીં." ઉન્હોંને કહા-"ખાઓ, યહ ઢાકે કા બના હુઆ હૈ, વિદેશી નહીં હૈ." ઇસ પ્રકાર દેશી હોને કે કારણ મુઝે કુછ નયા ખજૂર કા ગુડ ભી ખાના પડા. કહીં પર ઉન્હેં એક અધેલે કા કાલી મિટ્ટી કા દીપક મિલ ગયા થા. ઉસકે સૌંદર્ય-પર મુગ્ધ હો કર ઉન્હોંને ઉસે બડે જતન સે રખ છોડા થા.

ઉનકા બંધુ-પ્રેમ ઔર હિતૈષિતા અસાધારણ થી. ચિત્ર કે સૌંદર્ય કો સમઝ કર ઉસકી વ્યાખ્યા કરને કી જો શક્તિ હમ લોગોં મેં નહીં, વહ નિવેદિતા મેં વિશેષ રૂપ સે થી. ઇસી લિયે મૈં ઉનસે અકસર ચિત્ર-પરિચય લિખને કા અનુરોધ કિયા કરતા થા. સમય કી કમી કે કારણ કભી-કભી ઉનકે પાસ ચિત્રોં કા પ્રૂફ ભેજ કર પત્રવાહક કે માર્ફત હી ચિત્ર-પરિચય લિખ કર ભેજને કા અનુરોધ કરના પડતા થા. એસે મૌકોં પર કભી-કભી વે ભોજન છોડ કર યા દૂસરે-દૂસરે કામોં કો છોડ કર ભી ઉસી સમય ચિત્ર-પરિચય લિખ કર ભેજ દેતી થીં. પરંતુ પત્ર મેં લિખતી કિ—"ઐસા કરના ઠીક નહીં, આપ મુઝે ઇસકે લિયે જરા ભી સમય નહીં દેતે." એક બાર ઉન્હેં કિસી ભેદિયે કે મારફત પતા લગા કિ મુઝ પર રાજદ્રોહ કા મુકદમા ચલનેવાલા હૈ. ખબર સચ્ચી થી, પરંતુ માલૂમ નહીં કિસ કારણ સે મુકદમા ચલાયા નહીં ગયા. ઈસ બાત કો સુનતે હી ઉન્હોંને બહુત દુઃખ કે સાથ પત્ર લિખ કર મુઝે ઇસ બાત કી ખબર દી થી.

ઉનકે વિષય મેં આચાર્ય વસુ મહાશય કે મુંહ સે મૈંને બહુતસી બાતેં સુની હૈં, ઉનમેં સે અધિકતર શિક્ષાપ્રદ ઔર મનોહર હૈં; પર મૈં સ્વયં ઉનકે વિષય મેં જો કુછ જાનતા હૂં ઉતના હી મૈંને યહાંપર લિખા હૈ.

(જાન્યુઆરી ૧૯૨૯ના "વિશાલ ભારત"માં લેખકઃ—શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાય)

# ૧૭૮–जैन समाजनो चळकतो सीतारो

આસો માસની અમાવાસ્યાની અંધારી રાત્રિમાં આકાશપટ સ્વચ્છ સુંદર શોભી રહ્યું હોય, લીલીછમ ધરતી માતાની સાડીના રૂપેરી ચાંદલા સમા અનેક નાના મોટા તારલીઆઓ તેની શોભામાં કોઇ ઓર તરેહનો વધારો કરી રહ્યા હોય, તે બધામાં એક એવો તેજસ્વી તારો હોય કે જે પોતાના પ્રકાશથી બધાની દૃષ્ટિ પોતા તરફ ખેંચી રહ્યો હોય, માનવસમાજ પણ તેના પ્રકાશથી અંજાઈ તેના વિશેષ કાર્યપરત્વે, ફળપરત્વે મીટ માંડી રાહ જોઇ રહ્યો હોય, તેજ વખતે અચાનક અણધાર્યો એ તેજસ્વી તારો ખરરર કરતાં અગમ્ય આકાશઘટમાં ક્યાંક સમાઇ જાય અને એ જોનારને જે દુઃખ–જે લાગણી થાય તે અકથ્ય અને અનિર્વચનીય હોય છે. એ લાગણી અને એ દુઃખ એના સાચા પરીક્ષક અને પ્રેક્ષક સિવાય બીજા ન અનુભવી શકે, એ સહેજ વાત છે.

આવોજ એક જૈન સમાજનો ચળકતો સીતારો પોતાના તેજથી–સુંદર કાર્યશક્તિથી અને માનવતાના વિશિષ્ટ ગુણોથી બધાને મુગ્ધ કરી, બધાની દૃષ્ટિને પોતાના તરફ–કાર્ય તરફ આકર્ષી અચાનક અણધારી રીતે આ જીંદગી પૂરી કરી કાળની અનંત શાંતિની ગોદમાં લપાઈ ગયો છે. આજે તે મહાન સીતારાને અસ્ત થયે નવ નવ વર્ષનાં વહાણાં વાયાં છે. એ સીતારો તે બીજું કોઇ નહિ કિંતુ સૌરાષ્ટ્રમાં આવેલ જૈનોના મહાન યાત્રાના ધામ પાલિતાણામાં શ્રી સિદ્ધગિરિની છાયામાં શોભતા શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલના સ્થાપક પિતા અને સંચાલક પરમ ગુરુવર્ય મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી (કચ્છી). આજે તેઓ વિદ્યમાન નથી પણ તેમના યશઃદુંદુભીને બજાવતું ગુરુકુળ આજે ઉભું છે. તેમાં ૧૦૬ જૈન અનાથ બાળકો જ્ઞાન પ્રાપ્ત કરે છે. અત્યાર સુધીમાં તે મહાન ગુરુકુળમાં સેંકડો વિદ્યાર્થીઓ આશ્રય મેળવી વિદ્યા પ્રાપ્ત કરી પોતાના જીવનને સફળ બનાવી ગયા છે.

ગુરુકુળમાં રહી સુંદર ધર્મભાવના, મહાન સેવાધર્મ અને આદર્શ માનવગુણો પ્રાપ્ત કરી અનેક શુભ કાર્યો કરે અને સાચા શાસનસેવક તૈયાર થાય તેવીજ કેળવણી ત્યાં અપાય છે.

જન્મ

આ મહાન વિભૂતિનો જન્મ વીરભૂમિ કચ્છપત્રીમાં (તા. મુંદ્રા) વિક્રમ સં. ૧૯૩૪ ના આસો વદી ૧૪–કાળી ચૌદશે થયો હતો. તેમના પિતાનું નામ છેલાશાહ અને માતાનું નામ સુભગાબાઈ હતું. તેઓશ્રીનું મૂળ નામ ધારશીભાઇ હતું. તેમને એક બીજા નાનાભાઇ હતા, જેમનું નામ મોણશીભાઇ છે. જ્યોતિષીઓ ઘણી વાર કહે છે કે "કાળીચૌદશે જન્મેલ બાળક લાંબુ જીવે નહિ અને જીવે તો જરૂર મહાપુરુષ–મહાન વિભૂતિ થાય." આ કહેવત ધારશીભાઇ માટે બરાબર સફળ થઇ.

બાળક ધારશીને તેઓ મોટી ઉંમરના થતાં તેમના માબાપે નિશાળે મૂક્યા. કચ્છની તે વખતની નિશાળો એટલે ઘેટાં–બકરાં પૂરવાનું પાંજરૂં. બાળક ધારશીને એ જડ કેળવણીમાં રસ પડતો નહિ એટલે પોતે નિશાળને બદલે ખેતરો, વાડીઓ, બાગ–બગીચામાં અને ઝાડોની નીચે જઇ કુદરતી દૃશ્યનો આનંદ–મઝા ભોગવતા. બાલપણથી તેમનામાં એક અપૂર્વ શક્તિ હતી કે કુદરતી વસ્તુ નિહાળી તેના ગુણ–દોષ જાણવા તેમને વનસ્પતિનું ઝાડનું બહુ અદ્ભુત જ્ઞાન હતું. તેઓ સોબતીઓ સાથે જંગલમાં રખડતા, રમતા અને બધાના ઉપરી જેવા બની પોતાની પ્રભુતા–સત્તા દરેક ઉપર જમાવતા. અંતે માબાપના આગ્રહથી થોડું શીખી નામું લખવાનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના ભાગ્યની પરીક્ષા અર્થે અલબેલી મુંબઇ નગરી મોહમયી તરફ ઝુકાવ્યું. મુંબઇ આવી થોડો વખત નોકરી કરી ત્યાં આ ચાલાક છોકરાને શેઠે પોતાની દુકાનમાં ભાગ કરી આપ્યો. તેઓ નાની ઉંમરે મુંબઈ આવેલા છતાં કચ્છી સાહસપ્રિયતા, શૂરવીરતા અને ધીરજે તેમને ધંધામાં આગળ ધપાવ્યા. તેમનું શરીર મજબૂત બાંધાનું અને કસાયેલું હતું; તેમજ બુદ્ધિ અને ભાગ્ય અનુકૂળ હતાં. પછી શું પૂછવું ?

## તેમનો સેવાધર્મ અને ત્યાગ

જેમ દેશવીર ગાંધીજીને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહે નવી દિશા સૂઝાડી; સંત ફ્રાન્સિસને ગરીબો અને રક્તપિત્તિયાની સેવાએ સાચો ત્યાગમાર્ગ સૂઝાડયો; ગેરીબાલ્ડી, ડી વેલેરા, વીર મુસોલિની ઈ૦ દેશભક્તોને ત્યાંની જડ નોકરશાહીએ જગાડયા; તેમ ધારશીભાઇને મુંબઇના પ્લેગે જગાડયા. ૧૯૫૫–૫૬ માં મુંબઇમાં ભયંકર પ્લેગ ચાલતો હતો. ધારશીભાઇના કુટુંબનાં ૧૫–૧૭ માણસોને એ પ્લેગે પોતાના પંજામાં ક્રમશઃ સપડાવ્યાં. માત્ર ધારશીભાઈ બાકી રહ્યા હતા. તેમણે દુકાન બંધ કરી માંદાઓની માવજત ખૂબ પ્રેમ અને ધીરજથી કરી. રાત અને દિવસના ઉજાગરા વેઠી ખડે પગે કુટુંબની ચાકરી કરી. બીજાં સગાંવહાલાં ત્યાં જોવા આવતાં ડરે, ત્યારે આ યુવાન દરદી પાસે જઇ આશ્વાસન આપી તેના પગ દાબે, દવા પાય અને બીજી પણ અનેક પ્રકારની માવજત કરતા. અંતે ક્રૂર કાળે એક પછી એક એમ બધાંને ઝડપ્યાં. ધારશીભાઇએ એ બધાંને સ્મશાન ભેગાં કર્યાં. કુટુંબીઓનું અકાળ મૃત્યુ તેમનું મર્મસ્થાન ભેદી નાખતું. સ્મશાનયાત્રા કરી આવ્યા કે તરતજ ધારશીભાઇને પ્લેગે પોતાનો ક્રૂર પંજો માર્યો. ઘરમાં કોઇ નહોતું, એક મિત્ર બહારથી ખબર પૂછી જતો. બધાની દુઃખી અવસ્થા પોતે નિહાળી હતી, જાણી હતી અને કુટુંબીઓની શું દશા થઈ તેનું તેમને ભાન હતું. ઘરમાં કોઇ પાણી પાનાર પણ નહોતું. "માત્ર પ્રભુનું નામસ્મરણ એજ તેમનું સાથી કે કુટુંબી હતું."

પ્રભુના નામનો અખંડ જાપ શરૂ રાખ્યો, એજ દવા એમ માની લીધું. એ પ્રભુનામે એક દિવ્ય ધ્યાન પ્રગટ થયો અને તેઓને નવો માર્ગ સૂઝયો. યદિ હું આ રોગમાંથી બચું તો સાધુ થાઉં. અંતે કહેવત છે કે, રામ રાખે તેને કોણ ચાખે? પ્રભુનામસ્મરણ–ઔષધિ અને ત્યાગની બુટ્ટીના પ્રતાપથી તેજ રાત્રે પ્લેગની ગાંઠ ફાટી અને બગાડ નીકળી ગયો, અને જીવન-દીપક બૂઝાવાને બદલે ફરીથી મંદમંદ પ્રકાશ્યો. ધીમે ધીમે આરામ થયો. ત્યારપછી તરતજ દુકાને જઇ હિસાબ પતાવી દેશ તરફ હંકાર્યું, અને સ્ટીમરમાં માંડવી આવ્યા. રસ્તામાં સમુદ્રના તરંગોની માફક તેમનું મન વિચારતરંગોમાં ઝોલા ખાતું હતું. કયાં સાધુ થવું? સાધુ થયા પછી શું કરવું? હવે ઘેર જઇશ તો માબાપ સાધુ નહિજ થવા દે. પોતે માંડવી બંદર ઉતર્યા ત્યા રસ્તામાં દૈવયોગે તેમના દૂરના સગા કે જેઓ ઢુંઢક પંથના સાધુ થયા હતા તે મળ્યા. ઓળખાણ આપી ઉપાશ્રયે લાવ્યા. ધારશીભાઇએ ઉપાશ્રયે આવી પ્રતિજ્ઞા અને પોતાની ભાવના ગુરુને કહી સંભળાવી. ગુરુજીએ પ્રથમજ તેમની પાસે બીડી જોઈ. ધારશીભાઇને કહ્યું કે, તમારે બીડીઓ છોડવી પડશે. તેમણે તરતજ બહાર જઈ ખૂબ બીડીઓ પી બાકીની બીડીઓ અને બાકસને સળગાવી હોળી કરી દીધી અને સદાને માટે તેનો ત્યાગ કર્યો. ગુરુને આ ફેરફાર જોઈ આશ્ચર્ય થયું. દિવસની ૪૦ થી ૫૦ બીડી પીનાર છોકરો એકદમ ત્યાગ કરે એ તેની ઉચ્ચ ભાવનાને અને ત્યાગને સૂચવે છે. આ છોકરો છે તો પાણીદાર, જો એ સાધુ થાય તો સંપ્રદાયમાં રત્ન નીકળશે છોકરો બુદ્ધિશાળી અને સાહસી છે, માટે દીક્ષા લે તો સારૂં; પરંતુ ભાવી જૂદું હતું. ધારશીભાઇના પિતાને પુત્ર માંડવીમાં છે તેના સમાચાર મળ્યા. તરતજ ગાડું લઇ બાળકને તેડવા આવ્યા અને પરાણે ઘેર લઇ જઇ સમજાવ્યું. આ યુવાવસ્થામાં જોગ શા? તારે તે શું દુઃખ છે કે અત્યારથી સાધુ થાય છે? શું તારે પણ ધ્રુવજી થવું છે? ધારશીભાઇ મૌન રહેતા. તેમનો ત્યાગ–વૈરાગ્ય જોઇ પિતાની આંખમાં આંસુ આવતાં. અંતે ધારશીભાઇએ માબાપને મુંબઇની કરુણ કથની હૃદય ફાડી નાખે તેવી રીતે કહી સંભળાવી અને છેવટે ખૂબ સમજાવી દીક્ષાની રજા મેળવી. ગુરુને ત્યાં બોલાવ્યા અને માતપિતાએ દીક્ષા અપાવી. દીક્ષા વખતે તેમનું નામ ધર્મચંદ્રજી રાખવામાં આવ્યું. તેઓ મૂળથી ઢુંઢક સંપ્રદાયના હતા અને ઢુંઢક–સ્થાનકવાસી સાધુઓનોજ ખાસ સંસર્ગ હતો એટલે તેમણે ઢુંઢીઆના સાધુ પાસેજ દીક્ષા લીધી. સાધુ થયા પછી ટુંક વખતમાં બુદ્ધિશાળી ચાલાક ધર્મચંદ્રજીએ સાધુક્રિયા કરી શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો. તે વખતે સ્થાનકવાસી સંપ્રદાય વ્યાકરણને 'વ્યાધિકરણ' કહેતા એટલે પરબારા શાસ્ત્રાભ્યાસજ શરૂ કરતાં બે વર્ષમાં તો ઘણાં સૂત્રોના પાઠો મુખપાઠ કરી નાખ્યા.

### સત્યજ્ઞાનપ્રાપ્તિ

જૈન આગમો તપાસતાં તેમને ચોખ્ખું જણાયું કે, મૂર્તિના વિદ્વાના પાઠો સ્થળે સ્થળે હોય છતાં આપણે મૂર્તિ કેમ નથી માનતા ? તેનો વિરોધ કેમ કરીએ છીએ ? તેઓ ભલે ઢુંઢક સંપ્રદાયમાં ઉછર્યા હતા-તેના સંસ્કારો મજબૂત હતા, છતાં તેઓ સત્ય જ્ઞાનના પિપાસુ હતા. તેમની નજર ખુલી ગઇ. તેમણે સાંપ્રદાયિક મોહ ઉતારી નાખ્યો અને સત્ય શોધવા માંડયું. પાઠો મળ્યા કે, મૂર્તિપૂજા સત્ય છે. તેમણે પ્રથમ ખાનગીમાં ગુરુ પાસે દલીલો કરી. ગુરુજી તો આ સાંભળી મૌનજ રહ્યા. સમુદાયના વડીલ નેતાને પૂછયું. જેમણે ગોળ ગોળ ઉત્તર આપ્યો, વિદ્વાન સાધુઓને પૂછયું પણ કયાંયથી સંતોષકારક ઉત્તર ન મળ્યો. તેમના હૃદયમાં બંડ જાગ્યું. સત્ય હોય તે કેમ ન સ્વીકારવું ? ગુરુજી તો સમજી ગયા હતા કે, શિષ્ય વિદ્વાન અને બુદ્ધિશાળી છે. મારી પાસે તેની શંકાનું સમાધાન નથી. ધર્મચંદ્રજીએ આ સત્ય બીજા સાધુઓને સમજાવ્યું. ગુરુજીએ સાંપ્રદાયિક મમત્વની ભુરકી બતાવી મૌન રહેવા સમજાવ્યું, પણ ધર્મચંદ્રજીને સંપ્રદાય કરતાં સત્ય ઉપર વધારે પ્રેમ હતો. મારૂં એ સાચું એમ નહિ, પણ સાચું એ મારૂં; એ સિદ્ધાંતને ખાસ માન આપતા. એકાદ વાર રાત્રે તેમને સ્વપ્નમાં મુંબઇના સુપ્રસિદ્ધ ગોડીજી મહારાજના મંદિરનાં દર્શન થયાં. તેમનો પવિત્ર આત્મા પોકારી ઉઠયોઃ-બંધનો તોડી નાખી દે, વાડામાં કાંઇ મુક્તિ નથી. અંતે તેમણે કચ્છના શહેર અંજારમાં એક દિવસે જૈન મંદિરમાં જઇ આત્મપુનિત કર્યો. સ્થાનકવાસી સંપ્રદાયમાં ખળભળાટ મચી રહ્યો. તેમને ભકનજનોએ સમજાવ્યા, સંપ્રદાયમાં રહેવાથી લાભ બતાવ્યા; અંતે માન-અપમાનની દરકાર કર્યા સિવાય બધી ધમકીઓની સામે થઈ ત્યાંથી ચાલી નીકળી જામનગરમાં આવ્યા અને ત્યાં સ્વર્ગસ્થ બાલબ્રહ્મચારી જૈનાચાર્ય શ્રી વિજય-કમલસુરીશ્વરના શિષ્ય સ્થવીર શ્રી. વિનયવિજયજી મહારાજશ્રી પાસે તપગચ્છમાં દીક્ષા લીધી. ત્યાં તેમનું નામ બદલી મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી રાખવામાં આવ્યું.

### કાશીગમન

તપગચ્છની દીક્ષા લઇ ગુરુ સાથે શત્રુંજયની યાત્રા કરવા ગયા અને ત્યાં તેમને અભ્યાસની ઉત્કટ ઇચ્છા થવાથી ગુરુઆજ્ઞા લઇ અભ્યાસ અર્થે વિદ્યાપુરી કાશી તરફ વિહાર કર્યો. લાંબા લાંબા વિહાર કરી કાશી જઇ પહોંચ્યા, અને ત્યાં જઈ અભ્યાસની ધૂન લગાવી. તેમના સહાધ્યાયીઓ અત્યારે પણ મુક્તકંઠે વખાણ કરે છે કે, તેઓ અભ્યાસમાં સતત મહેનત લેતા. તેમનો સિદ્ધાંત હતો કે **"सुखार्थीनां कुतो विद्या विद्यार्थीनां कुतो सुखम्"** અહીં તેમને આચાર્ય શ્રી વિજયધર્મસુરી સાથે ગાઢ મૈત્રી થઇ. કાશીમાં તેમના જમણા હાથનરીકે રહી દરેક કાર્ય કરતા. આચાર્ય વિજયધર્મસુરી ઘણી વાર કહેતા કે, પૂ ચારિત્રવિજયમાં એક એવી શકિત છે કે ગમે તે કાર્ય હાથમાં લે તે જરૂર પાર ઉતારે. તે ધારે તો જરૂર આવી પાઠશાળાઓ ઉત્પન્ન કરી શકે. ગુરુદેવ ત્યાં ૩-૪ વર્ષ અભ્યાસ કરી શ્રી સમેતશિખરની યાત્રા કરી કલકત્તે થઇ માળવા, મેવાડ, રાજપૂતાનામાં થઈ ગુજરાતમાં આવ્યા. આ વખતે વડોદરામાં થયેલ મહાન મુનિસંમેલનમાં ભાગ લઇ પોતાનાં ઓજસ્વી વ્યાખ્યાનોથી બધાને આકર્ષી ત્યાંથી પાલિતાણે શત્રુંજયની યાત્રા કરવા ચાલ્યા.

### સંસ્થાની સ્થાપના અને તેમની વિશિષ્ટ માનવદયા

પાલિતાણે આવ્યા પછી તેમણે વિચાર્યું કે, પાલિતાણા તીર્થક્ષેત્ર છે તેમ વિદ્યાક્ષેત્ર-વિદ્યાપુરી કેમ ન બની શકે ? શું પાલિતાણા વિદ્યાપુરી કાશી ન બની શકે ? જરૂર જૈનોનું કાશી બની શકે, એની પાછળ અપૂર્વ કાર્યશક્તિ અને ભોગ જોઇએ. આ પ્રશ્ન વિચારી એજ ભાવનાથી તેમણે પ્રથમ એક સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા ખોલી. દિવસે સાધુ-સાધ્વીઓ અભ્યાસ કરતાં અને રાત્રે ગામનાં જૈન બાળકો અભ્યાસ કરતાં. સંસ્થાની વ્યવસ્થા સુંદર રીતે ચાલતી હતી. ઘણાં સાધુ-સાધ્વી ભણવા આવતાં. આ વખતે કચ્છમાં ભયંકર દુષ્કાળ પડયો હતો. ઘણા જૈનો મદદ માટે બહાર નીકળ્યા હતા. આ વખતે એક વૃદ્ધ ડોસો પોતાનાં બે નાનાં કુમળાં ફૂલ જેવાં બાળકો લઇ પાલિતાણે આવેલો. તેણે પોતાનાં બાળકોને કયાંક મૂકવા ઘણી મહેનત કરી, પણ કોઇ સંસ્થામાં

તેમને સ્થાન ન મળ્યું. એ ડોસો પૂજ્ય ગુરુદેવને મળ્યો. આંખમાં આંસુ લાવી તેણે કહ્યું-"આ મારાં ફૂલ જેવા બાળકોને સંભાળનાર કોઇક મળે તો મારા જીવનની મને દરકાર નથી. હું જીવું કે મરૂં તેની મને લેશમાત્ર ચિંતા નથી." મહારાજશ્રીનું હૃદય આ વચન સાંભળી પીગળ્યું-હાય! માનવીની આ દશા! ગુરુદેવના હૃદયમાં માનવસેવા ઉભરી નીકળી. ડોસાને આશ્વાસન આપી બાળકોને રહેવાને માટે બાજે તપાસ કરી, પણ કયાંય બાળકોને સ્થાન ન મળ્યું. મહારાજશ્રીને વિચાર આવ્યો કે, અહીં પાઠશાળા ચાલે છે તો તેને અંગે બોર્ડિંગ ખોલવામાં આવે તો ઘણો લાભ થાય. આવા સેંકડો અનાથ જૈન બાળકો તેનો લાભ લે. અહીં રહી ભણે, તૈયાર થાય અને ભવિષ્યમાં સમાજને સેવા અર્પે. એ તો નિયમ છે કે "જેના ઉપદેશકો બળવાન તેમનો ધર્મ બળવાન" આમ વિચારી પાઠશાળાને અંગે બોર્ડિંગ ખોલી અને પાઠશાળાનું નામ "શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા બોર્ડિંગ" રાખ્યું. બોર્ડિંગ થવાથી આજુબાજુના ઘણા ગરીબ જૈન બાળકો અભ્યાસ માટે દાખલ થવા આવ્યા. વિશેષ મદદ માટે પોતાના પરમ સ્નેહી અને વડીલ આચાર્ય વિજયધર્મસુરી પાસે માગણી કરી અને આચાર્યશ્રીએ પણ અમુક સમય સુધી મદદ આપવાની હા કહી. બાળકોનો અભ્યાસ સુંદર રીતે ઝડપથી આગળ વધતો ગયો. અધ્યયન-અધ્યાપનની બધી બાબતોમાં ગુરુદેવ જાતેજ દેખરેખ રાખતા. ટુંક સમયમાંજ આ સંસ્થામાંથી ચાર વિદ્યાર્થીઓ અઢારહજારી સિદ્ધહેમ વ્યાકરણ ભણી કલકત્તા યુનિવર્સિટીમાં વ્યાકરણની મધ્યમ પરીક્ષા આપવા ગયા અને તેમાંથી ત્રણ ઉંચે નંબરે પાસ થયા.

### પાલિતાણામાં ભયંકર જળપ્રલય અને મહારાજશ્રીની ભગીરથ સેવા

આ વખતે સંસ્થાની ખૂબ પ્રગતિ થઇ હતી. સંસ્થા અત્યારે ઉન્નતિને શિખરે હતી. આખી જૈન કોમમાં અપૂર્વ અને અનુપમ સ્થાન સંસ્થાનું હતું. આ વખતે પાલિતાણામાં ૧૯૬૯ ના ભાદરવા વદ ૮ની રાત્રે ભયંકર હૃદયભેદક કારમો પ્રસંગ બન્યો. આ પ્રસંગે માનવતાની કસોટી હતી, ગુરુદેવ એ કસોટીમાથી પસાર થયા.

બનાવ એમ બન્યો કે, રાત્રે ગાજવીજ, વરસાદ-મુશળધાર વૃષ્ટિ શરૂ થઈ, આંખો પણ ન ઉઘડવા દે તેવા વિજળીના ચમકારા થતા હતા, ભયંકર કડાકા બોલતા હતા અને વાયુદેવનો મહાન પ્રકોપ ઉછળી રહ્યો હતો. વરુણદેવ અને વાયુદેવે પોતાના પ્રચંડ પ્રકોપમાં અનેક જીવોના બલિ લેવા શરૂ કર્યા, સેંકડો ઘર જમીનદોસ્ત થયા અને હજારો માણસો, સ્ત્રીઓ અને બાળકો તણાવા લાગ્યાં. ઉપરથી ડુંગરનું પાણી જોશબંધ માર માર કરતું ધસ્યું આવતું હતું. બીજી બાજુ નદીનો બંધ તૂટયો, પાણી ગામમાં પેઠું. પાલિતાણાને ફરતી ત્રણ બાજુ નદી છે અને ચોથી બાજુથી ડુંગરનું પાણી ગામમાં ફરી વળ્યુ છે. આખું ગામ બંબાકાર જળજળમય થઈ ગયું. તણાતા માનવીઓ 'બચાવો બચાવો'ના હૃદયભેદક કરુણ પોકારો પાડતા હતા; પણ કોઇને સાંભળવાની ફુરસદ ન હતી. આ વખતે સંસ્થા ઓસમાન શેઠના મકાનમાં હતી અને મકાન બહુજ મજબૂત હોવાથી તે પૂરેપૂરી સુરક્ષિત હતી. જે જળપ્રલય હમણાં આખા ગુજરાત ઉપર થયો તેવોજ જળપ્રલય પાલિતાણામાં અને તેની આજુબાજુમાં થયેલો. બચાવો બચાવોના પોકાર સાંભળી મહારાજશ્રી જાગી ઉઠ્યા. જોયું તો તેમને લાગ્યું કે, અત્યારે સેવાધર્મ બજાવવાનો અણધાર્યો અપૂર્વ અનુપમ મોકો આવ્યો છે. તેમનો દયાપ્રેમી આત્મા પોકારી ઉઠયો કે "હું એકેંદ્રિય જીવોના બચાવમાટે ઓઘો (જૈન સાધુ પોતાની પાસે રાખે છે) રાખું છું તો પંચેંદ્રિય જીવોને બચાવવા તે મારી પ્રાથમિક ફરજ છે."

બસ, તરતજ તેમણે અંદર ઝંપલાવવાનો નિશ્ચય કર્યો. સામેના દવાખાનાના પીલર સાથે દોરડાં બાધી જીવના જોખમે ઝુકાવ્યું. ઉપર અનરાધાર મેઘ વર્ષે અને નીચે નર્યું પાણીજ પાણી! કચ્છી સાહસ, ધૈર્ય અને શૌર્ય હાજરજ હતાં. પોતે તે વખતે સાડાત્રણસો મનુષ્યને અને સેંકડો ઢોરોને જળનાં ભોગ થતાં બચાવી દરેકને પકડી પકડી પોતે ઉપર પહોંચાડતા હતા. બચેલાં મનુષ્યોમાં ઘણાં તો નગ્ન હાલતમાંજ હતાં. તે દરેકને માટે સંસ્થાનો સ્ટોર ખુલ્લો મૂકાવી દીધો અને દરેક પ્રકારની મદદ આપી. આ મહાન મૂક સેવા, પ્રેમની ભગીરથ મહેનત અને સેવાનો

રિપોર્ટ સામે દવાખાનામાં રહેતા ડૉકટર મી૦ હોર્મસજીએ પોતા પાસે નજરે જોઇ લખ્યો અને સવારેજ ત્યાંના એડમિનિસ્ટ્રેટર મી૦ મેજર સ્ટ્રોંગને મોકલ્યો. મેજર સ્ટ્રોંગ આ વાંચી ઘણો ખુશ થયો અને સંસ્થામાં મહારાજશ્રીને મળ્યો અને સહસ્ત્રશઃ ધન્યવાદ આપી જણાવ્યું કે, પાલિતાણા સ્ટેટ આપની સેવાનું સદા ઋણી રહેશે. આપને કાંઇ પણ કામ હોય તો મને ફરમાવજો. આમ કહી મહારાજશ્રીનો ફોટો લઇ વિદાય થયો. મહારાજશ્રીના જીવનની આ એક અમૂલ્ય તક હતી અને એ દયામૂર્તિએ એ તકનો લાભ લઇ પોતાની માનવસેવાનો સચોટ દાખલો જનતા સન્મુખ મૂકયો છે. મનુષ્ય ઘણી વાર આખા જીવનમાં એકાદું કાર્ય એવું સુંદર કરે છે કે જેથી તે સદા અમર અને બીજાને દૃષ્ટાંતરૂપ બને છે. મહારાજશ્રીને ધીમે ધીમે પરિચય વધ્યો. તે એટલે સુધી કે મેજર સ્ટ્રોંગ મહારાજશ્રીને પોતાના ગુરુતરીકેનું માન આપતો. આ વખતે સંસ્થા જે મકાનમાં હતી તે મકાન સ્ટેટના તાબે જતાં તે ખાલી કરવાનો પ્રસંગ આવ્યો. મહારાજશ્રીએ મેજર સ્ટ્રોંગને બધી વાત કરી. મેજર સ્ટ્રોંગે ખુશી થઇ જણાવ્યું કે, સંસ્થાને માટે આપ ગમે ત્યાં જમીન પસંદ કરો. સંસ્થાને તદ્દન ઓછામાં ઓછા દરે આપીશ. અત્યારે જ્યાં એક હાથ જમીન મેળવતાં મુશ્કેલીઓ વેઠવી પડે છે અરે, તે વખતે પણ એક હાથ જમીન મેળવવાના સાંસા હતા ત્યાં મહારાજશ્રીએ સંસ્થા માટે પાંચ વીઘાં જમીન મેળવી આપી અને સંસ્થાએ ત્યાંજ મેજર સ્ટ્રોંગના હાથે પાયો નંખાવી મહાન ગુરુકુળ થાય એજ ભાવનાથી સુંદર મકાન સંસ્થાએ ઉભું કર્યું.

### ગુરુકુળ

ગુરુદેવની ભાવના હતી કે, આ સંસ્થા મહાન ગુરુકુળ થાય તો સારૂં. સમાજને ગુરુકુળની ખાસ જરૂર છે; પરંતુ જેમ દરેકને ભરતી–ઓટ આવે છે તેમ આ મહાન સંસ્થા માટે પણ બન્યું. સંસ્થાના આત્મા મહારાજશ્રીએ કચ્છ તરફ વિહાર કર્યો અને પાછળથી ગુરુકુળ ઉપર એવું ઘનઘોર વિઘ્નવાદળ ચઢી આવ્યું કે જેથી સંસ્થાનો પાયો હચમચી ગયો. મહારાજશ્રી કચ્છમાંથી પોતાના બે નૂતન શિષ્યો મુનિ મહારાજશ્રી દર્શનવિજયજી અને મુનિ મહારાજશ્રી જ્ઞાનવિજયજી-સહ મોટા મોટા વિહાર કરી જલદી પાલિતાણે આવ્યા. સંસ્થાની દીન હાલત જોઈ તેમના હૃદયમાં કારી ઘા થયો. જેમ માબાપ બાળકને પાળી પોષી મોટો કરે, તેમ આ સંસ્થાને ઉન્નતિના શિખરે મહાલતી મૂકી ગયા હતા, તેનેજ ગિરિકંદરામાં પડેલી જોઇ દુઃખ થાય તેમાં નવાઇ જેવું નથી; પરંતુ હિંમત ન હારતાં ધીરજથી સંસ્થાનું મકાન પોતાના હાથમાં લઈ સંસ્થાને પદ્ધતિસર મૂકી અને પૂર્વની પદ્ધતિએ તેનું કામ સરળતાથી ચાલવા માંડયું. ત્યાંજ ધર્માત્મા ભાઇ જીવણચંદ ધર્મચંદ મહારાજશ્રીને મળ્યા અને ગુરુકુળસંબંધી વાતચીત થઇ. અંતે મહારાજશ્રીના કહેવાથી અને આચાર્ય શ્રી વિજયકમળ સુરીજી તથા યોગનિષ્ઠ આચાર્યશ્રી બુદ્ધસાગર સુરીજીની કિંમતી પ્રેરણાથી સંસ્થાનું સુકાન પોતાના હાથમાં લીધું અને મહારાજશ્રીની ઇચ્છાનુસાર સંસ્થાનું નામ "શ્રીયશોવિજયજી જૈન ગુરુકુળ" રાખ્યું. જેમાં અત્યારે ૧૦૬ બ્રહ્મચારી જૈન વિદ્યાર્થીઓ ભણે છે. શ્રી સિદ્ધગિરિની છાયામાં આ ગુરુકુળ દિનપરદિન ઉન્નતિના શિખરે ચઢતું જાય છે. શ્રી વીરધર્મની ઉદ્‌ઘોષણા કરતું, તેના સંસ્થાપક મહાત્મા પરમ ગુરુદેવના આત્મા સમું નિર્મળ, શ્રી ગિરિરાજની છાયામાં અજોડ અને એકાગ્રપણે ઉભું ઉભું શાન્તિથી મૂંગે મોઢે આર્હત્ ભકતો તૈયાર કરી રહ્યું છે અને સમાજમાં કોઈ અનેરી ભાત પાડી રહ્યું છે.

### તેમની ઉપદેશશક્તિ

તેમનામાં અસાધારણ ઉપદેશક શક્તિ હતી. સુંદર મોહક વાણીથી જ્યારે તેઓ ઉપદેશ આપતા ત્યારે શ્રોતાઓ મુગ્ધ થઈ જતા. ગમે તેવા કૃપણ મનુષ્યને પણ બોધ આપી ગુરુકુળને મદદ અપાવતા. આ સિવાય અનેક જૈનેતર વિદ્વાનો તેમના પરિચયમાં આવી જૈનદર્શનના સિદ્ધાંતો સમજ્યા હતા. લાકડીયાનરેશ, માળીયાનરેશ, મેજર સ્ટ્રોંગ, અંગીયાના બાવાજી, ડૉ૦ પદમશીભાઇ, સુ. નાથાભાઇ તથા ભાવનગરના મરહુમ મહારાજાના મામા શ્રી. કનુભાઇ આદિ અનેક પ્રતિષ્ઠિત જૈનેતરો તથા રાજાઓને ઉપદેશ આપી જૈન ધર્મના સિદ્ધાંતોમાં રસ લેતા કર્યા

હતા. માળીયાનરેશે તો મહારાજશ્રીના ઉપદેશથી કચ્છના રણમાં કાંઠી ઉપર મુસાફરો માટે પાશેર દાળીયા, ગોળ તથા મીઠા પાણીની સગવડ કરી છે કે જે સગવડ હજારો મુસાફરોના આશીર્વાદરૂપ થઇ પડી છે. ખરા ધૂમ તડકામાં જ્યારે અંગારા સળગતા હોય અને કયાંય ઝાડ કે પાણી ન હોય, ત્યારે આ સગવડ કેટલી આશીર્વાદરૂપ છે તેની વાચકોજ કલ્પના કરી લે.

## તેમનો સ્વર્ગવાસ

સંસ્થાની ચિંતામાં તેમનું શરીર અસ્વસ્થજ રહેતું. બીજા શબ્દોમાં કહું તો સંસ્થાની પાછળ તેમણે આખું જીવન રેડી દીધું હતું. શરીરમાં રોગે ઘર કર્યું હતું. અંતે આ વિદ્વાન સમર્થ શાસનભક્ત દયામૂર્તિ સં. ૧૯૭૪ ના ઇન્ફ્લુએન્ઝામાં આસો વદી ૯ ના દિવસે આઠ દિવસની ટુંક બિમારી ભોગવાવી ૩૪ વર્ષની નાની ઉંમરે આ સંત પુરુષને કાળે પોતાના પંજામાં લઇ લીધા, તેઓ સ્વર્ગવાસ પામ્યા. એ ચળકતો સીતારો અણધાર્યો અચાનક અસ્ત થયો. જીવન અને મરણ એ કાંઇ નવાઈની વાત નથી; પરંતુ એક આશાવંત મહાન વિભૂતિ અધુરી સેવા અર્પી ચાલ્યા જાય, આરંભેલા સેવાયજ્ઞને અધુરો મૂકી ભંગાણ પાડી ચાલ્યા જાય ત્યારે દુઃખ કોને ન થાય! આજે તેઓ નથી પણ તેમના મૂર્તિમંત દેહસમું શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ ચીરંજીવ છે. જેઓ એક વાર એમ કહેતા કે, આ બાવાની મઢુલી કેટલા દિવસ ચાલશે? તેઓ એક વાર પસ્તાઇ ક્ષમા માગવા આવ્યા હતા. આજે તેઓ પોતાની ભૂલ કબૂલે છે. જે સંસ્થાના સ્થાપનમુહૂર્તમાં મંગલનું શ્રીફળ ઉધાર લાવવું પડયું હતું તે સંસ્થા આજે આખી જૈન કોમમાં અપૂર્વ, અનુપમ અને અજોડ લેખાય છે અને આખા જૈન સમાજને પ્રેમથી પોતાના તરફ આકર્ષી રહેલ છે.

## તેઓની અંતિમ ભાવના

પૂજ્ય ગુરુદેવની અંતિમ ભાવના વર્ણવું તે પહેલાં તેઓશ્રીના જીવનનો એક અનન્ય પ્રસંગ ટુંકામાં લખી લઉં, પછી આગળ વધુ. એ પ્રસંગ તે તીર્થની સેવા. પાલિતાણાના મર્હુમ ઠાકોર શ્રી માનસિંહજીએ અને ત્યાં બારોટોએ જ્યારે શત્રુંજય ઉપર અશાતનાઓ કરવા માંડી અને અનેક વિઘ્નો કરી હક્કનો ડંડો જમાવવા, અનેક અનર્થો કરવા માંડ્યા તે વખતે આ ગુરુદેવે હિંમતભરી રીતે અડગતાથી બધાની સામે ઉભા રહી આશાતના ટાળી હતી અને ઠેઠ જીવ-સટોસટનો પ્રસંગ આવ્યો છતાં તીર્થ ખાતર ગમે તેવાં દુઃખ ભોગવવાં પડે તો શું હિસાબમાં હતું? તેમ ધારી છેવટ લગી અડગ રહી તે પ્રકરણનો અંત આણ્યો હતો. શાસનસેવા કરવી એજ તેમનો જીવનમંત્ર હતો.

તેઓશ્રીની છેવટની ભાવના જૈન અનાથાશ્રમ ઉઘાડવાની હતી. હજારો અનાથ નિરાધાર જૈન બાળકો ધર્માંતર થાય છે તેમને આશ્રય આપી વિદ્યાદાન આપી ચુસ્ત જૈન બનાવવા અને જૈન સમાજનો થતો નાશ અટકાવવો. તેમની આ ભાવના તેમના શિષ્યો અને ભકતો પૂરી કરે, એ શુભેચ્છાપૂર્વક વિરમું છું.

(તા. ૩૦ ડીસેંબર ૧૯૨૮ના "મુંબઇ સમાચાર"ની અઠવાડિક આવૃત્તિમાં લેઃ—મુનિ ન્યાયવિજયજી)



# १७९–कृषि-शास्त्रविषयक एक अपूर्व प्राचीन हिंदी ग्रंथ

જિસ પ્રકાર સંસ્કૃત સાહિત્ય મેં કેવલ કાવ્ય, નાટક, ઇતિહાસ, ચંપૂ કે અતિરિક્ત વાસ્તુ-શાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર આદિ ઉપયોગિતાવાદ કે ગ્રંથ ભી પાએ જાતે હૈં, ઠીક ઉસી પ્રકાર હમારે હિંદી સાહિત્ય મેં ભી પ્રાચીન કવિયોં ને કાવ્ય કે અતિરિક્ત અન્યાન્ય ઉપયોગી વિષયોં પર ગ્રંથરચના કી હૈ. અન્યાન્ય ભારતીય ભાષાઓં કે ઇતિહાસ કો દેખતે હુએ યહ બાત નિઃસંકોચ કહી જા સકતી હૈ કિ હિંદી કી કાવ્યપ્રૌઢતા સે અન્ય કિસી દેશી ભાષા કા સાહિત્ય મુકાબલા નહીં કર સકતા. હિંદી મેં વીર, શૃંગાર તથા શાંત-રસ કે સાહિત્ય કી કમી નહીં હૈ, પર સાથ હી હમારે પ્રાચીન કવિયોં ને વ્યવહારોપયોગી વિષયોં પર ભી ગ્રંથ-રચના કર કે હિંદીસાહિત્ય કી શ્રીવૃદ્ધિ કી હૈ. 'સાહિત્ય-સમાલોચક' પત્ર મેં મહાશય ગુરુદત્તજીકૃત 'પક્ષીવિલાસ,' 'વૃક્ષવિલાસ' આદિ ગ્રંથોં કી ચર્ચા કી જા ચૂકી હૈ. માધુરી મેં ભી કૂપ-ખનન શાસ્ત્ર પર પિછલી મર્તબા એક લેખ પ્રકાશિત હો ચૂકા હૈ; પર આજ હમ એક અપૂર્વ ગ્રંથ-રત્ન કા પરિચય કરાતે હૈં.

ગ્વાલિયર કે મહારાષ્ટ્રનરેશ મહારાજ દૌલતરાવ શિંદે બડે વીર, ધીર ઔર ગુણગ્રાહક થે. આપ બડે રસિક, ભક્ત, સ્વયં કવિ તથા કવિયોં કે આશ્રયદાતા ભી થે. ગ્વાલિયર મેં સાહિત્ય-સંગીત-કલા કે પ્રસ્થાપક આપ હી થે. શૃંગાર-રસાચાર્ય કવિવર પદ્માકરજી કો 'આલીજાહ પ્રકાશ' કી રચના કે ઉપલક્ષ મેં એક લાખ રૂપયા તથા હાથી ભેટ કરને કી મહારાજ દૌલતરાવ કી ઉદારતાવિષયક કિંવદંતિ પ્રસિદ્ધ હી હૈ. અન્ય હિંદી-મરાઠી-કવિયોં કો ભી મહારાજ ને કેવલ આશ્રય હી નહીં દિયા, વરન્ અપને પૂજ્ય પિતા કી તરહ "દૌલત પ્રભુ કે ચરણ ગહો હૈ" જૈસી રચના દ્વારા ઇસ મહારાષ્ટ્રીય સપૂત ને હિંદી-કાવ્ય-વાટિકા કો ભી અલંકૃત કિયા! આપકે હી આશ્રિત શિવ કવિકૃત 'દૌલતબાગ-વિલાસ' ગ્રંથ કા પરિચય હમેં કરાના હૈ. હિંદી સાહિત્ય કે ઇતિહાસ મેં શિવ કવિ તથા ઉનકી રચના કા તો ઉલ્લેખ પાયા જાતા હૈ, કિંતુ ઉનકે સમય તથા પુસ્તક કા વિષયનિરૂપણ નહીં. પ્રાપ્ત પ્રતિ સંભવતઃ સ્વયં શિવ કવિજી કી હી લિખી હુઇ આર મહારાજ દૌલતરાવ સાહબ કી સેવા મેં ભેંટ કી હુઇ હૈ. ગ્વાલિયર કે વર્તમાન સુંદર વિ-સ્તૃત ઉદ્યાન ફૂલબાગ કે સંસ્થાપક મહારાજ દૌલતરાવ હી થે. સ્વયં શિવ કવિ ને ગ્રંથ કે આરંભ મેં લિખા હૈ—

ઉપબન પ્રભુકો અતિ સુખદ, જાનત સબ સંસાર; યાતે 'બાગ-વિલાસ'કો, કીન્હોં સરસ વિચાર.

ઇસ ઉલ્લેખ સે સંભવ હૈ કિ શિવ કવિ મહારાજ કે હિંદી-કવિયોં કો આશ્રય દેને કી બાત સુન કર, બાપૂ વાપલે જાગીરદાર કે દ્વારા દરબાર મેં પહુંચા હો. ગ્રંથ કી ભાષા આગરે કે આસપાસ કી હૈ. મહારાજ દૌલતરાવ ને, સન્ ૧૮૧૦ મેં, ઉજ્જૈન કે બદલે ગ્વાલિયર કો રાજધાની બનાયા થા. રાજધાની બસને કે અનંતર ૫-૭ વર્ષોં મેં ઉદ્યાન કી નીંવ ડાલી ગઇ. અતઃ અનુ-માનતઃ સન્ ૧૮૧૭ ઔર સન્ ૧૮૨૭ (મહારાજ કા મૃત્યુકાલ) કે બીચ મેં શિવ કવિ ને ઇસ ગ્રંથ કી રચના કી હોગી. કવિ ને અપને સ્વામી કા વર્ણન યોં કિયા હૈ—

કીર્તિ સબ જગ મેં કરત શિવ કો હરત કલેશ; આલીજાહ સુજાન પ્રભુ દૌલતરાવ નરેશ.
તિન શિવ કવિ સોં યોં કહ્યો, કીજૈ 'બાગ-વિલાસ'; જામેં સ્વામી કી રહે, કીર્તિ અમર પ્રકાશ.

પુસ્તક કા વિષય નામ સે હી સ્પષ્ટ હૈ, ઔર વહ હમારે અનુભવી પૂર્વજોં કી ખાસ ધરોહર હૈ. અતઃ કહના ન હોગા કિ ઉસ ધરોહર કો દેખના-ભાલના વ પરખના ઉનકી સંતાન કા મુખ્ય કર્તવ્ય હૈ. ઇસ છોટે-સે ગ્રંથ મેં કિતને ઉપયુક્ત વિષયોં કા સમાવેશ કિયા ગયા હૈ, યહ બાત વિષયસૂચિ સે હી દેખતે બનતી હૈ. દિશાભેદ, નિષેધ, વૃક્ષ, બાગ લગાને કી શુભાશુભ આદિ બાતોં કા વિચાર કેવલ ભારતવર્ષ જૈસે અધ્યાત્મપ્રધાન દેશ મેં હી કિયા જાતા હૈ;

અંગ્રેજી-માધ્યમ સે કૃષિશાસ્ત્ર શીખનેવાલે તો શાયદ ઇન બાતોં કા મજાક ઉડાવેં. દિશાભેદ કે વિષય મેં કવિ ને લિખા હૈ—

જો ઘર કે પૂરબ દિશા, બટ લાવે સુખ પાય; સકલ કામ પૂરણ કરે, દેઇ બિપતિ બહાય.
ઘરતે દક્ષિણ લાઇએ, ઉમરી તો શુભ હોય; પીપર પશ્ચિમ અતિ સુખદ, વર્ણત હૈ કવિ લોય.

**નિષેધવૃક્ષ**

ઘર મેં કબહું ન લાઇએ, રાતે વૃક્ષન કોય; લાવે તાકો ફલ યહી, ઘર કી વૃદ્ધિ ન હોય.
બેરી ફેરિ દાડિમ કહ્યો, ઔર બિજોરા જાન; કંજ, ઢાંક, કચનાર પુનિ, તથા લસોડા માન.
ઘર કે નિકટ ન લાઇએ, વૃક્ષ કંટીલે ઝાર; જો લાવે તો શત્રુતે, ભય ઉપજે નિરધાર.

**બાગ લગાને કા શુભાશુભ**

નિજ ગૃહ તે દક્ષિણ દિશા, અરુ અગ્નેય બખાન; પ્રથમ બાગ નહીં લાઇએ, લાએ દુઃખ કી ખાન.
પશ્ચિમ ઉત્તર પૂર્વ દિશ, કરિયે બાગ બિચાર; સુખ-સંપતિ નિશિ-દિન બઢે, કહત ગ્રંથ નિર્ધાર.

અનંતર કવિ ને ભૂમિ-પરીક્ષા, ભૂમિ-વર્ણન, નિષેધ ભૂમિ, શુભ ભૂમિ કા વર્ણન કરતે હુએ લિખા હૈ:-

નીલી શુક કે પંખ-સી જહં બિલ હોય અપાર; બામી વિષ કડુવી મહી, ત્યાગ કરો નિર્ધાર.
નીલી શુક કે પંખ-સી માખન-સી મૃદુ જાન; સેત શંખ પીત અતિ હોય સમાન પ્રમાન.
જલ નજીક જા ભૂમિ મેં તૃણ અંકુર હરિઆય; તામેં વૃક્ષ લગાઇએ, પરમ સુખદ દર્સાય.

અનંતર સજલ ભૂમિ, નિરસ ભૂમિ ઔર સાધારણ ભૂમિ મેં લગાને કે વૃક્ષોં કે નામ લિખકર વૃક્ષોં કે જન્મવિધિ કે વિષય મેં લિખા હૈ—

તીન ભાંતિ કો જન્મ હૈ, સબ વૃક્ષન કો જાન, વનસ્પતિ ઇકિ દ્રુમ દ્વિતીય, લતા ગુલ્મ ભય માન.

જો વૃક્ષ બીજ સે હોતે હૈં, ઔર જો વૃક્ષ પેડ સે હોતે હૈં, ઉનકે નામ લે કર બીજ બોને કી કઇ વિધિયોં કા વર્ણન કિયા હૈ. યથા—

ઔર સુનો જા ભૂમિ મેં, બીજ ન ઉપજે કોય, તાહિ દૂધ સોં સિંચિયે, યા ઉપાય સોં હોય.
ઘૃત ઔર બાયબિડંગ કી, તાહિ દીજીએ ધૂપ, પાંચ દિવસ યા વિધિ કરે, અંકુર કઢે અનૂપ.
બાગ મેં પ્રથમ જિન વૃક્ષોં કો લગાના આવશ્યક હૈ, ઉનકે વિષય મેં લિખા હૈ—
નીબૂ ચંપા સિરસ પુનિ, મલ્લી કેરિ અશોક, નાગકેસરી પ્રથમ યહ, સુખદ કહત સબ લોગ;

અનંતર અંતર સે લગાને કે વૃક્ષ તથા પૂર્વદિશા કે વૃક્ષ કા વર્ણન કર કે વૃક્ષ સિંચને કી યુક્તિ લિખી હૈ. યથા—

નએ વૃક્ષ લે સિંચિયે, પ્રાત સમય સુખદાન; સર્દી દ્વૈ દિન લૌ રહેં, યહ થાલા પરિમાન;
ઘાસ પાસ નહીં રાખિયે, વૃક્ષ બઢે સુખ પાય, ખાઈ દેય ખુદાય કર, કયારી મેંડ સવાય.
પૌદન કો પાલન કરે, પુત્ર સમાન વિચાર.

અનંતર બિજલી પડે હુએ વૃક્ષ કો ફિર સે હરા કરને કી વિધિ તથા વિભિન્ન વૃક્ષોં કી પોષણ-વિધિયો લિખી હૈં. યથા—

નારંગી બડહર સુનો, ઇનકો યહી વિચાર; સિંચે સૂકર માંસ સે, બાઢે વૃક્ષ અપાર.
લીજૈ પીઠી ઉરદ કી, તામેં નીર મિલાય; સિંચ આંવરે વૃક્ષ કો, બાઢે અતિ સરસાય.
ઘૃત, પય, પાની મિલય કરિ, સિંચે વૃક્ષ અનાર; બહુત ફલે ફૈલે અમિત, સમયા હોય અપાર.
બીટ લીજિએ મુર્ગ કી, ઔ મછલી કો માંસ; સિંચિય જલ મેં ઘોરિકૈ, ફલે વૃક્ષ અનયાસ.
તિલ, મુલહેટી સહિત પુનિ, મૃગમદ નીર મિલાય; બેરિ સિંચિયે મધુર ફલ, અતિ સુગંધ સરસાય.

ઇસ પ્રકાર અનેક પ્રકાર કે વૃક્ષોં કે પોષણ કી વિભિન્ન રીતિયોં બતલાઇ હૈં. વૃક્ષોં કે મહાસુગંધિત ફૂલને, સભી બેલિયોં કો ધૂપને ઔર સિંચને, સભી વૃક્ષોં કો એક હી પ્રકાર સે સિચને, સબ વૃક્ષોં કા એક હી ઉપચાર, પૌદોં કી વિધિ, વૃક્ષોં કે નીરોગ હોને કી વિધિ આદિ કા વર્ણન કિયા હૈ. બારહોં માસ ફલ લગને કે વિષય મેં કવિ ને લિખા હૈ—

લીજિય મૂલ અંકોલ કી, તાકો કવાથ કરાય; તામૈ પુનિ મધુ ઘૃત સુખદ, સરસોં સરસ પિસાય.
ચર્બી સૂકર હિરણ કી, યે સબ દેય મિલાય; ફલે બારહોં માસ ફલ જો સિંચે યહિ માય.

વૃક્ષ ટેઢા હો કર પત્તે પીલે પડેં યા જડ મેં કીડે પડેં, ઉસકા ઉપાય તથા વિના સમય ફૂલના, સૂખે વૃક્ષ કા હરા હો જાના, ફલોં મેં ગુઠલી ન પડના, ફલ મેં અનેક પ્રકાર કે સ્વાદ હોના, ફલ હમેશા હરે રહના, પકે ફલ બહુત દિન રહના, આમ મેં દ્રાક્ષ કા-સા સ્વાદ, બેરી કી બેલ ચલના, પૈબંદી આદિ અનેક વૈજ્ઞાનિક શુભ શિવ કવિ ને અપને ગ્રંથ મેં બતાએ હૈં, જિનકા પ્રયોગ કર કે હમેં લાભ ઉઠાના ચાહિયે. અમેરિકા-જૈસે કૃષિપ્રધાન દેશોં કે વિદ્યાલયોં મેં તો પકે ફલ બહુત દિન રહને, ફલ હરે રહને આદિ વિષયોં કા ખાસ તૌર સે અધ્યયન કરાયા જાતા હૈ; પર હમારે શિવ કવિજી ને ઐસે કઇ સુગમ ઉપાય બતા કર સાગર કો ગાગર મેં ભર દિયા હૈ. સબસે અપૂર્વ બાત હૈ વૃક્ષોં કે કફ-વાત-પિત્ત રોગોં કે લક્ષણ ઔર ઉપાય કા વર્ણન. સ્વનામધન્ય આચાર્ય જગદીશચંદ્ર વસુ મહોદય તો ભારતીય વૃક્ષ-જીવવાદ કો અપને અપૂર્વ અન્વેષણોં દ્વારા, પ્રત્યક્ષરૂપ મેં, સંસાર કે સમ્મુખ ઉપસ્થિત કર હી ચૂકે હૈં; પર સૌ સવા સૌ વર્ષ પૂર્વ શિવ કવિજી કા તત્સંબંધી વિવેચન કરના અવશ્ય હી કુતૂહલાસ્પદ હૈ. બાગ કે હી સાથ ખેતી કી ખાસ-ખાસ બાતેં-કહાં પર કુઆં ખોદને સે પાની નિકલેગા, બાગ મેં તાલાબ બના કર ઉસમેં મછલિયાં રખને કે લિયે મચ્છાલયોં કા વર્ણન-આદિ સૈંકડોં અન્ય ઉપયુક્ત વિષયોં કા ભી ગ્રંથ મેં સમાવેશ કિયા ગયા હૈ. ઇસ પુસ્તક મેં વર્ણિત ઉપાયોં કે લિયે પ્રયોગશાલાએં ખોલના ઔર અનુભવ પ્રકાશિત કરના આવશ્યક હૈ. માલવા તથા તવરધાર-જિલે કે કુછ ગ્રામોં મેં દરયાફ્ત કરને પર હમને ગ્રંથ કે કઈ નુસ્ખે સહી પાએ. આજ ભી ગ્રામીણ જનતા ઉન્હેં ઉપયોગ મેં લાતી હૈ. અતઃ ગ્રંથ કી ઉપયોગિતા કે દેખતે હુએ ઇસકા શિક્ષા-વિભાગ મેં પઢાયા જાના આવશ્યક પ્રતીત હોતા હૈ. અસ્તુ.

વૃક્ષ કે નિદાન-ચિકિત્સા કે વિષય મેં લિખા ગયા હૈ—

જો મનુષ્ય કે રોગ હૈં, તે વૃક્ષન કે જાન; અરુ સબ કફ-પિત્ત-વાયુ કી, પ્રકૃતિ ત્રિબિધ પહચાન.
શાખા દલ જા વૃક્ષ કે, ચિકને ઉજ્જ્વલ ફૂલ; ગોલ હોય લપટે લતા, જાનો કફ કો મૂલ.
ધૂપ સહે ના પીત હો, ડાર પાત ગિર જાય; અરિન ફલે ફલ પકે કૃશ, પિત્ત પ્રકૃતિ યહ ભાય.
સૂખો દીરઘ પાતરો, રુખો નીંદન હોય, જોરૂ નહીં ફલ ના લગે, વાયુ પ્રકૃતિ હૈ સોય.

ઔષધિ-ઉપાય કે વિષય મેં લિખા હૈ—

ઘૃત અમલી અરુ લોન સોં, જો સિંચે સુખદાન; દૂર કરે કફ-દોષ કો, કહત ગ્રંથ પરમાન.
બાકસ કડૂ કસાય જો, તિનકો કાઢો કાઢિ; સિંચે યા વિધિ વૃક્ષ કો, નસે પિત્ત કી બાઢી.

અનંતર હરે, નીલે, લાલ રંગ કી કપાસ પૈદા કરને કી યુક્તિ બતા કર વિના સમય ફૂલ પૈદા કરને કી યુક્તિ બતાઈ હૈ—

ગાંડે કે રસ મેં મિલે, પીસ બિલાઇકંદ; જિહિ ।સચે ફૂલ કે, અસમય કરે અનંદ.

વૃક્ષ કે અસમય ફલને ઔર ફલ મેં ગુઠલી ન પડને કે વિષય મેં લિખા હૈ—

સિલખલ ગોબર ગાય કો, સરસોં બાયબિડંગ; ગાડે કે રસ મેં સનૈ, પીસ કરો ઇક સંગ.
સબ વૃક્ષન કે મૂલ કો, તાકો સિંચ સુજાન; અસમય ફલ લાગૈ તબૈ, અતિ સુગંધ કી ખાન.
મુંહલેટી મિશ્રી બહુરિ મહુઆ કૂટી બખાન; ઇનમેં ગોલા બાંધિ કે જર મેં ધરે સુજાન.
તાકે ઉપર લાઇએ, વૃક્ષ પરમ સુખ બાસ; બહુત ફલૈ સુખ અતિ બઢે, ગુઠલી બઢે ન તાસ.

ફલ હરે રહને કે વિષય મેં કવિ ને કઈ યુક્તિયોં બતલાઇ હૈં. એક યુક્તિ યહ હૈ—

અકરા મારો તુરત કો, તા કાંધે કો ચર્મ; વૃક્ષ શાખ મેં બાંધિએ, ફલ ન પકે યહ મર્મ.

પકે ફલ બહુત દિન રહને કી વિધિ—

મધુ બિડંગ અરુ દૂધ કો, લેપ કરે તિહિ કાલ; દર્ભ ખાલ લે વૃક્ષ કી, શાખા બાંધો હાલ.
સિંચે જલ અરુ દૂધ સોં, તો ઐસી વિધિ હોય; વાકે ફલ બહુ દિન રહેં, મહિ મેં પરે ન કોય.

જલ્દી વૃક્ષ હોને, વૃક્ષ અધિક ફલને, જલ્દી ફલ લગને આદિ કે સાથ હી ખેત મેં શુભાશુભ વૃક્ષ લગાને કી વિધિ બતાઇ હૈ—

બટ લગાઇએ ખેત મેં, જૌ કી વૃદ્ધિ હોય; મહુઆ તે ગેહૂ બઢે, યહ જાનો સબ કોય.

ઉરદ વૃદ્ધિ જામુન કરે, સિરસ મૂંગ સરસાય; છેકુર બૈર લગાઈએ, ઇન સોં પડે અકાલ.
અર્જુન જલ બરસાઇ કે કરે પ્રજા પ્રતિપાલ.

અનંતર નીબૂ, અનાર, સીતાફલ, અંગૂર કે સિંચને કા સમય બતા કર ગુલાબ કે વિષય મેં લિખા હૈ—

જલ દે અશ્વિન માસ મેં, પુનિ સુનિ લેઉ જવાબ; પૂસ-માસ મેં કલમ કર, સિંચો સરસ ગુલાબ.
આવે કલી ગુલાબ મેં, તબ વો સુનો વિધાન; કૃષ્ણ-પક્ષ ભરિ માઘ મેં, નીર ન દીજૈ જાન.

પ્રસિદ્ધ અમેરિકન વનસ્પતિ-શાસ્ત્રજ્ઞ શ્રીયુત બુરબંક મહાશય કી તરહ હમારે શિવ મહાકવિ ને ભી પૈબંદી કી અનેક યુક્તિયેં બતાઈ હૈં. પૈબંદી કા સમય, ઉસકી યુક્તિયેં ઔર એક હી જિગર કે વિભિન્ન વૃક્ષોં કા બડા અનૂઠા વર્ણન કિયા હૈ. યથા—

બટ, ઉમર, સહતૂત પુનિ, સુનિ લીજૈ અંજીર; જિગર એક ઇન ચાર કો, કહત સબૈ મતિધીર.
એક વૃક્ષ ઇન ચાર કો, પૈબંદ કરિકે હોય, મનમાને દ્વૈ-તીન કરિ, કહત સયાને લોય.

કંઈ પૈબંદી ફૂલ-જાતિ કે ભી નામ બતલાએ હૈં. અનંતર કવિજી ને કૂપ-પરીક્ષા કી કઇ યુક્તિયેં બતલાઇ હૈં. યથા—

જો કહુ નિર્જલ ભૂમિ મેં, ઉપજે દેખે બેત; તાકે પશ્ચિમ ખોદિએ, ડેઢ પુરુષ જલ દેત;
પીલી માટી કઢે જહં, પીલે મેંડક હોય; આધ પુરુષ પર જલ કઢે, યહ નિશ્ચય કર લોય. ૪૦

**કૂપ-ખનન કી દિશા**

કૂપ કરે નૈઋત્ય તો બાલક બચે ન કોય; × × × × ×
કૂપ ગાંવ કી અગ્નિ દિશિ, ખોદૈ તો યહ જાન; દુઃખ પાયે અરુ ગાવ કો, અતિ ભય હોય નિદાન.

કવિ ને વૃક્ષોં વ ફૂલોં કી જાતિ કે વિષય મેં ભી બડા વિસ્તૃત વર્ણન કિયા હૈ. વાટિકા-વિધાન કે વિષય મેં ભી કઇ અનૂઠી બાતેં વૈજ્ઞાનિક ઢંગ સે લિખી હૈં. બાગ કે મધ્ય મેં તાલાબ, તાલાબ કે બીચ મેં મહલ, ઉસકે આસપાસ બકુલ ઔર સરૂ વૃક્ષ, રંગ-બિરંગે મચ્છ, અનેક ભાંતિ કે પક્ષી આદિ કા સંગ્રહ કરને કી સૂચના કી હૈ. અંત મેં શિવ કવિજી ને લિખા હૈ—

'દૌલતબાગ-વિલાસ' કો, પઢૈ સુનૈ ચિત્ત લાય, સો નર બાગ-વિચાર મેં, અતિ પ્રબીન દરસાય.

'દૌલતબાગ-વિલાસ' કા વર્ણન યહીં પર સમાપ્ત હોતા હૈ.

ઉક્ત ગ્રંથ ઉપલબ્ધ હો જાને પર હમેં, અપને સંશોધન મેં, ઇસી વિષય કે દો ઔર અપ્રકાશિત સંસ્કૃત-ગ્રંથ ઉપલબ્ધ હુએ હૈં. એક કા નામ હૈ-'વૃક્ષદોહ.' ઇસકી બહુત સી બાતેં 'બાગ-વિલાસ' સે મિલતી-જુલતી હૈં. કુછ બાતેં 'વૃક્ષદોહ' મેં અધિક હૈં, કુછ 'દૌલત-બાગ વિલાસ' મેં. દૂસરે ગ્રંથ કા નામ હૈ 'ઉપવન-વિનોદ' જો હાલ હી મરાઠી મેં પ્રકાશિત હો ચૂકા હૈ. ઇસ ગ્રંથ મેં ભી બડે અનૂઠે પ્રયોગોં કા વર્ણન કિયા ગયા હૈ. ભારતવર્ષ કૃષિ-પ્રધાન દેશ હૈ. અતઃ જૈસા કિ ઉપર કહા જા ચૂકા હૈ, હમારી પૂર્વપરંપરા કો બતલાનેવાલે ઐસે ગ્રંથોં કા જિતના ભી અધિક પ્રચાર હો, ઉતના હી અચ્છા હૈ.

અંત મેં એક બાત કા ઉલ્લેખ કર દેના આવશ્યક હૈ. ઉક્ત 'બાગ-વિલાસ'-ગ્રંથ હમેં, ગ્વાલિયર-નરેશ કૈલાસવાસી મહારાજ માધવરાવ શિંદે કે નિકટ સહવાસ મેં રહને કા સૌભાગ્ય પ્રાપ્ત હોને કે સમય, મહારાજ કી કૃપા સે હી, ઉપલબ્ધ હુઆ થા. વહ કભી કા પ્રકાશિત હો ગયા હોતા; પર હમારે દુર્ભાગ્ય સે ઉસકી મૂલ-પ્રતિ કો, ઉસકી પ્રતિલિપિ-સહિત, એક વિમલ-કાંતિ મુખોપાધ્યાય-નામક બંગાલી નવયુવક-જો હમારે પાસ લેખન ઔર સંપાદન-કાર્ય સીખતા થા—અન્યાન્ય અમૂલ્ય ઐતિહાસિક સામગ્રી-સમેત હમારે સંગ્રહ સે ચૂરા કર કલકત્તે ચલા ગયા; કિંતુ અબ ઉક્ત ગ્રંથ શીઘ્ર હી પ્રકાશિત હો જાયગા.

(માર્ગશીર્ષ-૧૯૮૫ના "માધુરી" માં લેખક:-શ્રી. ભાસ્કર રામચંદ્ર ભાલેરાવ)

**નોંધ:**—આ લેખમાં જે હિંસાત્મક તામસી ઉપાયો આવે છે, તે સાત્વિકજનો માટે તો અનુચિતજ છે.

**ભિક્ષુ-અખંડાનંદ**

# ૧૮૦–साहित्यसेवा विषे जाणवा जेवा विचारो

## સાહિત્ય એ સાધન છે, સાધ્ય નથી.

હું સાહિત્યસેવી નથી, સાહિત્યોપાસક પણ નથી, સાહિત્યપ્રેમી જરૂર છું. મેં સાહિત્યનો આસ્વાદ લીધો છે, એની અસર મારાપર થઇ છે. મેં જોયું છે કે, સાહિત્ય બુદ્ધિને પ્રગલ્ભ કરે છે, લાગણીઓને સૂક્ષ્મ બનાવે છે, અનુભવને પીંજીને વિશદ કરે છે, ધર્મબુદ્ધિને જાગ્રત કરે છે, હૃદયની વેદના વ્યક્ત કરે છે, સમભાવ કેળવે છે અને આનંદને સ્થાયી કરે છે. એટલે સાહિત્યપ્રત્યે મારા મનમાં આદર છે; પણ મેં મારી નિષ્ઠા સાહિત્યને અર્પણ કરી નથી, સાહિત્યને હું મારી ઇષ્ટદેવતા ગણતો નથી. સાહિત્યને સાધનતરીકેજ સ્વીકારૂં છું; અને એ સાધનતરીકેજ રહે એમ—મને માફ કરશો તો કહું કે—ઇચ્છું પણ છું. તુલસીદાસના મનમાં હનુમાનપ્રત્યે આદર હતો, પણ એની નિષ્ઠા તો શ્રીરામચંદ્ર પ્રત્યેજ હતી. તેવી રીતે આપણી ઉપાસના જીવનનીજ હોય. સાહિત્ય એ જીવનરૂપી પ્રભુની સેવા કરનાર અનન્યનિષ્ઠ ભક્તને ઠેકાણે શોભે. છતાં એ જ્યારે પોતાનીજ ઉપાસના શરૂ કરે છે, ત્યારે એ પોતાનો ધર્મ ભૂલી જાય છે. માણસ પોતાનાજ સુખનો વિચાર કરે, પોતાનીજ સગવડો શોધવા પાછળ પોતાની બુદ્ધિ ખર્ચી નાખે અને પોતાના આનંદમાંજ પોતે રમમાણ થાય; ત્યારે જેમ તેનો જીવનવિકાસ અટકે છે અને તેનામાં વિકૃતિ પેદા થાય છે, તેવી રીતે સાહિત્યનું પણ છે. સાહિત્યને ખાતર સાહિત્ય જ્યારે પેદા થાય છે, એટલે કે લોકો જ્યારે સાહિત્યની કેવળ સાહિત્યતરીકેજ ઉપાસના કરે છે, ત્યારે શરૂઆતમાં તો એ બધું રૂપાળું થાય છે–વધારે આકર્ષક થાય છે. એની જૂની પુણ્યાઇ ખૂટે નહિ ત્યાંસુધી એનો ભારે વિકાસ થતો હોય એમ પણ લાગે, પણ એ નિઃસત્વ થતું જાય છે. સાહિત્યને એનું પોષણ સાહિત્યમાંથી નહિ પણ જીવનમાંથી, માણસના પુરુષાર્થમાંથી મળવું જોઇએ. સાહિત્યમાંથીજ પોષણ મેળવનાર સાહિત્ય કૃત્રિમ છે, તે આપણને આગળ ન લઇ જઇ શકે.

## સાહિત્ય એટલે શું ?

એવા કંઇક સંકુચિત અથવા આકરા–વિચારો ધરાવતો હોવાથી કેવળ સાહિત્યના ઉપાસકોથી હું ડરૂં છું. તેમનો દેવ જૂદો છે, મારો દેવ જૂદો છે; પણ સાહિત્યોપાસક બહુ ઉદાર છે. હું સાહિત્યોપાસક નથી, છતાં તેઓ સ્વીકારે છે. 'अविधिपूर्वकम्' ભલે હોય, પણ હું સાહિત્યનીજ ઉપાસના કરૂં છું, કેમકે હું 'શ્રદ્ધયાન્વિત' છું એટલેજ સાહિત્ય વિષેના મારા કેટલાક વિચારો આપની સમક્ષ રજુ કરવાની ધૃષ્ટતા કરૂં છું. આપ સૌની ઉદારતાપર મારો વિશ્વાસ છે.

માણસના વિચારો, ભાવનાઓ, લાગણીઓ અથવા લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત કરવાની શક્તિ જે વસ્તુમાં છે તે સાહિત્ય, એ મારા પૂરતી સાહિત્યની વ્યાખ્યા છે. તાર્કિકો એક ક્ષણમાં એને પીંખી શકે એમ છે, એ હું જાણું છું, પણ અપૂર્ણ માણસે કરેલી વ્યાખ્યાઓ અપૂર્ણ હોય તો એમાં નવાઇ શી ? જેનામાં લાગણીઓપર અનાયાસે અસર પાડવાની શક્તિ છે તે સાહિત્ય. ચેપીપણું સાહિત્યનો પ્રધાન ગુણ છે.

## સાહિત્યની શુદ્ધિ

એ અસર સારી પણ હોય અને નઠારી પણ હોય. લાગણીઓ એ મનુષ્યજીવનનું લગભગ સર્વસ્વ હોવાથી એમના પર જે વસ્તુની અસર થાય છે તે વસ્તુ તરફ આપણે બેદરકાર રહે પાલવે એમ નથી. હવા, પાણી, ખોરાક વગેરે શુદ્ધ રાખવાનો આપણે જેમ આગ્રહ રાખીએ છીએ અથવા રાખવો જોઇએ તેમ, અને તેથીયે વધારે સાહિત્યની શુદ્ધિ વિષે આપણો આગ્રહ હોવો જોઇએ. શિયળની જેમ જ્યાં સાહિત્યને સચવાય છે ત્યાં જીવન પવિત્ર, પ્રસન્ન અને પુરુષાર્થી થવાનુંજ. ઉચ્ચારશુદ્ધિ, જોડણીની શુદ્ધિ, વ્યાકરણશુદ્ધિ વગેરે પ્રાથમિક વસ્તુથી માંડીને સાહિત્યના એક એક અંગ–પ્રત્યંગમાં શુદ્ધિનો આગ્રહ હોવો જોઇએ, માત્ર એમાં કૃત્રિમતા ન આવે, વરણાગીપણું ન આવે, દંભ ન આવે, કર્મકાંડ ન આવે.

નિર્વ્યાજ, મુગ્ધતા એ શુદ્ધિનું એક પાસું છે અને સંસ્કારિતા એ બીજું પાસું છે. બંને રીતે શુદ્ધિ જળવાય, પણ જો આપણે શિથિલતાનાજ હિમાયતી થઈ જઈશું અને જો દરેક જાતની વિકૃતિને પણ દરગુજર કરવા આપણે તૈયાર થઇ જઈશું; જો સામાજિક જીવનમાં સદાચારનો તેમજ સાહિત્યમાં શુદ્ધિનો જે કોઇ થોડો પણ આગ્રહ રાખે તેની સામે કકળાણ મચાવીને એને ઠેકાણે પાડવાનો પ્રયત્ન કરીશું; તો તેથી સમાજનું પારાવાર નુકસાન થવાનું છે. સામાજિક જીવનમાં શું કે સાહિત્યમાં શું, શુદ્ધિ જાળવવાની જવાબદારી વિશિષ્ટ–શ્રેષ્ઠ વર્ગનીજ હોય છે. પોલિસોદ્વારા કે કૉર્ટોદ્વારા સામાજિક સદાચારનો સર્વોચ્ચ આદર્શ ટકાવવાનો નથી, તેમ સાહિત્યનું પણ છે. સમાજના સ્વાભાવિક આગેવાનો જ્યારે શિથિલ થાય છે, ભીરુ થાય છે અથવા ઉદાસીન થાય છે, ત્યારે સમાજને બચાવનાર કોઇ પણ શક્તિ રહેતી નથી.

એ ખરૂં છે કે, સાહિત્યની પ્રવૃત્તિ હંમેશાં સમાજસેવાને અંગેજ થાય છે, એમ નથી. માનસિક આનંદ, સમાધાન, મુંઝવણ અથવા વ્યથા પ્રગટ કરવાની, શબ્દબદ્ધ કરવાની, માણસમાં જે સહજ વૃત્તિ છે, તેમાંથી સાહિત્યનો ઉદ્ગમ છે. સંગીતની પેઠે સાહિત્યનો આનંદ પણ માણસ એકલો એકલો લઇ શકે છે; છતાં વાગ્વ્યાપાર એ સામાજિક જીવનને અંગે છે. સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્ગારને બીજામાં સંક્રાંત કરવાની ઇચ્છાથી થાય છે, તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે, એમ કહી શકાય. જીવનની બધીજ સારી વસ્તુની માફક સાહિત્ય આત્મનેપદી પણ છે અને પરસ્મૈપદી પણ છે. માણસના સર્વોચ્ચ સદ્ગુણો એના સામાજિક જીવનમાંથી ઉદ્ભવે છે. અન્યનિરપેક્ષ મોક્ષેચ્છા પણ આત્મૌપમ્ય માટેજ છે; એટલે કે એનાં શરૂઆત અને અંત સામાજિક જીવનની કૃતાર્થતા સાથેજ છે. સાહિત્યવિષે પણ એમજ કહી શકાય. ગાયન સાથે જેમ તંબુરાનો ધ્વનિ તાન પૂર્યાજ કરે છે, તેમ સાહિત્યના વિસ્તારમાં પ્રજાહિત પ્રજાકલ્યાણનો સૂર કાયમ રહેવો જોઇએ. જે કંઇ એનાથી વિસંવાદી હોય તે સંગીત નથી; પણ કોલાહલ છે. તે સાહિત્ય નથી, પણ માનસિક ઝેર છે.

## સાહિત્યનું વ્યક્તિત્વ

એક વાર હિંદુસ્થાનના ઐતિહાસિક પુરુષોની યાદીમાં મેં ભગવદ્ગીતાનું નામ પણ ઉમેર્યું હતું. જેના વ્યક્તિત્વની છાપ સમાજ ઉપર જૂદે જૂદે વખતે જૂદી જૂદી રીતે પડે છે અને તેથી જેના જીવંતપણાનો અનુભવ હમેશાં થાય છે તે વ્યક્તિ અથવા પુરુષ; એવી વ્યાખ્યા કરીએ તો ભગવદ્ગીતાને રાષ્ટ્રપુરુષ કહેવામાં ઔચિત્યનો ભંગ નથી, એમ માની શકાય સાહિત્યવિષે પણ એમજ છે. સાહિત્ય એક યા બીજી રીતે સામર્થ્ય પ્રકટ કરનાર વ્યક્તિનું હૃદયસર્વસ્વ હોવાથી વ્યક્તિની અસર જેવી એની પણ અસર હોય છે. પ્રભુ, મિત્ર અથવા કાન્તા સાથે સાહિત્યને સરખાવનાર સાહિત્યાચાર્યે એજ વસ્તુ જૂદી રીતે કહી છે. પ્રભુને ઠેકાણે આપણે આજે 'ગુરુ' શબ્દ વધારે પસંદ કરીએ. ગુરુ, મિત્ર અને જીવનસહચરી–ત્રણે સંબંધ પવિત્ર છે, ઉદાત્ત છે. સાહિત્યનું બિરદ એવુંજ હોવું જોઇએ.

સામાજિક વ્યવહારમાં આપણે ગમે તે માણસને ઘરમાં પેસવા નથી દેતા. ચોર, શઠ, પીશુન, ભુજંગની કોટિના લોકોને આપણે ઉમરાની અંદર પગ મૂકવા નથી દેતા. સાહિત્ય ઉપર પણ આપણી એવી ચોકી હોવી જોઇએ; અને તે આપણી પોતાનીજ હોવી જોઇએ. અપવિત્ર માણસ ગમે તેટલો વિવેકી હોય તોપણ જેમ આપણાં છોકરાં જોડે આપણે તેને છૂટથી ભળવા નથી દેતા, તેમજ પાપાચરણને ઉત્તેજન આપનારા સાહિત્યને પણ આપણે આપણા ઘરમાં પેસવા ન દેવું જોઇએ; અને ઘરબહારના વ્યવહારમાં જ્યાં બધી જાતના લોકો જોડે સંબંધ પડે છે, ત્યાં ભલાબૂરાને પારખવાની કળા જેમ આપણે આપણાં બાળકોને અર્પણ કરીએ છીએ અને અતિ પ્રસંગી માણસને દૂર રાખવાનું શીખવીએ છીએ, તેમ સાહિત્યમાં પણ દુષ્ટ સાહિત્યના હાવભાવમાં ન ફસાતા તેને દૂર રાખવાનું બાળકોને શીખવવું જોઇએ.

## આજનો પવન

પણ આજનો પવન એ જાતનો નથી એ હું જાણું છું. શિષ્ટાચારની જૂની વાડો તોડવા–

નોજ પ્રયત્ન આપણે કરતા આવ્યા છીએ. એને ઠેકાણે નવા આદર્શની નવી મર્યાદાઓ તૈયાર કરવાનું આપણને સૂઝયું નથી. કૃત્રિમ કે યાંત્રિક વાડોની હિમાયત હું પણ નથી કરતો, પણ સમાજહૃદયમાં કાંઇક આદર્શ તો હોવોજ જોઇએ; અને એ આદર્શ જાળવવાનો આગ્રહ રાખનાર સમાજધુરીણો પણ જોઇએ છે. તેઓ જો પોતાનું આ સ્વભાવસિદ્ધ કર્મ છોડી દે તો સંસ્કૃતિ શી રીતે ટકે? સંસ્કૃતિ એ સગડીના દેવતાની પેઠે પવન ચાલે ત્યાંસુધીજ ટકનારી વસ્તુ છે. પુરુષાર્થ અને જાગૃતિની ચોકી-વગર એકે સંસ્કૃતિ ટકી નથી. સંસ્કૃતિને કુદરત ઉપર નજ છોડી શકાય; પણ આજે તો આપણે સામાજિક અરાજકજ જાણે પસંદ કરતા હોઇએ એમ લાગે છે. જૂની વ્યવસ્થા ટકી નજ શકે એ દેખીતી વાત છે, ન ટકવી જોઇએ; પણ જૂનીને ઠેકાણે નવી વ્યવસ્થા રચવા જેટલું પ્રાણબળ પણ આપણા સમાજમાં હોવું જોઇએ.

### કેવો અંકુશ

કાયદાના અંકુશની વાતો હું નથી કરતો. સાહિત્ય ઉપર કાયદાનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઇએ એમજ હું માનું છું. સદાચારની સર્વોચ્ચ કોટિનો વિચાર કરીને કાયદો ચાલતો નથી. કાયદાની આંખો સ્થૂળ હોય છે, જડ હોય છે અને એના ઉપાયો અસંસ્કારી હોય છે. સાહિત્ય ઉપર અંકુશ હોવો જોઇએ લોકમતનો. લોકમતનો એટલે સંસ્કારી, ઉદાર, ચારિત્રવત્સલ સમાજધુરીણોનો. આવું કશું કરવાને આજનો સમાજ તૈયાર નથી એ હું નથી જાણતો એમ નથી; પણ સમાજ એથી પોતાનુંજ નુકસાન કરે છે, એમ કહ્યા વગર છૂટકો નથી. **नैको मुनिर्यस्य वचः प्रमाणम्।** એ દલીલ તળે આપણે તમામ મર્યાદાઓનો છેદ તો ઉડાડવો નથી ને?

સાહિત્ય એ કળાનોજ એક વિભાગ છે. એટલે કળાના નિયમો એને પણ લાગુ પાડીએ છીએ. કળા માટેજ કળા છે, કળા બાહ્ય કોઈ વસ્તુનો અંકુશ સ્વીકારે નહિ, એમ કહેનારા કેવળ કળાવાદીઓ નીતિના અંકુશની હમેશાં ઠેકડી કરતા આવ્યા છે. **'स्वात्मनी एव समाप्त महिमा'** એવી એ કેવળ કળા જોતજોતામાં નિરર્ગલ સ્વાર્થી બની જાય છે. અને સ્વાર્થ સાથે સત્ત્વ ક્યારે ટક્યું છે? 'આર્ટ ફૉર આર્ટસ સેઇક' ની પરિણતિ "આર્ટ ફૉર આર્ટિસ્ટ્સ સેઇક" માં છે.

### કળા અને સાહિત્ય

કળાએ નીતિનો અંકુશ સ્વીકારવોજ જોઇએ એવો મારો આગ્રહ નથી; પણ એનું કારણ જૂદું છે. સાહિત્ય પાસે પોતાનું ગાંભીર્ય, પ્રસન્નતા અને પવિત્રતા કેમ ન હોય? વિનોદ એ કંઇ આ ત્રણેનો વિરોધી નથી. ઉલટું વિનોદ આ ત્રણેને ઉચ્ચ કોટિએ પહોચાડી બતાવી શકે છે.

સાહિત્ય જો સ્વધર્મ પાળે તો એને નીતિનો અંકુશ સ્વીકારવો ન પડે. સાહિત્ય જ્યારે હીન અભિરુચિ અને કલાશત્રુ વિલાસિતાના પીઠામાં જઇને પડે છે, ત્યારેજ નીતિને લાચારીથી એને ત્યાંથી ઉઠાડી ઘેર આણવી પડે છે. સદાચારી અને સ્વયંશાસિત નાગરિકોને નગરરક્ષકોથી બ્હીવાનું કારણ રહેતુંજ નથી.

પણ કળા અને સાહિત્ય એકજ વસ્તુ નથી. સુંદરતા એ સાહિત્યનું ભૂષણ છે, પણ સાહિત્યનું સર્વસ્વ નથી. સાહિત્યનું સર્વસ્વ–સાહિત્યનો પ્રાણ એ ઓજસ્વિતા છે, વિક્રમશીલતા છે, સત્ત્વવૃદ્ધિ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પૌરુષ વધારવામાંજ સાહિત્યની ઉન્નતિ રહેલી છે.

શું વિષયસેવન સમાજમાં એટલું ક્ષીણ થઇ ગયું છે કે વિલાસપ્રેરક સાહિત્યદ્વારા તેને ઉત્તેજન આપવાની જરૂર હોય? સમાજની જેમ સાહિત્યને પણ દેહધારીના નિયમોને વશ થઇને ઉચ્ચાવચ સ્થિતિઓ ભોગવવી પડે છે. જ્યારે સમાજનો સંપૂર્ણ ઉત્કર્ષ થઇ ચૂક્યો હોય, તેને અંગે આવતી સમૃદ્ધિનો પણ થાક ચઢયો હોય, તે વખતે ભલે સમાજ વિલાસિતામાં ડૂબી સર્વસ્વ ખોવા તૈયાર થઇ જાય; પણ જ્યારે પતિત સમાજ માણસજાતિ ઉપર આવતી બધીજ આપત્તિઓનું દુર્દૈવી સંગ્રહસ્થાન બન્યો હોય, કરોડો ભૂખે નહિ તો નિરાશાથી પીડાતાં હોય, પુરુષાર્થની જ્યાં ત્યાં ઓટજ દેખાતી હોય અને અજ્ઞાન ચોમાસાની કાળી રાત જેવું ચોમેર ફેલાયું હોય, એવે વખતે તો હૃદયની દુર્બળતા વધારનાર, નામર્દ વાસનાઓને રૂપાળી કરી બતાવનાર અને અનેક હીન વૃત્તિઓનો બચાવ કરનાર હત્યારૂં સાહિત્ય પેદા ન કરીએ. ચઢતા પહેલાંજ પડવાની તૈયારી કેવી?

સિંહાસનબત્રીસી અને મડા પચીસીના વાતાવરણમાંથી આપણે માંડ ઉગર્યા છીએ તો એજ વાતાવરણની સુધરેલી અને ઠાવકી આવૃત્તિઓ કાઢીને શું આપણે ચઢી શકવાના હતા? દુર્ગુણનું કલેવર રૂપાળું હોય, તેનો પોષાક પ્રતિષ્ઠિત હોય, એટલા પરથી તે ઓછો મારક નથી થતો, બલ્કે વધારેજ થાય છે.

**આધુનિક સાહિત્યની કૃપણતા**

આપણી સમાજવ્યવસ્થાની સુંદરતા ગમે તેટલી વર્ણવીએ, પણ આજે તેમાં એક ખામી તો સ્પષ્ટ દેખાય છે. એક જમાનામાં આપણે બધું સંસ્કૃતમાંજ લખતા, તેથી આપણા પ્રૌઢ અને લલિત વિચારો સામાન્ય સમાજને દુષ્પ્રાપ્ય થયા હતા; પણ તે વખતે સંતકવિઓ અને કથાકીર્તનકારો એ બધો કિંમતી માલ પોતાના ગજા પ્રમાણે સ્વભાષાની પુટકર દુકાનોમાં સસ્તે ભાવે વેચતા. મોગલ સમયમાં ઉર્દુની પ્રતિષ્ઠા વધી અને આરબી, ફારસી ભાષાઓમાંથી કવિઓને પ્રેરણા મળવા લાગી. અંગ્રેજી જમાનો શરૂ થયો અને આપણો બધો માનસિક ખોરાક અંગ્રેજીમાંથી આપણને લેવાની ટેવ પડી. એની સારી-માઠી અસર આપણી મનોરચના પર પડી છે; સાહિત્ય ઉપર તો પડીજ છે. આજકાલનાં આપણાં છાપાં અને માસિકો નવા જમાનાના વિચારો છૂટક ભાવે વેચવાનું કામ કરવા લાગ્યાં છે; પણ આ ત્રણે યુગમાં ગરીબવર્ગને માટે, ખેડુતો અને મજૂરોને માટે, સ્ત્રીઓ માટે અને બાળકો માટે વિશેષ પ્રયાસ થયો નથી. અશિક્ષિત સમાજમાં પણ સામાજિક પ્રાણ કેટલુંક સાહિત્ય પેદા કરે છે. આપણા સંસ્કારી દેશમાં સાધુસંતોની કૃપાથી તેમાં અમુક ઉમેરો થયો તેથી આશ્ચર્ય પામવાનું કારણ નથી; પણ આપણે મુખ્યત્વે મધ્યમવર્ગનોજ હમેશ વિચાર કરતા આવ્યા છીએ. ગરીબ લોકોનું જીવન શાંતિમય, આશામય અને સંસ્કારમય કરવાની ધાર્મિક ફરજ આપણી છે, એ આપણે ભૂલ્યા છીએ. ધૂમકેતુ કે દ્વિરેફ જેવા લેખકોની મુઠ્ઠી બે મુઠ્ઠી વાર્તાઓ છોડી દઇએ તો આપણી વાર્તાઓ અને નવલકથાઓમાં ગરીબોના કરુણ કાવ્યમય જીવનનો વિચાર સરખો નથી હોતો. પુરાણકારોએ જેમ અમૃત, અપ્સરા અને અદેખાઇવાળું સ્વર્ગ કલ્પ્યું, તેમ આજના નવલકથાકારો વકીલ, બૅરિસ્ટર થયેલો, વિલાયત જઇ આવેલો અથવા મૃત્યુપત્રથી જેને ખૂબ પૈસા મળ્યા છે એવો કોઇ નવરો માણસ કલ્પે છે; અને એના આત્મનિસંતુષ્ટ એવા નિરર્થક જીવનનો વિસ્તાર વર્ણવે છે. જાતિભેદ આપણા મનોરથોમાં પણ એટલો બધો વ્યાપી ગયેલો છે કે મધ્યમ વર્ગ બહારની દુનિયા આપણે જોઇ શકતા નથી. સાવ ગરીબ લોકોનું જીવન આપણને દયાપાત્ર-પણ રહસ્યશૂન્ય લાગે છે. ઇસપના પેલા સાબરની પેઠે આપણે માથાપરનાં શિંગડાંના અભિમાનમાં દૂબળા-પાતળા પગનો તિરસ્કાર કરવા લાગ્યા છીએ. અથવા તિરસ્કાર જેટલુંયે ધ્યાન એમના તરફ આપતા નથી. કર્મ અને પુનર્જન્મના સિદ્ધાન્તનો આશ્રય લઇ આપણે આપણો અનાથદ્રોહ ઢાંકીએ છીએ. અનાથોની સેવા તો કોરે રહી, એમનું સ્મરણ સરખુંયે આપણે નથી કરતા. અંગ્રેજ કવિ હૂડના 'સૉન્ગ ઑફ ધી સ્પિરિટ ' ને તોલે આવે એવું મૌલિક કાવ્ય આજના જમાનાના સાક્ષરોમાંથી કોઇએ લખ્યું છે? ઇસપના સાબરની જે ગતિ થઇ એજ ગતિ આપણી હમેશાં થતી આવી છે અને હવે તો વિનાશ થવા બેઠો છે. આપણું લોકપ્રિય સાહિત્ય આપણી સામાજિક સ્થિતિ સૂચવે છે. હૈયે હોય તોજ હોઠે આવે ને! ગરીબોની હાડમારી ક્યાં છે, તેમનું દર્દ કયું છે, તેમનો સવાલ કેટલો વિકટ અને વિશાળ છે એનો જવાબદાર વિચાર કરી સવાલને તોલે આવે એવી યોજના હોય તોજ ગરીબોને કંઇક આશા આવે ને! જેની એરણ ચોરીએ તેનેજ દાનમાં સોય આપતા હોઇએ, ત્યારે તે લેતી વખતે લેનારના હાથમાં કેવી ભાવના હશે? આપણું સાહિત્ય જો આપણને આપણો યુગધર્મ ન બતાવે, અને તે ધર્મ પાળવાને આપણને ન પ્રેરે તો તે બાકી બધી રીતે સરસ હોય તોયે વિફળજ કહેવું જોઇએ.

ગરીબોને બહાર રાખવા માટે જેમ આપણે બંધબારણે જમીએ છીએ અને પંક્તિભેદનો પ્રપંચ રચીએ છીએ, તેવીજ રીતે આપણે સાહિત્યની વિશિષ્ટ શૈલીઓ કેળવીને જ્ઞાનની પરબોમાં જ્ઞાતિભેદ ઉત્પન્ન કર્યો છે. ઉદાત્ત ઉન્નત વિચારો આમપ્રજાને જે સહેલાઇથી મળવા જોઇએ તે નથી મળી શકતા. આપણા સાધુસંતોએ ગરીબાઇનું વ્રત લીધું તેથીજ તેઓ ગરીબોની સેવા કરી શક્યા, અને ગરીબો માટે પ્રાણપૂર્ણ સાહિત્ય લખી શક્યા. હિંદુસ્થાનનું મોટામાં મોટું બળ એની

લોકસંખ્યામાં છે; પણ આપણે ગરીબોનો દ્રોહ કરી એજ બળને બોજારૂપ કરી મૂકયું છે. જ્યાં-સુધી આપણે ગરીબોને માટે સાહિત્ય લખીએ નહિ, હજારોની સંખ્યામાં બહાર આવી ગરીબોને આપણો ઇતિહાસ અને આપણી આજની સ્થિતિ, આપણું કાવ્ય અને આપણો ધર્મ એની ખુબીઓ સમજાવીએ નહિ, પોતાના જીવનપરની રાખ ખંખેરી તેને પ્રદીપ્ત કરવાની પ્રેરણા આપીએ નહિ, ત્યાંસુધી આપણું સાહિત્ય પાંડુરોગીજ રહેવાનું.

### સેવામાં સાહિત્ય

સાહિત્યની ઉન્નતિને અર્થે ઘડાતી યોજનાઓમાં કોષો અને સંદર્ભગ્રંથો, ઇતિહાસો અને વિવેચનો, પાઠય પુસ્તકો અને પ્રમાણગ્રંથો, પરિષદો અને સમિતિઓ–કેટલુંએ હોય છે. એ બધું છોડીને સાહિત્યના ઉદ્ધારને અર્થે ગરીબ પ્રજાની સેવા હું સૂચવું છું, એ જોઇને કેટલાકને થશે કે સાહિત્યમંડળને સંસારસુધારા પરિષદ માનવાની ભૂલ કરીને હું વાતો કરૂં છું. ભલે એ આરોપ મારાપર આવે; પણ હું તો ચોક્કસ માનું છું કે, ઝાડને પોષણ જેમ મુખ્યત્વે જમીનમાંથીજ મળે છે, તેમ સાહિત્યનું પોષણ સમાજમાંજ રહેલું છે. **માણસાઇ અને ધર્મનિષ્ઠામાંથીજ આપણું સાહિત્ય સમૃદ્ધ થવાનું છે,** એ વિષે મને શંકા નથી.

ઉપર વર્ણવેલી આજકાલની યોજનાઓને હું ઉતારી પાડવા નથી માગતો. એમાં યથાશક્તિ ભાગ પણ લેવા ઇચ્છું છું; પણ મુખ્ય વસ્તુ વિસાર્યે ચાલે એમ નથી.

### જીવનની સુગંધ

જ્યાં પુરુષાર્થ ઓછો થયેલો હોય છે અને જીવનમાં શિથિલતા આવેલી હોય છે, ત્યાં સાહિત્યની બાબતમાં અલ્પસંતોષ અને રસિકતાનું છીછરાપણું સ્વાભાવિકપણે આવી જાય છે. આજે આપણે મહાકાવ્યો લખી શકતા નથી, આપણી પ્રતિભા માંડ ચૌદ લીટી પૂરી કરતા પહેલાંજ ઓસરી જાય છે, એવી ટીકા હું નથી કરવા માગતો. કાવ્યની લંબાઇપર વધારે ભાર નથી મૂકવા માગતો; પણ આપણા કાવ્યવિષયો ઉત્તુંગ અથવા ગંભીર નથી હોતા એ ટીકા હું જરૂર કરૂં.

સાહિત્ય એ મોટે ભાગે વ્યક્તિગત પ્રયાસજ છે, તે જ્યાંસુધી ગંભીર અને દીર્ઘ ઉદ્યોગના પરિણામરૂપ ન હોય ત્યાંસુધી છીછરૂંજ રહેવાનું. ઇશ્વરે અસાધારણ પ્રતિભા આપી હોય તોયે તે બીજરૂપજ હશે. માણસે ઓછામાં ઓછું માળીનું કામ તો ઇમાનદારીથીજ કરવું જોઇશે. સાહિત્યમાં સહકારથી કામ કર્યા વગર પણ હવે ચાલવાનું નથી. સહકારને માટે જે સદ્ગુણો આવશ્યક છે તે કેળવ્યા વગર હવે એક ડગલું પણ આગળ ભરવું મુશ્કેલ છે. સિદ્ધાંતનો આગ્રહ અને સ્વભાવભેદ દરગુજર કરવાની શક્તિ, વિગતોમાં ઉતરવાની ઝીણવટ અને એકજ સંકલ્પને લાંબા વખતસુધી વળગી રહેવાની દઢતા, એ સામાજિક સદ્ગુણો આપણે ન ખીલવીએ તો ઝાઝી સાહિત્યસેવા નજ થઇ શકે.

પણ એ તો થઇ સાહિત્યની સેવા. પણ સાચા સાહિત્યની નિર્મિતિ પ્રજાના પુરુષાર્થનુંજ ફળ છે. 'કારભારમાં બોલવાપણું ન હોય તો કારભાર આપવાપણું પણ ન હોય' એ જગવિખ્યાત સૂત્ર પાછળ ભાષાસૌષ્ઠવ અથવા અનુપ્રાસની લહેજત નથી. કેમકે એમાં લહેજત કરતાં અમેરિકન પ્રજાનો પુરુષાર્થ, એજ એમાં મુખ્ય વસ્તુ છે. સાહિત્યની ઉન્નતિ પ્રજાની ઉન્નતિ સાથેજ થાય છે. આપણા જીલ્લાના ખેડુતોએ ગુજરાતી ભાષામાં જે ઉમેરો કર્યો છે તે આપણી બે–ચાર પરિષદો પણ ન કરી શકે. 'અમે વલ્લભભાઇના હાથમાં અમારૂં શિર સોંપ્યું છે, નાક નથી સોંપ્યું.' એ વચન માટે ગુજરાતી ભાષા હમેશાં મગરૂર રહેશે. 'અગારે ખર્ચે બંદૂકો ને તોપો રાખે છે, પણ કદી બતાવતા તો નથી. અમારાં બાળકોને બંદુકો ને તોપોનો સ્વાદ ચખાડશે તો ઓલાદ તો સુધરશે.' એ એકજ વાક્ય ગુજરાતી ભાષાને વીર્યશાળી બનાવવા બસ છે. સાબરમતીને કાંઠે ગાંધીજીએ અને બારડોલીનાં ખેતરોમાં વલ્લભભાઇએ જે ભાષા ઘડી છે, તે ભાષા પોતાની સ્વાભા-વિકતાથીજ ધીરોદાત્ત અને પ્રૌઢ બની છે. સાહિત્ય એ પ્રજાના પરાક્રમનો પ્રસાદ છે. પેલો ડોસો મિશનરી ટેલર આપણને કહી ગયો છે કે, **यथा भाषकस्तथा भाषा** સાહિત્યની ઉન્નતિ કરવી હોય તો જીવનની ઉન્નતિ કરીએ. સાહિત્ય એ જીવનની છાયા છે, જીવનની સુગંધ છે.

(તા.૧૬મી સપ્ટેમ્બર–૨૮ના સુરત સાહિત્યમંડળના વાર્ષિક ઉત્સવપ્રસંગે શ્રી.કાલેલકરનું વ્યાખ્યાન)

# १८१–बहादुरी की बातें

વીરતા પુરુષોં કે હી હિસ્સે મેં નહીં આઈ હૈ, ઉસકી અધિકારિણી સ્રિયોંભી હૈં. કુછ દિન હુએ કલકત્તા કોર્ટ કે ખજાનચી શ્રી. તારાપ્રસન્ન ઘોષ કી ધર્મપત્ની શ્રીમતી વિનોદિની દેવી ને બડી બહાદુરી કે સાથ એક ચોર કો ગિરફ્તાર કિયા થા.આપકી ઈસ બહાદુરી સે પ્રસન્ન હો કર પુલિસ કી ઓર સે આપકો સોને કા એક પદક ઈનામ મેં દિયા ગયા હૈ.

એક દૂસરી સ્રી કી વીરતા દેખિયેઃ—મારવાડ મેં મોતીસિંહ ડકૈત ને બડા તહલકા મચા રખ્ખા થા. જેઠનિયાં ગાંવ કે એક જાટ કે ઘર મોતીસિંહ ઔર ઉસકે સાથી પહુંચે. જાટ કા સબ માલ લૂંટ લિયા, ફિર ભી ઉસે કષ્ટ દેને લગે. ઉસકી પત્ની સે યહ ન દેખા ગયા. બડી વીરતા-પૂર્વક વહ એક ગંડાસા લે કર નિકલ આઈ ઔર દો ડાકુઓં કો ઘાયલ કર દિયા. સ્રી કે વીરત્વ કે સામને ડાકૂ ભાગ પડે; પરંતુ વે ગિરફ્તાર કર લિયે ગએ. સચમુચ ઇસ સ્રી ને પુરુષજાતિ કો પાઠ પઢાને કા કામ કિયા હૈ—વહ ધન્ય હૈ.

કલકત્તે કી ઘટના હૈ—એક પાઠશાલા કે ક્લર્ક સાહબ વ્યર્થ કુછ લોગોં કો બદનામ કરતે થે. એક મહિલા કો ભી બદનામ કરને કી ઉનકી આદત થી. પુરુષોં સે તો કુછ બન ન પડા; પરંતુ ઉસ સ્રી ને પાઠશાલા મેં આ કર ક્લર્ક સાહબ કી ઐસી ખબર લી કિ વે ફિર ઉસકો વ્યર્થ બદનામ કરને કી હિમ્મત ન પડી. જૂતોં કી માર ને સારી આદત ઠીક કર દી.

---

હસનપુર (જાલૌન) મેં એક તેંદુએ ને એક બાલક કો પકડ લિયા. ઉસકા પિતા ઉસકી રક્ષા કો આયા તો વહ ભી ઘાયલ હો ગયા. ઈસ પર સંયોગવશ ઉસી સમય મા૦ માતદીનસિંહ વહાં આ નીકલે. આપને કુલહાડી સે તેંદુએ કો માર કર પિતા--પુત્ર કો બચાયે. ધન્ય વીરતા!

સમ્રાટ જાર્જ પંચમ ને નજીબાબાદ જિલાં બિજનૌરનિવાસી બાબુ લખનરામ કો એક મનુષ્ય કી જાન બચાને કે સાહસપૂર્ણ કાર્ય પર એડવર્ડ મેડલ દિયા હૈ. નજીબાબાદ સ્ટેશન પર જિસ સમય ગાડી બિલકુલ નિકટ આ ગઈ થી, ઉસી સમય એક વ્યક્તિ પટરી પર કૂદ પડા. બાબુ લખનરામ ઉસકે પીછે હી ફૌરન કૂદ પડે ઔર ફુર્તિ સે ઉસે જબરદસ્તી પકડ કર ઉઠા લાયે. ગાડી કા ફાસલા કેવલ ૩ ગજ રહ ગયા થા. બાદ મેં માલૂમ હુઆ કિ આદમી પાગલ થા.

કુષ્ટિયા કે કાનુનગો બાબુ મન્મથનાથ બેનરજી કી વિધવા બહન શનિવાર કો સબેરે ૭ બજે પાસ કી ગોરાઇ નદી મેં નહાને ગઈ. વહ ભંવર મેં પડ કર ધારા મેં ચલી ગયી. કુષ્ટિયા હાઈ સ્કૂલ કે થર્ડ ક્લાસ કા ૧૪ વર્ષ કા લડકા તારાપદ શાહ જબ નદી મેં મુંહ ધોને ગયા તો ઉસે આધી ડૂબી હુઈ સ્રી દિખાઈ દી. વહ તુરત કૂદ પડા ઔર અપની જાન જોખમ મેં ડાલ ઉસે કિનારે લે આયા. યહ દેખ સબકો બડા આશ્ચર્ય હુઆ. લડકે કો ઇનામ દિયા જાયગા.

ગત ૨૮ ઑક્ટોબર કો ચંપારણ કે કનુઇનિયા નામક ગ્રામ મેં શામ કે ૪ બજે કે સમય એક બાઘ ને નિકલ કર એક ગાય કે બછડે કો પકડા. ખબર પા કર ગાંવ કે લોગ લાઠી, ગંડાસા તથા બર્છિયાં લે કર વહાં પહુંચ ગયે. વહાં પર શેર ને નવાબ રાઉત નામક એક યુવક પર આક્રમણ કિયા. નવાબ રાઉત બાઘ કે આઘાતોં કો સહતા હુઆ ઉસે જમીન પર પટક કર ચિલ્લાયા; પર જબ તક લોગ ઘટનાસ્થલ પર પહુંચે, તબ તક બાઘ નદી મેં કૂદ પડા. નવાબ રાઉત ને જો વીરતા દિખાઇ વહ વાસ્તવ મેં પ્રશંસનીય થી. ("વીરસંદેશ"માંથી)

# ૧૮૨–પ્રવાસી વીર પ્રભુસિંહ

દક્ષિણ આફ્રિકાના પ્રસિદ્ધ બોઅર યુદ્ધમાં પ્રવાસી વીર પ્રભુસિંહે જે વીરતા બતાવીને સંસારને આશ્ચર્યચકિત કરી મૂકયો હતો તે એક એવો બનાવ છે, કે જેને લીધે પ્રવાસી ભારતીય યુગયુગાંતર સુધી અભિમાનથી માથું ઉંચું રાખી શકશે. જોકે અંગ્રેજ ઇતિહાસકારોએ ઇતિહાસમાં પ્રભુસિંહની વીરતાનું વર્ણન નથી કર્યું અને પોતાની અનુદારતા, સંકીર્ણતા અને "શ્વેત-વર્ણ-શ્રેષ્ઠતા"ની નીતિનો પૂર્ણ પરિચય આપ્યો છે, તોપણ વિશાળ ભારતના પ્રવાસી પોતાના આ વીર બંધુના પ્રશંસનીય સાહસની વાત કદી ભૂલી શકતા નથી, અને તેમના વંશજો પણ ઘણી શ્રદ્ધાસહિત પ્રભુસિંહની વીરતાનું સ્મરણ રાખશે.

પ્રભુસિંહ બીહાર પ્રાંતના શાહબાદ જીલ્લામાં ભભુઆની પાસેના ભૈરવપુર ગામના રહેવાસી છે. ઈ. સ. ૧૮૯૬ માં ભાઇની સાથે ઝઘડો થવાથી પોતે ઘેરથી ચાલી નીકળ્યા અને પ્રખ્યાત 'કુલી પ્રથા'માં ફસાઇને નાતાલ પહોંચ્યા. અહીં ડંડી-કોલ-કંપનીએ પાંચ વર્ષ ગુલામી કરાવવા તેમને વેચાતા લીધા. હજી દાસત્વનાં માત્ર ત્રણ વર્ષ ગયાં હતાં ત્યારે ૧૨ મી ઑક્ટોબર ૧૮૯૯ ને રોજ અંગ્રેજો અને બોઅરો વચ્ચે યુદ્ધ શરૂ થયું. અંગ્રેજોએ બોઅર જાતિને નબળી સમજી હતી અને એમનું ધારવું હતું કે, એક હુમલાથીજ તેઓ નાસી જશે; પરંતુ યુદ્ધ શરૂ થતાંજ બોઅર લોકોએ એવી બહાદૂરી બતાવી કે અંગ્રેજો ગભરાયા. જો આફ્રિકાના અંગ્રેજોને સામ્રાજ્ય-સરકાર અને હિંદની સરકારની મદદ ન મળી હોત તો આજે દક્ષિણ આફ્રિકાનો નકશો જૂદોજ હોત જ્યારે બોઅર સેના ડંડી પહોંચી ત્યારે બહાદૂર અંગ્રેજો પોતાના આશ્રિત ભારતીય લોકોને ભાગ્યને ભરોસે મૂકીને લેડી સ્મીથ તરફ નાસી ગયા. ડચ સેનાએ ડંડી પહોંચીને લગભગ ૫૦૦ ભારતીય મજુરોને પકડયા અને રેલ્વેમાં ભરીને તેમને ટ્રાન્સવાલ તરફ રવાના કર્યા, જેથી યુદ્ધમાં તેમની પાસેથી જરૂર પડતું કામ લઇ શકાય. આ બિચારાનાં કુટુંબીઓ ડંડીમાં રહી ગયાં, તેથી તેમની ચિંતા અને વ્યાકુળતાની સીમાજ નહોતી.

રાત્રે ગાડી એક સ્ટેશને ઉભી રહી. વરસાદ પડતો હતો અને ઘોર અંધારી રાત હતી. ડચ પહેરેગીરો હોટેલમાં ખાવા ગયા હતા, ત્યારે પ્રભુસિંહે ૫૦૦ અભાગી મજુરોનું નેતૃત્વ ગ્રહણ કરીને ત્યાંથી કૂચ કરી દીધી. કેટલું વિકટ સાહસ! જો કદી ડચ સૈનિકો આ લોકોને ફરીથી પકડી લેત તો એકે એકને ગોળાથી ઉડાવી દીધા હોત. એ બધા જંગલના દુર્ગમ માર્ગદ્વારા બીજે દિવસે ડંડી જઈ પહોંચ્યા અને ત્યાંથી પોતાના કુટુંબને લઇને સંતાઇ છુપાઇને લેડી સ્મીથ જઇ પહોંચ્યા. લેડી સ્મીથ જઈ પહોંચ્યા ત્યારે અંગ્રેજ સેનાપતિ જ્યોર્જ વ્હાઇટે તેમને આશ્રય આપ્યો અને યુદ્ધનાં જૂદાં જૂદાં કામોપર તેમને ગોઠવી દીધા. એક દિવસે કેટલાએક અમલદારોએ ભારતીય મજુરોને પૂછ્યું કે "તમારામાં કોઇ એવો વીર છે, કે જે પોતાના પ્રાણની કાળજી રાખ્યા વગર રસદની રક્ષા કરી શકે?" બધા મજૂરો મૌન રહ્યા. માત્ર એકજ જણ આગળ પડયો અને બોલ્યો કે "ભારત હજીસુધી તો વીરવિહીન થયું નથી. એ સાબીત કરવા હું તૈયાર છું." આજ પેલો પ્રભુસિંહ! એનેજ રસદની રક્ષા કરવાનું કામ સોંપવામાં આવ્યું; અને સાથે સાથે સરદારની પદવી મળી. એક દિવસે રસદની વહેંચણી થતી હતી ત્યારે ધૂમાડો કાઢતો અને વિજળીની જેમ કડાકા મારતો ડચ તોપખાનાથી ગોળો છૂટયો. બધા નાસીને સુરક્ષિત સ્થાનમાં છુપાઈ ગયા અને પ્રભુસિંહને ઉદ્દેશીને કહેવા લાગ્યા "નાસો, નાસો; તમે પણ છુપાઇને પ્રાણ બચાવી લો." પરંતુ આ વીર પર્વત જેવો અડગ ત્યાંજ ઉભો રહ્યો. ગોળો તેના માથા ઉપર થઇને નદીમાં પડીને ખળભળવા લાગ્યો. સાર્જંટ સાહેબ બહાર આવ્યા અને પૂછ્યું કે "કેમ સરદાર! તમને બીક નથી લાગતી?" સરળપ્રકૃતિ પ્રભુસિંહે ઉત્તર વાળ્યો કે "બીક શાની સાહેબ? જો મારી આવરદા પૂરી થાય તો આ ગોળાની સાથે વૈકુંઠમાં જઇશ, નહિ તો આ ડંડાથી (પોતાનો ડંડો બતાવીને) મારી દઇશ. ગોળો-ફોળો જતો રહેશે."

જનરલ જુબર્ટની ૨૦ હજાર ડચ સેના નાતાલમાં લેડી સ્મીથ સુધી અધિકાર જમાવી

બેઠી હતી. અહીંથી નાતાલની રાજધાની પીટર મેરીત્સબર્ગ માત્ર ૧૧૯ માઇલ દૂર હતી. લેડી સ્મીથમાં સર જ્યોર્જ વ્હાઇટ પોતાની સેનાસહિત ઘેરાઈ ગયા હતા. બોઅર જનરલે અમ્બુલવાનની પહાડી જગાપર તોપખાનું ગોઠવ્યું અને ત્યાંથી એવા ગોળા છોડવા શરૂ કર્યા કે જેનું વજન ૯૬ પૌંડ થતું હતું. અંગ્રેજ સેનાએ એ તોપનું નામ 'લોંગ ટોમ' પાડ્યું હતું. 'લોંગ ટોમ'માંથી ગોળો છૂટે એટલે અંગ્રેજ સેનામાં ખળભળાટ મચી જતો હતો. માટી અને રેતીની ગુણો ભરીને ઉપર નીચે ગોઠવી તેની વાડ કરી લીધી હતી. હવે પ્રશ્ન એ હતો કે, કોણ પોતાના જાનપર ખેલીને પેલી ગુણોના ઢગલા ઉપર ઉભો રહે અને જ્યારે 'લોંગ ટોમ'માં ગોળો ભરાવા લાગે ત્યારે અંગ્રેજ સેનાને રક્ષિત સ્થાનમાં છુપાઇ જવા માટે સાવધાન કરે? 'લોંગ ટોમ'માંથી ગોળો છુટીને આ જગાએ પહોંચતાં ૮-૧૦ મિનિટ લાગતી. કોઇ અંગ્રેજ બહાદુરે આવી રીતે પોતાનો જીવ જોખમમાં નાખવાનું સાહસ ન કર્યું, પણ વીરભૂમિ ભારતના અતીત ગૌરવની રક્ષાને માટે પ્રભુસિંહે પોતાના પ્રાણની બાજી લગાવવાનું બીડું ઝડપ્યું. તે ગુણોના ઢગલા ઉપર અંગ્રેજી વાવટો યુનિયન જેક-લઇને ઉભો રહેતો અને જ્યારે 'લોંગ ટોમ'માંથી ગોળો છૂટતો ત્યારે 'બસબ-બસબ' કહીને ધારો પાડતો. એનો અવાજ કડક હતો. પેલી બાજુએ તોપ ગર્જના કરતી તો આ બાજુએ પ્રભુસિંહ ગર્જના કરી ઉઠતો; એટલે અંગ્રેજ, ભારતીય, હબસી બધા નાસીને રક્ષિત સ્થાનમાં છુપાઇ જતા. કોઈ કોઇ વખતે તો ગોળો પ્રભુસિંહની પાસેજ ફાટતો, જેના ટુકડા આફત મચાવી મૂકતા; પરંતુ ચાર મહિના સુધી 'તે' પ્રભુની કૃપાવડે આ પ્રભુની રક્ષા થઇ. માત્ર એકજ દિવસે એક ગોળો તદ્દન પાસેજ પડયો હતો, જેના આઘાતથી બે પશુ અને બે મનુષ્ય મરણને શરણ થયાં. તેનો એક કકડો પ્રભુસિંહની છાતીમાં અથડાઇને નીચે પડયો, જેથી તેના પગના અંગુઠામાં કેટલીક ઇજા થઇ.

તે સમયની અવસ્થા વર્ણનાતીત છે. અંગ્રેજોની ખોરાકી ખૂટી. ચારે બાજુએ ઘેરાઇ જવાથી બહારથી કોઈ મદદ ન મળી શકી. ઘોડા-ગધેડાનું માંસ પણ સૈનિકોની હોજરીમાં પડવા લાગ્યું. આવા વિકટ સમયે પ્રભુસિંહ ચોવીસ કૃલાકમાં માત્ર એક વાર આહાર કરતો અને તે પણ માત્ર બે અઘોળ મકાઈના લોટની રાબડી કરીને. આવી રીતે ત્રણ માસ પછી લેડી સ્મીથના ઘેરાનો અંત આવ્યો. બહારની અંગ્રેજ સેના આગળ વધી, ડચ પાછા પડયા.

સર જ્યોર્જ વ્હાઇટ પ્રભુસિંહને ધન્યવાદ આપીને વિલાયત ચાલ્યા ગયા. ત્યાં તેમણે પ્રભુસિંહની વીરતાની મુક્તકંઠે પ્રશંસા કરી. તેમની બહાદુરીનું વર્ણન સાંભળીને ભારતના તત્કાલીન વાઈસરોયની સ્ત્રી લેડી કર્ઝને પ્રભુસિંહને એક ઝબ્બો મોકલ્યો અને નાતાલ સરકારને અનુરોધ કર્યો કે, તે પ્રભુસિંહને પાછો સ્વદેશ મોકલી દે. સાર્વજનિકરૂપે પ્રભુસિંહની વીરતા સ્વીકારવા અને લેડી કર્ઝનનો 'ઝબ્બો' પ્રદાન કરવા ડર્બનની કાઉન્સિલ ચેમ્બરમાં સભા થઇ. આ સભામાં ડર્બનના મેયર ગ્રીન એકર (એમ. એલ. એ.), સર ડેવીડ હંટર, એકટીંગ મેજીસ્ટ્રેટ, પ્રવાસી ભારતીયના પ્રોટેકટર અને ફોજના ઘણા અમલદારો સિવાય મહાત્મા ગાંધી પણ ઉપસ્થિત હતા. બધાએ પ્રભુસિંહની વીરતાની ઘણી ઘણી પ્રશંસા કરી.

તે વખતે ડરબનના પ્રસિદ્ધ સાપ્તાહિક પત્ર 'ધી રીવ્યુ એન્ડ ક્રીટીક' પોતાના ગ્રાહકો પાસેથી ઉઘરાણું કરીને પ્રથમ અને દ્વિતીય શ્રેણીના બે ચાંદ તૈયાર કર્યા અને નિશ્ચય કર્યો કે, બોઅર યુદ્ધમાં જેમણે સૌથી વધારે વીરતાનું કામ કર્યું હશે, તેમનેજ આ ચાંદ આપવામાં આવશે. તા૦ ૬ ઠ્ઠી ઑક્ટોબર ૧૯૦૦ ના અંકમાં આ પત્રે ઘોષણા કરી હતી કે, પ્રથમ શ્રેણીનો ચાંદ મેળવવા પ્રભુસિંહ યોગ્ય વ્યક્તિ છે અને તેમનેજ આ ચાંદ આપવામાં આવશે; પરંતુ દુર્ભાગ્યવશ પ્રભુસિંહ ચાંદ મળે તે પહેલાંજ નાતાલથી ભારત આવી ગયા હતા. ભારત આવ્યા ત્યારે મહાત્મા ગાંધીએ સુરેંદ્રનાથ બેનરજી ઉપર એક પત્ર લખીને પ્રભુસિંહને આપ્યો હતો. તેમાં બેનરજી મહોદયને પ્રાર્થના કરી હતી કે, લૉર્ડ અને લેડી કર્ઝન સાથે પ્રભુસિંહનો મેળાપ કરાવી દે; પરંતુ અશિક્ષિત વીર પ્રભુસિંહ એ પત્રનો મર્મ ન જાણી શકયા, તેથી એ સૌભાગ્યથી વંચિત રહ્યા.

પ્રભુસિંહ લેડી કર્ઝનનો ઝબ્બો અને ૯૦ ગીની લઇને ઘેર પહોંચ્યા. આ રકમમાં તેમનું

સ્વોપાર્જિત ધન પણ હતું. તે વખતે એમની અવસ્થા ૩૦ વર્ષની હતી. માતા અને ભાઇ જીવિત હતાં. હા! જ્યારે સમુદ્રપાર આફ્રિકામાં ભારતની વીરતાનો ડંકો બજાવીને પ્રભુસિંહ સ્વદેશ પહોંચ્યા ત્યારે જાતિના જાનવરોએ તેમને જાતિચ્યુત કરીને તેમની બહાદુરીનું ઉત્તમ ઇનામ આપવાનો નિશ્ચય કર્યો; પરંતુ ત્રાહી ત્રાહી કરીને નરપશુઓનું શરણ લેવાથી સાધારણ પ્રાયશ્ચિત્તવડેજ પીછો છૂટયો. તેઓ પરણ્યા, બે પુત્ર અને એક પુત્રીના પિતા થયા. હવે તેમની અવસ્થા ૬૦ વર્ષની થઇ ચૂકી છે, કન્યાને પરણાવી દીધી છે, સ્ત્રી મરણ પામી છે.

નાતાલથી ગયા બાદ પ્રભુસિંહના વિષયમાં કોઇને કાંઇ ખબર નહોતી. ગયા એપ્રીલમાં પ્રવાસી ભવનથી મને ભાઇ દેવી દયાલનો એક પત્ર મળ્યો. તેમાં પ્રભુસિંહનું વૃત્તાંત વાંચીને જૂની સ્મૃતિ જાગી ઉઠી. હાય! બોઅર યુદ્ધના તે પ્રવાસી વીરને આજે પેટ ભરવાના પણ સાંસા પડયા છે! ન મળે ખાવા કે ન મળે ઓઢવા. છેલ્લા શિયાળામાં તેમણે પેલા ઝભ્ભાથીજ પોતાના શરીરનું રક્ષણ કર્યું હતું. સરકારની પાસે મેમોરિયલ મોકલવાનો પ્રબંધ થઇ રહ્યો છે. જોઇયે, તેનું શું પરિણામ આવે છે? પણ હું એટલું તો જરૂર કહીશ કે, જો પ્રભુસિંહના ભાગ્યમાં ભારતીય થવાનું પાપ ન હોત અને તેની ચામડી ગોરી હોત તો આજે ઘડપણમાં તે પેન્શનના પૈસાથી મોજ કરત; પરંતુ ગુલામ ભારતીય! પછી તે ભલે ગમે તેટલો સામ્રાજ્યભક્ત કેમ ન હોય અને તેણે સામ્રાજ્યની ગમે તેવી ઉંચી સેવા ભલે કરી હોય; પણ છેવટે તે અન્નવસ્ત્ર વિના ટળવળવાનેજ પાત્ર ગણાય છે. શું આપણે આશા રાખી શકીએ કે, આ લેખ વાંચીને ભારત સરકારના ઉચ્ચ પદાધિકારીઓ એ અભાગી વીર તરફ દૃષ્ટિ ફેરવવાની તસ્દી લેશે?

(તા–૨૮–૧–૨૯ના દૈનિક "હિંદુસ્થાન"માં લેખકઃ—પંડિત ભવાનીદયાલ સંન્યાસી)

## १८३–वह है प्यारा हिंदुस्थान

જો પહલે દેદીપ્યમાન થા, વિશ્વ–ગગન મેં સૂર્ય–સમાન;
સભી દેશ થે જિસકે આગે, હીના–તારાવલી–મહાન.
જિસકી આભા પા કર ચમકા, અંધકાર–સંયુત યૂનાન;
ખિલે કમલ–વન નીલ–સરિત્ કે, વહ હૈ પ્યારા હિંદુસ્થાન.
સબસે પહલે જહાં હુઆ થા, પ્રકૃતિ–નટી કા સુંદર નૃત્ય;
દેખા ગયા જહાં ધાતા કા, પહલે પહલે અનોખા કૃત્ય.
સબસે પ્રથમ સભ્ય હો કર દી જિસને જગ કો શિક્ષા જ્ઞાન;
જિસને પહલે પ્રભુ કો પાયા, વહ હૈ પ્યારા હિંદુસ્થાન.
હરિશ્ચંદ્ર–સા જહાં હુઆ થા, પૈદા નૃપ–ઋષિ સત્ય–પ્રતિજ્ઞ;
કપિલ–કણાદિ સદશ થે જિસકે, સુવન સુભગ ષટ્શાસ્ત્રાભિજ્ઞ.
જિસકે બચ્ચોં કા રહતા થા, સિંહોં કે દાંતોં પર ધ્યાન;
તોડ–ફોડ કર ગિન લેને કા, વહ હૈ પ્યારા હિંદુસ્થાન.
રામ–કૃષ્ણ ને જન્મ લિયા થા, જિસમેં દિખલાને કો ખેલ;
જહાં હુઆ થા કુરુક્ષેત્ર મેં, અનુપમ યોદ્ધાઓં કા મેલ.
રક્તસુધા છિડકા જિસ ભૂ પર, રાજસ્થાન-સિંહ 'મૃત' જાન;
જિસ વન કા થા શિવા કેસરી, વહ હૈ પ્યારા હિંદુસ્થાન.
અબ ભી જહાં ખિલે રહતે હૈ, યોગી હો કર ભી અરવિંદ;
જિનકા રસ ચખને આતે હૈં, દૂર વિદેશોં સે સુ–મલિંદ.
ગાંધી–સા નરદેવ જહાં હૈ, અખિલ વિશ્વ કા પુરુષ–પ્રધાન;
જિસકા હૈ હમકો અતિ ગૌરવ, વહ હૈ પ્યારા હિંદુસ્થાન.

(ફાલ્ગુન–૧૯૮૪ના "ત્યાગભૂમિ" માં લેખકઃ—હરીક્ષણસિંહ 'બ્રહ્મ')

## १८४–नादिरशाह का उजड्डपन

નાદિરશાહ બડા હી ઉજડ્ડ થા. જબ વહ હિંદુસ્થાન મેં આયા ઔર કરનાલ કે મૈદાન મેં મહમ્મદશાહ કી સેના કો પરાસ્ત કરકે દિલ્હી પહુંચા તબ દોનોં બાદશાહ એક હી સિંહાસન પર બૈઠે. કથા પ્રસિદ્ધ હૈ કિ નાદિરશાહ કો પ્યાસ લગી ઔર ઉસને મહમ્મદશાહ સે કહા કિ પાની મંગવા દો. મુગલ-સમ્રાટોં કા આડંબર પ્રસિદ્ધ હી હૈ. તુરંત નગાડા બજને લગા ઔર ઐસા જાન પડા કિ કોઇ બડા ઉત્સવ હોનેવાલા હૈ. દસબારહ સેવક કિસી કે હાથ મેં રુમાલ, કિસી કે હાથ મેં ખાસદાન, દો-તીન સેવક એક બડે ચાંદી કે થાલ મેં, એક માનિક કે કટોરે મેં જલ ભરે હુએ ઉપર સે એક ગંગાજમુની સરપોશ સે ઢાંક નિકલ આયે. નાદિર ઘબરાયા ઔર ઉસને પૂછા:-યહ કયા હે? મહમ્મદશાહ ને ઉત્તર દિયા કિ આપકે લિયે પાની આ રહા હૈ. નાદિર બોલા:-હમ ઐસા પાની નહીં પીતે ઔર ઉસને તુરંત ચિલ્લા કર અપને ભિશ્તી કો બુલાયા ઔર લોહે કા ટોપ ઉતાર કર ઉસમેં પાની ભરવા કર વહ પી ગયા. ઉસને કહા:-યદિ હમ તુમ્હારી ભાંતિ પાની પીતે તો ઇરાન સે હિંદુસ્તાન ન આતે.

દૂસરે દિન ઉસે બદ્ધકોષ્ટ હો ગયા. ઉસને અપના હાલ મહમ્મદશાહ સે કહા. તુરંત અલવીખાં હકીમ બુલાયા ગયા. હકીમ ને નાદિરશાહ કી નાડી દેખ કર દવાખાને કે દારોગા કો ગુલકંદ લાને કી આજ્ઞા દી. થોડી દેર મેં એક ગંગા-જમુની થાલ કે ઉપર સુનહલે કામ કા ખાનપોશ પડા હુઆ દરબાર મેં ઉપસ્થિત કિયા ગયા. ખાનપોશ ઉલટને પર એક જડાઉ મર્તબાન, એક છોટા સા હીરે કા ચમ્મચ ઔર રત્તી-માશે સમેત એક જડાઉ કાંટા રખા થા. હકીમ યહ સોચ રહા થા કિ નાદિર કો કિતના ગુલકંદ ખિલાયા જાય. ઇતને મેં નાદિર ને મર્તબાન ઉઠા લિયા ઔર દો ઉંગલિયાં ડાલ કર સારા ગુલકંદ ખા ગયા. ઉસને કહા-હલવા બહુત અચ્છા હૈ ઔર લાઓ.

## १८५–बादशाह महम्मदशाह के प्रधान मंत्री की सूझ–बूझ

ઇતિહાસ કે પઢનેવાલોં ને નાદિરશાહ કા નામ સુના હી હોગા, જિસને દિલ્હી મેં "કત્લ આમ" (જનતા કા વધ) કરાયા થા. દિલ્હી કે લોગ ત્રાહિ ત્રાહિ કર રહે થે. મહમ્મદશાહ કા પ્રધાન મંત્રી બૂઢા આસિફજાહ નગર કી દશા દેખ કર વ્યાકુલ હો ગયા ઔર આંખોં મેં આંસુ ભરે મહમ્મદશાહ કે સામને જા કર બોલા:-શ્રીમાન્! આપકે બાપ-દાદોં કી પ્રજા નષ્ટ હો ગઇ. બાદશાહ કે ભી આંસુ નિકલ આયે, પરંતુ કર હી કયા સકતા થા? ઉદાસ હો કર બોલા—

**(દીદીયે ઇબરત કુશા, કુદરતે હક રા બબીં; શામતે આમાલે મા, સૂરતે નાદિર ગિરફ્.**

અર્થાત્ શોક કી આંખેં ખોલો ઔર ઇશ્વર કી ગતિ કો દેખો. હમારે હી પાપ નાદિર કે રૂપ મેં પરિણત હુએ હૈં.

દો પહર હોતે હી નગર મેં હાહાકાર મચ ગયા. કુછ લોગ ફિર આસિફજાહ કે પાસ ગયે. બૂઢા મંત્રી નંગી તલવાર ગલે મેં ડાલે નંગે સિર ચૂપચાપ નાદિર કે આગે જા કર ખડા હો ગયા ઔર રોને લગા. નાદિર કો ભી કુછ દયા આ ગઇ. વહ બોલા:-કયા ચાહતે હો? આસિફજાહ ને યહ શેર પઢા.

**કસે ન માંદ કિ દિગર બ તેગે નાજ કુશી, મગર બ જિંદ કુની ખલ્ક રા વ બાજ કુશી.**

અર્થાત્ કોઇ નહીં બચા જિસે તુમ અપને હાવ-ભાવ સે મારો.

અબ ફિર સંસાર કો જિલા દો તબ ઉસકા વધ કરો.

નાદિરશાહ ને લજ્જિત હો કર સિર ઝુકા લિયા ઔર તલવાર મ્યાન મેં રખ કર કહા:-હમને તુમ્હારી ઉજલી દાઢી પર દયા કી! તુરંત હી ઇરાની દૂત નગર મેં દૌડે ઔર શાંતિ સ્થાપિત હો ગઇ.

એક દિન મહમ્મદશાહ ને નાદિરશાહ કી દાવત કી. ઇસમેં એક એક કામ એક એક અમીર કો સૌંપા ગયા. ખાના ખાને કે પીછે જબ ચાય આઈ તબ મંત્રી ને એક પ્યાલા ભરા. જબ દેને લગા તબ ઉસને સોચા કિ પહલે અપને સ્વામી કો દૂં તો કહીં નાદિર બિગડ જાય ઔર જો નાદિર કો દૂં તો અપને સ્વામી કો કયા મુંહ દિખાઉંગા! સોચતે સોચતે ઉસે એક ચાલ સૂઝ ગઇ. ઉસને મહમ્મદશાહ કે હાથ મેં એક પ્યાલા દે કર કહા કિ બાદશાહ હી બાદશાહોં કો દિયા કરતે હૈં. ઇસકા અભિપ્રાય યહ થા કિ મૈં ઇસ યોગ્ય નહીં હૂં. આપ હી અપને હાથ સે નાદિરશાહ કો દીજિયે.

(આ પૃષ્ઠમાંના બન્ને લેખ "સરસ્વતી" ના એક અંકમાંથી લીધા છે.)

# ૧૮૬–आदर्शनो फकीर केवो होय ?

અવ્યવસ્થિત અને ગુંચળિયા લાંબા વાળ, બટન વિનાનું ફાટેલું પહેરણ, ધૂળનાં નિશાનવાળા થીંગડાંવાળા જૂના જોડા, એવો એકત્રીસ વર્ષનો એક જુવાન રશિયાનાં ગામડાંમાં અથાક ભટકતો હતો અને તેને મળનારાઓના કાનમાં એક ટુંકો મંત્ર મૂકતો હતો. તેનો આવો વેશ છતાં, તે સદા ઉન્નત મસ્તકે અને ટટાર છાતીએ ચાલતો હતો. તેની બે ઝીણી, તોપના મોઢાની જેમ મંડાયેલી, પ્રકોપની સળગતી સગડીઓ સમી આંખોમાં એવો પ્રભાવ હતો કે તેને માનપૂર્વક સાંભળ્યાવિના છૂટકોજ નહિ !

" જુવાનો! ખેડુતો અને કામદારો એજ સાચી પ્રજા છે. તમે એ ખેડુતોનાં ઝુંપડાંમાં જાવ અને કામદારોની કોટડીઓમાં પગ મૂકો અને તેમની વચ્ચે વાસ કરો. તેમને શીખવો કે, ઝારનું જાલીમ તંત્ર એ તમારાં બધાં દુઃખોનું મૂળ છે. તેમના કાનમાં મંત્ર ફુંકો કે, ઝારને ઉથલાવી નાખીને સામ્યવાદનીજ સંસ્થાપના કરવામાં તમારૂં શ્રેય છે. જુવાનો ! મુંગા મુંગા ગામડામાં પેસી ગામડીઆઓના લોહી સાથે આટલી વાત મિલાવી દો." એ જુવાન સ્વપ્નદ્રષ્ટા સુશિક્ષિત યુવકો અને યુવતીઓને એકઠાં કરી આટલી વાત કહેતો. તે બોલતો ત્યારે પયગામ આપતો હોય તેવું જાદુ તેના શ્રોતાઓ ઉપર થઇ જતું.

એ જુવાન આદર્શ ભક્તનું નામ ટ્રોટસ્કી. લેનિનનો એ સાથી. નવા રશિયાનો એ સર્જનહાર. ટ્રોટસ્કી શ્રીમંત પિતાનો પુત્ર હતો. પિતા એને બડો ઈજનેર બનાવી પોતાના વાડી-વજીફા સોંપવા ઈચ્છતો હતો; પણ ટ્રોટસ્કીએ અઢાર વર્ષની વયેજ, ક્રાન્તિની ભાવનાઓથી રંગાઇને, નવસર્જનના આતશથી સળગીને, પિતાના વાડી-વજીફા સંભાળી સુખી અમીર બનવાને બદલે જનતામાં નવા વિચારનાં વાવેતર કરવાનો રાહ પસંદ કર્યો. ટ્રોટસ્કીએ જોતજોતામાં તો બંડખોરોના અગ્રણી અને વિપ્લવવાદીઓના મુખીતરીકે નામ કાઢયું. પિતાનું સ્વપ્ન ધૂળ મળવા માંડયું. તેમનાથી એ ન સહાયું. તેમની અનેક શીખો નિષ્ફળ નિવડયા પછી તેમણે છેલ્લો પ્રયાસ કર્યો. ટ્રોટસ્કીના મોં સામે તેમણે પિસ્તોલ ધરી–' નાદાન છોકરા! કાં તો તું આજથી આ અવળાં કામો છોડી દે અને કાં તો મારૂં ઘર છોડી જા. '

ટ્રોટસ્કીએ અત્યંત શાન્તિથી બીજી વાત પસંદ કરી. પિતાના આ જુલ્મ સામે મુંગો રોષ બતાવતો તે સીધેસીધો વિપ્લવવાદીઓની છાવણીમાં ચાલ્યો ગયો. તે ઘડીથી ટ્રોટસ્કીએ તેની આ પસંદગીના પરિણામરૂપ સાચી અને કાયમી કંગાલિયતને જીંદગીના ભાગતરીકે વધાવી લીધી. ઘણીયે વખત આ ચીંથરામાં વિંટાયેલા માણસે સાંજના ખાણા વિના આખી રાત વિપ્લવને માટે કામ કર્યા કર્યું છે. તેની આ તપશ્ચર્યામાંથી, તેની આ આદર્શ ભક્તિમાંથી, અહર્નિશ મૂક સંદેશ નીકળ્યા કરતો કે ' ઝારને ઉથલાવી નાખો, કામદારો અને કૃષિકારોને પોતાના ભાગ્યવિધાતા બનાવો.'

અને ટ્રોટસ્કી સમા થોડાક આદર્શના ફકીરોએ પ્રકટાવેલી શક્તિએ આજે રશિયામાંથી ઝારનું નામનિશાન પણ ભુંસી નાખ્યું છે, અને જગત આંખો ફાડીને જોઇ રહે એવું નૂતન રશિયા હસ્તીમાં આણી દીધું છે.

( તા. ૧૪-૭-૨૮ ના 'સૌરાષ્ટ્ર'માંથી )

## ૧૮૭—भारतनी ओ पवित्र देवीओ! जागृत थाव.

ભારતની માતાઓ! આજે તમારૂં માતૃત્વ કયા વેષમાં છે ? કયી વેદી ઉપર તમારા એ પવિત્ર માતૃત્વનું બલિદાન અપાઇ ચૂકયું છે ? તમે તો એ માતાઓ છો કે જેઓ પોતાના પુત્રોને દેશની રક્ષાને માટે સ્વહસ્તે કેસરિયા જામા સજાવીને રણક્ષેત્રમાં વિદાય આપતી હતી. તમે પુત્રોને વીર બનવાની, દેશને માટે સર્વસ્વ ન્યોછાવર કરવાની, માતૃભૂમિની સ્વાધીનતા મેળવતાં હસતે મુખડે બલિદાન દઇ દેવાની અને **'જાન જાય તો જાવે, પર પ્યારા ધર્મ ન જાવે'** એવા શિક્ષણની આપનારી છો. તમે તો "**शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि संसारमायापरिवर्जितोऽसि। संसारस्वप्नं त्यज मोहनिद्रां मदालसा वाक्यमुवाच पुत्रम्।**" ની મધુર વાણીથી પુત્રોનાં હાલરડાં ગાતી હતી; પરંતુ આજે તો તમે એજ પુત્રોને 'સૂઇ જા બેટા ! ... એ હાઉ આવ્યો' 'ત્યાં ના જતો, ત્યાં તો ભૂત છે' એવા એવા ઉપદેશ આપો છો. તમે તો તેમને જન્મે ત્યારથીજ કાયર, નિરૂત્સાહી અને ડરપોક બનાવી દો છો. આવી સ્થિતિમાં તેઓ દેશ અને જાતિની શું સેવા કરવાના ? તમે તો એ રાજપૂતકુલભૂષણ રાણી દુર્ગાવતી અને ઝાંસીની રાણી વીરાંગના લક્ષ્મીબાઇની જ્યોતિ છો, કે જે ઘોડેસ્વાર થઇને પોતાના દેશનું રક્ષણ કરતાં કરતાં વિધર્મીઓને તોબાહ પોકરાવી પોતે પણ વીરગતિને પ્રાપ્ત થતી હતી. તમે એ મૈત્રેયી, ગાર્ગી અને ઉભયભારતી છો કે જેમણે ભગવાન શંકરાચાર્ય જેવા સમર્થ વિદ્વાન સાથે શાસ્ત્રાર્થ કર્યો હતા. પરંતુ આજે તો તમે તદ્દન અશિક્ષિત છો, કક્કો ઘુંટતાંયે નથી આવડતું, ઘરેણાંનીજ ઉપાસના કરો છો. કોઇ પુરુષ સાથે શાસ્ત્રાર્થની વાત તો દૂર રહી, પણ તેને જોતાંજ તમે તો દોઢ હાથનો ઘુમટો તાણો છો. આપણા ભારતવર્ષમાં અનસૂયા, સાવિત્રી, ચિંતા, બેહુલા અને સીતાજી જેવી સતીઓ પોતાના મૃત-પતિઓને જીવન આપવા જેવાં અદ્દભુત કાર્યો કરતી હતી. તમે આજે કેવી છો ! છોકરાં થાય તે માટે ઢોંગી સાધુ બ્રાહ્મણોની સેવા કરો છો, બબલાને જરાક કંઇક થયું તો જંતરમંતરવાળાને કે ભુવાને શોધો છો અને બચુડો સાતેક વર્ષનો થાય તેટલામાં તો જોષીને પૂછવા માંડો છો કે "બચુડાનો વિવાહ ક્યાંસુધીમાં થશે ? મારા બચુડાને કેવી વહુ મળશે ?"

દુનિયામાં રામ, કૃષ્ણ, શિવાજી અને પ્રતાપ જેવા બેનમૂન આદર્શ ઉત્પન્ન કરનારી ઓ માતાઓ ! આજે તમે તમારા માતૃત્વનું-કૌશલ્યા અને યશોદાજીના એ પવિત્ર માતૃત્વનું-કેટલું ભયંકર અપમાન કરી રહી છો ? આજે તમને તમારાં બાળકોના આરોગ્ય અને શિક્ષણનું ભાન નથી; તેથી તો યોગ્ય પાલન-પોષણના અભાવે કેટલાંય બાળકો અસમયે મૃત્યુ પામે છે. તમારાજ સહવાસથી એક વખત ગૃહસ્થાશ્રમ કેવો સુખી હતો ! એ સુખી દાંપત્ય-જીવન આજે કયાં ચાલ્યું ગયું ? 'ભૂખે મરવું ભલે પડે, પણ મારે ઘરેણાં તો જોઇશુંજ. એક સીધું તો રોજ આપવુંજ પડશે.' આવા ભયંકર આદર્શોથી તો તમે ગૃહસ્થ-જીવનને દુઃખમય બનાવો છો. "બચુડાના લગ્નમાં આટલું તેટલું ખર્ચો તોજ અન્નજળ લઇશ" વગેરે બાબતોથી એ સુંદર ગૃહસ્થાશ્રમને લજવો છો. ઓ દેવીઓ ! ઉઠો, જાગૃત થાઓ અને ચેતો ! ત્યારેજ સમાજનોઉદ્ધાર થશે !! કેમકે તમે તો સમાજનું અર્ધું અંગ છો. તમે નહિ જાગો તો સમાજનું ઉત્થાન પણ નથી થવાનું.

તમે જાગો એનો અર્થ એવો નથી કે, તમે શોખીન 'લેડીઓ' બનીને મડમોનું અનુકરણ કરો, ગાર્ડન-પાર્ટીઓમાં ભાગ લઈ ખૂબ અમન-ચમન ઉડાવો, ખુરસીમાં બેઠે બેઠે નવલકથાઓ વાંચ્યા કરો અને પતિદેવને હુકમ આપો કે, બબલાનો ઝાડો-પિશાબ સાફ કરે. એવી એવી બાબતોથી તો **'દિન દિન દીસે નિપાત, હાય! નારીમંડળનો'** એના જેવુંજ થશે. ભારતની ઓ દેવીઓ ! ઉઠો, સીતા અને અનસૂયા જેવી દેવીઓ બનવાનો પ્રયત્ન કરો. તેમાંજ કલ્યાણ છે, ઉદય છે, દેશના ભાવિની નિર્મળ જ્યોતિ છે ! જાગો, જાગો ઓ દેવિઓ ! અને આ ભારતભૂમિ ઉપર રામ-કૃષ્ણ જેવાં સંતાનોને જન્માવો કે જેઓ સ્ત્રીજાતિનાં અપમાનોનો ભયંકર બદલો લે, અન્યાયીઓનું દમન કરે અને દેશમાં સ્વાધીનતારૂપી સૂર્યનો ઉદય કરવા સમર્થ થાય !

("હિંદૂપંચ"ના એક અંકમાંના શ્રી. ગુલાબચંદ ભાલાના લેખનો અનુવાદ)

# ૧૮૮--યુવકોં કે પ્રતિ

"પ્યારે નૌજવાનો ! અપની જરૂરતોં કો કમ કરો. અનેક છોટી-મોટી વિદેશી વસ્તુઓં કે ઉપયોગ સે દેશ મેં વિદેશી વ્યાપાર કી જડ ખૂબ જોર પકડ ચૂકી હૈ. ઇસી કારણ આજ હમારા દેશ ઇતના હીન ઔર નિર્ધન હૈ—દિન બ દિન હમારી નિર્ધનતા બઢ રહી હૈ.

શક્તિ ઔર સ્વાસ્થ્ય કો બઢાના અપના શારીરિક કર્તવ્ય સમઝો. આર્થિક કર્તવ્ય-પાલન કે લિયે સ્વદેશી વસ્ત્રોં કો પહનને કા સંકલ્પ કરો; ઔર હિંદુસ્થાન કે સ્વાતંત્ર્યયુદ્ધ મેં હાથ બંટા કર અપના આધ્યાત્મિક કર્તવ્ય પૂરા કરો.

અગર પરાક્રમી, યશસ્વી ઔર વીરતાપૂર્ણ જીવન બીતાના હી તુમ્હારી મહત્ત્વાકાંક્ષા હો, તો હિંદુસ્થાન કો સ્વાધીન કરને કે લિયે અપની સમસ્ત શક્તિયોં કો કેંદ્રિત કરના શીખો.

અપને હૃદયોં મેં નિરંતર સ્વતંત્ર ભારત કા ધ્યાન કરતે રહો ઔર અપની સબસે કિંમતી વસ્તુ ભી રાષ્ટ્રીય સ્વાધીનતા કે લિયે અર્પણ કર દો. ઐ ભારતમાતા કે સપૂત નૌજવાનો! પુરુષાર્થ કે સંપૂર્ણ વિકાસ કે લિયે, અપની બેદાગ બહાદુરી કે જૌહર કો બઢાને કે લિયે, ઇસસે અધિક સાફ રાસ્તા ઔર કોઇ નહીં હૈ"

"શ્રી. પ્રકાશમ" (શ્રાવણ-૧૯૮૫ ના "ત્યાગભૂમિ"માંથી)

# ૧૮૯—જાગૃત થા, ઓ હિંદુ જાતિ !

જે પ્રજાના ધર્મમાં સડો હોય, જે પ્રજાના ગુરુઓ વૈભવી, વિલાસી અને ખુલ્લા અત્યાચારી કે શિષ્યાગામી હોય, તે પ્રજાને ધર્મ નથી, શૌર્ય નથી, જગતની પ્રજામાં શ્રેષ્ઠ પંક્તિનું સ્થાન નથી, મોક્ષ નથી અને તેવી પ્રજાનો પ્રભુ પણ (સહાયક થતો) નથી.

અનાચાર પોષતી પ્રજાના વંશવારસોથી દેશનું કયું કલ્યાણ થવાનું હતું ? તેમજ ધર્મનું પણ શું લીલું થવાનું હતું ?

ભારતમાં ધર્મયુદ્ધ આરંભાયું હોય, રણસંગ્રામમાં વીર યોદ્ધાઓ તેમનું અતુલિત બળ અજમાવવા ભેળા થયા હોય, રણશિંગાં અને શંખનાદના ભયાનક અવાજોથી રણમયદાન ગાજી ઉઠયું હોય, ભયંકર વાજીંત્ર વાજી રહ્યાં હોય, લોહીની લાલ નદીઓના સમુદ્રનું દશ્ય ખડું થતું હોય, ઘાયલ સૈનિકોના મૃત દેહોના ઢગ રણક્ષેત્રમાં આમતેમ અથડાતા હોય, વિધર્મીઓના ધસારા આક્રમણ કરતા હોય તેવે સમયે એ ધર્મભીરુ, દંભી, પાખંડી, લાલચુ, ઢોંગી અને વિષયી ઈત્યાદિ દુર્ગુણોવાળા ગુરુ તેમજ તેમના નામર્દ સેવકો રણયુદ્ધમાં ઝઝુમી શકશે ખરા કે? જવાબમાં નકારજ આવશે. ધર્મ માટે લોહીનું છેલ્લું બિંદુ અર્પનાર પ્રજાના ઓ હિંદુ વારસ ! ઉઠ, જાગ અને રડી લે તારા ધર્મના દંભી આચાર્યોનાં પાપકર્મોપર ! સાવધાન થા એ ધર્માચાર્યોનાં ચાલતાં ધતીંગોને ખુલ્લાં પાડવા ! તૈયાર થા તારી વહુ, દીકરી યાને બહેન—માતાની ધર્મને નામે ઈજ્જત લૂંટનારા પાપી પોપોની પોલો ખોલવા ! અને જણાવી દે એ છળકપટથી લક્ષ્મી લૂંટનાર અત્યાચારીઓને કે, હવે નહિ ચાલે તમારી એ પોપલીલાઓ !

(તા. ૫-૧૧-૨૮ ના "હિંદુસમાજ"મા લેખકઃ-શ્રી. "ભ્રમિત જોશી")